परिषद-ग्रंथावलि : ग्रंथ पहेलो

# ઐતિહાસિક સંશોધન

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી




## ગુજરાતી સાહિત્ય પરિષદ

: પ્રાપ્તિસ્થાન :

ભારતીય વિદ્યા ભવન

અંધેરી : મુંબઇ.

# પરિષદ–ગ્રંથાવલી

## પ્રાસ્તાવિક

ગુજરાતી સાહિત્ય પરિષદે પરિષદ-ગ્રંથાવલી પ્રગટ કરવાની યોજના હાથ ધરી છે અને એ ગ્રંથાવલીના પહેલા ગ્રંથ તરીકે "ઐતિહાસિક સંશોધન" પ્રગટ થાય છે. આ ગ્રંથનો સર્વ ખર્ચ ગુજરાતી સાહિત્ય પરિષદના "પઢીઆર સ્મારક ફંડ"માંથી કરવામાં આવ્યો છે. આ પહેલાં "પઢીઆર સ્મારક ફંડ"માંથી જ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનું 'ગુજરાતનાં તીર્થસ્થાનો' નામનું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું હતું. એ પુસ્તક તેમ જ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીના બીજા ઐતિહાસિક સંશોધનાત્મક લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ આખું જીવન સંશોધનકાર્યમાં ગાળ્યું છે. અને એ પ્રવૃતિને અંગે એમણે લખેલા કિંમતી લેખોના સંગ્રહને આ રીતે ગ્રંથાકારે પ્રગટ કરી એમની વિદ્વત્તાનો લાભ ગુજરાતી વિદ્વાનોને અને સામાન્ય જનતાને માટે સુલભ કરી આપવાનું ઉત્તમ કાર્ય ગુજરાતી સાહિત્ય પરિષદે બજાવ્યું છે.

પરિષદ-ગ્રંથાવલીના હવે પછીના ગ્રંથો પણ તરતમાં પ્રગટ થશે.

ભારતીય વિદ્યા ભવને–જે સંસ્થા ગુજરાતી સાહિત્ય પરિષદનું ધ્યેય સિદ્ધ કરનાર અંગોમાંનું એક ચિરંજીવ અંગ છે તેણે—આ ગ્રંથાવલીનું પ્રકાશનકાર્ય ઉપાડી લઇ પરિષદને આભારી કરી છે. આ કાર્ય ત્વરાથી કરવા માટે તેને અભિનંદન ઘટે છે.

સપ્ટેમ્બર : ૧૯૪૧ કનૈયાલાલ મુનશી

# નિવેદન



ઇ. સ. ૧૯૪૦ના સપ્ટેમ્બર માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારીમંડળે નિર્ણય કર્યો કે પરિષદ–ગ્રંથાવલિ અને પરિષદના પ્રકાશનોનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યા ભવન મારફત કરાવવું. વસ્તુતઃ ભારતીય વિદ્યા ભવને જાતે પરિષદના આ કાર્યનો પોતાની પ્રવૃત્તિમાં સમાવેશ કરવાનું માગી લીધું હતું. તદનુસાર આ પ્રકાશન—શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો ઐતિહાસિક સંશોધનને લગતા લેખોનો સંગ્રહ 'ઐતિહાસિક સંશોધન', પરિષદ ગ્રંથાવલિનો પહેલો ગ્રંથ—અમે ગુજરાતની સાહિત્યરસિક તેમ જ ઇતિહાસ અને સંશોધન જેવા વિષયમાં રસ ધરાવતી પ્રજા સમક્ષ રજૂ કરીએ છીએ અને એના સંપાદન અને પ્રકાશનમાં નિમિત્ત બનવાનો અવકાશ આપવા માટે આ ગ્રન્થના લેખક તેમ જ પરિષદના અધિકારીમંડળનો આભાર માનીએ છીએ.

આ ગ્રંથ પ્રકટ કરવામાં જેઓએ સીધી કે આડકતરી, એક કે બીજા પ્રકારે, જે કંઇ સાહાય્ય કરી છે તે માટે તે સર્વનો અહીં અમે આભાર માનીએ છીએ.

**ભારતીય વિદ્યા ભવન**

# ગ્રંથકારનું નિવેદન

ઐતિહાસિક સંશોધનના વર્તુલમાં જે અંશતઃ પણ આવી શકે—પછી એનો વિષય રાજકીય, ધાર્મિક, ભૌગોલિક, વૈયક્તિક, વૈજ્ઞાનિક ગમે તે હોય—એવાં લખાણોને અહીં એકઠાં કર્યાં છે.

મેં "'ઋક્‌સંહિતા'ની પ્રથમ ઋચ્" એ નામનો પહેલો નિબંધ ઇ. સ. ૧૯૦૬ માં લખ્યો હતો. એ નિબંધ ઇ. સ. ૧૯૦૯ માં રાજકોટ ખાતે મળેલ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં વંચાયો હતો અને એ પરિષદના અહેવાલ અને 'નિબંધસંગ્રહ'માં છપાયો છે; પણ એ નિબંધને ઉપર કહેલા વર્તુલમાં ન આવે એમ ગણીને અહીં સંગ્રહ્યો નથી. પછી ઇ. સ. ૧૯૧૫ માં સુરત ખાતે મળેલ પાંચમી સાહિત્ય પરિષદમાં રજૂ કરેલ "ગુજરાતનું વૈદ્યક સાહિત્ય" એ નિબંધથી આરંભી ૧૯૪૦ સુધીનાં પચ્ચીશ વર્ષ દરમિયાન—પરિષદના 'અહેવાલ અને નિબંધસંગ્રહો'માં 'વીસમી સદી' 'ગુજરાત' 'પુરાતત્ત્વ' 'પ્રસ્થાન,' 'કૌમુદી' 'વસંત' 'બુદ્ધિ-પ્રકાશ' 'શારદા' "ફાર્બસ ગુજરાતી સભા–ત્રૈમાસિક" વગેરે ત્રૈમાસિક–માસિકોમાં છપાયેલા અને ઐતિહાસિક સંશોધનાત્મક કહી શકાય એવા લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ સિવાયના અવલોકનાત્મક તથા પ્રકીર્ણ લેખોને આ ગ્રંથમાં લીધા નથી.

આ ગ્રંથમાં લેખોને કાલાનુક્રમમાં નહીં પણ વિષયવાર વિભાગ પાડીને ગોઠવવાની પદ્ધતિ સ્વીકારી છે. દરેક લેખ મૂળ ક્યાં અને ક્યારે છપાયો હતો તે અંતમાં 'સમયનિર્દેશ'માં દર્શાવ્યું છે; વળી તે લેખો મોટે ભાગે જે પ્રમાણે પહેલી વાર

છપાયા હતા તેમ જ રાખ્યા છે, સિવાય કે કવચિત્ કોઈક લેખમાં થોડો સુધારો પણ કર્યો છે.

છેવટ, મારી સાહિત્યપ્રવૃત્તિમાં ઘણાં વર્ષોથી સમભાવપૂર્વક રસ લેનાર તથા તેને ઉત્તેજન આપનાર મારા મિત્ર શ્રી કનૈયાલાલ મુનશીનો મારા લેખસંગ્રહને આ રીતે ગ્રંથાકારે પ્રગટ કરવાની તેમણે કરેલી સૂચના તથા યોજના માટે ઉપકાર માનું છું.

વિલેપાર્લે
સપ્ટેમ્બર : ૧૯૪૧

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# ઐતિહાસિક સંશોધન

## અનુક્રમણિકા

## ખંડ પહેલો

### સંશોધનનું સ્વારસ્ય

( પૃ. ૧ થી ૪૦ )



## ખંડ બીજો

### વ્યક્તિવિષયક સંશોધન

[ પૃ. ૪૧ થી ૧૬૦ ]

## ખંડ ત્રીજો

### ધાર્મિક પ્રવાહ

(પૃ. ૧૬૧ થી ૨૪૮)



## ખંડ ચોથો

### દેશ, નગર અને જાતિ વિષયક સંશોધન

(પૃ. ૨૪૯ થી ૪૨૮)

## ખંડ પાંચમો

### સામાજિક અને પ્રકીર્ણ સંશોધન લેખો

( પૃ. ૪૨૯ થી ૫૪૦ )



## ખંડ છઠ્ઠો

### ગુજરાતનાં તીર્થસ્થાનો

( પૃ. ૫૪૧ થી ૭૦૮ )

# ઐતિહાસિક દૃષ્ટિ

**ઐતિહાસિક** દૃષ્ટિનો આ દેશમાં જૂના કાળમાં ઉદય જ નહોતો થયો. ગ્રીસ જેવા દેશમાં ઘણા જૂના કાળમાં ઐતિહાસિક દૃષ્ટિનો ઉદય થયો હતો એ પ્રસિદ્ધ છે; પણ આ દેશમાં તો બ્રિટિશ અમલ પછી જ ઐતિહાસિક દૃષ્ટિ – જો કે વિરલ પ્રમાણમાં પણ – ઉદય પામી છે. અને કદાચ આ અવસ્થાકારણથી આ છોડ હજી ઘણો કોમળ છે અને અનેક પ્રકારનાં જોખમોથી એનું રક્ષણ કરવાની જરૂર છે.

વેદકાળમાં ય આર્યો દીર્ઘસત્રમાં એકઠા બેસી વાર્તાઓ કહેતા હતા. યજ્ઞપ્રસંગ સિવાય પણ ઉનાળામાં ઝાડની છાયા નીચે બેસી કે આગલી રાતે તાપણાંની આસપાસ બેસી, એ કાળના લોકો વાર્તાઓ કહેતા–સાંભળતા હોવાનો સંભવ છે. આ કથાવાર્તાઓમાં બાલમાનસને અતિપ્રિય દેવદેવીઓની કથાઓ તથા પોતાના જ પૂર્વજોનાં પરાક્રમોની પરંપરાથી સાંભળેલી વાતો એ બે પ્રકારની વાતો મુખ્યત્વે હશે. ઋગ્વેદના મંત્રોરૂપ પ્રાચીનતમ વૈદિક સાહિત્યમાં આ બે ય પ્રકારની વાર્તાઓનાં સૂચનો મળે છે. અને શતપથાદિ બ્રાહ્મણોમાં આ બે ય પ્રકારનાં આખ્યાનો મળે છે. મહાભારત પુરાણમાં વૈદિક આખ્યાનોનો જે વિસ્તાર મળે છે તે વિસ્તૃત રૂપ જ વૈદિક કાળની લોકકથાઓમાં પ્રચલિત હશે, પણ બ્રાહ્મણ ગ્રન્થોમાં તેના સંક્ષેપો સંગ્રહાયા અને કાંઈક પાછળથી મહાભારત પુરાણમાં મૂળ વિસ્તૃત આખ્યાનો સંગ્રહાયાં એવો એક મત છે. જ્યારે બીજો મત પાછળના વિસ્તારો મહાભારતકાળના કવિઓની કલ્પનાનું ફળ છે એવો છે. આ બેમાંથી કયો મત સાચો? અથવા બેમાંથી એકેય સંપૂર્ણ સત્ય નહિ પણ બેયમાં સત્યાંશ ખરો? વગેરે ગહન પ્રશ્નને બાજુ ઉપર રાખી પૂર્વજોનાં પરાક્રમો વગેરે વાળી માનુષકથાઓનો ભારતકાળમાં મહાભારતમાં અને દેવકથાઓનો પુરાણમાં સમાવેશ કરવામાં આવ્યો, એટલી ઐતિહાસિક હકીકત નિઃસંદેહ માનવામાં વાંધો

નથી. ગૌણરૂપે પુરાણોમાં માનુષકથાઓ, રાજવંશો વગેરે વિષયો છે – વંશો અને વંશાનુચરિતો તો પુરાણનો ખાસ વિષય ગણાય છે, અને મહાભારતમાં દેવકથાઓ નથી મળતી એમ નથી – મહાભારતમાં તો પુરાણોમાંથી ઘણી બાબતોનો પાછળથી ઉમેરો કરવામાં આવ્યો છે, એ પ્રસિદ્ધ છે. પણ સામાન્ય રીતે તો મહાભારત અને પુરાણ વચ્ચેનું ભેદક લક્ષણ ઉપર કહ્યું છે. અને એ કારણથી જ પુરાણો નહિ પણ મહાભારત ઇતિહાસ ગણાય છે. ઇતિહાસપુરાણમાં ઇતિહાસ એટલે મહાભારત અને પુરાણ એટલે વાયુ, વિષ્ણુ, ભાગવત વગેરે પુરાણો.

ટૂંકામાં મારું વક્તવ્ય એ છે કે, इति ह आस એ રીતે ઇતિહાસ શબ્દની નિરુક્તિ કરવામાં આવે છે, પણ એ નિરુક્તિમાંથી પહેલાં બનેલી – પરંપરાથી સાંભળેલી જૂની વાતો – એટલો જ ઇતિહાસ શબ્દનો અર્થ નીકળે છે. ભારતકાળમાં એ શબ્દમાં એથી વધારે અર્થ નહોતો, એટલું તો મહાભારત જેવો ગ્રન્થ ઇતિહાસ ગણાય છે, એથી જ સિદ્ધ થાય છે. છતાં મહાભારતમાં શાન્તિપર્વમાં ઉદાહરણોરૂપે કહેવાયેલાં અનેક આખ્યાનોના આરંભમાં अत्रैवोदाहरन्तीमं इतिहासं पुरातनम् । એ રીતે શબ્દો મળે છે અને એમાં જૂની વાત – જૂની કથા એવો ચોખ્ખો અર્થ છે, એ જોવાથી બિલકુલ શંકા નહિ રહે. અને ભારતકાળમાં લોકકથાથી ઇતિહાસ જુદો ન પડ્યો, તે આપણા બ્રિટિશ અમલ પહેલાંના આજ સુધીના ઇતિહાસમાં ન પડ્યો.

ઇતિહાસ શબ્દના આ ઇતિહાસનિરૂપણમાં એક વાત કહેવાની રહે છે. આ દેશ ઉપર જે મુસ્લિમ હુમલાઓ મધ્યકાળમાં થયા તેમાં મુસ્લિમ વિદ્યાઓએ કરેલી અસર ભૂલવી ન જોઈએ. અને ગ્રીકો પાસેથી આરબો જે વિદ્યાઓ શીખ્યા હશે તેમાં ઇતિહાસનો પણ સમાવેશ થતો હતો. પરિણામે મુસ્લિમ વિદ્યાઓમાં ઇતિહાસને પણ સ્થાન હતું, એ જોઈને આ દેશના વિદ્વાનોમાં પણ એ પ્રકારના ગ્રન્થો રચવાની વાસના જાગી. આ વાસનાની પ્રેરણાથી રાજતરંગિણી જેવી વિરલ રચનાઓ થઈ છે ખરી, જો કે એનો લેખક પણ પોતે કવિ હોવાનો દાવો કરે છે ઇતિહાસકારનો નથી કરતો, એ હકીકત ધ્યાનાર્હ છે. વળી પાછળના ઐતિહાસિક પ્રબંધોની ઉત્પત્તિમાં એક જૂના બળે પણ કામ કર્યું છે. અને એ બળ એટલે જૂનામાં જૂનાં પુરાણોમાં દાખલ થયેલું રાજવંશોનું વર્ણન. આ વંશવર્ણનમાં અમુક રાજાએ આટલાં વર્ષ સુધી રાજ્ય કર્યું,

તેના અનુયાયીએ આટલાં વર્ષો સુધી રાજ્ય કર્યું અને અમુક વંશે કુલ આટલાં વર્ષ સુધી રાજ્ય કર્યું એ પ્રકારના આંકડા વાયુ આદિ પુરાણોમાં મળે છે અને મૌર્ય પહેલાંના સમય માટે આ પૌરાણિક રાજવંશવર્ણન આધુનિક ઇતિહાસકારોને ઘણી ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે. સદ્ગત પુરાણવિદ પાર્જિટરે આ દિશામાં પહેલ કર્યા પછી પુરાણોનો આ દૃષ્ટિથી પુષ્કળ અભ્યાસ થવા લાગ્યો છે. ક્વચિત્ નવા ઉત્સાહની અતિશયતાથી પુરાણો ગમે તેવાં પણ ઇતિહાસો નથી, પણ પુરાણો જ છે, એ ભૂલી જવાય છે કે શું એવો વહેમ પડે છે. બાકી ઇતિહાસરૂપ ન હોવા છતાં જે પ્રાચીન સમયનો ઇતિહાસ ઉકેલવા માટે બીજાં કોઈ સાધનો ઉપલબ્ધ નથી, તે માટે આ પુરાણો કીમતી સાધનો છે એ વાત સાચી. આ વંશાવળી સાચવવાની પુરાણી પ્રથામાં ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર જેવા ધર્મપ્રવર્તકોની યાદગીરી કાયમ રાખવા માટે તેમના સંવતો ચાલ્યા, અને તે તે ધર્મના આચાર્યોની અને ધર્મપ્રચારક રાજાઓની વંશાવળીઓ જાળવી રાખવાની વાસનાને પરિણામે, ચોક્કસ કાલગણના રાખવાની નવી વાસના ઉમેરાતાં, આ વંશાવળીઓની ઐતિહાસિક કીમત વધી. બૌદ્ધ દીપવંશ, મહાવંશ અને જૈન વંશાવળીઓ આ પ્રકારની કીમતી સામગ્રી પૂરી પાડે છે અને પૌરાણિક પરંપરા સાથે બૌદ્ધ તથા જૈન પરંપરાનો તુલનાત્મક અભ્યાસ ઐતિહાસક સત્ય ગ્રહણ કરવામાં ઘણી મદદ કરે છે. આ ઉપરાંત વિક્રમાદિ સંવતોના પ્રચારે તથા જ્યોતિષીઓની કાલગણના રાખવાની ઇંતેજારીએ પણ ઐતિહાસિક કાલગણનાનું ખોખું આધુનિક ઇતિહાસકારોને પૂરું પાડવામાં સારો ફાળો આપ્યો છે. પણ જૈન, બૌદ્ધ કે પૌરાણિક કોઈ પણ વંશાવળી તૈયાર કરનારા પંડિતોમાં ઐતિહાસિક દૃષ્ટિ નહોતી એ ભૂલવાનું નથી. એ પંડિતોએ ઐતિહાસિક વિચારથી આ વંશાવળી કે એ સાથેનાં વંશાનુચરિત – તે તે વંશના ધાર્મિકાદિ કારણથી મોટા ગણાતા રાજાનાં સંક્ષિપ્ત, અને વિસ્તૃત હોય ત્યારે મોટે ભાગે દંતકથાઓથી ભરેલાં ચરિતો – ની સંકલના નથી કરી; પણ ધાર્મિક, પૌરાણિક કે લોકરંજનાત્મક દૃષ્ટિથી કરેલી છે.

આ રીતે પૌરાણિક સામગ્રીમાં મુસ્લિમોના આગમન પછી કાંઈક મુસ્લિમ ઇતિહાસગ્રંથોના અવલોકનથી – જોકે આપણા પંડિતોએ નિકટથી મુસ્લિમગ્રંથોનું અવલોકન ભાગ્યે જ કર્યું છે – તો કાંઈક કથાસાહિત્યની પ્રાચીન પરંપરાના ફણગારૂપે ફૂટેલ પ્રબંધચિંતામણિના શબ્દોમાં નજીકના

સમયની કથાઓ કહેવાની વૃત્તિને પરિણામે, ઐતિહાસિક સાહિત્યને બીજા કરતાં ઠીક નિકટ ગણાય એવું પ્રબંધસાહિત્ય મધ્યકાળમાં ઉત્પન્ન થયું છે. પણ આ પ્રબંધકર્તાઓમાં પણ ઐતિહાસિક દૃષ્ટિ નહોતી એ ચોક્કસ છે. ધર્મપ્રચાર અને 'જનમનરંજન'ની દૃષ્ટિથી પ્રબંધચિંતામણિ આદિ ગ્રંથો રચાયા છે અને એ ગ્રંથકર્તાઓ એ વાત સ્પષ્ટ કહે પણ છે. મુસ્લિમકાળમાં મુસ્લિમ લેખકોએ, કે વિરલ અપવાદરૂપે એ જ ધોરણને અનુસરી કોઈક હિંદુએ પણ લખેલ અરબ્બી ફારસી તવારીખ ગ્રંથોને આ વિચારક્ષેત્રમાંથી બાદ રાખ્યા છે.

ટૂંકામાં બ્રિટિશ અમલ પહેલાં ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ એ અવિસ્મરણીય ઐતિહાસિક સત્ય છે. બ્રિટિશ અમલની શરૂઆતથી જ પરદેશી વિદ્વાનોની પ્રેરણાથી ઐતિહાસિક અન્વેષણ – વિચારાદિની આપણા વિદ્વાનોમાં પણ જાગૃતિ આવી અને પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી, ડૉ. રામકૃષ્ણ ભાંડારકર વગેરેમાં પ્રથમ શ્રેણીના પરદેશી પુરાવિદો અને પ્રાચ્યવિદ્યાવિદો પણ જેનો સ્પષ્ટ સ્વીકાર કરતા, એવી શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ ખીલી ખરી; પણ સામાન્ય રીતે તો હજી સાચી ઐતિહાસિક દૃષ્ટિ આપણે ત્યાં વિરલ જ છે. અને એ દૃષ્ટિના વિકાસને અનેક સ્થૂળ દૃષ્ટિને નડતા રોગો જેવા દોષો રોકી રહ્યા છે અને ઐતિહાસિક દૃષ્ટિની સ્વતંત્ર ખીલવણી થવા દેતા નથી.

અહીં આ અક્ષિરોગવિજ્ઞાનનું શાસ્ત્ર નિરૂપવાનો અવકાશ નથી; ફક્ત ઐતિહાસિક દૃષ્ટિનો અત્યંત રોધ કરતા, ઘણી વાર તો અંધતા ઉત્પન્ન કરતા, એક જ મહારોગની સૂચના કરવાનો વિચાર છે, કારણ કે હજી હમણાં જ ઊઘડવા માંડેલી દૃષ્ટિને એ પડળનો ઘણો ભય આપણે ત્યાં જોવામાં આવે છે. આ મહારોગ એટલે વિવિધ પ્રકારનું અભિમાન. પોતાની બુદ્ધિનું અતિઅભિમાન પણ ઐતિહાસિક સત્યના ગ્રહણમાં કાંઈક વિઘ્નરૂપ હોવા છતાં જે અભિમાન વધારે વિઘાતક નીવડે છે તે તો (૧) ધાર્મિક, (૨) દૈશિક કે પ્રજાકીય, (૩) જાતીય, અને આ દેશની ખાસ પરિસ્થિતિમાં (૪) જ્ઞાતીય અભિમાન છે.

વૈજ્ઞાનિક પેઠે ઐતિહાસિક અન્વેષક કે લેખકની દૃષ્ટિ પણ જો કોઈ પણ જાતના અભિમાન વગરની, રાગદ્વેષરહિત, મમત્વશૂન્ય, તટસ્થ અને સત્યનિષ્ઠ હોય, તો જ એને ઐતિહાસિક સત્યનું દર્શન થાય છે, જ્યારે અભિમાનાદિથી આવૃત્ત દૃષ્ટિને જે દર્શન થાય છે, તે

અસત્યનું, અર્ધ સત્યનું કે વિકૃત સત્યનું હોય છે. ધાર્મિક અભિમાનને પરિણામે અતિસૂક્ષ્મ વિગતોવાળા અને તલસ્પર્શી અભ્યાસ દર્શાવતા ધાર્મિક સાહિત્યના ઇતિહાસના ગ્રંથોમાં પણ તટસ્થ દૃષ્ટાને સત્યનું ઓછું-વધુ વિકૃતદર્શન જોવામાં આવે છે. બાકી સ્વધર્મપ્રતિ રાગ અને અન્યધર્મપ્રતિ દ્વેષ જ્યાં પ્રેરક હોય, ત્યાં તો ઇતિહાસ નામ જ યોગ્ય નથી. આપણે ત્યાં ધાર્મિક અભિમાનના નુકસાનનો અન્યત્ર ન જોવામાં આવતો એક ખાસ પ્રકાર પણ જોવામાં આવે છે અને તે દંતકથાનું ઐતિહાસિક મૂલ્ય આંકવાની બુદ્ધિને નિરોધતો દેખાય છે. ઉપર કહ્યું તેમ બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ત્રણેય પરંપરાની પ્રાચીન દંતકથાઓ મળે છે. એ દંતકથાઓની તુલના કરીને તથા જે કાંઈ શિલાલેખો પરદેશી પ્રવાસીઓનાં વૃત્તાન્તો વગેરે સ્વતંત્ર પ્રમાણો મળી આવે તેની કસોટી કરીને ઐતિહાસિક સત્યનું અન્વેષણ કરવાને બદલે, પોતાના ધાર્મિક સાહિત્યમાં ઉપલબ્ધ દંતકથાને ઇતિહાસરૂપ જ માનીને બાકીના પુરાવાઓને તદનુસાર વાળવાનો પ્રયાસ થાય છે.

જેમ જૂના કાળમાં આપણે ત્યાં ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ હતો તેમ સ્વદેશાભિમાનની વૃત્તિનો પણ અભાવ જ હતો. પણ બ્રિટીશ અમલ પછી સ્વદેશાભિમાન ઘણું જાગૃત થયું છે. અને એ અભિમાનનું પરિણામ ઐતિહાસિક ગ્રંથલેખનની પ્રવૃત્તિ ઉપર પણ જોવામાં આવે છે. અને આ સ્વદેશાભિમાનની અંધતા સુધરેલા દેશોમાં પણ પુષ્કળ જોવામાં આવે છે. જ્યારે આવી અંધતાનો પ્રયત્નપૂર્વક પ્રચાર કરવામાં આવે, ત્યારે તો સત્યને દૂર નાસી જવું પડે એ સ્વાભાવિક છે. વિજ્ઞાનયુગ ગણાતા આ યુગમાં વિજ્ઞાન પણ જ્યારે અંધતાના પ્રચારકાર્યનો ભોગ થવામાંથી બચ્યું નથી[1], ત્યારે ઇતિહાસનું શું ગજું ? આપણા દેશમાં તો હજી ઐતિહાસિક દૃષ્ટિનાં મૂળ બિલકુલ ઊંડાં નથી; એટલે સ્વદેશાભિમાનના જોરાવર પ્રવાહ સામે એ જરા ય

---

૧ ફિઝિક્સનું નોબેલ પ્રાઇઝ મેળવેલા જર્મનીના પ્રોફેસર ફિલિપ લેનાર્ડ અને જોનિઝ સ્ટાર્ક નામના વૈજ્ઞાનિકોએ આઇન્સ્ટાઇનનું ખંડન કરતાં એ જ્યૂનું ખોટું પદાર્થવિજ્ઞાન છે, જ્યારે સાચું અથવા નાઝી પદાર્થવિજ્ઞાન (physics) છે એવી દલીલ કરી હોવાનું છાપામાં વાંચ્યું છે. (મોડર્ન રીવ્યુ મે, ૧૯૩૬ પૃ. ૫૬૯ ). આ ઉપર કહેલી અંધતા જાતીય દ્વેષનો ઉગ્ર નમૂનો છે.

ટકી શકે એવો સંભવ નથી. 'ભારતીય' 'ભારતીય'ની બૂમ નીચે ઐતિહાસિક દૃષ્ટિ દબાઈ જવાની બીક મને તો લાગે છે.

આર્ય અનાર્યાદિ જાતીય અભિમાનનો વિદ્યાવિષયમાં વિશેષ પ્રવેશ અત્યારે દેખાતો નથી; બ્રાહ્મણ અબ્રાહ્મણના વિરોધનું ઝેર રાજકીય વિષયમાં અનેક પ્રાંતોમાં ફેલાઈ રહ્યું છે, પણ વિદ્યાવિષયથી હજી એ દૂર છે. પણ મૂળ વર્ણાભિમાનમાંથી આ દેશમાં જન્મેલું જ્ઞાતીય અભિમાન આ યુગમાં આચારવિષયમાં લગભગ છૂટી ગયા છતાં વિચારવિષયમાં વળગી રહ્યું છે અને અનેક ઐતિહાસિક પ્રશ્નોના ઉકેલમાં નડે છે. ગુહિલવંશ સંબંધી લાંબી ચર્ચાએ ખાધેલા પલટા આ બાબતમાં સચોટ ઉદાહરણ છે.

આપણે ત્યાં આ ધાર્મિકાદિ સ્વાભાવિક અભિમાનો ઉપરાંત ચાલી આવતી દંતકથાનું પણ એક પ્રકારનું મમત્વ બંધાય છે. દંતકથા એ જ ઇતિહાસ એ પ્રાચીન માન્યતાના સંસ્કારો સામાન્ય જનતાનાં ચિત્તને અતિ દ્રઢતાથી વળગી રહ્યા છે. દંતકથા અને ઇતિહાસ વચ્ચેનો ભેદ સમજવા જેટલી કેળવણીથી વાંચનાર વર્ગનો મોટો ભાગ વંચિત છે. અને ઐતિહાસિક વેશ ધારણ કરવાથી એટલે ઐતિહાસિક ગ્રંથના ધોરણને અનુસરી લખવાથી, કોઈ પણ ગ્રંથ ઇતિહાસ નથી બનતો, માત્ર ઇતિહાસચ્છલ બને છે, એ સત્ય પણ આપણે ત્યાં હજી વિરલ-વિજ્ઞાત છે. પરિણામે શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ વગરનું ઇતિહાસનામધારી સાહિત્ય ઘણું ઉત્પન્ન થાય છે. આ પરિસ્થિતિમાં વિવેચકોની ફરજ બીજાં બાહ્યાંગ તરફ ગૌણદૃષ્ટિ રાખીને ઐતિહાસિક દૃષ્ટિના સદ્ભાવથી ઐતિહાસિક પુસ્તકની કિંમત આંકવાના વિચારો પોષવાની છે.

★

# ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય

## : ઇતિહાસ વિભાગના અધ્યક્ષ્યનું ભાષણ :

### : તેરમું ગુજરાતી સાહિત્ય સંમેલનઃ કરાંચી :

આ તેરમા ગુજરાતી સાહિત્યસંમેલનના ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના પ્રમુખસ્થાને મારા જેવા, એ વિદ્યાના વિદ્વત્પદને હજી ઘણે દૂર જોનાર સાધારણ અભ્યાસીને બોલાવીને સ્વાગતસભાએ ઔચિત્યનો દ્રોહ કર્યો છે કે નહિ એ જોવાનું કામ મારું નથી. મારા જેવા આ વિદ્યાના ભક્તજનને તો આ સારસ્વત તીર્થનો લાભ લેવાનો પ્રસંગ આપવા માટે સ્વાગત – સભાનો ઉપકાર જ માનવાનો હોય અને આપ સર્વ યાત્રાળુઓ સમક્ષ અંતઃકરણથી ઉપકાર માનું છું. વડોદરાની સાતમી ઑરિએન્ટલ કૉન્ફરન્સના સભાપતિ દિગંતવિખ્યાત ભારતીય પુરાવિદ સ્વ. જયસ્વાલે આવી સભાઓને ‘ગુરુતીર્થ’ કહેલ છે. એક કરતાં વધારે અર્થમાં આ સાહિત્યસંમેલનને એ પદ લાગુ પડે છે. પણ સાહિત્યસંમેલન એકલું જ તીર્થ છે એમ નથી. મોહેન્જોડેરોની શોધ પછી તો ઇતિહાસ અને પુરાવિદ્યાના અભ્યાસીઓ માટે આ સિંધ પ્રદેશ જ તીર્થસ્થાન બની ગયો છે.

મતલબ કે મને તો તીર્થવંદનનો લાભ જ મળ્યો છે, પણ તીર્થદેવતાને મારી સેવાથી સંતોષ થશે કે કેમ એ વિષે મને ઘણી શંકા છે. છાપામાં વાંચેલું સાચું હોય તો આ વિભાગના પ્રમુખ તરીકે પહેલાં મારા મિત્ર શ્રી. રત્નમણિરાવ ભીમરાવની વરણી થઈ હતી, પણ તેઓએ નાદુરસ્ત તબિયતના કારણે ના પાડી એટલે મારા ઉપર કળશ ઢળ્યો. શ્રી. રત્નમણિરાવે આ સ્થાનને મારા કરતાં વધારે સારી રીતે દીપાવ્યું હોત એમ હું માનું છું. મને પોતાને

તો એથી લાભ જ થાત. પણ મારી વિટંબણાઓ એટલેથી પૂરી થતી નથી. ઇતિહાસ અને પુરાતત્ત્વના પ્રમુખપદને માંદગી સાથે આ વર્ષે કાંઇક યોગ હોય તેમ સ્વાગતસમિતિની બીજી પસંદગી ય એક માંદા માણસ ઉપર ઊતરી. ડિસેમ્બરની ૯મી તારીખે મને સ્વાગત સભાનો તાર મળ્યો ત્યારે હું ભારે માંદગીમાંથી તાજો ઊઠયો હતો. શરીરમાં અને મનમાં પણ શક્તિ થોડી હતી અને સંમેલન આડા દિવસો તો કાંઈ હતા જ નહિ. પણ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति એ શ્રીકૃષ્ણના વચન અનુસાર ભક્તિથી અર્પેલી ગમે તેટલી અલ્પ સામગ્રી પણ દેવતાને ગ્રાહ્ય છે, એ વિચારથી નમ્રભાવે સ્વાગત સભાને હા લખી.

અને હવે મને આ સ્થાને નિભાવી લેવા માટે પૂરતાં કારણો આપ સૌને મેં આપ્યાં છે એમ ધારું છું.

ઇતિહાસ અને પુરાતત્ત્વની ઊંડી ને ઊંડી ઊતરતી જતી ગુહાના ગુજરાતમાં જે થોડા પ્રવાસીઓ છે તેમાંથી એક શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા ગયે વર્ષે ઓછા થયા છે. એ વૃદ્ધ તીર્થરૂપ ઇતિહાસોપાસકને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરું છું.

## સાહિત્યસંમેલનની મર્યાદા

આપણું આ સંમેલન સાહિત્યસંમેલન છે અને સાહિત્યનો વિશાળ વાઙ્મય અર્થ કરીને આપણે ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, વગેરે વિષયોની વિદ્યાઓને પણ આ સંમેલનની ચર્ચાઓમાં સ્થાન આપીએ છીએ. છતાં આ કેવળ પ્રાચ્યવિદ્યાવિદો કે પુરાવિદોનું સંમેલન નથી, એટલે ઇતિહાસનો વિચાર કરતાં કેવળ સંશોધનનો વિચાર કરવો યોગ્ય નથી. ઇતિહાસવિષયક રસ ગુજરાતી પ્રજામાં કેળવાય અને ઐતિહાસિક જ્ઞાનનો પ્રજામાં પ્રચાર થાય, એ જાતના પ્રયત્નો પણ આપણા દૃષ્ટિક્ષેત્રમાં જરૂર આવે છે. આવાં સંમેલનોમાં આ વિષયોને સ્થાન આપી આપણે મુખ્યત્વે તો એ જ કરીએ છીએ. અલબત્ત નિબંધોદ્વારા આવી વિદ્યાઓના અભ્યાસને થોડું ઉત્તેજન મળે ખરું; બાકી સંશોધનને પ્રેરણા આપવાની શક્તિ આ સંમેલન કે આપણી પરિષદમાં નથી. હા, પહેલાં કરેલાં સંશોધનને પ્રગટ કરવાનો પ્રસંગ આ સંમેલન આપી શકે ખરું.

## ઐતિહાસિક જ્ઞાનના પ્રચારની પ્રવૃત્તિ

અને ઉપર કહેલ જ્ઞાનપ્રચારની દ્રષ્ટિથી જોતાં આપણી બે જૂની અને સદ્ધર સંસ્થાઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા બેયનું કાર્ય પ્રશંસાપાત્ર છે. અને એ બે ય સંસ્થાઓની સ્થાપના સાથે એક ઉદાર હૃદયવાળા ઇતિહાસપ્રેમી અંગ્રેજ સર અલેકઝાન્ડર કિન્લોકફાર્બસ સાહેબનું નામ યાદ આવે છે. ગુજરાતના ઇતિહાસને પ્રકાશમાં લાવવા ફાર્બસ સાહેબે એ વખતની સ્થિતિમાં ભારે પ્રયાસ કરીને 'રાસમાળા' નામનો જે ગ્રંથ લખ્યો છે, તે ભલે નિર્ભેળ ઇતિહાસ ન હોય પણ હજી ગુજરાતના ઇતિહાસસંશોધકને જોવો પડે એવો અને દંતકથાઓના સંગ્રહ તરીકે ઘણો કીમતી ગ્રંથ છે. 'રાસમાળા' માટે રાસાઓ સંગ્રહવાના કામમાં ફાર્બસ સાહેબના સહાયક કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈથી જ ગુજરાતમાં ઐતિહાસિક જ્ઞાનના પ્રચારનો આધુનિક પ્રયાસ શરૂ થાય છે. 'ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો' નામથી એમનું લખાણ હમણાં જ શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ પ્રસિદ્ધ કર્યું છે. એમના નાના સમકાલીન કવિ નર્મદે 'રાજ્યરંગ' ભા. ૨માં "જગતનો ઇતિહાસ" અને "ગુજરાત સર્વસંગ્રહ" તથા "કાઠિયાવાડ સર્વસંગ્રહ" લખીને આ દિશામાં ઘણી ઊંચી જાતનો પ્રયાસ કર્યો છે. એ જમાનાના ત્રીજા ગુજરાતી સાહિત્યકાર–વિવેચક નવલરામે પણ 'અંગ્રેજ લોકોનો ઇતિહાસ' લખ્યો છે.

## અનુવાદો

સારા ઐતિહાસિક ગ્રંથોના અનુવાદોદ્વારા ઐતિહાસિક જ્ઞાનનો પ્રચારયુગ ઉપર કહ્યું તેમ સો વર્ષ પહેલાં જન્મેલા નવલરામ અને 'રાસમાળા'નો ગુજરાતી અનુવાદ કરનાર રણછોડભાઈ ઉદયરામથી શરૂ થાય છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ શિષ્ટ ગ્રંથોના વીણી વીણીને કરાવેલા અનુવાદો મારફત આ દિશામાં ભારે ફાળો આપ્યો છે. અલબત્ત વડોદરાના ભાષાન્તરખાતા તરફથી બહાર પડેલાં પુસ્તકોની યે સંખ્યા નાની નથી. તથા પરિષદ ભંડોળ કમિટીએ પણ કેટલાંક પુસ્તકો પ્રગટ કર્યાં છે. ગુણવત્તાની તુલનામાં ઊતરવાની ઇચ્છા નથી, છતાં છેલ્લાં થોડાં વર્ષોમાં ગુ. વ. સો. તરફથી પ્રકાશિત થયેલા અનુવાદો અનુવાદકને અને પ્રકાશકસંસ્થાને માન અપાવે એવા છે એટલું કહેવું જોઈએ.

## કેળવણીખાતું અને ઐતિહાસિક જ્ઞાનપ્રચાર

સરકારી કેળવણીખાતાંને અંગે પણ શાળાઓ ચલાવવા માટે અથવા શિક્ષકોના ઉપયોગ માટે અનુવાદાત્મક તથા ટૂંકા સારસંગ્રહ ગ્રંથો લખવાની શરૂઆત ઘણી વહેલી થઈ છે. ગુજરાતના કેળવણી ખાતાના પિતા મરહૂમ રા. રા. રણછોડદાસ ગિરધરભાઈ – જેમનો જન્મ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના જન્મ અગાઉ ૧૭ વર્ષે ઈ. સ. ૧૮૦૩ માં થયેલો તેઓએ – ' હિંદુસ્તાનનો ઈતિહાસ ' લખ્યો છે. કવિ નર્મદે ગુજરાતી ગદ્યને અર્વાચીન રૂપ આપ્યું તે પહેલાંના ગુજરાતી ગદ્યના નમૂનાઓ જેમ સ્વામીનારાયણનાં વચનામૃતોમાં તથા તેઓના શિષ્યો સાથેના પત્રવ્યવહારમાં જોવા મળે છે; તેમ આ રણછોડદાસભાઈનાં પુસ્તકોમાં પણ જોવા મળે છે. રણછોડદાસભાઈના પુત્ર અને દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પિતા રા. બ. મોહનલાલભાઈ રણછોડદાસ ઝવેરી, જેઓ ઉમ્મરમાં કવિ નર્મદથી પાંચ વર્ષે મોટા હતા; તેઓએ પણ ' ઇંગ્લાંડનો સંક્ષિપ્ત ઇતિહાસ ' લખેલો છે. આ રીતે ગુજરાતમાં સો વર્ષ પહેલાંની પેઢીથી ચાલુ થયેલો અનુવાદો દ્વારા ઐતિહાસિક જ્ઞાનના પ્રચારનો પ્રવાહ આજ સુધી ચાલે છે. એટલું જ નહિ પણ ધીમે ધીમે એ પ્રવાહ વિશાળ થતો ગયો છે; એટલે કેવળ જથ્થાની દૃષ્ટિએ જોવામાં આવે, તો ગુજરાતની વસ્તીનું તથા કેળવણીનું પ્રમાણ જોતાં જે કાર્ય થયું છે તે કદાચ ઓછું ન ગણાય.[1]

પણ ગુણની દૃષ્ટિથી આ અનુવાદોનું મૂલ્ય જોવામાં આવે, તો આ પુસ્તકોનો મોટો ભાગ કચરો છે. જૂના વખતમાં થયેલા અનુવાદો તો કેવળ કાળનો બાધ લાગીને નકામા થઈ ગયા છે, અને એમાં અનુવાદકર્તાને કદાચ દોષ ન આપી શકાય. પણ વર્તમાનમાં પ્રગટ થયેલા અનુવાદોના મોટા ભાગને પણ કચરો કહી શકાય એવી સ્થિતિ છે, એમ કહેતાં

---

૧ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી પ્રગટ થયેલ ' ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ'ના બે ભાગ, 'ગ્રંથ અને ગ્રંથકાર'માં પ્રસિદ્ધ થતી વાર્ષિક નામાવલિ તથા સરકારી ત્રૈમાસિક રિપોર્ટો ઉપરથી ઇતિહાસનાં પુસ્તકોની કુલ સંખ્યા કાઢી શકાય; પણ એનું કાંઈ ફળ મને દેખાતું નથી. છેલ્લાં ચાર વર્ષોમાં પ્રસિદ્ધ થયેલા કુલ ૧૦૩૦ ગ્રંથોમાં ઇતિહાસસંશોધનના ફક્ત ૪૫ ગ્રંથો છે. આ આંકડા ' અમદાવાદ સાહિત્ય સભા ' માટે પ્રો. ડોલરરાય રં. માંકડે કરેલી ૧૯૩૬ નાં ગુજરાતી વાઙ્મયની સમીક્ષામાં આપ્યા છે.

દુઃખ થાય છે. કાં તો અનુવાદ માટે પસંદ કરવામાં આવેલું મૂળ પુસ્તક જ નિર્માલ્ય હોય તેથી અને આપણા પ્રખ્યાત વિદ્વાનોને હાથે પણ નિર્માલ્ય પુસ્તકોના અનુવાદો થયા છે એ ઓછું શોચનીય નથી; અથવા જે ભાષામાં મૂળ પુસ્તક લખાયું હોય તેનું સારું જ્ઞાન ન હોવા છતાં ભાષાન્તર કરવાની ધૃષ્ટતા કરવાથી, અથવા ગુજરાતી ભાષા અને સરસ શૈલી ઉપર હાથ ન બેઠો હોય તેથી અથવા કેવળ બેદરકારીને લીધે અથવા સંસ્થા પાસેથી પોતાની ડિગ્રી કે નામને જોરે કામ મેળવ્યા પછી ભાડૂતી કામ કરાવ્યું હોય તેને પરિણામે પણ અનુવાદોનો મોટો ભાગ કચરો છે એમ બેશક કહી શકાય એવી સ્થિતિ છે. કોઈ જુવાન ઇતિહાસરસિક અભ્યાસીને સમય હોય તો આજ સુધી પ્રગટ થયેલા અનુવાદોમાંથી કેટલા ઉપેક્ષાયોગ્ય કચરો છે અને કેટલા એ ઢગલામાંથી તારવી ફરી ફરી પ્રગટ કરવાયોગ્ય કીમતી સાહિત્ય છે, એનું ચાળણ કરી એની યાદી ગુજરાત આગળ મૂકવી એ એક આવશ્યક સેવા છે. ઉપરનું કોઈને ભારે પડતું લાગે એવું વિધાન કર્યું છે, એ કેવળ રાજકીય ઇતિહાસના અનુવાદોને લક્ષમાં રાખીને નહિ, પણ ઇતિહાસની આધુનિક ભાવનાને અનુસરી સાહિત્ય, વિજ્ઞાન વગેરે વિષયોનાં ઐતિહાસિક પુસ્તકોના અનુવાદોને ધ્યાનમાં રાખીને કર્યું છે અને જૂના અનુવાદોના ચાળણની આવશ્યકતા સ્વીકારી છે, એ કેટલાક ખરેખર સારા અનુવાદો યાદ હોવાથી.

### સારા ગ્રન્થોના અનુવાદોની આવશ્યકતા

વળી સ્વતંત્ર ગ્રંથો ગમે તેટલા ઊંચી કોટિના લખવાની શક્તિ આપણામાં આવે તો પણ વિજ્ઞાન અને ઇતિહાસ જેવા વિષયોમાં અનુવાદોની આવશ્યકતા તો હમેશાં રહેશે જ એમ હું ચોક્કસ માનું છું. અંગ્રેજી આદિ જે ભાષાઓ ગુજરાતી કરતાં ઘણી વધારે ખેડાયેલી છે તેને પણ બીજી ભાષાઓમાંથી અસાધારણ મૂલ્યવાળા ગ્રંથોના અનુવાદો વગર ચાલતું નથી. ત્યારે આપણી ગુજરાતી ભાષા જેમાં હજી ગુજરાતના રાજકીય સાર્વકાલિક ઇતિહાસનું ઠેકાણું નથી અને સાંસ્કૃતિક ઇતિહાસને લગતા વિષયોમાં તો હજી સંશોધનનું મંગલાચરણ થયું છે; તેમાં પડોશી પ્રાન્તોના રાજકીય, સાહિત્યવિષયક, ધાર્મિક, આર્થિક વગેરે વિષયોના શિષ્ટ ઇતિહાસોના સારા અનુવાદો વગર શી રીતે ચાલવાનું હતું ? અને દુનિયાનાં બીજાં રાષ્ટ્રોના ઇતિહાસો આપણે ગુજરાતીઓ ગુજરાતીમાં

સ્વતંત્ર રીતે લખીએ એ દિન તો દૂર છે. પણ આપણું લક્ષ્યસ્થાન તો એ જ હોય. અને જે ગુજરાતના પુત્રોએ પૃથ્વીના ખૂણેખૂણામાં વ્યાપારી ગતિ કરી છે, તે ગુજરાતના પુત્રોની ગતિ સંસ્કાર વિષયમાં સદાકાળ કુંઠિત રહેશે એવું માનવાને કારણ નથી.

### પ્રગતિની આશા

પ્રાચીન ભારતના જે ઋષિઓએ વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ જેવા મહાકવિઓ અને યાજ્ઞવલ્કય, શંકરાચાર્ય જેવા દાર્શનિકો ઉત્પન્ન કરીને ભારતીય વિદ્યાકળાઓને વિશ્વમાં સ્થાન અપાવ્યું તે ઋષિઓનું લોહી ભલે બીજા લોહી સાથે ભળેલું હોય, પણ ગુજરાતીઓમાં વહે છે અને આ જમાનામાં યે ભારત નિર્વીર્ય નથી થયો. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્‌ને ઑક્સફર્ડ યુનિવર્સિટીએ પૂર્વના ધર્મો અને નીતિના અધ્યાપક તરીકે રાખ્યા છે. સદ્ગત બોઝ, પી. સી. રૉય અને સર વ્યંકટ રમણે વિજ્ઞાનમાં જગતભરમાં નામ કાઢયું છે અને ગુજરાત જેના જન્મથી ગૌરવ લે છે, તે મહાત્મા ગાંધીજી, ભગવાન્ ખ્રિસ્ત અને બુદ્ધ સાથે તુલના કરવા યોગ્ય વિશ્વવંદ્ય વિભૂતિ ગણાય છે. પ્રસ્તુત વિષયમાં ફ્રાન્સના સર્વાગ્રણી પ્રાચ્યવિદ્યાવિદ સદ્ગત સીલ્વાં લેવીએ ૧૯૩૩ માં વડોદરાની ઓરિએન્ટલ કૉંગ્રેસનાં પ્રમુખ સ્વ. કાશીપ્રસાદ જયસ્વાલને પત્રમાં જે શબ્દો લખેલા તે પ્રમાણભૂત શબ્દો મૂળમાં ઉતારીને જ સંતોષ માનીશ. Indian scholarship in India has made wonderful progress in the meanwhile, and the many periodicals now published by Indian Savants in India, can almost all of them, compete with the best scientific journals published in the West.

(સાતમી ઓરિએન્ટલ કૉન્ફરન્સનો રિપોર્ટ.)

મતલબ કે, છેલ્લાં પંદર વર્ષ દરમિયાન ભારતીય વિદ્વાનોને હાથે સાચી વૈજ્ઞાનિક કીમતવાળું સર્વદેશી ઐતિહાસિક સંશોધનનું ઘણું કામ થયું છે. આ સંશોધનકાર્યમાં ગુજરાતે લીધેલો ભાગ બંગાળ, મહારાષ્ટ્ર કે હિંદી ભાષાભાષી પ્રદેશ સાથે સરખાવતાં જથ્થામાં અને મૂલ્યમાં સંતોષજનક નથી, એટલું સ્વીકાર્યા વગર છૂટકો નથી. છતાં ઐતિહાસિક સંશોધન ગુજરાતમાં નથી થતું એમ નથી.

### ઐતિહાસિક રસની કેળવણી

આજથી સો વર્ષ પહેલાં જન્મેલા મહીપતરામ રૂપરામ નીલકંઠનો 'વનરાજ ચાવડો' અને નંદશંકરનો 'કરણઘેલો' એ વાર્તાઓથી ઐતિહાસિક વાર્તાઓમાં લોકોનો રસ કેળવવાની જે શરૂઆત થઈ છે તે, છેલ્લી લખાયેલી 'જય સોમનાથ' અને 'રાજહત્યા 'નામની વાર્તાઓ સુધી ચાલે છે. અલબત્ત ઐતિહાસિક વાર્તાઓ, નાટકો વગેરે સાહિત્ય-પ્રકારમાં આપણા પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીનો હિસ્સો પ્રમાણમાં અને તેથી પણ વિશેષ મૂલ્યમાં પ્રથમ પદે આવે એટલો મોટો છે. આ ઐતિહાસિક વાર્તાઓ લખવાના કાર્યને અંગે કેટલાક લેખકોને હાથે થોડુંઘણું સંશોધન-કાર્ય થયું હોવાનો સંભવ છે; પણ એની નોંધ મળે નહિ એટલે એટલી કીર્તિહાનિ એ લેખકોને જરૂર થાય છે. પણ ઐતિહાસિક સંશોધન કરતાં સર્જક તરીકે વધારે સ્થાયી કીર્તિના પાત્ર લેખકો એ હાનિનો ખેદ નહિ કરે. અને શ્રી. મુનશી જેવા તો સર્જક સાહિત્યકાર હોવા સાથે કેટલેક અંશે સંશોધક વિદ્વાન પણ છે.

### ગુજરાતમાં થયેલું ઐતિહાસિક સંશોધન

ઉપર પ્રમાણે ગુપ્ત કે ગૌણ સંશોધનનું સૂચન કરી ઐતિહાસિક જ્ઞાનની વૃદ્ધિના મુખ્ય ઉદ્દેશથી થયેલા સાચા સંશોધનનું ગુજરાત પૂરતું સંક્ષિપ્ત-માત્ર પ્રકારસૂચક અને સમયના અભાવે કદાચ તે પણ અપૂર્ણ ઝડપી દિગ્દર્શન કરવાનો પ્રયત્ન હવે કરું છું.

### સમર્થ ઇતિહાસસંશોધક પં૦ ભગવાનલાલ ઈન્દ્રજી

અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ (એ વખતે આજે જેને સંમેલન કહેવામાં આવે છે તેને આપણે પરિષદ કહેતા હતા.)ના પહેલીવાર પાડવામાં આવેલા ઇતિહાસ-વિભાગના અધ્યક્ષપદેથી 'ઇતિહાસદિગ્દર્શન' નામથી આપેલા વ્યાખ્યાનમાં અ. બલવંતરાય ક. ઠાકોરે પં. ભગવાનલાલ ઈન્દ્રજી વિષે સાચું જ કહેલું છે કે, "આખી દુનિયાના શ્રેષ્ઠ ઇતિહાસશોધકની વીણીવીણીને કરેલી હારમાં પણ દીપી ઊઠે એવું નરરત્ન પં. ભગવાનલાલ ઈન્દ્રજી હતા." પં. ભગવાનલાલ ઈન્દ્રજીને એ 'ઇતિહાસદિગ્દર્શન'માં જે અર્ઘ્ય આપવામાં આવ્યો છે તેમાં મારે કશું ઉમેરવાનું નથી. વળી પંડિતજીની જન્મ-શતાબ્દી વિ. સંવત ૧૯૯૬ માં આવે છે. એ પ્રસંગ યોગ્ય રીતે ઊજવવાનો ગુજરાત રીસર્ચ સોસાયટી વિચાર કરે છે. આપણી

પરિષદ, ગુ. વ. સો; ફા. સ. વગેરે સંસ્થાઓ એને સહકાર આપીને કે સ્વતંત્ર રીતે એમની શતાબ્દી ઊજવે એ ગુજરાતના ઈતિહાસ-પ્રેમને શોભાસ્પદ છે. જો કે ડૉ. બુલ્હર, જેમ્સ કેમ્પબેલ, પ્રો. કર્ન, ડૉ. ભાંડારકર, વગેરે એમના સમયના અનેક અત્રત્ય તથા પાશ્ચાત્ય પુરાવિદોના મિત્ર અને કોઈકોઈ બાબતમાં ગુરૂ પણ એવા આ દેશની પુરાવિદ્યાના પ્રતિભાશાળી પંડિતને જન્મ આપવા માટે ગુજરાત જરૂર ગર્વ લઈ શકે, પણ એવા મહાસમર્થ વિદ્વાનનો લાભ ગુજરાતને ઘણો ઓછો મળ્યો, એ ઘણું દિલગીર થવા જેવું છે. શ્રી. રતિરામ દુર્ગારામ, શ્રી. વલ્લભજી હરિદત્ત આચાર્ય અને શ્રી. ગિરિજાશંકર શામળજી ભટ્ટ એ ત્રણ ગુજરાતીઓ તો ખાસ આ વિષયમાં એમના શિષ્ય હોવા છતાં, ગુજરાતમાં એમનાથી એ વિદ્યાનો સંપ્રદાય ચાલ્યો નહિ. આનું એક કારણ પંડિતજીનું ટૂંકું આયુષ્ય; એમના સમકાલીન ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરના દીર્ઘાયુષ્ય સાથે સરખાવતાં તો એ હકીકત ઘણી પરિણામકારક લાગે છે. છતાં ઇતિહાસદિગ્દર્શનકાર કહે છે તેમ વધારે મહત્ત્વનું કારણ તો અર્ધી સદી પહેલાં પંડિતજીનો પરલોકવાસ થયો ત્યાં સુધી "આપણો પ્રાન્ત આવી વિદ્યાઓમાં એટલો તો પછાત હતો," કે શોધખોળનો સંપ્રદાય વગેરે મોટાં ફળો ઉત્પન્ન થવાનો તે કાળે સંભવ જ ન હતો. અને હજી આપણે કયો મોટો વિજય સાધ્યો છે ?

### ઇતિહાસ સંશોધન માટે આવશ્યક કેંદ્રનો અભાવ

પૂનામાં ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ જેવી સંસ્થા ઊભી થવામાં ગુજરાતે પૈસાનો ફાળો આપ્યો છે એટલુંજ નહિ પણ ગુજરાતમાંથી મળેલી હજારો હાથપ્રતો–ઘણી તો આપણો સાંસ્કૃતિક ઇતિહાસ ઉકેલવામાં કીમતી મદદ આપે એવી હાથપ્રતો– પૂનાના એ ઈન્સ્ટીટ્યૂટમાં પડી છે અને ગુજરાતી વિદ્વાનોને એનો ઉપયોગ દુર્લભ છે. જ્યારે ગુજરાતમાં ગુજરાત વિદ્યાપીઠ સાથે ઊભું થયેલું–જેમાંથી ઘણાં ફળની આશા રાખવામાં આવેલી, તે પુરાતત્ત્વ મંદિર–વિદ્યાપીઠ રાજકીય યુદ્ધમાં પડતાં વિખાઈ ગયું. ગુજરાતમાં પં. ભગવાનલાલ ઈન્દ્રજી પછી એમની પેઠે પોતાની વિદ્યાથી ગુજરાતને આન્તરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા અપાવી શકે એવો પ્રતિભાશાળી ઇતિહાસસંશોધક જન્મ્યો નહિ એ ભલે દૈવદુર્વિપાક હોય, પણ આપણી પ્રાચીન વિદ્યાઓના તથા

પ્રાચીન શોધખોળના અભ્યાસ માટે કેન્દ્રરૂપ કોઇ સંસ્થા પણ આપણે ઊભી કરી શક્યા નહિ એ સ્થિતિ બીજી રીતે ભારે શક્તિશાળી અને જ્યાં જાય ત્યાં માર્ગ મૂકાવે એવી ગુજરાતી પ્રજાની વિદ્યાવિષયમાં ઉપેક્ષાવૃત્તિની દ્યોતક છે, એમ કબૂલ કર્યા વગર છૂટકો નથી.

### ઐતિહાસિક સંશોધનના બે પ્રકારો

ઐતિહાસિક સંશોધનના બે મોટા પ્રકાર છે. (૧) ઐતિહાસિક કીમતની નાની મોટી વસ્તુઓ જમીન ઉપરથી કે અંદરથી શોધી કાઢવી તે ખોદકામ જેવો એક પ્રકાર; આમાં સામાન્ય માણસને નિરર્થક માત્ર મકાન ચણવા માટે કે ચૂનો બનાવવા માટે જ ઉપયોગના હોય એવા લાગતા જૂની કોતરણી કે જૂના અક્ષરો કે બીજી કાંઇ પણ જૂની નિશાનીવાળા પથરાઓ વગેરે અનેક જાતની જૂની વસ્તુઓ જમીન ઉપરથી કે જમીન અંદરથી શોધી કાઢવાની હોય છે. સો વર્ષ પહેલાંના કોઈ શૂરવીરના નામના અક્ષરોવાળા એક સામાન્ય પાળિયાથી આરંભી પાંચ હજાર વર્ષ પહેલાંની સિન્ધુ સંસ્કૃતિને પ્રકાશમાં લાવનાર મોહેન્જોડેરોના ખોદકામ સુધીના નાનામોટા સર્વ પ્રકારોનો આમાં સમાવેશ થાય છે. શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, જૂનાં મકાનો, જૂની મૂર્તિઓ, જૂના ગ્રંથો વગેરે અનેકાનેક જૂની – ઐતિહાસિક મૂલ્યવાળી વસ્તુઓ શોધવી, સંગ્રહવી; મળી આવેલી જૂની લિપિઓ બેસાડવી, જૂની ભાષા સમજવી, કોતરણી, મૂર્તિઓના આકારો વગેરેનું હાર્દ ઉકેલવું. વગેરે બધું આ પ્રકારમાં જ સમાય છે. અલબત્ત વિગતો ગણાવવા જતાં આ પ્રકારના વર્ણન માટે જ આ વ્યાખ્યાન ટૂંકું પડે એટલે એ પ્રયત્ન પડતો મૂકું છું. (૨) પહેલા પ્રકારના સંશોધન સાથે પણ કાંઈક પછીની ભૂમિકામાં, શોધાયેલી વસ્તુઓનાં વર્ગીકરણથી આરંભી પહેલાં થયેલાં સંશોધનાત્મક લખાણો ઉપરથી મળેલા પુરાવાની ઐતિહાસિક કીમત આંકવી ઐતિહાસિક હકીકતોને કાલક્રમમાં તેનો વિકાસ સમજાય તે રીતે ગોઠવવી અને છેવટ જુદા જુદા યુગનો, જુદા જુદા દેશવિભાગનો અને અન્તે આખી પૃથ્વીનો સાર્વકાલિક ઇતિહાસ વગેરે નાના મોટા ઇતિહાસો લખવા સુધીના અનેક પ્રકારોનો સમાવેશ થાય છે.

પં. ભગવાનલાલ ઈન્દ્રજીમાં ઉપર કહેલાં બન્ને પ્રકારનાં સંશોધનની શક્તિ હતી. જો કે એમને હાથે કાયમી મૂલ્યનું પહેલા પ્રકારનું

કાર્ય પ્રમાણમાં વધારે થયું છે. તેઓનાં કેટલાંક લખાણો સંશોધનના આદર્શ નમૂના છે. પરંતુ એમની પછી ઉપર કહ્યું તેમ, એનો સંપ્રદાય (School) ચાલ્યો નહિ કે કોઈ સંસ્થા ચાલી નહિ, જે ઊભી થઈ તે દીર્ઘજીવી ન થઈ, પરિણામે પહેલા પ્રકારનું કાર્ય પં. ભગવાનલાલ પછી વધારે પ્રમાણમાં ન થયું. જો કે થોડું થોડું વ્યક્તિગત પ્રયાસોથી જરૂર થતું રહ્યું છે.

## શિલાલેખો અને તામ્રપત્રો

સં. ૧૯૧૨ માં જન્મેલા પણ ચાળીસ વર્ષનું જ આયુષ્ય ભોગવનાર ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે તામ્રપત્રો શોધેલાં, એમના નાના ભાઇ અને જીવંત સાક્ષરોમાં પરમ વૃદ્ધ શ્રી. કેશવ હર્ષદ ધ્રુવે સંશોધનની અનેક જાતની પ્રવૃત્તિ સાથે તામ્રપત્રની શોધ પણ કરી છે. અને યુવાનોમાંથી પ્રતાપરાય ગિરધરલાલને અમરેલીમાંથી તામ્રપત્રો મળ્યાં છે તે તથા ૧૯૩૨ માં લાઠીના કારભારી શ્રી. કેશવલાલ ઓઝાને મળેલાં તે તામ્રપત્રો ઉકેલીને તે ઉપર શ્રી. એ. એસ. ગદ્રેએ વડોદરા ઓ. કૉં. માં નિબંધ વાંચ્યો છે. (પૃ. ૬૫૯) શ્રી. રામલાલ ચુનીલાલ મોદીને પાટણમાંથી મળેલી પથ્થર ઉપર કોતરેલી સહસ્રલિંગ સરોવરની ત્રુટિત પ્રશસ્તિ પ્રસ્થાન (પુ. ૧૨ અં. ૫) માં છપાઈ છે. આ ખાનગી પ્રયાસો ઉપરાંત સંગ્રહસ્થાનો (મ્યૂઝિયમો) દ્વારા પણ શિલાલેખાદિના શોધ અને સંગ્રહનું કેટલુંક કાર્ય રાજકોટના વૉટ્સન મ્યૂઝિયમના કયુરેટર વલ્લભજી હરિદત્ત આચાર્યથી આરંભી આજ સુધી ચાલ્યા કર્યું છે. ગુજરાત બહારના અજમેરના મ્યૂઝિયમના કયુરેટર તરીકે શ્રી. ગૌરીશંકર ઓઝા, જેઓ નડિયાદની સાહિત્ય પરિષદમાં ઇતિહાસ-વિભાગના પ્રમુખ હતા, તેઓને હાથે પણ ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી શિલાલેખો શોધાયા છે. કેટલાક વખતથી મળી આવેલાં પણ પ્રસિદ્ધ ન થયેલાં તામ્રપત્રો હજી સંશોધન-રસિકો પાસે પડેલાં છે. અને કોઈ કોઈ નવાં તામ્રપત્રો અને નવા શિલાલેખો ભવિષ્યમાં મળી આવવાનો સંભવ છે.

## સિક્કાઓ

સિક્કાઓ પણ ઐતિહાસિક સંશોધનનું મોટું અંગ છે. અને પં. ભગવાનલાલ ઇન્દ્રજી પછી પ્રોફેસર હોડીવાળા, શ્રી. ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય, શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાની વગેરે સિક્કાનિષ્ણાતોને

હાથે તથા રાજકોટનું વૉટ્સન મ્યૂઝિયમ, મુંબઈનું પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમ વગેરે સંગ્રહસ્થાનો મારફત સિક્કાઓનાં શોધન, સંગ્રહ અને ઉકેલનું કામ ચાલ્યા કરે છે. આ ઉપરાંત અનેક અપ્રસિદ્ધ વ્યક્તિઓને પોતાને જડી આવેલા જૂના સિક્કાઓનો સંગ્રહ કરતાં જોયેલ છે.* એક બ્રાહ્મણ સજ્જને તો પોતાને જડેલા જૂના સિક્કાઓ દેવસેવામાં રાખ્યા છે.

### ગ્રન્થ પ્રશસ્તિઓ

શિલાલેખો, તામ્રપત્રો અને સિક્કાઓને ઘણી રીતે મળતી સંશોધનસામગ્રી પ્રાચીન ગ્રન્થપ્રશસ્તિઓ અને સાલ, રાજ્યકર્તા રાજાનું નામ તથા સ્થળના વર્ણનવાળી ગ્રન્થપુષ્પિકાઓ છે. અને છેક પિટર્સન, બુલ્હર, ડૉ. ભાંડારકરના રિપોર્ટોથી આ સામગ્રીનો ઐતિહાસિક ઉપયોગ થાય છે. પિટર્સનાદિ પછી ગા. ઓ. સી. માં શ્રી. ચીમનલાલ દલાલ અને તેઓના સહાયકોદ્વારા અને શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈને હાથે પહેલાં નિબંધોદ્વારા અને છેવટ 'જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' નામના દળદાર ગ્રન્થદ્વારા બહાર પડેલી હકીકતોનો એકત્ર સંગ્રહ થઈને આ સામગ્રી ઐતિહાસિક સંશોધકોને સારા પ્રમાણમાં ઉપલબ્ધ થઈ છે. અને હજી ગુજરાતના પ્રખર ઇતિહાસ-સંશોધક મુનિશ્રી જિનવિજયજી પાસે આ પ્રકારની સામગ્રીનો સંગ્રહ છે અને થોડા વખતમાં એ પ્રગટ થશે એવી આશા છે.

### ગુજરાતનાં ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો.

ગુજરાતના મધ્યકાલીન ખાસ કરીને રજપૂત ઇતિહાસનાં મુખ્ય સાધનોમાં 'દ્વયાશ્રય', પ્રબંધ ચિંતામણિ' વગેરે પ્રબંધોનું સ્થાન છે. એ તો સાઠ વર્ષ પહેલાં, પં. ભગવાનલાલ ઈન્દ્રજી અને ડૉ. બુલ્હરના ધ્યાનમાં આવી ગયેલું અને ત્યારથી એ સાધનનો ઉપયોગ થતો રહ્યો છે. પણ એ વખતે ઘણાખરા ગ્રન્થો હસ્તપ્રતરૂપે ઉપલબ્ધ હતા. પાછળથી એ ગ્રન્થો મોટે ભાગે જૈનોના લખેલા અને જૈન ધર્મના પ્રભાવક કુમારપાલ જેવા રાજાઓ, વિમલ તથા વસ્તુપાલ–તેજપાલ

---

* અમરેલીમાં શ્રી. કેશવલાલ સોમનાથ વૈદ્ય તથા શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ પાસે તેમજ ઉદેપુરમાં શ્રી. રતિલાલ મ. અંતાણી પાસે જૂના સિક્કાઓ છે અને શ્રી. શાંતિલાલ છ. ઉપાધ્યાયે પોતાને કાઠિયાવાડમાંથી જડેલા એક જૂના ઇન્ડોગ્રીક સિક્કાનું 'પ્રસ્થાન'માં વર્ણન કર્યું હતું.

જેવા મંત્રીઓ અને હેમચંદ્ર જેવા રાજમાન્ય સમર્થ આચાર્યોનાં ચરિત્રો નિરૂપવા માટે તથા મેરુતુંગ સ્પષ્ટ કહે છે તેમ જૈન શ્રોતૃગણને નજીકના સમયની વાતો – આધુનિક દષ્ટિએ ઐતિહાસિક વૃત્તાન્તો, જોકે ઐતિહાસિક વિવેચન વડે ચાળ્યા વગરનાં–દ્વારા તેઓનું મનરંજન કરવા માટે લખાયેલા હોઇને, જૈન ધાર્મિક – સાહિત્યમાં ગણાવાથી જૈન સંસ્થાઓદ્વારા ઘણા પ્રબંધો અને રાસાઓ પ્રકાશિત તથા અનુવાદિત થયા છે. સરકારી સંસ્કૃત સિરીઝમાં પણ કેટલાક પ્રબંધો છપાયા છે. શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ 'પ્ર. ચિં.' તથા 'ચ – પ્ર' જેવા બે ગ્રન્થોનું મારી પાસે તથા શ્રી. હીરાલાલ રસિકદાસ કાપડિયા પાસે શાસ્ત્રીય રીતે સંપાદન કરાવી બન્નેનો અનુવાદ પણ કરાવ્યો છે. ગાયકવાડ ઓ. સી. માં પણ અનેક ગ્રન્થો કેટલાક ઐતિહાસિક ઉપયોગવાળી પ્રસ્તાવનાઓ સાથે છપાયા છે. અને શ્રી. જિનવિજયજીએ સિંઘી જૈન ગ્રન્થમાળામાં પ્ર. ચિ. વગેરે ચાર ગ્રન્થોનું શાસ્ત્રીય સંપાદન કર્યું છે અને બીજા તૈયાર કર્યા છે. જ્યારે 'કાન્હડદે પ્રબંધ' ઇ. સ. ૧૮૫૭ માં જન્મેલા શ્રી. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરીને હાથે અને 'વિમલ પ્રબંધ', સદ્ગત મણિલાલ બકોરભાઈ વ્યાસને હાથે સંશોધાઈને પ્રગટ થયેલ છે.

## મુસ્લિમ સમય

મધ્યકાલીન મુસ્લિમ સમયના ઇતિહાસનાં મુખ્ય સાધનોમાં તત્કાલીન મુસ્લિમ ઇતિહાસકારોને હાથે લખાયેલી તવારીખો, ગુજરાતના સુલતાનોના સિક્કાઓ, એ વખતનાં મકાનો; જૂની ગુજરાતી ભાષામાં લખાયેલું સાહિત્ય, પડોશી મુસ્લિમ રાજ્યોના ઇતિહાસો, આ કાળના પાછલા ભાગ માટે અંગ્રેજ સરકારનાં દફતરો, મરાઠી ઇતિહાસ વગેરે પણ મુખ્ય છે. આમાંના મોટા ભાગનું સંશોધન થઇ ગયું છે અને તે ઉપરથી અંગ્રેજીમાં તો એ કાળના ઇતિહાસ ગ્રંથો પણ લખાયા છે. 'મિરાતે સિકંદરી,' 'મિરાતે અહમદી,' 'ફિરિસ્તા,' જેવા ગ્રન્થોના ગુજરાતી અનુવાદો દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને શ્રી. આત્મારામ મોતીરામ દીવાનજી જેવાને હાથે તૈયાર થઇને પ્રગટ થયા છે. નિબંધોરૂપે પણ આ કાળના ઇતિહાસ – સંબંધી સંશોધનો પ્રગટ થયાં છે અને હવે એ કાળની સરસ માહિતી આપનારો ઇતિહાસ કોઈ ગુજરાતી વિદ્વાનને હાથે થોડા વખતમાં લખાશે એવી આશા રાખીએ.

## મરાઠી અને આધુનિક સમય

મરાઠી સમય ટૂંકો અને અંધેરવાળો છે. પણ એ વિષે ઘણી માહિતી મરાઠી, ગુજરાતી, ફારસી તથા અંગ્રેજી ભાષામાં લખાયેલાં સાધનોમાંથી ઉપલબ્ધ છે. અને આધુનિક સમય માટે, ગુ. વ. સો. એ પ્રકાશિત અને શ્રી. હીરાલાલ ત્રિ. પારેખે લખેલા 'આધુનિક ગુજરાતનું રેખાદર્શન'ના ત્રણ ખંડોમાં ઈ. સ. ૧૮૦૧ થી ૧૯૩૬ સુધીના ઇતિહાસનું તેઓ કહે છે તેમ રેખાદર્શન કર્યું છે.

## પ્રાચીન સમય

બાકી રહ્યો પ્રાચીન અને પ્રાગૈતિહાસિક અથવા પૌરાણિકકાળ. પ્રાચીન સમયના ઇતિહાસ માટે તો મુખ્ય સાધન શિલાલેખો, સિક્કાઓ અને તામ્રપત્રો તથા ગૌણ સાધનમાં પડોશી રાજ્યોનો અને સમસ્ત ભારતનો ઇતિહાસ તથા પુરાણાદિ સંસ્કૃત સાહિત્ય. શિલાલેખાદિ જે સાધનો મળી આવ્યાં છે, તે તો પ્રસિદ્ધ થઇને ઉકેલાઇ ગયાં છે. બાકી હજી કોઈ વિરલ મળી આવે અને કોઈક અપ્રસિદ્ધ પણ પડયાં હશે. છતાં શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ શ્રી. ગિરિજાશંકર વ. આચાર્ય પાસે તૈયાર કરાવેલો 'ગુજરાતના ઐતિહાસિક લેખો' (જેના બે ભાગ બહાર પડી ગયા છે અને ત્રીજો, હું ધારું છું, છપાય છે.) નામનો ગ્રન્થ સંશોધકોને ઘણો ઉપયોગી થશે. જો કે 'એ-ઈ,' 'ઇ-એ' વગેરે જોવાં નહિ પડે એમ કદાચ નહિ થાય. બીજું પં. ભગવાનલાલના વખતમાં થતું શિલાલેખાદિ શોધનનું કાર્ય હવે ખાનગી રીતે ઉપર દર્શાવ્યું તેમ થાય છે, પણ બહુ ઓછું થાય છે એ ખરી વાત છે; કારણ કે જમીન બહાર મળી આવતા લેખો તથા સુલભ તામ્રપત્રો, સિક્કાઓ વગેરેનો મોટો ભાગ શોધાઈ ગયો છે. બાકી જે છે, તે માટે પાછળથી વ્યવસ્થિત થયેલું સરકારી આર્કીઓલોજિકલ ખાતું કામ કરે છે અને કરી શકે એમ છે. અને જમીનની અંદરથી પ્રાચીન વસ્તુઓ ખોદી કાઢવાનું, પ્રાચીન તથા પ્રાગૈતિહાસિક કાળ ઉપર વધારે પ્રકાશ નાખી શકે એવું કાર્ય તો સરકારી અને ગુજરાતમાં તો દેશી રાજ્યોનાં આર્કીઓલોજિકલ ખાતાં જ કરી શકે એવું છે. આ રસ્તે ઐતિહાસિક કીમતનો કેટલો માલ મળશે એ આગળથી કહી ન શકાય. પાટણમાં વડોદરાના આ ખાતાના વડા અધિકારી શ્રી. હીરાનંદ શાસ્ત્રીને હાથે ખોદકામ

થતાં ન ધારેલા સ્તંભો વગેરે મળી આવેલ છે. મોહેન્જોડેરોની સિન્ધુ–સંસ્કૃતિ ગુજરાત–કાઠિયાવાડના કાંઠા ઉપર પ્રસરેલી હોવાનો સંભવ સદ્ગત જયસ્વાલ જેવા પ્રખ્યાત વિદ્વાનો પણ માને છે. છતાં ખોદકામ થઈને નક્કી ન થાય ત્યાં સુધી કલ્પનાના ઘોડા દોડાવવા એ ઇતિહાસ ન કહેવાય. ગુજરાતનાં પ્રાચીન સ્થળોમાં સરકારી આર્કીઓલોજિકલ ખાતું પ્રયોગરૂપે ખોદકામ કરાવવા અને તેમાં 'ગુજરાત રીસર્ચ મંડળ'નો સહકાર લેવા ઇચ્છે છે, એ ખુશી થવા જેવું છે. બાકી 'અમૃત વસંત' તખલ્લુસથી છેલ્લાં બે વર્ષમાં ગુજરાતી હિંદી માસિકોમાં લખનાર લેખકનાં લખાણોમાં તથા શ્રી. મણિભાઈ દ્વિવેદીનાં '૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત' જેવાં પુસ્તકોમાં દર્શાવાયેલા તર્કો હજી ખોદકામથી પ્રાપ્ય પુરાવાની અપેક્ષા રાખે છે. આ અતિ પુરાતન કાળ માટે પુરાણો કેટલીક સામગ્રી પૂરી પાડે છે. પુરાણોએ પાર્જિટરનાં સંશોધનો પછી છેલ્લાં પચીશ વર્ષોમાં નવી ઐતિહાસિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. પણ એ દિશામાં વૈજ્ઞાનિક દૃષ્ટિને બદલે ધાર્મિક શ્રદ્ધાની દૃષ્ટિ તરફ તણાઈ જવાની બીક છે એટલું કહ્યા વગર નહિ ચાલે. બાકી પુરાણોમાં શું વસ્તુ છે, પ્રાચીન પુરાણો અને હાલ છે તે પુરાણો ક્યારે રચાયાં હોવાનો સંભવ છે વગેરેનો વિચાર પુરાણોનો ઐતિહાસિક ઉપયોગ કરનારને આવશ્યક છે અને એ દિશામાં માર્ગદર્શક જેવું 'પુરાણ વિવેચન' નામનું મારું પુસ્તક ગુ. વ. સો. તરફથી પ્રસિદ્ધ થયું છે. બાકી અતિ પ્રાચીન કાળ માટે પુરાણોપલબ્ધ માહિતીનો સરસ ઉપયોગ ગુજરાતમાં તો શ્રી. રત્નમણિરાવે 'ખંભાતનો ઇતિહાસ'માં કર્યો છે.

### પ્રકીર્ણ સંશોધન

જો કે સંશોધનાત્મક ગ્રન્થો ગુજરાતીમાં વિરલ છે અને 'જૈન સાહિત્ય સંશોધક' તથા જેના ઉપર ઘણી આશા બાંધેલી તે 'પુરાતત્ત્વ' જેવાં કેવળ સંશોધનવિષયક ત્રૈમાસિકો થોડો વખત ચાલીને બંધ થઈ ગયાં. એથી ગુજરાતી સંશોધનની પ્રગતિને મોટી હાનિ થઇ છે. પણ સદ્ગત રણજીતરામ વાવાભાઈના વખતથી મારા જેવા કોઈક દાખલામાં એના ઉત્તેજનથી પણ, ગુજરાતમાં છેલ્લાં વીસ વર્ષથી ઇતિહાસસંશોધનમાં જે રસ જાગ્યો છે, તે ધીમે ધીમે જામતો ગયો છે. અને જો કે જે સંશોધનાત્મક પ્રકીર્ણ લખાણો સાહિત્ય પરિષદ

કે સંમેલનના રિપોર્ટોમાં, વસંતરજતસ્મારકગ્રન્થ અને કાન્તમાલા જેવા ગ્રન્થોમાં અને આપણાં માસિક-ત્રિમાસિકોમાં પ્રકટ થયાં છે તેનો જથ્થો ઓછો નથી. જો કે મોટો ભાગ અનુવાદાત્મક કે ખાસ કીમત વગરનો છે, પણ કેટલાંકમાં નવું-અનુવાદાત્મક નહિ પણ સ્વતંત્ર સંશોધન પણ ઓછાવધુ પ્રમાણમાં છે. ગુજરાતી ભાષા અને સાહિત્યનું આન્તરરાષ્ટ્રીય સ્થાન નજીવું હોઈ આવાં સ્વતંત્ર સંશોધનોનો આન્તરરાષ્ટ્રીય તો દૂર રહ્યો-આન્તરપ્રાન્તીય સ્વીકાર પણ હજી વિરલ છે; પણ એમાં નિરાશ થવાનું કારણ નથી. કોઇ પણ ભાષા અને સાહિત્યને પોતાની સીમાની બહાર પ્રતિષ્ઠા તો પ્રતિભાના ફળરૂપ સર્જનો અને સંશોધનોથી મળે છે, એ નિઃસંદેહ છે. અને સંશોધન-વૃત્તિ આપણામાં જાગી છે એટલે પ્રતિભાયુક્ત સંશોધન પણ થશે. સાહિત્યનાં વધારે યશઃપ્રદ ક્ષેત્રોમાં પ્રથમ પંક્તિનું કાર્ય કરનારા વૃદ્ધ સાક્ષર શ્રી. કે. હ. ધ્રુવ જેવા 'વિશાખદત્તનો સમય,' 'સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી,' 'યુગપુરાણમાં ઐતિહાસિક તત્ત્વ' વગેરે અનેક નિબંધોદ્વારા અને આ સંમેલનના પ્રમુખ શ્રી. ક. મા. મુનશી જેવા સાહિત્ય સંસદનાં વાર્ષિક આદિવચનો વગેરે દ્વારા સંશોધનનાં ક્ષેત્રમાં દર્શન આપે છે તે એ ક્ષેત્રની આકર્ષકતાનો પુરાવો છે. બીજી તરફથી દીર્ઘજીવી ડૉ. સર જીવનજી જમશેદજી (ઈ. સ. ૧૮૫૪માં જન્મેલા) થી આરંભાયેલું સંશોધન કાર્ય શ્રી. બરજોરજી રૂસ્તમજી પેમાસ્તર, પ્રો. ફિરોજ કસ્તુરજી દાવર અને શ્રી. એરચ જહાંગીર તારાપોરવાળા જેવા પારસી વિદ્વાનોએ ચાલુ રાખ્યું છે. બાકી તો ચોથી વીશીને લગભગ છેડે પહોંચેલા શ્રી. કે. હ. ધ્રુવથી આરંભી જેણે હજી પહેલી વીશી પૂરી કરી છે એવા શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા સુધીના અનેક સંશોધકોએ અનેક દિશામાં ઓછી વધુ કીમતનાં નાનામોટાં અર્પણો કર્યાં છે. તેમાંથી કોને ગણાવું અને કોને ન ગણાવું ? જૂનું પાટણ અને સહસ્રલિંગ સરોવર વિષે, ચાવડાવંશ સંબંધી તથા કર્ણદેવ સોલંકી, કર્ણ બીજો વગેરે મધ્યકાલીન રાજાઓ સંબંધી શ્રી. રા. ચુ. મોદીના નિબંધો, ભરૂચ અને લાટના ઇતિહાસ સંબંધી શ્રી. ધનપ્રસાદ ચં. મુનશીનાં સંશોધનો, ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ સંબંધી શ્રી. ગૌ. હી. ઓઝાનાં હિંદીમાં પ્રકટ થયેલાં સંશોધનો, જેમાંથી કેટલાંકના ગુજરાતી અનુવાદો થયા છે વગેરે ગુજરાતનો ઇતિહાસ

લખનારને ઘણું ઉપયોગી છે. વળી છેલ્લાં ચારેક વર્ષનાં પ્રકાશનોને ઉપરઉપરથી જોતાં પણ શ્રી. કૃ. મો. ઝવેરી, મૌલવી અબુઝફર નદવી, હીરાલાલ રંગીલદાસ કાપડિયા, શ્રી. હીરાનંદ શાસ્ત્રી, શ્રી. દેવદત્ત પ્રચ્છાશંકર ત્રિપાઠી, શ્રી. દત્તાત્રેય ડિસ્કલકર, શ્રી. શાન્તિલાલ ઉપાધ્યાય, શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાની, મિ. ઇમામુદ્દીન દરગાહવાળા, ડૉ. સોહરાબ હોરમસજી સંતોક, શ્રી. ગિ. વ. આચાર્ય, શ્રી. એ. એસ. ગદ્રે, શ્રી, દુ. કે. શાસ્ત્રી, મુનિ પુણ્યવિજયજી, અમૃત વસંત, પં. બેચરદાસ દોશી, શ્રી. ધીરજલાલ ટો. શાહ, શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, શ્રી. જનાર્દન પ્રભાસ્કર, શ્રી. ન્હાનાલાલ મહેતા, ડૉ. એ. જ. તારાપોરવાળા, સ્વ. મા. પી. મહેતા, શ્રી. મ. ઇ. દવે, શ્રી. ઝવેરચંદ મેઘાણી, ડૉ. ત્રિભુવનદાસ શાહ, મુનિશ્રી વિજયેન્દ્રસૂરિ, શ્રી. દલપતરામ ઈ. પાઠક, શ્રી. હી. ત્રિ. પારેખ, શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવે, શ્રી. ડોલરરાય ર. માંકડ, શ્રી. કલ્યાણરાય ન. જોશી, શ્રી. મણિલાલ છબારામ ભટ્ટ, શ્રી. રત્નમણિરાવ ભીમરાવ, શ્રી. ભો. જ. સાંડેસરા, શ્રી. ચુનીલાલ બેચરલાલ ભટ્ટ, શ્રી. વિ. ક. વૈદ્ય, શ્રી. રતિકાન્ત કલાધર ભટ્ટ, શ્રી. માણેકલાલ ભટ્ટ, શ્રી. સાહિત્યવત્સલ, મુનિશ્રી વિદ્યાવિજયજી, શ્રી. મનસુખરામ દ્વિવેદી, ઇત્યાદિ અનેક લેખકોને હાથે ઇતિહાસસંશોધનને લગતું કાંઇક કાંઇક લખાણ પ્રગટ થયા કરે છે. અલબત્ત આ કાર્યનાં મૂલ્યાંકન માટે અત્યારે સમય નથી. પણ આવાં લખાણોનું વાર્ષિક નહિ તો પંચવાર્ષિક કે દશવાર્ષિક મૂલ્યાંકન થવાની જરૂર છે. કોઇ સંસ્થા આ કાર્ય ઉપાડી લે તો ઇતિહાસ-સંશોધનનું કાર્ય આડે રસ્તે ન જતાં સીધે રસ્તે ચાલે તથા વેગવાળું થાય, એમ હું ધારું છું.

### ગુજરાતનો ઈતિહાસ

ગુજરાત પાસે સારો રાજકીય ઇતિહાસ લખી શકાય એટલી સામગ્રી હવે જરૂર તૈયાર છે.

હમણાં સુધી શ્રી. ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ કૃત ‘ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ’ અને ‘અર્વાચીન ઇતિહાસ’ બે પુસ્તકો મું. ગે. ઉપરથી લખાયેલાં આપણી પાસે હતાં. પણ હમણાં શ્રી. હીરાલાલ ત્રિ. પારેખે લખેલ અને ગુ. વ. સો. એ પ્રકાશિત ‘આધુનિક ગુજરાતનું રેખાદર્શન’ ત્રણ ખંડોમાં પ્રસિદ્ધ થયું છે, એ નવું પ્રસ્થાન છે. તેમ જ

ગુ. વ. સો. તરફથી મારું લખેલ ' ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ' એ પુસ્તક છપાય છે. જેનો પહેલો ભાગ બહાર પડી ગયો છે. અમદાવાદના બારમા સાહિત્ય સંમેલનના ઇતિહાસ – વિભાગના પ્રમુખપદેથી બોલતાં મુનિશ્રી જિનવિજયજીએ આ મધ્યકાલીન ઇતિહાસના કેટલાક અણઉકલ્યા પ્રશ્નો રજૂ કર્યા હતા. આવા વિષયમાં છેવટના નિર્ણયો તો મુશ્કેલ છે પણ એમાંના ઘણા પ્રશ્નો વિષે ગેઝિટિયરના ઇતિહાસમાં ન કરેલી ચર્ચા કરીને મારો મત મેં દર્શાવ્યો છે. અલબત્ત એની કીમત આંકવાનું કામ પરીક્ષકોનું છે. બાકીના સમય માટે પણ ગેઝિટિયરથી વધારે માહિતી, મતો, પુરાવાઓ અને નિર્ણયોવાળો ઇતિહાસ લખી શકાય એટલી સાધન-સામગ્રી ગુજરાતના અને ગુજરાત બહારના બે ત્રણ પેઢીના વિદ્વાનોના પ્રયત્નોને પરિણામે એકઠી થયેલી છે અને ' ગુજરાત સર્વ સંગ્રહ 'ની જે યોજના 'ગ્રન્થ અને ગ્રન્થકાર' (વર્ષ ૮મું)માં બહાર પડી છે તેમાં ઇતિહાસનું પણ સ્થાન છે. અને આ મોટી યોજનામાં કદાચ ઇતિહાસનિરૂપણ સંક્ષેપમાં હશે પણ ગુ. વ. સો. મારફત ગુજરાતના ઇતિહાસનાં બાકી રહેલાં પ્રકરણોનો સવિસ્તર ઇતિહાસ પણ પ્રકાશિત થઈ શકશે. એ માટે યોગ્ય લેખકો એ સંસ્થાના સંચાલકોના ધ્યાનમાં જ છે.

## ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

ગુજરાતના રાજકીય ઇતિહાસ સંબંધી જેટલી સામગ્રી તૈયાર છે, તેટલી સાંસ્કૃતિક ઇતિહાસ સબંધી નથી. સમગ્ર ભારતની સંસ્કૃતિ સંબંધી સંશોધન ઘણું થયું છે અને મોટા મોટા અનેક ગ્રન્થો છપાઈ ગયા છે. જ્યારે ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિનું નિરૂપણ હજી ઘણું સંશોધન માગે છે. ફક્ત એક ભાષા અને સાહિત્ય વિભાગમાં સારું કાર્ય થયું છે. છેક વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રી ( સં. ૧૮૮૧ માં જન્મેલા ) એ ' ગુજરાતી ભાષાનો ઇતિહાસ ' લખ્યો ત્યારથી આરંભાઈ સ્વ. ગો. મા. ત્રિપાઠી; સ્વ. કે. હ. ધ્રુવ; સ્વ. ન. ભો. દીવેટિયા; સ્વ. રમણભાઈ; દિ. બ. કૃ. મો. ઝવેરી, આ સંમેલનના પ્રમુખ શ્રી. ક. મા. મુનશી વગેરે અનેક વિદ્વાનોને હાથે નિબંધો તથા પુસ્તકો લખાઇને આ વિભાગ ખૂબ ખેડાયો છે. સ્વ. ન. ભો. દીવેટિયાનું ' ગુજરાતી ભાષા અને સાહિત્ય ' મૂળ અંગ્રેજીમાં મુંબઈ યુનિવર્સિટી આગળ

આપેલાં 'ફાઇલોલોજિકલ લેકચર્સ', શ્રી. ક. મા. મુનશીનું 'ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર' અને શ્રી. મો. દ. દેસાઇનો 'જૈન સાહિત્યનો ઇતિહાસ' આ વિષયમાં છેલ્લાં પુસ્તકો છે. અલબત્ત હજી પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓના વિશેષ અભ્યાસથી તથા હમણાં શ્રી. મશરૂવાળાએ કહ્યું છે તેમ, ગુજરાતી ઉપર દ્રાવિડ ભાષાઓની અસરના અભ્યાસથી નવો પ્રકાશ પડવાનો સંભવ છે. પણ આ સંમેલન જ સાહિત્યનું છે અને ઇતિહાસ એનો વિભાગ છે એટલે મારા જેવાએ તો તીર્થના મુખ્ય દેવને નમસ્કાર કરીને જલદી આગળ ચાલવું એ જ યોગ્ય છે.

### ચિત્ર-શિલ્પાદિ કલાઓ

શ્રી. ન્હાનાલાલ ચમનલાલ મહેતા, શ્રી. મંજુલાલ ર. મજમુદાર અને શ્રી. રવિશંકર રાવળ અને તેના મંડળ મારફત ગુજરાતી ચિત્રકલાના ઇતિહાસનું ઠીક સંશોધન થયું છે અને થાય છે. શ્રી. વીરેન્દ્રરાય મહેતા કૃત શિલ્પસમૃદ્ધિ અને સ્થાપત્ય વિષે શ્રી. ગજાનન પાઠકનો નિબંધ પણ યાદ આવે છે. પણ આ સાહિત્યસંમેલનમાં કલાનો જુદો વિભાગ છે અને એમાં જ ગુજરાતી કલાનાં જુદાં જુદાં અંગોની ઇતિહાસચર્ચા થાય એ યોગ્ય છે.

### શહેરો અને ગામડાંઓ

આ પ્રકારના સંશોધનનો આરંભ તો અનેક સાહિત્ય – સ્વરૂપોનો આરંભ કરનાર કવિ નર્મદે 'સુરતની મુખ્તેસર હકીકત' દ્વારા કર્યો છે. પછી ગુજરાતનાં પ્રાચીન ગામડાં અને શહેરો વિષે પ્રો. અલ્તેકરનો એક નિબંધ 'ઈ. એ.'માં છપાયો છે. પણ ગુજરાતીમાં શ્રી. રત્નમણિરાવના 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' અને 'ખંભાતનો ઇતિહાસ' એ બે પુસ્તકો આ પ્રકારના સંશોધનના ઉત્તમ નમૂનારૂપ છે. આ સિવાય 'સયાજી બાલજ્ઞાનમાળા'માં છપાયેલ 'પાવાગઢ,' 'સિદ્ધપુર પાટણનો પ્રવાસ,' 'ગિરનાર' વગેરે, અને મારાં 'ગુજરાતનાં તીર્થસ્થાનો'માં આપેલાં 'મોઢેરા' વગેરેનાં વર્ણનો, ઇત્યાદિ કેટલુંક કાર્ય થયું છે. 'તવારીખે નવસારી,' 'ભરૂચ શહેરનો ઇતિહાસ,' 'વીસનગર,' 'સિહોરની હકીકત' વગેરે શહેરો સંબંધી થોડાં પુસ્તકો છે. વળી ગુજરાતનાં દેશી રાજ્યોમાંથી ઇડર, પાલણપુર, ગોંડલ, ભાવનગર, કચ્છ, વડોદરા, જામનગર વગેરે કેટલાંક રાજ્યોના મોટે ભાગે પ્રશસ્તિરૂપ ઇતિહાસો છપાયા છે.

## જ્ઞાતિઓ અને સમાજ

શ્રી. ધ. ચં. મુનશીનો ‘ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ.’ સદ્ગત મણિલાલ બકોરભાઈ વ્યાસનો ‘શ્રીમાળી જ્ઞાતિનો ઈતિહાસ,’ સદ્ગત મા. પી. મહેતાનું ‘નાગરોત્પત્તિ,’ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલનું ‘વડનગરા કણબીની ઉત્પત્તિ,’ ભાઇશંકર વિદ્યારામનો ‘સોલંકી વંશનો ગોધરા શાખાનો ઇતિહાસ,’ શ્રી. રતિલાલ ચુ. દીવાનકૃત ‘વાલ્મીકિકાયસ્થનો ઇતિહાસ,’ મયારામ શંભુનાથકૃત ‘મોતાળા બ્રાહ્મણની કથા,’ શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારકૃત ‘ગુજરાતી ડીંડુ જ્ઞાતિનો ઇતિહાસ.’ નત્થુસિંહ હા. ચાવડાકૃત ‘ચાવડા વંશનો ઇતિહાસ’ વગેરે જુદી જુદી જ્ઞાતિઓ સંબંધી નાના મોટા ગ્રન્થો છે. જો કે જ્ઞાતિઓ વિષે હજી ઘણું સંશોધન બાકી છે એ કબૂલ કરવું પડે તેમ છે. પણ જ્ઞાતિથી ઊંડા ઊતરીને મૂળ જાતિઓ, જૂના વખતમાં થયેલાં મિશ્રણો ઈત્યાદિનો શાસ્ત્રીય અભ્યાસ થવાની પણ જરૂર છે. પારસીઓ વિષે પારસી વિદ્વાનોએ ઘણું લખ્યું છે. ગુજરાતના મુસ્લિમો વિષે લખાવું હજી બાકી છે.

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

બ્રાહ્મણધર્મના સંશોધનની બાબતમાં મેં અન્યત્ર સવિસ્તર નોંધ આપેલી હોવાથી પ્રકીર્ણ લેખો, નિબંધો વગેરેને ન ગણવામાં આવે તો ‘વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ’ અને ‘શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,’ એ બે મારાં પુસ્તકો, શ્રી. ન. દે. મહેતાનું શાક્તધર્મ – ત્રણેય ફા. ગુ. સ. તરફથી પ્રકાશિત અને ગુ. વ. સો. પ્રકાશિત શ્રી. અં. બુ. જાનીનો લખેલો ‘હરિલીલા ષોડશકલા’નો ઉપોદ્‌ઘાત એ ચાર પુસ્તકો, શ્રી. ક. મા. મુનશીનો ‘ભક્તિ અને ગુજરાતી સાહિત્ય’ નામનો નિબંધ, અને ‘ખંભાતનો ઇતિહાસ’ પુસ્તકનાં અ–ઙ પરિશિષ્ટો એટલું સામાન્ય સાહિત્ય ગણાવી શકાય. બાકી વલ્લભસંપ્રદાય સંબંધી ‘વેણુનાદ’ અને ‘શુદ્ધાદ્વૈત ભક્તિમાર્તંડ’ જેવાં સાંપ્રદાયિક માસિકોમાં તથા ‘રસિકવલ્લભ’ જેવાં પુસ્તકોના શ્રી. જે. ગો. શાહના ઉપોદ્‌ઘાતમાં કેટલુંક સંશોધન થયેલું પડ્યું છે. છતાં હજી સાંપ્રદાયિક નહિ પણ ઐતિહાસિક દૃષ્ટિથી વધારે સંશોધન આવશ્યક છે. સ્વામીનારાયણ સંપ્રદાય વિષે શ્રી. કિ. ઘ મશરૂવાળાનું ‘સહજાનંદ સ્વામી’ નામનું પુસ્તક તથા ઇ. મશરૂવાળાનો ‘ગુજરાતી

સાહિત્ય' ખં-૫ માં 'સ્વામી નારાયણ સંપ્રદાય અને ગુજરાતી સાહિત્ય' એ નિબંધ, એટલું ગણનાયોગ્ય છે. જૈનોએ સ્વધર્મ વિષે ઘણું લખ્યું છે, પણ એનું દિગ્દર્શન કોઈ જૈન વિદ્વાન કરે એ જ યોગ્ય છે. હલકી હિંદુ કોમોમાં પ્રચલિત ધાર્મિક મંતવ્યો વિષે હજી ઘણાં સંશોધનને અવકાશ છે.

તત્ત્વજ્ઞાનની બાબતમાં ગુ. વ. સો. તરફથી પ્રકાશિત શ્રી. ન. દે. મહેતાએ લખેલો 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' અને એ જ લેખકની 'અખાકૃત કાવ્યો'ની પ્રસ્તાવના એટલું જ યાદ આવે છે.

### પ્રાચીન વિદ્યાઓ

આયુર્વેદ, જ્યોતિષ એટલે ગણિત વગેરે પ્રાચીન વિદ્યાઓ સંબંધી તો ગુજરાતીમાં ઘણું ઓછું લખાયું છે. 'આયુર્વેદનો ઇતિહાસ'નાં પ્રકરણો 'પુરાતત્ત્વ'માં, પરિષદના રિપોર્ટોમાં તથા 'આયુર્વેદ વિજ્ઞાન'માં મેં લખ્યાં છે. જ્યારે જ્યોતિષ ઉપર 'પુરાતત્ત્વ'માં અને 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા'માં તદ્વિદોના નિબંધો છે. પણ આ દિશામાં ઘણું વધારે કાર્ય થવાની જરૂર છે.

### લોકસાહિત્ય

શ્રી મં. ર. મજમુદારે જૂનાં લોકસાહિત્ય વિષે અને શ્રી. મેઘાણીએ કાઠિયાવાડના લોકસાહિત્ય વિષે સારું સંશોધન કર્યું છે. પણ હજી એ દિશામાં વધારે કાર્યને અવકાશ છે.

સંશોધન – સાહિત્ય વિષયક ઉપરનું દિગ્દર્શન અતિ સંક્ષિપ્ત છે. ઘણી વિગતો સમયને અભાવે છોડી દીધી છે. વળી મુખ્યત્વે 'ગ્રન્થ અને ગ્રન્થકાર'ના આધારે આ દિશામાં પ્રયત્ન કરનારાઓનાં નામોનો ઉલ્લેખ કર્યો છે. છતાં સંપૂર્ણ યાદી આપવાનો તો હેતુ જ ન હતો અને શરતચૂકથી કોઇ પણ શાખામાં કોઈ સારું કામ કરનારનું નામ રહી ગયું હોય, તો એ હેતુપૂર્વક નથી થયું પણ ભૂલથી થયું છે એમ ઉદારહૃદયી શ્રોતાઓ અને વાચનારાઓ ગણશે એવી આશા છે.

## ઐતિહાસિક દૃષ્ટિ અને તેનાં ભયસ્થાનો

હવે ઐતિહાસિક દૃષ્ટિ વિષે ટૂંકું વિવેચન કરી આ વ્યાખ્યાન સમાપ્ત કરીશ. છેક ઉપનિષદકાળથી આપણે ત્યાં ઇતિહાસ શબ્દ પ્રચલિત છે; પણ તે એના આધુનિક અર્થમાં નહિ પણ દંતકથાના અર્થમાં. અને ગમે તે કારણ હો પણ અનેક વિદ્યાઓ ખેડનાર પ્રતિભાશાળી પ્રાચીનોમાં કે મધ્યકાલીન અનુયાયીઓમાં ઐતિહાસિક

દૃષ્ટિ ન ખીલી તે ન જ ખીલી. આ જમાનામાં સર્વત્ર ઇતિહાસ પુરાતત્ત્વનાં ગીત ગવાતાં હોઇને આપણને એનો મોહ લાગ્યો છે, પણ ઐતિહાસિક દૃષ્ટિ તો આપણામાં વિશેષતઃ ગુજરાતીઓમાં હજી ઘણી ઓછી ખીલી છે એમ સખેદ કહેવું પડે છે.

સાચી ઐતિહાસિક દૃષ્ટિ કેટલેક અંશે જે માનસશક્તિઓ ઈશ્વરની કે કુદરતની બક્ષિસરૂપ આજન્મપ્રાપ્ત ગણાય છે તેમાંની એક છે. અલબત્ત એ દૃષ્ટિને કેળવી શકાય છે. પણ સાચી ઐતિહાસિક દૃષ્ટિને આવરણરૂપ કેટલાંક ભયસ્થાનો છે; અને તેમાં ન આવી જનાર જ એ દૃષ્ટિને કેળવી શકે છે.

દંતકથાના રસાસ્વાદની લોલુપતા એ આપણે ત્યાં પહેલું ભયસ્થાન છે. દંતકથા એ ઐતિહાસિક સાધન ભલે હોય પણ ઇતિહાસ નથી. ઘણી વાર દંતકથા કલ્પિત જ હોય એમ પણ બને, એવી બુદ્ધિ બદ્ધમૂલ ન થાય, ત્યાં સુધી ઐતિહાસિક દૃષ્ટિનો ઉદય દૂર જ રહે છે. બીજી તરફથી દંતકથામાં ઐતિહાસિક અંશ હોવાનો સંભવ છે. કેટલીક પહેલાં અસંભવિત લાગતી વાતને પાછળથી મળેલા પુરાવાઓ સાચી ઠરાવે છે; એ જોતાં દંતકથા સર્વથા ઉપેક્ષાયોગ્ય નથી; છતાં પુરાવાઓ મળ્યા પહેલાં તો ગમે તેવી ઊંડા મૂળવાળી પણ દંતકથા તે દંતકથા જ એમ માનીને ચાલવું એજ સંશોધનનો માર્ગ છે.

પક્ષવાદી વકીલની નહિ, તટસ્થ ન્યાયાધીશની દૃષ્ટિ એ જ સાચી ઐતિહાસિક દૃષ્ટિ થવાને પાત્ર. એકાદ પુરાવાથી જે અનુમાન નીકળી આવે તે ગમે તેટલું રોચક અથવા ખુલાસાકારક લાગતું હોય, પણ વકીલ પેઠે એને પુષ્ટિકારક પુરાવાઓ અને દલીલો શોધવાં અને વિરોધી પુરાવાઓ અને દલીલો તરફ નજર ન કરવી, એ સાચી ઐતિહાસિક દૃષ્ટિનું ભયસ્થાન છે. ઐતિહાસિક સંશોધકે તટસ્થ દૃષ્ટિથી સામા પક્ષના સાક્ષી પુરાવાઓ અને દલીલો વિચારી જોવાં જોઇએ એટલુંજ નહિ પણ વૈજ્ઞાનિક પેઠે પોતે ઉપજાવેલું અનુમાન, વિરુદ્ધ પુરાવાઓ આગળ ટકે છે કે નહિ તેની જાતે પરીક્ષા કરી જોવી જોઇએ. આવી તપાસ પછી જે પરિણામ આવે તે સ્વીકારવું એનું જ નામ ઐતિહાસિક દૃષ્ટિ.

ધાર્મિક જીવન પેઠે ઐતિહાસિક દૃષ્ટિને નમ્રતા આવશ્યક છે એ સાંભળી કોઇને નવાઈ લાગશે. પણ વૈજ્ઞાનિક સંશોધકમાં

યે નમ્રતા આવશ્યક છે. પોતાને કોઇ આશ્ચર્યકારક કે નવો તર્ક સ્ફુરે–અરે પોતે નવી શોધ કરી છે એમ લાગે ત્યારે પણ એને તરત નવી શોધ માની લેનાર–ખાસ કરીને પોતાની પહેલાંના અને સમકાલીન સંશોધકોએ પ્રસ્તુત વિષયમાં જે કાર્ય કર્યું હોય તેને તુચ્છ ગણીને અવગણના કરનાર, પોતાના અભિમાનમાં ઘણીવાર તો પુરાવાઓને પૂરા ન તપાસનાર, સાચું સંશોધન તો નથી જ કરી શકતો; પણ ઘણી વાર હાસ્યાસ્પદ ભૂલો કરે છે. સાચું સંશોધન કરવાની ઇચ્છા રાખનાર યુવાનોને મારી નમ્ર સૂચના છે કે, પોતાનાં સંશોધનો પ્રગટ કરવાની ઉતાવળ ન કરતાં ધીરજથી અભ્યાસ વધારો, નમ્રતાથી જૂના સંશોધકોનાં લખાણોમાંથી શિષ્યભાવે તમારી દૃષ્ટિ કેળવતાં શીખો, તો ભાવિમાં તમારું સંશોધન પણ સ્વીકાર્ય થશે.

ધાર્મિક અથવા કોઇ પણ પ્રકારની અંધશ્રદ્ધા ઇતિહાસદૃષ્ટિનું ભારે આવરણ છે. જો કે આ જમાનામાં અન્યત્ર ધાર્મિક અંધશ્રદ્ધા ભાગ્યે જ જોવામાં આવે છે. પણ આ દેશમાં ઘણી છે અને ગુજરાતમાં એ દૃષ્ટિ વડે ઇતિહાસદૃષ્ટિના આવરણનો એક મોટો દાખલો ડૉ. ત્રિભુવનદાસ શાહકૃત 'પ્રાચીન ભારતવર્ષ' નામનો નકામો મોટો કરેલો ગ્રન્થ છે. આ ગ્રન્થના મોટા મોટા ત્રણ ભાગો બહાર પડી ગયા છે, જેમાં ઇતિહાસવિષયક વિગતોનો ચાળ્યા કે ગોઠવ્યા વગરનો મોટો ખીચડો ભર્યો છે. પણ લેખકમાં ઇતિહાસદૃષ્ટિ શૂન્ય છે અને ઇતિહાસસંશોધકમાં આવશ્યક નમ્રતા નથી. શ્રી. વિજયેન્દ્રસૂરિએ 'ડૉકટરશાહી ઇતિહાસ'ને પાખંડ કહ્યો છે અને 'અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત' તથા 'પ્રાચીન ભારતવર્ષ' નામે બે ગ્રન્થો તથા 'પ્રસ્થાન'માં એક અવલોકન લખીને શ્રી. ડો. રં. માંકડ '૧૯૩૬ ની ગુજરાતી વાઙ્મયની સમીક્ષા'માં કહે છે તેમ ખોટા સિક્કાને ચલણી થઈ જતો અટકાવવાનું પ્રશંસનીય કાર્ય કર્યું છે.

ધાર્મિક અંધશ્રદ્ધાનો આ મોટો દાખલો જૈનધર્મીનો મળી આવ્યો એ એક અકસ્માત છે. બ્રાહ્મણધર્મીઓના યે એ પ્રકારના દાખલા ઓછા વિસ્તૃત પણ પુષ્કળ છે.

પ્રચારદૃષ્ટિ ઇતિહાસદૃષ્ટિની ઘાતક છે. ઇતિહાસ દૃષ્ટિનો વિષય યથાભૂત અર્થ છે. ત્યારે પ્રચારદૃષ્ટિનો વિષય ઇષ્ટ અર્થ છે પછી એ ભૂતાર્થ હોય કે અભૂતાર્થ હોય. જૂના કાળમાં

ધાર્મિક પ્રચાર ઉપર લોકોનું લક્ષ્ય હતું; અત્યારે રાજકીય, આર્થિક સામાજિક પ્રચાર ઉપર છે. પણ પ્રચારકતાનું સર્વવ્યાપી થવાનું આ જમાનાનું વલણ ઇતિહાસ જેવી વિદ્યાઓ માટે ભયંકર છે. જર્મની, ઇટલી અને રશિયામાં આ પ્રચારકદષ્ટિએ સાહિત્યની ભારે દુર્દશા કરી છે. અમદાવાદના બારમા સાહિત્યસંમેલનમાં સાહિત્ય વિભાગના પ્રમુખસ્થાનેથી શ્રી. ક. મા. મુનશીએ આ દુર્દશાનું વર્ણન કર્યું હતું, તે ઘણાને યાદ હશે. પ્રચારલક્ષી ઇતિહાસ નામધારી ગ્રન્થો યે ઘણા લખાય છે. પણ આપણે ત્યાં હજી ઇતિહાસદષ્ટિનો નવો જન્મ થવાનો છે. ત્યાં જ જો એના ઉપર પ્રચારકતા હલ્લો કરશે તો એ બાળક આંધળુંજ જન્મશે. ગુજરાતનું ગૌરવ વધારે, યુવાનોને પ્રેરણા આપે, રોમાંચ ઉત્પન્ન કરે, ગુજરાતને આખી દુનિયામાં નવી પ્રતિષ્ઠા આપે વગેરે વગેરે ઘણું કરી શકે એવા ઇતિહાસો માટે ઘણી વાર માગણી થાય છે. પણ ગુજરાતનો ભૂતકાળ જેટલા ગૌરવવાળો હોય તેથી વધારે ગૌરવવાળો તેને બનાવવાની તાકાત ઇતિહાસમાં નથી. અને જે ગ્રન્થો એવો કીમિયો કરી શકે તે બીજું ગમે તે હોય પણ ઇતિહાસ નથી. સાચો ઇતિહાસ ભૂતાર્થવાદી હોય, અને ઐતિહાસિક દૃષ્ટિનું લક્ષ્ય જેવો હોય તેવો ભૂતાર્થને શોધવો એ છે. ઐતિહાસિક દષ્ટિ આ રીતે વૈજ્ઞાનિક દષ્ટિ છે તો પછી રોમાંચકારી ઇતિહાસનો મોહ શા માટે હોવો જોઇએ? ભૂતકાળ તો ગયો. ભૂતકાળમાં જે બની ગયું તેને અન્યથા કરવું શકય નથી, તો અન્યથા જોવાથી શું ફળ થશે? વર્તમાનને યથેચ્છ ઘડવાનું તથા ભવિષ્યની યથારુચિ કલ્પના કરવાનું આપણા હાથમાં છે. તો પરાક્રમ માટે એ તરફ મોકળું મેદાન રાખી ભૂતકાળને જેવો હોય તેવો રહેવા દઇએ અને જોઇએ, તો શું ખોટું છે? ઐતિહાસિક દષ્ટિની કેળવણી માટે જ ભૂતકાળ ભલે રહે. જેમ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસથી અવલોકનશક્તિ કેળવાય છે તેમ સત્યનિષ્ઠા, તટસ્થદષ્ટિ, શોધક બુદ્ધિ, વૈજ્ઞાનિકવૃત્તિ નમ્રતા વગેરે મોટા ગુણો સાચા શાસ્ત્રીય ઇતિહાસ – સંશોધનદ્વારા ગુજરાતીઓમાં કેળવાય અને ગુજરાતીઓ ઉજ્જવળ ગુણશક્તિ વડે વર્તમાન તથા ભાવિનો દેદીપ્યમાન ઇતિહાસ રચે, એ જ વિશ્વક્રમના મહાઇતિહાસના વિધાતા પાસે પ્રાર્થના છે.

★

## પ્રાચીન વસ્તુઓના સંગ્રહની અને તેની નોંધની આવશ્યકતા

ભારતવર્ષના અથવા ગુજરાતના ઇતિહાસના અસ્થિપંજરરૂપ કાલાનુક્રમ, લગભગ સવાસો વર્ષના પ્રાચ્યતત્ત્વવેત્તા, મુખ્યત્વે પાશ્ચાત્ય અને સ્વલ્પ અંશે પ્રાચ્ય વિદ્વાનોના પ્રયાસને પરિણામે લગભગ તૈયાર થઇ ગયો છે; પરન્તુ આ અસ્થિપંજરમાં યે હજી કોઇ કોઈ અસ્થિઓ ખૂટે છે અને કેટલાંક અસ્થિઓ પોતપોતાને સ્થાને બેઠાં નથી. આજ સુધી થયેલાં કામથી સંતોષી ન બની જતાં, જુદી જુદી શોધખોળની દિશાઓમાં પગેરું ચલાવવાથી ઘણાં નવાં અસ્થિઓ મળવાનો અને પહેલાં જડેલાં અસ્થિઓ યથાસ્થાન ગોઠવાવાનો સંભવ છે. બંગાળી પુરાતત્ત્વવેત્તાઓના પ્રયાસથી છેલ્લાં પંદર વીસ વર્ષમાં આ દેશના તથા બંગાળાના ઇતિહાસ ઉપર કેટલો નવો પ્રકાશ પડયો છે એ તદ્વિદોથી અજાણ્યું નથી. હિંદી વિદ્વાનોની શોધખોળથી રજપૂતાનાનો ઇતિહાસ નવેસરથી લખવો પડે એટલી સામગ્રી એકઠી થઈ છે; જેની વાનગી નાગરી પ્રચારિણી પત્રિકાના અંકોમાં જોઈ શકાય છે. સ્વાભિમાની મહારાષ્ટ્ર, નિષ્કવિદ્યાભિજ્ઞ, પુરાતત્ત્વવિદ્, સદ્ગત ડૉ. ભાઉ દાજી અને પ્રાચ્યતત્ત્વવિદગ્રણી પ્રૌઢ સંસ્કૃતજ્ઞ ડૉ. સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરના સમયથી પોતાનું સંભાળે છે.

જેમ સમગ્ર ભારતવર્ષમાં તેમ આપણા ગુજરાતમાં પણ આ ક્ષેત્રમાં કરવાના કાર્યના તો ઢગલા પડયા છે. ગુજરાતના એક પણ પ્રાચીન સ્થળનો પદ્ધતિપૂર્વક ખોદકામ કરીને અભ્યાસ કરવામાં આવ્યો નથી. 'આ કામ મોટું, ખર્ચાળ તથા તત્કર્માભ્યાસની આવશ્યકતાવાળું છે; વળી સરકારી પ્રાચીન શોધખોળખાતું એ કાર્ય કરે છે' એવા ઉત્તરથી સંતોષ થવો કઠણ છે. આ સરકારી ખાતા પાસે પણ જોઇએ

તેટલા પૈસા નથી. અને આ દેશનાં સેંકડો પ્રાચીન સ્થળોમાં પણ પદ્ધતિપૂર્વક ખોદકામનું કાર્ય પૂરું થયું નથી. સમગ્ર ભારતવર્ષના ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી તથા યવનાદિ પરદેશી મુસાફરોએ જેને વિષે પુષ્કળ નોંધો કરી હોય એવાં સ્થાનો પહેલાં હાથમાં લેવાની, સરકારી ખાતાની સ્વાભાવિક નીતિ છે. આ ખાતાના વડા અધિકારી સર માર્શલ કેટલાં વર્ષોથી તક્ષશિલા પાસે પડયા છે! આ સ્થિતિમાં ગુજરાતનો વારો ક્યારે આવે? ભોપાલની બેગમે સાંચી માટે જેવી ઉદાર મદદ કરી તેવી કાઠિયાવાડના રાજાઓ કે ગુજરાતના શ્રીમંતો ન કરે એમ માનવાનું કારણ નથી. તજ્જ્ઞ માણસો તો સરકાર પાસેથી માગ્યાં મળશે ને પુરાતત્ત્વમંદિર નવાં તૈયાર પણ કરી શકે. પણ આ અવશ્યકર્તવ્ય કાર્ય પુરાતત્ત્વમંદિરે પોતાના કાર્યક્ષેત્રમાં જરૂર લેવું જોઈએ.

ઉપર કહેલ ખોદકામને અંગે નવાં તામ્રપત્રો જડે તે જુદી વાત; બાકી અત્યાર સુધી ગુજરાતમાં જડેલાં ઘણાંખરાં તામ્રપત્રો ઉકેલાયાં છે અને બાકીનાંને ઉકેલવાની પ્રવૃત્તિ ચાલુ છે. બહારના લગભગ બધા શિલાલેખોની નકલો લેવાઇ ગઇ છે. પણ જૈનમંદિરોમાં મૂર્તિ-ઓના આસન ઉપર લેખો કોતરાવવાનો રિવાજ હતો, તેથી આવા હજારો લેખો ગુજરાતમાં હશે. હમણાં હમણાં જૈન વિદ્વાનોએ આ લેખોના સંગ્રહનું તથા પ્રકાશનનું કાર્ય કરવા માંડયું છે. આ લેખો ગુજરાતના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ નાખશે. પુરાતત્ત્વમંદિરના આચાર્ય પોતે જ આ દિશામાં પ્રયત્નશીલ છે, એટલે એમાંથી સારા ફળની જ આશા રહે છે. આ સિવાય હાલમાં તો પ્રાચીન સાહિત્યના અધ્યયન–અધ્યાપનરૂપ બ્રહ્મકર્મમાં પુરાતત્ત્વમંદિર મોટે ભાગે રોકાયેલું છે. પ્રાચીન સાહિત્યના અભ્યાસની ઐતિહાસિક ઉપયોગિતાનું માપ કાઢવું મુશ્કેલ છે. વધારે ઊંડી ડૂબકી મારનારને વધારે રત્નો મળવાનો સંભવ છે. પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થોની અને તેમાં પણ ખાસ કરીને જૈન ગ્રન્થોની પુષ્પિકાઓમાં તિથિપૂર્વક સ્પષ્ટ ઐતિહાસિક ઉલ્લેખો હોય છે અને આવા ઉલ્લેખોના શોધ તથા સંગ્રહ માટે હજી યત્ન કરવાની જરૂર છે. પુષ્પિકાઓ ઉપરાંત પ્રાચીન સાહિત્યના કલેવરમાંથી ભાષાનો તથા વિચારનો પરાપૂર્વ ક્રમ અને આ દેશની તે તે સમયની સામાજિક, રાજકીય, આર્થિક અને ધાર્મિક સ્થિતિ વિષે નાનાવિધ

સૂચનો મળે છે. આપણા પ્રાચીન સાહિત્યમાં રાજકીય તથા દેશકાળદર્શક સૂચનો કંઈક ઓછાં મળે છે એ વાત ખરી, પણ તેમાં આલેખાયેલાં સામાજિક અને ધાર્મિક સ્થિતિનાં અદ્દભુત સ્પષ્ટ ચિત્રે ઉપલી ખામીનો ખંગ વાળી દીધો છે. વળી કેવળ રાજકીય ઊથલપાથલની તવારીખ અને રાજકીય પુરુષોનાં ચરિત્રો એ જ ઇતિહાસ, એવી ઇતિહાસનાં સ્વરૂપ વિષેની જૂની ભાવના હમણાં બદલાઇ ગઈ છે. સમસ્ત પ્રજાના આંતરબાહ્ય જીવનક્રમનું કારણકાર્યદર્શક યથાર્થ નિરૂપણ એ ઇતિહાસ, એવી વ્યાખ્યા આજકાલ બહુમાન્ય થઈ છે. સ્વપ્રજા કે સ્વદેશના અભિમાન કરતાં અખંડ માનવજાતિના ઉત્કર્ષને સંમુખ રાખી કેવળ તટસ્થ તથા સત્યસ્પર્શી દૃષ્ટિથી ઇતિહાસો લખાવા જોઈએ. આ આદર્શને હજી સંપૂર્ણરૂપે પ્રાપ્ત કરી શકાયો નથી, પણ એ માર્ગ જ સાચો છે અને યથાશક્તિ એ માર્ગે જ ઇતિહાસલેખકોએ પ્રયાણ કરવું જોઈએ. એટલું તો બધા ઇતિહાસતત્ત્વવિચારકોને સંમત છે અને એ દૃષ્ટિએ જોતાં આપણા પ્રાચીન સાહિત્યમાં ખરા ઇતિહાસનાં અસંખ્ય બીજો પડ્યાં છે. આ બીજો શોધવાનું ઉપયોગી કાર્ય પુરાતત્ત્વમંદિરના ઉપાસકો ભક્તિપૂર્વક કરે છે અને એમની શોધખોળનું પરિણામ પુરાતત્ત્વમાં પ્રગટ થયા કરે છે; પણ નિષ્કવિદ્યાભ્યાસ, પ્રાચીન લેખવાચન, પ્રાચીન વસ્તુપરીક્ષણ વગેરે પુરાતત્ત્વવિદ્યાનાં આવશ્યક અંગોનાં પરિશીલન તથા પ્રકાશન સાથે આ દેશની કળાનાં સ્થાપત્ય, શિલ્પ, ચિત્રકળા આદિ અંગોને ભૂલવાં જોઈતાં નથી. આપણી પ્રાચીન કળાનાં વિવિધ અંગોનાં અભ્યાસનાં ફળ પુરાતત્ત્વમાં પ્રકાશિત થવાથી એ ત્રૈમાસિક સર્વાંગસુંદર અને સર્વગ્રાહી બનશે.

આ દેશની સ્થાપત્યકળાનો, ફર્ગ્યુસનથી હાવેલ સુધીના અનેક કળાભિજ્ઞોએ સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે. આ દેશની સ્થાપત્યકળાના પ્રવાહને જીવતો રાખવા માટે હાવેલે કરેલો સ્તુત્ય પ્રયાસ સુવિદિત છે. કળામર્મજ્ઞ હાવેલ મહાશયે આ દેશને પરાધીન કરનાર સત્તાનો પોતે પણ પ્રતિનિધિ છે એ અભિમાનને તથા પાશ્ચાત્ય કળાના પૂર્વગ્રહોને છોડી દઇને, શુદ્ધ સૌંદર્યપ્રેક્ષકની દ્રષ્ટિથી આપણી પ્રાચીન કળાનાં સનાતન સુંદર તત્ત્વોને જે મર્મગ્રાહી કળારસિકતાથી સ્ફુટ કર્યાં છે, તે રસિકતાને આપણે અપનાવવી જોઈએ. પુરાતત્ત્વમંદિરમાં

જેવું વિશાળ પુસ્તકાલય થયું છે, તેવું પ્રાચીન કળાનું સંગ્રહાલય થાય ત્યારે પ્રાચીન કળાના અભ્યાસ માટે અનુકૂળતા થાય. આવું કળાનું સંગ્રહસ્થાન કળાના વર્તમાન ઉપાસકોને તો ઉપયોગી થાય જ, પણ એથી યે વિશેષ ઇતિહાસના અભ્યાસીને ઉપયોગી છે. સાંચી કે અમરાવતીના સ્તૂપના પથ્થરાઓમાં કોતરાયેલી બૌદ્ધકથાઓમાં આપણા તે તે કાળના સંસારનું પ્રત્યક્ષવત્ દેખાતું ચિત્ર કેટલું આબેહૂબ છે, એ તે તે સ્તૂપો જોનાર જ સમજી શકે છે. એ જ રીતે ધારાપુરી અને એલાપુરની ગુફાઓ જોવાથી તે તે કાળના શૈવધર્મનું સ્વરૂપ શૈવભકતોનો ભક્ત્યુદ્રેક, તે કાળની સ્થાપત્ય તથા શિલ્પકળાનું હૃદયહારી સ્વરૂપ, ધર્મપ્રચાર માટેની આપણી ઉત્કટ વાસના વગેરે આપણા તે કાળના સમાજની વિવિધ વાતોનો, આપણી આંખ આગળ તાદૃશ ચિતાર ખડો થાય છે. કોઇ પુસ્તકો આવો તાદૃશ ચિતાર દર્શાવી શકતાં નથી. આટલે દૂર જવાની પણ જરૂર નથી. ગુજરાતમાં જ મોઢેરાના મંદિરનું ખંડેર સૂર્યપૂજાના પ્રચારનો કે રુદ્રમહાલય અથવા સોમનાથના ભગ્નાવશેષો શિવપૂજાના પ્રચારનો જે ખ્યાલ આપી શકે છે તે બીજી કોઇ રીતે મળવાનો સંભવ નથી. ઉપરના દાખલાઓમાં તે તે અવશેષોનું સચિત્ર વર્ણન પ્રકટ થઈ ગયું છે પણ હજી આ દેશમાં હજારો એવા અવશેષો પડયા છે કે, જેનો ઉદ્ધાર થવાથી પુરાતત્ત્વના, પ્રાચીન કળાના તથા આ દેશમાં ધર્મપ્રચારના ક્રમના અભ્યાસમાં ઘણી મદદ મળવાનો સંભવ છે.

સ્થાપત્યકળાના અભ્યાસમાં તો કાંઈ મુશ્કેલી નથી. મંદિરો, કિલ્લાઓ, મસીદો વગેરે સ્થાપત્યના નમૂનાઓ બધા જોઈ શકે છે. આ દેશની બૌદ્ધમૂર્તિઓનો અભ્યાસ પણ સહેલાઈથી થઈ શકે છે. હજારો નમૂનાઓ મૂળ સ્થાનમાં, તેની આસપાસ કે જુદાં જુદાં સંગ્રહસ્થાનોમાં જોવા મળે છે. ચિત્રકળા પ્રાચીન, મોગલ કે રજપૂતના નમૂનાઓ યે ખુલ્લા છે. પણ હિંદુમૂર્તિઓના અભ્યાસ માટે જરા જુદી સ્થિતિ છે. જૂનાં ખંડેરોની અપૂજિત મૂર્તિઓ માટે કોઈ જાતનો બાધ ન હોવાથી પાશ્ચાત્ય પ્રેક્ષકોએ આવી મૂર્તિઓનાં સચિત્ર વર્ણનો પ્રકટ કર્યાં છે. પણ આ દેશનાં લાખો મંદિરોમાં નિત્ય પૂજાતી, મોટે ભાગે ગર્ભગૃહના અંધકારમાં વિરાજતી મૂર્તિઓનાં દર્શન સ્વભક્તોને યે દુર્લભ રહે છે, તો પરદેશીઓને તો કયાંથી જ સુલભ થાય? દક્ષિણમાં

જળવાઇ રહેલા આગમોના તથા મૂર્તિવિદ્યાના અભ્યાસી ગોપીનાથ-રાવે 'હિંદુ મૂર્તિવિદ્યા' ( Hindu Iconography ) નામનાં ચાર મોટાં પુસ્તકોમાં, વર્ણન સાથે આપણા ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયોના ભિન્ન ભિન્ન પૂજ્ય દેવોની જુદી જુદી સ્થિતિમાં હાલમાં વિરાજતી મૂર્તિઓનાં ચિત્રોનો જે જબરો સંગ્રહ બહાર પાડયો છે તે જોવાથી આ પ્રકારનાં કાર્યની ઐતિહાસિક કળાવિષયક ઉપયોગિતા સહેજે સમજાશે. દ્રાવિડમાં જળવાઈ રહેલા આગમોમાં મૂર્તિરચના વિષે જે સ્પષ્ટ સૂચનાઓ મળે છે તથા આખા દક્ષિણ દેશમાં હજાર હજાર વર્ષનાં જૂનાં, હજી ઊભેલાં તથા અત્રુટિત પરંપરા વડે જેની હજી પૂજા ચાલે છે, એવી મૂર્તિઓવાળાં સેંકડો મંદિરો જુદે જુદે સ્થળે છે. આ પરિસ્થિતિનો લાભ લઇને ગોપીનાથરાવે અણખેડેલા ક્ષેત્રને સુંદર રીતે ખેડયું છે. ઉત્તરમાં અનુકૂળતા કાંઇક ઓછી છે, તેમ એવો અભ્યાસી યે હજી નથી જાગ્યો. ગુજરાતની મૂર્તિઓ માટે આવું કામ પુરાતત્ત્વમંદિર કરાવી શકે.

આ દેશનો ધાર્મિક ઇતિહાસ બરાબર સમજ્યા વગર સામાન્ય ઇતિહાસનું સ્વરૂપ સમજાવું મુશ્કેલ પડે, એટલી આપણા સમગ્ર જીવન ઉપર અને પરિણામે આ દેશના સામાન્ય ઇતિહાસક્રમ ઉપર ધાર્મિક ઇતિહાસે અસર કરી છે. અને ધાર્મિક ઇતિહાસનાં જુદાં જુદાં પ્રકરણો ઉકેલવામાં મૂર્તિઓ કેવી મદદ કરે છે એ આ દિશામાં કામ કરનારથી અજાણ્યું નથી. એક દાખલાથી વક્તવ્ય વધારે સ્પષ્ટ થશે.

ભરૂચ, ગુજરાતનું અતિપ્રાચીન અને આખા ભારતવર્ષનાં પ્રાચીન શહેરોમાંનું એક છે. પરદેશીઓના નોંધોથી એના પ્રાચીન વેપાર ઉપર ઘણો પ્રકાશ પડે છે. અને પાછળથી યે રાજકીય સ્થિતિ સાથે એના વેપાર વિષે ઠીક માહિતી મળે છે. પણ ધાર્મિક ફેરફારો વિષે આપણે ઘણું ઓછું જાણીએ એટલે ગુજરાતના સામાન્ય ધાર્મિક ઇતિહાસ ઉપરથી અનુમાન કરવાનું રહે છે. ગુજરાતી પ્રાચીન ધાર્મિક સ્થિતિ વિષે પણ આપણું જ્ઞાન ઘણું અધૂરૂં છે. અને ગુજરાતના જુદા જુદા ભાગોની પ્રાચીન સ્થિતિ વિષે જેમ જેમ આપણું જ્ઞાન વધતું જશે તેમ તેમ સમગ્ર ગુજરાતનો ઇતિહાસ સ્પષ્ટ થતો જશે.

ભરૂચનાં હાલનાં મંદિરોનું અવલોકન કરતાં કરતાં એ જૂના શહેરે જૂના કાળમાં જોયેલા ધાર્મિક ફેરફારો મને કેવા સમજાયા, એ

ટૂંકામાં કહી જવાથી મારો મુદ્દો બરાબર સમજાશે. ભરૂચમાં હમણાં શૈવ મંદિરો સૌથી વધારે છે. થોડાં વૈષ્ણવ કે માતાનાં મંદિરો છે પણ તે વલ્લભ–સંપ્રદાયની જમાવટ થયા પછી, મોટે ભાગે મરાઠી સત્તાના વખતમાં થયેલાં છે. લાટમાં કારવણમાં લકુલીશ પાશુપતનું સ્થાન, નર્મદાનો કાંઠો એ શૈવતીર્થ અને હાલમાં ભરૂચમાં શૈવમંદિરોની અધિકતા એ ત્રણે બાબતને સાથે લેતાં, 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' લખ્યો ત્યાં સુધી મને એમજ લાગતું હતું કે, ભરૂચ જૂના કાળથી શૈવધર્મનું જ ધામ છે; પણ ત્યાંના શૈવમંદિરોએ જ મને નવું દર્શન કરાવ્યું.

ભરૂચનાં શૈવમંદિરો એની બાંધણી જોતાં છેક હમણાંનાં – છેલ્લાં ૨૦૦ વર્ષની અંદરનાં છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. ગામના લોકો પાસેથી જુદાં જુદાં મંદિરો વિષે જે હકીકત જાણવામાં આવે છે તેથી પણ એવો જ નિશ્ચય થાય છે. પણ ઘણાં ખરાં મંદિરો ટેકરાથી નીચે નર્મદાના કાંઠા ઉપર આવેલાં છે એ સ્થિતિ જોતાં તથા દંતકથાના તેમજ રેવાખંડના આધાર ઉપરથી એટલું માની શકાય છે કે, હાલનાં મંદિરોને સ્થળે જ હાલના નામનાં જ શૈવ મંદિરો પહેલાં પણ હશે. મુસલમાની વખતમાં એમના મૂર્તિવિનાશક જુસ્સાની અસરથી કે નર્મદાના પાણીના મારાથી જૂનાં મંદિરો પડી ગયાં અને એ સ્થાને ભક્તોએ નવાં, આ કાળને ઉચિત, નાના માપનાં મંદિરો ઊભાં કર્યાં. કેટલાંકનો જીર્ણોદ્ધાર તો ભરૂચમાં અત્યારે જીવતાં માણસોએ કર્યો છે અને બીજાં કેટલાંકનો હાલના વૃદ્ધોની સાંભરણમાં જીર્ણોદ્ધાર થયો છે. ભરૂચના એક છેડાથી બીજા છેડા સુધી નર્મદાના સળંગ કાંઠા ઉપર જે વખતે શૈવમંદિરો થયાં, તે વખતે એ સ્થળે શૈવ-ધર્મનો સારો પ્રચાર હોવો જોઈએ. કદાચ રેવાખંડ અને નર્મદાનાં શિવભક્તિ સાથે સંબંધવાળાં સ્તોત્રો એ વખતે જ થયાં હશે. ભરૂચમાં શૈવધર્મનું આવું જોર કયારે હતું ? જૂના ઇતિહાસનાં પ્રસિદ્ધ સાધનો-માંથી આ પ્રશ્નના ઉકેલ માટે કાંઈ પ્રકાશ મળતો નથી, પણ હાલનાં મંદિરો જ અણધાર્યો દીવો ધરે છે.

મેં જોયેલાં ભરૂચનાં શૈવમંદિરોમાં ગર્ભગૃહના તથા અન્તરાલના ગોખલાઓમાં અને આંગણાની દીવાલોમાં અનેક મૂર્તિઓ બેસાડેલી જોઈ, પણ કયાંય લકુલીશ પાશુપતની મૂર્તિ જોવામાં ન આવી.

કારવણુ, લાટમાં જ હોવા છતાં ભરૂચમાં લકુલીશની મૂર્તિનો અભાવ ખાસ સૂચક છે. સોમનાથ તો ૧૧ મા ૧૨ મા શતકમાં પાશુપત-ધર્મનું ધામ હતું.[1] કાઠિયાવાડમાં બીજે પણ પાશુપત-સંપ્રદાયના પ્રચારની વિરલ નિશાનીઓ જળવાઈ રહી છે અને ભરૂચમાં નથી; એ ઉપરથી ૧૧મા ૧૨મા શતકમાં પાશુપત-સંપ્રદાયના જોર વખતે ભરૂચમાં શૈવધર્મનો પ્રચાર નહિ હોય એમ જણાય છે. આ શૈવ-મંદિરોમાં જ જળવાઈ રહેલી જૂની મૂર્તિઓ આ અનુમાનને સબળ ટેકો આપે છે.

ભરૂચનાં ઘણાખરાં શૈવમંદિરોની ( માતાના મંદિરની પણ ) આસપાસ ગર્ભગૃહના કે અન્તરાલમાં ચણી લીધેલ કે ગોખ કરી બેસાડેલ અથવા આંગણાની જમીનમાં અર્ધી દટાયેલ, થોડે ઘણે અંશે ખંડિત, જૂની વૈષ્ણવ મૂર્તિઓ જોવામાં આવે છે. આ સાથે ક્વચિત્ ભગવાન બુદ્ધનાં માથાંઓ કે જૈન મૂર્તિઓ પણ દેખાય છે. આ જૂના અવશેષોમાંથી થોડાની ટૂંકી નોંધ આ વિચારમાં ઉપયોગી થશે.

ભરૂચની ઉત્તરમાં સિંધવાઈ માતાનું મંદિર છે. એના આંગણામાં શંકરના નાના મંદિરની પછીત આગળ શંખચક્રગદાપદ્મધારી ચતુર્ભુજ વિષ્ણુની એક ઊભી મૂર્તિ તથા એક મધ્યમાં બેઠેલી ત્રુટિત મૂર્તિવાળો તોરણનો કટકો પડ્યો છે અને અંદર એક બુદ્ધ મસ્તક પડ્યું છે.

ગામની વચ્ચે નવડેરા આગળના ભૃગુપુરશંકર મંદિરમાં આંગણાના એક ગોખમાં, મધ્યમાં બે હાથવાળી ઉભડક બેઠેલી, માથે કિરીટધારી ખંડિત મૂર્તિવાળું એક જૂનું તોરણ પડ્યું છે અને ગર્ભગૃહના દ્વાર પાસેના ગોખલામાં ગરુડની સુંદર આકૃતિવાળી એક ઊભી મૂર્તિ છે. શિવગૃહના જમણે પડખે ગણપતિગૃહની બાજુમાં રમણીય આકૃતિવાળું એક બુદ્ધ મસ્તક પડ્યું છે.

નર્મદાના કાંઠા ઉપર કામનાથના મંદિરના આંગણામાં ઝાડ નીચે બે બુદ્ધ મસ્તકો પડ્યાં છે. નવચોકીને ઓવારે કૈવલ્યનાથના જીર્ણ મંદિરમાં ગોખલામાં મહિષાસુરમર્દિનીની જૂની મૂર્તિ છે.

અવિમુક્તેશ્વરની ધર્મશાળાની દીવાલમાં ચણેલી શંખચક્રગદાપદ્મધારી ચતુર્ભુજ વિષ્ણુની ઊભી મૂર્તિ છે, એનું આકૃતિસૌષ્ઠવ ઠીક છે. ત્યાંજ બીજી વિષ્ણુની બેઠેલી, પણ વધારે ખવાઈ ગયેલી ( ચૂનાનો પથ્થર

---

૧ જુઓ; મારો 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ'

હોવાથી ) મૂર્તિ છે. બન્ને જૂની કારીગરીની છે. આજ મંદિરની સામે પીપળાના ઝાડને ઓથે બોધિસત્ત્વની આકૃતિવાળો એક અર્ધો પથરો પડ્યો છે. આજ મંદિરના આંગણાની દીવાલમાં જુદા જુદા ગોખમાં પાંચ ઊભી અને એક બેઠેલી જૈન મૂર્તિઓ છે અને અંદર અન્તરાલના ગોખલામાં એક ગરુડની મૂર્તિ છે. ગર્ભગૃહના ગોખલાઓમાં દત્તાત્રેય વગેરેની જૂની ખંડિત મૂર્તિઓના કટકા સાથે એક ગોખલામાં જૂનો સૂર્યનો રથ છે અને એ રથમાં સૂર્યની અને અરુણની બન્નેની મૂર્તિઓ છે.

નર્મદાના કાંઠા ઉપર આગળ ચાલતાં ભૃગુઋષિના મંદિરની બાજુમાં નવા ચણાવેલા એક નાના મંદિરમાં એક ચતુર્ભુજ વિષ્ણુની અને બીજી વરાહની મૂર્તિઓ છે. એ જ મંદિરના ગર્ભગૃહના ગોખલાઓમાં વિષ્ણુની ચાર પાંચ ઊભી મૂર્તિઓ છે; જેમાં ચાર ફૂટ ઊંચી, શંખચક્રગદાપદ્મધારી વનમાલી વિષ્ણુની અખંડિત પણ પ્રાચીન મૂર્તિની આકૃતિ ખરેખર રમણીય છે. એક ગોખલામાં સમુદ્રમંથનનો દેખાવ કોતરેલો પથ્થર ચણી લીધો છે.

સિદ્ધનાથના મંદિરના આંગણામાં વિષ્ણુની ચતુર્ભુજ મૂર્તિ જમીનમાં દટાયેલી પડી છે.

ઉપલી નોંધ અત્યંત અપૂર્ણ છે પણ દિગ્દર્શક થશે એવી આશા છે. ઉપર કહેલા તથા બીજા જૂના અવશેષો જોઇને ભરૂચનું ધાર્મિક ચિત્ર આ પ્રમાણે મૂકી શકાય : અતિપ્રાચીન કાળમાં ભરૂચમાં બૌદ્ધધર્મનું અને તે પછી જૈનધર્મનું જોર હશે. ભરૂચ વિષે જાતકમાળામાં ઉલ્લેખો છે તે તો આથી યે જૂના કાળના ભરૂચના સમજવા. પછી વૈષ્ણવધર્મનું જોર થયું; આ વૈષ્ણવધર્મ તે અસાંપ્રદાયિક પૌરાણિક વૈષ્ણવધર્મ.[૧] ભરૂચમાં એ જૂના વૈષ્ણવધર્મનું જોર ક્યાં સુધી રહ્યું એ કહેવું મુશ્કેલ છે. પછી ૧૧ મા અને ૧૨ મા શતકમાં સોમનાથ – સૌરાષ્ટ્રમાં પાશુપત–સંપ્રદાયનું જોર જામ્યું. વલ્લભ–સંપ્રદાય ગુજરાતમાં જે વખતે પ્રસરતો હતો તે વખતે ભરૂચમાં શૈવધર્મ જોરમાં હશે.

દોઢ હજારથી વધારે વર્ષના ઉપર કહેલા ધાર્મિક ઇતિહાસની નિશાનીઓનો મોટો ભાગ નર્મદા ગળી ગઈ છે. અને છેવટ હાલનાં

૧ જુઓ; મારો 'વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' આ. ૨, પ્ર. ૨૬

શૈવમંદિરો જૂની જગ્યાએ ફરી બંધાયાં ત્યારે પાયા વગેરે ખોદતાં જે મૂર્તિ, તોરણ વગેરે જૂના પૂજ્ય પથરાઓ મળ્યા તે ગોખલા, દીવાલો વગેરેમાં પડ્યા છે; બાકીના સ્થાપત્યના ભાગોનો તો ચૂનો થઈ ગયો હશે.

મારું વિવક્ષિત સ્પષ્ટતર થાય માટે ઉપર ભરૂચનો દાખલો આપ્યો છે. પણ ભારતવર્ષના બીજા ભાગો પેઠે ગુજરાતમાં બધાં જૂનાં નગરો તથા તીર્થસ્થાનોની આસપાસ હજારો પથરા વેરાયેલા પડ્યા છે. આ ઉપેક્ષિત પથરાઓમાં આપણા પ્રાચીન ઇતિહાસના અનેક અંધારા ખૂણાઓને પ્રકાશિત કરવાની શક્તિ છે. પણ એ માટે બની શકે તેટલાનો પુરાતત્ત્વમંદિરમાં સંગ્રહ કરવાની અને બાકીનાની સૂક્ષ્મ અવલોકનપૂર્વક સચિત્ર નોંધ કરાવી તે પ્રગટ કરવાની અત્યંત જરૂર છે. આ મોટું કામ પુરાતત્ત્વમંદિર આગળ પડ્યું છે. સરકારે પ્રાચીન વસ્તુઓની નોંધો પ્રકટ કરી છે પણ મોટું મોટું કામ કામ થયું છે, ઝીણી સેવા કરવાની હજી ઘણી બાકી છે. આ સેવા આપણે હાથે જ થઈ શકશે. અંતમાં પ્રાચીન વસ્તુઓનું સંગ્રહસ્થાન ધીમે ધીમે ઊભું કરવાની અને ગુજરાતની સર્વ પ્રાચીન વસ્તુઓની સવિસ્તર અને સચિત્ર નોંધ ક્રમે ક્રમે તૈયાર કરાવી પ્રકટ કરવાની, પુરાતત્ત્વમંદિરને વિજ્ઞપ્તિ સાથે આ લેખ પૂરો કરું છું.

તા. ક. ઉપર પુરાતત્ત્વમંદિરને ઉદ્દેશીને જે કહેવાયું છે તે હવે ગુ. વ. સો., ભારતીય વિદ્યા ભવન, ગુ. વ. રી. ઓ. વગેરેને ઉદ્દેશીને હજી કહી શકાય એમ છે.

★

# ' રાણક એક નહીં બે ? 'ની ચર્ચા

'**આંધી**' વાર્ષિકમાં મુ. શ્રી. બલવન્તરાય ઠાકોરનો 'રાણક એક નહીં બે ?' એ નામનો લેખ છપાયેલો. 'આંધી' તો જોયું નથી; પણ એ લેખ, તે ઉપર 'પ્રજાબંધુ'ના 'સાહિત્યપ્રિય'ની ટીકા અને 'રાણકદેવી અને રા'ખેંગાર' નામનો મુ. શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાનો 'પ્રજાબંધુ'માં આવેલો લેખ—એ બધું 'શારદા' (ડિસેમ્બર અંક)માં વાંચ્યું; ને મને પણ એ ચર્ચામાં પડવાનું મન થયું.

મુ. શ્રી. બલુભાઇએ "મારુ પાટણદેશ" વગેરે રાણકદેવીના કહેવાતા સોરઠા યથાર્થ હોય તો, રાણક પાટણ આવી હોવી જોઇએ; "વાયે ફરકે મૂછડી" એ ત્રીજા સોરઠા પ્રમાણે રા'ખેંગારનું શબ પણ પાટણ લાવવામાં આવ્યું હોવું જોઇએ અને લોકપ્રચલિત દંતકથા પ્રમાણે તથા ચોથા સોરઠા પ્રમાણે રાણકદેવી વઢવાણ આગળ સતી થઇ; એટલે ત્રીજો સોરઠો સાચો હોય તો, શબને પાછું વઢવાણ લાવ્યા હોય; જો ખેંગાર જૂનાગઢ આગળ જ મર્યો હોય, તો તેના શબને આ રીતે જૂનાગઢથી પાટણ અને પાટણથી વઢવાણ લઇ જાય એ અસંભવિત ગણ્યું છે. અને આ મુશ્કેલીનો ઉકેલ "રાણક બે – એક જૂનાગઢના રાજાની રાણી અને બીજી વઢવાણના કોઇ રાજાની રાણી; વઢવાણ આગળ સતી થઇ હશે તે બીજી અને જતે દહાડે વઢવાણની રાણક લોકસાહિત્યમાં જળવાઇ રહેતાં વઢવાણ આગળ સતી થયેલી રાણક જૂનાગઢના ખેંગારની રાણી મનાવા લાગી." એમ સૂચવ્યો છે.

મુ. શ્રી. બલુભાઇનાં બે વિધાનો: (૧) "કંઠસ્થ સાહિત્યને કે કોઇ પણ પ્રકારની દંતકથાને ઇતિહાસમાં વિશ્વસનીય ગણાવાને પાત્ર સાધનોમાં ગણવાં નહિ," અને (૨) "ખેંગારની રાણકદેવડી વઢવાણમાં કે પાટણમાં સતી થઇ એ માની શકાય નહિ." મને મોટે ભાગે માન્ય

છે. માત્ર બીજા વિધાનમાં 'ખેંગાર જૂનાગઢ આગળ મર્યો હોય તો' એટલું ઉમેરવું જોઇએ.

હવે રાણક એ માનવામાં ખાસ વાંધો મને દેખાતો નથી. મારા ધારવા પ્રમાણે એ વખતમાં ઘણા ખંડિયા રાજાઓ 'રાણક' કહેવાતા. ધોળકાના લવણપ્રસાદને તથા તેના પુત્ર વીરધવલને ગિરનાર વગેરેના ઉત્કીર્ણ લેખોમાં રાણક જ કહેલ છે. (જુઓ; રિવાઇઝડ લિસ્ટ ઑફ આર્કિઓલૉજિકલ રિમેઇન્સ ઇન ધ બોમ્બે પ્રેસિડન્સીમાં – ગિરનારના લેખો). અને રાણકની સ્ત્રી તે રાણકી, એ રીતે રાણકી સામાન્ય નામ હોવાનો પણ સંભવ છે. ખેંગારની રાણીનું સાચું નામ જૂનાં લખાણોમાં કે દંતકથામાં જળવાઇ રહેલું ન હોવાથી રાણકી – રાણકદેવી એ જ નામ પડી ગયું હોવાનો સંભવ છે.

આ ગમે તેમ હો, પણ મુ. શ્રી. નરસિંહરાવભાઈ "જૂનાગઢથી પાટણ જતાં રસ્તામાં વઢવાણ આવ્યું અને ત્યાં રાણક સતી થઈ એ અસંભવવાળી વાત નથી." એમ કહે છે, પણ એમ માનતાં પાટણના વર્ણનવાળા સોરઠાનું શું કરવું ?

વળી તેઓ "રાસમાળામાં ઇતિહાસમૂલક કથા અને તુરીઓના દુહા ઉપરથા ફલિત કથા વચ્ચે વિરોધ આવે છે." એમ સ્વીકારે છે પણ 'રાસમાળામાં ઇતિહાસમૂલક કથા' એટલે શું ? તુરીઓના દુહાઓ અને તે સાથેની કથા તથા ભાટોની ખ્યાતોમાં આપેલી કથા, એ બેય ઉપરથી શ્રી. ફાર્બસ સાહેબે જેટલી વાત સંભવિત ગણી તેટલી પહેલાં આપી છે અને પછી તુરીઓની કથા જેમની તેમ આપી છે. (જુઓ; રાસમાળા મૂળની ઈ. સ. ૧૮૭૮ની આવૃત્તિ પૃ. ૧૧૮થી આગળ તથા ગુજરાતી ભાષાંતરની આવૃત્તિ ત્રીજી પૃ. ૨૦૦થી આગળ).

ખરી રીતે તુરીઓની કથા મુ. બલુભાઇએ શંકા કરી છે તેમ અતિ અસંભવદોષવાળી છે. તો ભાટોની કથા એ કરતાં ઓછા પણ અસંભવદોષવાળી તો છે જ.

અને ઉપર કહેલા જ લેખમાં 'પ્રબંધચિંતામણિ'ના વર્ણન ઉપરથી "નવઘણ અને ખેંગાર તે બાપ દીકરો કે બે એક જણનાં નામ ?" એ નવી શંકા મુ. શ્રી. નરસિંહરાવભાઇએ ઉપસ્થિત કરી છે.

આ શંકા યોગ્ય જ છે. પ્ર. ચિં. ના વર્ણનમાંથી એ સહજ ઊઠે

છે. સદ્‌ગત ફાર્બસ સાહેબને લગભગ પોણોસો વર્ષ પહેલાં એ શંકા ઊઠેલી. (જુઓ; એજન પૃ. ૧૧૮ તથા પૃ. ૨૦૦).

'પ્રબંધચિંતામણિ'નું અંગ્રેજી ભાષાંતર કરનાર શ્રી. ટૉનીએ પણ ટિપ્પણીમાં ફાર્બસ સાહેબે ઊઠાવેલી આ શંકા નોંધી છે પણ કાંઈ ખુલાસો સૂચવ્યો નથી. (જુઓ; અંગ્રેજી ભાષાંતર પૃ. ૯૫ ટિ. ૧).

ઉપર કહેલી, બે મોટા વિદ્વાનોએ ઉઠાવેલી શંકાઓના વિષયમાં ગુજરાતના ઇતિહાસનાં ઓછાંવત્તાં વિશ્વસનીય સાધનો શું કહે છે અને એ બધાંની તુલનામાંથી શું ફલિત થાય છે તેનો વિચાર નીચે ટૂંકામાં કર્યો છે.

'પ્રજાબંધુ'ની તથા મુંબઈના એક છાપાની છાપાશાઈ આક્ષેપાત્મક ટીકામાં ઐતિહાસિક વિચારમાં ઉપયોગી કાંઈ તત્ત્વ ન હોવાથી એની ઉપેક્ષા જ કરી છે.

સિદ્ધરાજના સમકાલીન લેખક હેમચંદ્રે કે વડનગર પ્રાકાર પ્રશસ્તિ લખનાર સિદ્ધરાજના મિત્ર કવિ શ્રીપાલે જૂનાગઢ ઉપરની ચડાઈની નોંધ જ કરી નથી; પણ સિદ્ધરાજના સમયના વિ. સં. ૧૧૯૬ના દોહદ (પંચમહાલ)ના લેખમાં સોરઠના રાજાને કેદમાં નાખ્યાનું સ્પષ્ટ કથન છે. જુઓ :—

श्री जयसिंहदेवोस्ति भूपो गुर्जर मंडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥

(ઇન્ડિયન ઍન્ટિકવેરી પુ. ૧૦ પૃ. ૧૫૯)

અર્થ:–"ગુર્જરમંડલમાં શ્રી. જયસિંહદેવ નામનો રાજા છે, જેણે સોરઠના અને માળવાના રાજાને કેદમાં નાખ્યા હતા."

પણ આ લેખમાં સોરઠના રાજાનું નામ નથી. સિદ્ધરાજના સમય પછી લગભગ એંસી વર્ષે ગુર્જરેશ્વર–પુરોહિતે લખેલ કીર્તિકૌમુદીમાં આ રાજાનું નામ ખેંગાર સ્પષ્ટ લખ્યું છે :—

अपार पौरुषोद्गारं खंगारं गुरुमत्सरः ।
सौराष्ट्रं पिष्टवानाजौ करिणं केसरीव यः ॥

कीर्तिकौमुदी स. २ श्लो. २५

અર્થ:–"અતિમત્સરવાળા જેણે (સિદ્ધરાજ જયસિંહે) અપાર પુરુષાતનવાળા સોરઠના ખેંગારને, કેસરીસિંહ જેમ હાથીને પીસી નાખે તેમ લડાઈમાં પીસી નાખ્યો."

( આ શ્લોકમાંના પીસી નાખ્યો - पिष्टवान् શબ્દનો અર્થ મારી નાખ્યો એમ કરવાની જરૂર નથી. હરાવ્યો એટલો જ અર્થ થઈ શકે.)

સોમેશ્વરના આ કથનને મેરુતુંગે જ ઉદાહરેલા બે અપભ્રંશ દુહાઓમાં ખંગાર નામ આવે છે, તેનો તથા મેરુતુંગના સમકાલીન પ્રભાચંદ્રના વચનનો ટેકો છે; પ્રભાવકચરિત ( રચનાકાલ સં. ૧૩૩૪ )માં નીચેનો શ્લોક મળે છે: —

तथा श्रीसिद्धराजोपि हत्वा खंगारभूपतिं ।

हेमचंद्रसुरिप्रबंध શ્લો. ४६३.

અર્થ:—" ત્યારે શ્રી સિદ્ધરાજ પણ ખંગાર રાજાને માર્યા છતાં " ( સોરઠમાં ગુજરાતીઓને વસાવી ન શકયો...... ) આજ સમયના જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાં આજ પ્રમાણે ખેંગારને માર્યો લખે છે.

ઉપરના શ્લોકમાં ' માર્યા છતાં ' ( हत्वा ) એમ શબ્દ છે, પણ ઉપર આપેલા સિદ્ધરાજના સમયના દોહદના લેખમાં " કારાગૃહમાં નાખ્યો " એમ જ કહ્યું છે. એટલે જેમ સિદ્ધરાજે જ માળવાના રાજા યશોવર્માને તથા તૈલપે માળવાના મુંજને કારાગૃહમાં નાખ્યા હતા, તેમ સિદ્ધરાજે સોરઠના રાજા ખેંગારને કારાગૃહમાં નાખ્યો હતો એમ જ માનવું પડશે અને પ્રભાચંદ્રે हत्वा શબ્દ લખવામાં ભૂલ કરી છે અથવા શિથિલ રીતે રાજકીય મરણના લાક્ષણિક અર્થમાં એ શબ્દ વાપર્યો છે, એમ માન્યા વગર છૂટકો નથી. એક ત્રીજો વિકલ્પ લેખના અંતમાં આપ્યો છે.

મેરુતુંગે આ બનાવનું વર્ણન કરતાં બે ભૂલો કરી છે. એક ખેંગારને બદલે નવઘણ નામ લખ્યું છે અને બીજું જુનાગઢ આગળ જ તેને માર્યો એમ કહ્યું છે. મેરુતુંગે આ બનાવનું જરા વિચિત્ર વર્ણન કર્યું છે. તે લખે છે કે, " નવઘણના ભાણેજે નવઘણને દ્રવ્યથી મારવો અસ્ત્રાદિકથી નહિ એમ ઠરાવ કરેલો[1] " (છૂપો રસ્તો બતાવતી વખતે સિદ્ધરાજ પાસેથી વચન લીધેલું ) તેથી જયસિંહે નવઘણને છળથી બહાર ખેંચી દ્રવ્ય ભરેલાં વાસણો મારીને મારી નાખ્યો. " અને આ રીતે શબ્દમાં પોતાનું વચન પાળ્યું. આ વાત હસવા-

---

१ अयं द्रव्यव्यापादित एव करणीयो नवघणो न पुनरस्त्रादिभिरिति याचिते राज्ञा जयसिंहदेवेन स छलात्बहिराकृष्य द्रव्यवासणैरेव ताडयित्वा व्यपादितः । प्रबंधचिंतामणि. पृ. १५८

સરખી લાગે છે. પણ રા'ના ભાણેજના કપટની વાત મેરુતુંગના વખતથી (વિ. સં. ૧૩૬૧ માં પ્ર. ચિ. લખાયેલ છે એટલે તે પહેલાંથી) ચાલે છે એટલું નક્કી થાય છે.

મેરુતુંગે સોરઠના રાજાના નામની ભૂલ કરી છે એમાં કાંઈ નવાઇ નથી. એ સમયના લેખકોએ નામની આવી ભૂલો ઘણી કરી છે. માળવાના જે રાજાને સિદ્ધરાજે કેદ કર્યો, તેનું નામ સિદ્ધરાજના સમયના લેખ પ્રમાણે તથા સમકાલીન હેમચંદ્રના કહેવા પ્રમાણે યશોવર્મા હતું; પણ કેટલાકે નરવર્મા લખ્યું છે. (જુઓ; સોમેશ્વરે, જયસિંહસૂરિએ તથા જિનમંડનગણિએ કરેલું માળવાના વિજયનું વર્ણન). આ નરવર્મા યશોવર્મા પહેલાં માળવાની ગાદી ઉપર હતો. મેરુતુંગની ભૂલ થવાનું કારણ પણ ખેંગારના પિતાનું તથા તેના પુત્રનું નામ નવઘણ હતું,[2] એ જ લાગે છે. (જુઓ; ભાટોના ચોપડાઓ ઉપરથી તારીખ ઇ. સોરઠમાં તથા તે બન્ને ઉપરથી કાઠિયાવાડ ગૅઝિટિયર પૃ. ૪૯૩–૪૯૪માં આપેલી ચૂડાસમાઓની વંશાવળી.) વળી ખેંગારના પિતાના વખતથી ગુજરાત સાથે લડાઈ ચાલેલી, એટલે ભૂલ થવાનો સંભવ વધ્યો.

મેરુતુંગના વખત (વિ. સં. ૧૩૬૧) સુધી રાજ્યની પરંપરા અત્રુટિત હોવાથી જૂના બનાવો જાણવાનાં કાંઈક સાધનો હશે, પણ તે પછીના લેખકો પાસે સ્વતંત્ર સાધનો હોવાનો સંભવ થોડો જ છે. અને પ્રસ્તુત વિષયમાં ઉપર નોંધ્યા છે તે સિવાયના લેખકોએ ખાસ કાંઈ લખ્યું નથી.

હવે આધુનિક ઐતિહાસિક લેખકોમાંથી શ્રી. ફાર્બસ સાહેબ પાસે તો દોહદનો ઉપર કહેલો લેખ હતો નહિ અને એમણે ભાટોના ચોપડાઓ

---

૨. 'સોલંકી રાજા જયસિંહ' નામના પ્રસિદ્ધ પુરાતત્ત્વ શ્રી. ગૌ. હી. ઓઝાના નાગરીપ્રચારિણી પત્રિકા (ભા. ૯ અં. ૩)માં તથા 'પ્રસ્થાન'માં (ભાષાંતર) પ્રગટ થયેલા લેખમાં તેઓ લખે છે કે: "ભાટોની ખ્યાતોમાં ખેંગારને નવઘણનો સૌથી નાનો પુત્ર કહ્યો છે, પણ ગિરનાર ઉપરના નેમિનાથના મંદિરની પ્રશસ્તિમાં નવઘણનો પૌત્ર અને મહીપાલનો પુત્ર કહ્યો છે." પણ આ શ્રી. ઓઝાજીની નજરચૂક લાગે છે. નેમિનાથની પ્રશસ્તિમાં જે નવઘણ અને તેના પૌત્ર ખેંગારનો ઉલ્લેખ છે તે તો સિદ્ધરાજ પછી લગભગ બસો વર્ષે થયેલા નવઘણ અને ખેંગાર વિષે છે. જુઓ ભાવનગરની સાહિત્યપરિષદના રિપોર્ટમાં શ્રી. ડિસ્કલકરનો લેખ, ઇતિહાસ વિભાગ નં. ૮

વગેરે ઉપરથી જે સંભવિત વાત લાગી, તે પહેલાં લખી અને પછી તુરીઓમાં ચાલતી દંતકથા આપી. એમની પાસે ઐતિહાસિક કસોટી નહોતી. પછી મુંબઈ ગૅઝિટિયરમાં ગુજરાતના ઇતિહાસના લેખકો ઉપરના દોહદના લેખના તથા ગિરનાર ઉપરના સિદ્ધરાજ જયસિંહના લેખના આધારે, સિદ્ધરાજે સોરઠ જીત્યાની તથા ત્યાં ( મેરુતુંગને તથા જિનપ્રભસૂરિને અનુસરી ) સજ્જન નામના અધિકારીને નીમ્યાની વાત લખે છે; પણ રાણકદેવીની વાત માટે માત્ર દંતકથાનો આધાર દર્શાવે છે. અને મેરુતુંગનાં તથા જિનપ્રભસૂરિનાં વચનો ઉતાર્યા છતાં "સિદ્ધરાજે ખેંગારને કેદમાં નાખ્યો" એમ છેવટ લખે છે. રાણકદેવી સતી થયાની વાત તો નોંધતા જ નથી. ( જુઓ; બૉમ્બે ગૅઝિટિયર ગ્રન્થ ૧ ભા. ૧ પૃ. ૧૭૬ ).

સિદ્ધરાજ જયસિંહના ઇતિહાસલેખકોમાં છેલ્લા મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા ભાટોની કથા ઉપર વધારે પડતો આધાર રાખી, જયસિંહની પહેલી ચડાઈ નવઘણ ઉપર થઇ, જેમાં નવઘણ દોહદના લેખમાં કહ્યા પ્રમાણે કેદ થયો અને બીજી તેના પૌત્ર ખેંગાર ઉપર થઈ, જેમાં ખેંગાર પાછળના લેખકોના કહેવા પ્રમાણે માર્યો ગયો. (જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૯ અં. ૩ પૃ. ૨૭૭) એમ કહે છે.

અહીં ખેંગારને નવઘણનો પૌત્ર કહ્યો તે તો ભૂલ જ છે; (જુઓ; ટિપ્પણી ૨) પણ નવઘણ અને ખેંગાર બેયને સિદ્ધરાજે હરાવ્યા હતા એમ માનવા માટે ભાટોની કથા સિવાય કાંઈ પુરાવો નથી. મેરુતુંગ પ્રભાચંદ્ર અને જિનપ્રભસૂરિ સિદ્ધરાજે સોરઠના રાજાને એક વાર હરાવેલો એમ કહે છે અને એ રાજાનું નામ સોમેશ્વર. જિનપ્રભસૂરિ અને પ્રભાચંદ્ર ખેંગાર આપે છે; માત્ર મેરુતુગે નવઘણ નામ લખ્યું છે. મેરુતુંગે બે બનાવને એક માનવાની ભૂલ કરી છે એમ તો શ્રી. ગૌ. હી. ઓઝા પણ સ્વીકારે છે. વળી દોહદનો લેખ સિદ્ધરાજના મરણ પહેલાં ત્રણ વર્ષે લખાયો છે. હવે જો સોરઠનો રાજા માર્યો ગયો હોત તો કેદમાં નાખવાની વધારે જૂની અને ઊતરતી હકીકતને બદલે મારી નાખવાની હકીકત લેખમાં નોંધાઇ હોત. ટૂંકામાં દોહદના લેખનો તથા મેરુતુંગ, જિનપ્રભસૂરિ, તથા પ્રભાચંદ્રનો વિરોધ જોતાં ભાટોની દંતકથાને અક્ષરશઃ માનવાની જરૂર મને નથી લાગતી.

ઉપર ઉતારેલા, ગુજરાતના ઇતિહાસનાં સાધનોમાં મળી આવતા

પુરાવાઓ ઉપરથી નીચેના નિર્ણયો ફલિત થાય છે એમ મને લાગે છે. દંતકથાનો જેટલો અંશ આ નિર્ણયોને અનુકૂળ થઈ શકે તેટલો સંભવિત માનવામાં વાંધો નથી.

૧. સિદ્ધરાજે એક કરતાં વધારે ચડાઇઓ સોરઠ ઉપર કરી હોવી જોઈએ; મેરુતુંગ તો અગિયાર વખત સિદ્ધરાજનું લશ્કર નવઘણથી હારેલું એમ કહે છે. ( જુઓ; 'શારદા'ના ડિસેમ્બરના અંકમાં પૃ. ૯૦૧ ઉપર 'પ્રબંધચિંતામણિ'માંથી ઉતારેલું વાક્ય ). પ્રભાવકચરિતમાં પણ અનેક વખત વિગ્રહ થયાનું અને તેથી સિદ્ધરાજ ખેદિત થયાનું કહ્યું છેઃ—

तद्देशाधीश्वरं निग्रहीतुं नवघनाभिधं ।
अनेकशो विग्रहैश्च खेदिताद्यनराधिपम् ॥
श्रीहेमचंद्रसूरिप्रबंध श्लो. ४३०

૨. પહેલી ચડાઈ કે ચડાઇઓ વખતે નવઘણ સોરઠનો રાજા હશે, એમ મેરુતુંગના તથા પ્રભાચંદ્રના કહેવાથી ( જુઓ; ઉપરનો શ્લોક ) જણાય છે અને ભાટોની દંતકથા એ વિચારને અનુકૂળ છે.

૩. છેવટ સોરઠ જિતાયો ખેંગારના વખતમાં, એમ દંતકથા, પ્રભાચંદ્ર, જિનપ્રભસૂરિ અને સોમેશ્વરના એકમતથી નક્કી થાય છે. મતલબ કે મેરુતુંગે એ બાબતમાં ભૂલ કરી છે. નવઘણના વખતમાં લડાઈ શરૂ થયેલી હોવાથી ભૂલ થવાનો સંભવ છે.

૪. સોરઠ જીત્યો ત્યારે ત્યાંના રાજા ખેંગારને સિદ્ધરાજે માર્યો નથી પણ કારાગૃહમાં નાખ્યો છે, એમ સિદ્ધરાજના સમયના દોહદના લેખથી નક્કી થાય છે.

૫. સોરઠના રાજાને કેદ કર્યા પછી તેને તેના કુટુંબ સાથે, જેમ માળવાના રાજાને પાટણ લઇ જવામાં આવ્યો, તેમ, પાટણ લઈ જવામાં આવ્યો હોય એવો સંભવ છે. જો કે 'મારુ પાટણદેશ' વગેરે સોરઠાઓ સિવાય એમ માનવા માટે કાંઈ પુરાવો નથી.

૬. ભાટોની કથા કહે છે તેમ, સોરઠના રાજાએ ( નવઘણે નહિ પણ ખેંગારે ) 'દાંતમાં તરણું લીધાથી' એટલે સિદ્ધરાજની અધીનતા સ્વીકાર્યાથી તેને પાછળથી છોડી મૂક્યો હોય એમ સંભવે. જો કે એમ માનવા માટે સ્વતંત્ર પુરાવો કશો નથી.

૭. પાટણથી વળતાં વઢવાણ આગળ, કેદના અપમાનની શરમથી કે જૂના કાળની રીતે વૈરાગ્ય આવવાથી, ખેંગારે જાતે દેહત્યાગ કર્યો

હોય કે રોગથી અથવા બીજા કારણુથી એનું શરીર પડી ગયું હોય, તો ખેંગારની રાણી ત્યાંજ સતી થાય એ સંભવ છે. આ કલ્પના માટે કાંઈ પુરાવો નથી. માત્ર ખેંગારની રાણી અગ્નિમાં પડી હોવાનો ઉલ્લેખ 'પ્રબંધચિંતામણિ'માં ઉતારેલા અપભ્રંશ દુહામાં પણ છે.—

सइरु नहीं सराण कुलाइउ नकुलाइ ।
सइ सउ षङ्गारिहिं प्राणकइ वइसानरि होमीइ ॥
प्र. चि. पृ. १५८

અને સોરઠની રાણી સતી થયાનો બનાવ વઢવાણ આગળ બન્યો હતો એમ માનવા માટે મુ. શ્રી. બલુભાઈએ ઉતારેલા ચોથા સોરઠાને એને મળતા અર્થના 'પ્રબંધચિંતામણિ'માં ઉતારેલાં અપભ્રંશ વચનોનો આધાર છે. જુઓઃ—

वाटीतो वढवाण वीसारतां न वीसरइ ।
सूना समा पराण भोगावह पइं भोगवीइ ॥
प्र. चि. पृ. १५९

૮. સોરઠના રાજા અને રાણીનું આ રીતે મોત થાય એ હકીકતજ એટલી આકર્ષક છે કે, એ વિષે કથાઓ અને કાવ્યો રચાય એમાં નવાઇ નહિ. એ વખતની સોરઠી અપભ્રંશમાં મુક્તકો તો થોડા વખતમાં જ રચાવા માંડયાં હશે. મેરુતુંગે પાંચ મુક્તકો ઉતાર્યાં છે. પ્ર. ચિ. ની બીજી હસ્તલિખિત પ્રતોમાં બીજાં વધારે મળે છે. મેરુતુંગ સ્પષ્ટ લખે છે કે, "ઈત્યાદિ ઘણાં વાકયો યથાવસર માનવાં." (પૃ. ૧૫૯) મતલબ કે, આવાં મુક્તકો કાળે કાળે નવાં રચાતાં ગયાં હશે અને જૂનાંની ભાષા ફરતી ગઈ હશે.

પણ કાળ જતાં ખરેખર શું બન્યું હતું તે ભુલાઇ ગયું અને રાજા જુનાગઢ આગળ જ મર્યો હોવાની કલ્પના ચાલી. મેરુતુંગ વગેરેના વખત પહેલાંજ કદાચ આવી કથા પ્રચલિત થઈ હશે. અને જેઓ 'ખેંગારને માર્યો' એમ લખે છે, તેઓ પોતાના વખતની દંતકથાને અનુસરતા હશે. પુરાવાઓનું ઐતિહાસિક વિવેચન તો આ પ્રબંધકારોએ કર્યું જ નથી.

★

# જગદેવ પરમાર

## લોકકથાના એ નાયક વિષે ઐતિહાસિક તત્ત્વાન્વેષણ

विना जगद्देवमिमामवस्थां नीता निजैरेव परैरिवाहम् ।
यत्र स्थिते वेत्रिणि शङ्कितैर्न द्विष्टैः प्रविष्टं पुरि गूर्जराणाम् ॥
— की - कौ. २. ९९

સિદ્ધરાજ જયસિંહના સેનાપતિ[1], ચોકીદાર[2] કે દ્વારપાળ[3] કહેવાતા શ્રી. જગદેવ પરમારની લોકકથા અતિ લોકપ્રિય છે. એ કથા જે રૂપે ઊતરી આવી છે, તે રૂપે તો એ દંતકથા જ છે. એ કથામાં "ઇતિહાસ-વિષયક કાંઈ સત્યતા નથી[4]" એવું પોણોસો વર્ષ પહેલાં શ્રી. ફાર્બસસાહેબે લખ્યું છે, પરંતુ પાછળથી થયેલી શોધખોળને પરિણામે જગદેવ પરમાર વિષે થોડી સાચી ઐતિહાસિક માહિતી મળી છે. નિઝામ રાજ્યમાંથી મળી આવેલા અને તે રાજ્યના જૂના શોધખોળખાતાના રિપોર્ટમાં બે વર્ષ પહેલાં જ પ્રગટ થયેલા એક લેખથી જગદેવના વૃત્તાન્ત ઉપર બહુ ઉપયોગી અજવાળું પડ્યું છે. અને આ સર્વ સામગ્રીના પ્રકાશથી જગદેવની લોકકથામાં કેટલો અંશ ઐતિહાસિક હકીકત તરીકે સ્વીકારી શકાય એવો છે, એ હવે લગભગ નક્કી થઈ શકે છે.

જગદેવ પરમારની પ્રસિદ્ધ લોકકથાનું વસ્તુ ટૂંકામાં આ પ્રમાણે છે : "માળવા દેશમાં ધારાનગરીમાં ઉદયાદિત્ય રાજા રાજ્ય કરતો હતો.

---

૧. રાસમાળામાં જગદેવને સિદ્ધરાજનો સેનાપતિ કહેલો છે. (જુઓ; ગુ. ભા. ત્રીજી આ. પૃ. ૧૬૪–૧૬૫)

૨. જગદેવની વાર્તામાં જ ચોકીદાર તરીકે રાજમહેલમાં રહ્યો હોય એવું વર્ણન છે. (જુઓ; એજન પૃ. ૧૮૮)

૩. કીર્તિકૌમુદીમાં દ્વારપાળ (वेत्रिन्) કહેલ છે. (સ. ૨ શ્લો. ૯૯)

૪. રાસમાળા ગુ. ભા. ત્રીજી આ. પૃ. ૧૬૫

તેને બે રાણીઓ હતી, તેમાં એક વાઘેલા શાખાની હતી ને બીજી સોલંકિણી હતી. વાઘેલીને રણધવલ કુંવર હતો. વાઘેલી માનીતી હતી ને સોલંકિણી અણમાનીતી હતી. સોલંકિણીને જગદેવ કરીને કુંવર હતો. તે સામળે રંગે હતો ... રણધવલ મોટો કુંવર તેથી તે ગાદીવારસ હતો. જગદેવની માને ફક્ત એક જ ગામ ગુજરાન માટે મળેલું, તેથી તે જાડાં કપડાં પહેરતો અને ઘરેણાં ન પહેરતો. એ બાર વર્ષનો થયો ત્યાં સુધી રાજાને એના જન્મની પણ ખબર નહોતી. એ વેળાએ ઉદયાદિત્ય માંડવગઢ (માંડુ)ના રાજાની ચાકરી કરતો અને એ રાજાનો કાગળ આવવાથી ઉદયાદિત્ય ત્યાં ગયો હતો; ત્યારે પાછળથી ગૌડદેશના રાજાની કુંવરી સાથે રણધવલનાં લગ્ન થયાં અને એ જાનમાં ગયેલા જગદેવનાં લગ્ન ટુકટોડાના રાજા રાજજીની કુંવરી વીરમતી સાથે થયાં. પછી જગદેવ પંદર વર્ષનો થયો ત્યારે માંડવગઢથી પાછા આવેલા ઉદયાદિત્યે જગદેવને પોતાના અલંકારો, હથિયારો, તથા ઘોડો પણ આપ્યાં; એ ન દેખી શકવાથી માનીતી વાઘેલી રાણીએ હઠ કરીને ઉદયાદિત્ય પાસે પાછાં મગાવ્યાં; આથી જગદેવ પોતાના પિતા સાથે લડવું ન પડે એ હેતુથી પોતાનું ભાગ્ય અજમાવવા ઘોડા ઉપર બેસી હથિયારો સજી, સોનાની મહોરોની કોથળીઓ ઘોડાના તોબરામાં નાખી, સીધો ટુકટોડાને માર્ગે ચાલી નીકળ્યો. અને ત્યાં જઈ ત્યાંથી પોતાની ચાવડી રાણીને સાથે લઇ પાટણ તરફ ચાલ્યો. રસ્તામાં ભયંકર ગણાતાં વાઘવાઘણને મારી બેય પાટણ પહોંચ્યાં. ને સિદ્ધરાજે બંધાવેલ સહસ્રલિંગ તળાવની પાળે એક વડના ઝાડ નીચે ઊતરી પડ્યાં. પછી જગદેવ પાટણમાં ઘર શોધવા ગયો અને વીરમતી તળાવને કાંઠે જ બેસી રહી. ત્યાંથી એને રૂપાળી જોઇને જામોતી ગણિકા કેવી રીતે ઠગીને પોતાને ઘેર લઈ ગઈ તથા પાટણના કોટવાલ ડુંગરશીના દીકરા લાલકુંવરને સોંપી તથા ચાવડીએ કેવી રીતે એને મારી નાખ્યો તથા કોટવાલનાં માણસોને મારી નાખ્યાં એ વાત ઘણી રસિક રીતે કહેલી છે. પણ છેવટે વીરમતીનું સતીત્વ જળવાય છે, જગદેવ સિદ્ધરાજ જયસિંહ પાસે રોજના બે હજાર રૂપિયાના પગારે રહે છે. જોગણીઓને પોતાનું, પોતાની સ્ત્રીનું તથા પોતાનાં બાળકોનું બલિદાન આપવા તૈયાર થઇ, સિદ્ધરાજને અડતાલીસ વર્ષનું આયુષ્ય અપાવે છે. આથી પ્રસન્ન થઇને રાજા જગદેવને પોતાની કુંવરી પરણાવે છે તથા બે હજાર ગામ આપે છે.

"આ પછી જગદેવ કચ્છના રાજા ફૂલની કુંવરી ફૂલમતીને પરણે છે. છેવટ સિદ્ધરાજની રાણીને કાળભૈરવના વળગાડમાંથી છોડાવે છે. ભાટડીરૂપે આવેલી ચામુંડાદેવીને પોતાનું માથું ઉતારી આપે છે, પણ દેવી તેને પાછો જીવતો કરે છે. અન્તે સિદ્ધરાજનો ધારા ઉપર ચડાઈ કરવાનો વિચાર જાણી જગદેવ પાછો માળવે ગયો. ઉદયાદિત્ય રાજાએ સામૈયું કર્યું. થોડા વખત પછી ઉદયાદિત્ય માંદો પડ્યો, ત્યારે તેણે માળવાનું રાજ્ય જગદેવને આપ્યું અને રણધવલને સો ગામ આપ્યાં. જગદેવે પંદર વર્ષની વયે ઘર છોડ્યું હતું. અઢાર વર્ષ સિદ્ધરાજની ચાકરી કરી અને બાવન વર્ષ ધારામાં રાજ્ય કરી, પંચાશી વર્ષની ઉમ્મરે પોતાના પુત્ર જગધવલને ગાદીએ બેસાડી દેવલોક પામ્યો."

(રાસમાળા ગુ. ભા. ત્રીજી આ. પ્ર. ૮નો સાર)

ઉપર ટૂંકામાં રાસમાળામાંથી જગદેવ પરમારની વાર્તાના મુખ્ય મુદ્દાઓ ઉતાર્યા છે. રાસમાળાકારે ભાટોના કોઈ લખેલા ચોપડામાંથી આ વાર્તા ઉતારી જણાય છે. (જુઓ; અનુવાદકર્તાની ટિપ્પણીઓ પૃ. ૧૬૬ તથા ૧૭૬). શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ (પૃ. ૧૮૨, ૧૮૩)માં જગદેવ પરમારની વાર્તા ભાટની ભાષામાં જેમાં ઉતારેલી છે એવા ચોપડાની નોંધ છે. રાસમાળામાં એમાંથી ઉતારો કર્યો છે, એમ નામાવલિના સંપાદક નોંધે છે. શ્રી. ફાર્બસ ગુ. સભાવાળા ચોપડામાં જો કે આ વાર્તા સંવત ૧૯૦૬માં ઉતારેલી છે, પણ એનું મૂળ એથી જૂનું હોવાનો સંભવ છે.

ભાટોમાં ચાલતી જગદેવની આ દંતકથાનું મૂળ સારી રીતે જૂનું જણાય છે. કારણ કે વિ. સં. ૧૩૬૧માં લખાયેલ 'પ્રબંધચિંતામણિ'માં પણ ટૂંકામાં જગદેવ પરમારની વાર્તા મળે છે. પ્ર. ચિં. વાળી જગદેવની વાર્તાના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે કહી શકાય.

(૧) પ્ર. ચિં. માં જગદેવને ફક્ત ક્ષત્રિય કહ્યો છે, એના કુળનો કે બાપનો કે દેશનો ઉલ્લેખ જ નથી કર્યો.

(૨) જગદેવ સિદ્ધરાજનો માનીતો હતો એટલું જ કહ્યું છે, સેનાપતિ હતો કે દ્વારપાળ હતો કે શું હતો એ નથી કહ્યું.

(૩) સિદ્ધરાજ પાસેથી નીકળીને એ કુન્તલના રાજા પરમર્દી પાસે રહ્યો, અને પરમર્દીની રાણીને પોતાની બ્હેન તરીકે માની.

(૪) જગદેવ ત્રિવિધ વીર (દાનવીર, દયાવીર અને યુદ્ધવીર) હતો.

તેણે પુષ્કળ દાનો આપ્યાં હોવાનું પ્ર. ચિં. માં કહ્યું છે.

(૫) પરમર્દી ઉપર ચડી આવેલા શ્રીમાલના રાજાને જગદેવે ફક્ત પાંચસો સુભટો સાથે જઇને હરાવ્યો. (પ્ર. ચિં. પ્રકાશ પાંચમો. પૃ. ૧૮૮ થી ૧૯૦)

હવે ઉપરની વાર્તાના ઐતિહાસિક અંશનું અવલોકન કરીએ :—

૧. ઉદયાદિત્ય નામનો માળવાનો રાજા થઈ ગયો એ સાચી વાત છે. એના પોતાના તથા એના અનુયાયીઓના ઉત્કીર્ણ લેખો મળ્યા છે. તેથી એનું ઐતિહાસિક વ્યક્તિત્વ ચોક્કસ છે.

લોકકથામાં તથા ઇતિહાસમાં પણ પ્રસિદ્ધ માળવાના ભોજરાજા પછી ગાદીએ બેસનાર રાજાનું નામ ઉદયપુર (ગ્વાલિયર), નાગપુર આદિ પ્રશસ્તિઓમાં જો કે ઉદયાદિત્ય આપેલું છે, પણ જયસિંહનું પોતાનું વિ. સં. ૧૧૧૨નું દાનપત્ર મળ્યું છે. અને ઉદયાદિત્યનો વહેલામાં વહેલો ઉત્કીર્ણ લેખ વિ. સં. ૧૧૧૬નો મળ્યો છે. (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' પ્ર. ભાગ પૃ. ૧૨૯–૩૦). એ ઉપરથી માળવાની ગાદી ઉપર ભોજ પછી, જયસિંહ અને તે પછી ઉદયાદિત્ય બેઠા એમ સિદ્ધ છે. આ ત્રણ રાજાઓનો સમય પણ આગળના ઐતિહાસિક વિચારમાં ઉપયોગી હોવાથી ધ્યાનમાં રાખી લેવો એ જરૂરનું છે. ભોજનો સમય, તેણે પંચાવન વર્ષ રાજ્ય કર્યું હોવાની દંતકથા[૫] સાચી માનવામાં આવે, તો વિ. સં. ૧૦૫૭ થી ૧૧૧૨ સુધી માની શકાય; પણ એના પિતા સિન્ધુરાજે જો પાંચ–દશ વર્ષ વધારે રાજ્ય કર્યું હોય – અને ઉદયાદિત્ય વિ. સં. ૧૧૪૩ સુધી વિદ્યમાન હતો એ જોતાં એ વધારે સંભવિત છે – તો ભોજના રાજ્યકાળમાંથી એટલાં વર્ષો ઓછાં કરવાં પડે. આ રીતે ભોજના રાજ્યના આરંભનું વર્ષ જો કે અચોક્કસ છે, પણ અન્તનું વર્ષ વિ. સં. ૧૧૧૨ ચોક્કસ છે અને પ્રસ્તુત વિષયમાં એનું જ પ્રયોજન છે. ભોજ પછી જયસિંહે વિ. સં. ૧૧૧૨ થી ૧૧૧૬ સુધી ચારેક વર્ષ જ રાજ્ય કર્યું જણાય છે. અને પછી ઉદયાદિત્યે વિ. સં. ૧૧૧૬ થી ૧૧૪૩

---

૫. એ દંતકથા નીચેના શ્લોકરૂપે મળે છે :—

पञ्चाशत्पञ्चवर्षाणि मासाः सप्त दिनत्रयम् ।
भोक्तव्यं भोजराजेन सगौडं दक्षिणापथम् ॥

પ્રબંધચિંતામણિ ન. સં. પૃ. ૩૨

સુધી રાજ્ય કર્યાનું ચોક્કસ જણાય છે. (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' પ્ર. ભાગ પૃ. ૧૩૩). કારણ કે ૧૧૪૩નો તો લેખ મળ્યો છે, પરંતુ તેના રાજ્યનો અંત ૧૧૪૩ થી ૧૧૬૧ વચ્ચે ક્યારે આવ્યો એ ચોક્કસ કહેવાતું નથી. અલબત્ત વિ. સં. ૧૧૬૧નો જેનો લેખ મળ્યો છે, તે નરવર્મા પહેલાં અને ઉદયાદિત્ય પછી લક્ષ્મદેવનું રાજ્ય અમુક વર્ષ ચાલ્યું હોવું જોઇએ. એ જોતાં વિ. સં. ૧૧૫૦ની આસપાસમાં ઉદયાદિત્યના રાજ્યકાળની સમાપ્તિ માનવામાં બહુ વાંધો નથી લાગતો.

આ ઉદયાદિત્ય ભોજનો શું સગો થાય? 'ભારત કે પ્રાચીન રાજવંશ'ના લેખક શ્રી. પં. વિશ્વેશ્વરનાથ રેઉ તો લખે છે કે, "આ રાજા ભોજનો કુટુમ્બી હતો; ઉદયાદિત્યનો ભોજ સાથે શું સંબંધ હતો એનો પત્તો નથી લાગતો" (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' પ્ર. ભાગ પૃ. ૧૩૦–૧૩૧) પણ વિ. સં. ૧૧૬૧ના નરવર્માના લેખમાં ઉદયાદિત્યને ભોજનો બન્ધુ કહ્યો છે અને હમણાં મળેલા જૈનદના લેખમાં ઉદયાદિત્યને જગદેવનો પિતા અને ભોજને તેનો કાકો (પિતૃવ્ય) કહેલ છે; એટલે ભોજનો ભાઈ ઉદયાદિત્ય હતો એમાં હવે બિલકુલ શંકાનું કારણ નથી.

૨. ઉદયાદિત્યની રાણીઓ વિષે ઇતિહાસમાંથી કશો પત્તો લાગતો નથી. એટલે એ વાતને સંદિગ્ધ કોટિમાં નાખવી પડશે.

૩. પાટવીકુંવર રણધવલનું નામ તો કલ્પિત જ લાગે છે; કારણ કે ઉદયાદિત્ય પછી ગાદી ઉપર બેસનાર રાજાનું નામ ઉત્કીર્ણ લેખોમાં લક્ષ્મદેવ મળે છે.

૪. ઉદયાદિત્યને માંડૂના રાજાનો સેવક કહેલ છે તે પણ ખોટું છે. ઉદયાદિત્ય માળવાનો સ્વતંત્ર રાજા હતો. માંડુ તો એના તાબાનો એક કિલ્લો હતો. ઉદયાદિત્યના વંશજ અર્જુનવર્માએ માંડુથી આપેલું એક દાનપત્ર મળ્યું છે. અને માંડુને રાજધાની તો ઇ. સ. ૧૪૦૧માં માળવાનું સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપનાર દિલાવરખાનના પુત્ર હુશંગે બનાવી.

૫. જગદેવનાં ચાવડી સાથેનાં લગ્નની વાત પણ સંદિગ્ધ કોટિમાં નાખવી પડશે. વળી ટુકટોડા (ગંગાયમુનાના સંગમ વચ્ચેનો પ્રદેશ)માં એ કાળે ચાવડાવંશનું રાજ્ય હોવા માટે કાંઈ ઐતિહાસિક પુરાવો નથી.

૬. સિદ્ધરાજના દરબારમાં જગદેવ સામંત કે દ્વારપાળ તરીકે રહ્યો હોવાની વાત વિચારણીય છે, પણ બાકીની મુસાફરીની કોટવાળના

છોકરાની, ચાવડી વીરમતીના પરાક્રમની વગેરે – રસિક વાતો તો દેખીતી કલ્પિત જ છે. અને દેવીને બલિદાનની તથા સિદ્ધરાજને આયુષ્ય આપ્યાની ચમત્કારિક કથા તો જૂના જમાનાની લોકરુચિને અનુકૂળ હશે પણ અસંભવિત છે એટલું કહેવાની યે જરૂર નથી.

૭. જગદેવ પાછો માળવે ગયો અને ગાદી ઉપર બેઠો એ વાત પણ ઐતિહાસિક પુરાવાથી વિરુદ્ધ છે. માળવાની ગાદી ઉપર ઉદયાદિત્ય પછી તેનો પુત્ર લક્ષ્મવર્મા, પછી તેનો ભાઈ નરવર્મા અને પછી નરવર્માનો પુત્ર યશોવર્મા ગાદી ઉપર આવે છે.

૮. **જગદેવનું ઐતિહાસિક વ્યક્તિત્વ અને તેનો સમય** – ભાટોની દંતકથામાં જગદેવને પરમાર ક્ષત્રિય અને ઉદયાદિત્યનો પુત્ર કહ્યો છે. એ પૂરેપૂરી ઐતિહાસિક હકીકત છે. જો કે પ્ર. ચિં. માં જગદેવને કેવળ ક્ષત્રિય વીર કહ્યો છે અને કીર્તિકૌમુદીમાં ક્ષત્રિય કે પરમાર કશું નથી કહ્યું; પણ માળવાના જ રાજા અર્જુનવર્મા[૬] (વિ. સં. ૧૨૬૭ થી ૧૨૭૩ કે ૭૪) એ જગદેવને પોતાનો પૂર્વજ કહ્યો છે. અમરૂશતકની પોતે રચેલી રસિકસંજીવની ટીકામાં જગદેવના નાચિરાજ કવિએ કરેલા રૂપવર્ણનનો શ્લોક[૭] ઉતારતાં અર્જુનવર્મા કહે છે કે, **यथास्मत्पूर्वजरूपवर्णने नाचिराजस्य** માળવાના પરમાર રાજા અર્જુનવર્માનો પૂર્વજ એટલે જગદેવ પણ પરમાર ક્ષત્રિય એમાં તો શંકા જ નહિ; અને રસિકસંજીવની ટીકાનું આ વચન ઘણા વખતથી જાણવામાં હોવાથી, ઐતિહાસિક વિચારકોને જગદેવ નામનો પરમાર ક્ષત્રિય વિ. સં. ૧૨૬૭ પહેલાં થઈ ગયો હોવાની બાબતમાં તો શંકા નહોતી જ; પણ એ ઉદયાદિત્યનો પુત્ર હોવા વિષે કશું પ્રમાણ હમણાં સુધી મળ્યું નહોતું.

---

૬. અર્જુનવર્માનાં ત્રણ તામ્રપત્રો ૧૨૬૭, ૧૨૭૦ અને ૧૨૭૨નાં મળ્યાં છે. (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' પ્ર. ભાગ પૃ. ૧૫૮)

૭. નાચિરાજનો રસિકસંજીવનીમાં ઉતારેલો જગદેવના રૂપવર્ણનનો એ શ્લોક નીચે પ્રમાણે છે:—

सत्रासा इव सालसा इव लसद्गर्वा इवार्द्रा इव
व्याजिह्मा इव लज्जिता इव परिभ्रान्ता दवार्ता इव ।
त्वद्रूपे निपतन्ति कुत्र न जगद्देव प्रभो सुभ्रुवां
वातावर्तननर्तितोत्पलदलद्रोणिद्रुहो दृष्टयः ॥

—અમરૂશતક શ્લોક ૪ની ટીકા.

(જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' પૃ. ૧૩૮) એટલે શ્રી. પં. વિશ્વેશ્વરનાથ રેઉ 'કદાચ એ ઉદયાદિત્યનો પુત્ર હોય' એવું સંદિગ્ધ વચન લખે છે. પણ હમણાં મળી આવેલા જૈનદના સંવત વગરના લેખમાં સ્પષ્ટ શબ્દોમાં જગદેવને ઉદયાદિત્યનો પુત્ર અને ભોજનો ભત્રીજો કહ્યો છે:—

तदन्वये सान्वयनामधेय :
श्रीमान् जगद्देव इति क्षितीशः ।
अभूदभूपालदिगन्तराल
निर्माणनिर्व्यूढभुजश्रमोऽयम् ॥ ५ ॥
यस्योदयादित्यनृपः पितासीद्
देवः पितृव्यः स च भोजराजः ।
विरेजतुर्यौ वसुधाधिपत्ये
प्राप्तप्रतिष्ठाविव पुष्पवन्तौ ॥ ६ ॥[૮]

તેના – પરમારના વંશમાં જેનું જગદેવ એવું યોગ્ય નામ છે તે રાજા થયો છે. તેણે દિશાઓને રાજાઓ વગરની કરવા માટે ખૂબ શ્રમ લીધો છે. તેનો પિતા ઉદયાદિત્ય છે અને કાકો ભોજરાજ.

૯. હવે જગદેવના સમય માટે થોડો વિચાર કરીએ. વિ. સં. ૧૨૬૭ થી ૧૨૭૪માં થયેલા અર્જુનવર્માનો પૂર્વજ છે અને વિ. સં. ૧૦૫૭ થી ૧૧૧૨ સુધીમાં રાજ્ય કરનાર ભોજનો ભત્રીજો અને વિ. સં. ૧૧૧૬ થી ૧૧૪૩ વચ્ચે રાજ્ય કરનાર ઉદયાદિત્યનો પુત્ર છે, એટલે વિ. સં. ૧૧૧૬ થી ૧૨૬૭ વચ્ચે આ જગદેવ થઈ ગયો છે, એટલું જ નહિ પણ બાપદીકરાની વચ્ચે પચાસ – સાઠ વર્ષથી વધારે છેટું હોવાનો સંભવ વિરલ માનવામાં આવે, તો વિ. સં. ૧૨૦૦ પહેલાં થઈ ગયો હોવો જોઇએ. દંતકથા જગદેવને સિદ્ધરાજના સમયમાં મૂકે છે, તેમાં આ રીતે જોતાં ખાસ વાંધો લાગતો નથી. પણ સમયની મર્યાદા હજી વધારે ટુંકાવી શકાય છે કે નહિ તે જોઇએ. ભોજના પિતા સિન્ધુરાજને ભોજ, જયસિંહ અને ઉદયાદિત્ય નામના ત્રણ પુત્રો હોય એમ એ વંશના લેખો ઉપરથી જણાય છે. અને ઉદયાદિત્યને પણ ત્રણ પુત્રો હતા એમ આ નવા લેખથી માનવું પડશે. હવે ઉદયાદિત્ય પછી લક્ષ્મદેવ

---

૮. જુઓ; Annual Report of the Archeological Department of the Nizam's Dominions. 1924–28 Appendix Bમાં છપાયેલો જૈનદનો લેખ.

અને નરવર્મા ગાદી ઉપર બેસે છે અને નરવર્મા પછી તેનો પુત્ર યશોવર્મા ગાદી ઉપર બેસે છે એ જોતાં, લક્ષ્મદેવ અને નરવર્માથી જગદેવ નાનો હશે. જગદેવને ભાટોની કથામાં ફટાયો કહેલ છે તે આ રીતે યથાર્થ ઠરે છે.

૧૦. માળવાના આ રાજાઓનો આંબો નીચે પ્રમાણે ગોઠવી શકાય.




૧૧. પણ ઉપર કહેલા જૈનદના લેખમાં જગદેવનાં પરાક્રમો વર્ણવતાં એક શ્લોકમાં જયસિંહની વિક્રમકથાનો ઉલ્લેખ છે. આ જયસિંહ તે ગુજરાતનો સિદ્ધરાજ જયસિંહ નહિ, કારણ કે એ જ શ્લોકમાં ગુર્જર વીરની સ્ત્રીઓને આબુની ગુફાઓમાં ભરાઇને રોતી વર્ણવી છે.[૯] એટલે આ જયસિંહ તે જગદેવનો કાકો, ભોજનો નાનો ભાઈ, માળવાનો પરમાર રાજા જયસિંહ. તેણે વિ. સં. ૧૧૧૨થી

---

૯. आश्चर्यं जयसिंहविक्रमकथास्वाध्यायसंध्याघन
ध्यानंयस्य ( धनुर्धने ? ) नरपतेव्यञ्जन्ति विस्तारिण:
अद्याप्यर्बुदपर्वतोवरदरी द्वारेषु रात्रिंदिवं
क्रन्दन्गुर्जरवीरवर्गवनिता बाष्पाम्बुपूरोर्मय: ॥ १० ॥

૧૧૧૬ સુધી ફક્ત ચાર જ વર્ષ રાજ્ય કર્યું જણાય છે. એટલે ગુર્જર-વીરોને જગદેવને હાથે હાર ખાવાનો આ પ્રસંગ ૧૧૧૨ થી ૧૧૧૬ વચ્ચે બન્યો હોવો જોઇએ. એ વખતે ગુજરાતમાં ભીમદેવ સોલંકીનું રાજ્ય હતું. ભીમનો સમય વિ. સં. ૧૦૭૮ થી ૧૧૨૦ મનાય છે. માળવા સાથે ગુજરાતને વૈર તો મુંજ અને મૂળરાજના વખતથી ચાલ્યું આવતું હતું, તેમાં મેરુતુંગ કહે છે તેમ ભોજના સેનાપતિએ પાટણને ભાંગ્યું અને જયપત્ર લીધું,[૧૦] એટલે વૈર વધ્યું હશે. છેવટ ભોજની વૃદ્ધાવસ્થામાં ચેદીના રાજા કર્ણદેવે (વિ. સં. ૧૦૯૯ થી ૧૧૫૦) ભોજને દબાવ્યા અને ધારાને લૂંટી, ત્યારે એ કાર્યમાં ભીમે પણ ભાગ લીધો હતો એમ મેરુતુંગ કહે છે.[૧૧] આ રીતે ભોજના અંતકાળે માળવા રાજ્યની જે દુર્દશા થઈ હતી, તેમાંથી ઉદયાદિત્યે ઉદ્ધાર કર્યો એમ જો કે નાગપુર તથા ઉદયપુરની પ્રશસ્તિઓમાં લખ્યું છે;[૧૨] પણ એ ઉદ્ધારનું કાર્ય જયસિંહના સમયમાં જ અને ઉદયાદિત્યના પુત્ર જગદેવના સેનાપતિપણા નીચે શરૂ થયું જણાય છે. સેનાપતિનું પદ લેવા જેટલી ઉંમર વિ. સં. ૧૧૧૪-૧૬ માં જેની હોય એનો જન્મ વિ. સં. ૧૦૯૫-૧૧૦૦થી મોડો ભાગ્યે હોઈ શકે. આ વસ્તુસ્થિતિ જોતાં જગદેવે પંદર વર્ષની વયે ઘર છોડયું અને અઢાર વર્ષ સુધી સિદ્ધરાજની ચાકરી કરી એ ભાટોનું કથન ખોટું ઠરે છે; કારણ કે જગદેવની પંદર વર્ષની વયે તો હજી ભીમદેવ પાટણની ગાદી ઉપર હતો. વળી જગદેવે બાવન વર્ષ ધારામાં રાજ્ય કર્યાની વાત પણ ગપ છે. જગદેવને ધારાની ગાદીએ બેસવાનું ભાગ્ય જ પ્રાપ્ત નથી થયું. જગદેવના પિતા ઉદયાદિત્ય પછી લક્ષ્મદેવ, તે પછી નરવર્મા અને તે પછી નરવર્માનો પુત્ર યશોવર્મા માળવાની ગાદી ઉપર બેસે છે.

---

૧૦. પ્ર. ચિં. ન. સ. પૃ. ૫૦ તથા ઉદયપુરપ્રશસ્તિ પ્રાચીન લેખમાળા નં. ૪૮ શ્લો. ૨૦.

૧૧. એજન પૃ. ૭૮-૭૯

૧૨. तस्मिन्वासवबन्धुतामुपगते राज्यं च कुल्याकुले
मग्नस्वामिनि तस्य बन्धुरुदयादित्योऽभवद् भूपतिः ।
येनोद्धृत्य महार्णवोपममिलत्कर्णाटकर्णप्रभु-
मुर्वीपालकदर्थितां भुवमिमां श्रीमद्वराहायितम् ॥
પ્રાચીન લેખમાળા નં. ૧૧૭ શ્લો. ૨૨ તથા નં. ૪૮ શ્લો. ૨૧-૨૨

**૧૨. જગદેવ અને સિદ્ધરાજઃ** ભાટોની દંતકથા સિદ્ધરાજ અને જગદેવને અદ્દભુત રીતે જોડે છે. સિદ્ધરાજનું આયુષ્ય, રાજ્ય, સ્રીસુખ બધું જગદેવને આભારી હતું એમ એ દંતકથા કહે છે. પણ એ દંતકથા જોડવામાં ખામીઓ રહી ગઈ છે. દાખલા તરીકે જગદેવ પાટણ આવે છે ત્યારે સિદ્ધરાજે બંધાવેલા સહસ્રલિંગ સરોવરને કાંઠે ઊતરે છે, એનો અર્થ એ થાય કે સિદ્ધરાજ ગાદીએ બેઠા પછી અમુક વખતે જગદેવ પાટણ આવે છે. અને પાટણ આવ્યા પછી તેને બે કુંવર થાય છે, જેમાં મોટો પાંચ વર્ષનો થયા પછી જોગણીઓ આગળ બલિદાન આપવાનો પ્રસંગ બને છે. તેમાં સિદ્ધરાજને અડતાલીસ વર્ષનું રાજ્ય મળે છે. પણ આ પ્રસંગ બન્યા પહેલાંના–જગદેવના મોટા પુત્રની ઉમર પાંચ વર્ષની છે એ જોતાં ઓછામાં ઓછાં–છએક વર્ષ અડતાલીસમાં ઉમેરતાં સિદ્ધરાજનો કુલ રાજ્યકાળ ચોપન વર્ષનો થવા જાય, જ્યારે મેરુતુંગ વગેરેના લખવા પ્રમાણે સિદ્ધરાજનો કુલ રાજ્યકાળ ૪૯ વર્ષથી વધારે નથી. (વિ. સં. ૧૧૫૦થી ૧૧૯૯). મતલબ કે ભાટોની કથા ઉપર આ બાબતમાં કેટલો વિશ્વાસ રાખવો એ વિચારણીય છે. પછી મેરુતુંગે તો "સિદ્ધ ચક્રવર્તીનો માનીતો (सन्मान्योऽपि) આ ક્ષત્રિય હતો" એટલું જ કહ્યું છે. પણ પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, સિદ્ધરાજના રાજ્યાભિષેક વખતે જગદેવ પરમારની ઉમર પચાસથી ઓછી તો ન હોવી જોઇએ; એટલે એ સિદ્ધરાજની સેવામાં રહ્યો હોય તો પણ એના રાજ્યકાળનાં આરંભનાં વર્ષોમાં જ રહ્યો હોય. સોમેશ્વરે તો ફક્ત "જે જગદેવ ગૂર્જરોના શહેરમાં દ્વારપાળ–કોટવાળ હતો ત્યાં સુધી શંકાપાત્ર શત્રુઓથી શહેરમાં પેસી શકાતું નહિ. તે જગદેવ વિના ગૂર્જરોની રાજ્યલક્ષ્મીની આવી દુર્દશા થઈ છે." (કી. કૌ. સ. ૨, શ્લો. ૯૯) એટલું જ લખ્યું છે. પણ જગદેવ ગુજરાતના કયા રાજાના વખતમાં પાટણનો દ્વારપાળ હતો એ સોમેશ્વરે નથી કહ્યું. એ બધું જોતાં એમ લાગે છે કે, કદાચ એક પરમાર જગદેવ વીરતા, ઉદારતા વગેરે ગુણોથી પ્રખ્યાત થઇ ગયો હોય અને એના સમયની નજીકમાં–કંઈક આગળ પાછળ–જગદેવ નામનો બીજો ક્ષત્રિય ગુજરાતની રાજધાનીના કોટવાળ તરીકે પણ પ્રખ્યાત થઈ ગયો હોય. અને પાછળની કથામાં આ બે ય જગદેવ જોડાઈ ગયા હોય એવો સંભવ છે.

## ૧૩. જગદેવ અને પરમર્દી રાજા

મેરુતુંગે કુંતલ દેશના પરમર્દી પાસે જગદેવ રહ્યાનું તથા પરમર્દીએ કૃપા કરીને જગદેવને કોઈ પ્રદેશનો રાજા બનાવ્યાનું કહ્યું છે.[૧૩] ઉપર ઉતારેલા જૈનદના લેખમાં પણ જગદેવને ક્ષિતીશ (શ્લો. ૫), નરપતિ (શ્લો. ૧૦) અને ભૂમિનો ભર્તા (શ્લો. ૧૩) કહેલ છે. કદાચ એ પરમર્દીનો સામંત ઠાકોર હોય. જૈનદના લેખમાં જગદેવે આન્ધ્રના રાજાને અને દ્વારાસમુદ્રના (હોઈસલા) રાજાને (શ્લો. ૭ અને ૯) હરાવ્યાનું વર્ણન છે, તે કદાચ આ પરમર્દીના સામંત તરીકે કરેલું પરાક્રમ હોય. અથવા સ્વતંત્ર રીતે માળવાનો આ ફટાયો પોતાથી બે મોટાભાઈઓ વિદ્યમાન હોવાથી, પોતાને ગાદી મળવાનો સંભવ અતિ દૂર માનીને પરદેશ નીકળી ગયો હોય અને પોતાના પરાક્રમથી કદાચ નાનકડું રાજ્ય ક્યાંક દક્ષિણમાં જમાવ્યું હોય એમ પણ બને. પણ માળવાથી દ્વારાસમુદ્ર જેટલે દૂર એક ફટાયો એકલો કાંઈ પરાક્રમ કરી શકે એમ માનવા કરતાં, પરમર્દી જેવાના આશ્રયથી પરાક્રમ કરે એમ માનવું વધારે સયુક્તિક છે.

પણ આ પરમર્દી કોણ? —મેરુતુંગ તેને કુંતલ દેશનો રાજા કહે છે. કુંતલ દેશ એટલે ભીમા અને વેદવતી નદીઓ વચ્ચેનો શિમોગા, ચિતલદુર્ગ, બેલારી, ધારવાડ, બિજાપુર વગેરે જિલ્લાઓનો પ્રદેશ[૧૪] એ કાળના પશ્ચિમી ચાલૂક્ય રાજાઓ કુન્તલ દેશના રાજાઓ કહેવાય છે.[૧૫] અને એમાંના કેટલાકે પરમર્દી (પર્માદિ)નું બિરુદ પણ ધારણ કર્યું છે. આ વંશના અતિપ્રસિદ્ધ રાજા, જેનું ચરિત્ર વિક્રમાંકદેવચરિત નામથી બિલ્હણે લખ્યું છે, તે વિ. સં. ૧૧૩૬ થી ૧૧૮૨ સુધી રાજ્ય કરનાર ત્રિભુવનમલ્લ વિક્રમાદિત્યનું પર્માદિબિરુદ હતું?[૧૬] ઉપર આપેલી તારીખો જોતાં આ પરમર્દી ત્રિભુવનમલ્લ એજ મેરુતુંગનો જગદેવને આશ્રય આપનાર પરમર્દી હોય એ સંભવિત છે. આ વિક્રમાદિત્યે હોઇસલા રાજાઓ ઉપર તથા દક્ષિણના બીજા

---

૧૩. પ્ર. ચિં. ન. સં. પૃ. ૧૮૮

૧૪. જુઓ; માઇસોર ગેઝીટિયર (ઈ. સ. ૧૮૯૭) Vol. I, p. 289

૧૫. જુઓ: વિક્રમાંકદેવચરિત સ. ૩, શ્લો. ૧૨, ૬૪ વગેરે

૧૬. જુઓ; રાજતરંગિણી તરંગ ૭, શ્લો. ૯૩૬

રાજાઓ ઉપર ચડાઇ કરી હતી.[૧૭] એટલે જગદ્દેવે એ ચડાઈઓમાં સામંત તરીકે પરાક્રમ કર્યું હોવાનો સંભવ છે. પણ પ્રબંધચિંતામણિના કર્તાએ જગદ્દેવના આશ્રયદાતા પરમર્દીને પૃથ્વીરાજ ચૌહાણે હરાવ્યાનું જે વર્ણન કર્યું છે, તેમાં એણે ગરબડ કરી છે. પૃથ્વીરાજે કુંતલદેશના નહિ પણ ચંદેલ રાજા પરમર્દીને હરાવ્યો હતો. વિ. સં. ૧૨૩૯માં[૧૮] એ વખતે જગદ્દેવ જીવતો હોવાનો સંભવ નથી, એ ઉપરની તારીખો જોવાથી તરત સમજાય એમ છે.

હવે જૈનદના લેખની ગેરહાજરીમાં પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ જગદ્દેવ વિષે કરેલો તર્ક જરા જોઇ લઈએ. તેઓનું અનુમાન એવું છે કે, "જગદ્દેવ સિદ્ધરાજ જયસિંહની માતા મીનળદેવીના ભત્રીજા ગોઆના કદંબવંશી રાજા જયકેશી બીજાનો માશીનો દીકરો હતો. એ થોડા દિવસ સિદ્ધરાજ પાસે રહ્યા પછી ચૌલુક્ય રાજા પેર્મ (પરમર્દી)ની સેવામાં રહ્યો હોય અને કદાચ પેર્માડીના સંબંધથી જ પરમાર કહેવાયો હોય. ચાલુક્ય રાજા પેર્મ જગદેકમલ્લ ( વિ. સં. ૧૧૯૪ થી ૧૨૦૬ )ના એક સામન્તનું નામ જગદ્દેવ હતું. એ ત્રિભુવનમલ્લ પણ કહેવાતો. એ સાન્તર વંશનો હતો. મહિસૂરના નગર જિલ્લાનો એ મહામંડલેશ્વર વિ. સં. ૧૨૦૬ સુધી વિદ્યમાન હતો. અને પેર્મ ત્રીજાના ઉત્તરાધિકારી તૈલ ત્રીજાના સમય સુધી જીવતો હતો.[૧૯]

પણ ઉપર આપેલો જૈનદનો લેખ સ્પષ્ટ રીતે જગદ્દેવને પરમાર ( શ્લો. ૩ ) અને ભોજનો ભત્રીજો કહે છે. એટલે પેર્માદી ઉપરથી પરમાર કહેવાયો હશે એ તર્ક અસ્થાને છે. પણ એ કાળમાં બે જગદ્દેવ એક પરમાર કુળનો અને બીજો સાન્તર કુળનો થઇ ગયા હોવાનું ચોક્કસ થાય છે. સાન્તર કુળનો જગદ્દેવ પરમર્દીનો સામન્ત હોવાનું પણ ઉત્કીર્ણ લેખોથી નિઃસંદિગ્ધ નક્કી છે. એ જોતાં જગદ્દેવ પરમર્દીનો સેનાપતિ હોવાનું મેરુતુંગનું કથન આ સાન્તરકુળના જગદ્દેવને પણ લાગુ પાડવામાં કાંઇ વાંધો દેખાતો નથી. મેરુતુંગે જગદ્દેવ કયા કુળનો હતો એ તો કહ્યું જ નથી. વળી આ સાન્તર

---

૧૭. જુઓ; દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ (ગુ. ભા.) પૃ. ૧૪૨

૧૮. ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૨૫૧

૧૯. જુઓ; Bombay Gazetteer Vol 1 Part 1 p. 172. note 3. તથા Ibid part 11 p. 458

કુળનો જગદેવ જ મીનળદેવના સંબંધથી કદાચ તેની સાથે જ આવીને સિદ્ધરાજ પાસે અમુક વખત રહ્યો હોય એ સંભવિત છે.[20] એનો વિ. સં. ૧૨૦૬ નો લેખ મળ્યો છે; એ જોતાં સિદ્ધરાજના મરણ પછી એ દક્ષિણમાં ગયો હોય એ પણ શક્ય છે. આ બધું જોતાં મેરુતુંગના કથનનો ઘણો ભાગ અને સોમેશ્વરનું કથન સાન્તર જગદેવ માટે માનીને ઠીક ઘટાવી શકાય છે.

મેરુતુંગ અને ભાટોની દંતકથા જગદેવની ત્રિવિધ વીરતાનાં વખાણ કરે છે. પરમાર જગદેવની શૂરવીરતાનાં અને દાનવીરતાનાં વખાણ જૈનદનો લેખ પણ કરે છે. (દાનવીરતાની પ્રશંસા માટે જુઓ શ્લો. ૧૧, ૧૨) જૈનદના લેખમાં સત્કવિઓ વખાણ કરે છે એમ કહ્યું છે અને અર્જુનવર્માએ જગદેવના રૂપની પ્રશંસા સંબંધી નાચિરાજનો શ્લોક ઉતાર્યો છે.

આ બધી હકીકતનો વિચાર કરતાં નીચેના નિર્ણયો થઇ શકે છે:

(૧) જગદેવ બે થઈ ગયા છે એ નિઃસંદેહ.

(૨) દંતકથામાં બેનો ગોટાળો થઈ ગયો હોવાનો સંભવ છે.

(૩) મેરુતુંગે જગદેવ વિષે જેટલી વાત કહી છે તેટલી સાન્તરકુળના જગદેવને તેમજ પરમારકુળના જગદેવને પણ ઠીક લાગુ પડે છે.

(૪) ભાટોનો વિસ્તાર કલ્પિત છે; અને સાલો પરસ્પર વિરુદ્ધ છે[21] પણ માળવાના પરમાર ઉદયાદિત્યનો ફટાયો કુંવર જગદેવ થઇ ગયો હોવાની તથા એ વીર અને ઉદાર હોવાની વાત ખોટી નથી.

(૫) ભાટોની દંતકથામાં આટલો સત્યાંશ છે એ જ આશ્ચર્ય છે.

(૬) સિદ્ધરાજના દરબારમાં કે સોમેશ્વર કહે છે તેમ ગુજરાતની

---

૨૦. 'કદંબકુલ' ની વંશાવળી પ્રમાણે જયકેશી બીજો ખરી રીતે મીનળદેવીના ભત્રીજાનો પુત્ર થાય. એ જયકેશી બીજાનો સમય ઇ. સ. ૧૧૦૪ થી ૧૧૪૭–૪૮ મનાય છે (જુઓ કદંબકુલ પૃ. ૭.).

૨૧. (૧) સંવત અગિયાર ચમોતેર ચૈત્ર ત્રીજ રવિવાર
શિરા કંકાળી ભાટને દિય જગદેવ ઉતાર
(૨) સંવત ગ્યારસૌ ઇકયાવન જેત સુદી રવિવાર
જગદેવ સીસ સમર્પિયો, ધારનગર પવાંર
રાસમાળા ત્રીજી આ., પૃ. ૧૯૭.

રાજધાનીમાં રહેલો જગદેવ, પરમાર હતો કે સાન્તર એ ચોક્કસ કહેવું અત્યારે મુશ્કેલ છે. પણ જૈનદના લેખમાં જગદેવે ગુર્જર-વીરોને હરાવ્યાનું કથન છે એ જોતાં અને સાન્તર જગદેવ, પરમાર જગદેવ કરતાં કાંઈક પાછલા કાળમાં થયો છે એ જોતાં, સાન્તર જગદેવ સિદ્ધરાજ પાસે રહ્યો હોવાનો સંભવ લાગે છે. આથી વધારે ચોક્કસાઇ નવા પુરાવા ન મળે ત્યાં સુધી અશક્ય છે.

(૭) જે જગદેવને હોઈસલ બલ્લાલ પહેલાએ હરાવેલો તે જ આ સાન્તર વંશનો પટ્ટીપોમ્બુચ્ચપુરનો જગદેકમલ્લ બીજાનો સામન્ત હતો. ( જુઓ મું. ગે. ગ્રં. ૧ ભાગ ૨ પૃ. ૪૯૪.)

તા. ક:—શ્રી. બ. ક. ઠાકોર ૧૫–૬–૩૩ ના કાગળમાં લખે છે તેમ " અકબરે બહેરામખાનને ઉમ્મરમાં આવતાં. કાઢયો હતો તે રીતે સિદ્ધરાજે જગદેવને કાઢયો હોવાનો " બેયની તારીખો જોતાં સંભવ નથી લાગતો. સં. ૧૨૦૬ નો જગદેવનો લેખ મળ્યો છે એ જોતાં પણ સિદ્ધરાજથી મોટી ઉમ્મરનો એ હોવાનો સંભવ નથી.



## ચન્દ બરદાઈનો પૃથ્વીરાજ રાસો

"ઇસ્લામી ઇતિહાસનવેશોને ન માનીએ, અંગ્રેજ ઇતિહાસનવેશોને ન માનીએ, ચન્દ બરદાઇના પૃથુરાજ રાસાને તો માનીશું ને ?+" શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ ઉપરના વચનમાં અંગ્રેજ ઇતિહાસનવેશોને ઇસ્લામી ઇતિહાસનવેશો સાથે કેમ મૂકે છે તે સમજાતું નથી. કારણ કે અંગ્રેજોએ કાંઇ તે કાળના સ્વતંત્ર ઐતિહાસિક ગ્રંથો લખ્યા નથી. અંગ્રેજોએ અથવા બીજા આધુનિક ઐતિહાસિક લેખકોએ પૃથ્વીરાજ વિષે કે તે કાળના બીજા ઐતિહાસિક બનાવો વિષે જે કાંઈ લખ્યું હોય, તે ઇસ્લામી ઇતિહાસો તથા પૃથ્વીરાજ રાસો, તત્કાલીન તામ્રપત્રો, સિક્કાઓ વગેરે બીજાં ઐતિહાસિક સાધનો ઉપરથી લખ્યું હોય એ સ્વાભાવિક છે.

પણ શ્રી. ન્હા. દ. કવિના ઉપરના વચનમાંથી પૃથ્વીરાજ રાસો, ઇસ્લામી ઇતિહાસો અથવા આધુનિક ઇતિહાસો કરતાં, ઇતિહાસ તરીકે વધારે વિશ્વસનીય છે એવો જે ધ્વનિ નીકળે છે, તે વિચારણીય છે. ચન્દ બરદાઇ પૃથ્વીરાજનો સમકાલીન, પૃથ્વીરાજનો મિત્ર અને એની સભાનો રાજકવિ હતો. એ ચન્દ બરદાઇએ જ પૃથ્વીરાજ રાસો લખ્યો છે એવી માન્યતા પ્રસિદ્ધ છે અને એ માન્યતાથી દોરાઇને, પૃથ્વીરાજ રાસાને ઝીણી ઐતિહાસિક દૃષ્ટિથી જોયા વગર તથા એ મહાગ્રન્થ વિષે થયેલાં વિવેચનો જોયા વગર ઉપરનું વચન કહેવાયેલું છે. પૃથ્વીરાજ રાસા વિષે ઉપલી માન્યતા એટલા લાંબા કાળથી ચાલી આવે છે અને એટલી દૃઢ છે કે એમાં શંકા થવી જ મુશ્કેલ. ટૉડ સાહેબ જેવાએ પૃથ્વીરાજ રાસાને પૃથ્વીરાજનો સમકાલીન અને વિશ્વસનીય માનેલો, પણ એના

---

+ 'ભારતીય ઇતિહાસનાં કેટલાંક લક્ષણો' એ નામનું શ્રી. ન્હા. દ. કવિનું તા. ૨૩ જાન્યુઆરી ૧૯૨૭નું ભાષણ.

વખતમાં તામ્રપત્રો, સિક્કાઓ, વગેરે બીજાં ઐતિહાસિક સાધનો ઉપલબ્ધ નહોતાં. પણ હવે તો પુષ્કળ ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ થઈ છે. અને પુરાતત્ત્વના સારા હિંદી વિદ્વાનોએ આ સામગ્રીનું મંથન કરીને મધ્યકાલીન રજપૂત રાજવંશોના ઇતિહાસ ઉપર પુષ્કળ નવો પ્રકાશ નાખ્યો છે. આ હિંદી વિદ્વાનોના મત પ્રમાણે પૃથ્વીરાજ રાસો પ્રાચીન હિંદી મહાકાવ્ય તરીકે ગમે તેટલો ઉત્તમ ગ્રન્થ ભલે હોય પણ ઇતિહાસ તરીકે વિશ્વસનીય નથી.

પરંપરાથી ચાલી આવતી માન્યતા વિરુદ્ધ આવું વિધાન કોઈ એમ ને એમ માને નહિ, પણ પૃથ્વીરાજ રાસામાં આપેલી, પૃથ્વીરાજ સંબંધી, એના પૂર્વજો સંબંધી તથા તત્કાલીન બીજા રાજવંશો સંબંધી હકીકતો બીજાં અસંશયિત પ્રમાણોથી તપાસતાં ખોટી ઠરે છે, એ જોયા પછી પૃથ્વીરાજ રાસો પૃથ્વીરાજના સમકાલીન કવિનો રચેલો હોવા વિષે શંકા પડે તો નવાઈ નહિ.

ચન્દ બરદાઈ, ઉપર કહેલી ઐતિહાસિક શંકાને ન ગણીએ તો, હિન્દીનો આદિ કવિ ગણાય છે અને પૃથ્વીરાજ રાસો હિંદી મહાભારત ગણાય છે. પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજ ચૌહાણનું જીવનવૃત્તાન્ત મુખ્ય છે, પણ પૃથ્વીરાજના પૂર્વજો સંબંધી તથા પૃથ્વીરાજને તે કાળના જે જે રાજાઓ સાથે લડવું પડેલું તે રાજાઓ સંબંધી પણ પુષ્કળ વાતો લખેલી છે. રાસો સંવાદ રૂપ છે. કવિ ચન્દની ધર્મપત્ની પ્રશ્ન કરે છે અને કવિ એનો ઉત્તર આપે છે એ રીતે આખો ગ્રંથ લખેલો છે.

જો વિશ્વસનીય હોત તો ઉત્તર હિંદુસ્તાનના ઈ. સ. બારમી સદીના ઇતિહાસ માટે પૃથ્વીરાજ રાસો એક અમૂલ્ય પુસ્તક ગણાત, પણ આ મહાગ્રન્થ વિશ્વસનીય નથી. ઇતિહાસ તરીકે રાસામાં અશ્રદ્ધા થવાનાં કેટલાંક કારણો નીચે આપ્યાં છે.[૧]

૧. પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજનો જન્મસમય સંવત ૧૧૧૫ આપ્યો છે તથા મૃત્યુ સમય સંવત ૧૧૫૮ આપ્યો છે. પણ પૃથ્વીરાજનું મૃત્યુ શાહબુદ્દીન ગોરીને હાથે ઇ. સ. ૧૧૯૩માં હાર્યા પછી થયું છે. એટલે કે વિ. સં. ૧૨૪૯માં થયું છે, અર્થાત્ ચન્દ કવિએ આપેલી સાલો ખોટી છે એમ માનવું પડે છે. શ્રીયુત મોહનલાલ વિષ્ણુલાલ

---

૧. પ્રખ્યાત હિંદી માસિક 'સરસ્વતી'ના ૧૯૨૯ના મે, જૂન અને ઓગસ્ટના અંકોમાં છપાયેલા શ્રી. અમૃતલાલ શીલના લેખોમાંથી મુખ્ય મુદ્દાઓ લીધા છે.

પંડ્યા નામના હિંદી વિદ્વાને રાસાના ' વિક્રમ સાક આનન્દ ' એ પદના આધારથી નવા આનંદ સંવતની કલ્પના કરી છે. આ આનન્દ સંવત વિક્રમ સંવતમાંથી ૯૧ બાદ કરવાથી મળે છે એમ તેઓ કહે છે અને રાસોમાં પૃથ્વીરાજના જન્મ વગેરે માટે આપેલી સાલો આનંદ સંવતની છે એમ માનવાથી રાસાની સાલો સાચી ઠરે છે એમ શ્રી. પંડ્યા દલીલ કરે છે. પણ રાસામાં આપેલી બધી સાલો આનંદ સંવતથી યે મળી રહેતી નથી અને રાવ બહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા જેવા સમર્થ હિંદી પુરાતત્ત્વજ્ઞ તો આનંદ સંવતની વાત કલ્પિત છે એમ સ્પષ્ટ કહે છે. ( જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨ પા. ૨૦૦ )

૨. પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે, જે વખતે પથ્વીરાજના પિતા સોમેશ્વર ચૌહાણ શાકંભરી દેશની રાજધાની અજમેરમાં રાજ્ય કરતા હતા, તે વખતે અનંગપાલ તોમર દિલ્હીમાં અને વિજયપાલ કમધ્વજ કનોજમાં રાજ્ય કરતા હતા. હવે કોઈ કારણથી વિજયપાલે દિલ્હી ઉપર ચડાઈ કરી, એટલે અનંગપાલે દૂત મોકલીને સોમેશ્વર પાસે મદદ માગી. સોમેશ્વર લશ્કર લઇને દિલ્હી ગયા અને અનંગપાલે તથા સોમેશ્વરે મળીને દિલ્હીનો બચાવ કર્યો. આ રીતે, જો કે કનોજના રાજા વિજયપાલ એ વખતે ઉત્તર ભારતમાં ચક્રવર્તીપદ ભોગવતા હતા. એની પાસે લશ્કરની ઘણી મોટી સંખ્યા હતી તથા એમણે દિગ્વિજય કર્યો હતો, છતાં એમનાથી દિલ્હી જિતાયું નહિ. હવે અનંગપાલને પુત્ર નહોતો પણ ફક્ત બે કન્યાઓ હતી. મોટી કન્યાનું નામ સુરસુંદરી અને નાનીનું નામ કમળા હતું. દિલ્હીપતિ અનંગપાળે મોટી કન્યા સુરસુંદરી, વિજયપાલથી ડરીને તેને આપી અને નાની કમળા સોમેશ્વરને આપી. આ કમળાને પેટે પૃથ્વીરાજનો જન્મ થયો. કનોજના રાજા વિજયપાલને જયચન્દ નામનો પુત્ર થયા. જે વિજયપાલના મૃત્યુ પછી કનોજની ગાદીએ બેઠો. પણ આ જયચન્દ સુરસુંદરીને પેટે જન્મ્યો હતો કે વિજયપાલની કોઈ બીજી રાણીના ગર્ભથી એ રાસામાં કહ્યું નથી.

૩. હવે દિલ્હીના રાજા અનંગપાલ વૃદ્ધ અવસ્થામાં જ્યારે બદરીનારાયણની જાત્રા કરવા નીકળ્યા, ત્યારે એમણે પોતાના દૌહિત્ર પૃથ્વીરાજને દિલ્હીનું રાજ્ય આપી દીધું. એ વખતે પૃથ્વીરાજની ઉમ્મર બાર વર્ષની હતી. અનંગપાલના મંત્રીઓને થોડા સમય માટે પણ પરદેશી પૃથ્વીરાજને દિલ્હીનું રાજ્ય સોંપી દેવાની વાત યોગ્ય ન લાગી. પણ

અનંગપાલે મંત્રીઓનું કહેવું ન ગણકારી પોતાનું રાજ્ય પૃથ્વીરાજને સોંપ્યું અને પોતે બદરીનારાયણ ગયા. અનંગપાલ જાત્રાએ ગયા પછી થોડા વખતમાં જ પૃથ્વીરાજે દિલ્હીના મોટા મોટા જૂના રાજપુરુષોને રજા આપી અને અજમેરથી પોતાના સગાઓને બોલાવી રાજ્યમાં મુખ્ય મુખ્ય અધિકાર ઉપર તેઓને ગોઠવ્યા. આ અજમેરી અધિકારીઓએ દિલ્હીવાળાઓ ઉપર જુલમ કરવા માંડયો એટલે જૂના અધિકારીઓએ તથા ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ બદરીનારાયણ જઈ અનંગપાલ પાસે કકળાટ કર્યો. પરિણામે અનંગપાલ દિલ્હી પાછા આવ્યા પણ પૃથ્વીરાજે એને શહેરમાં પેસવા ન દીધા. અને કાંઈક ધન આપી પાછા બદરીનારાયણ મોકલી દીધા.

૪. પૃથ્વીરાજના પિતા સોમેશ્વરે પૃથ્વીરાજને બાલ્યાવસ્થામાં જ એકસો આઠ સાથી આપ્યા હતા. આ બધા સાથીઓ સાહસિક અને શૂરવીર હતા. રાસામાં આ "અષ્ટોત્તર સૂર"ની ખૂબ પ્રશંસા કરી છે. આ સાથીઓના જોર ઉપર મુસ્તાક રહીને પૃથ્વીરાજ કોઇને ગણતો નહિ અને જરા કારણ મળતાં ગમે તે રાજા સાથે લડી પડતો.

૫. પૃથ્વીરાજને ઉપર પ્રમાણે દિલ્હીનું રાજ્ય મળ્યું ત્યારે અજમેરમાં એના પિતા સોમેશ્વર રાજ્ય કરતા હતા; પાછળથી જ્યારે સોમેશ્વરને ગુજરાતના રાજા ભીમે મારી નાખ્યા ત્યારે અજમેરનું રાજ્ય પણ પૃથ્વીરાજને મળ્યું.

૬. વિજયપાલ કમધ્વજ એક વખત દિગ્વિજય કરતા કરતા ઉડીસાના કટકનગરમાં પહોંચ્યા, ત્યાં કટકના રાજા સોમવંશી મુકુન્દદેવે પોતાની પુત્રી વિજયપાલને ભેટ આપી તેની સાથે સુલેહ કરી. વિજયપાલે આ કુમારી પોતાના પુત્ર જયચંદને પરણાવી અને તેને પેટે સંયુક્તા અથવા સંજોગિની જન્મી. આ સંયુક્તા જ પોતાના પિતાના તથા પતિના કુળના નાશના કારણરૂપ થઈ.

૭. સોમેશ્વરના મરણ પછી પૃથ્વીરાજે દિલ્હીને પોતાની કાયમની રાજધાની બનાવી. ત્યાંથી જ શાહબુદ્દીન ગોરી સામે પૃથ્વીરાજ લડવા ગયો. અને પૃથ્વીરાજના મરણ પછી સંયુક્તા દિલ્હીમાં જ સતી થઈ.

પૃથ્વીરાજ રાસામાં આપેલી પૃથ્વીરાજચરિત્રની મુખ્ય વાતોનો ટૂંક સાર ઉપર આપ્યો છે. હવે એમાંથી કેટલું સાચું છે અને કેટલું ખોટું એ એક પછી એક જોઇએ.

क १. પૃથ્વીરાજને અનંગપાલ તોમરે દત્તક લીધાથી પૃથ્વીરાજને દિલ્હીની ગાદી મળી એ રાસાનું કથન નીચેનાં પ્રમાણોથી ખોટું ઠરે છે:—

દિલ્હીમાં જે ફિરોજશાહની લાટ નામથી ઓળખાતો અશોક-સ્તમ્ભ છે. તેના ઉપર અશોકના લેખ નીચે વિ. સં. ૧૨૨૦નો એક સંસ્કૃત લેખ છે. આ લેખમાં પૃથ્વીરાજના પિતા સોમેશ્વરના મોટા ભાઈ ચોથા વિગ્રહરાજ વીસલદેવના દેશવિજય સંબંધે લખ્યું છે કે: "વિંધ્યાચલથી હિમાલય સુધી સર્વ દેશોને જીતીને અમે તેઓ પાસેથી કર લીધો છે તથા મુસલમાનોને આર્યાવર્તમાંથી પાછા કાઢીને ભારતને ફરી આર્યભૂમિ કરી છે." વગેરે (મૂળ શ્લોકો 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પા. ૨૪૪માં છાપેલા છે.)

આ લેખથી વિ. સં. ૧૨૨૦ (ઈ. સ. ૧૧૬૩) પહેલાં તરતમાં ચોહાણ રાજા વીસલદેવે દિલ્હી પોતાને તાબે કર્યું હતું અર્થાત્ એ પછી ગાદીએ આવનાર સોમેશ્વરના વખતમાં દિલ્હી ચોહાણોના હાથમાં જ હતું, એમ સિદ્ધ થાય છે. અલબત્ત ચોહાણોએ અજમેરને જ રાજધાની રાખી હોય અને દિલ્હીમાં કોઈ સામંત રાખ્યો હોય એવો સંભવ છે. સમકાલીન મુસલમાન ઇતિહાસકારોએ પૃથ્વીરાજને અજમેરનો રાજા કહ્યો છે. દિલ્હી સાથે પૃથ્વીરાજને કાંઈ સંબંધ હતો કે નહિ એ તેઓ કહેતા નથી.[1]

તબકાતે નાસિરીમાં દિલ્હીનો રાજા ગોવિન્દરાય હતો એમ લખ્યું છે અને ફરિસ્તાએ પિથૌરાનો ભાઈ ચામુંડરાય દિલ્હીનો રાજા હતો એમ લખ્યું છે.[2] શાહબુદ્દીન અજમેર પછી દિલ્હી પર હલ્લો લઈ જાય છે, એમ મુસલમાન ઇતિહાસો કહે છે.

क २. રાસામાં રાસાના સંવત ને આનંદ સંવત ગણીએ તો, પૃથ્વીરાજ ઇ. સ. ૧૧૪૮માં જન્મ્યા અને બાર વર્ષની ઉમ્મરે એટલે ઇ. સ. ૧૧૬૦ માં તેને દિલ્હીનું રાજ્ય મળ્યું એમ ઠરે છે. પણ ઉપર કહેલા અશોકસ્તમ્ભવાળા લેખ ઉપરથી ઇ. સ. ૧૧૬૩માં તો સોમેશ્વરના મોટાભાઈની દિલ્હીમાં સત્તા હોવી જોઇએ. વળી પૃથ્વીરાજના જન્મ પહેલાં એટલે ઇ. સ. ૧૧૪૮ પહેલાં સોમેશ્વરે દિલ્હીના અનંગપાળને

---

૧ જુઓ; Elliot's History of India Vol. II.

૨ Elliot's History of India Vol. II p. 295–296. અને Brigg's Farishta Vol. I p. 171–173.

મદદ કર્યાની તથા એની પુત્રી કમલાદેવીને પરણ્યાની વાત પણ સંભવિત નથી; કારણ કે સં. ૧૧૪૮માં સોમેશ્વર નહિ પણ એના પિતા અર્ણોરાજ અજમેરની ગાદી ઉપર હતા; પછી ઉપરના લેખ પ્રમાણે સંવત ૧૧૬૩માં ચોથા વિગ્રહરાજ વીસલદેવ ચોહાણ અજમેરના રાજા હતા. તે પછી 'પૃથ્વીરાજવિજય' તથા 'પ્રબંધકોશ' પ્રમાણે તેના પુત્ર અમર ગાંગેય ગાદી ઉપર બેઠા; તે પછી વીસલદેવના ભાઈ જગદેવના પુત્ર બીજા પૃથ્વીરાજ ગાદી ઉપર બેઠા અને તે પછી સોમેશ્વર ગાદીએ આવ્યા.

હવે સં. ૧૨૨૬ (ઈ. સ. ૧૧૬૯)નો એક ઉત્કીર્ણ લેખ પૃથ્વીરાજ બીજાનો મળ્યો છે અને સં. ૧૨૨૬ના ફાલ્ગુનનો સોમેશ્વરનો બીજોલ્યાનો પ્રસિદ્ધ શિલાલેખ છે; એથી ઇ. સ. ૧૧૭૦માં જ સોમેશ્વર અજમેરની ગાદીએ બેઠા ઠરે છે. એટલે ઇ. સ. ૧૧૪૮ પહેલાં સોમેશ્વરે અનંગપાળને મદદ કરી હોવાનો સંભવ નથી. વળી પૃથ્વીરાજની માનું નામ રાસામાં કમલાદેવી લખ્યું છે. પણ હમ્મીર મહાકાવ્યમાં કર્પૂરાદેવી નામ છે, તથા પૃથ્વીરાજના સમયમાં (ઈ. સ. ૧૧૯૨)માં લખાયલા પૃથ્વીરાજ વિજય[1] નામના મહાકાવ્યમાં સોમેશ્વરે ત્રિપુરીના હૈહયવંશી રાજા નરસિંહદેવની કન્યા કર્પૂરાદેવી સાથે લગ્ન કર્યું અને કર્પૂરાદેવીથી તેને પૃથ્વીરાજ તથા હરિરાજ બે પુત્રો થયા એ રીતે વર્ણન મળે છે. એટલે રાસાની કથા કલ્પિત ઠરે છે.

क ૩. સોમેશ્વરનો પિતા અર્ણોરાજ અજમેરનો એક મહાપ્રતાપી ચૌહાણ રાજા હતો. એને ત્રણ રાણીઓ હતી. પહેલી મારવાડની કન્યા સુધવાના ગર્ભથી જગદેવનો તથા વિગ્રહરાજ વીસલદેવ (૪થા)નો જન્મ થયો. બીજી ગૂજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની પુત્રી કાંચનદેવીને કાંઈ સંતાન ન હતું અને ત્રીજી કુમારપાળની બ્હેન દેવળદેવીને પેટ સોમેશ્વરનો જન્મ થયો. સોમેશ્વરની બાલ્યાવસ્થા

---

૧ કાશ્મીરી કવિ જયાનકના લખેલા પૃથ્વીરાજ વિજય નામના મહાકાવ્યની એક અપૂર્ણ અને ત્રુટિત પ્રત બુલ્હર સાહેબને કાશ્મીરમાંથી મળી હતી, જે પૂના ડેક્કન કૉલેજના પુસ્તકાલયમાં રાખવામા આવી હતી. આ કાવ્યની આ સિવાય બીજી એક પણ પ્રત મળી નથી. પણ એની ઐતિહાસિક ઉપયોગિતા જોતાં પં. ગો. હી. ઓઝા એનું સંશોધન કરી છપાવવા યત્ન કરે છે. આ કાવ્ય વિષે વિશેષ માહિતી માટે જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨માં પૃથ્વીરાજ વિજય ઉપર લેખ. આ કાવ્ય પછી બી. ઈ. માં છપાઈ ગયું છે.

ચાલતી હતી તે વખતે, અજમેરમાં અર્ણોરાજને મારીને સુધવાના પુત્રોએ ગાદી દબાવેલી હોવાથી, સોમેશ્વર મોસાળમાં પહેલાં સિદ્ધરાજના હાથમાં અને પછી કુમારપાળના હાથમાં મોટા થયા. અને પિતૃઘ્નાતી જગદેવના પુત્ર પૃથ્વીરાજ બીજાના મરણ પછી, અજમેરની ગાદીનો દાવો કરનાર અર્ણોરાજના વંશનું બીજું કોઇ ન હોવાથી, સોમેશ્વર પોતાના બાળપુત્રોને લઇને અજમેર ગયા. ( જુઓ; પૃથ્વીરાજ વિજય સર્ગ ૭ તથા ૮ ) મતલબ કે, મોસાળના આશ્રયમાં પડેલા સોમેશ્વરે દિલ્હીના રાજાને કાંઈ મદદ કરી હોવાનો સંભવ જ નથી. ટૂંકામાં પૃથ્વીરાજના જન્મ સંબંધી તથા દિલ્હીની ગાદી અનંગપાળ પાસેથી મળ્યાની રાસાની આખી વાત કલ્પિત છે. પૃથ્વીરાજ વિજયમાં અને હમ્મીર મહાકાવ્યમાં[1] લગભગ સરખો વૃત્તાન્ત છે અને એ વૃત્તાન્તને સોમેશ્વરના તથા બીજા ચૌહાણ રાજાઓના ઉત્કીર્ણ લેખો, મોટે ભાગે ટેકો આપે છે.[2] ખાસ કરીને સોમેશ્વરના વિ. સં. ૧૨૨૬ના શિલાલેખમાં આપેલી વંશાવળી ચૌહાણોના ઇતિહાસ માટે અતિ ઉપયોગી છે. એ લેખમાં પૃથ્વીરાજના પિતા સોમેશ્વર જ પોતાના ઓરમાન મોટા ભાઈ વિગ્રહરાજે દિલ્હી જીતી લીધું હતું એમ કહે છે. ટૂંકામાં રાસાની અનંગપાળે પૃથ્વીરાજને દત્તક લીધાની તથા દિલ્હી આપ્યાની વાત માની શકાય એમ નથી. રાસાને ચૌહાણોની ટૂંકી વંશાવળીની પણ સાચી ખબર નથી. સોમેશ્વર પહેલાં એ વંશમાં ચાર વીસલદેવ નામના અને ત્રણ પૃથ્વીરાજ નામના રાજાઓ થઈ ગયા છે. રાસાને એક જ વીસલદેવની તથા એક જ પૃથ્વીરાજની ખબર છે, જેથી ઘણો ગોટાળો થયો છે. ટૉડ રાજસ્થાનમાં પણ આ ગોટાળો ઊતર્યો છે.

---

૧. હમ્મીર મહાકાવ્ય વિ. સં. ૧૪૬૦માં જૈન સાધુ નયચંદ્રસૂરિએ લખ્યું છે. પૃથ્વીરાજના મરણ પછી એનો પુત્ર રણથંભોરમાં રાજા થયો. એનાથી પાંચમી પેઢીએ હમ્મીર રાજા થયો. આ ચૌહાણ હમ્મીરના યશ ગાવા માટે હમ્મીર મહાકાવ્ય લખાયું છે. આ હમ્મીર સુલતાન અલ્લાઉદ્દીનનો સમકાલીન, મહા શૂરવીર રાજા હતો; [ સમય વિ. સં. ૧૩૪૨ થી ૧૩૫૮ ] આ હમ્મીર મહાકાવ્યમાં ચૌહાણવંશની પૂરી વંશાવળી આપી છે.

૨. પ્રબન્ધ કોશના અન્તમાં આપેલી વંશાવળી પણ ઘણે ભાગે પૃથ્વીરાજ વિજય, હમ્મીર મહાકાવ્ય તથા ઉત્કીર્ણ લેખોમાં આપેલી વંશાવળી સાથે મળી રહે છે.

क ૪. સોમેશ્વર વિ. સં. ૧૨૩૬ (ઇ. સ. ૧૧૭૯)માં મરણ પામ્યા. હવે પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે, ગુજરાતના રાજા ભોળા ભીમને હાથે સોમેશ્વર માર્યો ગયો, પણ એ વાત માની શકાય એવી નથી. કારણ કે ભોળો ભીમ ઘણું કરીને બે વર્ષ પહેલાં અણહિલવાડની ગાદીએ બેઠો હતો અને હજી તદ્દન બાળક હતો. (ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિભાગ ૨, પૃ. ૩૪૪) વળી ગુજરાતના રાજાને મહત્તા આપનારી એવી વાત બની હોય તો પ્રબંધ ચિંતામણિ વગેરેમાં નોંધાયા વગર ન જ રહે.

क ૫. સોમેશ્વરે પૃથ્વીરાજને ૧૦૮ સાથીઓ આપ્યાની વાત પણ ગપ લાગે છે. કારણ કે સોમેશ્વરના મરણ વખતે પૃથ્વીરાજની ઉમ્મર નાની હતી અને તેની માતા કર્પૂરાદેવી રાજ્ય સંભાળતી હતી, એમ પૃથ્વીરાજ વિજય કહે છે. (જુઓ સર્ગ ૮, ૯).

क ૬. પૃથ્વીરાજનો દિલ્હી સાથે શો સંબંધ હતો એ પૃથ્વીરાજ વિજયમાં કે હમ્મીર મહાકાવ્યમાં તો લખ્યું જ નથી; અને મુસલમાન લેખકો તો પૃથ્વીરાજને અજમેરના રાજા જ ગણે છે. શાહબુદ્દીન સામે લડવા માટે પૃથ્વીરાજ અજમેરથી જાય છે.[1] ફરિસ્તામાં દિલ્હીના રાજાને પૃથ્વીરાજનો ભાઇ કહ્યો છે અને એનું નામ ચામુંડરાય આપ્યું છે. પણ પૃથ્વીરાજના ભાઇનું નામ તો હરિરાય છે એ આપણે બીજાં પ્રમાણોથી જાણીએ છીએ. તબકાતે નાસિરીમાં દિલ્હીના રાજાનું ગોવિન્દરાય નામ આપ્યું છે. અને પૃથ્વીરાજના પુત્રનું નામ હમ્મીર મહાકાવ્યમાં ગોવિન્દરાજ આપ્યું છે. ફરિસ્તા વગેરે મુસલમાન ઇતિહાસો પાછળથી લખાયા છે એટલે નામની ગડબડ થઈ હોવાનો સંભવ છે. પણ શાહબુદ્દીન સામેના યુદ્ધ વખતે અજમેરના રાજા પૃથ્વીરાજની વતી દિલ્હીમાં એનો ભાઈ હરિરાય સામંત તરીકે હકૂમત ચલાવતો હોય એ સંભવિત છે.

क ૭. વિજયપાલ કમધ્વજના દિગ્વિજયની તથા કટકના રાજાની પુત્રી ભેટ મળ્યાની વાત પણ કલ્પિત લાગે છે. કનોજના રાજા વિજયચંદ્ર (જેને રાસામાં વિજયપાલ કહેલ છે)ના તથા તેના પુત્ર જયચંદ્રના જે ઉત્કીર્ણ લેખો મળ્યા છે, તેમાં ક્યાંય આ દિગ્વિજયનો ઉલ્લેખ નથી. વળી રાસામાં અન્યત્ર ( સમય ૨૦ મામાં ) એ વખતે પૂર્વમાં

---

૧ Elliot's History of India Vol. II. 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પા. ૨૫૭.

સમુદ્રશિખરગઢમાં જેનું રાજ્ય સમુદ્ર સુધી ફેલાયલું હતું એવો વિજયપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો, અને તેની પુત્રી પદ્માવતીનું કુમાઉંના રાજા કુમોદગણિ સાથે વેવિશાળ થયું હતું; છતાં પદ્માવતીનો પત્ર આવવાથી વિવાહ સમય પહેલાં ૫ – ૭ દિવસે જઇને પૃથ્વીરાજે પદ્માવતીનું હરણ કર્યું વગેરે કથા છે. આ કથા માટે કે સમુદ્રગઢના યાદવરાજ્યના અસ્તિત્વ માટે કોઈ પુરાવો નથી.

क ૮. હવે સંયુક્તાહરણની વાત જોઈએ. પૃથ્વીરાજે અનેક રાજાઓની કન્યાઓનું, અનેક રાજાઓ સાથે યુદ્ધ કરીને હરણ કર્યાની ઘણી વાતો રાસામાં લખી છે. મોટે ભાગે આ વાતો કલ્પિત છે એમ ઉપરના દાખલાથી લાગે છે. એ પ્રમાણે જ સંયુક્તાહરણનું હોવું જોઇએ. સંયુક્તાહરણની કથા એટલી પ્રસિદ્ધ છે કે અહીં ઉતારવાની જરૂર નથી. શ્રી. અમૃતલાલ શીલ કહે છે કે, " જો કે મુસલમાન લેખકોએ સંયુક્તાહરણનો વૃત્તાન્ત લખ્યો નથી, પણ એ સમયનાં કાવ્ય–નાટકોમાં એનો ઉલ્લેખ મળે છે, માટે આખી વાત કલ્પિત નહિ કહી શકાય, પણ રાસામાં જે વિસ્તૃત વર્ણન છે, તે ઐતિહાસિક હોવાની શંકા પડે છે." શ્રી. અમૃતલાલ શીલને, પૃથ્વીરાજનો રાસામાં જ વર્ણવેલો સ્વભાવ જોતાં એ ૭ મહિના સુધી સંયુક્તા સાથે અંતઃપુરમાં પડયો રહે એ અસંભવિત લાગે છે અને આ વર્ણનમાં ઇ. સ. ૧૭મી સદીમાં બનેલા બનાવની ગંધ આવે છે માટે તેઓ એને પ્રક્ષિપ્ત ગણે છે. બીજી તરફથી શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ સંયુક્તા-હરણની આખી વાત કલ્પિત માને છે; કારણ કે પૃથ્વીરાજવિજયમાં કે હમ્મીર મહાકાવ્યમાં એ નથી. વળી કનોજના રાજા જયચંદ્રે જો, રાસામાં કહ્યું છે તેમ, રાજસૂય યજ્ઞ કર્યો હોત, તો એનાં મળી આવેલાં ૧૪ તામ્રપત્રો અને બે લેખોમાંથી ક્યાંક તેનો ઉલ્લેખ હોત. ( જુઓ; 'સરસ્વતી' માર્ચ ૧૯૨૮ના અંકમાં 'કનૌજ નરેશ ઉપર કરવામાં આવેલા મિથ્યા આક્ષેપો' નામનો લેખ).

क ૯. ઇ. સ. ૧૧૯૩માં શાહબુદ્દીન ગોરીને હાથે હાર્યા પછી પૃથ્વીરાજનું શું થયું એ વિષે ઇસ્લામી ઇતિહાસ લેખકો એક વાત લખે છે અને પૃથ્વીરાજ રાસામાં બીજી વાત લખી છે.

જામિઉલહિકાયત, તાજુલમઆસિર, તબકાત ઈ નાસિરી, તારિખ ફરિસ્તા વગેરે ઇસ્લામી ઇતિહાસો કહે છે કે, બીજીવારની લડાઈમાં

પૃથ્વીરાજ હારી જતાં બાદશાહે એને કેદ કરી લીધો, અમુક વખત પછી એનું માથું કપાવી નાખ્યું અને એના પુત્રને અજમેરની ગાદી સોંપી.[1] પણ પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે શાહબુદ્દીન ગોરી પૃથ્વીરાજને કેદ કરી ગજની લઇ ગયો અને ત્યાં એની આંખો ફોડાવી કેદ કરી રાખ્યો. અમુક વખત પછી ચન્દ બરદાઈ ત્યાં પહોંચ્યા અને એના કહેવા પ્રમાણે પૃથ્વીરાજે શબ્દવેધી બાણ મારી સુલતાનને મારી નાખ્યો અને પછી ચન્દ અને પૃથ્વીરાજે એકબીજાનાં ગળાં કાપી નાખ્યાં.

પણ મુસલમાન તવારીખો પ્રમાણે ઇ. સ. ૧૧૯૩ (વિ. સં. ૧૨૪૯)માં પૃથ્વીરાજ કેદ થયો અને શાહબુદ્દીન તો છેક ઇ. સ. ૧૨૦૬ (વિ. સં. ૧૨૬૩)માં લાહોરથી ગજની જતાં માર્ગમાં ગખ્ખરોને હાથે માર્યો ગયો. અર્થાત્ રાસાની વાત માનવાયોગ્ય નથી. હમ્મીર મહાકાવ્ય પ્રમાણે પણ સુલતાને પૃથ્વીરાજને કેદ કરી લીધો અને દિલ્હીમાં કેદમાં જ પૃથ્વીરાજનું મરણ થયું અને એના નાનાભાઈ હરિરાજે એની છેલ્લી ક્રિયા કરી. વળી પૃથ્વીરાજના તાંબાના કેટલાક પૈસા મળી આવ્યા છે, જેમાં એક તરફ પૃથ્વીરાજ અને બીજી તરફ મુહમ્મદ સામ એ રીતે અક્ષરો કોતરેલ છે. આ પૈસા ઉપરથી પૃથ્વીરાજે હાર્યા પછી અમુક વખત સુધી સુલતાનનું સામંતપણું સ્વીકાર્યું હોય એવી કલ્પના શ્રી. અમૃતલાલ શીલ કરે છે. પણ એવો સંભવ ઓછો જ છે. પૃથ્વીરાજના ચાલતા સિક્કાઓ ઉપર સુલતાને પોતાની છાપ પડાવી હોય એમ પણ સંભવે. ગમે તેમ હો, પણ રાસાની કથા તો રસિક પણ તદ્દન કલ્પિત લાગે છે.

આ રીતે પૃથ્વીરાજના પૂર્વજો સંબંધી તથા પૃથ્વીરાજના જીવન સંબંધી, પૃથ્વીરાજ રાસામાં આપેલી વાતો બિલકુલ વિશ્વસનીય નથી લાગતી.

**क** ૧૦. પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજના સમકાલીન બીજા રાજાઓ સંબંધી જે વાતો લખી છે, તેનો ઘણો ભાગ બીજાં ઐતિહાસિક પ્રમાણોથી ખોટો ઠરે છે. ગુજરાતના ઇતિહાસનો જ દાખલો જોઇએ.

---

૧ જુઓ; Elliot's 'History of India' Vol. II.
ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૨૫૫ થી ૨૫૮

રાસા પ્રમાણે પૃથ્વીરાજની જ્યારે બાર વર્ષની ઉમ્મર હતી ત્યારે ગુજરાતમાં ભોળાભીમનું અને આબૂમાં સલખ પરમારનું રાજ્ય હતું. હવે આબૂના આ રાજાને બે પુત્રીઓ હતીઃ એમાંથી મોટી મંદોદરીનો ભીમદેવ સાથે વિવાહ થયો હતો અને નાની ઈચ્છિનીની પૃથ્વીરાજ સાથે સગાઈ થઈ હતી; પણ વિવાહ નહોતો થયો, ત્યાં ભીમે ઇચ્છિનીની સુન્દરતાની ખ્યાતિ સાંભળીને આબૂના રાજાને ઇચ્છિની પોતાને આપવા કહેવરાવ્યું. આબૂના રાજાએ પૃથ્વીરાજને સંદેશો મોકલ્યો અને ભીમને ના કહી. પરિણામે ભીમે એકદમ આબૂ ઉપર ચઢાઈ કરી, સલખને મારી નાખ્યો. પણ અંતઃપુરની સ્ત્રીઓ એના હાથમાં ન આવી. પાછા વળતાં ભીમને પૃથ્વીરાજે રસ્તામાં હરાવ્યો અને આબૂ જઈ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો, ઇચ્છિની સાથે વિવાહ કર્યો તથા સલખના પુત્ર જૈત પરમારને આબૂનો સામન્ત બનાવ્યો. આ જૈત થોડા વખત પછી દિલ્હી જઈ પૃથ્વીરાજનો મંત્રી થયો અને છેલ્લા યુદ્ધમાં માર્યો ગયો. ભીમદેવે આ પરાજયનો બદલો લેવા સોમેશ્વર ઉપર ચડાઇ કરી અને તેને માર્યો. આ પિતૃવધનો બદલો લેવા પૃથ્વીરાજે ભીમ ઉપર ચડાઈ કરી, ભીમને મારી નાખ્યો, એનાં ૮૪ બન્દર લઈ લીધાં અને ભીમના પુત્રને ગાદી ઉપર બેસાડ્યો. (સમય ૪૪) આ પ્રમાણે રાસામાં કથા છે.

હવે સાચું શું છે તે જોઇએ. સોમેશ્વરને ભીમે માર્યો હોવાની વાત વિશ્વાસયોગ્ય નથી, એ ઉપર કહ્યું જ છે. આબૂના ઉત્કીર્ણ લેખો ઉપરથી પૃથ્વીરાજના જન્મ પહેલાંથી તે મરણ પછીના સમય ( વિ. સં. ૧૧૪૫ થી ૧૧૯૭ ) સુધીમાં આબૂમાં પહેલાં યશોધવલ પરમારનું અને પછી તેના પુત્ર ધારાવર્ષદેવનું રાજ્ય હતું. અને આ પિતાપુત્ર ગુજરાતના રાજાના સામંતો હતા. મતલબ કે, સલખ પરમારનો જ પત્તો નથી તો પછી એની દીકરીઓનો પત્તો ક્યાંથી લાગે ? અને પૃથ્વીરાજે ભીમને માર્યાની વાત તો ટકે એમ જ નથી; કારણ કે ઈ. સ. ૧૧૯૩ માં પૃથ્વીરાજનો દેહાન્ત થયો, જ્યારે ભીમ તો ઈ. સ. ૧૨૪૧ સુધી રાજ્ય કરતો હતો. વિ. સં. ૧૨૯૬ (ઇ. સ. ૧૨૪૦)નું ભીમનું તામ્રપત્ર મળ્યું છે.[૧]

---

૧ જુઓ; Ind. Ant. VI. p. 205. Bombay Gazetteer Vol. I part 1 p. 196–197. તથા ગુ. મ. રા. ઇ. વિ. ૨, પૃ ૩૬૦

क ૧૧. વળી માળવાના પૃથ્વીરાજના સમકાલીન રાજાનું નામ રાસામાં ભીમદેવ લખ્યું છે અને આ ભીમદેવની કન્યા ઈન્દ્રાવતી સાથે પૃથ્વીરાજનાં લગ્ન કેવી રીતે થયાં તેનું રાસામાં વિસ્તારથી વર્ણન મળે છે (સમય ૩૩). હવે માળવાના રાજાઓનાં જે નામો તામ્રપત્રો વગેરેમાંથી મળે છે, તેમાં પૃથ્વીરાજની આસપાસના કાળમાં ભીમદેવનું નામ જ નથી. પૃથ્વીરાજનો સમકાલીન માળવાનો રાજા હરિશ્ચંદ્ર હતો.[1]

क ૧૨. રાસામાં રણથંભના યાદવવંશી રાજા ભાનુની કન્યા હંસાવતીને પૃથ્વીરાજ પરણ્યાની કથા મળે છે ( સમય ૩૬ ), પણ રણથંભમાં એ વખતે કોઈ સ્વતન્ત્ર રાજા હોવાનો પત્તો લાગતો નથી. અજમેરના ચૌહાણ રાજાઓનો રણથંભોર એક કિલ્લો હતો. પૃથ્વીરાજના મરણ પછી એનો પુત્ર ગોવિન્દરાજ જ રણથંભોરમાં પહેલો રાજા થયો.

क ૧૩. રાસા પ્રમાણે સોમેશ્વરને બે સંતાનો થયાં: એક પૃથ્વીરાજ અને બીજી પૃથાકુમારી. આ પૃથાનો વિવાહ ચિત્તોડના રાજા સમરસિંહ સાથે થયો હતો. આ સમરસિંહ શાહબુદ્દીન ગોરી સામે પૃથ્વીરાજના પક્ષમાં રહીને લડતાં માર્યો ગયો, અને એની પછી એનો પુત્ર રત્નસિંહ મેવાડની ગાદીએ બેઠો. રાસાની આ વાત પણ કલ્પિત છે; કારણ કે મેવાડના રાજા સમરસિંહનાં, એના પુત્ર રત્નસિંહનાં તથા એના બીજા વંશજોનાં દાનપત્રો મળ્યાં છે, જે ઉપરથી સમરસિંહ વિ. સં. ૧૩૩૦-થી ૧૩૫૬માં અને રત્નસિંહ વિ. સં. ૧૩૫૬ થી ૧૩૬૦ માં અર્થાત્ પૃથ્વીરાજ પછી સો વર્ષે થઈ ગયા હોવાનો પુરાવો મળે છે. અલ્લાઉદ્દીન ખિલજીએ ઇ. સ. ૧૨૯૯ માં સમરસિંહ ઉપર અને ૧૩૦૩ માં રત્નસિંહ ઉપર ચડાઈ કરી હતી. વળી પૃથ્વીરાજના વખતમાં સમરસિંહ નામનો કોઈ રાજા મેવાડના રાજવંશમાં થયો હોવાનું પ્રમાણ એ કુળની વંશાવળીમાં મળતું નથી.[2] ( જુઓ; રાણા સમરસિંહનો અચલેશ્વર પાસેનો વિ. સં. ૧૩૪૩ નો લેખ-ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ ).

---

૧ જુઓ; ' ભારત કે પ્રાચીન રાજવંશ ' પ્રથમ ભાગ પા. ૧૫૪

૨ મેવાડના રાજાઓની વિશ્વસનીય વંશાવળી માટે જુઓ; ટૉડ રાજસ્થાનના ખડ્ગવિલાસ પ્રેસવાળા હિન્દી ભાષાન્તર પહેલા ખંડમાં, પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાની પ્રકરણ ૭ ઉપર ટિપ્પણી ૨૭. અને રાજપૂતાને કા ઇતિહાસ ખંડ-૧.

क १४ પૃથ્વીરાજ રાસો મહાભારત જેવો એક લાખ શ્લોકનો મોટો ગ્રન્થ છે, એમાં ખૂબ અતિશયોક્તિવાળી અનેક વાતો છે અને ઘણી અસંભવિત વાતો છે. આ ટૂંકા લેખમાં એ બધી વાતોનો નિર્દેશ કરવો પણ મુશ્કેલ છે. વળી પૃથ્વીરાજ રાસામાં અસંભવિત વર્ણન કેટલું છે એ વિચારવાનું અહીં પ્રયોજન નથી; પણ ઇતિહાસ માટે એ ગ્રન્થ કેટલો વિશ્વાસપાત્ર છે એ જ આપણે જોવાનું છે. ઉપલા ટૂંકા વિવરણથી પૃથ્વીરાજના પોતાના ચરિત્ર માટે રાસો વિશ્વસનીય નથી એમ દેખાય છે. માળવા, ગુજરાત, આબૂ, દેવગિરિ વગેરેના રાજવંશો વિષે જે લખેલું છે એ જોતાં, આ રાજવંશો વિષે ફક્ત નામો જ સાંભળેલાં એવા કોઈએ, કોણ ક્યારે થયો છે એ જાણ્યા વગર, આ ગ્રન્થ લખ્યો લાગે છે. આબૂમાં પરમારો રાજ્ય કરતા હતા, ગુજરાતમાં સોલંકી કુમારપાલ અને ભીમનું રાજ હતું, દેવગિરિમાં યાદવોનું રાજ્ય એક કાળે હતું એટલી જ રાસોકારને ખબર છે. પણ કોણ ક્યારે થયું એ ખબર નથી. સોમેશ્વર, પૃથ્વીરાજ, ભોળો ભીમ અને સમરસિંહ વિષે જે લખેલું છે, તે જોતાં રાસોકાર પૃથ્વીરાજનો સમકાલીન હોવાનો સંભવ જ નથી લાગતો. વળી પૃથ્વીરાજ પછી ઘણે કાળે પૃથ્વીરાજની કીર્તિથી આકર્ષાઈ આ મહાકાવ્ય લખવા પ્રવૃત્ત થનાર કવિ (ચંદ બરદાઈ!) ચતુર્વિંશતિ-પ્રબન્ધ, પ્રબન્ધચિંતામણિ, પ્રબન્ધકોશ વગેરે પ્રબન્ધોના લેખકો જેટલો જૂનો ઇતિહાસ મેળવવામાં કુશળ પણ નથી.

પૃથ્વીરાજ રાસાની હિંદી ભાષા કયા સમયની છે એ કહેવાનો મારો અધિકાર નથી. રાવબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા ચંદ બરદાઇને પૃથ્વીરાજના સમકાલીન કે હિંદીના આદિકવિ માનવાની ના પાડે છે. વળી મૂળ ગ્રન્થ જૂનો, પણ આ ઇતિહાસવિરુદ્ધ વાતો પાછળથી ઉમેરાયેલી એમ માનવાની પણ તેઓ ના પાડે છે.[1] (જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨ પા. ૧૯૯) મતલબ કે આખો ગ્રન્થ પાછલા સમયનો છે. શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ પૃથ્વીરાજ રાસો વિ. સં. ૧૬૦૦ની આસપાસમાં લખાયેલો માને છે (ભારત કે

૧. શ્રી. અમૃતલાલ શીલ મૂળ પૃથ્વીરાજ રાસો ટૂંકો ગ્રન્થ, પણ એમાં અકબરના વખત પછી ઘણો ઉમેરો થયો છે, એમ માનતા દેખાય છે. (જુઓ; 'સરસ્વતી' ૧૯૨૬, ઑગસ્ટનો અંક).

પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૨૨૬ ) અને એમાં ઐતિહાસિક સત્ય બહુ થોડું છે એમ સ્પષ્ટ કહે છે.

આવા સમર્થ હિંદી વિદ્વાનોના અભિપ્રાયો જોયા પછી તથા ઉપર ટૂંકામાં આપેલી હકીકતો વિચાર્યા પછી, ગુજરાતમાંથી પણ પૃથ્વીરાજ રાસો પૃથ્વીરાજના ઇતિહાસ માટે વિશ્વાસયોગ્ય છે એવો ભ્રમ નીકળી જશે એવી આશા છે.

શાહબુદ્દીન ગોરીને ૧૬ વાર હરાવ્યો અને પકડ્યો છતાં જીવતો જવા દીધો વગેરે, આપણા સ્વાભિમાનને તૃપ્ત કરે એવું પૃથ્વીરાજ રાસામાં ઘણું છે અને એથી જ એમાં રહેલું અસત્ય આપણી નજરમાં આવતું નથી. ઐતિહાસિક દૃષ્ટિ ઉપર કોઈ પણ પ્રકારનું અભિમાન પડળનું કામ કરે છે. નિરભિમાન, નિઃસ્વાર્થ, શુદ્ધ સત્યલક્ષી દૃષ્ટિ જ ઇતિહાસનું દર્શન કરી શકે છે.

## અનુપૂર્તિ તથા સંદર્ભસૂચિ

પૃથ્વીરાજ રાસાને ટૅાડ સાહેબે તો રજપૂતોના ઇતિહાસ માટે એક પ્રમાણભૂત ગ્રન્થ માન્યો હતો અને ટૅાડે પાછળના ઘણાઓને ભુલાવામાં નાખ્યા. ફાર્બસ સાહેબ, પ્રિન્સેપ સાહેબ, ડૅા. હન્ટર વગેરે ટૅાડથી દોરવાયા હતા. અરે બુલ્હર જેવા પુરાતત્ત્વ – નિષ્ણાત પંડિત પણ હમ્મીર મહાકાવ્યનું સંપાદન કરતાં એ કાવ્યમાં આપેલી ચૌહાણોની વંશાવળી સાથે સરખાવવા માટે ટૅાડે રાસામાંથી ઉતારેલી વંશાવળી ઉતારે છે ( ઇ. સ. ૧૮૭૮ ). પણ એ અરસામાં કોઈ કોઇને રાસા વિષે શંકા પડવા માંડેલી. ગુજરાતના રાજા ભીમદેવ બીજાને પૃથ્વીરાજે માર્યાની રાસાની કથા રાસમાળામાં ઉતાર્યા પછી ફાર્બસ સાહેબ સ્પષ્ટ કહે છે કે, "આ પ્રમાણે ચંદની કથા છે, પણ સાચો ઇતિહાસ જુદો છે." (જુઓ; ઇ. સ. ૧૮૭૮ની રાસમાળાની અંગ્રેજી આવૃત્તિ પા. ૧૭૮ અને ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ત્રીજી ભા. ૧ પા. ૩૨૮ ) વિન્સેન્ટ સ્મિથે પણ ઇ. સ. ૧૮૮૧માં સ્પષ્ટ કહેલું કે, "અત્યારે જે રાસો આપણી પાસે છે તે ખોટે રસ્તે દોરનારો અને ઇતિહાસકારના કામ માટે તદ્દન નકામો છે." ( જુઓ; J. A. S. B. 1881 Pt. I No. 1 page 29 ).

પણ રાસા વિરુદ્ધ બધા પુરાવાઓ એકઠા કરી સબળ રીતે રજૂ કરવાનું કામ પહેલવહેલું મેવાડની સ્ટેટ કાઉન્સિલના સભ્ય અને રાજકવિ કવિરાજ શ્યામલદાસે હિંદીમાં એક ચોપાનિયું લખીને કર્યું. આ ચોપાનિયાનું અંગ્રેજી ભાષાંતર કરાવી એમણે બંગાળની એશિયાટિક સોસાયટીના જર્નલમાં છપાવ્યું. (જુઓ; J. A. S. B. 1886 part I). આ લેખે ઘણાની આંખ ઉઘાડી દીધી. હિંદીનો આદિકવિ આ રીતે સ્થાનભ્રષ્ટ થતાં હિંદી પંડિતોમાં ખળભળાટ થઈ રહ્યો. મેવાડના જ પં. વિષ્ણુલાલ મોહનલાલ પંડ્યાએ આનંદ સંવતની કલ્પના પ્રગટ કરી તથા બીજી દલીલો કરી રાસાનો જબ્બર બચાવ કર્યો અને સાચી ઐતિહાસિક દૃષ્ટિ વગરના લોકોમાં એ મનાયો પણ ખરો. (જુઓ; સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયે છપાવેલ ટૉડ રાજસ્થાનનું ભાષાંતર).

કવિરાજ શ્યામલદાસે બીજોલ્યાનો લેખ, સમરસિંહના લેખો વગેરે રાસા વિરુદ્ધ પ્રબળ પુરાવાઓ પ્રગટ કર્યા જ હતા. પણ પછી ચૌહાણ-વંશના અને મેવાડના સિસોદિયા વંશના અનેક લેખો હાથ આવ્યા, અને ધીમે ધીમે રાસા વિરુદ્ધ શંકા વધતી ગઈ. અત્યારે રાસા વિષે હિંદી વિદ્વાનોની જે માન્યતા છે તેનો સાર ઉપર આપ્યો જ છે. અને એમાં થોડી વધારે વિગતો નીચે ઉમેરી છે.

૧. રાસામાં આપેલી સાલો ખોટી છે, એ ઉપર કવિરાજ શ્યામલદાસે વિસ્તારથી દાખલાઓ આપી ધ્યાન ખેંચેલું. એની વિરુદ્ધ શ્રી. વિષ્ણુલાલ પંડ્યાએ આનંદ સંવતની કલ્પના ગોઠવી – નંદ નવ ગણાય છે, એ ઉપરથી અ – નંદ એટલે નેવું કે એકાણું નહિ – વગેરે કલ્પના છે ચમત્કારિક, પણ આનંદ સંવત ક્યાંય કોઈ કાળે પ્રચલિત હોવાનો પુરાવો નથી. વળી જૂના લોકોએ તો રાસાના સંવતને વિક્રમ સંવત જ માન્યો હશે એમ લાગે છે. કવિરાજ શ્યામલદાસે બરાબર બતાવ્યું છે કે, સમરસિંહને પૃથ્વીરાજનો સમકાલીન એટલે રાસા પ્રમાણે વિ. સં. ૧૧૫૮માં માન્યાથી જેના સમયની વધારે ચોક્કસ ખબર હતી, એવા મેવાડના રાણા મોકલજી (સં. ૧૪૮૫) અને સમરસિંહની વચ્ચે ભાટચારણોને મેવાડની વંશાવળીમાં અનેક કલ્પિત નામો ઉમેરવાં પડ્યાં છે.

क २. ચૌહાણોની વંશાવળી સોમેશ્વરના વિ. સં. ૧૨૨૬ના લેખમાં મૂળ પુરુષ ચાહમાનથી સોમેશ્વર સુધી આપી છે. એ લેખ આખો

ઉપર કહેલા બંગાળ રૉયલ એશિયાટિક સોસાયટીના જર્નલમાં (ઇ. સ. ૧૮૮૬ ભા. ૧) છપાયો છે.

क. ૪ તથા क. ૯ પૃથ્વીરાજના સમય માટે મુસલમાન ઇતિહાસકારોના શાહબુદ્દીન ગોરીએ પૃથ્વીરાજને ઈ. સ. ૧૧૯૩માં હરાવ્યો વગેરે કથન ઉપર જ આધાર છે એમ કોઈ માનવું હોય તો એ ભૂલ છે. વિ. સં. ૧૨૨૬થી ૧૨૩૪ના સોમેશ્વરના ચાર લેખો મળ્યા છે. અને તે પછી પૃથ્વીરાજના પોતાના વિ. સં. ૧૨૩૬ (ઈ. સ. ૧૧૭૯)નો એક, ૧૨૩૯નો બીજો, ૧૨૪૪નો ત્રીજો અને ૧૨૪૫ (ઇ. સ. ૧૧૮૮)નો ચોથો તથા એક વિના સંવતનો, એ રીતે પાંચ લેખો મળ્યા છે. એટલે પૃથ્વીરાજનો સમય વિ. સં. ૧૨૩૬થી ૧૨૪૯ (ઇ. સ. ૧૧૭૯થી ૧૧૯૩) ચોક્કસ છે. (આ લેખો માટે જુઓ; Epigraphia Indica Vol. VIII. appendix I. તથા ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૨૬૦ )

क. ૧૪ કવિરાજ શ્યામલદાસે રાસાની સાલો ખોટી છે એમ પુરાવાઓથી સાબિત કર્યા પછી નિર્ણય આપ્યો છે કે, રાસો રચનાર પૃથ્વીરાજનો સમકાલીન નહોતો. તેઓ કહે છે કે, રાસાની ભાષા વ્રજભાષા નહિ પણ રજપૂતાનાની ભાષા છે. અને રાસામાં પુષ્કળ ફારસી શબ્દો છે. આ પ્રમાણે ફારસી શબ્દોનું મિશ્રણ અકબરના સમય પછી રજપૂતાનાની ભાષામાં થયું છે. અને વધારે ચોક્કસ રીતે કહેતાં, કવિરાજ શ્યામલદાસ કહે છે કે, વિ. સં. ૧૬૪૦ થી ૧૬૭૦ સુધીમાં પૃથ્વીરાજ રાસો રચાયો છે. કારણ કે (૧) હમ્મીર મહાકાવ્ય ઈ. સ. ૧૪૬૦માં લખાયું છે. આ કાવ્યમાં આપેલું પૃથ્વીરાજ અને શાહબુદ્દીન વચ્ચેના યુદ્ધનું વર્ણન રાસામાં આપેલા વર્ણનને મળતું નથી. જો રાસો હમ્મીર મહાકાવ્ય પહેલાં લખાયો હોત તો રાસાનું વર્ણન હમ્મીર મહાકાવ્યમાં આવત. (૨) રાવળ સમરસિંહ પછી સો વર્ષ સુધીમાં પણ રાસો લખાયો હોત તો, સમરસિંહને પૃથ્વીરાજનો બનેવી કહેવા જેવી ભૂલ એમાં ન આવત. (૩) રાસોકાર મેવાડના રાણાઓની ખૂબ પ્રશંસા કરે છે. પણ એમાં મેવાડના રાણાને આપેલાં કેટલાંક બિરુદો મેવાડના રાણા સંગ્રામસિંહનાં ખાસ બિરુદો છે. सुलतानग्रहण मोखन જેવું બિરુદ માળવાના સુલતાનને વિ. સં. ૧૫૭૪માં સંગ્રામસિંહે હરાવેલો એનું સૂચન કરે છે. રાસામાં આવેલા

ફારસી શબ્દો તથા આ બિરુદો જોતાં એ ગ્રન્થ વિ. સં. ૧૬૪૦ પછી લખાયો છે અને છેવટઃ—

सोरे सै सत्तोतरे विक्रम साक वदीत ।
दिल्लीधर चित्तोडपत लेखग्गांबलजीत ॥

આ રીતે "વિ. સં. ૧૬૭૭માં ચિત્તોડના રાણા દિલ્લીને જીતી લેશે" એવી ભવિષ્યવાણી રાસામાં કહી છે. આ ઉપરથી ૧૬૭૭ પહેલાં આ ગ્રન્થ રચાયો હોવો જોઈએ. અને વિ. સં. ૧૬૭૧માં ચિત્તોડના રાણા અમરસિંહે સુલતાન જહાંગીર સાથે સંધિ કરી છે; માટે વિ. સં. ૧૬૭૧ પહેલાં અને પ્રતાપસિંહના વખતમાં દિલ્હી લીધા પછી, અમુક વ્રતો છોડવાના મેવાડીઓએ લીધેલા શપથને અનુલક્ષીને આ ગ્રન્થ લખાયો છે.

પણ કવિરાજ શ્યામલદાસનો આ મત હજી સર્વમાન્ય થયો નથી. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ સં. ૧૯૦૯થી ૧૩ સુધીમાં રજપૂતાનામાં ફરીને જૂના ગ્રન્થોની શોધ કરી હતી. તેઓ કહે છે કે, ચંદનો એક વંશજ નાનૂરામ ભાટ નામનો જોધપુરમાં રહે છે, એની પાસે છેક ચંદ બરદાઈથી પોતા સુધીના વંશનો આંબો છે; અને એ નાનૂરામના કહેવા પ્રમાણે ચંદે ફક્ત ત્રણચાર હજાર શ્લોકપૂર ગ્રન્થ રચ્યો હતો અને એમાં પાછળથી આટલો બધો ઉમેરો થયો છે. (ચંદનો આ આંબો નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૯ અં. ૧ માં છપાયો છે.) મ. મ. હરપ્રસાદ શાસ્ત્રીએ પોતાનો આ મત બંગાળ એશિયાટિક સોસાયટીના જર્નલમાં ૧૯૧૧માં પ્રગટ કર્યો છે. વિન્સેન્ટ સ્મિથ એનો ઉલ્લેખ કરે છે. પણ વિ. સં. ૧૮૦૦ની આસપાસમાં થયેલા, પોતાને ચંદના વંશજ કહેવરાવતા કવિ જદુનાથના 'વૃત્તવિલાસ' નામના ગ્રન્થની નોંધ કરતાં પં. ગૌ. હી. ઓઝા કહે છે કે, આ જદુનાથ રાસાને એક લાખ પાંચ હજાર શ્લોકનો ગ્રન્થ કહે છે. માટે રાસો પહેલાં ચારપાંચ હજાર શ્લોકનો હતો એ વાત નિર્મૂળ છે અને નાનૂરામ ભાટ (બ્રહ્મભટ્ટ) પાસે જે સંક્ષિપ્ત રાસો હોવાનું મ. મ. હરપ્રસાદ શાસ્ત્રી કહે છે તે પણ ખોટું છે. કારણ શ્રી ઓઝા કહે છે કે, "મેં નાનૂરામને ત્યાંનો રાસો તપાસ્યો છે અને એ અને કાશી નાગરીપ્રચારિણીએ છપાવ્યો છે તે એક જ છે." મતલબ કે,

નાનૂરામ પાસે રાસાનો એક કટકો જ છે. જુદો સંક્ષિપ્ત રાસો નથી. ( જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨ ).

નાગરીપ્રચારિણી પત્રિકાના ભા. ૯ અં. ૧ માં ' હિંદી સાહિત્ય કા વીરગાથાકાલ ' નામનો એક લેખ હમણાં પ્રસિદ્ધ થયો છે. એમાં પૃથ્વીરાજ રાસા ઉપર ઠીક સમાલોચના કરેલી છે. એ લેખના લેખકના કહેવા પ્રમાણે રાસાની ભાષાનું કાંઈ ઠેકાણું નથી; એમાં જૂના અને નવા બન્ને અંશો છે. રાસાની જૂનામાં જૂની પ્રત વિ. સં. ૧૬૪૨ની મળી છે. એટલે ગ્રન્થ તે પહેલાંનો તો ખરો જ. વળી ચંદકવિ ખરેખર પૃથ્વીરાજના સમયમાં થઈ ગયો હોવાનો સંભવ પૃથ્વીરાજવિજય કાવ્યના એક વચનને આધારે એ લેખક માને છે. જો કે અત્યારે જે પૃથ્વીરાજ રાસો મળે છે, તે પૃથ્વીરાજના સમકાલીન કોઈ કવિનો લખેલો નથી જ, એટલું તો સર્વસંમત છે. આખો ગ્રન્થ પૃથ્વીરાજ પછી ત્રણસો - ચારસો વર્ષે લખાયેલો કે જૂના મૂળમાં પાછળથી મોટો ઉમેરો થયેલો એ વિષે બે મત છે.



# પૃથ્વીરાજ ચૌહાણુ

**પૃથ્વીરાજ** ચૌહાણુ દિલ્હીનો—આ દેશનો છેલ્લો હિન્દુ રાજા મનાય છે. અને ચંદ બરદાઈના પૃથ્વીરાજ રાસામાં ગવાયેલા પૃથ્વીરાજના ચરિત્રને આધારે અનેક વાર્તાઓ, કાવ્યો અને નાટકો લખાયાં છે. પણુ એમાંનો મોટા ભાગ કલ્પિત છે. પૃથ્વીરાજ ચૌહાણુ જાતે કલ્પિત પુરુષ નથી. એ તો ખરો ઐતિહાસિક વીરનર થઈ ગયો છે. પણુ ચંદ બરદાઇના કહેવાતા પૃથ્વીરાજ રાસામાં આપેલી પૃથ્વી-રાજની કથા મોટેભાગે કલ્પિત છે. પૃથ્વીરાજ રાસાની ઐતિહાસિક કિંમત કેટલી છે એ મેં આગલા લેખમાં સપ્રમાણુ દર્શાવ્યું છે, એટલે અહીં રાસાને બાજુએ રાખીને, બીજા ઇતિહાસમાન્ય પુરાવાઓ પ્રમાણે પૃથ્વીરાજની ટૂંકી જીવનકથા નોંધી છે.

પૃથ્વીરાજ આ દેશનો છેલ્લો હિન્દુ રાજા હતો એ માન્યતા પણુ તદ્દન ભૂલભરેલી છે. દક્ષિણુ હિન્દમાં તો પૃથ્વીરાજ પછી ઘણાં વર્ષો સુધી હિન્દુ રાજ્ય હતું અને ઉત્તર હિન્દુસ્તાનમાં પૃથ્વીરાજના વખતમાં જે સાતેક મોટાં હિન્દુ રાજ્યો હતાં, તેમાં ( બીજાં નાનાં રાજ્યોને ગણ્યાં નથી. ) ચૌહાણોનું અજમેર એક હતું. અને એ સાત રાજ્યોમાંથી ત્રણેકનો ઈ. સ. બારમા સૈકાના અન્તમાં નાશ થયો પણુ બાકીનાં સો વર્ષ વધારે જીવ્યાં. અને મેવાડ તો જૂના કાળથી હતું, મુસલમાની વખતમાં એ ચાર વખત પડ્યું અને પાછું ઊભું થયું અને અત્યારે ઊભું છે.[1]

પૃથ્વીરાજ ચૌહણુ, રાસાએ ચલાવેલા ભ્રમથી દીલ્હીનો છેલ્લો

---

૧. રજપૂતાનામાં, કાઠિયાવાડમાં અને બીજે પણ જૂનાં હિન્દુ રાજ્યોનો મુસલમાનોને હાથે નાશ થતાં એના ફણગાઓ બીજે ફૂટીને મુસલમાની વખતમાં અનેક નવાં હિન્દુ રાજ્યો થયાં છે જેમાંનાં ઘણાં હજી જીવે છે.

રાજા કહેવાય છે, પણ એ ખરી રીતે હતો અજમેરનો છેલ્લો રાજા. વળી એ વખતનો ઉત્તર હિન્દુસ્તાનનો સૌથી મોટો રાજા પણ પૃથ્વીરાજ ન હતો. સૌથી મોટો રાજા હતો કનોજનો રાજા જયચંદ્ર; છતાં પૃથ્વીરાજ એ વખતનો કદાચ સૌથી પરાક્રમી રાજા હતો. અને એનાં પરાક્રમોથી આકર્ષાઇને ભાટો વગેરેએ એની કથાઓ કહેવા માંડી. પરિણામે એની કથાઓમાં એનો સાચો ઇતિહાસ બૂડી ગયો. પણ એના પૂર્વજોના, એના પોતાના તથા એ વખતના બીજા રાજવંશોના ઉત્કીર્ણ લેખો ઉપરથી, મુસલમાની ઇતિહાસ લેખકોએ લખેલા ઇતિહાસો ઉપરથી તથા પૃથ્વીરાજ સંબંધી લખાયેલાં પૃથ્વીરાજ વિજય[2] અને હમ્મીર મહાકાવ્ય જેવાં ઐતિહાસિક કાવ્યો ઉપરથી પૃથ્વીરાજ સંબંધી જે વિશ્વાસપાત્ર ઐતિહાસિક વૃત્તાંત મળે છે, તે ટૂંકામાં નીચે ઊતાર્યું છે.

### ઉત્તર હિન્દની રાજકીય સ્થિતિ

શાહબુદ્દીન ગોરીએ હિન્દુસ્તાન ઉપર ચડાઇઓ કરી, તે પહેલાં પણ મુસલમાનોના હુમલાઓ આ દેશ ઉપર થઈ ગયા હતાં. અને સિંધમાં તથા લાહોરમાં તો મુસલમાનો સ્થાયી થઈ ગયા હતા. પણ એથી બિલકુલ આગળ વધી શક્યા નહોતા અને બાકીના ઉત્તર હિન્દમાં જુદાં જુદાં હિન્દુરાજ્યો પરસ્પર લડતાં કે પરસ્પર મદદ કરતાં પણ સમૃદ્ધદશામાં જીવતાં હતાં. (૧) કનોજમાં ગહડવાલ વંશનું રાજ્ય હતું. એ વંશના કોઈ કોઈ રાજાઓએ ચક્રવર્તીપદનો દાવો કર્યો હતો અને પૃથ્વીરાજના વખતમાં પણ કનોજના રાજ્યનું જોર ઘણું હતું. (૨) સાંભર – અજમેરમાં ચૌહાણોનું રાજ્ય હતું અને પૃથ્વીરાજના એક પૂર્વજે દિલ્હીને પણ પોતાને આધીન કર્યું હતું. (૩) માળવામાં પરમાર વંશનું રાજ્ય હતું. એ વંશના મુંજ અને ભોજની કીર્તિ

---

૨. 'પૃથ્વીરાજ વિજય' એ કાશ્મીરી કવિ જયાનકે પૃથ્વીરાજના શાહબુદ્દીન-ગોરી ઉપરના વિજય સંબંધે ઘણું કરી એ વિજય પછી અને ઇ. સ ૧૧૯૩ના પરાજય પહેલાં લખેલું સંસ્કૃત કાવ્ય છે. આ કાવ્યની હજી સુધી એક જ પ્રત મળી છે. અને તે ઉપરથી બી. ઇ.માં છપાયું છે. એમાં પૃથ્વીરાજના પૂર્વજો વિષે આપેલી હકીકતો ઉત્કીર્ણ લેખો સાથે મળતી હોઇને વિશ્વાસપાત્ર છે.

હમ્મીર મહાકાવ્ય—પૃથ્વીરાજથી પાંચમાં રણથંભોરના ચૌહાણ રાજા હમ્મીરના યશ ગાનારું આ કાવ્ય નયચન્દ્રસૂરિએ વિ. સં. ૧૪૬૦ની આસપાસમાં લખેલું છે. એ બુલ્હરે છપાવ્યું છે. એમાં પૃથ્વીરાજ સંબંધી આપેલી વાતો 'પૃથ્વીરાજ વિજય' કરતાં ઓછી પણ પૃથ્વીરાજ રાસો કરતાં વધારે વિશ્વાસપાત્ર છે.

આખા હિંદમાં ફેલાઈ ગઈ હતી. (૪) ગુજરાતમાં સોલંકી વંશનું રાજ્ય હતું. (૫) મેવાડમાં સિસોદિયા વંશનું રાજ્ય હતું. (૬) જેજાકભુક્તિ (બુંદેલખંડ)માં ચંદેલોનું અને (૭) ચેદી (મધ્યપ્રાંત)માં કલચુરી હૈહયોનું રાજ્ય હતું. બંગાળ અને કાશ્મીરનાં હિન્દુ રાજ્યો સાથે ઉપર કહેલા કનોજ વગેરેના રાજવંશોને વિશેષ સંબંધ ન હોવાથી અહીં એને ગણ્યાં નથી.

### ચૌહાણ વંશ

છત્રીશ રાજવંશોમાં ચૌહાણ પણ એક ગણાય છે, પણ એ વંશના મૂળ બાબત મતભેદ છે. હાલના ચૌહાણ રજપૂતો પોતાને પરમારો પેઠે વસિષ્ઠના અગ્નિકુંડમાંથી નીકળેલા માને છે. સૂર્યવંશ અને ચંદ્રવંશ જે રીતે પુરાણપ્રસિદ્ધ છે, તે રીતે આ અગ્નિવંશ પુરાણપ્રસિદ્ધ નથી, પણ લોકપ્રસિદ્ધ છે. પણ વધારે મુશ્કેલી તો એ છે કે, ઇ. સ. ૯૭૩થી ૧૫૪૩ સુધીના આ વંશના ઉત્કીર્ણ લેખોમાંના કોઇમાં ચૌહાણોને અગ્નિવંશી કહ્યા નથી. વિ. સં. ૧૨૨૫ના હાંસીના પૃથ્વીરાજ બીજાના લેખમાં એને ચંદ્રવંશી કહેલ છે. પણ વિશલદેવ ચોથાના તે પહેલાના એક લેખમાં ચૌહાણોને સૂર્યવંશી કહેલ છે. 'પૃથ્વીરાજ વિજય' કાવ્યમાં તથા હમ્મીર મહાકાવ્યમાં પણ સૂર્યવંશી કહેલ છે. ચૌહાણોને અગ્નિવંશી તો પહેલવહેલા પૃથ્વીરાજ રાસામાં કહ્યા છે અને એ ગ્રંથની લોકપ્રિયતાને લીધે પાછળથી એ માન્યતા પ્રચલિત થઈ ગઈ છે.

ચૌહાણોનું પહેલાં અહિચ્છત્રપુરમાં રાજ્ય હતું. આ અહિચ્છત્રપુર તે ઉત્તર પાંચાલની રાજધાની એમ શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે. (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પા. ૨૨૭) પણ મને જાંગલ દેશના અહિચ્છત્રપુરમાં ચૌહાણોની પહેલાં રાજધાની હતી એમ લાગે છે.

આ અહિચ્છત્રથી ચૌહાણો શાકંભરી (સાંભરમારવાડ)માં આવ્યા અને ત્યાં પોતાની રાજધાની સ્થાપી. આ વખતથી તેઓ શાકંભરીશ્વર કહેવાવા લાગ્યા. આ શાકંભરીના રાજાઓના તાબામાં જે દેશ એ વખતે હતો તે સપાદલક્ષ કહેવાતો. જેનો અપભ્રંશ સવાલક થયો છે. આજ સુધી અજમેર, નાગોર અને સાંભર માટે સવાલક નામ વપરાય છે. પાછળથી સાંભર છોડી દઇને ચૌહાણોએ અજમેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. અને તેઓની એક શાખાએ

નાડોલ વસાવી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ નાડોલની શાખાના વંશજો અત્યારે બુંદી, કોટા અને સિરોહીમાં રાજ્ય કરે છે.

## પૃથ્વીરાજના પૂર્વજો

ચૌહાણવંશની વંશાવલિમાં પહેલું નામ ચાહમાન મળે છે. આ ચાહમાનથીજ એ વંશ ચાહમાન–ચૌહાણ કહેવાય છે. ચાહમાન પછીના વાસુદેવે જ અહિછત્રથી આવી શાકંભરીમાં રાજ્ય સ્થાપ્યું. એ ઐતિહાસિક પુરુષ હોવો જોઇએ. ('પૃથ્વીરાજ વિજય' સર્ગ ૩) પ્રબન્ધ-કોશમાં આપેલા સવંતને શક સવંત્ માનીને શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ આ વાસુદેવને વિ. સં. ૭૪૩માં થઇ ગયેલ માને છે.

વાસુદેવ પછી સામન્તદેવ, પછી જયરાજ, પછી વિગ્રહરાજ પહેલો, પછી ચંદ્રરાજ પહેલો, પછી ગોપેન્દ્રરાજ, પછી દુર્લભરાજ, પછી ગૂવક પહેલો; આ રાજા વિ. સં. ૮૧૩ની આસપાસમાં નાગાવલોકના વખતમાં થયો હોવાનો સંભવ છે. પછી ચંદરાજ બીજો, પછી ગૂવક બીજો, પછી ચંદનરાજ, પછી વાક્પતિરાજ અને તે પછી ચાહમાનથી ચૌદમો સિંહરાજ થયો. આ સિંહરાજે વિ. સં. ૧૦૧૩માં હર્ષનાથના મંદિર ઉપર સુવર્ણનો કલશ ચઢાવી એ મંદિરના નિર્વાહ માટે ચાર ગામ દાનમાં આપ્યાં હતાં. આ હકીકત હર્ષનાથના મંદિરના વિ. સં. ૧૦૩૦ના લેખમાં નોંધી છે. આ વંશની વંશાવલિ પણ આપી છે. આ લેખ પ્રમાણે આ સિંહરાજ મોટો પરાક્રમી રાજા થઇ ગયો. એણે મુસલમાનોને હરાવ્યા હતા, એમ હમ્મીર મહાકાવ્ય, પ્રબન્ધકોશ વગેરેમાં કહ્યું છે. પણ મુસલમાન ઇતિહાસલેખકો કાંઇ કહેતા નથી.

સિંહરાજ પછી વિગ્રહરાજ પહેલો થયો. એણે ઉપર કહેલો હર્ષનાથના મંદિરનો વિ. સં. ૧૦૩૦નો લેખ લખાવ્યો છે. પછી દુર્લભરાજ બીજો, પછી ગોવિંદરાજ, પછી વાક્પતિરાજ બીજો, પછી વીર્યરામ, પછી ચામુંડરાજ, પછી દુર્લભરાજ ત્રીજો, પછી વિસલદેવ ત્રીજો, પછી પૃથ્વીરાજ પહેલો અને પછી અજયદેવ. આ અજયદેવે અજમેર વસાવ્યું છે એમ 'પૃથ્વીરાજ વિજય'માં લખ્યું છે. અજમેર ક્યારે અને કોણે વસાવ્યું એ બાબત પુષ્કળ મતભેદ છે, પણ અજમેરને બારમા શતકથી જૂનું માનવા માટે ખાસ કાંઈ પુરાવા નથી; એટલે પૃથ્વીરાજ વિજયનું કથન માનવા જેવું છે એમ શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે. આ અજયદેવના તાંબાના સિક્કાઓ મળ્યા છે. એ વિ. સં.

૧૧૬૪ની આસપાસ થયો હશે. અજયદેવ પછી અજમેરની ગાદી ઉપર અર્ણોરાજ આવ્યા. અહીંથી આ વંશ પૂરો પ્રકાશમાં આવે છે. એ પહેલાંની વંશાવલિમાં માત્ર નામો મળે છે. કોઇક વિશે નહિ જેવી હકીકત મળે છે તે જુદી. વળી નામોમાં પણ ઘણો હેરફેર છે. ટૅાડ રાજસ્થાનમાં પૃથ્વીરાજ રાસા ઉપરથી તથા ભાટોની ખ્યાતો વગેરે સાધનો ઉપરથી આપેલી વંશાવલિ તો લેખોમાં આપેલી વંશાવલિ સાથે બિલકુલ મળતી નથી એટલે તદ્દન અવિશ્વસનીય છે. હર્ષનાથના મંદિરનો વિ. સં. ૧૦૩૦નો લેખ, સોમેશ્વરનો વિ. સં. ૧૨૨૬નો બીજોલ્યાનો લેખ, 'પૃથ્વીરાજ વિજય,' હમ્મીર મહાકાવ્ય, પ્રબન્ધકોશ વગેરેમાં આપેલી વંશાવલિઓ ઉપરથી શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉએ આપેલી વંશાવલિમાંથી ઉપર નામો ઉતાર્યાં છે. (જુઓ; 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૧)

અર્ણોરાજ મોટો પરાક્રમી રાજા થયો. એને અનાક, આનાલદેલ, અથવા આનાજી કહે છે. આ અર્ણોરાજને ત્રણ રાણીઓ હતી. પહેલી મારવાડની સુધવા, બીજી ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની કન્યા કાંચનદેવી અને ત્રીજી ગુજરાતના જ કુમારપાલની બહેન દેવલદેવી. આમાંથી પહેલી રાણીને પેટે બે દીકરાઓ થયા : જગદેવ અને વિસલદેવ, અને કાંચનદેવીથી સોમેશ્વર નામે એક પુત્ર થયો.

આ અર્ણોરાજે અજમેરમાં આનાસાગર નામે તળાવ બંધાવ્યું. આ અર્ણોરાજ સંબંધી વૃત્તાંત ઉપર કહેલા લગ્ન સંબંધને લીધે ગુજરાતના પ્રબંધોમાં મળે છે. અને કુમારપાલને હાથે અર્ણોરાજને હાર ખાવી પડી હશે એમ વિ. સં. ૧૨૦૭ના કુમારપાલના ચિત્તોડના સમિદ્ધેશ્વરના મંદિરના લેખથી જણાય છે.

વિ. સં. ૧૨૦૭ કે ૧૨૦૮માં અર્ણોરાજને મારીને એનો મોટો પુત્ર જગદેવ ગાદીએ બેઠો લાગે છે. પણ એ પિતૃઘાતી વધારે વખત રાજ્ય ભોગવી શકયો નથી લાગતો અને એનો નાનો ભાઈ વિગ્રહરાજ (વિસલદેવ) ચોથો ગાદીએ બેઠો. આ મહાપ્રતાપી, વીર અને વિદ્વાન રાજા થઈ ગયો. આ વિગ્રહરાજના સમયના અનેક લેખો મળ્યા છે. દિલ્હીની ફિરોજશાહી લાટ ઉપરના વિ. સં. ૧૨૨૦ના લેખમાં આ વિગ્રહરાજ "હિમાલયથી વિન્ધ્યાચલ સુધીના રાજાઓ પાસેથી પોતે કર લીધો છે તથા મ્લેચ્છોનો નાશ કરીને આર્યાવર્તને ફરી વાર યથાર્થ

રીતે આર્યાવર્ત કર્યું છે" એમ પોતે કહે છે. આ વિગ્રહરાજે અજમેરમાં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપી હતી અને એ પાઠશાળાના મકાનના અમુક પથરાઓ ઉપર પોતાનું રચેલું હરકેલિ નાટક તથા પોતાની સભાના પંડિત સોમેશ્વરનું રચેલું લલિતવિગ્રહરાજ નાટક કોતરાવ્યાં હતાં. આ પાઠશાળાનો નાશ કરી શહાબુદ્દીન ગોરીએ એની મસ્જિદ બનાવી દીધી. જે મકાન આજે અઢાઈ દિન કા ઝોપડા નામથી અજમેરમાં પ્રસિદ્ધ છે. આ મકાન પાસે ખોદકામ થતાં એમાંથી ઉપર કહેલાં નાટક કોતરેલા અમુક પથરાઓ મળ્યા છે. જે લખનૌના મ્યૂઝિયમમાં છે.

આ વિગ્રહરરાજે જ દિલ્હી પોતાના રાજ્યમાં મેળવી દીધેલું એમ એના ફિરોજશાહી લાટવાળા લેખથી જણાય છે. એટલે દિલ્હીના તુંવરરાજા અનંગપાલે દત્તક લીધાથી પૃથ્વીરાજને દિલ્હીની ગાદી મળી વગેરે પૃથ્વીરાજ રાસાની કથા વિશ્વાસપાત્ર નથી લાગતી.

વિગ્રહરાજ પછી એનો પુત્ર અપર ગાંગેય ગાદીએ બેઠો. તે થોડો વખત ગાદીપતિ રહ્યો હશે. એના પછી અર્ણોરાજને મારનાર જગદેવનો પુત્ર પૃથ્વીરાજ ગાદીએ બેઠો. આ પૃથ્વીરાજ બીજાના સમયના વિ. સં. ૧૨૨૪ થી ૧૨૨૬ ના ચાર લેખો મળ્યા છે.

આ પૃથ્વીરાજ પછી અર્ણોરાજનો કાંચનદેવીથી થયેલો પુત્ર સોમેશ્વર ગાદીએ આવ્યો. અર્ણોરાજ પછીનાં અઢાર વર્ષો સુધી સોમેશ્વરના ઓરમાન ભાઈઓ તથા એના પુત્રોના હાથમાં અજમેર હોવાથી સોમેશ્વરને પોતાને મોસાળ ગુજરાતમાં કુમારપાલના આશ્રયમાં રહેવું પડ્યું હતું. સોમેશ્વરની બાલ્યાવસ્થામાં એની મા ગુજરાતમાં આવતી રહે છે. ( જુઓ; 'પૃથ્વીરાજ વિજય' ) અને અજમેરમાં સોમેશ્વરના ઓરમાન ભાઇઓનું કોઈ ન રહ્યા પછી, સોમેશ્વર ગુજરાતથી અજમેર જઇ, વિ. સં. ૧૨૨૬ માં ગાદીએ બેસે છે. સોમેશ્વરના વિ. સં. ૧૨૨૬ ( ઈ. સ. ૧૧૬૯ )થી ૧૨૩૪ સુધીના ચાર લેખો મળ્યા છે. અને વિ. સં. ૧૨૩૬માં સોમેશ્વરનો દેહ પડી ગયો લાગે છે. સોમેશ્વરના તાંબાના સિક્કાઓ પણ મળ્યા છે. સોમેશ્વર દિલ્હીના અનંગપાળની બ્હેનને પરણેલા. સોમેશ્વરનું ગુજરાતના ભોળાભીમને હાથે મોત થયું વગેરે પૃથ્વીરાજ રાસામાં આપેલી કથા બીજાં પ્રમાણો જોતાં કલ્પિત ઠરે છે.

સોમેશ્વરે, 'પૃથ્વીરાજ વિજય' પ્રમાણે ગુજરાતમાં હતા ત્યારે જ

ચેદીના રાજા નરસિંહદેવની કન્યા કર્પૂરદેવી સાથે લગ્ન કર્યું હતું અને એનાથી સોમેશ્વરને બે પુત્રો થયા. એક પૃથ્વીરાજ અને બીજો હરિરાજ. અને સોમેશ્વર પછી વિ. સં. ૧૨૩૬ માં પૃથ્વીરાજ ગાદીએ બેઠો.

## પૃથ્વીરાજ (ત્રીજો)

પૃથ્વીરાજ અજમેરની ગાદી ઉપર વિ. સં. ૧૨૩૬ (ઈ. સ. ૧૧૭૯ ) માં બેઠો ત્યારે એની ઉમ્મર નાની માટે શરૂઆતમાં એની મા કર્પૂરદેવી રાજ્ય ચલાવતી હતી એમ 'પૃથ્વીરાજ વિજય' કહે છે. ( જુઓ; સર્ગ ૯ ) પણ ગાદીએ બેઠા પછી થોડા વખતમાં પૃથ્વીરાજે એ વખતે રાજકુમારો જે વિદ્યાઓ મેળવતા હશે તે મેળવી લીધી અને યૌવન પણ પ્રાપ્ત કર્યું.

પૃથ્વીરાજે ઘણાં પરાક્રમો કર્યાં હોવાં જોઇએ એમ એના સંબંધી પૃથ્વીરાજ રાસામાં આપેલી દંતકથાઓ ઉપરથી લાગે છે. પૃથ્વીરાજને રામનો અવતાર કહ્યો છે. પણ પૃથ્વીરાજના જીવનની બે જ વિશ્વસનીય હકીકતો જળવાઈ રહી છે. એક વિ. સં. ૧૨૩૯ (ઈ. સ. ૧૧૮૨)માં પૃથ્વીરાજે મહોબા (બુંદેલખંડ) માં ચંદેલરાજા પરમર્દીદેવ ઉપર ચડાઈ કરી તેને હરાવ્યો તે. ચંદેલ પરમર્દી અને પૃથ્વીરાજ સમકાલીન હતા એમ તો પરમર્દીના લેખથી જણાય છે. અને વિ. સં. ૧૨૩૯ના મદનપુર (બુંદેલખંડ)માંથી મળેલા પૃથ્વીરાજના લેખથી પૃથ્વીરાજનો મહોબા ઉપર વિજય ચોક્કસ જણાય છે. પૃથ્વીરાજ રાસાના મહોબા ખંડમાં જે લાંબી કથા આપી છે, તેમાંની મૂલ હકીકત આ રીતે સાચી છે. બાકીની રાસોકારની કલ્પના લાગે છે.

પૃથ્વીરાજના જીવન સંબંધી બીજી હકીકત શાહબુદ્દીન ગોરી સાથેની લડાઈ છે. પૃથ્વીરાજે શાહબુદ્દીન ગોરીને એક વખત હરાવ્યો એ હકીકતે જ કવિઓનું એટલું બધું આકર્ષણ કર્યું કે, તેઓએ એ વૃત્તાંત કલ્પનાના રંગથી ખૂબ રંગીને ગાયું. હમ્મીર મહાકાવ્યમાં કાંઈક વિસ્તારથી શાહબુદ્દીન સાથેના યુદ્ધનું વર્ણન આપ્યું છે, (જુઓ; સર્ગ ૩) પણ પૃથ્વીરાજના જીવનના બીજા કોઈ બનાવોનું વર્ણન કર્યું નથી. માત્ર પૃથ્વીરાજ શાસ્ત્ર અને શસ્ત્રમાં પારંગત હતો, અતિ યુદ્ધકુશળ હતો, પ્રજાનું, બ્રાહ્મણોનું, બ્રાહ્મણધર્મનું સારી રીતે રક્ષણ કરતો વગેરે સામાન્ય ગુણવર્ણન કર્યું છે.

'પૃથ્વીરાજ વિજય'માં પૃથ્વીરાજના મંત્રીનું નામ કદમ્બવાસ કહ્યું છે. વળી પૃથ્વીરાજના મોસાળમાંથી ભુવનૈકમલ્લ નામનો વીર પૃથ્વીરાજની પાસે આવીને રહેલો એમ પણ લખ્યું છે. પૃથ્વીરાજ રાસામાં જે ૧૦૮ વીર સાથીઓ હોવાનું તથા તેઓનાં અતુલ પરાક્રમોનું વર્ણન છે તે તો કલ્પિત લાગે છે.

'પૃથ્વીરાજ વિજય'માં "એક વખત રાજા વિગ્રહરાજના વિવેકશૂન્ય પુત્ર નાગાર્જુને ગુડપુર ઉપર ચડાઈ કરી એમ સાંભળીને પુરુષાર્થી પૃથ્વીરાજ હાથી, ઘોડા ઊંટ, બળદ અને પાળાઓનું લશ્કર લઇને ચડી ગયો. પણ શત્રુ રણમાંથી ભાગી ગયો અને પૃથ્વીરાજ એની માતાને કેદ કરીને અજમેર લઈ આવ્યા" વગેરે વર્ણન છે. આ નાગાર્જુન કયાંનો રાજા હતો ? આ સિવાય અનુકુળ વિધિએ પૃથ્વીરાજ માટે અનેક રણમહોત્સવો ઉત્પન્ન કર્યા હતા એમ 'પૃથ્વીરાજ વિજય'માં લખ્યું છે. પૃથ્વીરાજ ગાદીએ બેઠો ત્યારે નાની ઉમ્મરનો હતો, એ ઉપર કહ્યું જ છે, પણ વિ. સં. ૧૨૩૯ માં અર્થાત્ ગાદીએ બેઠા પછી ત્રણ વર્ષે પૃથ્વીરાજે પરમર્દીદેવ ઉપર ચડાઈ કરેલી એ હકીકત જોતાં, પૃથ્વીરાજની ઉમ્મર ગાદીએ બેસતી વખતે ઓછામાં ઓછી ૧૫ વર્ષની તો હોવી જ જોઇએ. અને વિ. સં. ૧૨૪૯ (ઇ. સ. ૧૧૯૩)માં પૃથ્વીરાજનું મરણ થયું છે. એટલે તેણે ૧૩ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું તેમાંથી ત્રણ વર્ષ બાળવયનાં બાદ કરતાં બાકીનાં દશ વર્ષોનો મોટો ભાગ યુદ્ધમાં ગયો હોવાનો સંભવ છે.

'પૃથ્વીરાજ વિજય'માં પૃથ્વીરાજનાં કોઇ રાજકુમારી સાથે લગ્ન થયા હોવાનું વર્ણન ત્રુટિત મળે છે. પણ એ ત્રુટિત હોવાથી, એ રાજકુમારી કોણ હતી એ સમજાતું નથી. હમ્મીર મહાકાવ્યમાં તો કાંઇ લખ્યું નથી. અને પૃથ્વીરાજ રાસામાં તો અનેક રાજકુંવરીઓનું પૃથ્વીરાજે હરણ કર્યાની કથાઓ મળે છે, તેમાં પણ સંયુક્તા હરણની રોમાંચક કથા તો અદ્ભુત છે. પણ બધી કથાઓ રુક્મિણી હરણ વગેરે પૌરાણિક કથાઓની ધાટી પર રચાયેલી કલ્પિત કથાઓ જ હોવાનો સંભવ છે.

## શાહબુદ્દીન સાથે યુદ્ધ

પૃથ્વીરાજના જીવનનો સૌથી મોટો બનાવ અને છેલ્લો બનાવ શાહબુદ્દીન સાથેના યુદ્ધનો છે. શાહબુદ્દીન ગોરીના સમકાલીન અને

પાછળના મુસલમાન તવારીખનવેશોના કહેવા પ્રમાણે શાહબુદ્દીન સાથે પૃથ્વીરાજને ઈ. ૧૧૯૧ માં એક યુદ્ધ થયું. જેમાં શાહબુદ્દીન હારીને ભાગી ગયો, અને ઇ. ૧૧૯૩ માં બીજી વાર યુદ્ધ થયું, જેમાં પૃથ્વીરાજ હારી ગયો, કેદ પકડાઇ ગયો અને પાછળથી હિંદુસ્થાનમાંજ શાહબુદ્દીને પૃથ્વીરાજને મારી નખાવ્યો.[3] હમ્મીર મહાકાવ્યમાં લખ્યું છે કે, શાહબુદ્દીન ગોરીના હુમલાઓથી પીડિત પશ્ચિમના રાજાઓએ ગોવિન્દરાજના પુત્ર ચંદ્રરાજને પોતાનો મુખીઓ બનાવી પૃથ્વીરાજ આગળ જઇ, એને ભેટો ધરી, શાહબુદ્દીનના હુમલાઓની વાત કરી. એટલે પૃથ્વીરાજે તેઓને ધીરજ આપી શાહબુદ્દીન સામે ચડાઈ કરી. શાહબુદ્દીન સામો આવ્યો અને ભયંકર યુદ્ધ પછી શાહબુદ્દીન હારીને પકડાઇ ગયો; પણ પૃથ્વીરાજે દયા કરીને છોડી મેલ્યો. આ રીતે સાત વાર પૃથ્વીરાજે શાહબુદ્દીનને હરાવી છોડી મૂકયો, પણ આઠમી વાર પોતાના વિજયમાં મસ્ત રહેવાથી અને પૃથ્વીરાજના માણસને લાંચ આપેલી હોવાથી પૃથ્વીરાજ હારી ગયો, પકડાઇ ગયો, અને શાહબુદ્દીનને પૃથ્વીરાજને છોડી દેવાનું કહ્યું ત્યારે ઊલટા ગુસ્સે થઇને શાહબુદ્દીને પૃથ્વીરાજને કિલ્લામાં કેદ કર્યો; જ્યાં પૃથ્વીરાજે શિવપદ પ્રાપ્ત કર્યું અને એના ભાઇ હરિરાજે એની ઉત્તરક્રિયા કરી. ( સર્ગ ૩. )

પૃથ્વીરાજ રાસામાં તો પૃથ્વીરાજે સોળ વાર શાહબુદ્દીનને હરાવ્યો અને છોડી મૂકયો એમ લખ્યું છે. પ્રબન્ધચિંતામણિમાં એકવીસ વાર હરાવ્યો એમ લખ્યું છે. પૃથ્વીરાજ રાસાની ઘણી વાતો કલ્પિત છે એ જોતાં અને રાસાની અદ્ભુત અતિશયોક્તિઓ યાદ કરીને આને પણ અતિશયોક્તિ ગણવી પડશે. હમ્મીર મહાકાવ્યના લેખકે એક લડાઇનું વિસ્તારથી વર્ણન આપ્યું છે, પછી 'આ રીતે સાત વાર હરાવીને છોડી મૂકયો' એટલું ઉમેર્યું છે અને પછી પાછું બીજી લડાઈ જેમાં પૃથ્વીરાજ હાર્યો એનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આ બધાનો વિચાર કરતાં એક વાર શાહબુદ્દીનને પૃથ્વીરાજે સખત હાર આપેલી એ નિ:સંશય લાગે છે. મુસલમાન લેખકો પણ એ હારને ભારે ગણે છે.

---

3 જુઓ; Elliots' History of India Vol. II તથા એમાંથી પ્રસ્તુત ઉતારાઓના અનુવાદો માટે "ભારત કે પ્રાચીન રાજવંશ" ભાગ ૧.

એ એક વિજયે સાત, સોળ કે એકવીસ જેટલો પોરસ ચડાવ્યો હશે.

હવે પૃથ્વીરાજનો દેહાંત કેવી રીતે થયો તેના હેવાલો જોઈએ. હમ્મીર મહાકાવ્યનું વર્ણન સ્વાભાવિક લાગે છે અને મુસલમાન લેખકોના વર્ણનથી બહુ જુદું પડતું નથી. પૃથ્વીરાજના કેટલાક તાંબાના પૈસા મળ્યા છે, જેમાં એક તરફ 'પૃથ્વીરાજ દેવ' અને બીજી તરફ 'સુલતાન મહમદ સામ' એ રીતે છાપ છે. એ જોતાં પૃથ્વીરાજ હાર્યા પછી થોડો વખત જીવતો રહ્યો હોય—કદાચ શાહબુદ્દીનના સામંત તરીકે રહ્યો હોય એ સંભવિત લાગે છે. તાજ–ઉલ–માઆસીરનું વર્ણન એવી જ મતલબનું લાગે છે. પણ પૃથ્વીરાજ રાસો નવી જ વાત કરે છે. રાસા પ્રમાણે પૃથ્વીરાજને કેદ કરીને, શાહબુદ્દીન ગજની લઈ ગયો. છએક મહિને એનો મિત્ર કવિ ચંદ બરદાઈ ત્યાં પહોંચ્યો અને બાદશાહની સભામાં પૃથ્વીરાજનું શબ્દવેધીપણું બતાવવા, તવાઓ વીંધવા માટે પૃથ્વીરાજને ધનુષ્યબાણ અપાવી ચંદે નીચેના પ્રસિદ્ધ શબ્દોથી શાહબુદ્દીનને જ વીંધી નાખવા કહ્યું :

चार वंश चौविश गज अंगुल अष्ट प्रमान
एते पर सुलतान है; मत चूके चहुआन.
इही बाण चहुआन, रामरावण उत्थप्यो,
इही बाण चहुआन, कर्णशिर अर्जुन काटयो.
इही बाण चहुआन, शंभु त्रिपुरासुर संध्यो,
इही बाण चहुआन, भ्रमर लछमनकर वेध्यो.
सो बाण आज तो कर चढयो
चढे बिरद साचो चवे
चहुआन राज संभर धनी'
मत चूके मोटे तवे.

અને શાહબુદ્દીનના 'શાબાશ, શાબાશ,' શબ્દો સાંભળી એ શબ્દ ઉપર નિશાન રાખી પૃથ્વીરાજે બાણ માર્યું. શાહબુદ્દીન પડ્યો અને ચંદે તથા પૃથ્વીરાજે એકબીજાનાં માથાં તરવારથી ઉડાવી દઈ, મુસલમાનોને હાથે મરવાનું ટાળ્યું.

ચંદનું ઉપલું વર્ણન છે તો રોમાંચકારી પણ એમાં સત્ય બિલકુલ નથી. પૃથ્વીરાજનો દેહ પડ્યો ઈ. સ. ૧૧૯૩માં અને શાહબુદ્દીનનો

ઇ. સ. ૧૨૦૬માં ગખ્ખરોને હાથે. શાહબુદ્દીનની મરણતારીખ ખોટી લખવાનું મુસલમાન લેખકોને કારણ નથી.*

પૃથ્વીરાજનો વંશ પૃથ્વીરાજ સાથે અસ્ત પામ્યો નથી. એના પુત્રનું નામ રેણુસી હતું એમ રાસામાં કહ્યું છે, પણ હમ્મીર મહાકાવ્યમાં ગોવિન્દરાજ નામ લખ્યું છે. આ ગોવિન્દરાજે રણથંભોરમાં રાજ્ય સ્થાપ્યું અને એનાથી પાંચમી પેઢીએ થયેલા હમ્મીરદેવે અલ્લાઉદ્દીન ખિલજી સામે વીરતાથી યુદ્ધ કર્યા પછી, પરાજય સાથે દેહત્યાગ કર્યો.



* હમ્મીર મહાકાવ્યમાં, પૃથ્વીરાજને શાહબુદ્દીને મારી નાખ્યાનું કહ્યું છે. એ કાવ્યથી પણ પહેલાં વિ. સં. ૧૩૬૧માં રચાયેલા 'પ્રબન્ધચિંતામણિ' ગ્રંથમાં પણ "મુસલમાન રાજાએ પૃથ્વીરાજનો શિરચ્છેદ કર્યો" એમ લખ્યું છે. (જુઓ; ફાર્બસ ગુજરાતી સભાનો પ્ર. ચિં. નો ગુજરાતી અનુવાદ પૃ. ૨૪૭)

# વિદ્યાપતિ બિલ્હણના સમયનો વિચાર

વિદ્યાપતિ બિલ્હણ વિષે ઐતિહાસિક સંશોધનાત્મક એક સરસ લેખ શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ 'કૌમુદી'ના ૧૯૩૩ના ફેબ્રુઆરીના અંકમાં છપાવ્યો છે. કવિ બિલ્હણ વિષે જે કાંઈ જાણવા જેવું આજ સુધીમાં મળ્યું છે, તેનું વિવેચનપૂર્વક સુંદર દોહન આ લેખમાં કરવામાં આવ્યું છે. એમાં ઉમેરવા જેવું મારી પાસે કશું નથી. માત્ર બિલ્હણના સમય વિષે જરા વધારે ઊંડા ઊતરવાનો પ્રયાસ કરું છું. બિલ્હણના વિક્રમાંકદેવચરિતની પ્રસ્તાવનામાં સમર્થ પુરાતત્ત્વવેત્તા બુલ્હરે એ કવિના સમયનો નિર્ણય કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. બુલ્હરે બિલ્હણના સમયનિર્ણયનાં જે સાધનો એ વખતે – અઠ્ઠાવન વર્ષ પહેલાં – શોધી બતાવ્યાં હતાં, તેમાં નવો ઉમેરો ભાગ્યે જ થયો છે. અલબત્ત, એ સાધનોને ઉકેલવામાં મતભેદ થવાનો સંભવ છે.

(૧) ચૌલુક્ય વિક્રમાદિત્ય (છઠ્ઠા) ત્રિભુવનમલ્લના રાજ્યકાળમાં કવિ બિલ્હણ એ રાજાની રાજધાની કલ્યાણમાં રહ્યો હતો અને રાજાએ તેને વિદ્યાપતિનું બિરુદ આપ્યું હતું, એમ એ પોતે જ કહે છે. વિક્રમાદિત્ય છઠ્ઠાનો રાજ્યકાળ વિ. સં. ૧૧૩૩થી ૧૧૮૩ છે. એટલે બિલ્હણ એ સમય દરમ્યાન કલ્યાણમાં રહ્યો હોવો જોઇએ એટલું નિઃસંદેહ છે. પણ એ કવિ કાશ્મીરથી ક્યારે નીકળ્યો? તેણે પોતે વિ. ચ. ના છેલ્લા સર્ગમાં પોતાની હકીકત આપતાં સાલ આપી નથી; પણ કાશ્મીરના સમકાલીન રાજાનાં તથા તેના પુત્રોનાં નામો લખ્યાં છે. અને થોડી હકીકત રાજતરંગિણીમાં પણ આપી છે. રા. ત. માં કહ્યું છે કે, કલશના રાજ્યકાળમાં બિલ્હણે કાશ્મીર છોડ્યું. કલશનો રાજ્યકાળ સં. ૧૧૧૯ થી ૧૧૪૫ સુધી ચોક્કસ છે. હવે બિલ્હણે ૧૧૧૯થી ૧૧૪૫ વચ્ચે પણ ક્યારે કાશ્મીર છોડ્યું? એ પ્રશ્ન છે અને એ પ્રશ્નની ચર્ચા પ્રસ્તુત લેખમાં શ્રી. રામલાલભાઇએ કરી છે.

બુલ્હરની દલીલ એવી છે કે, બિલ્હણ કાશ્મીરના અનંત માટે (आसीत्) 'હતો' એવું ક્રિયાપદ વાપરે છે અને અનંતે વિ. સં. ૧૧૩૭માં આપઘાત કર્યો છે; વળી કલશના પુત્રોનો ઉલ્લેખ બિલ્હણ કુમાર તરીકે જ કરે છે; માટે કલશના પુત્ર હર્ષદેવના વિ. સં. ૧૧૪૫માં થયેલા રાજ્યારોહણ પહેલાં બિલ્હણે વિ. ચ. નો અઢારમો સર્ગ લખ્યો હોવો જોઈએ. બિલ્હણ ઘણે સ્થળે ફરીને પછી કલ્યાણ ગયો છે એ જોતાં જુવાન ઉંમરે વિ. સં. ૧૧૧૯માં અનંત જીવતાં જ થયેલા કલશના રાજ્યાભિષેક પછી તરતમાં બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો હશે. બિલ્હણે કરેલા ભોજ અને કર્ણ સંબંધી ઉલ્લેખો આ મતને અનુકૂળ છે, એમ બુલ્હર માને છે. વળી વિ. ચ. માં વિક્રમાદિત્યના છેલ્લા પરાક્રમ તરીકે ચોલ સામેની લડાઈનું વર્ણન કર્યું છે (સ. ૧૭ શ્લો. ૪૩) અને નર્મદાને પેલે પાર મધ્ય હિંદ ઉપર વિ. સં. ૧૧૪૪માં કરેલી ચડાઈનો ઉલ્લેખ નથી, માટે વિ. સં. ૧૧૪૪ પહેલાં વિ. ચ. લખાયું હોવું જોઇએ, એવો બુલ્હરનો મત છે.

આ મતથી જુદા પડીને શ્રી. રામલાલભાઈ કહે છે કે, અનંતના મરણ પછી બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો હોવો જોઇએ અને કારણમાં એ જ બુલ્હરે આપેલી 'હતો' (आसीत्) ક્રિયાપદ બિલ્હણે વાપર્યાની દલીલ આપી છે. અહીં પ્રશ્ન એ છે કે, બિલ્હણે કરેલા ઉલ્લેખો વિ. ચ. લખાયું એ વખતના સૂચક ગણવા કે પોતે કાશ્મીરથી નીકળ્યો એ વખતના? મૂળ ગ્રન્થમાં કશી સ્પષ્ટતા નથી. સાધારણ ધોરણ પ્રમાણે ગ્રન્થ લખ્યા કાળના સૂચક આવા ઉલ્લેખોને ગણવા જોઇએ એવો બુલ્હર પેઠે મારો પણ અભિપ્રાય છે. મતલબ કે, વિ. સં. ૧૧૩૭ પછી અને હર્ષને કાશ્મીરનો રાજા નહિ પણ કુમાર જ કહ્યો છે માટે, વિ. સં. ૧૧૪૫ પહેલાં વિ. ચ. લખાયું હોવું જોઇએ.

હવે જો કે શ્રી. મોદીએ કાશ્મીરના રાજા કલશ અને તેના કુમારો સંબંધી બિલ્હણના ઉલ્લેખોને એ કાશ્મીરથી નીકળ્યો એ વખતના ગણવા માટે કાંઈ કારણ નથી કહ્યું, પણ દક્ષિણમાં કુન્તલ જેટલે દૂર કાશ્મીર વિષે સાચી ખબર મળવાની મુશ્કેલી માનીને, એમણે આવો તર્ક કર્યો હોય તો, એ મુશ્કેલી માની લેવાનું કારણ નથી. કાશ્મીર અને દક્ષિણ વચ્ચે આવજા થયા કરતી અને એકબીજાની છેલ્લી ખબરો મળ્યા કરતી એમ માનવા માટે દાખલાઓ છે. (૧) રાજતરંગિણીનો

કવિ કલ્હણ "કર્ણાટ દેશના લશ્કરમાં રાજાની આગળ હાથી ઉપર બેઠેલા બિલ્હણનું છત્ર રાજાની આગળ દેખાય છે" (રા. ત. ત. ૭ શ્લો. ૯૩૭) એમ કહે છે. પણ કલ્હણ તો બિલ્હણ પછી લગભગ દોઢસો વર્ષે થયો, તેણે રાજતરંગિણી વિ. સં. ૧૨૦૫માં પૂરી કરી, એટલે એ તો ભૂતકાળના બનાવો જાણી શકે, પણ સમકાલીનોને દૂર બનતા બનાવોની શી રીતે ખબર પડે ? કલ્હણ તો આવી ખબર મળવાનાં સાધનો હતાં, એમ માને છે. એ કહે છે કે, કર્ણાટમાં વિદ્યાપતિની પદવી મેળવી ઉપર કહ્યું તેવા માન અને ઠાઠથી રહેતા બિલ્હણને પણ, "કાશ્મીરમાં હવે રાજા થયેલા હર્ષનાં દાનીપણાની વાત સાંભળીને, પોતાની એટલી સમૃદ્ધિ પણ ઓછી લાગવા માંડી" (એજન શ્લો. ૯૩૮)

પણ આ પુરાવો આડકતરો ગણાય તો સીધો પુરાવો યે છે. બિલ્હણ પછી પચાસ વર્ષની અંદર થયેલા કાશ્મીરના કવિ મંખે શ્રીકંઠચરિત નામનું મહાકાવ્ય વિ. સં. ૧૧૯૪થી ૧૧૯૯ વચ્ચે લખ્યું છે. તેના પચ્ચીસમા સર્ગમાં તેણે કાશ્મીરના રાજા જયસિંહ (વિ. સં. ૧૧૮૫થી ૧૨૦૬)ના એક મંત્રી પોતાના મોટાભાઈ અલંકારને ઘેર મળેલી વિદ્વાનોની તથા મંત્રીઓની સભામાં પોતાનું કાવ્ય પરીક્ષા માટે મૂક્યું હતું, તેનું સવિસ્તર વર્ણન કર્યું છે. આ વર્ણનમાં એ કવિ કહે છે કે, ઉપર કહેલી સભામાં કનોજના રાઠોડ રાજા ગોવિન્દચન્દ્ર (વિ. સં. ૧૧૭૦થી ૧૧૯૯) નો સુહલ નામનો અમાત્ય અને ઉત્તર કોંકણના રાજા અપરાદિત્ય (પહેલા, વિ. સં. ૧૧૮૪થી ૧૨૦૫)નો એલચી તેજકંઠ પણ હતો. વળી એક બીજી વાત પણ જોવાની છે. ઉપરની સભામાં હાજર રહેલા એક કલ્યાણ નામના કવિ વિષે મંખ કહે છે કે, તેણે બિલ્હણની પ્રૌઢ કવિતાનું પોતાના વાઙ્મયમાં પ્રતિબિમ્બ પાડ્યું હતું; (શ્રીકંઠચરિત સ. ૨૫ શ્લો. ૭૮થી ૮૦) મતલબ કે, વિ. સં.ના બારમા સૈકાની છેલ્લી દશીમાં તો બીજાઓ અનુકરણ કરે એટલી, બિલ્હણના ગ્રન્થની ખ્યાતિ કાશ્મીરમાં જૂની થઈ ગઈ હતી. અને રચાયા પછી પચાસ વર્ષે આવી ખ્યાતિ મળે એમ માનવામાં આવે તો, વિ. સં. ૧૧૪૦થી ૧૧૫૦ વચ્ચે બિલ્હણે વિ. ચ. રચ્યું હોવું જોઇએ.

### એ નિર્ણયનાં બલાબલ

ઉપર પ્રમાણે નિર્ણય કરવામાં કંઈ મુશ્કેલી નડે છે કે નહિ તે જોઇએ. રા. ત. માં લખ્યું છે કે, કાશ્મીરના રાજા કલશના

સમયમાં બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો. કલશનો રાજ્યકાળ છે સં. ૧૧૧૯ થી ૧૧૪૫ સુધી. પણ કલશના બાપ અનંતે પોતાના જીવતાં સં. ૧૧૧૯માં કલશનો રાજ્યાભિષેક કરેલો, પરંતુ પાછળથી તેણે પુત્ર પાસેથી રાજ્યાધિકાર પાછો લઈ લીધો; એટલે કલશને ખરેખર રાજ્યાધિકાર તો મળ્યો વિ. સં. ૧૧૩૭ માં – અનંતે કરેલા આપઘાત પછી. હવે કલ્હણના શબ્દોનો અર્થ શું કરવો ? કલશના રાજ્યકાળમાં ( राज्ये कलशभूपतेः रा. त. ૭–૬૩૬ ) એટલે સં. ૧૧૧૯ થી ૧૧૪૫ કહેવા માગે છે ? કે ૧૧૩૭ થી ૧૧૪૫ ? કશું સ્પષ્ટ નથી. સં. ૧૧૧૯–૧૧૨૧ માં બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો એમ બુલ્હર ગણે છે અને શ્રી. રામલાલભાઇ કલશના છેક છેવટના વર્ષમાં એટલે સં. ૧૧૪૪ માં નીકળ્યો એમ કહે છે ( જુઓ; કૌમુદી ૧૯૩૩ ફે. પૃ. ૧૦૮ ) અને કારણમાં બિલ્હણે કલશના ત્રણે ય પુત્રોનાં નામો લખ્યાં છે તથા તેઓ મોટી ઉમ્મરના હોવા જોઇએ એવી તેઓ વિષે વિગતો આપી છે એમ દલીલ કરે છે. એ વાત સાચી છે. બુલ્હરના ધ્યાન બહાર આ હકીકત નહોતી, પણ વિ. ચ. માં આપેલું કાશ્મીરના રાજવંશ સંબંધી વર્ણન બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો એ વખતનું નહિ પણ વિ. ચ. લખાયું એ વખતની સ્થિતિનું ચિત્ર છે એમ બુલ્હર માને છે. મને આ માન્યતામાં વાંધો દેખાતો નથી. પણ કલશના રાજ્યકાળના પણ છેવટના વર્ષમાં બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો એમ શા માટે શ્રી. રામલાલભાઈ માને છે ? કલશના પુત્રોની ઉમ્મરની દલીલ જરા વિગતથી તપાસીએ. કલશનો જન્મ સં. ૧૦૯૬માં થયો. અને તેના વચલા દીકરા ઉત્કર્ષનો જન્મ સં. ૧૧૨૧માં હોવો જોઇએ કારણ કે સં. ૧૧૪૫માં એ ૨૪ વર્ષનો હતો. હવે એનો મોટો ભાઇ હર્ષ બે ત્રણ વર્ષે મોટો હોય તો એનો જન્મ સં. ૧૧૧૮–૧૯ માં અને નાના ભાઈ વિજયમલ્લનો જન્મ ૧૧૨૩–૨૪માં હોવો જોઈએ. એમ રા. ત. જોતાં જણાય છે. હવે બિલ્હણ હર્ષ અને ઉત્કર્ષનાં પરાક્રમોની વાત કરે છે અને વિજયમલ્લના તો રૂપનું વર્ણન કરીને જ અટકી જાય છે; ( જુઓ; સ. ૧૮ શ્લો. ૬૮,૬૯ ) એટલે એની ઉમ્મર મોટી ન હોવી જોઈએ. પણ અનંતે આપઘાત કર્યો ત્યારે એ વિજયમલ્લ પણ ઉપલી ગણતરી પ્રમાણે ૧૩–૧૪ વર્ષનો હોવો જોઈએ. મતલબ કે, પોતે કાશ્મીરથી નીકળ્યો એ વખતની સ્થિતિનું

બિલ્હણે વર્ણન કર્યું છે એમ માનવા છતાં પણ તેને સં. ૧૧૪૪ માં નીકળ્યો માનવાની જરૂર નથી. સં. ૧૧૩૭માં અનંતના મરણ પછી તુરત નીકળ્યો હોય એમ માની શકાય, પણ એમ માનવા જતાં જે બીજી મુશ્કેલી આવે છે તે આગળ દર્શાવી છે. કાશ્મીરથી નીકળી, મથુરા, કનોજ, કાશી, ડાહલ, ધારા, સોમનાથ, રામેશ્વર વગેરે સ્થળોની યાત્રા કરી, છેવટ તે દક્ષિણ ભારતના ચૌલુક્ય રાજા વિક્રમાદિત્ય છટ્ટાના આશ્રિત તરીકે વિદ્યાપતિની પદવી પ્રાપ્ત કરી કલ્યાણમાં સ્થિર થયો; એવું વર્ણન તેણે પોતે વિ. ચ. માં કર્યું છે. હવે આ યાત્રામાં કેટલાં વર્ષો ગયાં ? અને કલ્યાણમાં સ્થિર કયારે થયો ? એ વખતનાં મુસાફરીનાં સાધનો વગેરે જોતાં તથા એણે રોકાતાં રોકાતાં યાત્રા કરી છે અને છેવટ વિ. ચ. ના અઢારમાં સર્ગમાં પોતે ગંગા કાંઠે સંન્યસ્ત ધારણ કરી રહેનારનાં ભાગ્યની પ્રશંસા કરે છે ( શ્લો. ૧૦૫ ) એ જોતાં, બિલ્હણ એ વખતે ઘરડો હોવો જોઇએ–ઓછામાં ઓછાં ૫૦ વર્ષ તો થયાં જ હોવાં જોઇએ અને એ વિદ્યા ભણીને તરત કાશ્મીરથી નીકળ્યો છે એટલે નીકળતી વખતે ૨૫–૨૭ વર્ષથી મોટો નહિ હોય. હવે કાશ્મીરના રાજા હર્ષનું કુમાર તરીકે જ વર્ણન એ કરે છે; માટે વિ. સં. ૧૧૪૫ – હર્ષની રાજ્યાભિષેકની સાલ – પહેલાં વિ. ચ. નો અઢારમો સર્ગ લખાયો હોવો જોઇએ અને અનંતના મરણ પછી વિ. સં. ૧૧૩૭ પછી કાશ્મીરથી નીકળનાર જુવાન વિ. સં. ૧૧૪૫ પહેલાં ઉપર કહેલી યાત્રા કરી, કલ્યાણમાં સ્થિર થઈ ઘરડો પણ થઈ જાય એ અસંભવિત છે. આ મુશ્કેલીને લીધે અનંતના જીવતાં કલશને થયેલા રાજ્યાભિષેક પછી તરતમાં વિ. સં. ૧૧૧૯–૨૦માં કાશ્મીરથી નીકળ્યો હશે અને ૧૧૪૪ માં તેણે વિ. ચ. લખ્યું હશે એમ બુલ્હરની દલીલ છે. મતલબ કે, વિ. ચ. ના અઢારમા સર્ગના કાશ્મીર સંબંધી વર્ણનમાં શ્રી. રામલાલભાઇ કહે છે તેમ, બિલ્હણ કાશ્મીરથી નીકળ્યો એ વખતનું નહિ પણ વિ. ચ. લખાયું એ વખતનું ચિત્ર છે એવું બુલ્હર પેઠે હું તો માનું છું. અને તેથી વિ. સં. ૧૧૪૪ માં કે તે પહેલાં તરતમાં એ ગ્રન્થ લખાયો છે એવા નિર્ણય ઉપર આવું છું. અને એ લખતી વખતે બિલ્હણ મોટી ઉમ્મરનો હોવો જોઇએ એ પણ ચોક્કસ; પછી કાશ્મીરથી નીકળ્યો ગમે ત્યારે હોય.

આ મતભેદની મુખ્ય બાબત થઈ. હવે મતભેદની નાની બાબતો

ટૂંકામાં પતાવી દઉં છું. (૧) વિક્રમાદિત્ય છઠ્ઠા વિષે બિલ્હણે જે કાંઈ કહ્યું છે તે ઉપરના નિર્ણયથી વિરુદ્ધ જતું નથી. (૨) બિલ્હણે વિક્રમાદિત્યની ચોલ ઉપરની બીજી વારની લડાઈનો છેલ્લા બનાવ તરીકે ઉલ્લેખ કર્યો છે. આ હકીકત બુલ્હર પોતાના મતને અનુકૂળ છે એમ ધારે છે, પણ શ્રી. રામલાલભાઇનો એથી વિરુદ્ધ મત છે. તેઓ કહે છે કે, "આ ચડાઈ પુરાતત્ત્વવેત્તાઓ તેના રાજ્યકાળના અંત ભાગમાં થયેલી માને છે" (પૃ. ૧૦૯) અને ટિપ્પણી (૧૭) માં મુંબઇ ગૅઝીટિયર ગ્રં. ૧ ભા. ૨ પૃ. ૪૫૩ નો આધાર આપ્યો છે. પણ એ ગ્રંથ હું જોઈ ગયો, એમાં તારીખ આપી નથી તેમ રાજ્યકાળના અંત ભાગમાં ચડાઇ થઈ એવું પણ લખ્યું નથી. ફક્ત વિ. ચ. ના આધારે જ ઘણાં વર્ષ શાન્તિથી રાજ્ય કર્યા પછી ચડાઇ કરી એટલું જ લખ્યું છે.

## ઈતર ઉલ્લેખોનો વિચાર

હવે બિલ્હણે બીજાં ડાહલ વગેરે રાજ્યો વિષે કરેલા ઉલ્લેખો બુલ્હરના મતને અનુકૂળ છે કે શ્રી. મોદીના મતને અનુકૂળ છે તે જોઇએ.

(૧) ડાહલના રાજા કર્ણને બિલ્હણ 'કાલંજરગિરિપતિનો કાળ' (સ. ૧૮, શ્લોક ૯૩) કહે છે. હવે શ્રી. મોદી કાલંજરગિરિપતિ એટલે કલ્યાણના કલચુરીવંશનો કૃષ્ણ અને ડાહલનો કર્ણ તે યશઃકર્ણદેવ એમ કહે છે (જુઓ; પૃ. ૧૦૬ ટિ. ૨). પણ આ તો એમની ચોખ્ખી શરતચૂક જણાય છે. કારણ કે કલ્યાણમાં કલચુરિઓનું રાજ્ય થયું વિ. સં. ૧૨૧૪ થી ૧૨૧૯ વચ્ચે, અને તે ચાલુક્ય તૈલ ત્રીજાના સામંત વિજ્જલે જ સ્થાપ્યું. (જુઓ; સોલંકીયો કા પ્રાચીન ઈતિહાસ પૃ. ૧૨૯ થી ૧૩૧, ભાંડારકરનો દક્ષિણનો ઇતિહાસ તેના Collected Works Vol. III p. 125). આ કલ્યાણના કલચુરી વંશનો મૂળ પુરુષ કૃષ્ણ હતો પણ એ કૃષ્ણ કલ્યાણનો રાજા ન હતો. વળી એ કલચુરી છે એટલે ડાહલનો જ કોઈક ફટાયો દક્ષિણમાં નીકળી ગયો હશે. વળી બિલ્હણ ડાહલના રાજાનું નામ સ્પષ્ટ કર્ણ લખે છે; પછી તેને બદલે એના પુત્ર યશઃકર્ણનું નામ શા રીતે મૂકી શકાય એ જ હું તો સમજતો નથી. અગતિકગતિ હોય તો વિશેષનામમાં ફેરફાર શોધવો પડે, અહીં એવું નથી. આ ડાહલના કલચુરી કર્ણે કાલંજરના ચંદેલરાજા કીર્તિવર્મા (વિ. સં. ૧૧૦૫ થી ૧૧૫૬) ને

એક વખત હરાવી કાલંજરનો કિલ્લો સ્વાધીન કર્યો હતો, પણ કીર્તિવર્માના સેનાપતિ ગોપાલે થોડા વખત પછી કર્ણને હરાવી એ કિલ્લો પાછો લીધો, કાલંજરનો કિલ્લો પહેલાં ડાહલના રાજાઓને તાબે હતો તે ચંદેલના રાજા યશોવર્મા (૯૮૧ થી ૧૦૧૧)એ પડાવી લીધો હતો. અને ડાહલના રાજાઓને પોતાનું 'કાલંજરપુરવરાધીશ્વર' બિરુદ સાચવવા કાયમ એ કિલ્લો પાછો લેવાનું મન રહેતું. (જુઓ; વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા. આ. ત્રીજી, પૃ. ૩૯૪, ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧, પૃ. ૪૯, ડફની ક્રોનોલૉજી ઑફ ઈન્ડિયા પૃ. ૧૩૫).

હવે ડાહલનો કર્ણ (વિ. સં. ૧૦૯૭ થી ૧૧૨૬ કે ૧૧૫૪–જુઓ; ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૫૦) અને ચંદેલ કીર્તિવર્મા સમકાલીન હતા એ તો બેયની તારીખો સિદ્ધ કરે છે. પણ બિલ્હણ ક્યારે ડાહલ ગયો હશે ? કીર્તિવર્માએ કાલંજરનો કિલ્લો પાછો લીધા પહેલાં વિ. સં. ૧૧૫૪ કે ૫૬ પહેલાં તો ચોક્કસ. પણ બુલ્હર કહે છે કે, ડાહલના કર્ણને ચાલુક્ય સોમેશ્વરે માર્યો હતો એમ બિલ્હણ કહે છે. (વિ. ચ. સ. ૧ શ્લોક ૧૦૨, ૧૦૩) અને સોમેશ્વરે વિ. સં. ૧૧૨૫માં તુંગભદ્રા નદીમાં સમાધિ લીધી છે (જૂઓ; સોલંકીયો કા પ્રાચીન ઇતિહાસ પૃ. ૧૦૩). એટલે બિલ્હણ કર્ણ જીવતાં વિ. સં. ૧૧૨૫ પહેલાં ડાહલ ગયો હોવો જોઈએ. બિલ્હણ વિ. સં. ૧૧૧૯માં કાશ્મીરથી નીકળ્યો હતો એવું માનીએ તો ૧૧૨૫ પહેલાં એ ડાહલ ખુશીથી પહોંચ્યો હોય. પણ બિલ્હણના ઉપર આપેલા કથનનો અર્થ સોમેશ્વરે કર્ણને 'માર્યો હતો' એવો કરવાની જરૂર નથી. 'હરાવ્યો હતો' એવો અર્થ થઈ શકે છે. અને શ્રી. ગૌ. હી. ઓઝા તથા શ્રી. વિ. રેઉ એવો જ અર્થ કરે છે.× મેરુતુંગ "કર્ણની વિદ્યાપતિ વગેરે મહાકવિઓ સ્તુતિ કરતા હતા" એમ કહે છે.

× બિલ્હણના વચનનો અર્થ 'માર્યો' એમ કરીને બુલ્હરે કર્ણના અંતની તારીખ વિ. સં. ૧૧૨૫ કે તે પહેલાં મૂકી અને બીજા કેટલાક પુરાવિદોએ એ તારીખ સ્વીકારી. પરિણામે બિલ્હણ કાશ્મીરથી નીકળ્યાની તારીખ વિ. સં. ૧૧૪૪ માનનાર શ્રી. મોદીને બિલ્હણના કર્ણનું યશઃકર્ણ કરવું પડચું છે. પણ એ કવિના **विशीर्णकर्णा** (સ. ૧ શ્લોક ૧૦૨) શબ્દોનો 'કર્ણ હાર્યો' એટલો જ અર્થ કરવામાં કાંઈ વાંધો નથી.

(જુઓ; પ્ર–ચિં–ન. સં. પૃ. ૭૭). આ વિદ્યાપતિ તે બિલ્હણ. મતલબ કે મેરુતુંગનું આ કથન પણ બિલ્હણનો કર્ણ એટલે યશઃકર્ણનો પિતા કર્ણ જ એ મતને ટેકો આપે છે.

(૨) બિલ્હણે બીજો ઉલ્લેખ માળવાના ભોજ વિષે કર્યો છે. (જુઓ; વિ. ચ. સ. ૧૮, શ્લોક ૯૬). આ શ્લોકનું તાત્પર્ય સમજવામાં બુલ્હરે ગડબડ કરી છે અને તેના વખતમાં ભોજના રાજ્યકાળના અંતનો બરાબર સમય પણ જાણવામાં ન હતો. (જુઓ; વિ. ચ. ની પ્રસ્તાવના પૃ. ૨૩ ટિ. ૧). પરન્તુ ભોજના ઉત્તરાધિકારી જયસિંહનું વિ. ૧૧૧૨ નું દાનપત્ર મળ્યું છે. એટલે ભોજના દેહાન્તનો સમય વિ. સં. ૧૧૧૨ માં કે તે પહેલાં હોવો જોઇએ. (જુઓ; ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભાગ પૃ. ૧૨૯) અને બિલ્હણના શ્લોકનો અર્થ એવો છે કે, "ભોજરાજાની સરખામણી બીજા રાજાઓથી ન થઇ શકે, પણ તમે એની પાસે એના જીવતાં કેમં ન આવ્યા? હવે તો હું મરેલી જેવી છું" એવું ધારાનગરીએ દરવાજા ઉપર બેઠેલાં પારેવાંઓનાં અવાજદ્વારા કરુણ રીતે કહ્યું. (શ્લોક ૯૬) ભોજના મરણ પછી થોડા વખતમાં દસ પંદર વર્ષની અંદર ધારાની ફરી સારી સ્થિતિ થયા પહેલાં બિલ્હણ ધારા ગયો હોય તો જ આવું વચન લખે, પણ વિ. સં. ૧૧૪૪માં નીકળીને ૧૧૫૦ની આસપાસમાં એટલે ભોજના મરણ પછી ૩૮–૪૦ વર્ષે ઉદયાદિત્યને હાથે ધારાનો ઉદ્ધાર થયા પછી, ત્યાં જનાર કવિ ભોજનો આવો ખરખરો કરે એ સંભવિત નથી લાગતું.

(૩) "કર્ણસુન્દરી" નાટિકા કર્ણના મરણ પછી રચાઈ હોવી જોઈએ કારણ કે એની પ્રસ્તાવનામાં, "એ નાટિકા શાન્ત્યુત્સવ નામના મન્દિરમાં ભજવાઈ હતી, કર્ણમેરુપ્રાસાદમાં કે ત્રિપુરુષપ્રાસાદમાં નહિ," એ રીતે શ્રી. મોદીએ લખ્યું છે; (જુઓ કૌમુદી પૃ. ૧૦૮), પણ આ દલીલમાં કાંઇ જોર નથી. ગુર્જરેશ્વર વીરધવલનો પુરોહિત સોમેશ્વર પોતાના 'ઉલ્લાસરાઘવ' નાટકની પ્રસ્તાવનામાં એ દ્વારકાના શ્રીકૃષ્ણ સન્મુખ ભજવાયું હતું એમ કહે છે. ભજવાયાના સ્થળનિર્દેશ ઉપરથી કાળનો નિર્ણય કેમ થાય? ખરી રીતે કર્ણના મરણ પછી એ પાટણ પહોંચ્યો હોત તો કર્ણસુન્દરી જેવી નાટિકા જ ન લખત. હું તો કર્ણના રાજ્યકાળમાં એ રચાઇ હતી એમ માનું છું. કાશ્મીરથી

બિલ્હણના પ્રયાણની તારીખ ખસેડવાથી શ્રી. રા. ચુ. મોદીને આ બધી ખેંચતાણ કરવી પડે છે.

(૪) ચૌર પંચાશિકા બિલ્હણની જ રચેલી છે એમ શ્રી. મોદી માને છે. મારો મત એથી જુદો છે. કાશ્મીરની પોથીમાં ચૌ. પં. ની હસ્તપ્રત નીચે चौरसुरतपंचाशिका पंडित बिल्हणकृता समाप्ता એવા શબ્દો જોઇને એ કૃતિ બિલ્હણની જ છે એવો નિશ્ચય બુલ્હરે કરેલો ( જુઓ; Search of Sanskrit Mss. Kasmir. 1875 p. 48) પરંતુ કેટલીક હસ્તપ્રતોમાં કર્તાનું નામ ચૌર કવિ[1] અને કેટલીકમાં સુંદર કવિ મળે છે. એ બધું જોતાં પં. ગૌ. હી. ઓઝા પેઠે (જુઓ; સોલંકીયો કા પ્રાચીન ઇતિહાસ પૃ. ૧૨૪ તથા તેની ટિપ્પણીઓ ) હું પણ એ કાવ્યને બિલ્હણની રચના નથી માનતો. અને બિલ્હણચરિત નામના ખંડકાવ્યની કથા તો તદ્દન અવિશ્વસનીય છે. એ કથાને ઘટાવવા જતાં શ્રી. મોદીને કેવી ખેંચતાણ કરવી પડી છે એ વાંચનાર જોઇ શકશે.

(૫) ચૌરપંચાશિકાની કાશ્મીરમાંથી મળેલી કોઇ પોથીના આરંભના सर्वस्वगृहवर्ति વગેરે બે શ્લોકો ઉપરથી પાછળથી બિલ્હણ ઉપર કલ્યાણમાં કાંઇક વિપત્તિ પડેલી એમ કર્ણસુન્દરીના સંપાદક પં. દુર્ગાપ્રસાદ પેઠે શ્રી. મોદી પણ માને છે. પરંતુ બુલ્હર કલ્યાણમાં વિક્રમાદિત્ય છઠ્ઠા પાસે પ્રતિષ્ઠા મળ્યા પહેલાં હરીફ પંડિતોની ખટપટને અનુલક્ષીને આ શ્લોકો લખાયા છે એમ માને છે. આ બે વિકલ્પોમાં ત્રીજો હું ઉમેરૂ છું કે, ચૌરપંચાશિકાને બિલ્હણની કૃતિ માનનાર કોઇ પંડિતે આ બે શ્લોકો એ કાવ્યની પોથીમાં લખી દીધા હશે.

(૬) "બિલ્હણ વૃદ્ધાવસ્થામાં માઘ પંડિત પેઠે બહુ દુઃખી

---

૧. ચૌરપંચાશિકાની એક પ્રતને છેડે નીચે પ્રમાણે શ્લોક મળ્યો છે :—

श्रीमत्विक्रमधीरराजकुमुदः चन्द्रप्रकाशकृतः
भूतं वेदयुगं च चन्द्रसहितं अब्दे गते संख्यया ।
एते अब्दगतेपि चौरकविना काव्यंकृतं संग्रहः
श्रीमत्पण्डित धीरसुरसुधिकविः श्री भट्टपंचाननाः ॥
इति चौरपंचासिका.

આ શ્લોક અશુદ્ધ હોવા છતાં તેનો અર્થ સં. ૧૪૪૫ (ઈ. સ. ૧૩૮૮)માં ચૌર કવિએ કાવ્યસંગ્રહ કર્યો એમ થાય છે.

જુઓ; Journal of the A. S. B. 1909 N. S. Vol. V. P. H

થયો હશે અને તેને પોતાનો ઉદરનિર્વાહ કરવાને લહિયાનું કામ કરવું પડ્યું હશે.” એમ **पउमचरिय**ની જેસલમીરના જૈનભંડારમાંથી મળેલી એક પ્રતને અન્તે **लिखितेयं बिल्हणेन** એમ લખેલું મળે છે; એ ઉપરથી શ્રી. મોદીએ તર્ક કર્યો છે (કૌમુદી પૃ. ૧૦૭). પણ આ પ્રત સં. ૧૧૯૮માં લખાઈ છે એ વખતે બિલ્હણ જીવતો હોય તો પણ બુલ્હરની તથા મારી કાલગણના પ્રમાણે સો વર્ષનો બુઢ્ઢો હોય. અને શ્રી. મોદીની ગણતરી પ્રમાણે પોણો સો ઉપરનો હોય. પહેલાંનો વિદ્યાપતિ, રાજાની આગળ હાથીની અંબાડીમાં બેસનાર કવિ એટલો બુભુક્ષિત થઈ ગયો હોય કે લહિયાનું કામ કરે; એવા કવિને રોટલો આપનાર કોઈ રાજા કે શેઠિયો ન મળે અને એ કાશ્મીરી પંડિત જે ગુજરાતની તે નિન્દા કરે છે તે ગુજરાતના ભરૂચ શહેરમાં જૈન પુસ્તક ૭૫ કે સો વર્ષની ઉમ્મરે ઉતારવા બેસે અથવા ઉતારી શકે, એ કલ્પના બિલકુલ બંધબેસતી નથી. એ કરતાં લહિયાનું કામ કરનાર કોઈ બીજા માણસનું બિલ્હણ નામ હશે એમ માનવું વધારે સયુક્તિક છે.



મહાનુભાવ પંથના સ્થાપક

# ચક્રધર સ્વામી

## કોણ હતા અને ક્યારે થઈ ગયા?

**મહાનુભાવ**-પંથનો વરાડમાં ઠીક ઠીક પ્રચાર હોવા છતાં કાંઈક એ પંથના અનુયાયીઓના બીજા બ્રાહ્મણધર્મીઓથી કેટલેક અંશે જુદા પડતા આચાર વ્યવહારથી, તો કાંઇક તેઓના ગ્રન્થો ગૂઢ લિપિમાં હોવાના કારણથી, એ પંથ વિષે સાચી માહિતી હમણાં સુધી બહુ થોડી પ્રસિદ્ધ થઇ હતી.[1] મહારાષ્ટ્રીય પંડિતો પણ મહાનુભાવ સાહિત્યથી તથા મહારાષ્ટ્રીય સાહિત્યમાં એના સ્થાનથી વીસ વર્ષ પહેલાં લગભગ અજાણ હતા. પછી કૈ. વિ. લ. ભાવેએ શક ૧૮૪૬માં "મહારાષ્ટ્ર સારસ્વત આણિ મહાનુભાવ મહારાષ્ટ્ર ગ્રન્થાવલિ, કવિ-કાવ્યસૂચિ" નામનો ગ્રન્થ પ્રગટ કરીને, મહારાષ્ટ્રીય પદ્યરચનાના આદિ-દ્દષ્ટાનું માન શ્રી જ્ઞાનેશ્વર મહારાજને બદલે 'શિશુપાલવધ'ના કર્તા શ્રી ભાનુભટ્ટ ઉર્ફે ભાસ્કર મહાનુભાવને આપ્યું તથા મહારાષ્ટ્રીય ગદ્યની પ્રથમ રચના એટલે મહાનુભાવ પંથનો લીલાચરિત્ર નામનો ગ્રન્થ એમ નક્કી કર્યું. ત્યારથી મહારાષ્ટ્ર સરસ્વતીના આશ્ચર્યચકિત ઉપાસકોની નજર મહાનુભાવીય વાઙ્મય તરફ વળી છે. અને એ વલણના ફળરૂપે જે અનેક સત્પ્રવૃત્તિઓ થઈ તેમાં શ્રી. યશવંત ખુશાલ દેશપાંડે એમ. એ; એલએલ. બી. ઉર્ફે આપ્પાસાહેબ તેઓએ યવતમાલમાં સ્થાપેલો શારદાશ્રમ અને તે દ્વારા તેઓએ કરેલા મહાનુભાવીય સાહિત્યની સેવા પ્રધાનપણે ગણાવવા યોગ્ય છે.[2]

---

૧. મારા 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' ૧૯૯૫ની નવી આવૃત્તિ પૃ. ૩૧૨-૩૧૩ પર મરાઠી જ્ઞાનકોષ આદિ ઉપરથી જે માહિતી ઉતારી છે, તેનો વિગતોવાળો વિસ્તાર અને કેટલીક વિશેષ સ્પષ્ટતા આ લેખમાં છે.

૨. એ શારદાશ્રમ તરફથી નીકળતા શારદાશ્રમ વાર્ષિકના પુષ્પ પાંચમામાં પ્રગટ થયેલા શ્રી. બાલકૃષ્ણજી શાસ્ત્રીના એક લેખના આધારે ઉપરનો લેખ લખ્યો છે.

શ્રી. ચક્રધર સિદ્ધાન્તસૂત્ર નામનો એ સંપ્રદાયનો પ્રમાણભૂત ગણાય એવો ગ્રન્થ તથા ચક્રધરચરિત્ર આદિ સાહિત્ય હવે પ્રગટ થવા માંડયું છે એટલે એ સંપ્રદાય ઉપર સારો પ્રકાશ પડવાની આશા રહે છે. પણ અહીં તો ચક્રધરસ્વામી અને તેના સમય ઉપર જ અલ્પ ચર્ચા કરવાની છે.

શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રી કહે છે તેમ, કૈ. વિ. લ. ભાવેએ ચક્રધર સ્વામીની જન્મભૂમિ ભરૂચ, જ્ઞાતિ સામવેદી બ્રાહ્મણ અને તેની કારકિર્દીનો સમય શક ૧૧૭૫ થી ૧૧૯૪ એવો નિર્ણય આપ્યો હતો. પછી ૧૯૩૧માં શ્રી. 'હેમાદ્રિ ઉર્ફે હેમાડપંત' નામનું પુસ્તક રા. કેશવ આપ્પા પાધ્યેએ છપાવ્યું છે. એ પુસ્તકમાં "શ્રી. ચક્રધરચરિત્રમાં જે વિશાલદેવનો ઉલ્લેખ છે તે અને ગુજરાતના વાઘેલા રાજા વીરધવલનો પુત્ર વિશાલદેવ એક જ" એવું વાકય વાંચીને અમૃતસર (પંજાબ)ના મહાનુભાવ પંથના મહંત મુકુંદરાજ આરાધ્ય, એમણે પોતાના શ્રી. ચક્રધરચરિત્ર નામના ગ્રન્થની પ્રસ્તાવનામાં શ્રી. ચક્રધર સ્વામીની જન્મભૂમિ અણહિલવાડ પાટણ અને કારકિર્દી શક ૧૧૩૧ થી ૧૧૯૬ અને જ્ઞાતિ સોલંકી રજપૂત એવો મત જાહેર કર્યો. અને એને અનુસરી પ્રો. વિ. મ. કોલતે એમ. એ.; એલ એલ. બી. (અમરાવતી) તેઓએ 'કિંગ એડવર્ડ કૉલેજ મૅગેઝિન' (માર્ચ ૧૯૩૨)માં લખેલા 'મહાનુભાવ પંથ આણિ ત્યાંચે વાઙ્મય' નામના લેખમાં "ચક્રધર પોતે ક્ષત્રિયોના સોલંકી કુળમાં જન્મ્યા હતા" એમ લખ્યું છે. આ રીતે શ્રી. ચક્રધર સ્વામીનાં જન્મસ્થાન, જાતિ અને સમય એ બધાંની બાબતમાં ગડબડ થયેલી જોઇને માહૂરના શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજી (પંજાબ યુનિવર્સિટી)એ, જુદે જુદે સ્થળે ભ્રમણ કરીને મહાનુભાવ-પંથના મહંતો પાસેથી લીલાચરિત્ર ગ્રન્થની અનેક પોથીઓ મેળવી. અને તેનું સૂક્ષ્મદૃષ્ટિથી આમૂલાગ્ર વાચન કર્યું. તેનો પ્રત્યેક અક્ષર વિચારી જોયો. પછી પંથના મુખ્ય મુખ્ય મહંતો સાથે વિચારવિનિમય કર્યો. તેમજ પંથ બહારના ઐતિહાસિક ગ્રન્થો માટે અમરાવતી, યવતમાલ, નાગપુર, પૂના ઇત્યાદિ સ્થળે ફરી સંસ્કૃત, મરાઠી, હિંદી, અંગ્રેજી ભાષામાં લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો વાંચી એક ટિપ્પણ તૈયાર કર્યું. રા. આપ્પાસાહેબ, રા. ભવાળકર, રા. નેને, રા. કોલતે, રા. વા. ના. દેશપાંડે, રા. ગ. હ. ખરે આદિ

પ્રસિદ્ધ સંશોધકોને પોતાનું ટિપ્પણ બતાવીને તથા તેઓની સાથે ચર્ચા કર્યા પછી આ વિષય ઉપર એક નિબંધ તૈયાર કર્યો; જેનો કેટલોક ભાગ 'વિવિધ જ્ઞાનવિસ્તાર' ૧૯૩૨ના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં છપાઓ હતો અને તેમાંથી ચક્રધર સ્વામીનાં સ્થાન, જ્ઞાતિ અને સમય માટેનો ભાગ શારદાશ્રમ વાર્ષિકના પાંચમા પુષ્પમાં છપાઓ છે.

શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીના પ્રસ્તુત લેખમાં લીલાચરિત્રમાંથી ઉપયુક્ત ઉતારા આપ્યા છે, જે સળંગ ઉતારવાની જરૂર નથી. પણ એનો સાર એ છે કે, ભરૂચમાં મલ્લદેવ નામના રાજાનો વિશાલદેવ નામનો પ્રધાન હતો.[3] પ્રધાન વિશાલદેવની સ્ત્રીનું નામ માલ્હનબાઈ હતું. આ વિશાલદેવ અને માલ્હનબાઈથી હરિપાલદેવનો જન્મ થયો. તેઓ સામવેદી લાડ બ્રાહ્મણ હતા. આ હરિપાલદેવના જન્મ વિશે એવી કથા છે કે, પ્રધાન વિશાલદેવને ઘણાં વર્ષ સુધી પુત્રસંતતિ થઈ ન હતી. પુત્રસંતતિ માટે તેણે પુષ્કળ દાન કર્યું પણ પુત્રમુખદર્શનનો સુયોગ આવ્યો નહિ. છેવટ તેઓ તીર્થયાત્રા માટે વારાણસી જવા નીકળ્યાં. રસ્તામાં દૈવયોગથી અવધૂત વેશમાં ફરતા શ્રી. દત્તાત્રેયનાં દર્શન થયાં. વિશાલદેવે દત્તાત્રેયની પૂજા કરી તેની પાસે પુત્રનું વરદાન માગ્યું, જે દત્તાત્રેયે આપ્યું. અને તે પછી તેને પુત્ર થયો, જેનું નામ હરિપાલદેવ રાખ્યું. અલ્પ વયમાં જ હરિપાલદેવ ભણી-ગણીને વિદ્વાન થયા. અને તેનું કમળાબાઈ નામની એક બાઈ સાથે લગ્ન કરવામાં આવ્યું.

હવે ભરૂચના મલ્લદેવ રાજાને પુત્ર ન હતો. તેણે વડવાના

---

૩. જુઓ; લીલાચરિત્રમાંથી નીચેનાં વચનો :—

सर्वज्ञें भणितलें बाई, भरवसा क्षेत्री मल्लदेव राजा; त्याचा प्रधान विशलदेवतो सामग ब्राह्मण लाडदेशीया चा मग मल्लदेवराये समे विशालदेवासि राज्य दिधलें. विशाळदेवासिही पुत्र नाटीं मग हरिपाळदेव बहुतां म वसियां जाला प्रधानें वेदविदांचेंनि वचनें पुत्राकारणें बहुत धर्म केलें, परिपुत्र न व्हेंची, मग वारानशी निगाला मार्गी अवधूतवेषें, श्री दत्तात्रय प्रभु भेटलें, त्यांतें प्रधानें पुजिलें, पुत्राचे विनविले, मग श्री दत्तात्रय प्रभु प्रधानास वरप्रदान दिधलें, तैसेंचि प्रधानाचियें राणियेसि गर्भाधान जालें, नव मास भरले, पुत्र जाला, प्रधानें पुत्रासि हरिपाळदेव ऐसें नांव ठेविले.

સિન્ધુરાજાના બન્ધુ સીહડિ (સિંહ)ને દત્તક પુત્ર લીધો હતો. પણ દૈવયોગથી દત્તકપુત્ર નાની ઉંમરનો હતો ત્યાંજ મલ્લદેવ રાજાનું મરણ થયું; અને મરતી વખતે મલ્લદેવ રાજાએ એ દત્તકપુત્રની તથા રાજ્યની પ્રધાન વિશાળદેવને સોંપણી કરી. એટલે દત્તક મોટો થતાં સુધી વિશાળદેવ જ ભરૂચનો રાજ્યકારભાર ચલાવતા હતા. એ અરસામાં શક ૧૧૩૮માં ભરૂચ ઉપર દેવગિરિના યાદવરાજા સિંઘણે ચડાઇ કરી. એ ચડાઈ વખતે તેના સૈન્યના સેનાધિપતિ તરીકે જગળદેવ (જગદેવદળ), વીઝદેવ (વીચિદેવ) અને માયીદેવ હતા. હરિપાળદેવનું આયુષ્ય ત્યારે બાવીશ વર્ષનું હતું. સીહડિ હજી બાળક હતો. વિશાળદેવે સિંઘણના લશ્કર સામે લડવા માટે પોતાનું સઘળું સૈન્ય મોકલ્યું; પહેલાં વિશાલદેવનું સૈન્ય હારી ગયું. પણ હરિપાળદેવે વીરતાથી શત્રુ સામે ટક્કર લીધી અને સિંઘણના સૈન્યને પાછા ભાગી દેવગિરિ ભેગું થવું પડ્યું. હરિપાળદેવ તેની પાછળ પડ્યા. છેવટ બે વચ્ચે સંધિ થઈ. પણ બે વર્ષ શાંતિનાં ગયા પછી, પ્રધાનપુત્રને ૨૫ વર્ષ થયાં હતાં ત્યારે, સિંઘણે ફરી ગુજરાત ઉપર ચડાઈ કરી. એ લડાઈમાં પણ હરિપાળદેવે ભાગ લીધો પણ તેમાં પોતે ઘાયલ થયા. અને પાછળથી માંદા પડીને એમનું શરીર પડી ગયું.[૪] પછી અંત્યસંસ્કાર માટે તેનો દેહ સ્મશાનમાં લઈ જવામાં આવ્યો. ચિતા ઉપર શરીર મૂકી જ્યાં અગ્નિ મૂકયો ત્યાં તો અચિંત્ય અને અનન્તશક્તિ ભગવાને તેના દેહમાં પ્રવેશ કર્યો અને શરીર પાછું સજીવ થયું. આ બનાવની નોંધ લીલાચરિત્રમાં નીચેના શબ્દોમાં મળે છે:—

---

૪. ઉપરનો વૃત્તાન્ત લીલાચરિત્રનાં નીચેનાં વચનોમાં મળે છે:—

**मग हरिपाळदेव थोर जाला पढोंघातला, तो महाप्रतापिया धीरवीर ऐसा जाला, त्या चा विवाहो केला तयासि वर्षे वावीस भरली तंव सिंगणरायाचे कटक गुर्जरावरि चालिलें, जगळदेवो, वीझदेवो, मायीदेवो हे पाठविलें, सिंगणाचेंनिदळें प्रधानाचे दळ भंगिले, मग प्रधानपुत्रे कटकैन्वि आहती मांडिली मग जगळदेवासि वीझदेवासि युद्ध केलें ते प्रधानपुत्रें भंगिलें; तो ठाळें बसवीत ऐळां पुर वेहीं गेला मग सिंगणें शिष्टाई केली सर्वेही भणितलें बाई कुमारासि पंचवीस वर्षे भरली, तव परचक्र चालिलें तै कांदि पडिली तियें समयीं भरवसीं गुजराते प्रधान कुमरासि सातपांच दिवस काहीं एकी रुजा जाली होति तेणें तया प्रधाम कुमाराचे देह गेळे होते.**

" विक्रम संवत्सरीं भाद्रपदमासि शुक्लपक्षीं बीजेसि शुक्रवारीं एणें पुर स्वीकारिलें "

શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજીએ ઉપર કહેલા લેખમાં અહીં ઉતારેલાં વચનોવાળી લીલાચરિત્રની પોથીનાં પાનાંનો ફોટો બ્લોક પણ છાપ્યો છે. અને લીલાચરિત્રની ગૂઢ ભાષા સમજવાની ચાવી પણ આપી છે. પણ એ ઊંડાણમાં આપણે ઊતરવાની જરૂર નથી. છતાં લીલાચરિત્રની ભાષા પણ ભાષાદૃષ્ટિએ જોવા જેવી છે.

લીલાચરિત્રમાં ભરૂચના રાજાના પ્રધાનના પુત્ર હરિપાળદેવના જન્મની તારીખ આપી નથી પણ ગુજરાત ઉપર સિંઘણની ચડાઈનું વર્ણન આપ્યું છે. અને એ વર્ણન પ્રસિદ્ધ ઐતિહાસિક બનાવને લગતું[5] હોવાથી એની મદદથી શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજીએ હરિપાળદેવના જન્મની તથા તેના દેહત્યાગ પછી તેના શરીરમાં ભગવાને પરકાયા પ્રવેશ કરીને તેને પુનર્જીવન આપ્યું એ બનાવની તારીખ નીચે પ્રમાણે નક્કી કરી છે.

મેં મારા ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિભાગ બીજા ( પૃ. ૩૭૬ થી ૩૭૮ )માં લખ્યું છે તેમ, દેવગિરિના યાદવ રાજા સિંઘણની ગુજરાત ઉપર વિ. સં. ૧૨૬૭ થી ૧૨૯૭ વચ્ચે ચારેક ચડાઇ થઇ હોવાનો સંભવ છે. અને લીલાચરિત્રમાં એ વખતે ભરૂચમાં સિન્ધુરાજનો બન્ધુ સીહડિ કે સિંહ બાળરાજા હોવાનું લખ્યું છે, તે ગુજરાતના પ્રબંધોમાંથી જે ઐતિહાસિક માહિતી મળે છે તેને પ્રતિકૂળ નથી. છતાં થોડો વિસંવાદ છે તે આ 'લીલાચરિત્ર' તદ્દન જુદા જ પ્રકારનો સ્વતંત્ર પુરાવો હોવાથી અહીં નોંધવો આવશ્યક છે. પહેલું તો ભરૂચમાં મલ્લદેવ નામનો રાજા હોવાનું કે તેનો વિશાલદેવ પ્રધાન હોવાનું બીજાં ઐતિહાસિક સાધનોથી આપણે જાણતા નથી. પણ સિન્ધુરાજ અને તેનો ભાઇ સિંહ બેયનો ઉલ્લેખ ગુજરાતના પ્રબંધોમાં મળે છે.[6]

---

૫. સિંઘણની ગુજરાત ઉપરની ચડાઈની ઐતિહાસિક નોંધ માટે જુઓ; મારો 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' વિભાગ ૨ પૃ. ૩૭૬ થી ૩૭૮.

૬. જુઓ; 'વસંતવિલાસ' સ. ૫, શ્લોક ૧૬ તથા ૪૭. કી. કૌ. સ. ૫ શ્લોક ૧. હમ્મીરમદ મર્દન અં. ૧ પૃ. ૫ અ. ૨. પૃ. ૨૧ વગેરે તથા ગુ. મ. રા. ઇ. વિ. ભા. ૨ પૃ. ૩૭૪ ટિ. ૨

પણ પ્રબંધોનાં કથનો પ્રમાણે દેવગિરિના સિંઘણની ચડાઈ વખતે ભરૂચમાં સિન્ધુરાજના ભાઈ સિંહનું નહિ પણ સિન્ધુરાજના પુત્ર શંખ ઉર્ફે સંગ્રામસિંહનું રાજ્ય હતું. અને એ ચૌહાણવંશી હતો. પણ લીલાચરિત્ર ધાર્મિક ગ્રન્થ હોઇને એમાં ઐતિહાસિક હકીકત ચોકસાઈથી નોંધાઇ ન હોય એ સંભવિત છે.

પણ શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીએ ગુજરાતના ઇતિહાસની આ હકીકતનું પોતાને પ્રયોજન ન હોવાથી તેની ઉપેક્ષા કરી, કેવળ સિંઘણની ચડાઇની વાતનો જ ચક્રધરના સમયનિર્ણય માટે આધાર લીધો છે. શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીએ સિંઘણની બે ચડાઇની જ નોંધ કરી છે. અને **हेमाद्रियाचे चरित्र**[૭] નામના શ્રી. ગ. હ. ખરેના ઈ. સ. ૧૯૩૧માં છપાયેલા પુસ્તકના આધારે શક ૧૧૩૮ ( વિ. સં. ૧૨૭૩ )માં સિંઘણે ભરૂચ ઉપર પહેલી ચડાઇ કરી, ત્યારે લીલાચરિત્રને આધારે હરિપાળ-દેવની ઉંમર બાવીશ વર્ષની હતી; માટે એમનો જન્મ શક ૧૧૧૬ માં થયો હતો. અને તે પછી ત્રણ વર્ષે બીજી ચડાઈ થઈ છે. અને ' વિક્રમ સંવત્સર 'માં હરિપાળદેવના શરીરમાં ભગવાને પરકાયાપ્રવેશ કર્યો એમ લીલાચરિત્રમાં લખ્યું છે તે વિક્રમ સંવત્સર શક ૧૧૪૨માં આવે છે. માટે શક ૧૧૪૨માં હરિપાળદેવના શરીરમાં ચક્રધર સ્વામી ( ભગવાન )નો પ્રાદુર્ભાવ થયો એવો શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રી નિર્ણય કરે છે.

હવે **हेमाद्रि याचे चरित्र**માં જેનો આધાર લેવામાં આવ્યો છે તે આંબેગાવનો શિલાલેખ શક ૧૧૫૦માં કોતરાયો છે. એટલે સિંઘણની ચડાઇ એ પહેલાં તો ખરી જ. પણ તેની ચોક્કસ સાલ એ લેખમાં કે અન્યત્ર મળતી નથી. એ સ્થિતિમાં લીલાચરિત્રનાં વચનો સાથે સિંઘણની લડાઇનો મેળ કરીને શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીએ શક ૧૧૩૮ તથા ૧૧૪૧માં લડાઇઓ થઇ હોવાનો જે તર્ક કર્યો છે તેને સંભવિત માનવામાં વાંધો નથી.

બીજું, પરકાયાપ્રવેશના કે ભગવાને જાતે પરકાયાપ્રવેશ કર્યાના ચમત્કારને માન્યા વગર પણ મૃત લાગતા શરીરમાં અમુક વખત પછી

---

૭. આ **हेमाद्रि याचें चरित्र**નો ઉલ્લેખ મારા ગુ. મ. રા. ઇ. વિ. ૨ પૃ. ૩૭૬ ટિ. ૨ તથા પૃ. ૩૭૭ ટિ. ૪માં કર્યો છે.

ચેતન દેખાવા માંડે એવું ઘણીવાર બને છે. એટલે એ માનવામાં પણ વાંધો નથી.

હવે હરિપાળદેવનું પછી શું થયું તે જોઇએ. શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રી કહે છે કે, શક ૧૧૪૨માં ઉપર પ્રમાણે હરિપાળદેવના શરીરમાં ચક્રધર સ્વામીનો પ્રવેશ થયો હોવાથી એ સાલમાં જ ચક્રધર સ્વામીનો ઉદય થયો એમ માનવું જોઇએ.

પરકાયાપ્રવેશ પછી બે વર્ષ સુધી હરિપાળદેવે (શ્રી ચક્રધર સ્વામીએ) ભરૂચમાં નિવાસ કર્યો. તે અરસામાં તેને તેની પત્ની કમળાબાઈથી મહીપાળદેવ નામે એક પુત્ર થયો. પછી શક ૧૧૪૪માં હરિપાળદેવે પોતાનું અવતારકૃત્ય પૂરું કરવા માટે રામયાત્રા નિમિત્તે ગૃહત્યાગ કર્યો, પણ રામટેક ન જતાં ઋદ્ધિપુર શ્રી. ગોવિન્દપ્રભુ પાસે ગયા. આ ગોવિન્દપ્રભુ અવતારી પુરુષ હતા અને તેમણે હરિપાળદેવને શ્રી. ચક્રધર નામ આપ્યું. ગોવિન્દપ્રભુ પાસેથી શ્રી. ચક્રધર સ્વામીએ જ્ઞાનનો સ્વીકાર કર્યો. અને પછી સાતપુડા પર્વત ઉપર બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી. પછી પાંત્રીસ વર્ષ મહારાષ્ટ્રની વસ્તીનું અવલોકન કરતાં કાઢયાં. આ પાંત્રીસ વર્ષ દરમિયાન કન્હરદેવ અને મહાદેવ નામના દેવગિરિના યાદવ રાજાઓએ સ્વામીજીનાં દર્શન કર્યાં હતાં.[૮] સ્વામી વરંગલ હતા ત્યારે રાજા પ્રતાપરુદ્રને પણ મળ્યા હતા, જેનો ઉલ્લેખ લીલાચરિત્રમાં છે:—

सर्वज्ञें भणितलें; पूर्वी अंध्रदेशीं क्रीडतां एकवेळ हे बोरंगला गेले होते तिये बोरंगला नगरी चारावो; तया नांव प्रतापरुद्र.

હવે વરંગળના તે સમયના રાજાઓમાં પ્રતાપરુદ્રદેવ નામના બે રાજાઓ થઈ ગયા છે. તેમાં પ્રતાપરુદ્ર પહેલો ઇ. સ. ૧૧૬૩ માં ગાદી ઉપર હતો એટલે એ તો ચક્રધર સ્વામીનો સમકાલીન હોય નહિ. બીજો પ્રતાપરુદ્રદેવ (શક ૧૨૧૬) ઈ. સ. ૧૨૯૪માં ગાદી ઉપર હતો એવો પુરાવો છે, પણ તેની પહેલાં રુદ્રામ્માદેવી છેક

---

૮. ઉપર, ગુજરાત ઉપર ચડાઈ કરનાર જે સિંઘણ કે સિંહણનો ઉલ્લેખ કર્યો છે, તેની પછી ગાદી ઉપર આવેલા કૃષ્ણ (વિ. સં. ૧૩૦૩ થી ૧૩૦૬) અને મહાદેવ (૧૩૧૬ થી ૧૩૨૭) તે ઉપરના કન્હર અને મહાદેવથી ઉદ્દિષ્ટ છે. (જુઓ; મારા ગુ. રા. ઇ. વિ. ૨ પૃ. ૪૦૧માં વંશાવળી)

ઈ. સ. ૧૨૫૭ (શક ૧૧૭૯) માં ગાદી ઉપર હતાં.[૯] એ જોતાં શક ૧૧૯૪માં ચક્રધર સ્વામીના બદરીનારાયણગમન પહેલાં તેઓ પ્રતાપરુદ્રદેવ બીજાને મળ્યા હોય એ સંભવિત છે.

પછી ચક્રધર સ્વામીએ પૈઠણમાં સંન્યાસદીક્ષા લીધી, ગ્રન્થ-સ્થાપનાનો પાયો નાખ્યો અને જનતામાં ઈશ્વરની અનન્ય ભક્તિના માર્ગનો પ્રચાર કર્યો.

છેવટ પટ્ટશિષ્ય શ્રી. નાગદેવને આચાર્યપદે સ્થાપી શક ૧૧૯૪માં ચક્રધર સ્વામીએ બદરિકાશ્રમ તરફ પ્રયાણ કર્યું.

ઉપર લીલાચરિત્રના આધારે શ્રી ચક્રધર સ્વામીનો સમય શક ૧૧૪૨થી ૧૧૯૪ અને તેઓ જન્મે ભરૂચના સામવેદી બ્રાહ્મણ એવો જે નિર્ણય શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજી કરે છે તે યથાર્થ માનવામાં મારા મતે વાંધો નથી.



---

૯. જુઓ ડફની 'ધી ક્રોનોલોજી ઑફ ઇન્ડિયા' પૃ. ૨૯૨.

# સર્વતંત્ર સ્વતંત્ર વાચસ્પતિમિશ્ર

**સંસ્કૃત** દાર્શનિક સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અને શાંકરદર્શનમાં શંકરાચાર્ય પછી તરતનું – દ્વિતીય પંક્તિમાં મુખ્ય સ્થાન જેનું છે, તે સર્વતંત્ર સ્વતંત્ર વાચસ્પતિમિશ્રના અક્ષરજીવન વિષે ટૂંકી નોંધ નીચે કરી છે. એ સમર્થ વિદ્વાનનો સમય નિશ્ચિત છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગ્રન્થકર્તાએ પોતે જ પોતાનો સમય નોંધ્યો હોવાના, જ્યોતિષશાસ્ત્રની બહાર, જે થોડા અપવાદભૂત દાખલાઓ છે તેમાંનો એક આ છે. ન્યાયસૂચી નિબંધ નામના પોતાના ગ્રન્થમાં વાચસ્પતિમિશ્રે એ ગ્રન્થની સમાપ્તિ સં. ૮૯૮માં કરી હોવાનું લખ્યું છે. અને આ સંવત વિક્રમ સંવત જ છે એવો નિર્ણય એની પછીના ઉદયન વગેરે ગ્રન્થકારોના સમય ઉપરથી અત્રત્ય તેમજ પાશ્ચાત્ય પુરાવિદોએ કર્યો છે.[1] આ રીતે ઇ. સ. ૮૪૨ના, વાચસ્પતિમિશ્રના સમયનિર્ણયે આગળપાછળના સંસ્કૃત દાર્શનિક સાહિત્યના ઘણા લેખકોના સમયનિર્ણયમાં સહાય કરી છે.

વાચસ્પતિમિશ્રના ઐહિક જીવન સંબંધે આથી વધારે કાંઈ જ ખરી રીતે જાણવામાં નથી. મિશ્રાન્ત નામ ઉપરથી તથા પોતાના ગ્રન્થોમાં તેઓએ સરસિયાં તેલનો વારંવાર ઉલ્લેખ કર્યો છે એ ઉપરથી, તેઓ બિહાર કે બંગાળના વતની હોવાનો તર્ક થયો છે. એટલું જ નહિ પણ પ્રાચીન મિથિલાને સ્થળે ભામતી નામનું તળાવ હોવાની અને ભામા નામનું ગામ વાચસ્પતિમિશ્રનું નિવાસસ્થાન હોવાની કલ્પના કરવામાં આવી છે.[2] પણ એ આધારરહિત કલ્પના જ છે.

---

૧. જુઓ; કીથનું ઇન્ડિયન લોજિક એન્ડ એટમિઝમ્ પૃ. ૨૯ તથા શ્રી. દાસગુપ્તનું હિસ્ટરી ઑફ ઇન્ડિયન ફિલોસોફી ગ્ર. ૨, પૃ. ૧૦૭

૨. જુઓ; અન્નમલઈ યુનિવર્સિટી સંસ્કૃત સિરીઝમાં છપાયેલ તત્ત્વબિન્દુ (ઈ. સ. ૧૯૩૬ )નો ઉપોદ્ઘાત પૃ. ૫૨

વળી વાચસ્પતિમિશ્રે ભામતી ટીકાના અન્તમાં લખ્યું છે કે, "જે રાજાએ જનસમૂહના મનોરથો સુવર્ણની વૃષ્ટિ કરીને પૂર્યા છે, જેના ચરિત્રનું બીજા રાજાઓ અનુકરણ કરવા ઇચ્છે છે પણ કરી નથી શકતા, જે જાતે શાસ્ત્રવિચક્ષણ છે તે મહનીયકીર્તિ નૃગરાજાના રાજ્યમાં મેં આ નિબંધ (ભામતી ટીકા) લખેલ છે."[1] અને ભામતીમાં જ અન્યત્ર દાખલો આપતાં કહે છે કે, "બીજા રાજાઓ જેનો વિચાર પણ નથી કરી શકતા એવા મહેલો અને બગીચાઓ શ્રી. નૃગનરેન્દ્રે રમતમાં તૈયાર કર્યા છે."[2]

જે નૃગનૃપતિનાં વાચસ્પતિમિશ્રે ઉપર પ્રમાણે વખાણ કર્યાં છે, તે નૃગરાજાનો પુરાવિદોને હજી તો પત્તો લાગ્યો નથી. ભામતીકારે નૃગ કયા દેશનો અને કયા વંશનો રાજા હતો એ નથી કહ્યું, એ તેને શોધી કાઢવામાં નડે છે. મ. મ. ડા. ગંગાનાથ ઝાએ[3] નૃગ જેવા વિશેષ નામનો માણસને વાહન બનાવી ફરનાર એવો યૌગિક અર્થ કર્યો છે; અને મિથિલાનો નાન્યદેવ પહેલાં થયેલો એક રાજા ( સમય વિ. સં. ૧૦૧૯ ) જેનો 'કિરાતાધિપતિ' તરીકે અમુક ઉત્કીર્ણ લેખોમાં ઉલ્લેખ મળે છે તે જ આ નૃગ; કારણ કે કિરાતના રાજાઓ માણસને વાહન બનાવીને ફરતા એવો તર્ક કર્યો છે. પણ તદ્વિદોમાં એ તર્કનો સામાન્ય સ્વીકાર થયો નથી.

વાચસ્પતિમિશ્રના ઐહિક જીવન વિષે એક દંતકથા પંડિતોમાં થોડાઘણા વિગતોના ફેરફાર સાથે સર્વત્ર પ્રચલિત છે;[4] તેનો સાર એ છે કે વાચસ્પતિમિશ્ર પોતાના વાંચવા લખવાના કામમાં એટલા

---

૧ नृपान्तराणां मनसाप्यगम्यां भ्रूक्षेपमात्रेण चकार कीर्तिम् ।
कार्तस्वरासारसुपूरितार्थसार्थः स्वयं शास्त्रविचक्षणश्च ॥
नरेश्वरा यच्चरितानुकारमिच्छन्ति कर्तुं न च पारयन्ति ।
तस्मिन्महीपे महनीयकीर्तौ श्रीमन्नृगे कारि मया निबन्धः ॥

૨ ननु चाद्यापि न दृश्यन्ते लीलामात्रविनिर्मितानि महाप्रासादप्रमदवनानि श्रीमन्नृगनरेन्द्राणामन्येषां मनसापि दुष्कराणि नरेश्वराणाम् । ભામતી, ૨-૧-૩૩

૩ મ. મ. ડા. ગંગાનાથ ઝાની સાંખ્ય તત્ત્વકૌમુદીની આવૃત્તિમાં એમની સંસ્કૃત પ્રસ્તાવના. અને તત્ત્વબિન્દુનો ઉપોદ્ઘાત પૃ. ૫૩

૪ આ દંતકથાને વિસ્તારીને રચેલી કથા કોઈ ગુજરાતી માસિકમાં થોડા વખત પહેલાં છપાઈ હતી. ક્યાં તે યાદ નથી આવતું.

બધા તલ્લીન રહેતા કે પોતે પરણ્યા હતા અને પોતાની પત્ની ઘરમાં હતી એ વાત જ ભૂલી ગયા! પછી છેક વૃદ્ધાવસ્થામાં પોતાની આખી જિંદગી સુધી સંભાળ રાખનાર ઉપેક્ષિત પત્ની તરફ વાચસ્પતિમિશ્રનું ધ્યાન ગયું અને જિંદગીભરની ઉપેક્ષાનો બદલો વાળવા માટે પોતાના છેલ્લા ગ્રન્થનું પોતાની પત્નીના નામ ઉપરથી ભામતી નામ પાડ્યું અને એને અમર કરી.

વાચસ્પતિમિશ્રની પત્નીનું નામ ભામતી હોવાની નોંધ ભામતી ટીકા ઉપર વેદાન્ત કલ્પતરુ નામની ટીકા લખનાર ૧૩મા શતકના અમલાનન્દે કરી છે.[૧] એ જોતાં ઉપરની દંતકથાનો તેટલો અંશ ૧૩મા શતક જેટલો જૂનો માનવો પડશે. બાકી વાચસ્પતિમિશ્રના ગ્રન્થો જોતાં ઉપરની દંતકથામાં કલ્પ્યા છે એવા ભૂલકણા અને બેદરકાર એ વિદ્વાન હોય એવું લાગતું નથી. પાછલા કાળના વ્યવહારવિમુખ પંડિતોના દૃષ્ટાન્તથી ઉપરની દંતકથા જોડાઈ હોવાનો સંભવ છે.

આ સિવાય જે એક હકીકત વાચસ્પતિમિશ્ર સંબંધી જાણવામાં આવી છે તે એના ગુરુનું નામ ત્રિવિક્રમ હોવાની છે.[૨] ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકા સિવાયના બીજા ગ્રન્થોમાં આ ગુરુનું નામ નથી, એ જોતાં કદાચ ત્રિવિક્રમ ન્યાયશાસ્ત્રના જ ગુરુ હોય.

પણ વાચસ્પતિમિશ્રનું અક્ષરજીવન ઘણું જાણવા જેવું છે. તેઓ સર્વતંત્ર સ્વતંત્ર કહેવાય છે અને ખરેખર સર્વ પ્રાચીન દર્શનો ઉપર એ વિદ્વાનની વેધક દૃષ્ટિ સમાન રીતે મર્મગ્રાહી છે. વાચસ્પતિએ કયો ગ્રન્થ પહેલો લખ્યો હશે અને કયો પછી એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. પણ બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપરની ભામતી ટીકા એ આ વિદ્વાનનો છેલ્લો ગ્રન્થ છે એ ચોક્કસ છે; કારણ કે ભામતીને અન્તે પોતાના સર્વ ગ્રન્થોનાં નામો તેઓએ લખ્યાં છે:—.

यन्न्यायकणिकातत्त्वसमीक्षातत्त्वबिन्दुभिः ।
यन्न्यायसांख्ययोगानां वेदान्तानां निबन्धनैः ॥

---

૧ स्ववशकरया नटवद् ब्रह्म कारणं शंकरो ब्रवीत् ।
जीवभ्रान्तिनिमित्तंतद् बभाषे भामतीपतिः ॥ ब्र. सू. २-१-१९

૨ ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકામાં ગુરુનું નામ નીચે પ્રમાણે લખ્યું છે:—
त्रिविक्रमगुरुप्रीतमार्गानुगमनोन्मुखैः ।
यथामानं यथावस्तु व्याख्यातमिदमीदृशम् ॥

समच्चैषं महत्पुण्यं तत्फलं पुष्कलं मया ।
समर्पितमथैतेन प्रीयतां परमेश्वरः ॥

ઉપરના શ્લોકમાં વાચસ્પતિમિશ્રે પોતાના નીચેના ગ્રન્થોનાં નામો ગણાવ્યાં છે: (૧) ન્યાયકણિકા, (૨) તત્ત્વસમીક્ષા, (૩) તત્ત્વબિન્દુ, (૪) ન્યાય દર્શન ઉપર નિબંધ – ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકા (ન્યાયસૂચિ નિબંધ સાથે) (૫) સાંખ્યદર્શન ઉપર નિબંધ – સાંખ્ય તત્ત્વકૌમુદી નામની સાંખ્યકારિકા ઉપર ટીકા, (૬) યોગ ઉપર નિબંધ તે પાતંજલયોગ સૂત્રના વ્યાસ ભાષ્ય ઉપર તત્ત્વશારદી નામની ટીકા અને (૭) વેદાન્ત ઉપર નિબંધ તે બ્રહ્મસૂત્રના શાંકરભાષ્ય ઉપરની ભામતી ટીકા.

ઉપર પ્રમાણે ન્યાય, સાંખ્ય, યોગ અને વેદાન્ત એ ચાર દર્શનો ઉપર વાચસ્પતિમિશ્રે ટીકાઓ લખી છે. જ્યારે પાંચમા પૂર્વમીમાંસા દર્શનના અમુક વિષય ઉપર ન્યાયકણિકા અને તત્ત્વબિન્દુ એ બે ગ્રન્થો લખ્યા છે. ફક્ત વૈશેષિક દર્શન ઉપર કશું લખ્યું નથી તે ન્યાય-વૈશેષિકને દાર્શનિક દૃષ્ટિથી એક ગણીને હશે.

આ રીતે બધાં દર્શનો ઉપર પાછળના વિદ્વાનોમાં પ્રમાણભૂત ગણાય એવી તલસ્પર્શી ટીકાઓ લખનારી પ્રતિભા સંસ્કૃત દાર્શનિક સાહિત્યના ઇતિહાસમાં વિરલ છે. ન્યાયદર્શનનો મૂળ ગ્રન્થ તે અક્ષપાદનાં ન્યાયસૂત્રો. એ ઉપર વાત્સ્યાયન ઉર્ફે પક્ષિલસ્વામી (ઇ. સ. ૪૦૦ની આસપાસમાં)એ ભાષ્ય લખ્યું છે. આ ભાષ્યના કેટલાક નિર્ણયો ઉપર બૌદ્ધ નૈય્યાયિક દિઙ્નાગે "ખોટા તર્કો" કરીને જે આક્ષેપો કરેલા તેનું ખંડન કરીને ન્યાયભાષ્યના બચાવ માટે ઉદ્યોતકરે ન્યાયવાર્તિક ઇ. સ. સાતમા શતકમાં લખ્યું. પણ ધર્મકીર્તિ (સાતમું શતક) વગેરે બૌદ્ધનૈય્યાયિકોના કુતર્કોથી ઉદ્યોતકરની વાણીરૂપ વૃદ્ધ ગાય, વાચસ્પતિ કહે છે તેમ દબાઈ ગઈ હતી. તેનો વાચસ્પતિએ ન્યાયવાર્તિક તાત્પર્યટીકા લખીને ઉદ્ધાર કર્યો.[1]

સાંખ્ય દર્શનનો પ્રાચીનતમ મૂળ ગ્રન્થ ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા છે (સમય ઈ. સ. ૩૦૦ની આસપાસ). આ કારિકા ઉપર જ

---

૧. इच्छामि किमपि पुण्यं दुस्तरकुनिबन्धपंकमग्नानां उद्योतकरगवीनाम-तिजरतीनां समुद्धरणात् ॥

ન્યાયવાર્તિકતાત્પર્ય ટીકાનો આરંભ

વાચસ્પતિએ સાંખ્યતત્ત્વકૌમુદી નામની ટીકા લખી છે. વાચસ્પતિની આ ટીકા પહેલાં ઘણું કરી ગૌડપાદનું ભાષ્ય અને માઠરવૃત્તિ લખાયાં છે. છતાં સાંખ્યકારિકાનું સ્પષ્ટીકરણ જેવું વાચસ્પતિની ટીકામાં છે તેવું એ બેમાંથી એકેયમાં નથી. આ કારણથી વાચસ્પતિની ટીકા ઉપર પાછી ટીકાઓ લખાઇ છે.

યોગદર્શનનો મૂળ ગ્રન્થ પાતંજલ યોગસૂત્ર છે. એ ઉપર વ્યાસભાષ્ય (ઈ. સ. છઠ્ઠું શતક) શિષ્ટ ગ્રન્થ છે. વાચસ્પતિએ આ ભાષ્ય ઉપર તત્ત્વવૈશારદી નામની સૂત્ર અને ભાષ્યના વિષયોને સ્પષ્ટ કરતી ટીકા લખી છે.

પૂર્વમીમાંસા દર્શનના સૂત્ર ભાષ્યાદિ મુખ્ય પ્રવાહને વાચસ્પતિએ સ્પર્શ નથી કર્યો, પણ મંડનમિશ્ર નામના ઘણું કરી સાતમા શતકના મીમાંસકના વિધિવિવેક નામના ગ્રન્થ ઉપર ન્યાયકણિકા નામની ટીકા લખી છે. જેમાં સત્કાર્યવાદ, અસત્કાર્યવાદ, ખ્યાતિઓ, ક્ષણભંગવાદ વગેરે દાર્શનિક વિષયોની ચર્ચા કરી છે. જ્યારે તત્ત્વબિન્દુ નામના એક ટૂંકા સ્વતંત્ર ગ્રન્થમાં વૈયાકરણોએ સ્વીકારેલા સ્ફોટવાદનું ખંડન કર્યું છે.

વેદાંતદર્શનને લગતા પણ વાચસ્પતિએ બે ગ્રન્થો લખ્યા છે: (૧) ભામતી અને (૨) ઉપર કહેલા મીમાંસક અદ્વૈતવાદી મંડનમિશ્રના[૧] બ્રહ્મસિદ્ધિ નામના ગ્રન્થ ઉપર બ્રહ્મતત્ત્વસમીક્ષા નામની ટીકા. વાચસ્પતિના બાકીના સર્વ ગ્રન્થો છપાઇ ગયા છે; ફક્ત આ બ્રહ્મતત્ત્વસમીક્ષાની હાથપ્રત પણ કયાંયથી હજી સુધી મળી નથી—છપાવાની વાત તો દૂર રહી. પણ વાચસ્પતિનો સર્વશ્રેષ્ઠ અને છેલ્લો ગ્રન્થ તે બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપર લખેલી ભામતી ટીકા. ભામતીમાં જુદે જુદે સ્થળે "આનો વિસ્તાર ન્યાયકણિકામાં છે" એ રીતે ન્યાયકણિકા, તત્ત્વબિન્દુ અને બ્રહ્મતત્ત્વસમીક્ષા એ ત્રણેયનો વાચસ્પતિએ ઉલ્લેખ કર્યો છે. વાચસ્પતિએ જુદી જુદી

---

૧. શંકરદિગ્વિજય વગેરે પાછળના ગ્રન્થોમાં મંડનમિશ્ર સાથે શંકરાચાર્યના વાદવિવાદનું રોચક વર્ણન છે. અને મંડનમિશ્ર વાદમાં હારીને શંકરાચાર્યના સુરેશ્વર નામધારી શિષ્ય થયા એવું કહેલું છે. પણ એ બધી નિરાધાર કલ્પના છે અને મંડનમિશ્ર નામના અદ્વૈતવાદી મીમાંસક શંકરાચાર્ય પહેલાં થઈ ગયા હોવાના પુરાવા બહાર આવ્યા છે. પણ એ વિષે વળી વિસ્તારથી અન્ય કોઇ પ્રસંગે.

ટીકાઓનાં જે જુદાં જુદાં નામ પાડચાં છે તે પણ સૂચક છે. સાંખ્યની ટીકા 'કૌમુદી,' યોગની 'શારદી' કે 'વૈશારદી,' અને વેદાંતની 'ભામતી.' પહેલાં બે નામ ચંદ્રના પ્રકાશનાં સૂચક છે અને છેલ્લું સૂર્યના પ્રકાશનું. વાચસ્પતિ સર્વતંત્ર સ્વતંત્ર હોવા છતાં શાંકર અદ્વૈતના પક્ષપાતી છે એ સ્પષ્ટ છે.

વાચસ્પતિની સ્વતંત્રતા જેવી ગ્રન્થ વિષયની પસંદગીમાં અને ભિન્ન ભિન્ન મતોના વિવરણમાં છે તેવી ધાર્મિક વિષયમાં પણ છે. એનાં મંગલાચરણોની વિવિધતા જોવા જેવી છે. ન્યાયવાર્તિક તાત્પર્યની ટીકાના આરંભમાં પહેલો શ્લોક પિનાકીની સ્તુતિનો છે. ન્યાયવાર્તિકના લેખક ભારદ્વાજ ઉદ્યોતકર પાશુપત શૈવ હોવાથી, વાચસ્પતિએ કદાચ એના ગ્રન્થ ઉપરની ટીકાનું મંગલાચરણ શિવસ્તુતિથી કર્યું હશે. એ મંગલાચરણના બીજા શ્લોકમાં ન્યાયસૂત્રના કર્તા અક્ષપાદને "ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યશાલી તથા વાગ્વિશુદ્ધિના નિધિ" કહીને નમસ્કાર કર્યા છે. અક્ષપાદની આટલી બધી સ્તુતિ કરી છે તે કદાચ ન્યાયદર્શનના પ્રમાણ વિચારની સર્વ દર્શનો ઉપર જે ભારે ઉપકારતા છે તે ધ્યાનમાં રાખીને હશે.

વિધિવિવેક ઉપરની ન્યાયકણિકા નામની ટીકાના મંગલાચરણમાં વાચસ્પતિએ યોગશાસ્ત્રના **क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुष विशेष ईश्वरः** ઇત્યાદિ સૂત્રોક્ત લક્ષણયુક્ત ઇશ્વરને વિષ્ણુ નામથી પહેલાં નમસ્કાર કર્યા છે, પછી અષ્ટમૂર્તિ શિવની સ્તુતિ કરી છે અને તે પછી ગુરુને નમસ્કાર કર્યા છે.

યોગદર્શનની ટીકામાં વળી યોગસૂત્રોક્ત લક્ષણયુક્ત ઇશ્વરની જ વિષ્ણુ નામથી સ્તુતિ કર્યા પછી, વાચસ્પતિએ સૂત્રકાર પતંજલિને નમસ્કાર કર્યા છે. તત્ત્વબિન્દુનું મંગલાચરણ વળી સર્વથી વિલક્ષણ છે. એમાં એક જ શ્લોકથી શંકરને (અહિર્બુધ્ન્ય નામથી), સૂર્યને (બ્રધ્ન નામથી), ગણપતિને, આર્યા સરસ્વતી તથા વિષ્ણુને એક સાથે નમસ્કાર કર્યા છે.

શાંકરભાષ્યની ભામતી ટીકામાં વાચસ્પતિએ, એ પોતાનો છેલ્લો ગ્રન્થ હોવાથી મંગલાચરણ પણ લાંબું કર્યું છે. પહેલા શ્લોકમાં જગત્‌વિવર્તનું અધિષ્ઠાન અને અપરિમિત સુખ, જ્ઞાન અને અમૃતરૂપ જે નિર્ગુણબ્રહ્મ તેને નમસ્કાર કર્યા છે. બીજા શ્લોકમાં "વેદો જેનું

નિઃશ્વસિત છે, પંચભૂતો જેનું વીક્ષિત છે, ચરાચર જેનું સ્મિત છે અને મહાપ્રલય જેની નિદ્રા છે" એ રીતે એ જ બ્રહ્મની સગુણતાનો મહિમા વર્ણવ્યો છે. ત્રીજા શ્લોકમાં વેદને અને શિવને નમસ્કાર કર્યા છે. ચોથામાં સૂર્યને, તિલકસ્વામી (કાર્તિકેય)ને તથા મહાગણપતિને નમસ્કાર કર્યા છે. પાંચમામાં ભગવાન વિષ્ણુની જ્ઞાનશક્તિના અવતારરૂપ સૂત્રકાર વેદવ્યાસને નમસ્કાર કર્યા છે અને છઠ્ઠામાં શંકરાચાર્યને નમસ્કાર કર્યા છે.

આટલો લાંબો નમસ્કારવિધિ કર્યા પછી સાતમા શ્લોકમાં નમ્રતા દર્શાવતાં વાચસ્પતિ કહે છે કે, "જેમ ગંગાના પ્રવાહમાં પડવાથી રસ્તાનું પાણી પવિત્ર થાય છે, તેમ આચાર્યની કૃતિ સાથે જોડવાથી અમારા જેવાની તિરસ્કૃત વાણી પણ પવિત્ર થાય છે."[1] વાચસ્પતિએ આ જ શ્લોક વિધિવિવેક ઉપરની ટીકાના આરંભમાં પણ લખ્યો છે.

જેમ દાર્શનિક પાંડિત્યની બાબતમાં વાચસ્પતિની બુદ્ધિ સ્વતંત્ર છે અને ધાર્મિક વિષયમાં શિવ વિષ્ણુ આદિને એક જ સગુણબ્રહ્મનાં વિવિધ નામો ગણીને, શિષ્ટ સંપ્રદાયને અનુસરી, સર્વ દેવને નમસ્કાર કરવાનો માર્ગ સ્વીકારી, સાંકડા સાંપ્રદાયિક ચીલાથી તેનું ચિત્ત સ્વતંત્ર રહે છે; તેમ જ વાદસ્વીકારની બાબતમાં પણ વાચસ્પતિ મંડનમિશ્રનો વિધ્યર્થવાદ સ્વીકારે છે અને મંડનમિશ્રે કરેલા ભાટ્ટમતના ખંડનને અનુમોદન આપે છે. વળી મંડનમિશ્રના બ્રહ્મસિદ્ધિ ગ્રન્થમાંના શંકરાચાર્ય પહેલાંના અદ્વૈતવાદના કેટલાક સિદ્ધાંતોનો વાચસ્પતિએ સ્વીકાર કર્યો છે. એમ બ્રહ્મસિદ્ધિ સાથે ભામતીના વિશિષ્ટ મતોને સરખાવીને શ્રી. સૂર્યનારાયણ શાસ્ત્રી આદિ દાક્ષિણાત્ય વિદ્વાનો કહે છે.[2] અલબત્ત બ્રહ્મસિદ્ધિ ગ્રન્થ મદ્રાસમાં પહેલીવાર છપાય છે અને છપાઈને બહાર ન પડે ત્યાં સુધી વાચસ્પતિના વેદાંતવિચારો ઉપર મંડનમિશ્રનું ઋણ કેટલું છે તેનો નિર્ણય આપણે નહિ કરી શકીએ. પણ વિધિવિવેકના આરંભમાં ઉપર કહ્યું છે તેમ, આચાર્ય મંડનમિશ્રની

---

૧. आचार्यकृतिनिवेशनमप्यवधूतं वचोस्मदादीनां ।
रथ्योदकमिव गंगाप्रवाहपातः पवित्रयति ॥

૨. જુઓ; અધાર, મદ્રાસના થિયોસૉફિકલ પબ્લિશિંગ હાઉસ તરફથી છપાયેલાં ભામતીચતુઃસૂત્રી પુસ્તકનો તેના સંપાદક શ્રી. એસ. સૂર્યનારાયણ શાસ્ત્રીનો અંગ્રેજી ઉપોદ્ઘાત પૃ. ૪૯

કૃતિને ગંગાપ્રવાહ સાથે સરખાવી છે અને બ્રહ્મસિદ્ધિ ઉપર ટીકા લખી હતી ( જો કે એ ટીકા મળતી નથી ) એ હકીકત મંડનમિશ્ર વિષે વાચસ્પતિની માન્યબુદ્ધિ સ્પષ્ટ દર્શાવે છે; છતાં એ જ મંડનમિશ્રના અભિપ્રાયની વિરુદ્ધ સ્ફોટવાદનું ખંડન કરવામાં કુમારિલનાં વચનો ઉતારીને તેનું અનુસરણ વાચસ્પતિએ કર્યું છે. આ સ્ફોટવાદના પુરસ્કર્તા ભર્તૃહરિ આદિ વૈયાકરણો છે. સમર્થ મીમાંસક કુમારિલે સ્ફોટવાદનું ખંડન કર્યું છે. જ્યારે મંડનમિશ્રે કુમારિલના ખંડનનું પોતે લખેલ સ્ફોટસિદ્ધિ નામના ગ્રન્થમાં ખંડન કર્યું અને સ્ફોટવાદનું મંડન કર્યું ત્યારે ભામતીમાં અનેક સ્થળે શંકરાચાર્યને અનુસરી કુમારિલના મતોનું ખંડન કરનાર વાચસ્પતિએ આ વિષયમાં કુમારિલનું અનુસરણ કરી, મંડનમિશ્રે સ્વીકારેલા સ્ફોટવાદનું ખંડન કર્યું છે. અલબત્ત સ્ફોટવાદ શંકરાચાર્યને માન્ય નથી. ( જુઓ; બ્ર. સૂ. ૧–૩–૨૮નું ભાષ્ય ).

આ રીતે અનેક પ્રકારનું બુદ્ધિસ્વાતંત્ર્ય દર્શાવનાર વાચસ્પતિ છેવટ તો શાંકરવેદાંતી છે અને એનો શ્રેષ્ઠ ગ્રન્થ ભામતી છે એ ચોક્કસ છે. વાચસ્પતિના બીજા ગ્રન્થો સાથે સરખાવતાં ભામતીની ભાષા અત્યંત પરિપક્વ, પ્રૌઢ અને પ્રવાહી છે. સચોટતા અને અર્થની સ્પષ્ટતા તો વાચસ્પતિનાં બધાં લખાણોમાં છે. પણ બીજાંમાં ભાષાની ક્લિષ્ટતા વધારે છે. અલબત્ત શાંકરભાષ્યની પ્રસન્નતા તો દુર્લભ છે અને ભાષ્ય કરતાં તેની ટીકા સમજવામાં ઘણી વાર વધારે શ્રમ પડે છે એ વાત સાચી છે. છતાં શ્રી. નં. દે. મહેતા વાચસ્પતિની ટીકાને ભાષ્યની "સમાન ચમત્કૃતિવાળી" કહે છે[૧] તે સાચું છે. શંકરાચાર્યના ગંભીર વચનોનાં તાત્પર્યનું વિવરણ કરવાની તથા તેની તીક્ષ્ણ અને ન્યાયોપબૃંહિત દલીલોનો મર્મ ઉઘાડીને દેખાડવાની વાચસ્પતિની કળા અનનુકરણીય છે. પ્રસન્નગંભીર ભાષ્યનું પૃથક્કરણ કરવાનો વાચસ્પતિનો દાવો શબ્દશઃ યથાર્થ છે.[૨] વાચસ્પતિની શૈલી પણ વિશિષ્ટ છે. ભાષ્યકાર સીધું ગદ્ય લખ્યે જાય છે ત્યારે વાચસ્પતિ વચ્ચે વચ્ચે

---

૧. જુઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' ઉ. પૃ. ૨૧૮

૨. नत्वाविशुद्धविज्ञानं शंकरं करुणाकरं ।
भाष्यं प्रसन्नगंभीरं तत्प्रणीतं विभज्यते ॥

ભામતીના આરંભનો શ્લો. ૬

પદ્યો મૂકીને ગદ્યમાં ભાત પાડે છે. ભાષ્યમાં કહેલા પૂર્વપક્ષને પહેલાં એક કે બે શ્લોકમાં મૂકી, પછી એનું વિસ્તારથી વિવરણ કરે છે અને એ જ રીતે એક અથવા બે શ્લોકમાં સિદ્ધાંતકથન કરી, પછી તેનું વિવરણ કરે છે (જુઓ; બ્ર. સૂ. ૧–૨–૧૧, ૪–૪–૧૭ વગેરે). અલબત્ત આખી ટીકામાં સળંગ આવી પદ્યમિશ્રિત પદ્ધતિ વાપરી છે એમ પણ નથી. વળી વાચસ્પતિની ટીકાની બીજી ખૂબી એ છે કે, ઘણી વાર એ પૂર્વ ગ્રન્થકારોનાં વચનો નામ સાથે કે નામ વગર ઉતારે છે. પરિણામે કેવલાદ્વૈત દર્શનના ઐતિહાસિક દર્શનમાં વાચસ્પતિની ટીકા ખાસ ઉપયોગી છે. વાચસ્પતિ કહેવતો પણ ઘણી વાર ઉદાહરે છે. "કાગડાનું કહ્યું'તું ને કૂતરાનું નહોતું કહ્યું" એવી કહેવત હાલમાં પ્રચલિત છે. હવે વાચસ્પતિએ આ કહેવતનું મૂળ નીચેના શ્લોકમાં ઉતાર્યું છે:—

> काकेभ्यो रक्ष्यतामन्नमिति बालोपि नोदितः ।
> उपघातप्रधानत्वान्न श्वादिभ्यो न रक्षति ॥

(બ્ર. સૂ. ૧–૪–૩ની ટીકા)

અલબત્ત ઉપરના શ્લોકમાં 'કાગડાથી અનાજનું રક્ષણ કરવાનું કહ્યું હોય તો બાળક પણ કૂતરાથી રક્ષણ ન કરે એમ ન કરે' એવી મતલબ છે. પણ સમજુ છોકરો કાગડાને ઉડાડવા સાથે કૂતરાને પણ હાંકી કાઢે ત્યારે અણસમજુ છોકરો કાગડાનું કહ્યું હોય તો કાગડાને ઉડાડે અને કૂતરાને અન્ન ખાવા દે. ગુજરાતી કહેવતમાં અણસમજુ બાળક લક્ષ્ય છે અને સંસ્કૃત વચનમાં સમજુ બાળક લક્ષ્ય છે.

ભાષ્યકારનાં વચનોમાં જે વસ્તુ વારંવાર ટૂંકામાં કહેલી હોય છે તેનો વાચસ્પતિએ સ્પષ્ટતા ખાતર વિસ્તાર કરેલો હોય છે. દા. ત. બ્રહ્મસૂત્ર ભાષ્યના આરંભમાં અધ્યાસનું લક્ષણ આપતાં ભાષ્યકારે ફક્ત ત્રણ વિકલ્પોનું સૂચન કર્યું છે. પણ વાચસ્પતિએ આત્મખ્યાતિ વગેરે ખ્યાતિવિષયક મતભેદો તે તે મત પ્રસ્થાપક દલીલો સાથે સ્પષ્ટ દર્શાવી, બીજા ભેદોનું ખંડન કરી કેવલાદ્વૈત સંમત અનિવર્ચનીય ખ્યાતિનું મંડન કર્યું છે. વળી શંકરાચાર્યે પોતાનો અમુક સિદ્ધાન્ત એક સ્થળે કહ્યો હોય છે અને બીજો બીજે સ્થળે કહ્યો હોય છે અને એ બે સિદ્ધાન્તોનો સમન્વય કોઈ ત્રીજે સ્થળે સૂચવ્યો હોય છે. મતલબ કે વિસ્તારભયથી તથા સૂત્રોના ક્રમને તેમજ તે તે સૂત્ર સૂચિત ઉપનિષદ્વચનોને વળગી રહેવાની

પ્રચ્છાને પરિણામે ભાષ્યોમાં એક જ સ્થળે સમગ્ર સિદ્ધાન્ત નથી મળી આવતો. વળી ઉપરના જ કારણથી ભિન્નભિન્ન સ્થળે ભિન્નભિન્ન સિદ્ધાન્ત ઉપર ભાર હોય એ સ્વાભાવિક છે. આ વસ્તુસ્થિતિથી ભાષ્યમાં કેટલીક અસ્પષ્ટતા દેખાય છે. વાચસ્પતિની ટીકા એ ભાષ્ય ઉપર પહેલી ટીકા છે અને એમાં ભાષ્યની અસ્પષ્ટતાને દૂર કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે; પણ આ બાબતમાં મતભેદને અવકાશ હોઇને પાછળથી શાંકર વેદાંતીઓમાં ગૌણ સિદ્ધાન્તભેદો ઉત્પન્ન થયા છે. અને શંકરાચાર્યના પોતાના શિષ્ય પદ્મપાદના મતથી એક બે બાબતમાં વાચસ્પતિનો મત જુદો પડવાથી એ વખતથી જ વાચસ્પતિથી ચાલેલું ભામતીપ્રસ્થાન અને પદ્મપાદથી ચાલેલું વિવરણપ્રસ્થાન એ રીતે બે પ્રસ્થાનો ઉદ્ભભ્યાં છે. આ મતભેદના ઊંડાણમાં કે વાદવિવાદમાં ઊતરવાની જરૂર નથી, પણ વાચસ્પતિએ શાંકર ભાષ્યોનાં વચનોનો સંદોહ કરીને અને ભાષ્યનાં ગાંભીર્યમાં તલસ્પર્શી અવગાહન કરીને ભાષ્યનું હાર્દ પકડયું છે. એના ટીકાકાર અમલાનન્દ પેઠે મને પણ વાચસ્પતિ, ભાષ્યનું હૃદય જાણનાર લાગે છે. અમલાનન્દ કહે છે કેઃ—

जीवस्थाया अविद्याया विषयं ब्रह्मशुक्तिवत् ।
ऊचे वाचस्पतिर्भाष्य श्रुत्योर्हृदयवेदिता ॥

બ્ર. સૂ. ૧–૪–૧૧ ઉપર કલ્પતરુ

વાચસ્પતિની ભામતી ટીકાના અદ્વૈતદર્શનના સાહિત્યમાં મહત્ત્વના સ્થાનને લીધે એના ઉપર પુષ્કળ ટીકાઓ લખાઇ છે, જેમાં શ્રેષ્ઠ અને જૂનામાં જૂની અમલાનન્દ (ઇ. સ. ૧૨૪૭ થી ૧૨૬૦)ની વેદાન્ત કલ્પતરુ છે. અને આ કલ્પતરુ ટીકા ઉપર પાછી અપ્પય દીક્ષિત (ઈ. સ. ૧૬૦૦ની આસપાસમાં)ની ‘કલ્પતરુ પરિમલ’ નામની ટીકા છે. આ ઉપરાંત ભામતી ઉપર ભામતીતિલક, ભામતીવિલાસ, ભામતીવ્યાખ્યા નામની ટીકાઓ લખાઇ છે અને કલ્તપરુ ઉપર લક્ષ્મી નૃસિંહે આભોગ નામની ટીકા ૧૭મા શતકમાં લખી છે તથા વૈદ્યનાથ પયગુન્ડે કલ્પતરુમંજરી લખી છે.

જેમ ભામતી ઉપર અનુકૂળ ટીકાઓ થઇ છે, તેમ પ્રતિકૂળ ટીકાઓ – વાચસ્પતિનો સિદ્ધાન્ત ભાષ્ય વિરુદ્ધ છે, વગેરે આક્ષેપો પણ જૂના વખતમાં થયેલ છે. અને કેટલાક આક્ષેપોના જવાબો અમલાનન્દે

કલ્પતરુમાં આપ્યા છે. એક સ્થળે અમલાનન્દ કહે છે કે – तस्माद् वाचस्पतिमतं भाष्यविरुद्धमिति कैश्चिदयुक्तमुक्तम् । किं च–

अज्ञत्वभ्रान्ततादोषादरक्षत्परमेश्वरम् ।
एतद्भाष्यार्थतत्त्वज्ञो वाचस्पतिरगाधधीः ॥

બ્ર. સૂ. ૧–૨–૨૨ ઉપર કલ્પતરુ

ખરેખર, અમલાનન્દ કહે છે તેમ, સર્વતંત્ર સ્વતંત્ર વાચસ્પતિ અગાધ બુદ્ધિશાળી હતા.



## ‘ નરસિંહ મહેતાના કોયડા ’નો વિચાર

“ ગુજરાતી સાહિત્ય ” ખંડ ૫ માના આઠમા વિભાગમાં રા. રા. કનૈયાલાલ મા. મુનશીએ ‘ ભક્તિ અને ગુજરાતી સાહિત્ય ’ ઉપર જે નિબંધ લખ્યો છે તે ઘણા વિચારણીય મુદ્દાઓ ઊભા કરે છે. ભક્તિવૃત્તિનું જે માનસશાસ્ત્રીય પૃથક્કરણ જેવું એમની અનનુકરણીય મોહક શૈલીમાં મુનશીએ કર્યું છે તે સદ્યોગ્રાહ્ય નથી. પાશ્ચાત્ય માનસશાસ્ત્રે પાશવ ચિત્તવૃત્તિઓનું ઘણું પૃથક્કરણ કર્યું છે, પણ હજી માનુષવૃત્તિઓનું પૃથક્કરણ ઘણી રીતે અપૂર્ણ છે. વળી પ્રેમ, ભક્તિ જેવી સૂક્ષ્મ માનુષવૃત્તિઓ વિષે આધુનિક માનસશાસ્ત્રના યે છેલ્લા વિચારો પ્રસ્તુત નિબંધમાં આવ્યા હોય એમ લાગતું નથી. પણ આ માનસશાસ્ત્રનો વિષય ઘણો વિશાળ છે અને ભક્તિ જેવી વૃત્તિનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ તો સ્વતંત્ર પુસ્તકરૂપે લખાવા યોગ્ય છે, એટલે એનો વિચાર અહીં નથી કર્યો. પણ આ વિષયના ઐતિહાસિક પૃથક્કરણનો એક જ પ્રશ્ન અહીં ચર્ચવાની ધારણા છે.

રા. રા. મુનશીએ “ ભક્તિ અને ગુજરાતી સાહિત્ય ”ના એક પ્રકરણ તરીકે ‘ ગુજરાત ’ના શ્રાવણ ૧૯૮૨ના અંકમાં ‘ નરસિંહ મહેતાનો કોયડો ’ લખ્યો છે. તેમાં “ નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય ( ઇ. સ. ૧૪૮૫થી ૧૫૩૩) પહેલાં થયા કે પછી ? ” એમ પ્રશ્ન પૂછી ‘ ચૈતન્ય પહેલાં થાય નહિ ’ એમ કહી, ચૈતન્ય પછી મૂકવા માટે કુલ ૧૬ દલીલો આપી છે. પણ અહીં કહેવું જોઇએ કે આ બધી દલીલો સરખી જોરદાર નથી. કેટલીક દલીલો દલીલોની સંખ્યાનો ભાર વધારવા માટે જ મુકાઈ હોય એવી છે અને તેમાંની ૧૩ દલીલોનું પ્રમાણપુરઃસર વિવેચન રા. રા. અંબાલાલ બુ. જાનીએ ‘ કૌમુદી ’ના કાર્તિક ૧૯૮૩ના અંકમાં કર્યું છે. પણ મુનશીના આખા કોયડાનું મધ્યબિન્દુ ૧૪મી દલીલ જ છે. આ દલીલમાં જે કાંઈ તત્ત્વ છે, તે તો આચાર્યશ્રી

આનન્દશંકર ધ્રુવે બાવીશ વર્ષ પહેલાં, ૧૯૬૧ના શ્રાવણ–ભાદરવાના 'વસંત'ના અંકોમાં સ્પષ્ટ રજૂ કર્યું છે. જેમાં મુખ્ય વાત એટલી જ છે કે, "મહેતાજીને ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ થયો હોય" એમ ચૈતન્યના શિષ્યો રૂપગોસ્વામી અને જીવગોસ્વામીના ઉજ્જવલ નીલમણિ, વિદગ્ધ માધવ અને તેની ટીકાઓ વગેરે ગ્રન્થો જોતાં "શંકા જાય છે." પૂજ્ય શ્રી. આનંદશંકરભાઈના આટલા શબ્દોમાં જ મુનશીની આખી વાતનું તત્ત્વ આવી જાય છે. બાકી તો બધી એ કળાકારની વાક્છટા છે.

કોઈ પણ જાતના પૂર્વગ્રહ વગર, આપણા ભક્તિમાર્ગના ઇતિહાસના અભ્યાસી તરીકે મેં નરસિંહ મહેતા ઉપર ચૈતન્યની અસર કયાં છે, એ જોવા માટે એ કવિનો કાવ્યસંગ્રહ ભાગવત, ગીતગોવિંદ, ઉજ્જવલ-નીલમણિ વગેરે સાથે સરખાવી વાંચી વિચારી જોયો અને જે મને દેખાયું તે અહીં વાંચનાર સમક્ષ રજૂ કર્યું છે.

રા. મુનશી કહે છે કે, "નરસિંહકૃતિમાં ભાગવતની કે હરિલીલામૃત (હરિલીલામૃત તો હરિલીલાષોડષ કલાને બદલે ઉતાવળથી લખાઈ ગયું હશે)ની પૌરાણિક છાપ નથી તેમ બ્રહ્મવૈવર્ત કે પદ્મપુરાણ એની પહેલાં થયાં હોય તો તેની છાપ નથી" (ગુજરાતઃ ૧૯૮૨, શ્રાવણ; પા. ૫૪૬)

ભાગવતની અસર નરસિંહ મહેતા ઉપર હોવાનું રા. મુનશી પોતે જ 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય'ના ૧૧મા ખંડમાં કબૂલ રાખે છે અને અહીં ભાગવતની છાપ નથી એમ કહે છે, એનો શો અર્થ? વળી પદ્મપુરાણની છાપ નથી એવું સાહસથી કહ્યું છે, તો પંચાવન હજાર શ્લોકના એ પુરાણની નરસિંહનાં કાવ્યો સાથે કયારે અને કોણે સરખામણી કરી? મેં તો સરખામણી નથી કરી જોઈ અને બ્રહ્મવૈવર્ત વિષે આગળ કહ્યું છે. આવી અત્યુક્તિઓની ઉપેક્ષા કરીએ, પણ 'ભાગવતની છાપ નથી' એ શબ્દો વાંચીને તો આશ્ચર્ય જ થાય છે. નરસિંહ મહેતાનાં કાવ્યો ભાગવતમય છે, એમ મને લાગે છે. નરસિંહની ભક્તિનો વિચાર કર્યા પહેલાં એનાં પદોના શબ્દાર્થનું મૂળ જોવાથી રા. મુનશીની દલીલોની યથાર્થતાની ઠીક પરીક્ષા થશે.

નરસિંહ ઉપર સૌથી વધારે અસર ભાગવતની છે, માટે પહેલાં એની અસરનો જ વિચાર કરીએ.

### ભાગવત અને નરસિંહ મહેતા

નરસિંહના ગોવિંદગમનથી શરૂઆત કરીએ.

**ગોવિંદગમન**—અક્રૂર રામ અને કૃષ્ણને મથુરા તેડી જવા વ્રજમાં આવે છે અને એક રાત રહીને તેડી જાય છે, એ પ્રસંગ શ્રી. ભાગવત (ભા. ૧૦ અ. ૩૮–૩૯)માં કહ્યો છે. ભાગવતકારે આ પ્રસંગનું વર્ણન કરતાં, કૃષ્ણની જવાની વાત સાંભળી તથા કૃષ્ણને જતા જોઇને ગોપીઓને થયેલા દુઃખનું તથા ગોપીઓએ ભગવાનને રોકવા કરેલા નિષ્ફળ પ્રયત્નનું, ટૂંકામાં લગભગ પચ્ચીસ શ્લોકોમાં કથન કર્યું છે અને તે વર્ણનમાં બ્રહ્મવૈવર્તકારે થોડો ઉમેરો કર્યો છે. આ મૂળને નરસિંહ મહેતાએ પોતાની રીતે કલ્પનાથી ખૂબ વિસ્તાર કર્યો છે. ગોવિંદગમનનાં પહેલાં ત્રણ પદ તો ઉપોદ્ઘાત જેવાં છે અને તેમાં ૩૮મા અધ્યાયની તથા ૩૯મા અધ્યાયના બાર શ્લોકોની વાત ટૂંકામાં કહી દીધી છે. ૧૩મા શ્લોકમાં ભાગવતકાર કહે છે :—

गोप्यस्तास्तदुपश्रुत्य बभूवुर्व्यथिता भृशम् ।
रामकृष्णौ पुरीं नेतुमक्रूरं व्रजमागतम् ॥[1]

આ વચનનો અનુવાદ કરી નરસિંહ મહેતા કહે છે :—

કૃષ્ણ જવાનું સાંભળ્યું ગોપિયાયે જ્યારેજી,
વાઘ દેખી અજા જેવી, તેમ થઈ સ્ત્રિયો ત્યારેજી.

[નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ, પા. ૫૭]

ભગવાનના વિયોગના વિચારે પીડાતી ગોપીઓ જે પરસ્પર વાતો કરે છે, તે ભાગવતકારે ૧૮ થી ૩૦ શ્લોકોમાં કહેલ છે; નરસિંહ મહેતાએ પદ ૬ થી ૯ માં એ જ પ્રસંગનું જુદા શબ્દોમાં રાધા, ચંદ્રભાગા એમ નામ લઇને વર્ણન કર્યું છે.

તેમાં ૨૭ મા શ્લોકમાં ગોપીઓ વિચાર કરે છે કે:—

निवारयामः समुपेत्य माधवम् ।

"સાથે મળીને આપણે કૃષ્ણને રોકી રાખીએ." બસ, ભાગવતકારના, ખરી રીતે તો, આટલા જ શબ્દો ઉપરથી આખું ગોવિંદગમન કાવ્ય લખાયું છે.

ભાગવતમાં તો ગોપીઓનો આટલો વિચાર જ બતાવ્યો છે, પણ તેનું કાંઈ પરિણામ બતાવ્યું નથી. સવાર પડતાં અક્રૂર રથ જોડાવે છે અને તેની પછવાડે નન્દાદિ ગોવાળિયા પણ ગાડાં જોડી

૧ રામકૃષ્ણને વ્રજ લઈ જવા અક્રૂર આવ્યા છે એમ સાંભળી, તે ગોપીઓ અતિશય દુઃખી થઈ.

ટૂંકામાં ગુપ્તકાળનાં ઈ. સ. ૩૨૫–૩૦ થી ઈ. સ. ૪૫૦–૫૫ એ સવાસો વર્ષના ગાળામાં મહાકવિ કાલિદાસ થઈ ગયા એટલું અત્યારે ચોક્કસ ભાસે છે – એ ગાળામાં ક્યારે એ કહેવું કઠિન છે. રઘુવંશમાં સિન્ધુ કે પાઠાન્તરથી વંક્ષુ (ઓકસસ) કાંઠે હૂણોનો ઉલ્લેખ છે (સ. ૪, શ્લો. ૬૮). એ ઉપરથી કુમારગુપ્ત – સ્કન્દગુપ્તના સમયમાં ઈ. સ. ૪૫૫ સુધી કે તેથી યે આગળ કેટલાક એને ખેંચી જાય છે; ત્યારે કેટલાક સમુદ્રગુપ્તના દિગ્વિજયમાં કાલિદાસ સાથે હશે એવી કલ્પના કરીને અથવા ક્ષેમેન્દ્ર – ભોજ – રાજશેખરે જેમાંથી ઉદાહરણ આપેલ છે તે કુન્તલેશ્વરદૌત્યને રઘુવંશાદિના કર્તા કાલિદાસની રચના માનીને તથા કુન્તલેશ્વર તે સમુદ્રગુપ્ત સામે ઊડનાર દક્ષિણનો કંગવર્મા એવી કલ્પનાને બળે કાલિદાસને ઈ. સ. ૩૨૦ થી ૪૦૦માં મૂકે છે.[૨૪] કુન્તલેશ્વરદૌત્ય મળી ન આવે ત્યાં સુધી એ ઉપર ઝાઝો આધાર ન રખાય. બીજી તરફથી જેવો હૂણોનો ઉલ્લેખ છે, તેવો ઉત્તર–પશ્ચિમમાં ઐતિહાસિક સ્થિતિથી વિરોધી પારસીકોનો તથા યવનોનો છે.[૨૫] વળી વત્સભટ્ટીને એટલો બધો નિકટ કાલિદાસ હોવાનો સંભવ નથી; એટલે મને બે છેડા વચ્ચે દંતકથા કહે છે તેમ, ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો સમય એ જ કાલિદાસની સાહિત્યપ્રવૃત્તિનો સમય છે એમ લાગે છે. જો કે ચંદ્રગુપ્તે રાજગાદી અયોધ્યા આણ્યા પછી કવિએ પ્રૌઢ વયે રઘુવંશ કાવ્ય રચ્યું હોય એવો સંભવ માની, સમુદ્રગુપ્તની ચડતીના કાળમાં જન્મેલા એ મહાકવિએ પોતાની વૃદ્ધાવસ્થામાં કુમારગુપ્તનાં બાલ્યયૌવન જોયાં હોય એમ હું ધારું છું.



---

૨૪. જુઓ; માલવિકાગ્નિમિત્રની ગનનિકા પૃ. ૨૩૧–૩૩.

૨૫. રઘુવંશ, સ. ૪, શ્લો. ૬૦, ૬૧.

# રાજા ભોજનો સમકાલીન કાલિદાસ બીજો

**कालिदासत्रयी किमु** એ પ્રકારની પ્રસિદ્ધ ઉક્તિ છે અને કાલિદાસ નામના એક કરતાં વધારે સંસ્કૃત કવિઓ પ્રાચીન કાળમાં થઈ ગયા છે. એટલું તો ઘણા વખતથી નિર્વિવાદ સિદ્ધ છે. વળી શાકુન્તલાદિ નાટકો અને કુમારસંભવાદિ કાવ્યોના પ્રણેતા અને કવિકુલગુરુ જેવું સ્પૃહણીય પદ પ્રાપ્ત કરનાર, મહાકવિ કાલિદાસ તે સૌથી જૂના ઈ. સ. છઠ્ઠા શતક પહેલાં ઘણું કરી ગુપ્ત સામ્રાજ્યનો મધ્યાહ્‌ન તપતો હતો તે કાળે થઈ ગયા એવું પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસવિદોને બહુમતે મનાય છે.

પણ કાલિદાસ કૃત તરીકે, સંસ્કૃત ગ્રન્થસૂચિઓમાં રઘુવંશાદિ છ–સાત ઉપરાંત જે અનેક ગ્રન્થોનાં નામો મળે છે, તે ગ્રન્થોનો કર્તા રઘુવંશાદિના કર્તાથી જુદો તથા પછી થયેલો એટલી વાત સર્વમાન્ય હોવા છતાં, એ બીજો કાલિદાસ ક્યારે થઈ ગયો ? એના ગ્રન્થો કેટલા ? અને ત્રીજો પણ કાલિદાસ હોય તો એ કયા ગ્રન્થોનો કર્તા તથા ક્યારે થઈ ગયો, એ બધું અંધારામાં હતું.

બીજી તરફથી કાલિદાસ અને ભોજસંબંધી જે દંતકથાઓ બલ્લાલના ભોજપ્રબંધના વખતથી પ્રચલિત છે તે દંતકથાઓવાળો કાલિદાસ ઐતિહાસિક વ્યક્તિ હતો કે કલ્પિત એ પણ અત્યાર સુધી સંદિગ્ધ હતું. પરંતુ હમણાં થોડો પ્રકાશ મળ્યો છે. જેથી નાનાર્થ-શબ્દરત્નકોષ નામના એક ગ્રન્થનો કર્તા મહાકવિ કાલિદાસ ભોજનો સમકાલીન હતો એમ ચોક્કસ જણાય છે.

શ્રી. કન્હૈયાલાલ પોદ્દાર નામના વિદ્વાને હિંદી માસિક ‘ માધુરી ’ના ૧૯૩૭ જુલાઈના અંકમાં ‘ મહાકવિ કાલિદાસ અને દિઙ્‌નાગ ’ શીર્ષક લેખમાં મદ્રાસ ગવર્નમેન્ટ હસ્તલિખિત પુસ્તકોની સૂચિમાંથી નીચેનો ઉલ્લેખ પ્રગટ કર્યો છે. નાનાર્થશબ્દરત્નકોષના પ્રારંભમાં નીચેનો શ્લોક છેઃ—

स्वमित्रकालिदासोक्तशब्दरत्नार्थगर्भितां ।
तरलाख्यां लसद्व्याख्यामाख्याते तन्मतानुगाम् ॥

અને એ જ ગ્રન્થને છેડે લખ્યું છે કે:—

इति श्रीमन्महाराजशिरोमणिश्रीभोजराजप्रबोधितनिचुलकवियोगिचन्द्रनिर्मितायां महाकविकालिदासकृतनानार्थशब्दरत्नकोषरत्नदीपिकायां तरलाख्यायां सर्वं तृतीयनिबन्धनम् ॥

(મદ્રાસ ગવર્નમેન્ટ, હ-પૂ-સૂચિ; સન ૧૯૦૬ પૃ. ૧૧૫૭)"

આ ઉલ્લેખોથી ચોક્કસ નિશ્ચય થાય છે કે, મહારાજ ભોજરાજના સમયમાં એક કાલિદાસ થઈ ગયો છે; જેને તેના મિત્રો મહાકવિ કહેતા હતા. હવે આ દેશના મધ્યકાલીન ઇતિહાસમાં ભોજ નામના એક કરતાં વધારે રાજાઓ થઈ ગયા છે. અને ઉપલા ઉતારામાં ભોજ ક્યાંના રાજા હતા એ કહ્યું નથી. તેમ જ એનો સમય પણ નથી નોંધ્યો; છતાં દંતકથાને આધારે આ ભોજ તે માળવાનો પ્રખ્યાત દાનવીર રાજા ભોજ (લગભગ વિ. સં. ૧૦૫૫ કે ૬૦ થી ૧૧૧૦) એમ માનવામાં વાંધો નથી.

આ રાજા ભોજનો સમકાલીન મહાકવિ કાલિદાસ કોઈ નિચુલ કવિનો મિત્ર હતો અને તે નિચુલે આ કાલિદાસના ગ્રન્થ ઉપર, ઉપરના ઉલ્લેખવાળી ટીકા લખી હતી. એ હકીકત ઉપરથી વખત જતાં ગડબડ થઇ ને રઘુવંશાદિના કર્તા મહાકવિ કાલિદાસ અને નાનાર્થશબ્દરત્નકોષના કર્તા અને નિચુલના મિત્ર કાલિદાસ બે ય એક જ હોવાની ભ્રાન્તિ ઉત્પન્ન થવાને પરિણામે, મેઘદૂતના એક શ્લોકમાં પ્રયુક્ત નિચુલ શબ્દમાં શ્લેષથી કાલિદાસના મિત્ર નિચુલનું સૂચન હોવાની જે કલ્પના ટીકાકાર મલ્લીનાથે કરી છે, તે આધારરહિત ઠરે છે. એ શ્લોક નીચે પ્રમાણે છે:—

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि<br>
र्दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धांगनाभिः ।<br>
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं<br>
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान् ॥[1]

---

[1] અદ્રિકેરું શિખર પવને શું ઊડે, એમ ધારી,<br>
જોવાતો તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી<br>
ઊડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ<br>
દિઙ્નાગોના સ્થૂળ કરતણો ગર્વ ઉતારજે જા. શ્લો. ૧૪<br>
(કિલાભાઈનું ભાષાંતર.)

આ શ્લોકમાં કહેલો દિઙ્નાગ એ પ્રસિદ્ધ બૌદ્ધ નૈય્યાયિક દિઙ્નાગ અને નિચુલ એ કાલિદાસનો મિત્ર કવિ, અને કાલિદાસે પોતાના પ્રતિસ્પર્ધી દિઙ્નાગનો ગર્વ ઉતારવાનો ધ્વનિ શ્લેષથી, આ શ્લોકમાં ખાસ કરીને ચોથી પંક્તિમાં રાખ્યો છે એમ મલ્લિનાથ કહે છે. મલ્લિનાથની આ કલ્પના ઉપર વિશ્વાસ રાખી, દિઙ્નાગના સમય ઉપરથી કાલિદાસનો સમય નક્કી કરવાનો અનેક પાશ્ચાત્ય તેમજ અત્રત્ય વિવેચકોએ પ્રયત્ન કર્યો છે. દિઙ્નાગનું કહેવાતું 'કુન્દમાલા' નામનું નાટક બહાર આવ્યા પછી, આ તર્કપ્રણાલીને નવું જોર મળ્યું હતું.[1] પણ શબ્દરત્નકોષની તરલા ટીકાની ઉપર ઉતારેલી પુષ્પિકાના પ્રમાણથી, કાલિદાસનો દિઙ્નાગ પ્રતિસ્પર્ધી હોવાની મલ્લિનાથની કલ્પના ઊડી જાય છે. અને ખરી ઐતિહાસિક હકીકત એટલી જ લાગે છે કે, એક કવિ નિચુલનો મિત્ર મહાકવિ કાલિદાસ હોવાની મલ્લિનાથને ખબર હતી, પણ એ રઘુવંશાદિનો કર્તા નહિ પણ રાજા ભોજનો સમકાલીન અને શબ્દરત્નકોષનો અને કદાચ બીજા પણ ગ્રન્થોનો કર્તા કાલિદાસ બીજો હતો, એ ખબર નહોતી. પણ હવે ભોજના સમયમાં દંતકથા કહે છે તેમ, એક કાલિદાસ હતો એ ચોક્કસ ઠરે છે. અલબત્ત, બલ્લાલના ભોજપ્રબંધ વગેરેમાં આપેલાં એ કાલિદાસનાં સુભાષિતો, શબ્દરત્નકોષના કર્તાનાં જ હશે કે પાછળથી ગમે તેણે જોડેલાં એ કહેવું મુશ્કેલ છે. અત્યારે એટલો જ નિશ્ચય થાય છે કે, (૧) શાકુંતલ–રઘુવંશાદિનો કર્તા કવિકુલગુરુ કાલિદાસ એ કાલિદાસ પહેલો: એ ઘણું કરી ઈ. સ. ચોથા શતકમાં થઈ ગયો; અને (૨) રાજા ભોજના સમયમાં શબ્દરત્નકોષનો કર્તા મહાકવિ કાલિદાસ બીજો: આ ભોજ તે માળવાનો પ્રસિદ્ધ ભોજ રાજા હોય, તો આ કાલિદાસ બીજાનો સમય ઈ. સ. ૧૧મું શતક ઠરે. (૩) ત્રીજો કાલિદાસ પણ હોવાનો સંભવ છે. પણ એના સમય કે એની કૃતિઓ વિષે કાંઈ ચોક્કસ જાણવામાં નથી.



---

૧ જુઓ; 'માધુરી'ના ૧૯૩૭ મેના અંકમાં કુન્દમાળા નામનો પં. જાનકી-વલ્લભ શાસ્ત્રીજીનો લેખ.

# અગિયારમાથી સોળમા શતકની વૈષ્ણવભક્તિનું પૃથક્કરણ

**નરસિંહ** મહેતાના સમયની ચર્ચાએ ગૂજરાતી સાહિત્યના આકાશમાં અવનવા રંગો ઉત્પન્ન કર્યા છે. એ ચર્ચાનું બીજારોપણ સં. ૧૯૬૧ માં આચાર્ય આનંદશંકર ધ્રુવને હાથે થયેલું અને એને જળ સિંચીને એના અંકુરને પ્રગટ કરવાનું તથા અનેક શાખાપ્રશાખાઓ વડે શોભતું વિશાળકાય વૃક્ષ બનાવવાનું માન સાહિત્ય સંસદના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીને છે. એ ચર્ચામાં સીધો કૂદકો મારવાની આજે મારી તૈયારી નથી. મતલબ કે, નરસિંહ મહેતાના સમય સાથે મારા આજના વિષયને સીધો સંબંધ નથી અને સાધ્ય વિષયને જ સિદ્ધ માની લેવાના દોષમાં પડવું ન પડે માટે આજના વિષયની કાળમર્યાદાઓ બાંધતાં, અર્વાચીન મર્યાદાના સીમાચિહ્ન તરીકે ચૈતન્ય તથા વલ્લભાચાર્યને રાખીને અને પૂર્વ મર્યાદા શ્રીમદ્ ભાગવતથી બાંધીને, હું ચર્ચા કરવા ધારું છું.

વળી શ્રી ભાગવતના સમયથી તે શ્રી. વલ્લભાચાર્યના સમય સુધીમાં થયેલા ભક્તિમાર્ગના વિકાસનું સમગ્રદર્શન આપને કરાવવાનો લોભ પણ મેં રાખ્યો નથી. પરંતુ ફક્ત વૈષ્ણવ ભક્તિના જે ખાસ સિદ્ધાન્તો વગેરે સોળમી સદીના વૈષ્ણવ કવિ–લેખકો–ખાસ કરીને વલ્લભાચાર્ય અને ચૈતન્યના અથવા તેઓના નિકટકાલીન શિષ્યોનાં લખાણોમાં સંપૂર્ણ વિકસિત રૂપમાં જોવામાં આવે છે, તેના વિકાસનાં ભાગવત પછીના કાળમાં ઉત્પન્ન થયેલાં ઐતિહાસિક બળોનું ટૂંકામાં દિગ્દર્શન કરવાની ઇચ્છા છે.

આ રીતે અતિશય સંકુચિત મર્યાદાવાળો વિષય પણ આજના વ્યાખ્યાન માટે ઘણો વિશાળ અને ઘણો શુષ્ક તો છે જ; પણ હવે પ્રસ્તાવનામાં આપનો વધારે વખત નહિ લઉં.

ભક્તિમાર્ગ આ દેશમાં ભાગવત કરતાં ઘણો પ્રાચીન છે. એનાં મૂળ છેક વેદમાં અને ગીતામાં જડે છે. પણ ગીતાથી આરંભી ભાગવતના સમય સુધીમાં વિકાસ પામેલાં જે ભક્તિતત્ત્વોનો એ મૂળ રૂપમાં જ સ્વીકાર વલ્લભસંપ્રદાયમાં તથા ચૈતન્યસંપ્રદાયમાં જોવામાં આવે છે, તેનો વિચાર અહીં પ્રસ્તુત નથી; પણ ભાગવતથી જે પ્રવાહ ચાલ્યો, જે નવાં તત્ત્વો અથવા જૂનાં તત્ત્વો પરિવર્તિતરૂપે વિકાસ પામ્યાં તથા કાળક્રમે જોરમાં આવતાં ગયાં તેનો જ વિચાર કર્તવ્ય છે. આવાં નવીન તત્ત્વોમાં નીચેનાં છ મને ખાસ વિચારણીય દેખાય છે: (૧) ધ્યાનપ્રધાન કે જ્ઞાનવૈરાગ્યસંયુક્ત ભક્તિને સ્થાને પ્રેમાત્મક ભક્તિનો સ્વીકાર. (૨) ભક્તિમાં શૃંગારરસને અગ્રસ્થાન. (૩) લક્ષ્મી કે રુક્મિણીને સ્થાને રાધાનો સ્વીકાર. (૪) ગોપીઓની ભક્તિની પ્રશંસા. (૫) જારભાવવાળી ભક્તિની સ્તુતિ. (૬) ગોપીભાવ કે સખીભક્તિ.

ભક્તિવૃત્તિના માનસશાસ્ત્રીય વિવેચનથી આ છ તત્ત્વોનો વિચાર કરવાનો પ્રયત્ન તો જુદા વ્યાખ્યાનને યોગ્ય છે. એટલે અહીં તો ઐતિહાસિક વિવેચનનો જ પ્રયત્ન કરું છું.

ઉપર કહેલાં છ તત્ત્વોનો અનુક્રમે વિચાર કરવા માંડ્યા પહેલાં એ છ યે તત્ત્વો વલ્લભસંપ્રદાયને તથા ચૈતન્યસંપ્રદાયને સમાન રીતે માન્ય હોવા બાબતમાં થોડા ખુલાસાની અપેક્ષા રહે છે. ચૈતન્ય સંપ્રદાય કીર્તનપ્રધાન છે અને વલ્લભસંપ્રદાય સેવાપ્રધાન છે. અને આ તફાવત સામાન્ય પ્રેક્ષકને પણ તરત નજરે ચડે એવો હોવા છતાં એ બાહ્યાંગ આચાર સંબંધે છે. પણ આપણે તો બે ય સંપ્રદાયોનાં ભક્તિરૂપ અંતરંગનો વિચાર કરવાનો છે. અને અકબરના સમયમાં, વ્રજભૂમિમાં વસતા અનુયાયી ભક્તકવિઓની રચનાઓ જોવાથી, ઉભય સંપ્રદાયમાં આ છ યે તત્ત્વોની સમાનતા સહેજે પ્રતીત થશે. પણ આવાં સામાન્ય કથનથી કોઇને સંતોષ થવાનો સંભવ નથી એટલે પ્રત્યેક તત્ત્વનો વિચાર કરતાં તે તે તત્ત્વની ઉભય સંપ્રદાયમાં શી સ્થિતિ છે તે પણ ટૂંકામાં જોઈ લેવી પડશે.

વૈદિક સાહિત્યમાં ઉપાસના અને ધ્યાનની વાત આવે છે એ તો સર્વવિદિત છે. અને શ્રી. સંપ્રદાયના પ્રવર્તક રામાનુજાચાર્ય ઈ. સ. ૧૧મા શતકમાં (ઈ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭) એટલે ભાગવત રચાયા

પછી થઇ ગયા હોવા છતાં, એણે સ્વીકારેલી ભક્તિ ભાગવતોક્ત ભક્તિ નથી, પણ મહાભારતના સમયથી પ્રચલિત ધ્યાનપ્રધાન ભક્તિ છે. રામાનુજાચાર્યે પ્રાચીન પરંપરાપ્રાપ્ત ધ્યાનપ્રધાન ભક્તિ જ કેમ સ્વીકારી એ પ્રશ્નને પણ બાજુ ઉપર રાખવો પડશે. વળી આ વ્યાખ્યાનમાં ભિન્નભિન્ન આચાર્યો વિષે કે તેઓનાં ભક્તિવિષયક અર્પણો વિષે કશું કહેવું નથી. કારણ કે, એ બાબતનો મેં અન્યત્ર વિચાર કર્યો છે.[1] પણ સંતપરંપરાનાં ભક્તિવિષયક અર્પણોનો ખાસ વિચાર કરવાનો આ વ્યાખ્યાનનો ઉદ્દેશ છે. ભક્તિનાં કેટલાંક તત્ત્વોનો વિકાસ આ સંત-ભક્તોદ્વારા થયો છે. અને પાછળથી થયેલા આચાર્યોએ એ નવીન તત્ત્વોને સંસ્કારીને કે મૂળરૂપમાં જ સ્વીકારી લીધાં છે, એમ માનીને જ ભક્તિમાર્ગના ઇતિહાસના કેટલાક ભાગને હું ઉકેલી શકયો છું. બીજા વિચારકોને બીજો રસ્તો સૂઝવાનો સંભવ છે; પણ મને તો ઘણો વિચાર કરતાં પણ બીજો રસ્તો નથી સૂઝયો. બાહ્યબળોની અસરની હું ના નથી પાડતો, પણ એ બાહ્યબળોને ઝીલનારા આ સંતભક્તો જ હતા.

આ વિષયને ફરી ઉપસંહારમાં જોવો પડશે માટે અહીં આટલો નિર્દેશ કરી ભક્તિનાં ઉપર કહેલાં તત્ત્વોના પ્રસ્તુત વિચારને જ આગળ ચલાવીએ.

(૧) **પ્રેમલક્ષણા ભક્તિ** : શ્રી. વલ્લભાચાર્ય અને શ્રી. ચૈતન્ય બન્ને આચાર્યો ઈશ્વરપ્રેમને જ ભક્તિનું લક્ષણ ગણે છે એ નિર્વિવાદ છે. અને શ્રી. રામાનુજાચાર્ય ધ્યાનને પ્રાધાન્ય આપે છે, એ પણ ચોક્કસ છે. સોળમા શતકના આચાર્યોની પહેલાં થયેલા શાંડિલ્યભક્તિમીમાંસા અને નારદભક્તિસૂત્રના કર્તાઓ પણ પરમ અનુરાગ કે પરમ પ્રેમને ભક્તિનું લક્ષણ માને છે. એ જ પ્રમાણે બારમા શતકમાં થયેલા નિમ્બાર્કાચાર્ય પણ પ્રેમલક્ષણા ભક્તિને ફળરૂપ ઉત્તમ ભક્તિ ગણે છે.[2]

---

૧ વૈષ્ણવધર્મનો [illegible] ઇતિહાસ વ્યા. ૨.

૨ कृपास्य दैन्यादियुजि प्रजायते
यदा भवेत्प्रेमविशेषलक्षणा ।
.........................
सा चोत्तमा साधनरूपिका परा ॥

દશશ્લોકી : શ્લો. ૯

પ્રેમલક્ષણા ભક્તિનો આવો સ્પષ્ટ નિર્દેશ હું જાણું છું ત્યાં સુધી નિમ્બાર્કાચાર્ય પહેલાં કોઈ આચાર્યે કર્યો નથી. અને એ રીતે જોતાં ચૈતન્ય અને વલ્લભ ઉપર નિમ્બાર્કની સીધી નહિ તો આડકતરી અસર માનવી જોઈએ. પણ સોળમા શતકના આ વૈષ્ણવ આચાર્યો પોતાની પ્રેરણાના મૂળ તરીકે ભાગવત તરફ આંગળી ચીંધે છે. અને ભાગવતકાર પ્રેમલક્ષણા ભક્તિનો બોધ કરે છે એવું સિદ્ધ કરવા માટે ભાગવતમાંથી,

विसृजति हृदयं न यस्य साक्षात्
हरिरवशाभिहितोऽप्यघौघनाशः ।
प्रणयरशनया धृतांघ्रिपद्मः
स भवति भागवतप्रधान उक्तः ॥

ભા० ૧૧–૨–૫૫

प्रेमातिभरनिर्भिन्न पुलकाङ्गोतिनिर्वृतः ।

ભા० ૧–૬–૧૮

केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः ।
येन्ये मूढधियो नागाः सिद्धामामीयुरञ्जसा ॥

ભા. ૧૧–૧૨–૮

વગેરે વચનો તથા છેલ્લા શ્લોકમાં આપેલો ગોપીઓનો દાખલો આગળ કરે છે. પરંતુ તટસ્થ રીતે ભાગવતનો અભ્યાસ કરનાર સ્પષ્ટ જોઈ શકે છે કે, ચૈતન્ય અને વલ્લભની ભક્તિનું મૂળ ભાગવતોપદિષ્ટ ભક્તિ હોવા છતાં બન્ને એક નથી અને નિમ્બાર્ક તો ભાગવતનો ભાગ્યે જ આધાર લે છે. ત્યારે પ્રશ્ન એ છે કે, પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કોણે કર્યો ? ભક્તિમાર્ગના ઇતિહાસમાં પ્રેમલક્ષણા ભક્તિનું સ્થાન જોતાં આઠમા નવમા દશમા શતકના સંતભક્તોએ પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કર્યો છે, એમ મારું માનવું છે. ભાગવત જે દેશમાં લખાયું છે તે દ્રાવિડ દેશના સંતોએ જ પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કરેલો હોય, તો ભાગવતમાં એને લગતાં વચનો મળે એ સ્વાભાવિક છે; પણ ભાગવતમાં સંપૂર્ણ વિકસિત તથા સુરેખ – સુસ્પષ્ટરૂપમાં એ વાદ નથી મળતો. અને નિમ્બાર્કનું કથન અતિશય સ્પષ્ટ છે. નિમ્બાર્ક પોતે પણ આચાર્યકોટિના કરતાં સંતકોટિના પુરુષ વધારે છે. સાધક–બાધક પ્રમાણોને તથા આ પ્રશ્નને અંગે ઊઠતી અવાંતર ચર્ચાઓને છેડ્યા વગર ટૂંકામાં કહું તો મારું વક્તવ્ય એટલું જ છે કે, ચૈતન્ય–વલ્લભમાં

ભક્તિનો જે પ્રકાર સંપૂર્ણ રીતે ખીલેલા રૂપમાં જોવામાં આવે છે, તેનો પહેલવહેલો સ્પષ્ટ નિર્દેશ નિમ્બાર્કે કર્યો છે અને તે પહેલાંના એના વિકાસનું પ્રતિબિંબ ભાગવતમાં પડ્યું છે. ભાગવતના સમય પહેલાંના, તીર્થોમાં ફરતા તથા શૈવ તેમ જ વૈષ્ણવ મંદિરોમાં, મંદિરોના સભામંડપોમાં તથા વિશાળ આંગણામાં જાતે પદો રચીને કીર્તનો કરતા ભક્તકવિઓના શબ્દોમાં ધ્યાનની ભાવના કરતાં આશ્રિતભાવ અને ઈશ્વર પ્રતિ પ્રેમભાવ આગળ પડતો હતો. એનો પડઘો ભાગવતકારે ઝીલ્યો અને નિમ્બાર્કે ધાર્યું કરી ભાગવતની મદદ વગર જ એ પ્રાચીન ભક્તોની વૃત્તિનું સૂક્ષ્મ વિવેકશક્તિથી પૃથક્કરણ કરીને ભક્તિનું ઉપર આપેલું લક્ષણ બાંધ્યું. નિમ્બાર્ક પછીથી એના સંપ્રદાયની, ભાગવતની અને ભાગવતોપદિષ્ટ રીતે ભક્તિ કરતા બીજા અનેક સંતોની અસરથી પ્રેમલક્ષણા ભક્તિનો બારમાથી સોળમા શતકના ગાળામાં જે વિકાસ થયો તેનું પૂરું ખીલેલું સ્વરૂપ ચૈતન્ય–વલ્લભ–સંપ્રદાયમાં દેખાય છે. જો કે એ ચારસો વર્ષના ગાળામાં પ્રેમલક્ષણા ભક્તિને ફૂટેલાં ડાળાંપાંદડાંનો પૂરો ઝીણી વિગતોવાળો ઇતિહાસ હજી ઉકેલાયો નથી.

(૨) **શૃંગાર–રસવાળી ભક્તિ :** બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક વચન છે કે : **यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं ।**

બૃ. ઉ. ૪–૩–૨૧

આ વચનમાં પરમાત્માને પ્રિય સ્ત્રીની ઉપમા આપી છે. પરમેશ્વરને માશુકરૂપે ભજતો મુસ્લિમ સૂફીવાદ આ વચન પછી દોઢેક હજાર વર્ષ પસાર થયા કેડે ઉત્પન્ન થયો છે અને હિન્દુસ્તાનમાં તેથી યે મોડો આવ્યો છે. વળી બૃ. ઉ. ના ઉપલા વચનમાંથી ભક્તિનો કે યોગનો અર્થ પ્રયત્ન કરનાર કદાચ કાઢી શકે, પણ એમાં જે વિવક્ષિત છે તે તો એક દાર્શનિક તત્ત્વ છે. છતાં પરમાત્મા અને જીવાત્મા સંબંધમાં પરિષ્વંગ — આલિંગન જેવા શબ્દનો તથા પ્રિયાની ઉપમાનો ઉપયોગ ભક્તિમાર્ગની ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ઉપયોગી છે.[1]

---

૧. બૃ. ઉ. થી પણ ઘણા જૂના કાળના એક ઋગ્મંત્રમાં ઇન્દ્રનો સ્પર્શ કરતી મનોવૃત્તિને પતિ તરફ ખેંચાતી પત્નીની ઉપમા આપી છે. **पतिं न पत्नीरुशतीरुशन्तं स्पृशन्ति त्वा शवसावन् मनीषा ।** ઋ. ૧૦–૪૩–૧૧

પણ બૃ. ઉ. રચાયા પછી સેંકડો વર્ષ સુધી આ ઉપમામાં કે દેવ તરફ ખેંચાતી મનોવૃત્તિને આપેલી પત્નીની ઉપમામાં રહેલા શૃંગાર-ભક્તિના બીજને અંકુર ફૂટ્યા નથી. હાલના જમાના સાથે સરખાવતાં વિચારનો કેટલો ધીમો વિકાસ!

ભક્તિસાહિત્યના આદિગ્રન્થરૂપ ગીતામાં દાસ્યભક્તિ અને સખ્યભક્તિનું સૂચન છે. અને વૈષ્ણવ–શૈવ ઉભય ભક્તિમાર્ગમાં દાસ્યભક્તિનો પ્રચાર તો જૂના કાળથી જ જોવામાં આવે છે. દાસ્ય, સેવા અને ભક્તિ શબ્દો પર્યાય તરીકે વપરાયા છે. પણ પાછળથી જેને માધુર્યભક્તિ કહેવામાં આવેલ છે, તેનો ઉલ્લેખ ઘણા કાળ સુધી ભક્તિસાહિત્યમાં નથી મળતો. વિષ્ણુની અવતારકથાઓના પ્રચારથી એ કથાઓમાં આવતાં–અર્જુન, હનુમાન, ભરત, સુદામા, વગેરે પાત્રોની રામકૃષ્ણાદિ અવતારીપુરુષ તરફની સેવ્યસેવકભાવવાળી તથા મૈત્રીભાવવાળી વૃત્તિ જોઈને જેમ દાસ્યભક્તિ અને સખ્યભક્તિની કલ્પના થઇ, તેમજ નન્દયશોદાની બાળકૃષ્ણ તરફની વાત્સલ્ય-ભાવનાવાળી સેવા જોઇને, વાત્સલ્યભક્તિની અને રુક્મિણી આદિ કૃષ્ણ-પત્નીઓની તથા ગોપીઓની પ્રેમવૃત્તિ જોઇને, માધુર્યભક્તિની કલ્પના થઈ છે. પરંતુ ભક્તિના આ દાસ્યસખ્યાદિ ભેદો ભાગવત પછી ઘણે વખતે પડ્યા છે. ભાગવતમાં તો નવધાભક્તિના વર્ણનમાં દાસ્ય અને સખ્ય બેનો જ ઉલ્લેખ છે. (ભા. ૭–૫–૩૪) ચૈતન્ય-શિષ્યોના ગ્રન્થોમાં અને તે પહેલાં, ઘણું કરી ચૌદમા શતકમાં, રચાયેલા નારદભક્તિસૂત્ર[1]માં આ ભેદો જોવામાં આવે છે. તે પહેલાંના કોઈ ગ્રન્થોમાં ભક્તિના આ સર્વ ભેદોનો નિર્દેશ થયેલો મેં વાંચ્યો નથી. ઉપમા દ્વારા ચિત્તવૃત્તિને સમજવા–સમજાવવાનો, પ્રયાસ

---

બીજા એક મંત્રમાં દેરને પોતાની તરફ આકર્ષતી વિધવા ભાભી સાથે ભક્તની સરખામણી કરી છે. ઋ. ૧૦–૪–૨ અને આ મંત્રોના આધારથી હોપ્કીન્સ જેવો વિદ્વાન શૃંગાર ભક્તિનું મૂળ વેદમાં દેખે છે. (એથિકસ ઑફ ઇન્ડિઆ પૃ. ૮–૯)

૧ નારદભક્તિસૂત્રમાં ગુણમાહાત્મ્યાસક્તિ, રૂપાસક્તિ વગેરે આસક્તિઓ ગણાવતાં દાસ્યાસક્તિ, સખ્યાસક્તિ., વાત્સલ્યાસક્તિ અને કાન્તાસક્તિ એ રીતે દાસ્યાદિ ભેદો ગણાવ્યા છે.

સ્વાભાવિક છે. અને ઈશ્વર તરફ આકર્ષાતી મનોવૃત્તિ કાં તો સેવકની સેવ્ય તરફની વૃત્તિ જેવી, મિત્રવૃત્તિ જેવી, માબાપના બાળક તરફના ભાવ જેવી, કે સ્ત્રીના પુરુષ તરફના આકર્ષણ જેવી હોય એમ આ ભક્તિમીમાંસકોએ માન્યું છે, તે આધુનિક માનસશાસ્ત્રની દૃષ્ટિએ કાંઈ ખોટું નથી. પ્રખ્યાત માનસશાસ્ત્રી મેકડુગલ દેશપ્રેમ કે લોકપ્રેમ જેવી લાગણીઓને વાત્સલ્ય ( Parental instinct )નું પરિવર્તિત અને વિસ્તૃત રૂપ ગણે છે. પણ આ માનસશાસ્ત્રીય વિચારણાનું લંબાણ અહીં અપ્રસ્તુત છે. વળી ભક્તિનું આ પૃથક્કરણ તો છેક છેલ્લે આવ્યું છે. જો કે એ પ્રકારની ભક્તિ તો તે પહેલાં ઘણા વખતથી પ્રચલિત થઈ હતી. એ જ સ્વાભાવિક છે. અને એ ભક્તિનો પ્રચાર ઉપર કહ્યું તેમ અવતાર–કથાઓએ કર્યો છે. દેવની પોતાની, એના અવતારોની તથા ભક્તોની કથાઓ ભક્તિપોષક થાય છે; એ માન્યતા વિષ્ણુપુરાણના સમય પ્હેલાંથી પ્રચારમાં આવી હતી. અને શ્રીકૃષ્ણની કથામાં શૃંગારરસનું આલંબન થઈ શકે એવું વસ્તુ હરિવંશથી દાખલ થયું અને શ્રીમદ્ ભાગવત દ્વારા એણે ઘણું મહત્ત્વનું સ્થાન મેળવ્યું.

હાલમાં જેને ભક્તિ શૃંગાર કહેવામાં આવે છે અને રૂપગોસ્વામી વગેરે ચૈતન્ય શિષ્યોએ જેનું નામ માધુર્ય ભક્તિ આપ્યું છે, તે રાધા-કૃષ્ણ સંબંધી સ્થૂળ સંભોગ શૃંગાર કે વિપ્રલંભ શૃંગારથી ભરેલાં કાવ્યો સંસ્કૃતમાં કે દેશી ભાષામાં રચવાં તથા તેનું એકલાં કે સમૂહમાં કીર્તન કરવું એ કૃષ્ણભક્તિનો ઉત્તમ પ્રકાર છે, એવી માન્યતા ચૈતન્ય-સંપ્રદાયમાં સ્પષ્ટ જોવામાં આવે છે. વલ્લભસંપ્રદાયમાં જો કે સેવાભક્તિ વધારે વ્યાપક છે; પણ વલ્લભાચાર્યના સુરદાસજી વગેરે શિષ્યોનાં વ્રજભાષાનાં પદોમાં તો આ શૃંગારભક્તિ ઊભરાય છે. આ શૃંગારભક્તિના મહત્ત્વનું સ્પષ્ટ મૂળ ભાગવતમાં દેખાય છે. શૃંગાર-કથાના એક નાટક જેવી રાસલીલાવર્ણનની રાસપંચાધ્યાયી લખીને તેની ફલશ્રુતિમાં ભાગવતકારે લખ્યું છે કેઃ—

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णो
श्रद्धान्वितोनुश्रुणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामंः
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ भा. १०–३३–४०

"વિષ્ણુની વ્રજવધૂઓ સાથે આ ક્રીડાને જે કોઈ શ્રદ્ધાથી

સાંભળે કે વર્ણવે, તે ભગવાનમાં પરમ ભક્તિ પ્રાપ્ત કરીને, થોડા વખતમાં હૃદ્રોગ–સ્થૂળ હૃદયના 'હાર્ટડિઝીઝ'ને નહિ પણ હૃદયના કામવાસનારૂપ દોષને દૂર કરે છે."

ભાગવતનાં આ વચનની અસરને પરિણામે રાસપંચાધ્યાયીને મળતા કૃષ્ણ – ગોપીના શૃંગારવર્ણનના ગીતગોવિન્દ જેવા ગ્રન્થોની રચનાનો આખો પ્રવાહ ચાલ્યો. આ ગ્રન્થો કે કાવ્યોથી કામવાસનાનો નાશ કેટલો થયો અથવા તેને કેટલું ઉત્તેજન મળ્યું એ પ્રશ્નને બાજુ ઉપર રાખીને આગળ ચાલીએ.[1]

ભાગવતના ઉપલા વચનમાંથી કે એ આખા ગ્રન્થમાંથી આ શૃંગારભક્તિ એ ભક્તિનો મુખ્ય કે ઉત્તમ પ્રકાર છે એવો અર્થ નીકળતો નથી. ભાગવતના પહેલા પ્રસિદ્ધ ટીકાકાર શ્રીધર સ્વામી (ઈ. સ. ૧૨૦૦ થી ૧૨૫૦) રાસપંચાધ્યાયીના અન્તમાં ભાગવતના **अनुग्रहाय भक्तानां** (ભા. ૧૦–૩૩–૩૭) એ શબ્દોનું રહસ્ય સમજાવતાં લખે છે કે, "શૃંગારરસથી જેનાં મન આકર્ષાયેલાં છે એવા અતિ બહિર્મુખને પણ પોતા (ભગવાન) તરફ ખેંચવા માટે આવી ક્રીડા શ્રીકૃષ્ણે કરી છે." આ વચનનો આધુનિક વિવેચનની દૃષ્ટિથી એવો અર્થ થાય કે, ભાગવતકારે રાસપંચાધ્યાયી જેવું પ્રકરણ લખ્યું, તે શૃંગારરસમાં લુબ્ધ ચિત્તવાળાં માણસોને ભક્તિ તરફ આકર્ષવા માટે લખ્યું છે. શ્રીધર સ્વામી આ શૃંગારભક્તિને શ્રેષ્ઠ ભક્તિ નથી ગણતા; પણ માહાત્મ્યજ્ઞાનવાળી, કૃષ્ણને પરદેવતારૂપે જોનારી, દાસ્યભક્તિ જેને પાછળથી રૂપગોસ્વામીએ સપ્રેમભક્તિ કે પ્રીતભક્તિ કહેલ છે, તેને શ્રેષ્ઠ માને છે એમ **मल्लानामशनिर्नृणां** વગેરે ભાગવતના શ્લોક ઉપરની ટીકા જોતાં સ્પષ્ટ દેખાય છે અને રૂપગોસ્વામીએ શ્રીધરનો આ મત નોંધ્યો પણ છેઃ—

**श्रीधरस्वामिभिः स्पष्टमयमेव रसोत्तमः ।**
**रङ्गप्रसंगे सप्रेमभक्तिकाख्यो प्रकीर्तितः ॥**

હરિભક્ત રસામૃતસિન્ધુ પૃ. ૩૨૫

---

૧. અતૃપ્ત કામવાસનાની તૃપ્તિ આવી રચનાઓ દ્વારા ભક્તોએ શોધી હોવાનો એકમત આધુનિક માનસશાસ્ત્રની મદદ વડે પ્રચારમાં આવ્યો છે; પણ અતૃપ્ત કામવાસના તૃપ્ત થાય એટલે કામવાસનાની સ્થૂલ તૃપ્તિ માટેનો વેગ શાંત થઈ જાય અને એવો જ કંઈક અર્થ તો 'કામનો નાશ કરે છે' એ ભાગવતના શબ્દોમાં નહિ હોય નાં?

શ્રીધર સ્વામી પછીની અર્ધશતાબ્દી (ઈ. સ. ૧૨૬૦ થી ૧૩૦૯) માં થયેલા દેવગિરિના બોપદેવ અને હેમાદ્રિ જેવા સર્વદેશી વિદ્વાનો પણ આ શૃંગારભક્તિને શ્રેષ્ઠ ગણતા નથી. બોપદેવે મુક્તાફળમાં હાસ્યરસને પહેલો મૂક્યો છે અને તે ઉપર ટીકા કરતાં હેમાદ્રિ કહે છે કે, "**શૃંગારો નાયકોરસ:** । એ નાટકકાવ્ય માટે ભલે સાચું હોય પણ કૈવલ્યપરાયણ આ (ભક્તિના) શાસ્ત્રમાં ભક્તિ પર શૃંગાર મુખ્ય નથી એમ સૂચવવા માટે આચાર્યે (બોપદેવે) શૃંગારને પહેલો નથી મૂક્યો." (જુઓ; મુક્તાફળ અ. ૧૧ શ્લો. ૨ ની ટીકા.)

એક બીજી વાત પણ અહીં જ નોંધી લેવી યોગ્ય છે. રસશાસ્ત્રની રીતે તથા એ શાસ્ત્રની પરિભાષામાં ભક્તિનો પણ વિચાર કરવાનું વલણ તેરમા શતકથી શરૂ થયું દેખાય છે. તે પહેલાં શરૂઆત થઈ હોય તો તેની નોંધ મળતી નથી. પણ બોપદેવના ગ્રન્થમાં તથા તેના સમકાલીન મહાનુભાવપન્થના ગ્રન્થોમાં શૃંગારભક્તિ, હાસ્યભક્તિ વગેરે રસશાસ્ત્રીય રીતે ભક્તિના ભેદો પાડેલા જોવામાં આવે છે; પણ બોપદેવે એ ભક્તિની રસશાસ્ત્રીય વિવેચન પદ્ધતિને ગૌણસ્થાન આપ્યું છે; તેમ એનું વિવેચન પ્રાથમિક છે. ટૂંકામાં શ્રીધર સ્વામી અને બોપદેવની શૃંગારભક્તિ તરફની દૃષ્ટિ સાથે તથા રસશાસ્ત્રીય વિવેચન પદ્ધતિ સાથે રૂપગોસ્વામીની શૃંગારભક્તિ તરફની દૃષ્ટિને તથા કેવળ રસશાસ્ત્રીય પદ્ધતિ દ્વારા તેણે કરેલાં ભક્તિનાં વિવેચનને સરખાવતાં તેરમાથી સોળમા શતકના ગાળામાં ખીલેલી ભક્તિના વિવેચનની દિશા સ્પષ્ટ જોઈ શકાય છે.

શૃંગારભક્તિના ઉપર કહેલા વિકાસનો વધારે વિચાર પાછળ રાખી, જે અંગોની મદદ વડે ભક્તિમાર્ગની એ દિશામાં દિવસાનુદિવસ વધારે ગતિ થતી ગઈ તે અંગો જોઈ લઈએ.

**(૩) લક્ષ્મી કે રૂક્મિણીને સ્થાને રાધાનો સ્વીકાર**—ઇષ્ટદેવ સાથે તેની પત્નીનું યજન કરવાની પ્રથા તો ઘણી જૂની છે. વેદમાં યે દેવપત્નીઓનો થોડો ઉલ્લેખ મળે છે. વિષ્ણુપત્ની રૂપે લક્ષ્મીનો ઉલ્લેખ પણ વેદકાલીન ગણાય. મહાભારત કાળમાં તો એ વ્યાપક છે અને દોઢ હજાર વર્ષ જૂની તો લક્ષ્મીની મૂર્તિઓ પણ મળે છે. પણ રામાયણ દ્વારા રામાવતાર પૂજાવા લાગતાં લક્ષ્મીનું સ્થાન સીતાએ લીધું. એટલે લક્ષ્મીનારાયણ, પેઠે સીતારામનું યુગલ પૂજાવા લાગ્યું.

એ જ રીતે કૃષ્ણાવતારની પૂજા પ્રચલિત થતાં, રૂક્મિણી કૃષ્ણનું યુગલ પૂજાવું જોઇએ; પણ એક મહારાષ્ટ્ર સિવાય કૃષ્ણ સાથે રૂક્મિણીનું સ્મરણ ક્યાંય પ્રચલિત નથી. રામાનુજ અને મધ્વના મતમાં વિષ્ણુ કે વાસુદેવ સાથે લક્ષ્મી જ પૂજાય છે. પરંતુ સોળમા શતકમાં તો ગોપીજન વલ્લભ કૃષ્ણ સાથે રાધાનું નામ જ વિશેષ જોડાયલું જોવામાં આવે છે. રાધા વલ્લભ સંપ્રદાયને બાજુ ઉપર રાખતાં, પણ ગૌડીય વૈષ્ણવો તથા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો નિત્ય 'રાધાકૃષ્ણ' 'રાધાકૃષ્ણ' કહે છે. આ સાંપ્રદાયિક પરંપરામાં જોઇએ છીએ તો કૃષ્ણ સાથે રાધાની પૂજાનો પ્રથમ ઉપદેશ તો નિમ્બાર્કીય મતમાં હોય એમ દેખાય છે. પુરાણોમાં કૃષ્ણચરિત્રના પ્રાધાન્યવાળાં પુરાણોમાંથી હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં કે ભાગવતમાં રાધાનો ઉલ્લેખ નથી; પણ બ્રહ્મવૈવર્તમાં અને પદ્મપુરાણના તથા સ્કન્દપુરાણના કેટલાક ભાગમાં છે. વિષ્ણુપુરાણમાં જે સ્થાન લક્ષ્મીનું છે તે સ્થાન બ્રહ્મ-વૈવર્તમાં રાધાનું છે. બંકીમચન્દ્રે બન્ને પુરાણોનાં વચનો વિસ્તારથી ઉતારીને આ સરખામણી કરી છે. (જુઓ; એના કૃષ્ણચરિત્રનું ગુજરાતી ભાષાંતર, પ્રકરણ ૧૦). પણ બ્રહ્મવૈવર્તમાં રાધા આવી ક્યાંથી? આ પ્રશ્ન વિકટ છે. એના અનેક જવાબો અપાયા છે. એક જવાબ એવો અપાય છે કે, રાસલીલા પ્રકરણમાં ભાગવતકારે એક ગોપી વિષે લખ્યું છે કે, अनयाराधितो नूनं भगवान्हरिरीश्वरः ॥ (ભા. ૧૦–૩૦–૨૮) 'આ આરાધન–ભજન જેણે કર્યું તે રાધા.' એ રીતે ભાગવત પછી આ વિશેષ ભાગ્યશાળી ગોપીને રાધા નામ મળ્યું અને ધીમે ધીમે લક્ષ્મીને પણ અદેખાઈ આવે એવું સ્થાન તેણે મેળવ્યું. પણ આ ખુલાસો સંતોષકારક નથી. કારણ કે, બ્રહ્મવૈવર્તાદિ પુરાણોનો સમય ચોક્કસ નક્કી કરવો જો કે કઠણ છે; પણ જેનો સમય ચોક્કસ થઈ શકે છે એવા લેખકોનાં લખાણોના પુરાવા દ્વારા પગેરું કાઢતાં રાધાપૂજાનો પ્રચાર ઘણો જૂનો જણાય છે.

નિમ્બાર્ક હરિ સાથે રાધાને પૂજે છે એ ઉપર કહ્યું જ છે. બારમા શતકના ઉત્તરાર્ધના કવિ જયદેવની રાધાભક્તિ પણ પ્રસિદ્ધ છે. પરંતુ સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન વિ. સં. ૧૧૪૫ થી ૧૨૨૯ (ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૬૩)માં થયેલા એટલે જયદેવ પહેલાંના હેમચન્દ્રે કાવ્યાનુશાસનમાં રાધાકૃષ્ણના વિહારના સૂચક શ્લોકો

ઉદાહરણરૂપે ઉતાર્યા છે. એ જ હેમચન્દ્ર જેના કૃષ્ણકર્ણામૃતમાંથી **कृष्णेनाम्ब** વગેરે શ્લોકનું ઉદાહરણ લે છે. (કાવ્યાનુશાસન નિ. સા. આવૃત્તિ ૧૯૦૧ પૃ. ૮૦), તે બિલ્વમંગળ કે લીલાશુક પણ રાધા-કૃષ્ણનો વિહાર જયદેવ પેઠે જ ગાય છે. આથી જૂના કાળમાં ઊતરતાં રુદ્રટના કાવ્યાલંકાર ઉપરની નમિસાધુ (ઈ. સ. ૧૦૬૮)ની ટીકા (પૃ. ૧૧૨)માં નીચેનો શ્લોક ઉતાર્યો છેઃ—

> यो गोपीजनवल्लभः स्तनतटव्यासंगलब्धास्पदः ।
> किं राधे मधुसूदनो नहि नहि प्राणाधिकश्चोलकः ॥

આ નમિસાધુ કરતાં જરા પ્રાચીનતર કાશ્મીરના રાજા કલશ (ઈ. સ. ૧૦૬૩ થી ૧૦૮૯)ના સમકાલીન અને ઈ. સ. ૧૦૬૫ માં ગ્રન્થ લખનાર કાશ્મીરના કવિ ક્ષેમેન્દ્રે પોતાના દશાવતારચરિતમાં કૃષ્ણચરિત્ર વર્ણવતા ચાર શ્લોકો (શ્લો. ૮૩, ૧૭૦, ૧૭૧ અને ૧૭૬)માં રાધાનો ઉલ્લેખ કર્યો છે. મતલબ કે, જયદેવ પહેલાં સો વર્ષ ઉપર કૃષ્ણ સાથે રાધાનો ઉલ્લેખ કાશ્મીર સુધી પહોંચ્યો હતો. પણ મધ્ય હિંદમાંથી રાધા વિષે એથી યે જૂના કાળના ઉલ્લેખો મળે છે. માળવાના રાજા ભોજ (ઈ. સ. ૧૦૦૪ થી ૧૦૪૫)ના સરસ્વતી-કંઠાભરણમાં રાધાકૃષ્ણવિષયક ચારેક શ્લોકો મળે છે. અને ભોજના પૂર્વજ માળવાના રાજા મુંજની સભાના કવિ ધનંજયના દશરૂપ (પરિચ્છેદ ૪થા)માં નીચેનો શ્લોક છેઃ—

> निर्मग्नेन मयाम्भसि स्मरभरादाली समालिङ्गिता
> केनालीकमिदं तवाद्य कथितं राधे मुधा ताम्यसि ।
> इत्युत्स्वप्नपरंपरासु शयने श्रुत्वा वचः शार्ङ्गिणः
> सव्याजं शिथिलीकृतः कमलया कण्ठग्रहः पातु वः ॥

અને મુંજના પોતાના વિ. સં. ૧૦૩૧ના તામ્રપત્રના મંગલાચરણમાંઃ

> यल्लक्ष्मीवदनेन्दुना न सुखितं यन्नार्द्रितं वारिधे
> र्वारायन्न निजेन नाभिसरसीपद्मेन शान्तिं गतम् ।
> यच्छेषाहिफणासहस्रमधुरश्वासैर्न चाश्वासितं
> तद्राधाविरहातुरं मुररिपोर्वेल्लद्वपुः पातु वः ॥

(પ્રા. લે. મા. પ્ર. ભાગ નં. ૧)

આ રીતે દશમા શતકમાં અને રાજતરંગિણી પ્રમાણે કાશ્મીરના રાજા અવન્તીવર્મન્ (ઈ. સ. ૮૫૬ થી ૮૮૩)ના સમકાલીન

આનંદવર્ધનાચાર્યે ધ્વન્યાલોકમાં રાધાનો ઉલ્લેખ કર્યો છે; એ પણ ગણીએ તો નવમા શતકમાં પણ લક્ષ્મીની સ્પર્ધા કરતી રાધાનો ઉલ્લેખ મળે છે. વળી આ ઉલ્લેખો સાંપ્રદાયિક કે ધાર્મિક સાહિત્યમાંથી નથી. એટલે હેમચન્દ્ર, ક્ષેમેન્દ્ર, ધનંજય, આનંદવર્ધનાચાર્ય વગેરે લેખકોએ પોતાના કાળમાં પ્રચલિત માન્યતા નોંધી છે અથવા પ્રચલિત સુભાષિતો ઉતાર્યા છે. આ માન્યતા કોણે પ્રચારી? ઉપર નમૂના ઉતાર્યા છે તેવાં સુભાષિતો કોણે રચ્યાં? આ નવમા દશમા શતકના—જયદેવ બિલ્વમંગળના સંસ્કારપૂર્વજો પણ રાધાકૃષ્ણની જે વાત કરે છે, તે એમની ઉત્પન્ન કરેલી નથી. વળી શ્રી. દે. રા. ભાંડારકરે નવમા શતકથી યે જૂના કાળના રાધાસંબંધી બે ઉલ્લેખો શોધી કાઢયા છે અને એ બેયને તેઓ પાંચમા શતકના ગણે છે. તેમાંનો એક પંચતંત્ર (તંત્ર ૪ થાય પૃ. ૪૬)માં મળે છે. જેમાં એક વણકર એક રાજકુંવરી સાથે પ્રેમમાં પડતાં તેના મિત્ર સુતારે બનાવી આપેલા ચમત્કારિક ગરુડ ઉપર બેસી ઊડીને, એક રાતે પોતાની પ્રિય રાજકુંવરી પાસે પહોંચી જાય છે અને વાસુદેવના વેષમાં ગયેલો એ વણકર રાજકુંવરીને કહે છે કે, "તું રાધા નામથી ગોપકુળમાં જન્મેલી મારી સ્ત્રી છો."

ઘણું કરી એ જ સમયના હાલના ગાથાસપ્તશતી નામના પ્રાકૃત સંગ્રહમાં નીચેની ગાથા મળે છે:—

मुहमारुएण तं कण्ह गोरअं राहिआए अवणेन्तो ।
एताण वल्लवीणं अण्णाण विगोरअं हरसि ॥

"હે કૃષ્ણ જ્યારે તમે ગાયોના ચાલવાથી રાધાના મોઢા ઉપર ઉડેલી રજને તમારી ફૂંકથી ઉડાડો છો, ત્યારે બીજી ગોપીઓના દર્પનું હરણ કરો છો." (૧-૮૯) પોત્તીશના નામથી આ ગાથા ઊતરી છે.

પંચતંત્રનો તથા ગાથા સપ્તશતીનો ઉલ્લેખ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો ઉપયોગી છે. રાધા નામ જ નહિ પણ કોઇક પ્રકારની રાધાકૃષ્ણ-પૂજા ઈ. સ. પાંચમા શતકમાં પ્રચલિત હતી એમ એ ઉલ્લેખ સૂચવે છે. તે પછી લગભગ ચારસો વર્ષ સુધી રાધાનો ઉલ્લેખ સામાન્ય સંસ્કૃત સાહિત્યમાં મળતો નથી. નવમા શતકના ભાગવત જેવા કૃષ્ણવેદમાં પણ રાધાનો ઉલ્લેખ નથી. એ ઉપરથી મને એમ લાગે છે કે, કૃષ્ણ સાથે રાધાનો યોગ પહેલોવહેલો ગ્રામ્યલોકોમાં કે હિંદુજાતિના નીચલા થરમાં થયો હોવો જોઇએ. ઉપરનો પ્રાકૃત ઉલ્લેખ પણ

એ તર્કને ટેકો આપે છે. વળી ગાથા સપ્તશતીની ગાથાઓનો ઘણો ભાગ આન્ધ્ર રાજાઓના કાળમાં આન્ધ્ર દેશમાં રચાયો છે, અને એ દેશ ઉપર તથા નાશિકથી છેક કાઠિયાવાડ સુધીના પ્રદેશ ઉપર ઈ. સ. બીજા ત્રીજા શતકમાં આભીર નામની ઢોર ઉછેરનારી ભટકતી જાતનું રાજ્ય હતું એમ આભીર શિવદત્તના પુત્ર રાજા ઈશ્વરસેનનો ગુંદા (કાઠિયાવાડ)માંથી લેખ મળ્યો છે અને એનો જ લેખ નાશિકની ગુફાઓમાંથી પણ મળ્યો છે, એથી સિદ્ધ થાય છે. વ્રજમાં જે ગોવાળિયાઓમાં શ્રીકૃષ્ણ ઊછર્યા હોવાનું હરિવંશાદિ વર્ણવે છે, તે આ આભીર લોકો જ અને શ્રીકૃષ્ણના બાલચરિત્રનો બધો વિકાસ આ આભીર જાતિમાં જ થયો છે, એમ સ્વ. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર કહે છે. એ આભીર જાતિમાં પ્રચલિત કૃષ્ણચરિત્રની વાતોને હરિવંશાદિ ગ્રન્થોએ સંસ્કારી લીધી. પણ રાધા નામની કૃષ્ણને આભીર પત્ની કે પ્રિયા હોવાની વાત હરિવંશ રચાયા પછી એ લોકોમાં ચાલી હોય કે ગમે તેમ હોય, પણ એ વાતનો હરિવંશાદિના કૃષ્ણચરિત્રમાં સંગ્રહ નથી થયો. પણ એ આભીર જેવી નીચલા થરની જાતોની લોક-કથાઓમાં જે રાધાકૃષ્ણ સંબંધી વાતો ચાલતી હશે તેની અલ્પ નોંધ ફક્ત ગાથાસપ્તશતીમાં અને પંચતંત્રમાં જળવાઈ રહી. ધીમે ધીમે એ નીચલા થરમાં કૃષ્ણ સાથે રાધાના યોગની વાતોવાળું લોકસાહિત્ય વધતું ગયું હોવું જોઇએ, પણ એમાંનું કાંઇ જળવાયું નથી. છેવટ નવમા દશમા શતકના સંસ્કૃત સાહિત્યકારોએ લોકસાહિત્યમાંની આ વસ્તુને ઉપાડી લીધી. પણ એ બસ્સો–ત્રણસો વર્ષનાં પણ થોડાં સુભાષિતો જ જળવાયાં છે. પણ જે જળવાયાં છે, તે ઉપરથી એ પ્રકારનું ઘણું સાહિત્ય ઉત્પન્ન થયું હશે એમ જણાય છે. પછી નિમ્બાર્કે અને બ્રહ્મવૈવર્તપુરાણે પોતપોતાની રીતે રાધાપૂજાને જે નવી જ પ્રતિષ્ઠા આપી, તે આજ સુધી અવિચળ રહી છે. ટૂંકામાં રાધાકૃષ્ણની પૂજાના પ્રવાહનું મૂળ લોકકથા અને લોકકવિતામાં છે.

(૪) **ગોપીઓની ભક્તિની પ્રશંસા**—ભક્તિમાર્ગની એક માન્યતા છે કે, કોઇ પણ રીતે ઈશ્વરમાં મન જાય તો એથી કલ્યાણ જ થાય. દા. ત. શિશુપાલ, કંસ, રાવણ વગેરે વૈરભાવથી કૃષ્ણ અને રામની ભક્તિ કરીને મુક્ત થયા એવી પૌરાણિક માન્યતા છે. ભાગવતકારે આ માન્યતા નીચેના શ્લોકમાં દર્શાવી છે.

कामाद् द्वेषाद्भयात्स्नेहाद्यथा भक्त्येश्वरे मनः ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गताः ॥ भा. ७–१–३४

અને કામાદિ દરેક પ્રકારના દાખલા આપી નીચેના શ્લોકથી સ્પષ્ટતા કરી છે.

गोप्यः कामाद्भयात्कंसो द्वेषाच्चैद्यादयो नृपाः ।
संबन्धाद् वृष्णयः स्नेहाद्युयं भक्त्या वयं विभो ॥ भा. ७–१–३५

મતલબ કે, ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાલ વગેરે રાજાઓ દ્વેષથી વૃષ્ણીઓ અને પાંડવો સ્નેહસંબંધથી અને નારદ જેવા ભક્તો ભક્તિથી ભગવાનને પામે છે. એ રીતે કામથી ભજનાર તરીકે ગોપીઓનો દાખલો ભાગવતે આપ્યો છે. પણ એ દાખલો અનુકરણ થઈ શકે એવો કે અનુકરણ કરવા યોગ્ય નથી એમ બોપદેવ અને હેમાદ્રિ કહે છે તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. બોપદેવ વિહિત અને અવિહિત એવા ભક્તિના બે ભેદ પાડે છે અને ઉપર કહેલી દ્વેષથી, ભયથી, સ્નેહથી અને કામથી ઉત્પન્ન થયેલી ભક્તિને અવિહિત ગણે છે. વળી આ ઉપર ટીકા કરતાં હેમાદ્રિ કહે છે કે, "ઈશ્વર તરફ દ્વેષાદિ જાગવાનો સંભવ અવતાર સમયમાં જ હોઇને એનો વિચાર અકર્તવ્ય છે, પણ એક કામજન્યનો વિચાર કરવો પડશે. કારણ કે, હાલમાં પણ વિષ્ણુની સ્થૂળમૂર્તિમાં રહેલા ભગવાનમાં કેટલીક સ્ત્રીઓને ભાવ થાય છે એમ જોવામાં આવે છે, માટે આ પ્રકારો અવિહિત છે એટલું કહેવાની જરૂર છે." ભક્તિનો જે કામજન્ય પ્રકાર બોપદેવ–હેમાદ્રિએ અવિહિત ગણ્યો હતો અને એનો વિરલ સંભવ કોઇક સ્ત્રીઓમાં જ જોયો હતો, તે પ્રકાર જ ત્રણસો વર્ષ પછી શ્રેષ્ઠ ઠરે છે અને તેનો સંભવ સ્ત્રીઓમાં જ નહિ પણ પુરુષ ભક્તોમાં યે સ્વીકારાય છે. આ ચમત્કારિક પરિવર્તનનું કારણ શું? ભાગવતે કહેલી દ્વેષજન્ય કે ભયજન્ય ભક્તિ બોપદેવ કહે છે તેમ, આજ સુધી અવિહિત જ રહી છે. ત્યારે આ કામજન્ય ભક્તિને મહત્ત્વ શાથી મળ્યું? આ પ્રશ્નનો જવાબ પણ ભાગવતમાંથી જ મળે છે. ભાગવતકારે ગોપીઓની ભક્તિની નીચેના સ્મરણીય શબ્દોમાં ઉદ્ધવ પાસે પ્રશંસા કરાવી છે.

आसामहो चरणरेणुजुषामहं स्याम्
वृंदावने किमपि गुल्मलतौषधीनाम् ।

या दुस्त्यजं स्वजनमार्यपदं च हित्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥ भा. १०–४७–६१

एताः परं तनुभृतो भुवि गोपवध्वो
गोविन्द एव निखिलात्मनि रूढभावाः ।
वाञ्छन्ति यद्भवभियो मुनयो वयं च
किं ब्रह्मजन्मभिरनन्तकथारसस्य ॥ भा. १०–४७–५८

આ રીતે ઉદ્ધવ જેવાને મોઢે ભાગવતે ગોપીઓની ભક્તિની આવી જે ભારે પ્રશંસા કરાવી, તેણે પાછળના ભક્તિમાર્ગ ઉપર બહુ અસર કરી છે. ભાગવતકારે ગોપીઓની ભક્તિને કામજન્ય ભક્તિનો એક પ્રકાર જ માન્યો છે. એ પ્રકારને બોપદેવ જેવાએ અવિહિત અને અનનુકરણીય ગણ્યો છે અને આખા ગ્રન્થનું વલણ જોતાં ભાગવતકારનો પણ એવો જ આશય દેખાય છે. માત્ર લોકવેદનો ભગવાન માટે ગોપીઓએ જે ત્યાગ કર્યો, તેની પ્રશંસા ઉપલા વચનમાં તથા અન્યત્ર પણ કરી છે. (જુઓ ભા. ૧૦–૪૭માં); છતાં ભાગવતકારે “સર્વ ભૂતોમાં આત્માનો ભગવદ્‌ભાવ જોનાર” ભક્તને જ ઉત્તમ ભક્ત કહેલ છે (ભા. ૧૧–૨–૪૫) એ ભૂલવાનું નથી.

ગોપીઓની ભક્તિની પ્રશંસાનું એક બીજ તેઓના લોકવેદના ત્યાગમાં છે ત્યારે બીજું બીજ તેઓના અતિશય તલસાટમાં છે. વિષ્ણુપુરાણમાં, જો કે ગોપીઓની ભક્તિની ભાગવતમાં છે તે જાતની પ્રશંસા નથી, પણ રાસલીલા વખતે વેણુનાદ સાંભળીને ભગવાનને મળવા જ્યારે ગોપીઓ દોડી ત્યારે અમુક ગોપીઓ વડીલજનોએ રોકવાથી કૃષ્ણ પાસે ન જઈ શકી. તે ગોપીઓ “પરબ્રહ્મ કૃષ્ણનો વિચાર કરતાં કરતાં, એને ન મળી શકવાના મહાદુઃખથી પાપો બળી જતાં પ્રાણરહિત થઇને મુક્ત થઇ ગઇ”. (વિષ્ણુપુરાણ અં. ૫ અ. ૧૩ શ્લો. ૧૪, ૧૫) ભાગવતમાં પણ આ વાત ઉતારી છે, આ પૌરાણિક વૃત્તાન્તમાંથી ગોપીઓની ભક્તિનાં બે ભિન્ન લક્ષણો બે ભક્તિસૂત્રના લેખકોએ તારવ્યાં છે. (૧) શાંડિલ્ય સૂત્રકાર કહે છે કે, ઇશ્વરનું જ્ઞાન ન હોય તો પણ જેમ ગોપીઓને થઇ તેમ મુક્તિ થાય ખરી (સૂત્ર ૧૪). અને (૨) નારદભક્તિસૂત્રકારે તો વ્રજગોપીઓની જેવી ભગવાનના વિરહમાં પરમ વ્યાકુળતાને ભક્તિનું ચિહ્ન ગણાવ્યું છે

( જુઓ સૂ. ૧૯ અને ૨૧ ). અને પાછળના વિક્રમની સોળમી સદીના આચાર્યોએ ગોપીઓની ભક્તિને આદર્શરૂપ ગણી છે તથા ઈશ્વરના જ્ઞાનને ગૌણુસ્થાન આપી, ભગવાન તરફના તલસાટને મુખ્ય સ્થાન આપ્યું છે. ચૈતન્યસંપ્રદાયનું આ લક્ષણ રૂપગોસ્વામીના ગ્રન્થો સ્પષ્ટ દર્શાવે છે. અને વલ્લભસંપ્રદાયમાં લોકવેદનાત્યાગની બાબતમાં ગોપીઓને પુષ્ટિમાર્ગનાં ગુરુ ગણેલ છે. શ્રી. વલ્લભાચાર્ય પોતે સંન્યાસનિર્ણયમાં લખે છે કેઃ—

**कौंडिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत्** ।[1] શ્લો. ૮

અને અન્યત્ર તલસાટને મહત્ત્વ આપતાં કહે છે કે, **भगवद्विप्रयोगस्य ईषदसहिष्णुत्वं प्रथमाधिकारित्वं, अधिकासहिष्णुत्वं मध्यमाधिकारित्वं, अत्यन्तासहिष्णुत्वं चोत्तमत्वं.** भागवतार्थ १०–२९०

વેણુનાદ વર્ષ ૧ અં. ૫ પૃ. ૧૧૨

અને શ્રી. વલ્લભાચાર્યના પુત્ર શ્રી. વિઠ્ઠલનાથજી ઉમેરે છે કે, "જેમ જેમ મોહની અધિકતા તેમ તેમ પુષ્ટિમાર્ગમાં ભાવનું પ્રાચુર્ય હોય એમ જાણવું." ભા. ૧૦—૩—૩૯ નાં સુબોધિની ઉપર પ્રભુચરણની ટિપ્પણી.

આ રીતે ગોપીજનોની ભક્તિ એ જ ઉત્તમોત્તમ ભક્તિ એવી માન્યતાને પરિણામે પાછળના ભક્તિમાર્ગમાં જારભાવ અને ગોપીભાવ કે સખીભક્તિ નામનાં બે તત્ત્વો પણ દાખલ થયાં.

(૫) **જારભાવ**—શૃંગારભક્તિ અથવા જેને ચૈતન્યસંપ્રદાયમાં માધુર્યભક્તિ કહે છે, તેનું વિવરણ કરતાં ઉજ્જવલ નીલમણિમાં કહ્યું છે કે, કૃષ્ણના શૃંગારરસમાં બે ભેદ (૧) પતિરૂપ અને બીજો ઉપપતિ-રૂપ. તેમાં મથુરાવાસી પત્નીઓ સાથે પતિરૂપે શૃંગારરસને પુષ્ટ કર્યો છે અને વ્રજમાં વ્રજસ્ત્રીઓ સાથે ઉપપતિરૂપે, એના આ કથનમાં કાંઇ નવું નથી. રાસોત્સવમાં ભાગ લેનારી ગોપીઓમાંની ઘણી પરણેલી સ્ત્રીઓ હતી એમ ભાગવતમાં જ કહ્યું છે. (જુઓ; भा. ૧૦–૩૩) અને શ્રી. વલ્લભાચાર્યે પણ સુબોધિનીમાં રાસ માટે આવેલી ગોપીઓમાંની કેટલીક પરણેલી તથા કેટલીક કુંવારી હતી એમ સ્પષ્ટ કહ્યું છે. (જુઓ; भा. ૧૦ અ. ૨૮ની સુબોધિનીની આરંભની કારિકાઓ).

---

૧ સંન્યાસ નિર્ણયના આ વચનના વિવરણ જેવો 'પુષ્ટિમાર્ગનું સ્થાપન' નામનો વેણુનાદ, વર્ષ ૧ અં. ૪ પૃ. ૯૫ થી આગળનો લેખ જુઓ.

પણ ભાગવતને સમગ્ર રીતે જોતાં આ ઉપપતિભાવ કે જાર-ભાવવાળી ભક્તિની પ્રશંસા કરવાની એની મતલબ નથી દેખાતી. ભાગવતકાર તો પરીક્ષિત પાસે પ્રશ્ન કરાવે છે કે, "ધર્મની સ્થાપના કરવા માટે અને અધર્મનો ઉચ્છેદ કરવા માટે જેનો અવતાર થયો છે, તે ધર્મમાર્ગના રક્ષક જગદીશ્વરે પરસ્ત્રીના સંભોગ જેવું નિન્દિત આચરણ કેમ કર્યું ?" (ભા. ૧૦, ૩૩, ૨૮–૨૯) આના જવાબમાં ભાગવતકારે કદાચ પોતાને એકેય પૂરો સંતોષકારક ન લાગવાથી પાંચ ખુલાસા કર્યા છે. એ ખુલાસા અત્યારે સંતોષકારક નથી લાગતા. એ વાતને બાજુ ઉપર રાખીએ પણ એ વસ્તુ અનુકરણ કરવા યોગ્ય નથી. એમ તો **नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः।** (ભા. ૧૦, ૩૩, ૩૧) સામાન્ય માણસે મનેથી પણ આવું આચરણ ન કરવું એમ ભાગવતકારે કહ્યું છે એથી દેખાય છે. વળી ગોપીઓને ભાગવતકાર વ્યભિચારદુષ્ટ તથા શ્રીકૃષ્ણને જારભાવથી પ્રાપ્ત થયેલી કહે છેઃ—

**क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः** (ભા. ૧૦, ૪૭, ૫૦)

**तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः** (ભા. ૧૦, ૨૯, ૧૧)

પણ ભાગવતકારની મતલબ આ જારબુદ્ધિ કે જારભાવની સ્તુતિ કરવાની નથી, પણ ગોપીઓના ભાવની સ્તુતિ કરવાની છે.

**कृष्णे क्व चैष परमात्मनि रूढभावः।**

અને કૃષ્ણને પરમાત્મારૂપે ઓળખ્યા વગર એને જારબુદ્ધિથી ભજનાર ગોપીઓ પણ મુક્ત થઈ ગઈ, જેમ શિશુપાલ કૃષ્ણનો દ્વેષ કરતો હોવા છતાં મુક્ત થઈ ગયો. મતલબ કે, ભગવાન અવતાર લઈને આ રીતે કોઈપણ બહાને માણસોનું કલ્યાણ કરે છે. (જુઓ; ભા. ૧૦, ૨૯, ૧૨ થી ૧૬) તો ભગવાનને ભગવાન જાણીને ભજે એનું પરમ કલ્યાણ થાય એમાં તો પૂછવું જ શું ? એ તત્ત્વ દૃઢતાથી પ્રચારવાની ભાગવતકારની ઇચ્છા દેખાય છે. ગોપીઓ સંબંધી પ્રચલિત કથામાંથી ભાગવતકારે ભક્તિનું એક તત્ત્વ તો, ઉપર કહ્યું તે, કાઢયું અને બીજું એનો પ્રેમ ગમે તેવો હોય, ભલે જારબુદ્ધિવાળો હોય પણ એ પ્રેમ અતિશય તીવ્ર–અત્યંત તલસાટવાળો હોઈને બીજા ભક્તોએ ઈશ્વર તરફનો પ્રણય કેળવવામાં દાખલો લેવા જોગ છે. આ વાત ભાગવતકારે ઉપર જેમાંથી ઉતારા કરેલ છે, તે ભક્ત ઉદ્ધવનાં વચનો દ્વારા કહી છે. શ્રીકૃષ્ણ સામાન્ય માણસ નહિ, ઈશ્વરનો અંશાવતાર

પણ નહિ, પરંતુ સાક્ષાત ભગવાન છે. **कृष्णस्तु भगवान्स्वयम्** ( भा. ૧–૩–૨૮ ) એ ભાગવતકારની દૃષ્ટિમાંથી ઉપરના વિચારો ઉદ્ભભવ્યા છે એ સમજાય એવું છે. પણ પાછળથી ભાગવત પ્રાચીન પ્રસ્થાનત્રયીની હારનો કે તેથી અધિક પ્રમાણભૂત ગ્રન્થ ગણાવા લાગતાં, એના ઉપલા વિચારોને પરિણામે જે જારભક્તિનો પ્રચાર થયો તેનો ક્રમ હવે જોઈએ.

પતિપત્નીના પ્રેમનો ઈશ્વર–જીવના સંબંધમાં દાખલો આપવાની વાત બૃ. ઉ. જેટલી જૂની છે એ ઉપર નોંધ્યું જ છે; પણ ભક્તિના પ્રકારો ગણાવતાં **ભાગવતમાં બે દાસ્ય અને સખ્ય એ જ ગણ્યા છે કાન્તાભાવ નથી ગણ્યો** એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. બોપદેવે પણ એ પ્રકારનો ઉલ્લેખ નથી કર્યો; પણ નારદભક્તિસૂત્રમાં દાસ્ય, સખ્ય અને વાત્સલ્ય સાથે કાન્તાસક્તિને પણ ગણેલ છે ( સૂ. ૮૨ ) એટલું જ નહિ પણ નિત્યદાસ્ય અને નિત્યકાન્તા ભજનાત્મક પ્રેમ પ્રભુમાં કરવો એમ કહ્યું છે. ( સૂ. ૬૬ ) આ સૂત્ર ગ્રન્થને હું ચૌદમા શતકના અન્તનો ગણું છું અને એ ઉપરથી ચૈતન્યસંપ્રદાયના ગ્રન્થોમાં ભક્તિના જે દાસ્યાદિ પાંચ પ્રકારો વર્ણવેલા છે, તેનો પ્રચાર તે પહેલાનાં સોએક વર્ષથી થયો હતો એમ માનું છું. પણ કાન્તા ભજનમાં જારભક્તિનો સમાવેશ સંદિગ્ધ ગણાય અને અન્યત્ર એ સૂત્રગ્રન્થમાં જારભાવની નિન્દા છે; (જુઓ; સૂ. ૨૩) એ જોતાં જાર-ભક્તિ એને ઈષ્ટ નહિ હોય એમ લાગે છે, પણ ભાગવતકારે ગોપીઓની ભક્તિની પ્રશંસા કરાવતાં ઉદ્ધવ પાસે કહેવરાવ્યું છે કેઃ—

> नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः
> स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः ।
> रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठ
> लब्धाशिषां य उदगाद्व्रजवल्लवीनाम्       भा. ૧૦–૪૭–૬૧

આ શ્લોકમાં ભાગવતકાર ઉદ્ધવ પાસે કહેવરાવે છે કે, રાસોત્સવમાં વ્રજની ગોપીઓને જે નિતાન્ત રતિનો પ્રસાદ ભગવાન પાસેથી મળ્યો તે લક્ષ્મીને પણ મળ્યો નથી. (શ્રીધરસ્વામીએ नितान्तरतेः એ શબ્દને શ્રીનું વિશેષણ ગણ્યો. છે. )

એને વલ્લભાચાર્ય બ્રહ્માનંદથી પણ ચડિયાતો ભજનાનન્દ કહે છે. (જુઓ; રાસપંચાધ્યાયીના આરંભની સુબોધિનીની કારિકાઓ ), અને રૂપગોસ્વામી વગેરે મધુર રતિ કહે છે ( જુઓ; ભક્તિરસામૃત

સિન્ધુ તથા ઉજ્જવલનીલમણિ ) પણ આ શ્લોકમાં લક્ષ્મી કરતાં વ્રજગોપીઓને એ રતિનો પ્રસાદ વધારે મળ્યો હતો એમ કહ્યું છે અને લક્ષ્મી પત્ની છે. જ્યારે ગોપીઓ ઉપપત્ની છે, એટલે આ વચનના આધારે જારભક્તિની શ્રેષ્ઠતાનો વિચાર ઉદ્ભવ્યો. જીવગોસ્વામીએ આ શ્લોક આ વિષયમાં પ્રમાણ તરીકે ટાંકયો જ છે.

એક બીજે રસ્તે પણ જારભાવની શ્રેષ્ઠતા આગળ આ ભક્તો પહોંચ્યા છે. અને તે ભક્તિના રસશાસ્ત્રની દૃષ્ટિથી વિવેચનનો માર્ગ છે. બોપદેવ અને મહાનુભાવપન્થના વખતથી આ રસશાસ્ત્રીય વિવેચન શરૂ થયું દેખાય છે, પણ પછી એનો ઝડપથી વિકાસ થયો છે. અને જો કે શ્રી. વલ્લભાચાર્ય તથા એના અનુયાયીઓએ એ દૃષ્ટિનો સ્વીકાર કર્યા છતાં એ પદ્ધતિનો વિશેષ ઉપયોગ નથી કર્યો. પણ સોળમા શતકમાં એ પદ્ધતિ કેટલી સર્વમાન્ય થઈ ગઈ હતી, એ મધુસૂદન સરસ્વતીના ભક્તિ રસાયનથી દેખાય છે અને એ રસશાસ્ત્રની દૃષ્ટિએ " શૃંગારરસનો પરમ ઉત્કર્ષ ઉપપતિ સંબંધમાં જ રહેલો છે." એમ ભરત નાટયશાસ્ત્રનું વચન ટાંકીને રૂપગોસ્વામી કહે છે. ( ઉજ્જવલનીલમણિ કા. ૧૬ ) વિઠ્ઠલનાથજી પણ નાટયશાસ્ત્રના આ વચનનો અનુવાદ કરે છે. (જુઓ; ૧૦–૨૯ નાં સુબોધિનીની બીજી કારિકા ઉપર ટિપ્પણી ).

જે દેશમાં પાતિવ્રત્ય એ સ્ત્રીજનનો પરમધર્મ મનાયો છે, તે દેશમાં જારભક્તિની આવી પ્રશંસા થતી જોઇને કેનેડી જેવા તટસ્થ અભ્યાસીને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે.[1]

આ વસ્તુ રૂપગોસ્વામી, જીવગોસ્વામી જેવા વિદ્વાનોના ધ્યાન બહાર નહોતી. જીવગોસ્વામીએ જારભાવના દોષોનો સ્પષ્ટ સ્વીકાર અને તે પણ ભાગવતનાં વચનો ઉતારીને કર્યો છે (જુઓ; પૃ. ૧૫). પણ જારભાવ કે પરદારાનિષ્ઠ રતિમાં જે હલકાપણું–જે નિષિદ્ધતા છે, તે પ્રાકૃત નાયક–નાયિકા સંબંધમાં છે, કૃષ્ણ અને ગોપીઓના સંબંધમાં નથી. (જુઓ; ઉજ્જવલનીલમણિ પૃ. ૧૫ તથા ૧૦૦) એમ પ્રાચીન વચનો ઉતારીને કહે છે. વળી **નિવૃત્તિ શાસ્ત્રોમાં** શાન્તરસ જ વિહિત છે અને શૃંગારરસ નિષિદ્ધ છે, એવી પ્રાચીન માન્યતાની આ ગોંસાઇઓ

---

૧ જુઓ The Chaitanya Movement પૃ. ૧૦૮ તથા તેમાં ઉતારેલો હી–બેં–લે અને લીટરેચર પૃ. ૫૬૧ નો કટકો.

નોંધ લે છે. એટલું જ નહિ પણ રાસપંચાધ્યાયીથી ચાલેલો શ્રીકૃષ્ણ ગોપીઓ સાથેની ક્રીડાના વર્ણનનો ભક્તિમાર્ગ, એ વખતના યે ઘણા ભકતોને માન્ય નહિ હોય એમ રૂપગોસ્વામી મધુર ભકિતરસને નિવૃત્તાનુપયોગી, દુરુહ અને રહસ્યરૂપ કહે છે[1] તથા તે ઉપર ટીકા કરતાં જીવગોસ્વામી કહે છે કે, "પ્રાકૃત શૃંગારરસની આમાં સમાનતા જોઇને કેટલાક સારા ભકતો ભગવાન સંબંધમાં પણ આ રસની વાતથી વિરક્ત રહે છે." તેથી દેખાય છે પણ જયદેવ અને બિલ્વમંગલ કે લીલાશુક જેવા પ્રાચીન મહાભકતોનો પોતાને ટેકો છે એમ તેઓએ ગણ્યું છે. —ભ–ર–સિન્ધુમાં મધુર ભક્તિના રસના વર્ણનમાં ઉદાહરણ તરીકે ગીતગોવિન્દનોઃ—

**स्वच्छन्दं व्रजसुन्दरीभिरभितः प्रत्यंगमालिंगितः ।**

**शृंगारः सखि मूर्तिमाननिव मधौ मुग्धो हरिः क्रीडति ॥**

એ શ્લોક ઉતાર્યો છે અને ઉજ્જ્વલનીલમણિમાં **जगदादरणीयजारभावं** ( કૃષ્ણકર્ણામૃત ૨–૧૭ ) જગતમાં જેનો જારભાવ આદરણીય છે એ રીતે પણ કૃષ્ણની સ્તુતિ કરનાર બિલ્વમંગળનો **शृंगाररससर्वस्वं** ( કૃષ્ણકર્ણામૃત ૧–૯૨ ) વગેરે શ્લોક ટાંકયો છે.

(૬) **સખીભક્તિ**—ગોપીઓ જેવો કામજન્ય પ્રણય સ્ત્રીઓમાં તો કદાચ સંભવે, જો કે હેમાદ્રિ એવા સંભવને ય વિરલ ગણે છે, પણ પુરુષોનું શું ? અને શૃંગારભક્તિ કે મધુરભક્તિ એ જ શ્રેષ્ઠભક્તિ એવો વિચાર રૂઢ થતાં પુરુષભક્તોને એ ભક્તિપ્રકાર શકય છે કે નહિ ? એ પ્રશ્ન સ્વભાવિક રીતે ઉત્પન્ન થયો. આપણે ઉપર જોયેલા વિકાસક્રમ બરાબર હોય, તો સખીભક્તિનો વિકાસ ઉપર કહેલાં બધાં તત્ત્વોના વિકાસ પછી થવો જોઇએ અને વસ્તુતઃ ઐતિહાસિક સ્થિતિ પણ એજ દેખાય છે. સોળમા શતકમાં તો સખીભક્તિનો વ્રજભૂમિમાં તથા બંગાળામાં પણ સારી રીતે પ્રચાર થઈ ગયો હતો. ( જુઓ ચૈતન્યચરિતામૃત ૨–૮ પૃ. ૨૧૯ )

અહીં એટલું સ્પષ્ટ કહેવું જોઇએ કે, ભક્તિનાં છેલ્લાં બે તત્ત્વો એટલે કે જારભાવ અને સખાભક્તિનો ચૈતન્યસંપ્રદાયમાં જેવો સ્પષ્ટ

---

[1] **निवृत्तानुपयोगित्वाद् दुरूहत्वादयं रसः ।**
**रहस्यत्वाच्च संक्षिप्य विततांगोपि लिख्यते ॥**
ભક્તિરસામૃતસિન્ધુ પૃ. ૪૨૬ કા. ૨ તથા તે ઉપરની ટીકા.

સ્વીકાર છે તેવો સ્પષ્ટ સ્વીકાર વલ્લભસંપ્રદાયમાં નથી. એ સંપ્રદાયના સારા વિદ્વાનોને આ વિષયમાં પુષ્ટિસંપ્રદાયનું શું વલણ છે એ પૂછતાં તેઓ કહે છે કે, 'ચૈતન્યસંપ્રદાયમાં આ ભાવો પ્રગટ છે અને પુષ્ટિ સંપ્રદાયમાં ગુપ્ત છે.' ચૈતન્ય સંપ્રદાયમાં પરમ પ્રમાણભૂત મનાતો ગ્રન્થ ચૈતન્યચરિતામૃત ઈ. સ. ૧૫૭૫માં લખાયો છે, એમાં તો સખી-ભાવની આવશ્યકતા સ્પષ્ટ કહી છે. (જુઓ; ચૈ-ચ-મ ૮ પૃ-૨૧૯) તે પહેલાં રૂપગોસ્વામીનો ભક્તિરસામૃતસિન્ધુ શક ૧૪૬૩ (ઇ. સ. ૧૫૪૧) માં લખાયો છે ને તેમાં તેઓ સ્પષ્ટ કહે છે કે, "શ્રીકૃષ્ણની મૂર્તિનું પ્રતિમા રૂપ ગોપીઓ સાથેનું માધુર્ય જોઇને તથા તે તે લીલા સાંભળીને તે ભાવની ઇચ્છા જેને થાય તેઓ કામાનુગા ભક્તિના અધિકારી છે. અને આ પ્રકારની ભક્તિ પુરુષોને પણ થાય છે એવું પદ્મપુરાણમાં કહ્યું છે." (પૂર્વ વિભાગ દ્વિતીય લહરી શ્લોક. ૮૩-૮૪) અને પદ્મપુરણના બે શ્લોકો પ્રમાણ તરીકે ઉતાર્યા છે કે, "પહેલાં દંડકારણ્યમાં વસનારા મહર્ષિઓને રામને જોઇ તેને ભોગવવાની ઇચ્છા થઇ. આ બધા સ્ત્રીપણું પામીને ગોકુળમાં જન્મ્યા અને કામથી હરિને પ્રાપ્ત થઇને સંસારમાંથી તરી ગયા."

પદ્મપુરાણનું આ વચન બહુ જૂનું હોય એમ માનવું મુશ્કેલ છે. વળી એમાં સ્ત્રીત્વની પ્રાપ્તિ જન્માન્તરમાં કહી છે, એટલે એ વાત જુદી જ છે. જેનો સમય ચોક્કસ જાણી શકાય છે એવું **રૂપગોસ્વામી પહેલાંનું ચોક્કસ સખીભાવ દેખાડનારું વચન તો ચૈતન્યનું પોતાનું જ મારા તો જોવામાં આવ્યું છે.** ચૈતન્યની ગ્રન્થરચનામાં ફક્ત એનું એક શિક્ષાષ્ટક જ પ્રસિદ્ધ છે. અને તેના છેલ્લા શ્લોકમાં એમણે પોતાને વિષે સ્ત્રીલિંગ વાપર્યું છે:—

**आश्लिष्य वा पादरतां पिनष्टु मा-**
**मदर्शनान्मर्महतां करोतु वा ।**
**यथा तथा वा विदधातु लम्पटो**
**मत्प्राणनाथस्तु स एव नापर: ॥ श्लो. ८**

ભેટી ભલે પાય ઢળેલીને પીસે,
મર્મે વીંધે દર્શહીણી કરી મને;
ભલે કરે તે મન ધાર્યું લંપટ
તથાપિ તે પ્રાણપતિ ન અન્ય કો!

(પ્રેમાવતાર ચૈતન્યદેવ (પૃ. ૨૦૮)માં શ્રી. નર્મદાશંકર પંડ્યાનો અનુવાદ.)

ચૈતન્યના ચિત્તમાં ઉપરનો ભાવ સર્વવ્યાપી ન હતો; કારણ કે ચોથા શ્લોકમાં જ તેઓ કહે છે કેઃ—

**न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।**

ધન અને જન સાથે સુન્દરીની કામના પુરુષમાં જ સંભવે છે.

ચૈતન્યના ઉપલા વચનનો ચોક્કસ સમય કહેવો મુશ્કેલ છે. પણ પુરીવાસનાં છેલ્લાં બાર વર્ષ તો એમનાં એવાં ગયાં હતાં કે, આવી કાંઈ પણ રચના અશક્ય, એ જોતાં ઈ. સ. ૧૫૨૨ સુધીમાં શિક્ષાષ્ટક રચાયું હોવું જોઇએ. અને રૂપગોસ્વામી પદ્મપુરાણના જે શ્લોકો પ્રમાણ તરીકે ઉતારે છે, તેમાં તો જન્માંતરમાં ગોપીભાવની વાત છે એ જોતાં કહેવું પડે છે કે, ઈ. સ. સોળમા શતકના પ્રથમ ચરણથી જૂનો કહી શકાય એવો સ્પષ્ટ સખીભાવનો કોઈ ઉલ્લેખ મને મળ્યો નથી.

બીજી તરફથી વલ્લભસંપ્રદાયના, દયારામાદિ પાછળના કવિઓની વાણીમાં સખીભાવની વાત છે ખરી, પણ આચાર્યના પોતાના વિશાળ સાહિત્યમાંથી ફક્ત એક જ ઉલ્લેખ— .

**दासीनां सर्वरक्षार्थ-०** (भा. १०—३—८ ની સુબોધિનીમાં કારિકા) વગેરે સૂચવવામાં આવ્યો છે; પણ એમાં **दासीनां** શબ્દ ગોપીવાચક હોય તો એમાંથી સખીભાવનો અર્થ ન નીકળે. પાછળથી કોઈ ટીકાકારે વલ્લભાચાર્ય પણ વિવક્ષિત હોવાનો અર્થ કાઢ્યો છે એ જુદી વાત છે. પણ ગોસાંઈજી શ્રી. વિઠ્ઠલનાથજીની પ્રસિદ્ધ વિજ્ઞપ્તિઓમાંની એકમાં સખીભાવનો સ્પષ્ટ નિર્દેશ છેઃ—

**यदि तुष्टोसि रुष्टोवा त्वमेव शरणं मम ।**
**मारणे वरणे वापि दासीनां नाप्रभुर्गतिः ॥**

દ્વિતીય વિજ્ઞપ્તિ શ્લો. ૧.

શ્રી. વિઠ્ઠલનાથજીનો સમય સં. ૧૫૭૨ થી ૧૬૪૨ (ઇ. સ. ૧૫૧૫ થી ૧૫૮૬) સુધીનો છે. એટલે એમનું વચન ઘણું કરી ચૈતન્યના વચન પછીનું—પણ રૂપગોસ્વામીના વચનનું સમકાલીન કે વખતે કાંઇક પાછળનું હોવાનો સંભવ છે.

શૃંગારભક્તિના વિકાસનો ઉપર પ્રમાણે જે વિચાર કર્યો

એ જોતાં એમ જણાય છે કે, રાધાકૃષ્ણ કે ગોપીકૃષ્ણની શૃંગાર કથાઓ ગાવી સાંભળવી એ વૈષ્ણવ ભક્તોનું એક કર્તવ્ય એવી માન્યતા તો છેક દશમા–અગિયારમા શતકથી પ્રચલિત થઇ હતી.[1] ભાગવતે જ કદાચ એ ભાવના ઉત્પન્ન કરી છે કે એને અપૂર્વ બળ આપ્યું છે. આ રીતે ચાલેલા ભક્તિપ્રવાહમાં જે શુભ અંશો છે તેનો યશ જેમ ભાગવતને છે તેમ જે અસદ્ અંશો છે તેનો અપયશ પણ કંઈક અંશે ભાગવતને ફાળે જ જાય છે. મારા માનવા પ્રમાણે જ્ઞાન, કર્મ અને યોગથી સ્વતંત્ર રીતે ભક્તિના વિચારનું ભાગવતમાં એક રીતે શિખર આવી ગયું પણ મનુષ્યના ચિત્તની સર્વ વૃત્તિઓનો–ખાસ કરીને જ્ઞાનયોગ અને ભક્તિનો સમતોલ અને સમન્વિત વિકાસ જ સાચી ઉન્નતિ સાધી શકે છે એવી ભગવદ્દગીતાની દૃષ્ટિથી જોઇએ તો ભાગવતથી જ ભક્તિમાર્ગની નીચી ગતિ પણ કેટલીક રીતે થઇ છે એમ કહેવું પડશે. પણ આ મધ્યકાલીન ભક્તિમાર્ગની સમાજ ઉપર થયેલી શુભાશુભ અસરની ચર્ચા બીજા પ્રસંગ માટે મુલતવી રાખી, પ્રસ્તુત ચર્ચાને જ આ વ્યાખ્યાનમાં સમેટી લેવી યોગ્ય છે.

ભાગવત પછીથી બિલ્વમંગળ, જયદેવ, શ્રીધર, બોપદેવ, હેમાદ્રિ શાંડિલ્યસૂત્ર અને નારદસૂત્રના કર્તાઓ, વગેરે ભક્ત–કવિ–લેખકો દ્વારા ઘડાયેલું ભક્તિનું જે સ્વરૂપ સોળમા શતકના આચાર્યો અને લેખકોને મળ્યું, તેના ક્રમવિકાસ ઉપર એક ઝડપી નજર આપણે નાખી લીધી. અહીં બિલ્વમંગળાદિ જે નામો લખ્યાં છે, તે વિષે આ વ્યાખ્યાનમાં કશું જ કહ્યું નથી,[2] પણ મારો વિશેષ ભાર તો તેઓના અંગત ઇતિહાસ કરતાં બીજી જ વસ્તુ ઉપર છે. બિલ્વમંગળ કે બોપદેવ–હેમાદ્રિનાં અથવા ચંડીદાસ–વિદ્યાપતિ જેવાનાં કાવ્યો અત્યારે ઉપલબ્ધ હોવાથી તેઓના વિચારો વિષે આપણે કાંઇક જાણી શકીએ છીએ; પણ જેઓને વિષે તેઓએ કશું જ લખેલું ન હોવાથી અથવા લખેલું લુપ્ત થઈ ગયું હોવાથી આપણે કશું જ નામ સુદ્ધાં જાણતા નથી તે અજ્ઞાત ભક્તોએ કે ભક્તમંડળીઓએ ભક્તિના ઘડતરમાં ઘણો ભાગ લીધો છે તથા

---

૧. એ માન્યતા દર્શક રૂપગોસ્વામીનુ વચન ઉપર ઉતાર્યું છે અને શ્રી. વલ્લભાચાર્ય પણ કહે છે કે—**इदानीमनवतारदशायामपि श्रवणकीर्तनादिगोचराभिः गुणलीलाभिः एव क्रमेण निरुंधानो जीवानुद्धरति ।**

निरोध लक्षण પૃ. ૪૨

૨. એ માટે જુઓ; મારો વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, આ. ૨.

તેઓના વિચારોની અસર આચાર્યો તથા ભક્તકવિઓ ઉપર થઈ છે. આ ભક્તમંડળીઓને ઉદ્દેશીને રૂપગોસ્વામી વગેરે વૈષ્ણવ લેખકો 'લોકપ્રસિદ્ધ' શબ્દ વાપરે છે. ભાગવતાદિ ગ્રન્થોમાંથી જે તત્ત્વો મળે તેને એ 'શાસ્ત્રપ્રસિદ્ધ' કહે છે અને ભક્તમંડળીઓ પાસેથી જે મળેલું હોય તેને 'લોકપ્રસિદ્ધ' કહે છે.

પણ આવી ભક્તમંડળીઓ કાંઈ એક જ પ્રાન્તમાં નહોતી; હિન્દુસ્તાનના બધા ભાગમાં હતી. અને તીર્થયાત્રા તો ભક્ત–સાધુઓનું મોટું કર્તવ્ય મનાતું હોવાથી પરસ્પર વિચારવિનિમય ઘણો થતો હશે. હશે શું? થતો હોવાના પુરાવા પણ છે; છતાં જુદી જુદી ભક્તમંડળીઓની ભક્તિવિષયક માન્યતાઓમાં કેટલોક તફાવત હોય એ સ્વાભાવિક છે. અને વસ્તુસ્થિતિ પણ એવી જ દેખાય છે. પ્રાચીન તફાવતો રામાનુજ પહેલાંનાઓનો તેમજ રામાનુજાદિ આચાર્યોના મતભેદોનો કે ભિન્ન ભિન્ન સંપ્રદાયના અવાંતર મતભેદોનો વિચાર કરવાની જરૂર નથી. પણ જે યુગનો આપણે વિચાર કરીએ તે યુગમાં જ અન્યત્ર શૃંગારભક્તિનો પુષ્કળ પ્રચાર થયો હોવા છતાં, મહારાષ્ટ્રના વૈષ્ણવોએ એ પ્રકારને સ્પર્શ જ ન કર્યો એ દાખલો ઘણો બોધક છે. રૂપગોસ્વામી પણ બધા ભક્તોને એ પ્રકાર માન્ય નથી એ વાત સ્વીકારે જ છે. વળી જેઓએ શૃંગારભક્તિનો પ્રકાર સ્વીકાર્યો તેમાં પણ કેટલાક રાધાને સ્વકીયા–કૃષ્ણની પરિણીત પત્ની માનવાના મતના હતા અને કેટલાક તેને પરકીયા માનવાના મતના હતા. આ સ્વકીયા–પરકીયાવાદ ચૈતન્યસંપ્રદાય કરતાં જૂનો છે. નિમ્બાર્ક રાધાને સ્વકીયા માને છે અને એમના પછી લગભગ ચારસો વર્ષે થયેલા હિતહરિવંશજીએ (વિ. સં. ૧૫૫૯) એમના સમયમાં પરકીયાવાદ બહુ પ્રચલિત હોવા છતાં, પોતે નવા સ્થાપેલા રાધાવલ્લભીય સંપ્રદાયમાં સ્વકીયાવાદ જ સ્વીકાર્યો છે.[૧] ચૈતન્યના સમકાલીન અને જાતે તથા એકબીજાના શિષ્યો દ્વારા

૧. આ સ્વકીયા–પરકીયાવાદનું 'મૂળ રાધાને વિષ્ણુપત્ની ગણવી કે બીજી ગોપી જેવી પરકીયા ગોપી?' એ પ્રશ્ન સાથે સંકળાયેલ છે. રાધાનો વિચાર કરતાં જૂના વખતમાં લક્ષ્મી જેવું જ રાધા એ વિષ્ણુપત્નીનું નામ હતું, એ આપણે જોયું છે. નિમ્બાર્ક એ પરંપરાને અનુસરે છે. પણ ભાગવત પછી એ પરકીયા ગોપી ગણાવાની પરંપરા ઉત્પન્ન થઈ. બ્રહ્મવૈવર્તમાં તથા ચંડીદાસે રાધાને પરસ્ત્રી ગણેલ છે. આ બે ભિન્ન પરંપરાનું સ્વરૂપ અવતાર-

સારી રીતે એકબીજાના પરિચયમાં આવેલા શ્રી. વલ્લભસંપ્રદાયના સાહિત્યમાં પરકીયાવાદ કે જારભાવ ઉપર બિલકુલ જોર આપ્યું નથી અને ચૈતન્યસંપ્રદાયમાં પણ આ સ્વકીયા–પરકીયાવાદની વાદાવાદી લાંબા વખત સુધી ચાલી હતી એમ ઈ. સ. ૧૭૧૭ની સાલના એક મુસ્લિમ રાજ્યદફ્તરના લખાણુ ઉપરથી જણાય છે. એમાં બંગાળ, ઉડ્ડિયા અને કાશીના બે ય વાદના પંડિતો વચ્ચે એક સભામાં થયેલા વાદનું વર્ણન છે. આ વાદના આધારરૂપે ભાગવત તથા એની ટીકા વગેરે ગ્રન્થો વપરાયા હતા. છેવટે પરકીયાવાદનો વિજય થયો.[1]

આ પરકીયાવાદ પેઠે સખીભાવ કે ગોપીભાવ પણ ભક્તજનોમાં સર્વમાન્ય થયો નથી. વલ્લભસંપ્રદાયમાં એ ભાવ સંબંધી જે વિરલ જૂના ઉલ્લેખો મળે છે, તે વિષે ચૈતન્યના શિષ્યો વૃંદાવનમાં રહેતા હતા અને શ્રી. વિઠ્ઠલનાથજી ગોકુળમાં રહેતા અને એ રીતે પરસ્પર વિચારવિનિમયનો ઘણો સંભવ હતો, એ સ્થિતિ જોતાં, રૂપગોસ્વામી વગેરે ગૌડીય વૈષ્ણવોની અસરનું પરિણામ માનવું કે બે ય સંપ્રદાયોએ કોઇ ઉભય સામાન્ય મૂળમાંથી એ વિચારો લીધા છે એમ માનવું એ પ્રશ્ન છે. અને વલ્લભ – ચૈતન્ય પહેલાંના પદ્મપુરાણુના ઉપર ઉતારેલા ઉલ્લેખ ઉપરાંત જેનો સમય ચોક્કસ હોય એવો ઉલ્લેખ ન મળે ત્યાં સુધી એનો નિર્ણય મુશ્કેલ છે. બાકી શૃંગારભક્તિ કરતાં વાત્સલ્યભક્તિ ઉપર તથા કીર્તન કરતાં સેવા ઉપર શ્રી. વલ્લભાચાર્યે વધારે જોર આપ્યું છે અને છેલ્લા બે ભાવો – જારભાવ અને સખીભાવ ઉપર જોર નથી આપ્યું. એ કદાચ સમાજ ઉપર એની ખરાબ અસર થવાનો સંભવ વિચારીને જ હશે, બાકી ગૌડીય વૈષ્ણુભક્તિનાં ગણુાતાં ઉપર ઉતારેલાં બધાં તત્ત્વો એમને સારી રીતે પરિચિત હતાં એમાં સંદેહ નથી.[2]

પ્રેમલક્ષણાભક્તિનો ભાગવત અને શ્રી. નિમ્બાર્કથી આરંભી સોળમા શતક સુધીમાં જે વિકાસ થયો છે, તેનાં શૃંગારભક્તિ આદિ

---

વાદથી દર્શાવતાં રૂપગોસ્વામી ઉજ્જ્વલનીલમણિમાં કહે છે કે, કૃષ્ણ સાથે ગોપીઓનું નિત્ય દામ્પત્ય છે. પરકીયાપણું તો માયિક છે અને અવતાર સમયે જ શ્રીકૃષ્ણે માયાથી ઉત્પન્ન કરેલું છે.

૧. જુઓ; સેનના Typical Selections from old Bengali Part ii P. 16 z 8.

૨. જુઓ; રાસ પંચાધ્યાયીના આરંભની વલ્લભાચાર્યની કારિકાઓ.

પ્રાણભૂત તત્ત્વોનું વિવેચન ઉપર ટૂંકામાં કર્યું છે. આ તત્ત્વો મૂળ પ્રેમ-લક્ષણ ભૂમિમાંથી, ભાગવતમાંથી જીવન ગ્રહણ કરીને આત્મબળે ઉત્પન્ન થયાં છે અને ભક્તમંડળીઓ એના ઉદ્ભવમાં તથા પ્રચારમાં સાધનભૂત થયેલ છે, એમ મને લાગે છે. આ આંતર બળ ઉપરાંત બાહ્ય બળોએ ઘણો ભાગ ભજવ્યો છે એ હું સ્વીકારું છું. દા. ત. બંગાળમાં સહજિયાપન્થે અને શાક્તસંપ્રદાયે ભક્તિના આ પ્રકારના વિકાસમાં જે ભાગ ભજવ્યો છે અને જેનું શ્રી. દિનેશચંદ્ર સેને અને તેને અનુસરીને આપણા પ્રમુખશ્રી મુનશીએ સવિસ્તર વર્ણન કર્યું છે, તેનું પ્રસ્તુત યુગના ઇતિહાસમાં મોટું સ્થાન છે. એ જ પ્રમાણે મુસ્લિમ અસર પણ વિચારણીય છે. જે વ્રજભૂમિમાં આ ભક્તિનો મુખ્યત્વે વિકાસ થયો છે તે ભૂમિ મુસ્લિમ અસરના કેન્દ્રની ઘણી નજીક હતી અને ૧૪–૧૫મા શતકના કબીર વગેરે સંતો ઉપર જો મુસ્લિમ વિચારોની અસર થઇ છે તો વ્રજભૂમિના ભક્તકવિઓ ઉપર શા માટે ન થઈ હોય? પણ આ દૃષ્ટિએ હજી અભ્યાસ થવાની જરૂર છે.

છેવટ આ વ્યાખ્યાન પૂરું કરતાં કહેવાનું એટલું જ છે કે, અહીં જે ક્રમનિરૂપણ કર્યું છે તેમાં કોઈક અંકોડા ખૂટે છે એ મારા ધ્યાનમાં છે. પણ પંદરમા શતકના વૈષ્ણવ કવિ – લેખકોની સંસ્કૃત તથા પ્રાકૃત રચનાઓ હજી સુધી ભાગ્યે જ જોવામાં આવી છે. વ્રજભાષાના સુરદાસાદિ કવિઓના ઉગ્ર પ્રકાશમાં તે પહેલાંના વ્રજકવિઓ લુપ્ત થઇ ગયા છે. અને મારા ધારવા પ્રમાણે તો પંદરમા શતકના લુપ્તાલુપ્ત સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યના મંથન વગર આ ખૂટતા અંકોડા મળવાનો સંભવ નથી. ભાવિ અન્વેષકો આપણા કરતાં આ દિશામાં વધારે સફળ થાય એ જ ઈશ્વરપ્રાર્થના છે.



# ભાગવતનો સમય

નેવું વર્ષ પહેલાં વિલ્સન સાહેબે વિષ્ણુપુરાણના અંગ્રેજી ભાષાન્તરના ઉપોદ્‌ઘાતમાં ભાગવતપુરાણ તેરમા શતકમાં બોપદેવે રચેલું છે એવો મત પ્રગટ કર્યો અને પુરાણોને પ્રમાણરૂપ ન માનનાર આર્યસમાજે એ મત લોકોમાં ફેલાવ્યો; પણ ગયા નેવું વર્ષમાં થયેલી પુરાતત્ત્વ સંબંધી શોધખોળને લીધે પુરાણોના સમય માટે વિલ્સને, તે કાળનાં ઐતિહાસિક સાધનોના બળથી દોરેલાં અનુમાનો ખોટાં ઠર્યાં છે. ભાગવત-પુરાણ બોપદેવનું રચેલું નથી એ વાત ઘણાં વર્ષોથી પુરાણતત્ત્વજ્ઞોના મતે નક્કી થઈ ગઈ છે.

બોપદેવે ભાગવત રચ્યાની વાત વૈષ્ણવવિરોધી શાક્તોએ ચલાવેલી લાગે છે. એનું મૂળ ભવિષ્યપુરાણના પ્રતિસર્ગ પર્વમાં મળે છે. આ પર્વની બંગાળી પ્રતોમાં અંગ્રેજી રાજ્ય સમયની આધુનિક વાતો, કોઈ આધુનિક શાક્ત પંડિતોને હાથે દાખલ થઈ ગઈ છે. તેમાં ભાગવત બોપદેવે રચ્યું છે એમ લખ્યું છે. (જુઓ; પ્રતિસર્ગ પર્વ અ. ૩૨ વેંકટેશ્વરની છાપેલી પ્રત), બંગાળામાં આ બાબતમાં વૈષ્ણવો અને શાક્તો વચ્ચે ખૂબ ટપાટપી થઈને 'દુર્જનમુખચપેટિકા', 'દુર્જનમુખપદ્મ-પાદુકા', 'ભાગવતસ્વરૂપવિષયશંકાનિરાસત્રયોદશ' વગેરે નાના નાના ગ્રંથો લખાયા છે.[1] શાક્તો દેવીભાગવતને અઢાર મહાપુરાણોમાંનું એક

---

૧. રામાશ્રમે 'દુર્જનમુખચપેટિકા'માં વૈષ્ણવભાગવત મહાપુરાણ છે એમ ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે અને કોઈએ (નામ જાણવામાં નથી) 'દુર્જન-મુખપદ્મપાદુકા'માં 'દુર્જનમુખચપેટિકા'નો જવાબ આપ્યો છે. કાશીનાથ ભટ્ટે 'દુર્જનમુખમહાચપેટિકા'માં દેવીભાગવત જ મહાપુરાણ છે એમ ઠરાવવાનો પ્રયાસ કર્યો છે. 'ભાગવતસ્વરૂપવિષયશંકાનિરાસ'માં પુરુષોત્તમે વૈષ્ણવ-ભાગવતનો પક્ષ કર્યો છે. આ જ પ્રમાણે ગોપાલાચાર્યે 'ભાગવતભૂષણ' નામનો સરસ નિબંધ વૈષ્ણવ ભાગવતના પક્ષમાં લખ્યો છે. મિતાક્ષરીના ટીકાકાર બાલંભટ્ટે વૈષ્ણવભાગવત મહાપુરાણ નથી એમ કહ્યું છે.

પુરાણનિરીક્ષણ પા. ૮૭.

ગણે છે, જ્યારે વૈષ્ણવો શ્રીમદ્ ભાગવતને મહાપુરાણ માને છે અને દેવીભાગવતને ઉપપુરાણ ગણે છે. શ્રીમદ્ ભાગવતપુરાણની અત્યારે ઉપલબ્ધ સૌથી જૂની શ્રીધરી ટીકામાં આરંભમાં મત્સ્યપુરાણોક્ત લક્ષણ ઉતારી શ્રીમદ્ ભાગવત મત્સ્યોક્ત મહાપુરાણ છે એમ ઠરાવવા માટે કહ્યું છે કે, **अतो भागवतं नामान्यदिति न शंकनीयम् ।** પણ આ વચનના અર્થનો શ્રીધરસ્વામીના વખતમાંયે નિષેધ કર્યો છે માટે કાંઈક શંકાનું કારણ હતું એમ કરવામાં આવે છે. પણ આ શંકા બોપદેવ સંબંધી તો નથી જ. પણ શ્રીધર સ્વામીના વખતમાં ભાગવત નામનાં એક કરતાં વધારે પુરાણો પ્રચલિત હોય અને તેમાં મહાપુરાણ ગણાતું ભાગવત આ જ એમ શ્રીધરસ્વામીનો કહેવાનો આશય જણાય છે.

ટૂંકામાં શ્રીમદ્ ભાગવત વિષે બે શંકાઓ છે: (૧) એ બોપદેવે રચેલું છે અને (૨) એ મહાપુરાણ નથી પણ ઉપપુરાણ છે. મહાપુરાણ કે ઉપપુરાણ પ્રશ્ન મહત્ત્વનો નથી. બાકી દેવીભાગવત કરતાં વૈષ્ણવ ભાગવત પ્રાચીન છે એમ દેવીભાગવત ઉપરથી જ સિદ્ધ થાય છે. (પુરાણનિરીક્ષણ પા. ૮૪).

હવે બોપદેવકૃતત્વનો વિચાર કરીએ. શ્રી. બોપદેવ પંડિત વરાડ પ્રાન્તમાં વરદા (વર્ધા) નદીકાંઠે વેદપદ નામના ગામડામાં શક ૧૧૮૨માં થઈ ગયા. એમના પિતાનું નામ કેશવ અને ગુરુનું નામ ધનેશ મહામહોપાધ્યાય. શ્રી. બોપદેવ વ્યાકરણ, વૈદક, ધર્મશાસ્ત્ર વગેરે અનેક શાસ્ત્રોમાં પંડિત હતા. તેઓ દેવગિરિ (નિઝામરાજ્યમાં આવેલું દૌલતાબાદ)ના યાદવવંશી રાજા શ્રી. મહાદેવના ધર્માધિકરણ મંત્રી શ્રી. હેમાદ્રિના સભાપંડિત હતા. આ શ્રી. બોપદેવે ભાગવત નહિ પણ ભાગવત સંબંધી ત્રણ ગ્રંથો લખ્યા છે. મુક્તાફલ, પરમહંસપ્રિયા અને હરિલીલા. હરિલીલાના પહેલા જ શ્લોકમાં બોપદેવે કહ્યું છે કે:—

**श्रीमद्भागवतस्कन्धाध्यायार्थादि निरूप्यते ।**
**विदुषा बोपदेवेन मंत्रीहेमाद्रितुष्टये ॥**

'શ્રીમદ્ ભાગવતના સ્કન્ધો અને અધ્યાયોનો અર્થ (સાર) મંત્રી હેમાદ્રિના સંતોષ માટે બોપદેવ પંડિતે રચ્યો છે.'

આ વચનથી દેખાય છે તેમ બોપદેવ અને એના આશ્રયદાતા તથા મિત્ર હેમાદ્રિ પણ શ્રીમદ્ ભાગવત તરફ બહુમાનની દૃષ્ટિથી જુએ

છે. બોપદેવ પોતે જ કહે છે તેમ, ભાગવતની અનુક્રમણિકારૂપ[1] આ હરિલીલા નામના ગ્રન્થ ઉપર હેમાદ્રિએ ટીકા લખી છે અને હરિલીલાના શ્લોકની ટીકા કરતાં આચાર્ય નામથી (इत्यत्र स्पष्टीकृतमाचार्येण।) શ્રીધર સ્વામીનો હેમાદ્રિ ઉલ્લેખ કરે છે તથા શ્રીધરી ટીકામાંથી ઉતારા કરે છે. (જુઓ; હરિલીલા શ્લો. ૧૦-૧૧ની ટીકા 'પુરાણનિરીક્ષણ', પાં. ૭૮); વળી હેમાદ્રિ વ્રતખંડ અને દાનખંડમાં ભાગવતમાંથી ઉતારા કરે છે. આ ઉપરથી શ્રીમદ્ ભાગવત જ નહિ પણ તેની શ્રીધરી ટીકા પણ બોપદેવ પહેલાં લખાઈ હોવાનો સંભવ છે. વળી બોપદેવનો સમય શક ૧૧૮૨ એટલે ઇ. સ. ૧૨૬૦માં હોવાનું નક્કી છે. પણ તે પહેલાં થઈ ગયેલા શ્રી. મધ્વાચાર્યે ભાગવતતાત્પર્યનિર્ણય નામનો ભાગવત ઉપર ખાસ ગ્રન્થ લખ્યો છે. એ આચાર્ય ભાગવતને મહાભારત જેટલું માન આપે છે અને બ્રહ્મસૂત્રભાષ્યમાં ભાગવતમાંથી ઉતારો કરે છે. મધ્વનો જન્મ એની મઠપરમ્પરામાં ઇ. સ. ૧૧૧૮ મનાય છે. પણ ડૉ. ભાંડારકરે ઈ. સ. ૧૧૯૯ નક્કી કર્યો છે. (જુઓ; વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. ૨, પૃ. ૧૯૫), એ યથાર્થ માનીએ તો પણ બોપદેવના જન્મ પહેલાં ભાગવત પ્રસિદ્ધ હતું એમ નિઃસંદેહ જણાય છે.

મધ્વાચાર્યે પોતાના ભાગવતતાત્પર્યનિર્ણયમાં એ વખતે ભાગવતની અનેક ટીકાઓ હોવાનું કહ્યું છે અને તેમાં શ્રીમત્ચિત્સુખયોગિની તથા શ્રીધર સ્વામીની ટીકાઓનો ખાસ ઉલ્લેખ કર્યો છે. આ જોતાં ભાગવતના ટીકાકાર શ્રીધર સ્વામી મધ્વાચાર્ય. (મધ્વના દેહત્યાગનો સમય ઈ. સ. ૧૨૭૮)થી અર્વાચીન ન હોવો જોઈએ. શ્રી. ચૈતન્યપ્રભુ શ્રીધર સ્વામી તરફ જે માનથી જુએ છે તે એમની પ્રાચીનતા જોતાં સમજી શકાય છે. 'ભાગવતભૂષણ' લખનાર ગોપાલેચાર્ય કહ્રાડકરને અનુસરી સદ્દ્ગત કાલે પણ ભાગવત ઉપર હનુમાનની, ચિત્સુખાચાર્યની અને શંકરાચાર્યની ટીકાઓ હોય એમ માને છે. અત્યારે તો એક પણ મળતી નથી. વળી ચિત્સુખસ્વામીની વિષ્ણુપુરાણ ઉપરની વ્યાખ્યા જોઈને શ્રીધર સ્વામીએ

---

१. इति भागवतस्यानुक्रमणी रमणी कृता ।
विदुषा बोपदेवेन विद्वत्केशवसूनुना ॥
हरिलीलेति नामेयं हरिभक्तिविलोक्यताम् ।
अस्या विलोकनादेव हरौ भक्तिर्विवर्धते ॥
हरिलीला.

વિષ્ણુપુરાણની ટીકા લખી છે એમ એ પોતે કહે છે; એટલે ચિત્સુખ-સ્વામીની ટીકાની વાત સાચી હોય એ સંભવિત છે. હનુમાનની ટીકાની વાત માનવા જેવી નથી. શંકરાચાર્યે પણ ભાગવત ઉપર ટીકા લખી હોય એમ લાગતું નથી. ચિત્સુખાચાર્યનો સમય કાલે ઈ. સ. ૮૫૦ આપે છે, પણ એ ભ્રમ લાગે છે. ચિત્સુખાચાર્યનો સમય શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતા ઈ. સ. ૧૨૦૦ આપે છે (જુઓ; હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ. પા. ૨૨૨) તે બરાબર છે. એટલે ચિત્સુખાચાર્ય અને શ્રી. મધ્વાચાર્યની વચ્ચે શ્રીધર સ્વામી થઈ ગયા હોય તથા ચિત્સુખા-ચાર્યની અને મધ્વાચાર્યની વચ્ચે સાઠ પોણોસો વર્ષનો ગાળો હોય એમ માનીએ, તો શ્રીધરસ્વામીએ ૧૩મા શતકની પહેલી વીશીમાં ટીકાઓ લખી હોવી જોઈએ.

શ્રીધર સ્વામી પહેલાં થઈ ગયેલા ગૌડપતિ લક્ષ્મણસેને શક ૧૦૯૦ (ઇ. સ. ૧૧૬૮)માં રચેલા અદ્ભુતસાગરમાં ભાગવતમાંથી ઉતારા કર્યા છે અને એ લક્ષ્મણસેનના સભારત્ન જયદેવ કવિએ લગભગ એ જ અરસામાં ગીતગોવિન્દ લખ્યું છે. ગીતગોવિન્દના લેખકે શ્રીમદ્ ભાગવતનો ખૂબ રસ પીધો છે. એટલે ઇ. સ. ૧૨માથી ૧૪મા શતક સુધીમાં શ્રીમદ્ ભાગવત સર્વત્ર પ્રસિદ્ધ થઈ ગયું હતું એમ નિશ્ચય થાય છે. વળી ૧૪મા શતકના પ્રખ્યાત વેદાંતી પંચદશીકાર શ્રી. વિદ્યારણ્યસ્વામી જીવન-મુક્તિવિવેકમાં શ્રીમદ્ ભાગવતમાંથી ઉતારા કરે છે. અને ભાગવતોક્ત પરમ ભગવદ્ભક્તને વેદાંતદૃષ્ટિએ જીવન્મુક્ત ગણે છે. શ્રીમદ્ ભાગવતના પહેલા ટીકાકાર શ્રીધર સ્વામી પણ 'શાંકરઅદ્વૈત' માને છે. (જુઓ; ગીતા ઉપરની શ્રીધરી ટીકા). મતલબ કે, ઇ. સ. ૧૨૦૦ થી ૧૪૦૦ સુધી ભાગવતોક્ત ભક્તિવાદ શાંકરદર્શનનો વિરોધી છે એમ નહોતું મનાતું.

ઈ. સ. બારમા શતકમાં પ્રમાણગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થવાને એ વખતે ઓછામાં ઓછાં બસ્સો વર્ષ તો થવાં જોઇએ અને એ મર્યાદાને અનુસરી, કેટલાક ઇતિહાસલેખકો ભાગવતને દશમા શતકમાં મૂકે છે. વળી રા. ચિંતામણિ વૈદ્યે ભાગવતને દશમા શતકમાં મૂકવા માટે કેટલીક નવી દલીલો આપી છે (જુઓ; Journal of the B. B. R. A. S. 1925 pp. 144–158) અને એ લેખકની પ્રતિષ્ઠાને અંગે એ માન્ય થવાનો સંભવ છે. પણ શ્રી. વૈદ્યે આપેલી દલીલો મને તો પોકળ લાગે છે. અને શ્રી. વૈદ્યની દલીલોનું યોગ્ય ખંડન Journal of Indian

History, April 1925માં પ્રમાણપુરઃસર થયેલું છે. આ પાછલા લેખમાં કહ્યું છે તેમ વિષ્ણુપુરાણ અને જયદેવની વચ્ચે શ્રીભાગવતનું સ્થાન છે એટલી વાત સાચી; પણ કપિલ સંબંધી કે કૈંકિલ યવનો સંબંધી શ્રી. વૈદ્યની દલીલથી કશું સાબિત થતું નથી.[1] (એજન. પા.૧૩૨,૧૩૩).

છતાં ઈ. સ. દશમા શતકથી ભૂતકાળમાં આગળ ભાગવતનો સમય ખેંચી જવા માટે ચોક્કસ પુરાવાઓ દુર્લભ છે. શ્રી. કાળે, ગોપાળાચાર્યના ભાગવતભૂષણના આધારે, શંકરાચાર્યે વાસુદેવસહસ્ર નામની ટીકામાં અને ચતુર્દશમતવિવેકમાં ભાગવતમાંથી ઉતારા કર્યા છે, એમ કહે છે. પણ આ ગ્રન્થો આદ્યશંકરાચાર્યના હોય એમ માનવું મુશ્કેલ છે. એ જ રીતે ગૌડપાદે ઉત્તર ગીતાની વ્યાખ્યામાં ભાગવતમાંથી ઉતારો કર્યો છે તથા શૌનકના ઋગ્વિધાનમાં તેમજ જૈમિનીયાશ્વમેધમાં ભાગવતનો ઉલ્લેખ છે એમ સદ્ગત કાળે બતાવે છે. પણ આ બધા પુરાવા સંદિગ્ધ છે. અને સદ્ગત કાળેએ પણ ઈ. સ. પૂર્વે પહેલા અને ચોથા શતકમાં ભાગવત હોવાનું કેટલાક સજ્જનો માને છે એમ કહ્યા છતાં શ્રીધર (ઈ. સ. ૧૧૦૦) ના વખતમાં ભાગવત આ જ પ્રમાણે હતું એટલો નિશ્ચય દર્શાવ્યો છે. (જુઓ; પુરાણનિરીક્ષણ, પા. ૮૨). સર્વસિદ્ધાન્ત સારસંગ્રહ નામનો એક ગ્રન્થ શંકરાચાર્યનો ગણાય છે, તેમાં ભાગવતનો ઉલ્લેખ છે. પણ એ ય આદ્ય શંકરાચાર્યનો હોય એમ માનવું મુશ્કેલ છે.

શ્રીભાગવતનું દશમા શતક પહેલાં અસ્તિત્વ સાબિત કરે એવો નીચલો પુરાવો મને લાગે છે. વિશિષ્ટાદ્વૈત મતના સ્થાપક શ્રી. રામાનુજાચાર્યના ગુરુ યામુનમુનિએ આગમપ્રામાણ્ય નામના ગ્રન્થમાં ભાગવતનો ઉલ્લેખ કર્યો છે, એમ શ્રીરાધાકૃષ્ણન્ કહે છે. (Indian Philosophy, મેં એ ઉલ્લેખ જોયો નથી). યામુનમુનિ ઈ. સ. દશમા શતકમાં થઈ ગયા છે. એટલે ભાગવત તે પહેલાં હોવું જોઇએ.

---

૧. કૈંકિલ યવનોનો ભાગવતમાં ઉલ્લેખ છે, એ ઉપરથી રા. વૈદ્ય ભાગવતનો સમય નક્કી કરવા માગે છે, પણ કૈંકિલ યવનોનો ઉલ્લેખ શું એકલા ભાગવતમાં છે? વિષ્ણુમાં, મત્સ્યમાં, વાયુમાં બધામાં છે. આ યવનો પાર્જિટર કહે છે તેમ, ઈ. સ. બીજા ત્રીજા શતકના ઠાકરડાઓ લાગે છે. (જુઓ; Dynasties of the Kali Age, p. 48 and 72), રા. વૈદ્ય History of Orissaમાંથી જે પુરાવો આપે છે તે પુરાવા તરીકે કાંઈ કામનો નથી. (જુઓ; Journal of Indian History, 1925 April, p. 133)

વળી યામુનમુનિની પણ પહેલાં થઈ ગયેલા કુલશેખર આલવારે મુકુન્દમાલા નામના સ્તોત્રમાં શ્રીમદ્ ભાગવતનો कायेन वाचा मनसेन्द्रियैर्वा ( ૧૧-૨-૩૬ ) શ્લોક ઉતાર્યો છે, એટલે કુલશેખર આલવારના વખતમાં ભાગવત હતું એટલું નક્કી[1]. પણ કુલશેખરના સમય માટે બહુ મતભેદ છે. ઘણા પુરાતત્ત્વજ્ઞો કુલશેખરને ઈ. સ. બારમા શતકના મધ્યમાં માને છે. ( જુઓ; વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, આ. ૨ પૃ. ૧૬૫ ). પણ દ્રાવિડ વિદ્વાનો કુલશેખર નામના એક કરતાં વધારે રાજાઓ કેરલમાં થઈ ગયા છે અને આ આલવાર કુલશેખરં રામાનુજ પહેલાં થઈ ગયા એમ માને છે. (જુઓ; Early History of Vaiṣṇavism in South India, 1920, by Krisna Swami Ayangar). મારા મત પ્રમાણે કુલશેખર આલવારના સમય વિશે સદ્ગત ટી. એ. ગોપીનાથરાવે History of Śri Vaiṣṇavas નામથી ઈ. સ. ૧૯૧૭માં મદ્રાસ યુનિવર્સિટીમાં આપેલા ભાષણોમાં છેવટનો સપ્રમાણ નિર્ણય કર્યો છે. ( આ ભાષણો ૧૯૨૩માં છપાયાં છે. ) એ નિર્ણયની મતલબ નીચે ટૂંકામાં ઉતારી છે.

કુલશેખર આલવાર પોતાને કોલીકા વલન ( કોલીના રાજા ) કુઠલ નાયકન્ ( મદુરાના પતિ ), કોલીકોન ( યુરૈપુરના રાજા ) કહે છે એ ઉપરથી તેઓ, કેરલ, પાંડ્ય અને ચોલ રાજ્યોના સ્વામી હતા એમ જણાય છે. પરંપરા પ્રમાણે તેઓ, કોલીનગર(મલબાર કાંઠા)માં કલિ સં. ૨૮ (ઈ. સ. પૂર્વે ૩૭૫)માં જન્મ્યા હતા. તેઓ મહાન વિષ્ણુભક્ત હતા અને પાછળથી રાજ્યગાદી છોડીને શ્રીરંગમમાં જઈ રહ્યા અને ત્યાંના રંગનાથના મંદિરના કેટલાક ભાગો ચણાવ્યા એમ કહેવાય છે. એમણે પેરુમાલ તિરુમોલી તામીલમાં અને મુકુન્દમાલા નામનું સ્તોત્ર સંસ્કૃતમાં રચ્યું છે. હવે આ આલવારો વિશે ઐતિહાસિક વિચાર કરતાં ગોપીનાથરાવ પહેલી વાત એ કહે છે કે, પ્રાચીનતમ આલવારો પેયાલવાર, ભૂતનાલવાર અને તેના સમકાલીનો તોંડઇ મંડળમાં પલ્લવોના રાજ્યકાળમાં અવતર્યા હતા. પલ્લવો કાંચીમાં ઈ. સ. ચોથા શતક પહેલાં નથી આવ્યા એટલે આ આલવારો તે પછીના છે. વળી ભૂતનાલવાર પોતાની જન્મભૂમિને

---

૧ મુકુન્દમાલા સ્તોત્રની દાક્ષિણાત્ય પ્રતોમાં આ શ્લોક જ નથી. જુઓ; કૃષ્ણસ્વામી આયંગરનો ઉપર કહેલો ગ્રન્થ.

મામલ્લૈ કહે છે. મામલ્લૈ તે મહાબલિપુર. કાંચીના નરસિંહવર્મા ( ઉર્ફે મામલ્લ ) રાજાએ સાતમા શતકમાં તે સ્થાપ્યું, માટે આ ભૂતનાલવાર સાતમા શતકથી પ્રાચીન નથી. તે પછી થયેલા નામ આલવાર અથવા શઠકોપ ઇ. સ. ૮૦૦થી ૮૫૦ના અરસામાં પરાંતક પાંડયના રાજ્યકાળમાં થઈ ગયા. એમણે લિંગપુરાણના અનુયાયીઓનો ઉલ્લેખ કર્યો છે.

કુલશેખર આલવાર પાંડય, કોંગુ અને ચોલદેશના રાજા હોવાનું લખ્યું છે અને આ આલવારનાં અમુક વચનો ઉપરથી ગોપીનાથરાવ ઈ. સ. ૮૫૦ સુધીમાં એ થયા હોવાનું તથા ઈ. સ. ૮૨૫માં પલ્લવ દન્તીવર્મન્ સાથેની પાંડય રાજાઓની લડાઈમાં એમણે ભાગ લીધો હોવાનું અનુમાન કરે છે તે યથાર્થ લાગે છે. તિરુમંગઈ આલવાર પણ આ વખતમાં ઈ. સ. ૭૭૯થી ૮૩૦માં થઇ ગયા.

નાથમુનિ નવમા શતકના અંતમાં અને દશમા શતકના આરંભમાં તે પછી આલવાન્દાર અને પછી રામાનુજ;—શ્રી. ગોપીનાથરાવની આ ગોઠવણ તદ્દન બંધબેસતી છે. વળી એને દ્રાવિડ સાહિત્ય અને દ્રાવિડ ઇતિહાસનો સાક્ષાત પરિચય જેને છે, એવા દ્રાવિડ વિદ્વાનોનો ટેકો છે. Journal of the R. A. S. April 1925 માં એ. એસ. રમાનાથ આય્યર પણ કુલશેખર આલવારને ઈ. સ. ૮૨૫ થી ૮૪૩માં મૂકે છે. ઈ. સ. તેરમા શતકના તપતીસંવરણ અને સુભદ્રા–ધનંજય નાટકો લખનાર કુલશેખર, આ કુલશેખર આલવારથી અર્વાચીન અને જુદા.

ટૂંકામાં બધા આલવારો રામાનુજ પહેલાં થઈ ગયા છે એ પરંપરાને ખોટી માનવાનું કારણ નથી; અને શ્રી. ગોપીનાથરાવે તો ઉતારાઓથી એ માન્યતાને હકીકત તરીકે સિદ્ધ કરી છે.

કુલશેખર આલવાર પહેલાં એટલે ઇ. સ. ૮૨૫ પહેલાં શ્રીમદ્ ભાગવત હતું એટલું સિદ્ધ માનવામાં મને વાંધો નથી લાગતો. જો કે **कायेन वाचा** આદિ શ્લોક જ કેટલીક દાક્ષિણાત્ય પ્રતોમાં નથી મળતો, એ જોતાં મૂળ મુકુન્દમાલામાં ન હોય તો, આ દલીલ નબળી થઈ જાય છે. પણ અહીં અટકવું પડશે.

હવે શ્રીમદ્ ભાગવતની પૂર્વ મર્યાદા જોઇએ. શ્રીમદ્ ભાગવત વિષ્ણુપુરાણને અનુસરે છે. વિષ્ણુપુરાણના ૭ અંશના બાર સ્કંધ કરીને વિષ્ણુપુરાણનાં જ વસ્તુનો શ્રીમદ્ ભાગવતે વિસ્તાર કર્યો છે. આ બાબતમાં બન્ને પુરાણોને સરખાવવાથી લેશ પણ સંદેહ નહિ

રહે. વળી ભાગવતે વિષ્ણુપુરાણમાં જેટલું મળે છે તેટલું કહ્યા પછી કેટલુંક નવું ઉમેર્યું છે. એ જોવાથી ભાગવત પછી અને વિષ્ણુપુરાણ પહેલાં રચાયું છે એ દીવા જેવું દેખાય છે; દા. ત. કૃષ્ણચરિત્ર જ જુઓ. વિષ્ણુપુરાણના ( અં. ૫ અ. ૧ ) જ શબ્દો ઉતારી દશમ સ્કંધની શરૂઆત કરીને એ જ ક્રમમાં કૃષ્ણચરિત વર્ણવતાં તૃણાવર્ત વધ, યશોદાને ભગવાન પોતાના મુખમાં સમસ્ત વિશ્વ દેખાડે છે તે, કૃષ્ણ દોરડાથી ન બંધાયા તે, શંખચૂડ વ્રજસ્ત્રીઓને પકડી જાય છે તે વગેરે વિષ્ણુપુરાણમાં નથી. એવી કથાઓ ભાગવતકાર ઉમેરે છે. અહીં કહેવું જોઇએ કે, ભાગવતકાર વિષ્ણુપુરાણના અથવા બીજા કોઈ પુરાણના રચનાર કરતાં વધારે વિદ્વાન છે. ભાગવતકાર પ્રતિભાશાળી કવિ તો છે જ અને એ શક્તિથી તેણે જાતે નવી અને રમણીય રચના ઘણી કરી છે, પણ એ પૂરા વિદ્વાન છે અને એ વખતમાં પ્રચલિત સંસ્કૃત વિદ્યાઓનો એમને ઘણો પરિચય છે.

વૈદિકમંત્રોમાંથી અને ઉપનિષદોમાંથી અનેક શબ્દો, વાકયો અને કેટલીક વાર અર્ધા–પોણા શ્લોકો લઈને પોતાની રચનામાં સુંદર રીતે એ ગૂંથી દે છે. ભાગવતમાંથી માંત્રિક અને ઔપનિષદ ઉલ્લેખો જુદા તારવ્યા હોય તો મોટો સંગ્રહ થાય; દાર્શનિક સાહિત્યનો તથા સ્મૃતિઓનો પણ ભાગવતકારને ઘણો પરિચય છે. મહાભારત, રામાયણ અને પુરાણોનો તો હોય જ. ભાગવતકારે એ વખતે જેટલાં પુરાણો પ્રચલિત હશે તેટલાં જોયાં લાગે છે. વિષ્ણુપુરાણ તો ભાગવતનો આધાર જ છે અને હરિવંશ વિષ્ણુપુરાણનો આધાર છે. પણ ભાગવતે વિષ્ણુપુરાણમાં નથી એવું ઘણું હરિવંશમાંથી લીધું છે. અને આ બે ઉપરાંત વાયુપુરાણ[1], મત્સ્યપુરાણ, બ્રહ્મપુરાણ માર્કણ્ડેયપુરાણ, કૂર્મ કે લિંગ જેવું કોઈક શૈવપુરાણ વગેરે ઘણું પૌરાણિક સાહિત્ય ભાગવતકારે જોયું છે. હાલનાં પુરાણોના મૂળમાં જૂનાં પુરાણો હતાં એ અન્યત્ર સવિસ્તર દર્શાવ્યું છે અને ભાગવતકાર પાસે આ બધાં જૂનાં પુસ્તકો હોવાં જોઇએ. આ ઉપરાંત ભક્તજનોમાં શ્રીકૃષ્ણચરિત સંબંધી જે કથાઓ પ્રચલિત હશે, તેનો અને દ્રાવિડ પ્રબંધો જેવા સાહિત્યનો પણ ભાગવતકારે ઉપયોગ કર્યો છે. " કૃષ્ણે માટી ખાધી અને તેની બળદેવે યશોદાજી પાસે ફરિયાદ કરતાં કૃષ્ણે મોઢું

---

૧. મત્સ્ય અને બ્રહ્મપુરાણના જૂના અંશો જ ભાગવતકારે જોયા હશે.

ઉઘાડી એમાં માટીને બદલે વિશ્વ બતાવ્યું." આ પ્રમાણે પ્રસંગ ભાગવતમાં છે, જે વિષ્ણુપુરાણમાં કે બીજે ક્યાંય નથી. શાર્ઙ્ગધરપદ્ધતિ વગેરે છૂટક પદ્યોના સંગ્રહોમાં આ મતલબનો શ્લોક મળે છે.[1] આ શ્લોકના શબ્દો અને ભાગવતના આ પ્રસંગના વર્ણનના શબ્દો બહુ મળતા આવે છે; વળી ભાગવતમાં એ પ્રસંગ પૂર્વાપર સંબંધ વગર આવે છે. એ બધું જોતાં કોઈ સંતભક્તે મુક્તક રચ્યું (આવાં આશીર્વાદાત્મક મુક્તકો રચવાનો રિવાજ સામાન્ય હતો, હજી સુધી ચાલે છે.) અને ભાગવતકારે એ ગૂંથી દીધું. મતલબ કે, વિષ્ણુપુરાણ પછી અમુક વખતે ભાગવત રચાયું છે. વિષ્ણુપુરાણનો સમય ઈ. સ. ૬૦૦ની આસપાસ છે એ અન્યત્ર બતાવ્યું છે,[2] એટલે શ્રીમદ્ ભાગવત ઈ. સ. ૭૦૦ પહેલાં હોવાનો સંભવ નથી.

વળી ભાગવતના એકાદશસ્કંધમાં "દ્રવિડદેશ જ્યાં કાવેરી અને તામ્રપર્ણી નદી વહે છે ત્યાં, પવિત્ર હૃદયના વાસુદેવભક્તો કલિયુગમાં થશે." (ભા. ૧૧–૫–૩૮ થી ૪૦) એમ લખ્યું છે અને ભાગવતકારને ઉત્તરહિન્દુસ્તાનની ભૂગોળની થોડી ખબર છે (જુઓ; भा. १–१०, श्लो. ३३ थी ३६), જ્યારે દક્ષિણના કોંક, વેંકટ, કુટક જેવા પ્રદેશોનાં નામ લખે છે (भा. प्र. ६). એ બધા ઉપરથી ભાગવતકાર દક્ષિણમાં – કદાચ શ્રીરંગની આસપાસમાં, દક્ષિણમાં વૈષ્ણવધર્મનું જોર જામ્યા પછી થયા હોય. ભાગવતકારે ઉપર દ્રાવિડ ભક્તોની જે પ્રશંસા કરી છે, એવી પ્રશંસા વૈષ્ણવ આલવારોની પ્રસિદ્ધિ પછી જ થઈ શકે.

દક્ષિણભારતમાં પહેલાં બૌદ્ધ અને જૈનધર્મોનું જોર હતું. ભાગવત ઉપરથી એ વાત દેખાય છે. પછી ઈ. સ. છઠ્ઠા શતકમાં શૈવોનું જોર થયું. પછી સાતમા શતકના મધ્યભાગથી જૈનો અને શૈવો વચ્ચે વિરોધો પણ જાગ્યા. વૈષ્ણવ આલવારોનો મોટો ભાગ, એ વિષયના પૂરા અભ્યાસી ગોપીનાથરાવ કહે છે તેમ, કાવેરી અને તામ્રપર્ણી જ્યાં વહે છે ત્યાં ઈ. સ. ૭૦૦ થી ૯૦૦ વચ્ચે જન્મ્યો છે. (જુઓ; વૈષ્ણવ-

---

૧. कृष्णेनाम्ब गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया ।
सत्यं कृष्ण, क आह त्वेष मुसली मिथ्याम्ब पश्यताननं ॥
व्यादेहीति विदारिते (च) वदने दृष्ट्वा समस्तं जगत् ।
माता यस्य जगाम विस्मयपदं पायात् स वः केशवः ॥

૨ પુરાણવિવેચન પૃ. ૧૮૮

ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. ૨, પૃ. ૧૬૪ થી ૧૬૬ ) માટે એ હકીકત નોંધનાર ભાગવત ઈ. સ. આઠમા શતક પહેલાં ન હોઈ શકે.

વળી વિષ્ણુપુરાણુ વગેરેથી જુદી રીતે ભાગવત હર્યશ્વો નારાયણુ સરોવર ગયા એ રીતે ( મા. ૬, અ. ૫ ) કચ્છના નારાયણુ સરોવરનો ઉલ્લેખ કરે છે. ( પુરાણોમાં એક બ્રહ્મવૈવર્ત જ ભાગવતને અનુસરે છે). વળી તીર્થો ગણાવતાં શ્રીરંગને ગણાવ્યું છે. શ્રીરંગ માટે દશમા શતકથી ઐતિહાસિક પુરાવા મળે છે અને તે પહેલાં દોઢસોએક વર્ષથી હોય; કુલશેખર આલવાર પછી એનું જોર વધ્યું હશે. ટૂંકામાં બધા પુરાવા જોતાં શ્રીમદ્ ભાગવત ઈ. સ. ૭૦૦ પછી રચાયું હોવું જોઈએ.

આ પૂર્વમર્યાદા બાંધવા માટે ઘણાં કારણો છે. જો કે એ બધાં આ લેખમાં નથી આવ્યાં. વિષ્ણુપુરાણુનો સમય એ મોટામાં મોટું કારણ છે. માર્કણ્ડેયપુરાણ ઇ. સ. ૬૦૦ થી બહુ જૂનું નથી અને ભાગવતકારને માર્કણ્ડેયપુરાણુની ખબર છે. પુરાણોના પૌર્વાપર્યમાં વાયુ, મત્સ્ય અને બ્રહ્માંડનું કલિવંશવર્ણન ઇ. સ. ચોથા શતકના આરંભનું છે, વિષ્ણુનું તે પછીનું; અને ભાગવતમાં તો વિષ્ણુપુરાણુના ગદ્યનો પદ્યાત્મક અનુવાદ છે. વિષ્ણુપુરાણુ અને માર્કણ્ડેયપુરાણુ બન્ને વરાહ-મિહિર પછી રચાયાં છે. એટલે ભાગવતની પૂર્વમર્યાદા ઉપર જે નક્કી કરી છે તે, પુરાણોમાં એનું સ્થાન જોતાં બરાબર લાગે છે.

વળી માઘના શિશુપાલવધમાં આરંભમાં જ કૃષ્ણ પાસે નારદ આવે છે. આ પ્રસંગ મહાભારતમાં નથી. કદાચ માઘનો પોતાનો કલ્પેલો હોય. પણુ ભાગવતમાં કૃષ્ણુ પાસે નારદ આવે છે અને યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાનું ભગવાનને કહે છે. અને નારદના ગયા પછી કૃષ્ણુ ઉદ્ધવની સલાહ લે છે. ( જુઓ; મા. ૧૦, અ. ૭૦ ).

માઘને મળતી આ બન્ને વાત ભાગવતમાં છે. માઘનો સમય ખૂબ ચર્ચાયો છે. પણુ હમણાં વર્મલાતના લેખ ઉપરથી તે ઈ. સ. ૭૦૦ની આસપાસમાં ઠર્યો છે. ( જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા, મા. ૭ અ. ૨ પા. ૧૭ ).

વળી નાથમુનિ પહેલાંના આલવારોએ જેમ શંકરાચાર્યનું ખંડન નથી કર્યું તેમ ભાગવતકારે પણુ નથી કર્યું; ઊલટું શ્રીમદ્ ભાગવતમાં કેટલેક ઠેકાણે શંકરાચાર્યની અસર દેખાય છે. જો એ સાચું હોય તો શ્રીમદ્ભાગવત ઈ. સ. ૮૦૦ થી ૮૨૫ વચ્ચે જ રચાયું હોવું જોઇએ. અને ખોટું

હોય અથવા એવા કટકાઓ પ્રક્ષિપ્ત હોય, તો આઠમા શતકના મધ્ય ભાગમાં રચાયું હોય. પુરાવિદ્ પાર્જિટર નવમા શતકમાં ભાગવત રચાયું છે એમ માને છે.

### શ્રી. શંકરાચાર્ય અને શ્રીમદ્ ભાગવત

શ્રીમદ્ ભાગવતમાં ભરેલાં અદ્વૈતજ્ઞાનને વાંચીને ઘણા પૌરાણિકો ભાગવતમાં શાંકરવેદાન્ત ભર્યું છે એમ જ માને છે. પણ વસ્તુતઃ એમ નથી. ભાગવતનું પોતાનું સ્વતંત્ર અદ્વૈતદર્શન છે જે, શંકરના કેવલાદ્વૈતથી રામાનુજના વિશિષ્ટાદ્વૈતથી અને શ્રી. વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતથી જુદું છે, પણ ત્રણેયને કેટલાક અંશમાં મળતું છે. ભાગવતમાં શાંકરમતને મળતાં વચનો છે, તેમ એ મતનું ખંડન કરે એવાં પણ છે. ભાગવતકારે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય કે વલ્લભાચાર્ય પેઠે તત્ત્વજ્ઞાનનો અમુક વાદ સળંગ બરાબર યોજ્યો છે એમ હું કહેતો નથી. ભાગવત એ રીતે દાર્શનિક ગ્રન્થ નથી, પુરાણ પેઠે વિચારોની છૂટ રાખે છે. છતાં એમાં જે જ્ઞાનવાદ છે તે અદ્વૈતવાદ છે; દ્વૈતવાદ તો નથી જ. એટલું જ નહિ પણ ૩૫ વર્ષ પહેલાં શ્રી. આનંદશંકર ધ્રુવે કહ્યું હતું તેમ, “ભાગવતનો માયાનો સિદ્ધાન્ત જેવો શાંકરવેદાન્ત સાથે મળે છે તેવો બીજા એકે વેદાન્તસંપ્રદાય સાથે મળતો નથી.[1] હવે શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ તો એ મતના આચાર્યે ભાગવત ઉપર ટીકા લખેલી છે. પણ ભાગવતમાં સળંગ શુદ્ધાદ્વૈતવાદ જ હોય એમ એ પુરાણને નિષ્પક્ષ દૃષ્ટિએ જોતાં નથી લાગતું. સમગ્ર ભાગવત ગ્રન્થનો કોઈ પણ સંપ્રદાયને અનુસર્યા વગર અર્થ કરવાની અહીં જગ્યા નથી. સૌથી જૂની શ્રીધરી ટીકા મૂળનો સૌથી વધારે સીધો અર્થ કરે છે. અહીં તો ભાગવતના સમયના વિચારને અંગે શાંકરદર્શનના કેટલાક ખાસ સિદ્ધાન્તો ભાગવતનાં વચનોમાં મને દેખાય છે તે દાખલારૂપે બતાવ્યાં છે. એવા વધારે દાખલા વિવેકી વાંચનાર મૂળમાંથી શોધી શકશે.

(૧) **જીવ-ઈશ્વરનો ભેદ** :— શ્રી. શંકરાચાર્ય જીવ – ઈશ્વરનો વાસ્તવભેદ માનતા નથી. જે ભેદ દેખાય છે, તે દેહાદિઉપાધિનિમિત્ત છે એમ કહે છે. શ્રીમદ્ ભાગવતમાં એક ઠેકાણે સ્પષ્ટ વચન છે કે, “પુરુષ અને ઈશ્વરમાં જરા પણ વિલક્ષણતા નથી :—

---

૧ જુઓ; કાવ્યતત્ત્વવિચાર પૃ. ૨૬૯

पुरुषेश्वरयोरत्र न वैलक्षण्यमण्वपि ।

भा. ११-२२-११

આ જ વાત જુદી જુદી રીતે બીજે અનેક ઠેકાણે કહી છે. પુરંજનાખ્યાનમાં હંસરૂપ પરમાત્મા માનસહંસરૂપ પુરુષને કહે છે કે, "હું જ તું છો, તું કોઈ બીજો નથી, તું એ જ હું એમ સમજજે; આપણી વચ્ચે જ્ઞાનીઓ જરા પણ અંતર જોતા નથી."

अहं भवान् न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भोः ।
न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि ॥

४-२ ८-६२

(૨) "એક જ પરમેશ્વર માયાવી પેઠે માયાથી અવિદ્યાથી અનેકરૂપ દેખાય છે," એમ શંકરાચાર્યનો મત છે.

શ્રીમદ્ ભાગવત ઘણા સ્થળે લગભગ એમ જ કહે છે. ધ્રુવ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે, "હે ભગવાન તમે એક જ પુરુષ તમારી ઘણા ગુણવાળી માયારૂપ શક્તિથી, આ મહત્તત્ત્વ વગેરે સર્વ જગત્ ઉત્પન્ન કરીને તેમાં અનુપ્રવેશ કરવાથી લાકડાંઓમાં અગ્નિ પેઠે, તે માયાના ખોટા પદાર્થોમાં જુદા જુદા રૂપે દેખાઓ છો."[1]

શંકરાચાર્ય માયાને સત્ કે અસત્ કાંઇ ન કહી શકાય એવી ગણે છે.[2] ભાગવત પણ ભગવાનની દૈવી પ્રકૃતિને સદસદાત્મિકા કહે છે.[3]

---

१ एकस्त्वमेव भगवन्निदमात्मशक्त्या ।
मायाख्ययोरुगुणया महदाद्यशेषम् ।
सृष्ट्वानुविश्य पुरुषस्तदसद्गुणेषु ।
नानेव दारुषु विभावसुवद्विभासि ॥

भा. ४-९-७

२ नामरूपे तत्त्वान्यत्वाभ्यामनिर्वचनीये संसारप्रपञ्च—
बीजभूते सर्वज्ञस्येश्वरस्य माया शक्तिः प्रकृतिः... ।

ब्र. सू. अ. २-१-१४

३ सा वा एतस्य संद्रष्टुः शक्तिः सदसदात्मिका माया...

भा. ३-५-२५

तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकाम् ।

भा. ३-२८-४४

(૩) બંધમોક્ષ વ્યવસ્થા – શ્રીમદ્ ભાગવત ખરી રીતે ભક્તિનું શાસ્ત્ર છે. ભક્તિના ઊંડા રહસ્યનું વિવેચન કરવું અને ભગવાનની ભક્તિમાં લોકોનાં મન આકર્ષવાં એ આ પુરાણનું મુખ્ય લક્ષ્ય છે. ભક્તિને એ મોક્ષનું સાધન ગણે છે. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણેનો સમન્વય સાધનાર આ પુરાણ "અવિદ્યાથી પુરુષને અનાદિ બંધ થયો છે અને વિદ્યા વડે મોક્ષ થાય છે" એમ કહે છે[૧] ત્યારે બહારની અસરની શંકા પડે છે. શંકરાચાર્ય પણ અનાદિ અવિદ્યાથી બન્ધ અને વિદ્યાથી મોક્ષ થાય છે એમ માને છે.[૨] (જુઓ; બ્રહ્મસૂત્રના શાંકરભાષ્યનો ઉપોદ્‌ઘાત). પણ સમાનતા અહીં અટકતી નથી. પણ શ્રીમદ્ ભાગવત "બન્ધ અને મોક્ષ વસ્તુતઃ નથી"[૩] એમ કહે છે ત્યારે તો એમાં ગૌડપાદની "કોઈ બદ્ધ પણ નથી, કોઈ સાધક પણ નથી, કોઈ મુમુક્ષુ યે નથી અને કોઈ મુક્ત નથી."[૪] એ કારિકાનો રણકો સંભળાય છે.

(૪) જેનાથી બ્રહ્માત્મૈક્યનો બોધ થાય એને શંકરાચાર્ય મોક્ષપ્રદ વિદ્યા ગણે છે. ભાગવતમાં પણ આ મતલબનાં વચનો મળે છે. "બ્રહ્મદર્શન એ જ જ્ઞાન"[૫] "ઐકાત્મ્યદર્શન એ જ જ્ઞાન."[૬]

(૫) ભગવાને આ સૃષ્ટિને પોતાની માયાશક્તિથી ઉત્પન્ન કરી છે એ ભાગવતનો સૃષ્ટિ વિષે સામાન્ય સિદ્ધાન્ત છે. છતાં કોઈ ઠેકાણે

---

૧ बन्धोऽस्याविद्ययानादिर्विद्यया च तथेतरः । ११–११–४

२ तथा ह्यविद्याकृतत्वाद्बन्धस्य विद्यया मोक्ष उपपद्यते ॥
ब्र. सू. भा. ३–२–२९

३ बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम् ॥
भा. ११–११–१

अतो न बन्ध स्तव नैव मोक्षः । भा. १०–४८–२२

पश्यन् बन्धं च मोक्षं च मायामात्रं न वस्तुतः ।
भा. ७–१३–६

४ न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ गौडपादीय कारिका

५ ज्ञानं यद्‌ब्रह्मदर्शनम् । भा. ३–३२–२३

६ ज्ञानं चैकात्म्यदर्शनम् । भा. ११–१९–२७

"દ્રષ્ટામાં દશ્યપણાનો અજ્ઞાનીઓએ આરોપ કર્યો છે"[1] એ જાતનું શાંકરવેદાન્તના વિવર્તવાદના સિદ્ધાન્તનું વચન મળે છે.

(૬) ઘટાકાશ અને મહાકાશ જેવો જીવાત્મા અને પરમાત્માનો સંબંધ છે (જુઓ; ब्र. सू. भा. ૨–૧–૧૪), એમ શંકરાચાર્ય સ્પષ્ટ કહે છે. ભાગવતકાર એક સ્થળે એ જ દાખલો આપે છે.[2]

(૭) શંકરાચાર્ય કર્મથી કર્મનો નાશ ન જ થાય એ વાત બહુ જોરથી કહે છે. ભાગવતમાં પણ એક સ્થળે કહ્યું છે કે, "કર્મથી કર્મનો આત્યંતિક નાશ થતો નથી."[3]

(૮) જ્ઞાનીનાં સંચિતકર્મ અને ક્રિયમાણનો જ્ઞાનથી નાશ થાય, પણ પ્રારબ્ધનો ન થાય; એટલે જ્યાં સુધી પ્રારબ્ધ ભોગવાઈ રહે ત્યાં સુધી જ્ઞાનીનો દેહ એ કર્મના બળથી ટકી રહે એ પ્રમાણે શંકરાચાર્ય માને છે (જુઓ; ब्र. सू. ૪–૧–૧૫); અને ભાગવત પણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે – મુક્ત પણ જાતે અભિમાનશૂન્ય હોવા છતાં પ્રારબ્ધ ભોગવતાં ભોગવતાં પોતાનો દેહ ધારણ કરે છે.[4] જીવન્મુક્તિની બાબતમાં શંકરાચાર્ય કે એના સમકાલીન સુરેશ્વરાદિ શિષ્યો કરતાં ભાગવત આગળ વધેલું છે. અને પાછળના વિદ્યારણ્ય જેવા વેદાન્તીઓ જીવન્મુક્તિના વિચારમાં ભાગવતમાંથી ઉતારા કરે છે એ અન્યત્ર દર્શાવ્યું છે.

ઉપર દિગ્દર્શક તરીકે શાંકરવેદાંતની અસરના થોડા દાખલા આપ્યા છે અને એ જ દિશામાં શોધ કરનારને બીજા ઘણા મળે એમ છે. પણ શ્રી. શંકરાચાર્ય પહેલાં એક કરતાં વધારે ઔપનિષદ વિચારકો

---

१ एवं द्रष्टरि दृश्यत्वमारोपितमबुद्धिभिः ।
भा. १–३–३१

२ ब्रह्मण्यात्मानमाधारे घटाकाशमिवाम्बरे ।
भा. १–१३–५६

३ कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते ।
भा. ६–१–११

४ मुक्तोऽपि तावद्बिभृयात्स्वदेहं
प्रारब्धमश्नन्नभिमानशून्यः ।
यथानुभूतं प्रतियातनिद्रः
किं त्वन्यदेहाय गुणान्न वृङ्क्ते ।
भा. ५–१–१६

થઇ ગયા છે એમ શંકરાચાર્યનાં ભાષ્યો તથા એ ઉપરની ટીકાઓ જોતાં જણાય છે (જુઓ; હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉ. ૧૫૦). એટલે ઉપર કહ્યું છે તે પ્રકારની બધી અસર શંકરાચાર્યની જ છે કે એમના પહેલાના કોઈ અદ્વૈતવાદીની છે એ કહેવું મુશ્કેલ પડે; પણ એ બધા સિદ્ધાન્તો એક સાથે શંકરાચાર્ય પહેલાંના કોઇ એક આચાર્યના હોય એમ માનવાનું કારણ નથી. વળી નીચે આપેલા દાખલા સ્પષ્ટ ઉતારાના સૂચક છે.

ગૌડપાદાચાર્યે માધ્યમિક બૌદ્ધો પાસેથી ઘણું લીધું છે એમ આધુનિક ઐતિહાસિક વિચારકોનો મત છે. (જુઓ; હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉ. ૧૯૬) કારિકામાં ગૌડપાદે વાપરેલો અલાતશાન્તિ શબ્દ પણ બૌદ્ધ છે. હવે ભાગવતકારે " આ જગતને જોરથી ફરતા અલાતચક્ર જેવું અને મનના વિલાસરૂપ કહ્યું છે."[1] આ બે ય વાતો બૌદ્ધ સિદ્ધાન્તની છે. પણ ભાગવતકારે બૌદ્ધો પાસેથી લીધી હોય એ કરતાં ગૌડપાદ પાસેથી લીધી હોવાનો સંભવ વધારે છે.

નીચેનાં વચનોમાં મને શંકરાચાર્યના શબ્દોની સાક્ષાત અસર હોય એમ લાગે છે.

द्रष्टुश्च भान्ति अतदधर्मा यथाग्नेर्दारुविक्रिया ।

भा. ६–१–९

અનેકપણું, જન્મ, નાશ, ક્ષય, વૃદ્ધિ વગેરે દ્રષ્ટાના ધર્મો ન હોવા છતાં દ્રષ્ટાના ભાસે છે. આમાં અતદ્ધર્મા શબ્દ શંકરનો છે ( જુઓ; શારીરિક ભાષ્યનો ઉપોદ્ઘાત ).

सौवीरपतिरपि सुजनसमवगतपरमात्मसतत्त्व आत्मन्यविद्यारोपितां देहात्ममतिं विससर्ज ।  भा. ५–१३–२५

આ વચનમાં કહેલો સિદ્ધાન્ત તો શાંકરવેદાન્તનો છે જ, પણ

---

१ देहोऽपि दैववशगः खलु कर्म यावत्
स्वारम्भकं प्रतिसमीक्षत एव सासुः ।
ईक्षेत विभ्रममिदं मनसो विलासं
दृष्टं विनष्टमतिलोलमलातचक्रम् ॥

भा. ११–१३–३४

એ વાકય વાંચતાં જાણે શંકરાચાર્યના ભાષ્યનો કટકો વાંચતા હોઈએ એવું લાગે છે. ' अविद्याध्यारोपित ' તો શાંકરભાષ્યનો ખાસ શબ્દ છે. (જુઓ; ब्र. सू. ४-२-१४ भाष्य )

પંચમ સ્કંધમાં અને ષષ્ઠ સ્કંધનાં ગદ્યોમાં બીજા પણ એવા કટકાઓ છે, કે જે વાંચતાં શાંકરભાષ્યની શૈલી યાદ આવે છે.

રજ્જુમાં સર્પબુદ્ધિ ( भा. ६-९-३७ ) વગેરે શાંકરવેદાન્તના પ્રસિદ્ધ દાખલાઓ ભાગવતમાં મળે છે, પણ એ દાખલાઓ જૂના વખતથી વપરાતા હોવાનો સંભવ છે. બૌદ્ધસાહિત્યમાં તથા મહાભારતના શાન્તિપર્વમાં પણ મળે છે.

सर्वप्रत्ययसाक्षिण आकाशशरीरस्य साक्षात्परब्रह्मणः परमात्मनः ।
भा. ६-९-४२

આ વચનને શંકરાચાર્યના નીચેના વચન સાથે સરખાવો.

एवमहंप्रत्ययिनमशेषस्वप्रचारसाक्षिणि प्रत्यगात्मनि ।
( ब्र. सू. भाष्यनो ઉપોદ્ઘાત )

શ્રીમદ્ ભાગવત ભગવાન કૃષ્ણને कृष्णस्तु भगवान्स्वयम् (१-३-२८) એમ કહીને પૂર્ણાવતાર ગણે છે, ( ભાગવતમાં ક્વચિત્ અંશાવતારનાં વચનો પણ મળે છે ); અને પરમાત્મા પોતે જ ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે અવતાર લે છે, એ ભાગવતનો સામાન્ય સિદ્ધાન્ત છે. છતાં કૃષ્ણ માટે એક સ્થળે કહે છે કે :—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मानां
जगद्धिताय सोऽप्यत्र देहीवाभाति मायया ॥
भा. १०-१४-५५

શુકદેવજી કહે છે : " કૃષ્ણને તમે બધા પ્રાણીઓના આત્મારૂપે જાણો. અને તે સર્વાત્મા પણ અહીં જગતના કલ્યાણ માટે માયાથી શરીરવાળા હોય તેવા ભાસે છે. "

શ્રી. શંકરાચાર્ય પણ ગીતાભાષ્યના આરંભમાં લગભગ આ રીતે જ કહે છે:—

स च भगवान् ज्ञानैश्वर्यशक्तिबलवीर्यतेजोभिः सदासंपन्नस्त्रिगुणात्मिकां वैष्णवीं स्वां मायां मूलप्रकृतिं वशीकृत्याजोऽव्ययो भूतानामीश्वरो नित्यशुद्ध

बुद्धमुक्तस्वभावोऽपि सन् स्वमायया देहवानिव जात इव लोकानुग्रहं कुर्वन् लक्ष्यते[1] ।

ભગવાન કૃષ્ણ (ગીતાનો ઉપદેશ કરનાર) લોકાનુગ્રહ કરતા પોતાની માયાથી જન્મ્યા હોય, દેહવાળા હોય, એવા દેખાય છે, એ શંકરાચાર્યના શબ્દો અને ભાગવતના ઉપલા શબ્દો લગભગ એક જ છે. વળી "માયાથી દેહવાળા જેવા લાગે છે–વસ્તુતઃ નથી." એ શંકરાચાર્યનો તો ખાસ સિદ્ધાન્ત છે, પણ ભાગવતકારનો નથી; એ જોતાં પહેલાની બીજા ઉપર અસર હોવાનો ચોખ્ખો સંભવ લાગે છે. ( શ્રી. વલ્લભાચાર્ય આ અધ્યાયને પ્રક્ષિપ્ત ગણે છે એટલું અત્રે કહેવું જોઇએ).

ઉપરના શ્રીશંકરાચાર્યના વચનમાં नित्यशुद्धबुद्धमुक्तस्वभाव એ શબ્દો આવે છે. બ્રહ્મના વર્ણન માટે શંકરાચાર્યના એ ખાસ શબ્દો છે, એમનાં ભાષ્યોમાં વારંવાર આવે છે. અને શંકરાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે બ્રહ્મનું એ શબ્દોમાં વર્ણન એટલું યુક્તિયુક્ત છે કે, શંકરાચાર્યે પોતે જ એ શબ્દો ઘડયા લાગે છે. પણ ભાગવતમાં એક સ્થળે આ શબ્દો થોડા ફેરફાર સાથે વપરાયા છેઃ—

त्वं नित्यमुक्तपरिशुद्धविशुद्ध आत्मा ।
कूटस्थ आदिपुरुषो भगवंस्त्र्यधीशः ॥

ભા. ૪–૯–૧૫

મારી પાસેની ભાગવતની છાપેલી પ્રતમાં આ રીતે પાઠ છે અને મારી પાસે બીજી હસ્તલિખિત કે છાપેલી પ્રત નથી, પણ 'પરિશુદ્ધ' અને 'વિશુદ્ધ'નો અર્થ એક જ છે; એ જોતાં વિશુદ્ધ બદલે विबुद्ध પાઠ હોવાનો સંભવ લાગે છે. અને નિત્ય, મુક્ત, શુદ્ધ, બુદ્ધ અને કૂટસ્થ એ રીતે આદિ પુરુષનું વર્ણન શંકરાચાર્ય પહેલાં કોઇએ કર્યું હોય એ માની શકાય એવું નથી. ઉપલો શ્લોક વાંચતાં જ શંકરાચાર્યના 'નિત્ય, શુદ્ધ – બુદ્ધ – મુક્ત – સ્વભાવ' શબ્દો યાદ આવે છે. વળી ह्यध्यासोऽ विद्यया कृतः એ ભાગવત ( ૧૧–૨૬–૩૮ ) ના શબ્દોમાં શંકરાચાર્યના "अविद्याध्यासतः सर्वं ज्ञात आत्मान्यसद् भवेत् ( ઉપદેશસહસ્રી ) એ શબ્દોનો પડઘો સંભળાય છે. ભાગવત-

૧. શંકરાચાર્યના પોતાના नित्यथी इव સુધીના શબ્દો છે; બાકીના ગીતાના તથા પૌરાણિક માન્યતાના અનુવાદરૂપ છે.

કારને વિશાળ સંસ્કૃત સાહિત્યનો પરિચય છે એ ઉપર કહ્યું જ છે. ઉપનિષદો, ગીતા, મહાભારતના બીજા ભાગો, વૈશેષિકદર્શન, ન્યાયદર્શન, સાંખ્ય – ઈશ્વરકૃષ્ણની કારિકાનું સાંખ્ય, યોગશાસ્ત્ર – પૂરક, રેચક, કુંભક વગેરે યોગની પ્રક્રિયાઓ પણ, – માધ્યમિક બૌદ્ધદર્શન, પૂર્વ-મીમાંસા અને શંકરાચાર્ય પહેલાંના ભેદાભેદવાદી ભર્તૃપ્રપંચમત તથા બીજા વેદાંતી આચાર્યોના મતો વગેરેનો ભાગવતકારને પરિચય છે, અને જુદેજુદેથી પોતાને રુચતી વસ્તુ ભાગવતકાર ઉપાડી લે છે, એટલું કબૂલ કર્યા છતાં ઉપર જે દાખલાઓ આપ્યા છે, તે બધાનો ખુલાસો શંકરાચાર્યની અસર માન્યા વગર કોઇ રીતે થઈ શકતો નથી.

શ્રી. શંકરાચાર્યે પુરાણમાંથી બ્રહ્માત્મૈકય પ્રતિપાદક વચન બ્રહ્મસૂત્ર-ભાષ્યમાં ઉતાર્યું છે (જુઓ; ૨–૧–૧), એ શ્લોક થોડા થોડા ફેરફાર સાથે વાયુપુરાણમાં મળે છે. પણ જો ભાગવતનાં સ્પષ્ટ બ્રહ્માત્મૈકય પ્રતિપાદક વચનો શંકરાચાર્ય પાસે હોત તો તો પ્રસ્તુત પ્રસંગે એમાંથી એકાદ જરૂર ઉતારત; પણ નથી ઉતાર્યું, એ ઉપરથી શ્રીશંકરાચાર્યને ભાગવતની ખબર નથી અને ઉપર આપેલા દાખલાઓથી ભાગવતકારને શ્રીશંકરાચાર્યના ગ્રન્થોનો પરિચય છે, એમ મારા અભિપ્રાય પ્રમાણે તો સાબિત થાય છે.

શ્રી. શંકરાચાર્યના ગ્રન્થો રચાયા કે તરત પ્રસિદ્ધ થયા હતા અને તે ઉપર ટીકાઓ વગેરે પુષ્કળ સાહિત્ય ઉત્પન્ન થવા માંડયું હતું. વળી દક્ષિણમાં વૈષ્ણવોએ દશમા શતકથી શાંકર વેદાંતનો વિરોધ કરવા માંડયો છે. ભાગવત આ વિરોધ પહેલાંનો ગ્રંથ છે એટલે શંકરાચાર્ય પછી તરતમાં નવમા શતકના આરંભમાં ઇ. સ. ૮૦૦ થી ૮૨૫માં રચાયો હોય એ સંભવિત લાગે છે.

અહીં એક બીજી વાત પણ નોંધવા જેવી છે. આ પુરાણો વ્યાસનાં રચેલાં ગણાય છે અને એના અજ્ઞાત કવિઓ પોતાને તદ્દન અંધારામાં રાખે છે. એ સ્થિતિમાં નવું રચાયેલું કોઈ પણ પુરાણ રચાયા પછી તરત પ્રસિદ્ધ થઈ શકે એ બને એવું નથી. એવું પુરાણ લખાયા પછી કોઈ મંદિરના પુસ્તકાલયમાં એ પોથી અમુક કાળ પડી રહે અને ૫૦–૧૦૦ વર્ષ પછી એ મંદિરના કોઈ વિદ્વાન આચાર્યે અચાનક પોથીઓ તપાસતાં એ પુરાણને જુએ, પોતાના શિષ્યોને બતાવે અને પ્રસિદ્ધ કરે, એવી રીતે પુરાણોની પ્રસિદ્ધિ, એની રચના પછી અમુક કાળે જ થવાનો સંભવ છે.

હવે જો ઇ. સ. ૮૨૫ થી ૮૫૦ સુધીમાં થયેલા કુલશેખર આલવારને આ પુરાણ જાણવામાં હતું એમ માનીએ—જો કે એવું માનવાની પણ જરૂર નથી—તો તે ઉપરના કારણથી ઇ. સ. ૭૫૦ પછી ન રચાયું હોવું જોઇએ. પણ આગળ બતાવ્યું છે તેમ શંકરાચાર્યની ભાગવત ઉપર અસર થઈ હોય તો, ઇ. સ ૮૦૦ પહેલાં તે ન રચાઈ શકે. એટલે કાં તો ભાગવતતંત્ર કે બીજા કોઈ નામથી આ પુરાણ ઈ. સ. આઠમા શતકના પહેલા ભાગમાં પહેલાં રચાયું અને પછી નવમા શતકમાં એમાં કોઇએ ઉમેરા કર્યા[1], એમ હોય; અથવા તો ભાગવતમાં કુલશેખરે ઉતાર્યા છે એવા શ્લોકો એ વખતના વૈષ્ણવ સ્તોત્રોમાંથી ભાગવતકારે લીધા હોય અને કુલશેખરે પણ એ મૂળમાંથી જ ઉતારો કર્યો હોય, અથવા કુલશેખર જેવા કોઈના જાણવામાં એ પુરાણ તરત આવ્યું હોય. ગમે તેમ હો, પણ શ્રીમદ્ ભાગવત અત્યારે છે તેવું, ઈ. સ. ૮૦૦ પહેલાં નથી રચાયું અને નવમા કે દશમા શતકમાં કદાચ કોઈ કોઇ ભક્તોના જાણવામાં હશે. પણ એની સાર્વત્રિક પ્રસિદ્ધિ બારમા શતકમાં થઈ. પછી દર સૈકે આ મહાપુરાણની પ્રતિષ્ઠા વધતી ગઇ અને છેવટે ૧૬મા શતકમાં વેદ અને ગીતા જેટલી એની પ્રતિષ્ઠા થઇ ગઈ.

## નોંધ, સં. ૧૯૯૬ : વૈશાખ

પુરાતત્ત્વ પુ. ૫માં ઉપરનો લેખ છાપતાં તેના સંપાદક શ્રી. રસિકલાલ પરીખે એ લેખના અન્તે (પૃ. ૧૨૪માં) ટીપમાં નન્દીસૂત્રમાં ભાગવતનો ઉલ્લેખ છે અને એ સૂત્રગ્રન્થના કર્તા દેવર્ધિગણિનો સમય ઈ. સ. ૪૫૪ના અરસામાં છે. આથી ભાગવત ઇ. સ. પાંચમા સૈકામાં પ્રસિદ્ધ હતું એમ જણાય છે. આ ભાગવત તે હાલનું ભાગવત કે બીજું કોઇ ભાગવત કે હાલના ભાગવતની મૂળ આવૃત્તિ એ કહેવું શકય નથી; આ મતલબની સાવચેતીભરી નોંધ કરી છે.

---

૧. ભાગવતમાં પ્રક્ષિપ્ત કટકાઓ છે એ તો નક્કી જ. શ્રી. વલ્લભાચાર્ય દશમસ્કંધના ત્રણ અધ્યાયો પ્રક્ષિપ્ત માને છે. (બીજા ટીકાકારો એ અધ્યાયોને પ્રક્ષિપ્ત નથી માનતા). વળી **શ્રીવૈષ્ણવમતં** તથા એ રીતે એક સ્થળે શબ્દો છે (ભા. ૩–૨–૭૮). આ અર્ધો કે આખો શ્લોક તો ચોખ્ખો ઘુસી ગયેલો છે.

ભાગવત પુરાણુના સમયને મારા ઉપરના નિર્ણયથી પ્રાચીનતા તરફ ખેંચી જનાર નન્દીસૂત્રના આ ઉલ્લેખ ઉપરાંત માઠરવૃત્તિનો પુરાવો પણ રજૂ કરવામાં આવે છે એટલે એ બેયનો વિચાર અહીં કરી લેવો યોગ્ય છે.

પણ ભાગવતના સમયના વિચારમાં અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે, ઉપલા લેખમાં ભાગવતની રચના શંકરાચાર્ય પછી ઇ. સ. નવમા શતકમાં થઇ હોવા બાબતમાં મેં જે પુરાવા આપ્યા છે, તે નિર્ણાયક છે કે નહિ ?

એ પુરાવાઓ ટૂંકામાં નીચે પ્રમાણે છેઃ—

૧. શ્રીમદ્ ભાગવતની બારમા શતકની પહેલાં સામાન્ય પ્રસિદ્ધિ જોવામાં નથી આવતી. ભાગવત જેવા ભક્તિમાર્ગમાં ખાસ ભાત પાડનાર અને પ્રથમ કોટિના ગ્રન્થની પ્રસિદ્ધિ ન હોવી એ ઘણું સૂચક છે.

૨. રામાનુજાચાર્ય ( ૧૧મું શતક ) અને નિમ્બાર્કાચાર્ય ( ૧૨મું શતક )નું ભાગવત વિષે મૌન બારમા શતક પહેલાં વૈષ્ણવધર્મના પ્રમાણગ્રન્થ તરીકે ભાગવતની પ્રસિદ્ધિ ન હોવાનો પુરાવો છે.

૩. વાચસ્પતિ મિશ્ર (ઇ. સ. ૮૫૦) ભામતીમાં વિષ્ણુપુરાણુમાંથી નામ વગર ઉતારો કરે છે, અને યોગસૂત્રના ભાષ્યની ટીકામાં વિષ્ણુ-પુરાણુમાંથી નામ સાથે ઉતારો કર્યો છે.[૧] જ્યારે ભાગવતનો ઉલ્લેખ કરતા નથી.

૪. શંકરાચાર્ય ગીતા, મહાભારત ઉપરાંત પુરાણુમાંથી ઉતારા કરે છે, જે વિષ્ણુ, માર્કંડેય અને બ્રહ્માંડમાં મળે છે.[૨] અને જે સ્થળે અદ્વૈત પ્રતિપાદક પૌરાણિક વચન ઉતારવાની શંકરાચાર્યને જરૂર પડી છે ત્યાં પણ ( બ્ર. સૂ. ૨–૧–૧ ) વાયુપુરાણુમાંથી એક શ્લોક ઉતાર્યો છે, જ્યારે તે કરતાં વધારે સ્પષ્ટ બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદક વચનો ભાગવતમાં મળતાં હોવા છતાં ઉતાર્યા નથી, એ ભાગવતની અપ્રસિદ્ધિ સૂચવે છે.[૩]

૫. બાણુ કવિએ કૃષ્ણનાં બાલચરિત્રને ઉદ્દેશીને પુષ્કળ ઉલ્લેખો કાદંબરીમાં કર્યા છે. પણ એમાંથી એક પણ એવો નથી કે જેનું

---

૧. જુઓ; યોગસૂત્ર ૨–૧–૧ની વાચસ્પતિની ટીકા.

૨. જુઓ; મારું, 'પુરાણુ વિવેચન' પૃ.૮ થી ૧૪. વળી ગીતા, અ. ૧૫ શ્લો. ૧ના શાંકરભાષ્યમાં પુરાણુમાંથી શ્લોકો ઉતાર્યા છે. તે બ્રહ્માંડપુરાણુ અ૦ ૫માં મળે છે.

૩. જુઓ; મારું, 'પુરાણુ વિવેચન' પૃ. ૧૨

મૂળ હરિવંશમાં ન હોય અને ભાગવતમાં હોય; હરિવંશ અને વાયુનું તો બાણે નામ લીધું જ છે.[૧]

આ નિષેધાત્મક પુરાવાઓ જ એકલા હોત તો એ નિર્ણાયક કદાચ ન ગણાત પણ સાધક પુરાવા છે.

૬. શંકરાચાર્ય અને ગૌડપાદના વિચારોની ભાગવત ઉપર સ્પષ્ટ અસર હોવાના એટલું જ નહિ પણ એ બેયના શબ્દો અને વચનો ઉતાર્યા હોવાના દાખલા ઉપર આપ્યા છે.

૭. માઘના શિશુપાલવધમાંથી અમુક પ્રસંગ ભાગવતમાં લીધો હોવાનું અનુમાન ઉપર નોંધ્યું છે. પણ નીચેના દાખલામાં માઘના શબ્દો ભાગવતે ઉતાર્યા છે.

૮. युगान्तकालप्रतिसंहृतात्मन:
जगन्ति यस्यां **सविकाशमासत** ।
तनौ ममुस्तत्र न कैटभद्विषः
तपोधनाभ्यागमसंभवा मुदः ॥

શિશુપાલવધ સ. ૧ શ્લો. ૨૩

એ સાથે સરખાવો,

यमाहुराद्यं पुरुषं सहस्राङ्घ्र्यूरुबाहुकम् ।
यत्र विश्व इमे लोकाः । **सविकाशं समासते** ।

ભાગવત. ૩-૭-૨૨

ભાગવતના **सविकाशं समासते** શબ્દો માઘમાંથી લીધેલા છે. એથી ઊલટું શા માટે નહિ ? ઊલટું નહિ કારણ કે શિશુપાલવધમાં પ્રલય વખતે ત્રણે ય લોકને પોતામાં સમેટી લેતાં જે શરીરમાં જગ્યા વધી, તે શરીરમાં તપોધન (નારદ)ના આવવાથી ઉદ્ભવેલો આનંદ ન સમાયો એમ કહેવામાં ચમત્કાર હોવાથી, એ શબ્દોનું ઔચિત્ય છે, જ્યારે ભાગવતમાં એવું નથી; માટે ભાગવતે શબ્દો માઘમાંથી ઉપાડી લીધા છે.

૯. ભાગવતમાં દ્રવિડ દેશમાં જ્યાં કાવેરી અને તામ્રપર્ણી નદી વહે છે, ત્યાં 'પવિત્ર હૃદયવાળા વાસુદેવભક્તો થશે' એમ જે કહેલું છે તે સાતમાથી નવમા શતકમાં એ પ્રદેશમાં થયેલા આલવાર ભક્તોને

૧. એજન, પૃ. ૧૫ થી ૧૬.

લક્ષ્મીને જ સંભવે છે,[1] એ જોતાં સાતમા–આઠમા શતક પહેલાં ભાગવતનું એ વચન સંભવિત નથી.[2]

૧૦. પાર્જિટર કલિરાજવંશનાં ભિન્નભિન્ન પુરાણોમાં આપેલાં પાઠાંતરોના ક્રમ ઉપરથી ભાગવતને નવમા શતકમાં મૂકે છે.

માઘની તથા શંકરાચાર્યની જે અસર ઉપર નોંધી છે, તે એકલી જ ભાગવતનો સમય શંકરાચાર્ય પછી ઠરાવવા માટે મારે મતે પૂરતી નિર્ણાયક છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં આટલી કે આથી ઓછી પણ અસર ઇતિહાસવિદોએ પૂરતી ગણ્યાના અનેક દાખલા મળશે.

બારમા શતકમાં જેની સામાન્ય પ્રસિદ્ધિ થઇ છે તે ભાગવત વિષે દશમા શતકનો યામુનાચાર્યનો એક ઉલ્લેખ મળે છે અને નવમા શતકનો કુલશેખરનો સંદિગ્ધ ઉલ્લેખ મળે છે, એટલે ભાગવત પ્રસિદ્ધિ પહેલાં બસ્સો – ત્રણસો વર્ષ ઉપર ઇ. સ. નવમા શતકમાં રચાયું માની શકાય એમ મને લાગે છે.

આ નિર્ણયની સામે બે પુરાવા અપાય છે:–(૧) માઠરવૃત્તિનો અને (૨) નન્દીસૂત્રનો. આ બે ગ્રન્થોમાં ભાગવત વિષે શું છે તે પહેલાં જોઇએ.

સાંખ્યદર્શનના મુખ્ય પ્રમાણભૂત ગ્રન્થ સાંખ્યકારિકા ઉપર ગૌડપાદ-ભાષ્ય અને વાચસ્પતિની સાંખ્યતત્ત્વકૌમુદી ટીકા એ જૂનાકાળથી પ્રસિદ્ધ છે. પણ એ કારિકાઓ ઉપર જ એક માઠરવૃત્તિની યે હાથપ્રતો મળે છે. પણ એ ઉપર ડૉ. બેલ્વેલકરે ભાંડારકર કૉ–મેમોરેશન વૉલ્યૂમમાં ઈ. સ. ૧૯૧૭માં એક લેખ લખ્યો ત્યારથી એની વિશેષ પ્રસિદ્ધિ થઈ. એ લેખમાં તથા તે પછી ઇ. સ. ૧૯૨૩માં પ્રો. એ. હિલેબ્રૅન્ટની ૭૦મી જયન્તી નિમિત્તે પ્રગટ થયેલા નિબંધસંગ્રહમાં માઠરવૃત્તિ ઉપર જ લખેલા નિબંધમાં[3] એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે, પરમાર્થ

---

૧. વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. ૨, પૃ. ૧૬૪

૨. શંકરાચાર્યના અને ગૌડપાદના કહેવાતા અમુક ગ્રન્થોમાં ભાગવતમાંથી ઉતારા હોવાની દલીલ તથા એ ગ્રન્થોનું કર્તૃત્વ સંદિગ્ધ હોવાથી, એ દલીલની અનિર્ણાયકતા ઉપર નોંધી જ છે.

૩. આ નિબંધ 'એનલ્સ ઑફ ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ' ગ્ર. ૫, સં. ૨માં ૧૯૨૪માં છપાયો છે.

(ઈ. સ. ૫૫૦) સાંખ્યકારિકાની જે ટીકા ચીનમાં લઇ ગયેલ અને જેનું ચીનાઈ ભાષાન્તર મળે છે, પણ મૂળ સંસ્કૃત વિલુપ્ત થઈ ગયેલું મનાતું હતું, તે જ આ માઠરવૃત્તિ છે.[૧] જો આ અનુમાન સાચું હોય તો એથી અને શ્રી. રસિકલાલભાઈ તથા ડૉ. બેલ્વેલકર પણ ૧૯૨૩ના નિબંધમાં કહે છે તેમ બે પ્રાચીન જૈન ગ્રન્થો અનુયોગદ્વારસૂત્ર અને નન્દીસૂત્ર જેનો સમય અનુક્રમે ચોથા પાંચમા સૈકામાં ગણાય છે, તેમાં માઠરનો ઉલ્લેખ હોવાથી એ ચોથા શતકના આરંભનો ગ્રન્થ હોવો જોઈએ.[૨]

આ માઠરવૃત્તિ ચૌખમ્બા સંસ્કૃત સિરીઝમાં એક જ હાથપ્રત ઉપરથી છપાતાં તે સાથે સ્વ. સાક્ષર શ્રી. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ એક વિદ્વત્તા ભરેલી ભૂમિકા લખી: જેમાં એમણે લખ્યું છે કે: "આવૃત્તિમાંનું **यथा पङ्केन पङ्काम्मः** એ વચન શ્રીમદ્ ભાગવત (૧–૮–૫૨)માં છે અને **एष आतुरचित्तानां** એ શ્લોક થોડા પાઠભેદથી ભાગવત (૧–૬–૩૫) માં છે માટે ભાગવત એથી જૂનું છે, એવું અનુમાન થાય છે."

(૨) ભાગવતનો બીજો ઉલ્લેખ નન્દીસૂત્રમાં જૈનેતર ગ્રન્થો ગણાવતાં **नागसुहुमं, कणगसत्तरि, वइसेसिअं, बुद्धवयणं, तेरासिअं, काविलिअं लोगायय, सट्ठितंतं, माढरं, पुराणं वागरणं, भागवं, पायंजली.**[૩] એ રીતે છે. આમાં ભાગવં તે ભાગવત.

હવે પ્રશ્ન એ છે કે, બાણ, શંકરાચાર્ય અને વાચસ્પતિ જેવા સંસ્કૃત સાહિત્યના વિશાળ પરિચયવાળા વિદ્વાનોના મૌનની તથા માધ અને શંકરની સ્પષ્ટ અસરના પુરાવાની વિરુદ્ધ જઇને ભાગવતને નવમામાંથી ચોથા શતકમાં ખેંચી જવા જેટલી ઉપરના એ ઉલ્લેખોમાં શક્તિ છે કે એની બીજી કાંઈ ગતિ સંભવિત છે? તે તપાસીએ. પહેલું તો માઠરવૃત્તિ એ જ પરમાર્થવાળી ટીકા હોવા બાબતમાં

---

૧. પુરાતત્ત્વ, પુ. ૧. પૃ. ૧૫૨થી ૧૬૧માં શ્રી. રસિકલાલ પરીખે 'માઠરવૃત્તિનો સમય' નામનો લેખ લખ્યો છે. જેમાં ડૉ. બેલ્વેલકરના ભાં. કો. વો. વાળા લેખની દલીલો ઉતારવા સાથે પોતે નવી પણ ઉમેરી છે.

૨. જુઓ; પુરાતત્ત્વ પુ. ૧, પૃ. ૧૫૪, ૧૫૫

૩. જુઓ; પુરાતત્ત્વ પુ. ૫, પૃ. ૨૭૦ની ટીપ ૩૦ તથા વિન્ટરનીઝની હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટરેચર ગ્ર. ૨, પૃ. ૪૭૩ ઉક્ત બે પાઠ વચ્ચે થોડો પાઠભેદ છે.

શ્રી. બેલ્વેલકરનાં લખાણો વાંચ્યા પછી પણ કીથ જેવો વિદ્વાન સાશંક છે.[1] છતાં અનુયોગદ્વારસૂત્રમાં તથા નન્દીસૂત્રમાં માઠરનું નામ મળે છે.[2] એના જોરે માઠરવૃત્તિને ચોથા શતકનો ગ્રન્થ માનીએ તો પણ એથી ભાગવતના સમયને કશો લાભ થતો નથી. કારણ કે ઉપલબ્ધ માઠરવૃત્તિમાં ભાગવતમાંથી જે ઉતારા મળે છે, તે મૂળ માઠરમાં હોવામાં શંકા છે. શ્રી. બેલ્વેલકર માઠરવૃત્તિની જૂનામાં જૂની ઈ. સ. ૧૪૫૭ની તથા બીજી હાથપ્રતો તપાસ્યા પછી ઉપર કહેલા નિબંધમાં જ કહે છે તેમ માઠરવૃત્તિની બધી હાથપ્રતોમાં વિદ્યાર્થીઓને હાથે હાંસિયામાં થયેલા ઉતારાઓ મૂળમાં પેસી ગયા છે.[3] સંસ્કૃત હાથપ્રતોમાં આ પ્રકારનો પ્રક્ષિપ્ત ભાગ પુષ્કળ હોવાના પુષ્કળ દાખલાઓ હાથપ્રતોના અભ્યાસીઓને સુવિદિત છે. માઠરવૃતિમાં આવેલાં અનેક ઉદાહરણો આ પ્રકારનાં પ્રક્ષિપ્તો છે એમ શ્રી. બેલ્વેલકર કહે છે અને હસ્તામલક સ્તોત્રના **यथा दर्पणाभास आभास हानौ** એ ઉદાહરણનો દાખલો આપીને તો શ્રી. બેલ્વેલકર પેઠે સ્વ. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી પણ માઠરવૃત્તિમાં પ્રક્ષિપ્તો હોવાનો સ્વીકાર કરે છે.[4]

માઠરવૃત્તિની હાથપ્રતોની આવી પ્રક્ષિપ્તપ્રચુર સ્થિતિ જોતાં એમાં ભાગવતના જે બે શ્લોકો મળે છે, તે પણ પ્રક્ષિપ્ત હોવાનો સંભવ છે. જ્યાં એ શ્લોકો મળે છે ત્યાં એની ખાસ આવશ્યકતા નથી અને હાંસિયામાંથી પેસી ગયા છે, એ વસ્તુ એ સ્થાનોને એટલે કારિકા બે તથા ૫૧ ઉપરની માઠરવૃત્તિ ને એ જ કારિકા ઉપરનાં

---

૧. જુઓ; કીથનું સાંખ્ય સિસ્ટમ, ૧૯૧૮ પૃ. ૭૦ અને તેનું હિસ્ટરી ઓફ સંસ્કૃત લિટરેચર, ૧૯૨૮ પૃ. ૪૮૮.

૨. આ જૈનસૂત્રોમાં કેવળ સાંખ્યદર્શનના જ ચાર ગ્રન્થોનાં નામ છે:– (૧) કનકસપ્તતિ (એટલે સાંખ્યકારિકા), (૨) કાપિલ (કયા ગ્રન્થ હશે ? અત્યારે તો કોઈ મળતો નથી), (૩) ષષ્ટિતન્ત્ર અને (૪) માઠર. વળી મૂળકારિકા અને તેની માઠર ટીકા બેયનો ભિન્ન ઉલ્લેખ જરા વિચિત્ર લાગે છે.

૩. જુઓ; માઠરવૃત્તિ નામનો નિબંધ, એનલ્સ ઓફ ધી ભાંડારકર ઈન્સ્ટીટયૂટ ગ્ર. ૫. સં. ૨ પૃ. ૩૩, ૩૪

૪. એજન પૃ. ૩૪ તથા ચૌ. સં. સી.માં પ્રકાશિત માઠરવૃત્તિની ભૂમિકા પૃ. ૫.

ગૌડપાદભાષ્ય તથા વાચસ્પતિવિરચિત સાંખ્યતત્ત્વકૌમુદી સાથે સરખાવીને વાંચવાથી દેખાશે. ભાગવતના આ શ્લોકો ગૌડપાદભાષ્યમાં કે સાંખ્યતત્ત્વકૌમુદીમાં નથી.

ટૂંકામાં મારું વક્તવ્ય એ છે કે, ભાગવતનો સમય ઈ. સ. નવમા શતક પહેલાં જો બીજા પુરાવાથી ન જઈ શકતો હોય તો માઠરવૃત્તિના પુરાવાથી નહિ જઈ શકે. કારણ કે ભાગવતનું ઉદાહરણ પ્રક્ષિપ્ત હોવાનો સંભવ એ પુરાવાને નિરર્થક કરી નાખે છે.

ભાગવતને ઈ. સ. નવમા શતકથી પ્રાચીન કાળમાં ખેંચી જનાર બીજો પુરાવો નન્દીસૂત્રનો અપાય છે એ ઉપર કહ્યું જ છે. એમાં ખાલી 'ભાગવત' અને 'પુરાણ' એમ બે જુદાં નામ છે અને 'ભાગવતપુરાણ' એ રીતે સાથે નથી. હવે પુરાણ નામના એક કરતાં વધારે ગ્રન્થો ઈ. સ. પૂર્વે બીજા કે ત્રીજા શતકમાં વિદ્યમાન હોવા જોઇએ, એ મેં "પુરાણ વિવેચન" (પૃ. ૯૬–૯૭)માં બતાવ્યું છે; એટલે નન્દીસૂત્રમાં પુરાણનો ઉલ્લેખ હોવો અસ્વાભાવિક નથી. બાકી રહ્યું 'ભાગવત.' 'ભાગવત' શબ્દથી ભાગવતપુરાણ જ ઉદ્દિષ્ટ છે કે, ભાગવતધર્મીઓનો બીજો કોઈ ગ્રન્થ એ સમજાતું નથી. ભાગવતધર્મ ઈ. સ. પૂર્વે બીજા શતકમાં પ્રચલિત હતો.[1] અને એ ધર્મ પ્રચલિત હોય તો એનું કાંઈક સાહિત્ય પણ હોવું જોઇએ. જો કે અત્યારે એ ભાગવત સાહિત્યનો મહાભારત નારાયણીય પર્વમાં જે અંશ જળવાઈ રહ્યો છે તે જ પ્રાચીનતમ અંશ છે.[2] પણ એનું છૂટું સાહિત્ય પણ જૂના કાળમાં હશે. અને એ સાહિત્યનો સંગ્રહ થઇને જ વૈષ્ણવપુરાણ ઈ. સ. પૂર્વે જ રચાયું હોવાનો સંભવ મેં 'પુરાણ વિવેચન' (પૃ. ૧૦૬)માં માન્યો છે. આ વૈષ્ણવપુરાણનું નામ ભાગવત હોય એ સંભવિત છે. જો કે ચોક્કસ પુરાવો નન્દીસૂત્રના ઉપલા ઉતારા સિવાય બીજો નથી. એ પ્રાચીનતર ભાગવતમાં શું હતું અને શું ન હતું એ જાણવાનું કાંઈ સાધન નથી. એ જૂના

---

૧. જુઓ; મારો, વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, દ્વિતીયાવૃત્તિ પૃ. ૪૦ તથા પૃ. ૯૩.

૨ એજન, પૃ. ૯૪.

ભાગવતમાંથી વસ્તુ લઇને એમાં ઘણા ઉમેરા – સુધારા વધારા થઈને હાલનું ભાગવતપુરાણ રચાયું હોય એ બનવાયોગ્ય છે.

હાલનું પુરાણ એક જ કર્તાની કૃતિ છે એવો મારો મત પહેલાં તો હતો, પણ એથી જુદો એક કરતાં વધારે અને જુદા જુદા કાળમાં થયેલા લેખકોનો ભાગવતની રચનામાં હાથ હોવાનો પણ મત છે. બધું જોતાં પુરાવાની વર્તમાન સ્થિતિમાં મારા મતે એટલો જ નિર્ણય થાય છે કે, ભાગવતસંહિતા કે પુરાણ નામનો ભાગવતધર્મીઓમાં પ્રચલિત ગ્રન્થ ઈ. સ. પૂર્વે બીજાથી ઈ. સ. ચોથા શતક સુધીમાં રચાયો હશે; પણ પછી એ લુપ્ત થઇ ગયો છે અને એમાંથી ભાગવત વૈષ્ણવ વસ્તુ, કવચિત્ શબ્દો પણ લઈને શંકરાચાર્ય પછી ઈ. સ. નવમા શતકમાં એ મૂળથી ઘણો મોટો અને ઘણા સુધારાવધારાવાળો નવેસરથી જે ગ્રન્થ રચાયો તે હાલનું ભાગવતપુરાણ.



# શ્રીમદ્ ભાગવતપુરાણ

**અ**ઢાર પુરાણ અને અઢાર કે તેથી વધારે ઉપપુરાણના વિશાળ પૌરાણિક સાહિત્યમાં શ્રીમદ્ ભાગવત શ્રેષ્ઠ છે. ભાગવત પ્રાચીનતમ પુરાણ નથી, અલબત્ત મહાભારત અને બધાં પુરાણો વ્યાસજીએ રચેલાં છે એવું જેઓ ધાર્મિક શ્રદ્ધાથી માને છે તેઓને આ કથન નહિ રુચે; પણ આ લેખ જ જેઓને ઐતિહાસિક વિચારણા માન્ય છે, તેઓને માટે છે. વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, બ્રહ્મ, વિષ્ણુ અને કૂર્મ, એટલાં કે એથી એકાદ વધારે, પુરાણો રચાયા પછી ભાગવત રચાયું છે અને બીજાં પુરાણો ભાગવત પછી રચાયાં છે. પુરાણોને પરસ્પર સરખાવીને વાંચવાથી આ પૌર્વાપર્ય, ઐતિહાસિક દૃષ્ટિ જેનામાં હોય તેને, સ્પષ્ટ દેખાય છે.

ઈતિહાસ – પુરાણનો ઉલ્લેખ વૈદિક સાહિત્યમાં મળે છે અને મૂળ પુરાણ મહાભારતની પ્રથમ રચના વખતે એટલે પ્રાચ્યવિદોના સામાન્ય મતે ઈ. સ ચોથા શતકમાં રચાયું હોવાનો સંભવ છે. અલબત્ત એ પુરાણમાં જે વંશાદિ વસ્તુનો સંગ્રહ થયો હશે તે તો સૂતોએ શ્રુતપરમ્પરાથી જાળવી રાખેલ ઘણું પ્રાચીન વસ્તુ હોવાનો સંભવ છે અને એ કારણથી પુરાણોનું ઐતિહાસિક મૂલ્ય ઘણું છે. સુધારાની પહેલી ભરતીના વેગમાં, પુરાણો બ્રાહ્મણોએ પેટ ભરવા માટે રચેલાં છે એવી માન્યતા કેળવાયેલા વર્ગમાં ફેલાવાથી પુરાણોની ઘણી ઉપેક્ષા થઇ હતી. અલબત્ત વિલ્સન જેવા પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોએ સો વર્ષ પહેલાં યે પુરાણોમાં શું છે એ જોવાનો પ્રયાસ કર્યો હતો; પણ પુરાણવિદ્ પાર્જિટરે પુરાણોનાં ભૂગોલવર્ણન તથા વંશવર્ણનનો અભ્યાસ કરી, એ સાહિત્યનું ઐતિહાસિક મૂલ્ય આંકી બતાવ્યું ત્યારથી પુરાણોની કિંમત વધી છે.

પણ ભાગવતપુરાણ બીજાં પુરાણોથી ઘણી રીતે જુદું પડે છે. એમાં ત્રણ ભિન્ન પ્રવાહો એકત્ર થયા છે અને એ કારણથી ત્રિવિધ દૃષ્ટિથી ભાગવતનો અભ્યાસ થઈ શકે છે. સામાન્ય જન-સમાજમાં ભાગવત ધાર્મિક દૃષ્ટિથી સંભળાય છે અથવા વંચાય છે અને ધાર્મિક ગ્રન્થ તરીકે એ ઘણો ઊંચો ગ્રન્થ છે. શ્રી. વલ્લભસમ્પ્રદાય અને શ્રી. ગૌરાંગસમ્પ્રદાયમાં ભાગવતનું વેદ અને ગીતા કરતાં પણ અધિક પ્રામાણ્ય મનાય છે. છેલ્લાં સાતસો વર્ષ દરમ્યાન સંસ્કૃત સાહિત્ય ઉપર અને તે કરતાં પણ વધારે વ્રજ, બંગાળી, મરાઠી, ગુજરાતી, તેલુગુ, કાનડી વગેરે દેશી ભાષાના સાહિત્ય ઉપર ભાગવતે અસર કરી છે. ભાગવતમાંથી વસ્તુ લઇને અથવા અનુવાદરૂપે જુદી જુદી ભાષાઓમાં સંખ્યાબંધ રચનાઓ થઈ છે.

**ભાગવતનો સમય**—ભાગવત ઈ. સ. બારમા શતકમાં પ્રસિદ્ધ થયું છે, તે પહેલાં એની પ્રસિદ્ધિ હોવાના પુરાવા નથી. બારમા શતકના મધ્વાચાર્યે ભાગવતને પ્રમાણગ્રન્થ ગણીને એક ગ્રન્થ "ભાગવતતાત્પર્યનિર્ણય" લખ્યો છે. એ જ શતકના જયદેવ કવિએ ભાગવત પરથી "ગીતગોવિન્દ" નામનું સુંદર કાવ્ય લખ્યું છે. બારમા શતકમાં આટલી પ્રસિદ્ધિ પામવા માટે એ પુરાણ બસોએક વર્ષ પહેલાં રચાયું હોવું જોઇએ. અને દશમા શતકમાં ભાગવતનો એકાદ ઉલ્લેખ મળે છે, એ ઉપરથી તે પહેલાં રચાયું હોવાનો સંભવ છે.

બીજી તરફથી, સાતમા – આઠમા શતકના કવિ માઘના શબ્દોને તથા આઠમા – નવમા શતકના ગૌડપાદ અને શંકરાચાર્યના વિચારોને તથા શબ્દોને ભાગવતમાં ઉતારેલા છે. એ પુરાવાને આધારે ઈ. સ. નવમા શતકમાં ભાગવત રચાયું છે એવો મારો મત મેં ઉપર સપ્રમાણ દર્શાવ્યો છે.

**ભાગવતના ત્રણ પ્રવાહો**—ભાગવતમાં ત્રિવિધ – પ્રવાહ એકત્રિત થયાનું જે ઉપર કહ્યું છે તે ત્રિવિધ પ્રવાહો (૧) પૌરાણિક પ્રવાહ, (૨) ભક્તિમાર્ગનો પ્રવાહ અને (૩) શ્રીકૃષ્ણચરિત્રનો પ્રવાહ. આ ત્રણે પ્રવાહોનું મૂળ ભાગવત કરતાં ઘણા જૂના કાળમાં રહેલું છે.

(૧) પૌરાણિક પ્રવાહમાં ઈ. સ. પૂર્વે ચોથા – પાંચમા શતકમાં લખાયેલું મૂળ પુરાણ કે જેમાંથી ઈ. સ. પૂર્વે બીજા શતકમાં ઉતારો

થયો છે, તે ભવિષ્યપુરાણ અત્યારે મળતું નથી. અને એ મૂળ પુરાણના "सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥" આ પુરાણલક્ષણમાં કહેલા પાંચે વિષયોનો પ્રાચીનતમ પાઠ અત્યારે તો માત્ર વાયુપુરાણમાં મળે છે. એ પુરાણનું કલિવંશવર્ણન ઈ. સ. ચોથા શતકના આરંભનું છે; પણ એનું બાકીનું વંશવર્ણન એથી બે બસો વર્ષ જૂનું હોવાનો સંભવ છે; જ્યારે શૈવ અધ્યાયો ઈ. સ. ચોથા શતક પછી ઉમેરાયા છે. બ્રહ્માંડ અને મત્સ્યનો વંશવર્ણનનો પાઠ વાયુપુરાણનો લગભગ સમકાલીન છે, ત્યારે વિષ્ણુપુરાણનો તે પછીનો અને ભાગવતે તો વિષ્ણુપુરાણમાંથી ઉતારો કર્યો છે. પુરાણવિદ્ પાર્જિટરે "Dynasfies of the Kali Age"માં વાયુ આદિ પુરાણોના કલિવંશ વર્ણનના પાઠોની ઐતિહાસિક તુલના કરી છે. એ રીતે "સર્ગાદિ" બીજા પૌરાણિક વિષયો પણ વિદ્વાનોના અભ્યાસની રાહ જુએ છે. ભાગવત પુરાણ એ પૌરાણિક સાહિત્યના પ્રવાહના મધ્યમાં રહેલું છે.[૨]

(૨) ભક્તિશાસ્ત્ર તરીકે ભાગવત પુરાણનું સ્થાન ઘણું ઊંચું છે. ભક્તિનું મૂળ તો છેક વેદકાળમાં મળે છે.[૩] ભક્તિમાર્ગનો "અનુગ્રહ" જેવો મૌલિક સિદ્ધાન્ત કઠ અને મુણ્ડક ઉપનિષદમાં મળે છે અને ભગવદ્ગીતા તો ભક્તિનું આદિ શાસ્ત્ર છે. ભગવદ્ગીતાથી ચાલેલો ભક્તિમાર્ગનો પ્રવાહ મહાભારતના નારાયણીય પર્વ જેવા ભાગો અને વિષ્ણુપુરાણમાં થઈને ભાગવતમાં ઊતર્યો છે, પણ ભાગવતની ભક્તિ અને ભગવદ્ગીતાની ભક્તિ એક નથી. દા. ત., ભક્તિ, જ્ઞાન, યોગ અને કર્મ ચારેના સમન્વય ઉપર તથા માનવચિત્તની ઉચ્ચ કોટિની સામ્યાવસ્થા અથવા સ્થિતપ્રજ્ઞતા ઉપર ગીતામાં જે ભાર મૂક્યો છે, તે ભાગવતમાં નથી. ભક્તિની ગાઢતા ઉપર ભગવદ્ગીતા કરતાં ભાગવતમાં વધારે ભાર છે, અને ભાગવતની અસરથી તે પછીના કાળમાં એ તત્ત્વ વધતું ગયું છે. ભાગવતમાં ભક્તિ સાથે જ્ઞાન અને વૈરાગ્ય પણ છે, જો કે ભક્તિ મુખ્ય અને જ્ઞાન–વૈરાગ્ય ગૌણ છે; જ્યારે પાછલા

---

૨ જુઓ; મારું "પુરાણવિવેચન", પૃ. ૯૭.

૩ જુઓ; મારો "વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ", આ. ૨, પ્ર. ૧.

કાળમાં જ્ઞાન–વૈરાગ્યનો અંશ ઘણો ઓછો થઈ, ભક્તિની ગાઢતા ઉપર અતિશય ભાર આપવામાં આવ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પુષ્ટિમાર્ગની અને ચૈતન્યસંપ્રદાયની ભક્તિ ભાગવતની ભક્તિથી આ રીતે જુદી પડે છે. એક રીતે ભક્તિવૃત્તિનો એમાં ઐતિહાસિક વિકાસ છે. પણ માનવચિત્તવૃત્તિઓના સમન્વયની દૃષ્ટિએ આ પાછળના સમ્પ્રદાયોની ભક્તિમાં અવનતિ થઈ છે. જેઓ ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરે છે તેને માટે મારું આ વક્તવ્ય નથી.

ભક્તિના વિકાસમાં કાળક્રમે સ્તોત્રોએ પ્રાપ્ત કરેલું સ્થાન ઐતિહાસિક વિચારકોનું ખાસ ધ્યાન ખેંચે છે. વિષ્ણુપુરાણ કરતાં પણ ભાગવતની સ્તુતિઓ વધારે ભાવપૂર્ણ અને ગાઢ ઊર્મિવાળી છે. ભક્તિના અંગ તરીકે પણ સ્તોત્રનો મહિમા કાળક્રમે વધતો ગયો છે ને એ કારણથી ભાગવતમાં વારંવાર આવતી સ્તુતિઓ સ્વાભાવિક બને છે.

ભક્તિવૃત્તિને કેળવવામાં અવતારકથાઓ અને ભકતોનાં ચરિત્રો ઘણો અગત્યનો ભાગ ભજવી શકે છે, એ તત્ત્વ તો ભાગવત પહેલાં જ ધ્યાનમાં આવેલું. વિષ્ણુપુરાણમાં અવતારકથાઓ છે તેમ જ પ્રહ્લાદ, ધ્રુવ જેવા ભક્તોનાં ચરિત્રો પણ છે. પણ ભાગવત આ બાબતમાં વિષ્ણુપુરાણ કરતાં ઘણું આગળ વધ્યું છે. વિષ્ણુના અવતારોનું બીજ તો ભગવદ્ગીતામાં છે. ભગવાન કૃષ્ણ પોતાની "વિભૂતિ"ઓ ગણાવે છે અને "હું મને પોતાને વારંવાર સૃજું છું" એમ કહે છે, તેમાંથી અવતારવાદનો વિકાસ થયો છે અને રામાનુજ સમ્પ્રદાયમાં અવતારોને "વિભવ" જ કહે છે. વિષ્ણુના અવતારોનાં નામો વિષ્ણુપુરાણ તેમ જ હરિવંશમાં મળે છે અને વરાહ, વામન જેવા અવતારોની કથાઓ હરિવંશમાં છે. જ્યારે ભાગવતમાં ઘણા અવતારોની સવિસ્તર કથાઓ છે. વળી એમાં અનેક ભકતોનાં ચરિત્રો છે, જેમાં સુદામા જેવા કેટલાક ભકતોની તો પહેલી જ વાર ઓળખાણ થાય છે. "અજામિલાખ્યાન" જેવામાં 'નામમહિમા' છેલ્લી કોટિએ પહોંચે છે. ભાગવત ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યનો ગ્રન્થ છે એ ઉપર કહ્યું જ છે અને કૃષ્ણચરિત્ર સિવાયના ભાગવતના ભાગોમાં યોગ અને વૈરાગ્યનો પુષ્કળ ઉપદેશ છે. ભાગવતના જ્ઞાનમાં અદ્વૈતવાદ છે ને એ અદ્વૈતવાદ ઉપનિષદો અને મહાભારતમાંથી ઊતરી આવ્યો છે, પણ ભાગવતનું અદ્વૈત એ શંકરાચાર્યનું 'કેવલાદ્વૈત'

રામાનુજનું 'વિશિષ્ટાદ્વૈત' કે વલ્લભાચાર્યનું 'શુદ્ધાદ્વૈત' નથી. પણ ભાગવતનો અદ્વૈતવાદ સ્વતંત્ર છે. જો કે ભાગવતકારે આચાર્યો પેઠે પોતાનો વાદ સુસંકલિતરૂપે મૂકયો નથી, પણ એનું કાંઈક સ્વરૂપ પકડી શકાય છે ખરું. તેનો પોતાનો વાદ સુસંકલિત ન હોવાથી જ કદાચ ભાગવતના સમયના વિચારમાં કહ્યું છે તેમ શંકરાચાર્યના વિચારો અને વચનોની અસર ભાગવતમાં જોઈ શકાય છે.

(૩) શ્રીકૃષ્ણચરિત્ર ભાગવતમાં બીજા કોઈ પણ પુરાણ કરતાં વધારે વિસ્તારથી અને એ જ જાણે મુખ્ય વિષય હોય, એ રીતે કહેવામાં આવ્યું છે. ભાગવતનો ત્રીજો ભાગ શ્રીકૃષ્ણચરિત્રે રોકયો છે. કૃષ્ણ-ચરિત્રનો ઇતિહાસ જોઇએ તો મહાભારત તેનું મૂળ છે. વૈદિકસાહિત્યમાં કૃષ્ણનું નામ કવચિત્ મળે છે; પણ મથુરાના વૃષ્ણિવંશના વાસુદેવ કૃષ્ણના મહાભારત પહેલાં દર્શન થતાં નથી. મહાભારતમાં કૃષ્ણનું ઉત્તરકાળનું જ ચરિત્ર મળે છે. ત્યારે હરિવંશમાં કૃષ્ણનું બાલચરિત્ર સવિસ્તર આપેલું છે. મહાભારતમાં પોતામાં પણ કૃષ્ણના સ્વરૂપનું કથન એકસરખું સર્વત્ર નથી. કેટલાક ભાગમાં કૃષ્ણને સામાન્ય 'ક્ષત્રિયવીર' જ કહેવામાં આવ્યા છે; ત્યારે બીજે 'યોગેશ્વર' અને 'નારાયણનો અવતાર' પણ કહ્યા છે. હરિવંશમાં કૃષ્ણને નારાયણનો અવતાર જ ગણ્યા છે. વિષ્ણુપુરાણનું કૃષ્ણચરિત્ર હરિવંશથી થોડું આગળ વધે છે. જયારે ભાગવતમાં કૃષ્ણચરિત્રમાં વધારેમાં વધારે વિકાસ જોવામાં આવે છે. ભાગવતમાં કૃષ્ણ ભગવાનના એક અવતાર નહિ પણ **कृष्णस्तु भगवान्स्वयम्** એ રીતે કૃષ્ણ એ જ પરમાત્મા અને મત્સ્યાદિ અવતારો એ કૃષ્ણના અવતારો, એવી માન્યતા જોવામાં આવે છે અને પાછળથી ભાગવતાનુસારી વૈષ્ણવોમાં એ જ માન્યતા રૂઢ થઈ છે.

કૃષ્ણના બાલચરિત્રમાં, હરિવંશમાં કે વિષ્ણુપુરાણમાં નથી એવું ઘણું ભાગવતે ઉમેર્યું છે. વસ્ત્રહરણલીલા, કૃષ્ણે માટી ખાઈ મોઢામાં જશોદાને વિશ્વ દેખાડયું, વગેરે એના દાખલાઓ છે. મારા મતે ભાગવતના કર્તા દ્રાવિડ હતા અને દ્રવિડમાં સાતમાથી નવમા શતકમાં થયેલા આલવારો અને બીજા ભક્તોમાં પ્રચલિત કથાઓનો તેણે લાભ લીધો છે. મારું વકતવ્ય એ છે કે હરિવંશ, વિષ્ણુપુરાણ કે ભાગવતમાંથી શ્રીકૃષ્ણનું જે ચરિત્ર મળે છે તે એકસરખું નથી, તેમ જ કૃષ્ણ ઐતિહાસિક પુરુષ હોય તો પણ તેનું યથાર્થ ચરિત્ર નથી; પણ કૃષ્ણભક્તિના વિકાસ

સાથે વિકાસ પામેલું ઇષ્ટદેવતાનું વર્ણન છે. વળી ભગવદ્ગીતાના ઉપદેશક તરીકેનું વાસુદેવનું સ્વરૂપ પાછળ રહી ગયું છે અને ગોકુળવૃન્દાવનમાં ગોપીઓ સાથે ક્રીડા કરનાર બાલકૃષ્ણનું સ્વરૂપ ભાગવતથી આગળ આવીને તે પછીના કાળમાં સર્વવ્યાપી થઈ ગયું છે. શ્રીકૃષ્ણચરિત્રના ઐતિહાસિક વિકાસનો અભ્યાસ કરવા માટે આ કારણથી ભાગવત ઘણું અગત્યનું સાધન છે.

ઉપર ભાગવતના જે ત્રણ પ્રવાહોનું સૂચન કર્યું, તે ત્રણમાંથી કોઈના અભ્યાસની ઇચ્છા જેમને ન હોય, તેઓએ કેવળ કથાગ્રન્થ કે કાવ્ય તરીકે પણ ભાગવત વાંચવા યોગ્ય છે. લાંબાં સ્તોત્રો અને જ્ઞાન – વૈરાગ્યની ચર્ચાઓ સાથે અનેક કથાઓ આકર્ષક રીતે કહેલી છે, ત્યારે રાસપંચાધ્યાયી જેવા ભાગો ઊર્મિકાવ્યો જેવા છે. ભાગવતકારે અનેક વૃત્તો વાપર્યાં છે અને અલંકારોનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. સંસ્કૃત-ભાષાની દૃષ્ટિએ પણ ભાગવત અભ્યાસ કરવા યોગ્ય ગ્રન્થ છે. **विद्यावतां भागवते परीक्षा** એ ઉક્તિ સંસ્કૃતજ્ઞોમાં પ્રસિદ્ધ છે. વૈદિકમંત્રોથી આરંભી સાતમા – આઠમા શતક પર્યંતના સંસ્કૃત સાહિત્યનો ભાગવતકારને સારો પરિચય છે. મંત્રોના શબ્દો, ઉપનિષદોના કટકાઓ, મહાભારતનાં વચનો અને બીજા સાહિત્યમાંથી કટકાઓનો ભાગવતકારે છૂટથી ઉપયોગ કર્યો છે. ટૂંકામાં, ભાગવતના કર્તા એક મહાન વિદ્વાન, પરમ વિરક્ત અને ઉત્તમ જ્ઞાની કવિ હતા. ભાગવતમાં શુકદેવની જે પ્રશંસા કરી છે અને 'ભાગવતોત્તમ' કે 'ઉત્તમભક્ત'નાં જે લક્ષણો વર્ણવ્યાં છે, તે બધાં ભાગવતના કર્તાને લાગુ થઈ શકે તેમ મને લાગે છે.



# સિંહસ્થના મેળામાં જોએલા બાવાસાધુઓ

ગઈ સાલના વિ. સં. ૧૯૮૮ના ભાદરવામાં હું હવાફેર માટે નાશિક ગયો હતો. એ વખતે ત્રિખંડી સિંહસ્થનું વર્ષ ચાલતું હતું; અને જો કે મુખ્ય પર્વસ્નાન શ્રાવણ મહિનાની પૂર્ણિમાએ થઇ ગયું હતું અને બાવાસાધુઓની મોટી સંખ્યા પાછી ચાલી ગઇ હતી; પણ ત્ર્યંબકમાં હજી નાગા બાવાઓના અખડાઓમાં જમાતો પડી હતી અને નાશિક–પંચવટીમાં યે સો–દોઢસો સંન્યાસીઓનાં દર્શન થતાં હતાં. થોડા બાવાઓ પણ હજી પડ્યા હતા અને જાત્રાળુઓની સિંહસ્થસ્નાન માટે નીકળેલી ત્રણેક ખાસ ગાડીઓ પણ ભાદરવામાં આવી હતી. મતલબ કે, હું ત્યાં પહોંચ્યો ત્યારે મેળો તદ્દન વિંખાયો ન હતો.

નાશિક અને દેવલાલી દરિયાની સપાટીથી લગભગ બે હજાર ફૂટ ઊંચાં હોવાથી હવા ખાવાનાં સ્થળો છે. દેવલાલી આરોગ્યગ્રામ તરીકે જ વસેલું હોવાથી, ત્યાં છૂટા છૂટા બંગલાઓમાં છૂટી છૂટી વસેલી થોડી વસ્તી 'સીઝન'માં હોય છે; જ્યારે નાશિક તો લગભગ બત્રીશ હજારની વસ્તીવાળું મોટું શહેર છે અને પંચવટી ચારપાંચ હજારની વસ્તીવાળું તીર્થનું ગામ છે. અને તીર્થસ્થાન જેવું પણ પંચવટી જ લાગે છે. નાશિક તો સાધારણ દક્ષિણી શહેર જેવું છે. એમાં તીર્થપણું ક્યાંય દેખાતું નથી. ગોરની વસ્તી છે, પણ તે જૂના નાશિકમાં છે. બાકી તીર્થલક્ષણરૂપ મંદિરો, બાવાઓ અને ધર્મશાળાઓ પંચવટીમાં છે. નવા જમાનામાં ધર્મશાળાને બદલે 'આરોગ્યભુવન' નામ આપી મકાનો બાંધવામાં આવે છે, તેને સાથે ગણતાં પંચવટીમાં પચાસેક જેટલી ધર્મશાળાઓ હશે. નામ ધર્મશાળા હોય કે આરોગ્ય-ભુવન, પણ બધાંનો ઉપયોગ એકસરખી રીતે થાય છે. ટ્રસ્ટીઓની ચિઠ્ઠીથી તેમાં લખ્યું હોય તેટલા દિવસ સુધી આ મકાનોમાં રહી શકાય છે. ઘણા હોશિયાર માણસો તો જુદી જુદી ધર્મશાળાની

ચિઠ્ઠી મેળવી, બાર મહિના સુધી પણ ખુશીથી રહી શકે છે. આમાં અપવાદરૂપ બેત્રણ ધર્મશાળાઓ હશે, જેમાં બહારથી આવનાર અજાણ્યો જાત્રાળુ ચિઠ્ઠી વગર ઊતરી શકે છે. પણ મુખ્યત્વે તો ધર્મશાળા કે આરોગ્યભવનોનો ઉપયોગ આરોગ્યગૃહ તરીકે થાય છે અને તેનો લાભ મોટે ભાગે મુંબઈના લોકો જ લે છે. આ મકાનો પણ મુંબઈના શેઠિયાઓએ ઘણે ભાગે બંધાવેલ છે અને આ આરોગ્યપ્રદ હવાવાળું સ્થાન મુંબઇની નજીક રેલવે રસ્તે મુંબઇથી ૧૧૭ માઇલ લગભગ છે. રેલવે અને મોટર સર્વિસ બન્ને ચાલુ છે. ઘરની મોટરવાળા પોતાની મોટરમાં પણ જાય છે. બાવાસાધુઓ સિવાય પંચવટીમાં વસ્તી જ વધારે મુંબઈના ગુજરાતીઓની દેખાય છે. અલબત્ત, પંચવટી–નાશિક જ નહિ પણ નાશિકની નજીકનાં નાશિક જિલ્લાનાં ગામોની આબાદીમાં પણ મુંબઇની નિકટતા અને મુંબઈગરી વસ્તી સારો ભાગ ભજવે છે. જમીન ફળદ્રૂપ હોવાથી દ્રાક્ષનો જે મોટો ફાલ એકદમ આવે છે તથા જુદી જુદી ઋતુમાં જે પુષ્કળ શાક થાય છે, તેનો ભાવ તો મુંબઇ પાસે ન હોય તો ક્યાંથી જ આવે ? પણ મોટો ભાગ નષ્ટ થઇ જાય છે. મુંબઈના લોકો આવીને ભાવ બગાડે છે, એ નાશિકના લોકોની ફરિયાદ ખોટી નથી.

નાશિક–પંચવટી તીર્થસ્થાન ગણાવાનું કારણ તો એનો રામકથા સાથેનો સંબંધ છે. શ્રીરામચંદ્ર સીતા લક્ષ્મણ સાથે જે જનસ્થાન–પંચવટીમાં રહેલા તે જ આ નાશિક–પંચવટી. શૂર્પણખાની નાસિકાનું અહીં છેદન કરેલું માટે આ સ્થાનનું નામ નાશિક–નાશક પડયું છે, એવી લોકોમાં માન્યતા છે અને પંચવટીમાં રામવનવાસના તે તે પ્રસંગોનાં સ્થાનો પણ બતાવવામાં આવે છે. આ સ્થાનો આધુનિક સ્વાર્થી બાવાઓ કે પૂજારીઓએ કલ્પેલાં છે એ તો દેખીતી રીતે સિદ્ધ છે. પણ આ નાશિક–પંચવટી એ રામાયણોક્ત જનસ્થાનના ભાગો નથી એટલું જ નહિ પણ કાલિદાસાદિ કવિઓનાં વચનો વિચારતાં ઈ. સ. ચૌદમા શતક સુધી રામકથાસંબદ્ધ જનસ્થાન ગોદાવરીના મૂળ આગળ હોવાને બદલે "પૂર્વ કાંઠા ઉપર ગોદાવરી અને સમુદ્રના સંગમ નજીક અગસ્ત્યાશ્રમ પાસે હોવું જોઇએ." એમ સિદ્ધ કરવાનો રા. રા. હનુમન્તરાવ બળવંતરાવ ભીડેએ એક નિબંધમાં પ્રયત્ન કર્યો છે. ( જુઓ; ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ ), અને એ

વિચારણીય છે એમ મને લાગે છે. જો કે નાશિક ગામ ઘણું પ્રાચીન–બે હજાર વર્ષ પહેલાનું છે એટલું તો પાંડુગુફાના લેખોથી નક્કી થાય છે. નાશિકથી ૭ માઇલ છેટે ગંગાપુરના ધોધ પાસે ગોવર્ધન નામનું જે ગામ છે, તે પણ એટલું જ જૂનું છે; એ જોતાં નાશિકની આસપાસનો પ્રદેશ બે હજાર વર્ષથી વસેલો દેખાય છે. પણ પાંડવગુફા અને તેના લેખો વગેરેથી જણાતી પ્રાચીન ઐતિહાસિક સ્થિતિ વિષે તો સ્વતંત્ર લેખ જ લખવો પડે એટલી વિપુલ સામગ્રી એ વિષયની ઉપલબ્ધ છે. માટે પ્રાચીન નાશિકની વાત બાજુ ઉપર રાખી, એ નાશિક–પંચવટી રામકથાસંબદ્ધ પંચવટી હોવા વિષે સંદેહનું કારણ છે; એટલુંજ કહી હાલનાં નાશિક–પંચવટી જે ત્રણસો વર્ષથી વધારે જૂનાં નથી તેની જ વાત કરીએ.

પંચવટીનો જૂનામાં જૂનો તીર્થરૂપ ભાગ રામકુંડ ઇ. સ. ૧૬૯૬માં પૂરો થયો છે. બીજા કુંડો અને મંદિર માત્ર એ પછીનાં છે. અત્યારે જે અનેક મંદિરો પંચવટીમાં ઊભાં છે, તેનો મોટો ભાગ પેશ્વાઇ વખતમાં ઈ. સ. ૧૭૪૦થી ઇ. સ. ૧૮૩૦ સુધીમાં બંધાયેલ છે; જો કે એ પછીનાં સો વર્ષમાં પણ ધર્મશાળાઓ સાથે થોડાં મંદિરો પણ ઊભાં થયાં છે.

જેમ પંચવટી ત્રણસો વર્ષનું છે તેમ હાલનું નાશિક પણ ત્રણસો વર્ષથી વધારે જૂનું નહિ હોય એમ લાગે છે. મુખ્ય બજારવાળો ભાગ તો તદ્દન આધુનિક છે; પણ જેમાં ગોર લોકો રહે છે તે જૂના નાશિકનાં કેટલાંક મકાનો ત્રણસો વર્ષનાં જૂનાં હોવાનું તેનાં છાપાંઓ વગેરે ઉપરથી દેખાય છે. પણ આ ત્રણસો વર્ષનું નાશિક એ તો એનો વર્તમાન જન્મ. તે પહેલાં તો એના અનેક જન્મો થઈ ગયા છે. પાંડુગુફાના લેખમાં કહેલું બે હજાર વર્ષ પહેલાનું નાશિક એ કદાચ પહેલો જન્મ. તે પછી એના અનેક જન્મો થઇ ગયા. વચ્ચે ગુલછનાબાદ નામથી તેણે મુસલમાની જન્મ પણ ધારણ કરેલો. આ રીતે નાશિકના પૂર્વજન્મો વિષે આપણે કાંઇક જાણી શકીએ છીએ. પણ પંચવટીનો આ સ્થાને–નાશિકને સામે કાંઠે તો આ પહેલો જ જન્મ હોય એવું જણાય છે. બાંધેલા ઘાટો વચ્ચે ગોદાવરી, સામસામે કાંઠે બે ગામો અને વચ્ચે ડોકિયાં કરતાં મંદિરો કે તેનાં શિખરો એ દેખાવ રમણીય લાગે છે.

પંચવટીને અહીં કોણે જન્મ આપ્યો એ નક્કી થવું મુશ્કેલ છે, પણ સાધુબાવાઓનો એમાં મુખ્ય હાથ હોવો જોઈએ એવું આધુનિક સ્થિતિ ઉપરથી લાગે છે. હાલમાં તીર્થ તરીકે ગોદાવરીનો મહિમા મુખ્ય ગણાય છે. એ મહિમા વધારનારાઓએ ગંગાની પણ પહેલાં ગોદાવરીને મૂકી છે. 'ગંગામાં સાઠ હજાર વર્ષ સ્નાન કર્યાથી જેટલું પુણ્ય થાય તેટલું એક વાર ખાસ કરીને સિંહસ્થ બૃહસ્પતિ હોય, ત્યારે ગોદાવરીમાં સ્નાન કરવાથી પુણ્ય થાય' વગેરે અર્થવાળાં વચનો સિંહસ્થમાહાત્મ્ય તેમ જ સ્કંદાદિ પુરાણોમાં મળે છે. ગોદાવરી * માહાત્મ્યનાં આ અને આવાં બીજાં વચનો જોતાં અને પચીસ વર્ષ પહેલાં પંચવટી બહુ થોડું વસેલું હતું, ઘણીખરી ધર્મશાળાઓ છેલ્લાં પચીસ ત્રીસ વર્ષમાં બંધાઇ છે અને સાતઆઠ 'સેનિટારિયમો'–આરોગ્યભુવનોને તો તેથી યે ઓછાં વર્ષો થયાં છે. અને આ મકાનો સાથેજ વસ્તી વધી છે. આખું વર્ષ મુંબઈના લોકોની હવાફેર માટે કે તીર્થસ્નાનમાં શુભાશુભ પ્રસંગ ઉકેલવા માટે આવજા થયા કરે એ પણ આધુનિક સ્થિતિ છે; એ બધું વિચારતાં આ સ્થળની યાત્રા સિંહસ્થના વર્ષમાં જ વિશેષ થતી હશે એમ લાગે છે; બાકી સાધારણ વર્ષોમાં દક્ષિણની યાત્રાએ નીકળનાર નાશિક પણ ઊતરે ખરો. પણ ગોદાવરીસ્નાનનો ખરો મહિમા તો સિંહસ્થ વર્ષમાં જ ( આ સિંહસ્થ વર્ષના વિશેષ વિવેચન માટે જુઓ; 'પ્રસ્થાન' ૧૯૮૮ જેઠ–અષાઢ પૃ. ૧૨૯ થી ૧૩૪ ) અને આ વિશેષ મહિમાને લીધે નાશિકની આસપાસનાં ગામોમાંથી, મુંબઈથી અને દૂરદૂરના કાઠિયાવાડ – ગુજરાત, પંજાબ, મદ્રાસ અને બંગાળાથી પણ ઘણાં માણસો સિંહસ્થમાં ગોદાવરીસ્નાન કરી પુણ્ય મેળવવા નાશિક પહોંચી જાય છે ખરાં; પણ પર્વને દિવસે જ સ્નાન કરવાનો અને તે પણ બને તેટલું બીજા પહેલાં કરવાનો આગ્રહ તો બાવાઓને જ હોય છે. આ કારણથી મુખ્ય પર્વના દિવસ પહેલાં

* आद्या सा गौतमी गंगा द्वितीया जान्हवी स्मृता
षष्टिर्वर्षसहस्राणि भागीरथ्यवगाहनं ।
सकृद्गोदावरीस्नानं सिंहस्थे च बृहस्पतौ ॥
दुर्लभा दक्षिणा गोदा......
उल्लंध्य गौतमी गंगां तीर्थान्यन्यानि सेवते ।
सिंहस्थिते सुरगुरौ स याति नरकं ध्रुवम् ॥

બાવાઓનાં જૂથ ને જૂથ યાત્રાના ધામમાં ડેરા નાખી પડે છે અને પર્વને દિવસે પાણીમાં પહેલાં કૂદી પડવાની એવી ચડસાચડસી કરે છે કે જૂના કાળમાં એમાંથી મારામારી જ નહિ પણ કાપાકાપી થતી. પછી બ્રિટિશ સરકારને લશ્કર રાખી બંદોબસ્ત રાખવો પડતો. સાંભળવા પ્રમાણે સંગીનો આડી ધરી, ધસી આવતાં બાવાઓનાં ટોળાંઓને રોકવાં પડતાં અને હવે તો અમુક અખાડાવાળા પહેલાં નહાય, અમુક તે પછી નહાય એવો ક્રમ બાંધી દીધો છે. જો કે હરદ્વારના કુંભમેળા જેટલો સમૂહ નાશિકમાં કોઇ દિવસ થતો નથી; હરદ્વારના કુંભમેળામાં તો પાંચ લાખ જેટલી મોટી સંખ્યા જાત્રાળુઓની થતી હોવાનું કહેવાય છે, અને એ જાત્રાળુઓમાંના ઘણા ઝાડા–પેશાબ પણ ગંગામાં જ કરે અને એ મળવાળું પાણી તેના પોતાના કે બીજા યાત્રાળુઓના પીવામાં આવવાથી ત્યાં જ કે મેળામાંથી પાછા ફરતાં ગાડીમાં હજારો યાત્રાળુઓ કોલેરાના ભોગ થઇને મરણ પામે એ સ્થિતિ વારંવાર નોંધાઈ છે. પણ છેલ્લા કુંભ વખતે તથા તે પહેલાંના કુંભ વખતે આરોગ્યની તથા દાક્તરી મદદની સારી ગોઠવણ થઈ હતી અને સ્થિતિ પણ કાંઇક સુધરી હતી એમ કહી શકાય. છતાં નાશિકમાં યે બંદોબસ્ત તો રાખવો જ પડે છે. નાશિકમાં આવડો મોટો મેળો કે આવી ભયંકર સ્થિતિ કદી જોઈ નથી; અલબત્ત, કોઈ પણ મેળા વખતે થાય છે તેમ નાશિકમાં પણ કોલેરા ઘણી વાર ફાટી નીકળે છે અને આ વખતે યે બીક હતી. ખાસ ઇસ્પિતાલો ઊભી કરવામાં આવી હતી. મ્યુનિસિપાલિટીએ પણ પૂરી સાવધાની રાખી હતી. અને શ્રાવણની પૂનેમ પછી તરત જ બાવાઓમાં ઝાડા થઇને મરણ થયાના એક બે દાખલા પણ બન્યા. પરિણામે 'નાશિકમાં કોલેરા ચાલે છે' એવી વાત બધે ફેલાઇ ગઇ. મને પણ 'નાશિકમાં તો કોલેરા છે, ત્યાં જશો ?' એ રીતે સ્નેહીઓએ મૂંઝવણમાં નાખી દીધો હતો. પણ સત્તાવાળાએ આ અફવાનો લાભ લઈ ને પર્વસ્નાન થઇ ગયું હોવાથી બાવાઓને તરત વિખાઇ જવાની ફરજ પાડી અને તેથી હવા બગડતી અટકી ગઈ, એમ નાશિક ગયા પછી સાંભળ્યું.

આટલી બધી મોટી સંખ્યામાં બહારથી બાવાઓ આવે તેના ખાવાપીવા–રહેવાનું શું થતું હશે એ પ્રશ્ન સ્વાભાવિક છે. પણ બાવાઓને રહેવા માટે ઘરની જરૂર તો હોતી જ નથી, છતાં

ટોળામાં ફરનાર બાવાઓ તો કામચલાઉ છાવણી ઊભી કરી દે છે અને ખાંવાપીવા માટે પર્વદિવસ પહેલાં આગળથી અનેક અન્નસત્રો ચાલુ થાય છે. નાગા બાવાઓ તથા ઉદાસી વગેરે શીખસાધુઓના અખાડાઓ પાસે તો જાગીરો છે અને તેઓ પોતાની બધી વ્યવસ્થા આગળથી કરે છે, એમ સાંભળ્યું છે. બાકીના સાધુઓ માટે રાજા-મહારાજાઓ તથા આ પ્રકારની ધર્મભાવનાવાળા શ્રીમંતો તરફથી અનેક અન્નસત્રો પંચવટીમાં તેમ જ ત્ર્યંબકમાં શ્રાવણના આરંભથી ચાલુ થયાં હતાં અને તેમાંનાં કેટલાંક ભાદરવાની પૂર્ણિમા સુધી, તો કોઈ કોઈ આશ્વિન પૂર્ણિમા સુધી ચાલુ હતાં. પંચવટીમાં ચણા વગેરે સૂકું અન્ન આપનારાં તથા પૂરું ભોજન આપનારાં અમુક સત્રો તો બારે માસ ચાલે છે, પણ ઉપર કહ્યું તેમ કેટલાંક સિંહસ્થ માટે જ કરવામાં આવ્યાં હતાં. આમાંનાં કોઈ કોઈમાં મેળાની ભરતી વખતે આઠસો આઠસો–હજાર હજાર મૂર્તિઓ પ્રસાદ લેતી હતી. અને સાધુઓને મિષ્ટાન્નભોજન પણ વારંવાર મળતું.

બાવાઓમાં નાગાબાવાઓની વ્યવસ્થા સ્વતંત્ર હોય છે એ ઉપર કહ્યું જ છે. પણ એના ગુરુઓ જેવા સંન્યાસીઓ તો કાંઈ પરિગ્રહ રાખે નહિ એટલે તેઓ માટે દાનશૂર લોકોએ મહિનાનું ત્રણસો ત્રણસો રૂપિયા ભાડું ખરચી બંગલાઓ રાખ્યા હતા. એ બંગલાઓમાં અનેક સંન્યાસીઓ રાતે સૂતા, સવારે તેઓ પંચવટીથી એક બે માઈલ દૂર જઈને મલત્યાગ કરતા, ગોદાવરીમાં સ્નાન કરતા, બપોરે સત્રમાં ભોજન લેતા, સાંજે ચારેક વાગે પાછા દૂર દૂર–જ્યાં અમે ફરવા જતા ત્યાં-ખરચુ જતા અને રાતે ભજન–જ્ઞાનવાર્તા વગેરે આનંદ કરી સૂઈ રહેતા. આ રીતે ત્રણેક મહિના સુધી આ સંન્યાસીઓની દિનચર્યા ચાલી હશે. મેં જાતે તેઓની ક્રમશઃ ઘટતી જતી સંખ્યાની આ દિનચર્યા જોઈ હતી.

આ રીતે સિંહસ્થના મેળા વખતે નાશિક ત્ર્યંબકમાં મને બાવાઓ વિષે કાંઈક જાણવાનો પ્રસંગ મળ્યો અને ‘પ્રસ્થાન’ના તંત્રી શ્રી. રામનારાયણભાઇએ સૂચના કરી, એટલે આ વર્ગ વિષે વિશેષ જિજ્ઞાસા પ્રગટી અને અલ્પ પ્રયત્નથી જે અલ્પતર વિગતો મેળવી શક્યો, તે ‘પ્રસ્થાન’ના વાંચનાર આગળ, આટલે લાંબે વખતે મૂકું છું.

ત્યાગમાર્ગ ઘણો પ્રાચીન છે. લગભગ ગાર્હસ્થ્યમાર્ગ સાથે જ કે તેથી કાંઇક પાછલા કાળમાં ત્યાગમાર્ગ માનવસમાજમાં પ્રગટ્યો છે

એમ કહેવામાં વાંધો નથી. સંહિતાઓમાં નહિ પણ ઉપનિષદોમાં ઘર છોડી, ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરનારા ત્યાગીઓનો ઉલ્લેખ મળે છે. બૌદ્ધકાળમાં અનેક મતના ત્યાગીઓ આ દેશમાં ચારે તરફ પરિવ્રજ્યા કરતા હોવાનું બૌદ્ધસાહિત્યથી જણાય છે. પાછળના સંસ્કૃત સાહિત્યના ઉલ્લેખો ઉપરથી ત્યાગીઓની જ નહિ પણ ત્યાગીઓના વર્ગોની સંખ્યા પણ વધી હોય એમ લાગે છે. પણ ત્યાગીઓના પ્રાચીન વર્ગોમાંના કેટલાક મધ્યકાળમાં લુપ્ત પણ થઈ ગયા છે. ત્યારે મધ્યકાળમાં પ્રચલિત વર્ગોમાંના કેટલાક અત્યારે જોવામાં આવતા નથી. વળી ત્યાગીઓના જુદા જુદા વર્ગોની રહેણીકરણી જુદી જુદી જોવામાં આવે છે. આ દેશની આ વસ્તીનો વિગતવાર અભ્યાસ થોડો જ થયો છે. ભિન્ન ભિન્ન ત્યાગીવર્ગનો પ્રાચીન કે મધ્યકાલીન ઇતિહાસ તો તે તે પંથના ઇતિહાસના એક પ્રકરણ તરીકે અથવા સાધુબાવાઓ સંબંધી મોટા સ્વતંત્ર ગ્રન્થમાં જ શોભે. અહીં તો વર્તમાન સ્થિતિ ઉપર એક દષ્ટિપાત માત્ર કર્યો છે. વિશેષ અને વિગતવાર અભ્યાસ માટે જુદા જુદા પ્રાન્તમાં આવેલા અખાડાઓમાં ફરવું જોઇએ.

રોગી, અપંગ કે બેકાર ભિખારીઓ, જે બધે–મુંબઈની લોકલ ટ્રેનોના ત્રીજા કલાસના ડબ્બાઓમાં ખાસ રોજ જોવામાં આવે છે, તેઓને તથા બ્રાહ્મણભિક્ષુકોને બાદ કરી, બાકીના ભિક્ષુકોનું ધર્મ-માર્ગાનુસાર વર્ગીકરણ કરવામાં આવે તો (૧) વૈષ્ણવ, (૨) શૈવ, (૩) વેદાંતી, (૪) શાખ, (૫) જૈન અને (૬) આ કોઇ વર્ગમાં ન મૂકી શકાય એવા પરચૂરણ. એ પ્રમાણે મોટા વર્ગ પાડી શકાય.

બંગાળમાં હું ફર્યો નથી અને અન્યત્ર જોયા નથી; એટલે શાક્ત સાધુઓનો વર્ગ છે કે નહિ તે જાણતો નથી; પણ હોવો જોઇએ. નાશક–ત્ર્યંબકમાં યાત્રાર્થે આવેલા બંગાળી ગૃહસ્થો અને બંગાળી સંન્યાસીઓ જોવામાં આવે છે. પણ શાક્તસાધુ જોયાનું સ્મરણ નથી, તેમ તેનું વિશિષ્ટ લક્ષણ પણ મારા જાણવામાં નથી. વળી બૌદ્ધસાધુઓ એક કાળે આ દેશમાં ઊભરાતા હતા પણ અત્યારે બ્રહ્મદેશ સિવાય બુદ્ધગયા જેવે ઠેકાણે કોઈ રડ્યોખડ્યો બહારથી આવી વસ્યો હોય તો ભલે.

### વૈષ્ણવસાધુઓ

વૈષ્ણવસાધુઓના પેટા ભેદો ઘણા છે અને અત્યારે એ પેટા ભેદો ઉપર તરી આવ્યા છે. છતાં કોઈ વાર મોટા વાડાઓમાં બધાને

ભરાઈ જવું પડે છે એટલે મૂળ વાડા ભૂલાઈ ગયા નથી. સિંહસ્થના મેળા વખતે નાશક–ત્ર્યંબકમાં ત્ર્યંબકને શૈવતીર્થ અને નાશક પંચવટીને વૈષ્ણવતીર્થ ગણીને નાગાબાવા, શીખ અખાડાઓ વગેરેને ત્ર્યંબકમાં રહેવા દેવાની અને વૈષ્ણવ–ખાખીઓ વગેરે બધાને પંચવટીમાં રહેવા દેવાની વ્યવસ્થા સત્તાવાળાઓએ કરી હતી. આથી ભીડ વહેંચાઇ જઇને રોગચાળો ફેલાવાનો સંભવ ઘટયો હતો.

હાલમાં વૈષ્ણવસાધુઓમાં ચારે વૈષ્ણવસંપ્રદાયના મળીને મૂળ સાત અખાડામાંથી થયેલા સોળ અખાડા છે. ચાર સંપ્રદાયો[1] (૧) શ્રી. રામાનુજનો, (૨) શ્રી. નિમ્બાર્કનો, (૩) શ્રી. મધ્વાચાર્યનો, (૪) શ્રી. વિષ્ણુસ્વામીનો, અને સાત અખાડા તે (૧) નિર્વાણી, (૨) ખાકી, (૩) બલભદ્રી, (૪) નિરાલંબી, (૫) દિગંબર, (૬) નિર્મોહી, (૭) સંતોષી. સોળ અખાડાનાં નામો કેટલાંક આ ને આ જ છે. બાકી થોડાં નવાં છે. દા. ત. હરિવ્યાસી અને મહાનિર્વાણી માલાધારી, ઝાડિયાનિર્મોહી, હરિવ્યાસી નિર્વાણી વગેરે. (મને આ રીતે મળેલાં નામો પણ ૧૪ થાય છે. સોળ નથી થતાં.)

આ સાત કે સોળ અખાડાની આની (કે અની) ત્રણ ગણાય છે. અની એટલે ટોળું: ત્રણ અની :– (૧) નિર્વાણી (૨) દિગંબર (૩) નિર્મોહી. આ અની અને અખાડાને શો સંબંધ છે ? અથવા કયા કયા અખાડા મળીને ભિન્ન ભિન્ન અની બને છે, એ હું જાણી શકયો નથી. પણ અખાડાઓનો યે પેટાભેદ દ્વારા છે. દ્વારાનો અર્થ પ્રેષિત પરંપરા થાય છે એમ મને કહેવામાં આવ્યું છે. પણ સાદી રીતે જોતાં પેટા-સંપ્રદાયને મળતો અર્થ છે. અને બધું જોતાં સાધુઓ માટે સંપ્રદાયો કરતાં આ દ્વારા જ વધારે પ્રચલિત લાગે છે. ઉપર કહેલા ચારે સંપ્રદાયના થઇને કુલ બાવન દ્વારા ગણાય છે. રામાનુજના ૩૭, નિમ્બાર્કના ૯, મધ્વના ૩ અને વિષ્ણુસ્વામીના ૩ – આ રીતે કુલ બાવન થાય છે. આ બાવન દ્વારાનાં નામો જોતાં, એ તે તે સંપ્રદાયના જુદા જુદા

---

૧. 'વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ'માં મેં ચૈતન્ય સંપ્રદાયનાને સાથે ગણીને પાંચ વૈષ્ણવ સંપ્રદાય ગણ્યા છે, પણ આ સાધુપરંપરામાં ચાર જ મનાય છે. તેઓ ચૈતન્યને મધ્વનો પેટા ભેદ માને છે અને વલ્લભાચાર્યના મતને વિષ્ણુસ્વામી સંપ્રદાયનો પેટા ભેદ ગણે છે.

સાધુઓની પરંપરા લાગે છે. અને સૌથી વધારે સંખ્યા રામાનુજ સંપ્રદાયના એટલે ખરી રીતે રામાનંદના શિષ્યોની જણાય છે. કદાચ રામાનંદ પછી આ બધી શરૂઆત થઈ હશે. (બાવન અખાડાનાં નામ માટે જુઓ, પરિશિષ્ટ) શ્રી. રામાનંદને સાધુબાવાઓ પરમાચાર્ય માને છે. ખરી રીતે પ્રત્યેક સંપ્રદાયમાં એક આચાર્ય અને એક પરમાચાર્ય મનાય છે.

| | **રામાનુજ** સંપ્રદાય | **નિમ્બાર્ક** સંપ્રદાય | **મધ્વ** સંપ્રદાય |
|---|---|---|---|
| આચાર્ય : | શ્રી. રામાનુજાચાર્ય | નિમ્બાર્ક | શ્રી. મધ્વાચાર્ય |
| પરમાચાર્ય : | રામાનંદજી | હરિવંશજી | શ્રી. ચૈતન્ય |

શ્રી. **વિષ્ણુસ્વામી** સંપ્રદાય

આચાર્ય : શ્રી. વિષ્ણુસ્વામી

પરમાચાર્ય : શ્રી. વલ્લભાચાર્ય

આ સાધુપરંપરામાં વિ. સં. ૧૯૮૯માં શ્રી. રામાનંદને ૬૩૩ વર્ષ થયાં. મતલબ કે, તેઓ ૧૩૫૬માં થઈ ગયા મનાય છે. અને નિમ્બાર્ક-મતના પરમાચાર્ય હરિવંશદેવ સં. ૧૬૧૨માં વૃંદાવન ગયા હતા એમ મનાય છે. શ્રી. વલ્લભાચાર્ય અને શ્રી. ચૈતન્યનો સમય તો સુનિશ્ચિત છે.

સંપ્રદાય, અખાડા, દ્વારાનું તાત્પર્ય ટૂંકામાં જોયું; પણ રંગ, રકમ, ચઢાવ, નિશાન એ શબ્દો પણ ખાસ અર્થમાં આ લોકમાં વપરાય છે. રંગ પાંચ ગણાય છે. શ્રી. રામાનુજ મતનો લાલ રંગ, શ્રી. નિમ્બાર્કનો જાંબુડી, શ્રી. મધ્વનો શ્યામ અને શ્રી. વિષ્ણુસ્વામીનો પીળો. પાંચમો રંગ કેમ રહી ગયો ? અને અહીં કોનો રંગ સમજવો એ પૂછી લેવું હું ભૂલી ગયો છું.

પછી રકમ એટલે શપથ; જુદા જુદા માર્ગના સાધુઓ જુદા જુદા શપથ લે છે. રામાનુજાચાર્યના અનુયાયી માટે તુલસી અને શાલિગ્રામના શપથ, શ્રી. નિમ્બાર્કાચાર્યના અનુયાયી માટે લક્ષ્મી અને તુલસીના, શ્રી. વિષ્ણુસ્વામીના અનુયાયી માટે માળા અને મહાપ્રસાદના, શ્રી. મધ્વના અનુયાયીના શપથ રહી ગયા છે.

નિશાન – ચિહ્ન. પહેલાનું હનુમાનજી, અને બીજાનું ગરુડજી.

ચઢાવપટ્ટી – હરદ્વાર, નાશક વગેરે મેળા ભરવાની જે જગ્યાઓ તેને આ પરિભાષામાં ચઢાવપટ્ટી કહે છે.

મુખ્ય ચઢાવ ચાર છે. હરિદ્વાર, પ્રયાગ, નાશક અને ઉજ્જેન. નાશકથી સાધુઓ ઉજ્જેન જવાના હતા એ પ્રસિદ્ધ છે. આવી કેટલીક માહિતી આપ્યા પછી પણ મને એ માહિતી આપનાર ચૈતન્યાનુયાયી વિદ્વાન સાધુએ કહી દીધું કે, "સાધનક્રમના શિક્ષણમાં રકમ, મત, શૈલી, નામ, પુંડ્ર, મંત્ર, માલા વગેરે અનેક સંક્ષિપ્ત સાંકેતિક શબ્દો સંચાલિત કર્યા છે. તેનો અર્થ સંપ્રદાયપદ્ધતિ વિના સમજવા મુશ્કેલ છે. કારણ કે એના શાબ્દિક, સૂચિત, લાક્ષણિક, સાંપ્રદાયિક, દાર્શનિક, ગુહ્ય વગેરે અનેક અર્થો છે તે ગુરુમુખથી જાણવા જોઇએ." ઠીક, ભલે રહ્યા.

હાલમાં દાદુપંથી, રામસનેહી, ચરણદાસી, ગુલાબદાસી વગેરે શ્રી. વૈષ્ણવો તથા કબીરપંથીઓ બાવન દ્વારાથી જુદા પડી ગયા છે. છતાં તેઓ પોતપોતાના વાડામાં ખરા; પણ કોઈ પણ વાડામાં નહિ છતાં પોતાને વૈષ્ણવ માનતા સાધુઓની પણ મોટી સંખ્યા આ દેશમાં હશે ?

પણ વાડાવાળા કેટલાક સાધુઓ પાસે ઠીક આવકવાળાં મંદિરો કે મઠો જેવી સંસ્થાઓ હજી છે. આવી સંસ્થાને અંગે (૧) મહન્ત (૨) ભંડારી (૩) અધિકારી (૪) પૂજારી (૫) કોઠારી (૬) કોટવાલ (૭) બંદગીદાર (૮) પારતિયા (૯) સમાધાની અને બીજા પણ છએક મળી ૧૪ અધિકારીઓ હોવા જોઇએ એવું મનાય છે. પણ અત્યારે તો મહંત જ બધું ચલાવે છે. મહંત ગુરુથા કે પંચથી નિમાય છે. હાલમાં તેઓમાં દુર્વ્યવહાર બહુ જોવામાં આવે છે. અખાડાઓની વ્યવસ્થા માટે (૧) સ્થાનિક પંચ (૨) સ્વમંડળધારી પંચ (૩) પરમંડળધારી પંચ (૪) અખાડા મલ્લપંચ (૫) અભ્યાગત (જમાતિયા) પંચ. આ પંચો ઉપર ઉત્તરદાયીત્વ છે. પણ આ પંચો યે અવ્યવસ્થિત સ્થિતિમાં નામ માત્ર જેવાં છે. એટલે સેનાપતિ વગરની ફોજ જેવી આ અખાડાઓની હાલમાં દશા છે.

### ગોસાંઈઓ

વૈષ્ણવસાધુઓમાં આ અખાડાઓ વગેરે કયાંથી આવ્યું ? એ પ્રશ્નનો જવાબ એવો મળ્યો કે ગોસાંઇઓના અખાડાઓ સામે પોતાનું રક્ષણ કરવા વૈષ્ણવસાધુઓએ પણ આ સંસ્થાઓ ઊભી કરી જણાય છે.

ગુંસાઈ, ગોસાંઇ કે ગોસાવી (મ.) સંસ્કૃત ગોસ્વામી શબ્દમાંથી નીકળેલ છે. ગોસ્વામીનો અર્થ ગો – ઇન્દ્રિયોના સ્વામી એવો કરીને સાધુઓ પોતાને માટે વાપરે એ સ્વાભાવિક છે. શ્રી. વલ્લભાચાર્યના

પુત્ર શ્રી. વિઠ્ઠલનાથજી એ સંપ્રદાયમાં ગોસાંઈજી કહેવાય છે. એ શબ્દનો પ્રચાર પણ શ્રી. વિઠ્ઠલનાથજી પહેલાં સો–બસો વર્ષથી વધારે જૂનો નહિ હોય. શ્રી. રામાનંદજી પછી એનો પ્રચાર થયો હોવાનો સંભવ છે. હાલમાં સાધારણ રીતે વૈષ્ણવસાધુઓ ગોસાંઇ એટલે નાગાબાવા એમ ગણે છે. પણ ખરી રીતે એ શબ્દનો એવો અર્થ નથી.

ગુસાઈ કે ગોસાંઈ એ એક હિંદુ યતિ – સાધુનો વર્ગ છે. જેમાં શૈવ અને વૈષ્ણવ બેય પંથના સાધુઓ મળે છે. વૈષ્ણવ ગોસાંઇઓ આસામ અને બંગાળમાં ઘણા છે, જ્યારે વરાડ અને મહારાષ્ટ્રમાં મોટેભાગે શૈવ ગોસાંઇઓ મળે છે. ગોસાંઈની એક નાત જ હિન્દુસ્તાનમાં છે એમ કહેવું જોઇએ. અને એ નાતમાં ભિક્ષુક અને ગૃહસ્થ એવા બે ભેદ છે. ભિક્ષુક ગોસાઇઓ દેવ અને ધર્મના નામ નીચે ગમે તેવા અત્યાચાર કરે છે, તેઓમાંથી અનૌરસ સંતતિ પણ ઉત્પન્ન થાય છે. મેં એક વિદ્વાન સંન્યાસીને ગૃહસ્થ ગોસાંઇનો વર્ગ કયાંથી નીકળ્યો એમ પૂછ્યું ત્યારે એમણે જવાબમાં કહ્યું કે, જે નાગાબાવાઓ ભેખ તજીને પાછા સંસારમાં પડયા તે આરૂઢ પતિતોની એ બધી સંતતિ સમજવી. આટલી મોટી વસ્તી એવી જ રીતે ઉત્પન્ન ન થાય એ હું સમજું છું. પણ એ પ્રકારની વસ્તી ઠીક પ્રમાણમાં હશે એટલું લાગે છે. ભિક્ષુક ગોસાંઇઓ છોકરાં વેચાતાં લે છે કે ઉપાડી જાય છે. ટાઢ-તડકો સહન કરીને તથા જંગલમાં રહીને તેઓ ક્રૂર પ્રકૃતિના બની જાય છે. જો એક વખત હથિયાર ઉપાડે તો તેઓને વશ કરવા મુશ્કેલ થઈ પડે છે. જૂના વખતમાં ગોસાંઇઓનાં ટોળાંઓએ લડાઈઓ કરેલી છે. તેઓ લોકો પાસેથી એક જાતનો કર લે છે અને ન આપે તો લૂંટે છે, કવચિત્ ખૂનો પણ કરે છે. હથિયારો સાથે ટોળાબંધ ફરતા ગુસાંઈઓએ પહેલાં ક્રૂર અત્યાચારો કરેલા છે. જૂના વખતમાં તેઓ લશ્કરમાં ભરતી થતા. મરાઠી લશ્કરમાં ગોસાંઇ (ગોસાવી)ઓને દાખલ કરવાની પ્રથા મહાદજી સિંધિયાએ શરૂ કરી. (જુઓ; ગ્રાન્ટ ડફનો ઇતિહાસ)

ગૃહસ્થ ગોસાંઇની જુદી નાત જ છે. મહારાષ્ટ્ર, મધ્યપ્રાંત, વરાડ વગેરે હિંદુસ્તાનના ઘણા ભાગમાં આ લોકોની પુષ્કળ વસ્તી છે. ઈ. સ. ૧૯૨૧માં કુલ અઢી લાખની વસ્તી હતી. સંન્યાસીઓમાં વપરાતાં ગિરી, પુરી, ભારતી વગેરે દશ નામો આ લોકોમાં અટક

તરીકે પ્રચલિત છે. ઘરબારી, મઠધારી કે સંન્યાસી એ પ્રમાણે તેઓમાં ભેદ છે, પણ ગમે તે ઘરબારી, મઠધારી કે સંન્યાસી થઇ શકે છે. વળી એક વાર સંન્યાસી થયેલ હોય કે પહેલેથી મઠધારી અથવા સંન્યાસી હોય તે પાછળથી ઘરબારી થઈ શકે છે. ગુજરાતમાં કોઇક મઠધારી ઘરબારી થયેલા છે. વરાડમાં વજ્રેશ્વરી સંસ્થાનના અધિપતિ ઘરબારી થયા છે. મઠધારીમાં મહંત અને પરમહંસ એવો ભેદ છે; પણ બધો વ્યવહાર ઘરબારી જેવો જ હોય છે.

મસ્કામંડી, બુદ્ધગયા, હૈદરાબાદ વગેરે ઠેકાણે રાજા મહારાજાનો ઈલકાબ ધારણ કરનારા ગોસાવીઓ છે. આ નાત કેળવણીમાં બહુ પછાત છે. તેઓની વંશાવળી રાખનારા ભાટ લોકો પણ છે. તેઓની પાસેના તથા બીજા ઐતિહાસિક પુરાવાઓ ઉપરથી એ નાતમાં બ્રાહ્મણ વગેરે બધા વર્ણના લોકો હોય એમ લાગે છે. તેઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. કેટલાક વેપાર પણ કરે છે. કોઇક ધર્મગુરુ પણ થાય છે. કેટલાકને જાગીરો પણ મળેલી છે.

આ લોકોમાં વૈદિક સંન્યાસના સંસ્કારરૂપે ફક્ત વિરજા હોમ રહેલો છે. સંન્યાસી પેઠે ગૃહસ્થને પણ છેવટ દાટે છે અને પાછળથી શ્રાદ્ધને બદલે પુણ્યતિથિ કરે છે. વિવાહ વરાડમાં પુરાણોક્ત રીતે થાય છે, ક્યાંક વેદોક્ત રીતે પણ થાય છે.

ગોસાવીઓમાં પેટાનાત નથી, પણ ઉપર કહ્યું તેમ ગિરિ, પુરી, પર્વત, સાગર, વન, તીર્થ, ભારતી, સરસ્વતી, આશ્રમ અને અરણ્ય એ દશ અટક ( સં. અવટંકમ. આડનામ ) છે. લગ્ન વગેરે એક જ મઠના અનુયાયીમાં નથી થતાં. ગિરિ અને ગિરિમાં લગ્ન થાય પણ એક મઠના ગિરિમાં ન થાય. આવા બાવન કે ત્રેપન મઠ છે. વૈદિક ગોત્ર ઠેકાણે મઠો છે. મૂળ જ્યોતિર્મઠ વગેરે શંકરાચાર્યના ગણાતા ચાર મઠો, તેમાં બીજા ત્રણ મળીને થયા સાત અને પેટાભેદરૂપ મઢી કે મઠી તે બાવન છે.

કેળવાયેલા ગોસાવીઓ પોતાનો સામાજિક દરજ્જો દ્વિજ જેવો માને છે. તેઓએ દશનામી ગોસ્વામીમંડળ નામની એક સંસ્થા કાઢી છે. પહેલાં આ નાતની પંચાયતો હતી તે તો હવે મોટે ભાગે લુપ્ત થઇ છે. આ લોકો સનાતની હિંદુ ગણાય છે. મુંબઇ હાઇકોર્ટે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિનો દાયભાગ આ લોકોને લાગુ પડે છે એ નિર્ણય આપ્યો છે.

ગોસાંઈ–ગોસાવી સંબંધી ઉપરની હકીકત મરાઠી જ્ઞાનકોષ વિભાગ ૧૨માં યવતમાલના પૃથ્વીગીર હરિગીર નામના એક શિક્ષિત ગોસાંઈએ જ પૂરી પાડેલ માહિતી ઉપરથી લીધી છે.

ઉપરનું વર્ણન ગોસાંઇ સમસ્તને લાગુ પડે છે. એમાં ત્યાગી અને ગૃહસ્થ બેયનો સમાવેશ થાય છે, એ ઉપર કહ્યું જ છે. ગૃહસ્થ વિષે આથી વધારે અહીં કાંઇ નોંધવાનું નથી, પણ ત્યાગી વર્ગ વિષે થોડું વક્તવ્ય બાકી છે.

ત્યાગી ગુસાઈ કે ગોસાંઇ એ જ નાગાબાવા એવી સામાન્ય સમજણ છે, જો કે ગુસાંઇ શબ્દ વૈષ્ણવ અને શૈવ બે ય માટે વપરાય છે; છતાં વૈષ્ણવસાધુઓ નાગાબાવાઓને જ ગોસાંઈ કહે છે, અને ગૃહસ્થ ગોસાંઇઓ નાગા નથી કહેવાતા; ગૃહસ્થો બધાં વસ્ત્રો પહેરે છે. ફક્ત ફેંટો ભગવા રંગનો બાંધે છે.

નાગાબાવાઓના ત્રણ મુખ્ય અખાડા છેઃ (૧) જૂનો અખાડો (૨) નિરંજની અને (૩) નિર્વાણી. જો કે હિંદી શબ્દસાગરમાં છેલ્લા બે જ કહ્યા છે પણ મેં ત્ર્યંબકમાં ત્રણે જોયા હતા. આમાંથી જૂનો અખાડો ખરેખર જૂનો છે. અને નિરંજની તથા નિર્વાણી પછી થયા છે. પાછળના આ અખાડાઓમાં ગાંજાની બંધી કરવામાં આવી છે અને પીનારને દંડ થાય છે. જૂના અખાડામાં તો પુષ્કળ ગાંજો પિવાય છે અને નવામાં ઉપરના કાયદાને લીધે ચોરીછૂપીથી પિવાય છે એમ સાંભળ્યું છે. આ નાગા બાવાઓ ખરેખર નાગા અર્થાત્ તદ્દન વસ્ત્રરહિત નથી હોતા. જૂના કાળમાં હોય તો કોણ જાણે! મેં ચાળીસેક વર્ષ ઉપર ગોંડલમાં નાગાબાવાઓની એક જમાત જોઇ હતી. એમાં તો બધા નહિ – પણ ઘણા તદ્દન નાગા હતા. અલબત્ત, શહેરમાં જે નીકળતા તે કૌપીન પહેરીને નીકળતા. પછી ભરુચ પાસે ઝાડેશ્વરમાં એક જમાત જોઈ હતી. એને નાગાબાવાઓની જમાત કહેવાય કે કેમ એ શંકા છે. એ નર્મદાની પરિક્રમા કરનારી જમાત હતી. ચાતુર્માસ તેણે ઝાડેશ્વરમાં કરેલો. ગામના લોકોએ ગામના ફંડમાંથી ચાર પાંચ હજાર જેટલું તેઓની પાછળ ખર્ચ કરેલું.

હિંદી શબ્દસાગરમાં તો લખ્યું છે કે પહેલાં આ લોકો તદ્દન

નાગા ફરતા હતા; હવે માત્ર એક કૌપીન પહેરીને ફરે છે. માથા ઉપર દોરી પેઠે વણેલી જટા રાખે છે, શરીરે ભસ્મ ચોળે છે અને ભસ્મના ગોળાની નિત્ય પૂજા કરે છે.

ત્ર્યંબકમાં નીલપર્વત ઉપર દશનામી જૂના અખાડાના બાવાઓ પડયા હતા. તેઓને મેં પૂછ્યું ત્યારે કૌપીન પહેરેલા, ભગવું કપડું પહેરેલા બધા નાગા જ કહેવાય એવો એક સાધુએ ખુલાસો કર્યો. એ જૂના અખાડાના પાટિયામાં નાગા, દિગંબર, જટિલ અને સંન્યાસી ચારે નામ હતાં. અને સંન્યાસી સિવાયના ત્રણે પ્રકારના સાધુઓ ત્યાં જોવામાં આવ્યા. સંન્યાસીઓ પણ પર્વસ્નાન વખતે આ નાગા-બાવાઓ સાથે જ એના અગ્રણી તરીકે સ્નાન કરે છે, એમ સાંભળ્યું. નાગા બાવાઓમાં પણ ખરેખર દિગંબર તો એક જ મારા જોવામાં આવ્યો. એ અખાડાનો હાથી નીલપર્વતના પડધારા ઉપર ચરતો હતો અને તેની પડખે ઊભા ઊભા દિગંબર સાધુ લાકડાં ફાડતા હતા. એમાં કશો ફેર નહિ. અખાડામાં બીજા દિગંબર હશે તો મારા જોવામાં નથી આવ્યા. બાકી આ અખાડાઓનું બધું કામ સ્વામીનારાયણ-સંપ્રદાય પેઠે એના સાધુઓ જ કરે છે. કોઈ ઊંટ ચારવા જાય, કોઈ લાકડાં સારવા જાય, કોઈ લાકડાં ફાડે, કોઈ પાણી ભરે, કોઇ રાંધે, કોઇ બજારમાંથી માલ લઈ આવે અને કોઈ લોકોના આવજાવના રસ્તામાં ધૂણી ધખાવી બેસી રહે. આ લોકો સાથે સાધ્વીઓ હોય છે અને ૧૦–૧૨ વર્ષના છોકરા પણ હોય છે. એના મહંતો બધાં કપડાં પહેરે છે અને ખાટલા ઉપર બેસીને બધા હુકમો આપે છે. ચડાવ વખતે આગળથી તૈયારી કરે છે. જેટલો વખત રહેવું હોય તેટલો વખત ચાલે એટલી ખોરાક વગેરે સામગ્રી અથવા તે માટે પૂરતા પૈસાનો આગળથી જોગ રાખે છે. જૂના અખાડામાં પુષ્કળ દાણાની ગુણો, ઘીના ડબ્બાઓ, મોટાં વાસણો વગેરે હતું. કહે છે કે, તેઓ પાસે તેઓએ બતાવેલા ચમત્કારોને પરિણામે મળેલી જાગીરો છે.[1] જૂના વખતમાં કરેલી લશ્કરી સેવાઓને પરિણામે આ

---

૧. આ લોકોમાં ચમત્કારની સંભાવના હાલમાં પણ મનાય છે. નીચેનો દાખલો પૂરતો છે. નાશક જતાં આવતાં ઘણા બાવાઓ મુંબઈ ઊતરેલા. તેમાંના કેટલાકે ચોપાટી ઉપર પડાવ નાખેલો અને ત્યાં મીઠું પાણી ક્યાંથી કાઢવું ? એટલે દરિયાકાંઠાની રેતીમાં જ ચાર પાંચ હાથ ઊંડો ખાડો ખોદી તેમાં

જાગીરો મળેલી છે એવો પણ એક મત છે. શ્રદ્ધાળુ લોકો હાલમાં પણ ચડાવ વખતે પૈસા, સીધુસામાન વગેરે ઘણા બાવાઓને પૂરું પાડે છે, એમ સાંભળ્યું.

આ નાગા બાવાઓનો સંપ્રદાય કયો ? મેં ત્યાં પૂછ્યું અને બીજા લેખકોએ પણ લખ્યું છે કે, દશનામી અતીતો, નાગાબાવા વગેરે પોતાને શંકરાચાર્યના અનુયાયીઓ કહેવરાવે છે. ગિરિ, પુરી વગેરે દશનામો સંન્યાસીઓ પેઠે જ તેઓ ધારણ કરે છે. શંકરાચાર્યના ચાર મઠમાંથી હાલનાં તેઓના બાવન મઠો નીકળ્યા છે, સંન્યાસીઓને તેઓ પોતાના અગ્રણી ગણે છે વગેરે હકીકત, એ માન્યતાને ટેકો આપે છે. ફક્ત તેઓ દંડ ધારણ નથી કરતા એટલું જ. મેં એક બે વિદ્વાન સંન્યાસીઓ સાથે પણ વાત કરી જોઈ. તેઓ કહે છે અને નાગા સાધુઓ તેને ટેકો આપે છે કે, ચડાવમાં જુદા વર્ગના સાધુઓ સાથે નાહવાના હક્ક વિષે તકરાર થાય તો શાસ્ત્રાર્થની જરૂર પડતાં સંન્યાસીઓ કામમાં આવે અને મારામારીનો પ્રસંગ આવતાં નાગાબાવાઓ કૂદી પડે. કાશીના સમર્થ વિદ્વાન સંન્યાસી વિશુદ્ધાનંદ સરસ્વતીના જીવનકાળ સુધી તો આ પ્રકાર બનતો એમ સાંભળ્યું છે. આ પ્રકાર ઉપરથી તો સંન્યાસીઓએ પ્રયોજનપરત્વે નાગાબાવાઓને અપનાવ્યા હોય એવો સંભવ લાગે છે. બાકી તેઓના આચારવિચાર – દા. ત. આખે શરીરે ભસ્મધારણ, અતીતને દાટીને તેના ઉપર શિવલિંગ સ્થાપન, શૈવમંદિરોની માલિકી વગેરે તો ચોખ્ખાં પાશુપત – શૈવમાર્ગનાં લક્ષણો છે. આ દેશમાં શૈવ–પાશુપત મતનો પ્રચાર ઘણો જૂનો છે ( જુઓ; શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૪૭ ) જો કે હાલમાં એ મતના ચોખ્ખા અનુયાયી કોઈ જણાતા નથી, પણ આ નાગાબાવાઓ એનો ફાંટો હોય એવા છે. પં. ભગવાનલાલ ઇન્દ્રજી એમને શૈવ જ ગણે છે અને તેઓ તો, આ લોકોની લશ્કરી મદદ મેળવવા માટે ઘણા જૂના રાજાઓએ પાશુપત ધર્મ સ્વીકાર્યો હશે એવો તર્ક ઉમેરે છે. ( જુઓ; મુંબઈ ગૅઝીટિયર ગ્રં. ૧ ભા. ૧, પૃ. ૮૪ ).

---

નીચે છિદ્રોવાળો ઘાસલેટના ડબ્બા જેવા ડબ્બો નાખી રાખ્યો હતો અને એમાં મીઠું પાણી આવતું. ઘણા લોકોએ આ પાણી પીધુ હતું. એ ઉપર ‘ટાઈમ્સ’માં પુષ્કળ ચર્ચા પણ આવેલી. બીજાઓએ પ્રયત્ન કરી જોયો તો મીઠું પાણી ન નીકળ્યું એમ કહેવાય છે.

આ લડવૈયાના સ્વભાવવાળા નાગાબાવા ક્યારથી નીકળ્યા એ વિષે મુખ્ય દંતકથા એવી ચાલે છે કે મોગલ શહેનશાહ અકબરના વખતમાં મુસલમાની ફકીરોથી હિંદુ સાધુઓને ઘણી કનડગત થતી હતી. એટલે હિંદુ સાધુઓએ અકબર બાદશાહ પાસે ફરિયાદ કરી. શહેનશાહે જવાબ આપ્યો કે, ' ફકીર કી બાત ફકીર જાને '. આ જવાબથી કાંઈ રસ્તો ન નીકળવાથી, હિંદુ સાધુઓએ બિરબલને બધી વાત કરી. બિરબલે સલાહ આપી કે ' તમે શહેનશાહ પાસે એ જવાબ લખાવી લો એટલે હું તમને રસ્તો બતાવું.' અને જવાબ લખાવી લીધા પછી બિરબલે દિલ્હીમાં જ એ વખતે પડેલી છાવણીઓના રજપૂતોને કહ્યું કે, તમારે જો તમારા સાધુઓને જીવતા રહેવા દેવા હોય તો તમે બધા બાવા થઈ જાઓ અને ફકીરો સામે હથિયારનો ઉપયોગ કરો. અને આ રીતે હજારો રજપૂત સૈનિકો બાવા થઈ ગયા. અને લશ્કરી રીતે છાવણીઓ નાખીને રહેવા લાગ્યા.

મુંબઈની એન્થ્રોપોલૉજિકલ સોસાયટીની આ વર્ષના જ માર્ચ મહિનાની એક સભામાં મી. આર. પી. મસાણીએ સિંહસ્થ મેળો અને નાગાબાવા ઉપર એક ભાષણ આપેલું. તેમાં મેં નાસિકના જ સંન્યાસી પાસેથી સાંભળેલી ઉપલી દંતકથા નાસિકના કોઇ સાધુ પાસેથી કોઈ શાસ્ત્રીઓએ સાંભળેલી કહીને ઉતારી છે. પછી વરસોવામાં તેને મળેલા કોઇ બાવા પાસેથી સાંભળીને મુસલમાન ફકીરોને બિવરાવવા માટે તદ્દન નાગા લડવા જવાનું ઠરાવેલું એટલું ઉપલી વાતમાં ઉમેર્યું છે. આટલી દંતકથા આપીને જંગલી લોકોને, ભૂતપિશાચોને બિવરાવવા માટે નગ્નનાચ વગેરે ક્રિયાઓ પ્રચલિત હોવાનું તથા જૈનધર્મમાં દિગંબરમત પ્રચલિત હોવાનું યાદ આપીને છેવટ આંતરની પવિત્રતા, નિષ્કિંચનતા, સર્વત્યાગ વગેરેનું વસ્ત્રત્યાગ એ બાહ્યલક્ષણ છે, એ તત્ત્વનું વિવરણ કર્યું છે.

વસ્ત્રત્યાગના મૂળમાં તિતિક્ષા, તપ, ત્યાગ, શરીરની બેદરકારી વગેરે ભાવોનો અતિરેક છે; અને પશુઓ, જંગલી લોકો તથા માનવબાળકો સહજ તો દિગંબર છે જ, એટલે એનું આકર્ષણ કુદરતી પણ છે, એ વાત સાચી; પણ આ નાગાબાવાઓની દિગંબરતા એ જૈન દિગંબર-સંપ્રદાયનો વારસો હોવાને બદલે શૈવ–પાશુપતમાર્ગનો વારસો હોવાનો

સંભવ છે. તેઓ શૈવ–પાશુપતનો એક ફાંટો છે, એ મારો મત મેં ઉપર લખ્યો જ છે. શૈવ–પાશુપતમાર્ગના મોટા મઠપતિ આચાર્યોને પત્નીઓ તથા પ્રજા હોવાના ત્રિપુરાન્તકેશ્વરપ્રશસ્તિ જેવા ઉત્કીર્ણ લેખોમાં સ્પષ્ટ ઉલ્લેખો મળે છે. ( જુઓ; મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૫૮ ) છતાં કેટલાક પાશુપત આચાર્યો આજન્મ-બ્રહ્મચારી અને દિગંબર હોવાના ઉલ્લેખો પણ ઉત્કીર્ણ લેખોમાં મળે છે. વિ. સં. ૧૦૩૦ ના હર્ષશિલાલેખમાં ભાવિરક્ત નામના આચાર્યને ' આજન્મ બ્રહ્મચારી ' તથા ' દિગમલવસન ' (નગ્ન) કહ્યા છે. બીજા ભવદ્યોત નામના આચાર્યને પણ દિગંબર કહ્યા છે. ( જુઓ; એજન પૃ. ૫૬ )

હવે ઉપરની બે ય સ્થિતિ એટલે કે સાધુઓના એક જ વર્ગમાં કેટલાક નગ્ન અને બ્રહ્મચારી ત્યારે બીજા ગૃહસ્થ અને વસ્ત્રધારી એ સ્થિતિ હાલમાં આ ગોસાંઇ લોકોમાં જોવામાં આવે છે. ગોંડલમાં ઘણાં વર્ષો પહેલાં એક શિવમંદિરના માલિક તરીકે રાજશાહી ઠાઠથી રહેતા ગિરિ કે પુરી (ચોક્કસ યાદ નથી) ને મેં જોયેલા એમાંના જુવાન મારા સ્વ. પિતાશ્રી પાસે થોડું સંસ્કૃત ભણ્યા હતા.

આમાં પ્રશ્ન એક જ રહે છે કે, આ શૈવસાધુઓ પોતાને શંકરાચાર્યના અનુયાયી કેમ ગણે છે ? મને તો એમ લાગે છે કે, આ દેશમાંથી સામાન્ય પાશુપતધર્મનો લોપ થઇ જતાં એ માર્ગના રડ્યા-ખડ્યા, મોટે ભાગે નિરક્ષર બાવાઓ પાછળ રહી ગયા. તેઓએ શાંકર-સંન્યાસીઓનો આશ્રય લીધો હશે અને એ સંન્યાસીઓએ શારીરિક બચાવમાં ઉપયોગી ગણીને આ ટોળાંને અપનાવી લીધાં હશે. રજપૂતોના ત્યાગની દંતકથામાંથી અકબર–બિરબલ નામોને બાદ કરતાં બાકીનો અંશ મનાય એવો છે.

વૈષ્ણવસાધુઓ અને શૈવસાધુઓ વિષે આટલું ઘણું છે. જૈન-સાધુઓ કાંઈ સિંહસ્થના મેળામાં જતા નથી અને એનો પ્રસંગ જ નથી; એટલે બે શબ્દો વેદાંતી સંન્યાસીઓ તથા શીખસાધુઓ વિષે હવે કહેવાના રહે છે. વેદાંતી સંન્યાસીઓ જે ભાદરવામાં યે પંચવટીમાં પડ્યા હતા, તેમાંના ઘણા તો કદાચ મફતનું ખાવું ને મસીદે સૂવું, એ કહેવત પ્રમાણે નિશ્ચિંત હોવાથી હષ્ટપુષ્ટ દેખાતા હતા. કોઈક માંદા,

અપંગ પણ હતા. પરંતુ બીજા બાવાઓ કરતાં સંન્યાસીઓમાં વિદ્યા, ત્યાગની કાંઈક ખુમારી અને કદાચ નિષ્ઠા પણ વિશેષ જોવામાં આવે છે. જો કે સારા પંડિતોની સંખ્યા સંન્યાસીઓમાં પણ ઘટી ગઈ છે, છતાં પંચવટીમાં સંસ્કૃત પુસ્તકોના મોટા સંગ્રહવાળું પુસ્તકાલય છે, તેમાંથી કઠણ સંસ્કૃતમાં લખાયેલા ગ્રન્થો પણ કોઈ કોઈ સંન્યાસીઓએ લીધેલા ખરા. એક વિચિત્ર સંન્યાસી પણ જોયા. તેમણે તદ્દન પરિગ્રહનો ત્યાગ કરેલો. એક કૌપીન સિવાય બીજું વસ્ત્ર તેની પાસે નહોતું. કમંડલુ પણ નહિ. માધુકરી કરવા નીકળે ત્યારે 'નારાયણ' બોલે કે તરત જો કોઈ રોટલી આપવા આવે, તો એ હાથમાં લઈ ત્યાં ઊભા ઊભા જ ખાઈ જાય. આ રીતે ત્રણચાર રોટલી ખાઈ લે. પછી ગમે તે કૂવેથી, ત્યાં આગળ પડેલી ડોલથી પાણી સીંચી ખોબે ખોબે પાણી પી લે. વરસાદ પડે તો શરીર ઉપરથી એની મેળે સુકાઈ જાય. સૂતા કયાં એ જોયું નથી. બીજાઓ એને અવધૂત કહેતા હતા.

## શીખસાધુઓ

શીખ માટે હિંદુતીર્થોની યાત્રાનો શીખધર્મગુરુઓએ જોરથી નિષેધ કર્યો છે. છતાં શીખ લોકો જેમ જન્મ, લગ્ન, મરણ, શ્રાદ્ધ વગેરે પ્રસંગોનાં ધાર્મિક કર્મોમાં બ્રાહ્મણોની મદદ લે છે, તેમ હિંદુ-તીર્થોની યાત્રા પણ કરે છે. હરદ્વાર અને હૃષિકેશમાં શીખોએ મંદિરો યે બંધાવ્યાં છે. નાશક – ત્ર્યંબકમાં પણ મેં શીખોને સ્નાન કરતા જોયા હતા. આ શીખસાધુઓના બે પંથો છે: (૧) ઉદાસી અને (૨) નિરંજની. નાનક સાહેબના મરણ પછી ગુરુએ કરેલી નાના પુત્ર અંગદની નિમણૂંક કબૂલ ન રાખી અને મોટા પુત્ર શ્રીચંદ્રને ગુરુ તરીકે માન્યા તેઓ ઉદાસી કહેવાય છે. બીજા નિરંજની. ત્ર્યંબકમાં ઉદાસી અને નિરંજની બેય અખાડાની ધજાઓ ફરકતી હતી. આ શીખઅખાડા સંબંધે નાગાબાવાના અખાડાથી જુદું ખાસ કાંઈ કહેવાનું નથી.

ઉપર કહેલા કોઈ પણ વાડામાં ન આવે એવા બાવાઓની પણ મોટી સંખ્યા આ દેશમાં છે. તેમ જ ઉપર ગણાવેલા મોટા વાડાઓ ઉપરાંત અનેક નાના નાના વાડાઓ પણ છે. પણ એ બધાનો અભ્યાસ વધારે શ્રમ અને અવકાશ માગે છે.

## પરિશિષ્ટ

### બાવન દ્વારાનાં નામો

| | | |
|---|---|---|
| ૧ અનંતાનંદ | ૨૭ હનુમાન | |
| ૨ લખરામ | ૨૮ રામરાવણ | |
| ૩ સુખાનંદ | ૨૯ કબીર | |
| ૪ નરહરિ | ૩૦ દેવમુગારી | |
| ૫ કિલજી | ૩૧ દુદુરામ | |
| ૬ અગ્રજી | ૩૨ માધવ | |
| ૭ સુરસુરાનંદ | ૩૩ જ્ઞાતિનામદેવ | |
| ૮ ભાવાનંદ | ૩૪ તેત તુલસી | |
| ૯ દેવાકર | ૩૫ રાઘવચેતન | |
| ૧૦ નભાનંદ | ૩૬ કાલૂ | |
| ૧૧ પીપા | ૩૭ રામરમણી | |
| ૧૨ વીરમજી | ૩૮ નાભાજી | ૯ નિમ્બાર્કીય (૩૮–૪૬) |
| ૧૩ થેમણ | ૩૯ શોભુરામ | |
| ૧૪ નાભાજી | ૪૦ વનખંડી | |
| ૧૫ રિયાજી | ૪૧ ઘમંડી | |
| ૧૬ ખોજી | ૪૨ પરશુરામ | |
| ૧૭ કુલોજી | ૪૩ ગોવિંદ | |
| ૧૮ × | ૪૪ ત્યાગી | |
| ૧૯ મુલુકદાસજી | ૪૫ કર્મચંદ | |
| ૨૦ ચેતનસ્વામી | ૪૬ આત્મારામ | |
| ૨૧ યોગાનંદ | ૪૭ નિત્યાનંદ | માધ્વ (૪૭–૪૯) |
| ૨૨ ભંડગી | ૪૮ શાન્ત્યાનંદ | |
| ૨૩ ભવનારાયણ | ૪૯ રાધાવલ્લભ | |
| ૨૪ રામરંગી | ૫૦ સુમતિનામદેવ | વિષ્ણુસ્વામીય (૫૦–૫૨) |
| ૨૫ ચતુરમુનિ | ૫૧ ગોકુલ | |
| ૨૬ પૂર્ણવિરાગી | ૫૨ વિઠ્ઠલ | |



× મને આ બધી માહિતી આપનાર સાધુએ જે કાગળ આપ્યો હતો તેમાં આ નામ મને ઉકલ્યું નથી. બીજું, આ બધાં નામો સાચાં સર્વમાન્ય હોય એમ પણ કહેવું મુશ્કેલ છે.

# ગુજરાતના બ્રાહ્મણ ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી અન્વેષણ–સાહિત્યની સૂચિ

**અહીં** આપેલી યાદી સંપૂર્ણ હોવાનો દાવો નથી. આ જાતનો આ પહેલો પ્રયત્ન હોવાથી અપૂર્ણ અને ખામીવાળો હોવાનો સંભવ છે. સમગ્ર ભારતીય દૃષ્ટિથી બ્રાહ્મણ ધર્મનું એના સર્વ ફાંટાઓ સાથે તથા દર્શનનું ઘણું અન્વેષણ થયું છે; પણ કેવળ ગુજરાતની દૃષ્ટિએ આ વિષયોનું વિવેચન નહિ જેવું થયું છે. વળી ઘણે ભાગે ભારતીય ધર્મ કે તત્ત્વજ્ઞાનને ગુજરાતે કશો ફેરફાર કર્યા વગર અપનાવી લીધેલ છે. મતલબ કે, આવા દાખલામાં ગુજરાતની કશી વિશિષ્ટતા જોવામાં આવતી નથી. ઉદાહરણ તરીકે શ્રી. વલ્લભાચાર્યે ચલાવેલો પુષ્ટિમાર્ગ ગુજરાતમાં ઘણો પ્રચલિત છે, પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રી. વલ્લભાચાર્યનું ચરિત્ર, પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો, તેનું સાહિત્ય, વગેરે વિષયો સંબંધી પુષ્કળ લખાણ મળે છે; છતાં એમાંથી ગુજરાતનું કહેવાય એવું શોધી કાઢવું મુશ્કેલ છે. પુષ્ટિમાર્ગનું સ્વરૂપ ગુજરાતમાં અને અન્યત્ર સમાન છે. આ સ્થિતિમાં આ યાદીમાં કયું લખાણ દાખલ કરવું અને કયું ન કરવું, એ કોયડો થઈ પડે છે. એ ગુજરાતમાં પ્રચલિત વૈષ્ણવ, શૈવ, શાક્ત વગેરે બ્રાહ્મણધર્મ અને દર્શનોનો ગુજરાતમાં પ્રચાર, ગુજરાતના રાજ્ય, સમાજ અને સાહિત્ય ઉપર તેની અસર વગેરે ગુજરાતની વિશિષ્ટતાની દૃષ્ટિથી જેમાં થોડું કે વધારે વિવેચન હોય, તે લખાણનો સમાવેશ આ યાદીમાં કરવાનો મેં આ યાદી પૂરતો નિર્ણય કર્યો છે.

વળી કવિ નરસિંહ મહેતા, કવિ દયારામ વગેરેની કવિતા વિષે કાવ્યદૃષ્ટિથી કે સાહિત્યદૃષ્ટિથી જેમાં ચર્ચા હોય તેનો, અથવા તે તે કવિઓનાં જીવનચરિત્રોનો, કે તેની સામગ્રીનો આ યાદીમાં સમાવેશ કરવો, એ યોગ્ય ધાર્યું નથી; પણ જેમાં તે તે કવિની ધાર્મિક કે દાર્શનિક માન્યતાની ચર્ચા હોય તેની જ નોંધ અહીં કરી છે.

બાકી ધાર્મિક કે દાર્શનિક સાહિત્યની પોતાની યાદી અહીં ઉદ્દિષ્ટ નથી, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. અલબત્ત, આ યાદીમાં ઉલ્લિખિત ગ્રન્થો કે નિબંધોમાંથી જિજ્ઞાસુને તે તે વિષયના સાહિત્યની યાદી મળશે.

અભ્યાસીની સગવડ અર્થે આરંભમાં સામાન્ય બ્રાહ્મણધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી પ્રમાણભૂત ગણાતા મુખ્ય ગ્રન્થોની યાદી અહીં આપી છેઃ–

**Books on Hindu Religion and Philosophy**

1. Essays on the Religions of the Hindus, by H. H. Wilson.

2. Religious Thought and Life in India, by M. Monier Williams, 1883.

3. Religions of India, by E. W. Hopkins. 1894.

4. Religions of India, by A. Barth, 1882.

5. Comprehensive History of Religion of the Hindus, 3 Vols. 1903–05, by D. Pal.

6. Shiva and Shakti 2 Vols. 1910, by D. Pal.

7. Vaishnavism, Shaivism and other minor Religions by Dr. R. G. Bhandarkar, 1913.

8. An Outline of the Religious Literature of India, by J. N. Farquhar. 1920.

9. Religious Life in India, by J. N. Farquhar. 1916.

10. Modern Religious Movements of India, by J. N. Farquhar, 1915.

આમાં ગુજરાતની modern religious movementsની બીલકુલ નોંધ નથી.

11. Hinduism and Buddhism, 3 Vols. by Sir Charles Eliot, 1921.

12. Theism in Mediaeval India, by J. E. Carpenter 1926.

13. Indian Philosophy, by S. Radhakrishnan 1927.

14. History of Indian Philosophy by Das Gupta, Vols. 5, 1921.

૧૫. હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ લે. નર્મદાશંકર દે. મહેતા ગ્રન્થ બે, ૧૯૨૪-૨૬.

**ગુજરાતના બ્રાહ્મણધર્મ અને તત્ત્વજ્ઞાન વિષયક સામાન્ય સાહિત્ય**

૧. Bombay Gazetteer Vol, IX, p, xxxiv & xxxvમાં ગુજરાતમાં કયા કયા ધર્મો પ્રચલિત છે તેની સામાન્ય નોંધ છે. પછી જુદાં જુદાં પ્રકરણોમાં બ્રાહ્મણ, રજપૂત, ખેડૂત, કારીગર વગેરે કોમોના તથા કોળી, ભીલ, નાયકડા, વગેરે કોમોના વર્ણનપ્રસંગમાં પ્રત્યેક કોમમાં પ્રચલિત ધર્મનું વર્ણન છે. પ્રકરણ ૧૪મામાં ગુજરાતી પ્રજાની ધાર્મિક માન્યતાઓ (Religious beliefs) નું વર્ણન અને પરિશિષ્ટ 'સી'માં હિન્દુ ધાર્મિક પંથો (Religious sects)નું વર્ણન તથા પંથ વાર ગુજરાતની વસ્તીના ૧૮૭૨ના વસ્તીપત્રક ઉપરથી આંકડા આપ્યા છે.

૨. ગુજરાત સર્વસંગ્રહ—ગૅઝીટિયર ઉપરથી તૈયાર કરનાર કવિ નર્મદાશંકર લાલશંકર-૧૮૮૭. ધાર્મિક વર્ણન આમાં ઉપરના ગૅઝીટિયર ગ્રં. ૯ ભા. ૧ ઉપરથી હોવા છતાં તેના જેટલું સવિસ્તર કે સંપૂર્ણ નથી.

૩. ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા-લેખક, શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસ્કલકર-૧૯૨૪ની ભાવનગરની સાહિત્ય પરિષદના રિપોર્ટમાં ઇતિહાસ વિભાગ (પૃ. ૧૩)માં છપાયેલો નિબંધ.

૪. ગુજરાતમાં ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ —લેખક: દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા. નડિયાદની નવમી સાહિત્ય પરિષદ-૧૯૨૮ના રિપોર્ટમાં ધાર્મિક અને તત્ત્વચિંતન-વિભાગમાં છપાયેલો નિબંધ.

**વૈષ્ણવધર્મ સંબંધી સાહિત્ય**

૫. વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—લેખક: દુર્ગાશંકર કે. શાસ્ત્રી. ૧૯૩૯. (બીજી આવૃત્તિ) પ્રકાશક-શ્રી. ફાર્બસ ગુજરાતી સભા. આમાં ગુજરાતમાં પ્રચલિત વૈષ્ણવ ધર્મનું તથા વૈષ્ણવ ધર્મની ગુજરાતી સાહિત્ય ઉપરની અસરનું પણ વર્ણન છે. અલબત્ત મુખ્ય નિરૂપણ તો ઇતિહાસકાળના આરંભથી આજ સુધીના વૈષ્ણવ ભક્તિમાર્ગના ઇતિહાસનું છે.

૬. (અ) ગુજરાતી સાહિત્ય ખં. ૫. મો–સંપાદક અને પ્રકાશકઃ સાહિત્યસંસદ્. ૧૯૨૯.

(આ) થોડાંક રસદર્શનો–લેખકઃ શ્રી કનૈયાલાલ મુનશી. વિ. સં. ૧૯૮૯.

આ બે ય ગ્રન્થોમાં ભક્તિ અને ગુજરાતી સાહિત્ય નામનો શ્રી. કઃ મા. મુનશીનો લખેલો નિબંધ છે. જેમાં ગુજરાતી સાહિત્ય ઉપર ભક્તિમાર્ગ-મુખ્યત્વે વૈષ્ણવ ભક્તિમાર્ગ–ની અસરનું નિરૂપણ છે.

૭. હરિલીલાષોડશકલાનો ઉપોદ્ઘાત–લેખકઃ શ્રી. અંબાલાલ બુ. જાની, બી. એ.; પ્રકાશક–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ઇ. સ. ૧૯૨૮. આ ગ્રન્થમાં ગુજરાતી સાહિત્ય અને સમાજ ઉપર ભક્તિ-માર્ગ–મુખ્યત્વે વૈષ્ણવ ભક્તિમાર્ગ–ની અસરની ચર્ચા કરી છે.

૮. The Vaishnavas of Gujarat–by N. A. Thoothi–1935. આમાં ગુજરાતના વૈષ્ણવો વિષે ધાર્મિક તેમજ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ સવિસ્તર ચર્ચા કરેલી છે.

### વલ્લભ-સંપ્રદાય સંબંધી સાહિત્ય

૯. History of the Sects of Maharajas or Vallabhacharyas, in Western India—1865.

મહારાજ લાયબલ કેસમાં અમુક મહારાજોનાં નૈતિક આચરણ સામે આક્ષેપ સાથે પુષ્ટિમાર્ગના મૂળ ઉપદેશક શ્રી. વલ્લભાચાર્યે તથા તેના પૌત્ર શ્રી. ગોકુળનાથજીએ અનીતિનો ઉપદેશ કર્યો છે, એવો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો. આ પુસ્તકમાં એ આક્ષેપો અને લાયબલ કેસની ચુકાદા સાથે વિગતો છે.

૧૦. સિદ્ધાન્તરહસ્ય—શ્રી. વલ્લભાચાર્યનો સંસ્કૃત ગ્રન્થ; ૧૧ ટીકા સાથે. સંપાદક અને પ્રકાશક–સદ્ગત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા તથા શ્રી. ધીરજલાલ વ્રજલાલ સાંકળિયા. સં. ૧૯૮૦. આ ગ્રન્થના ઉપોદ્ઘાતમાં શ્રી. મૂલચંદ્ર તેલીવાળાએ, મહારાજ લાયબલ કેસમાં આ ગ્રન્થ તથા તેની ટીકા ઉપર મૂકવામાં આવેલો આક્ષેપ સાચો નથી, એમ બતાવ્યું છે.

૧૧. વેણુનાદ—પુષ્ટિમાર્ગીય માસિક— તંત્રીઃ સદ્ગત મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાળા, વિ. સં. ૧૯૭૮ તથા ૧૯૭૯. આ માસિકના વર્ષ ૨ અં. ૧૦–૧૧–૧૨માં પણ ઉપલા આક્ષેપનો જવાબ તથા ગદ્યમંત્રનું તાત્પર્ય નિરૂપણ છે.

૧૨. શુદ્ધાદ્વૈત ભક્તિમાર્તંડ—તંત્રી, શ્રી. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી, અમદાવાદ. પુષ્ટિમાર્ગનો ઇતિહાસ, અંક સં. ૧૯૯૦.

**ભક્તસંતો સંબંધી**

૧૩. મધ્યયુગનો ભક્તિપ્રવાહ—શ્રી. ક્ષિતિમોહનસેને કલકત્તા યુનિવર્સિટીમાં આપેલા વ્યાખ્યાનોનો બુદ્ધિપ્રકાશ માસિકના ૧૯૩૨ના જુલાઇ–સપ્ટેમ્બર અંકમાં તથા ૧૯૩૫ના જાન્યુઆરી–માર્ચ અંકમાં શ્રી. મહાશંકર ઇન્દ્રજીએ કરેલો અનુવાદ છપાયો છે. આ વ્યાખ્યાનોમાં ગુજરાતમાં થઇ ગયેલા ભક્તસંતોનો પણ નિર્દેશ છે,

૧૪. સોરઠી સંતો—લખકઃ શ્રી. ઝવેરચંદ કા. મેઘાણી, ૧૯૨૮.

૧૫. સૌરાષ્ટ્રના ભજનિક સંતો—લેખકઃ શ્રી. ઝવેરચંદ કા. મેઘાણી, બુદ્ધિપ્રકાશ ૧૯૩૨ના ઑક્ટોબર–ડિસેમ્બર અંકમાં તથા ૧૯૩૩ના એપ્રિલમાં છપાયેલો લેખ.

૧૬. કબીરસંપ્રદાય–લેખકઃ શ્રી. કિસનસિંહ ચાવડા. પ્રકાશક—શ્રી. ફા. ગુ. સભા ૧૯૯૪. કબીરસંપ્રદાયના ગુજરાતમાં પ્રચાર તથા ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસરનું આ પુસ્તકમાં વિવરણ છે.

**ગુજરાતી ભક્ત કવિઓ**

૧૭. નરસિંહ અને મીરાં એ જ્વાલાઓ કયાંથી? અમદાવાદની પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ગો. મા. ત્રિપાઠીએ નરસિંહ મહેતા અને મીરાંબાઇમાં જે ધાર્મિક જ્વાલાઓ દેખાય છે તેના મૂળ સંબંધી પ્રમુખ તરીકેના ભાષણમાં ચર્ચા કરી છે.

૧૮. 'વસંત' માસિક ૧૯૬૧ ના શ્રાવણ તથા ભાદ્રપદ અંકમાં તેના તંત્રી આચાર્ય આનંદશંકર બા. ધ્રુવ ઉપરના વિષય ઉપર ઊહાપોહ કર્યો છે; જેમાં ચૈતન્યની નરસિંહ મહેતા ઉપર અસર હોવાનો સંભવ સૂચવ્યો છે.

અ. નરસિંહયુગનું ભક્તિસાહિત્ય નામનો લેખ મુંબઇની ૧૯૨૬ની આઠમી સાહિત્ય પરિષદમાં આપેલો નિબંધ.

બ. નરસિંહ મહેતાનો કોયડો—'ગુજરાત' માસિકના ૧૯૮૨ના શ્રાવણ અંકમાં લેખ.

ઉપરના બંનેના લેખક શ્રી. કનૈયાલાલ મુનશી. એમણે નરસિંહ મહેતા ઉપર ચૈતન્યની 'શુદ્ધ ભક્તિ' ની અસર છે એમ દર્શાવવાનો

તથા એ કારણથી એનો સમય અર્વાચીન કાળમાં થોડો ખસેડવાનો પ્રયત્ન કર્યો છે.

૧૯. નરસૈયો ભક્ત હરિનો—લેખકઃ શ્રી. કનૈયાલાલ મુનશી. ઈ. સ. ૧૯૩૩. આરમ્ભમાં 'નરસિંહ મહેતાનો કોયડો' લેખમાં પોતાના મૂળ લેખ ઉપરાંત ત્યાં સુધીમાં થયેલી ચર્ચાનો જવાબ આપવાનો પ્રયત્ન કર્યો છે.

૨૦. 'નરસિંહ મહેતાના કોયડા'નો વિચાર—"પ્રસ્થાન" ૧૯૮૩ વૈશાખ અને આષાઢ અંકમાં લેખ. લેખક–દુર્ગાશંકર કે. શાસ્ત્રી. નરસિંહ મહેતાનાં કાવ્યો ઉપર ભાગવત અને ગીતગોવિંદની અસર સ્પષ્ટ છે અને ચૈતન્યની નથી, એમ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે.

(આ વિષયને અંગે નરસિંહ મહેતાના સમયની જ કેવળ ચર્ચા કરનારાં શ્રી. નટવરલાલ ઈ. દેસાઈ, શ્રી. અંબાલાલ જાની વગેરેનાં લખાણોનો આ યાદીમાં સમાવેશ કર્યો નથી.)

૨૧. નરસિંહ મહેતાની ભક્તિનું સમર્થન–'બુદ્ધિપ્રકાશ' વર્ષ ૮૨. ૨, માં શ્રી. નટવરલાલ ઇ. દેસાઇનો લેખ.

૨૨. મીરાંબાઈ—બૃહત્કાવ્યદોહન ગ્રં. ૭ના પ્રારમ્ભમાં શ્રી. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો મીરાંબાઇ ઉપર લેખ.

૨૩. કવિ દયારામનો અક્ષરદેહ—લેખકઃ ગો. મા. ત્રિપાઠી. ઇ. સ. ૧૯૦૭. કવિ દયારામનાં કાવ્યોમાંનાં ભક્તિ, જ્ઞાન, યોગ-તત્ત્વોની ચર્ચા કરી છે.

૨૪. ભક્ત કવિશ્રી દયારામભાઈનું જીવનચરિત્ર—લેખક–શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. ૧૯૨૦. પ્રકાશક–નારાયણદાસ પરમાણંદદાસ ડભોઇવાળા, સી. પી. ટેંક, મુંબઈ અને ડભોઈ. કવિ દયારામની ધાર્મિક માન્યતાની આમાં થોડી ચર્ચા છે. (૧૯૨૦ સુધીમાં કવિ દયારામ વિષે લખાયેલાં સાહિત્યની નોંધ આમાં છે.)

૨૫. ભક્ત કવિશ્રી દયારામનું આંતરજીવન—લેખકો–સદ્ગત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા તથા પ્રો. જેઠાલાલ ગો. શાહ. ઈ. સ. ૧૯૩૧. પ્રકાશક–ઉપર પ્રમાણે.

૨૬. કવિ દયારામરચિત રસિકવલ્લભ—સંપાદક તથા ઉપોદ્ઘાત લેખક–પ્રો. જેઠાલાલ ગો. શાહ, પ્રકાશક–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ–૧૯૩૩.

૨૫ મા પુસ્તકમાં તથા ૨૬ ના ઉપોદ્ઘાતમાં વક્તવ્ય છે કેઃ–કવિ દયારામનાં કાવ્યોમાં જે ભક્તિનું વર્ણન છે તે પુષ્ટિમાર્ગીય શૃંગારભક્તિ કે સખીભક્તિનું છે. મતલબ કે, એનાં કાવ્યોના શૃંગાર ઉપર કવિ નર્મદથી આરંભી જે આક્ષેપો કરવામાં આવ્યા છે તે યોગ્ય નથી તથા શ્રી. ગો. મા. ત્રિપાઠીએ 'દયારામનો અક્ષરદેહ' માં જે બચાવ કર્યો છે તે પણ તેઓને પુષ્ટિમાર્ગનું બરાબર જ્ઞાન ન હોવાથી અમુક અમુક જગ્યાએ ભૂલભરેલો છે.

**સ્વામીનારાયણ-સંપ્રદાય સંબંધી**

૨૭. સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય–લેખકઃ શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળા, સં. ૧૯૭૯.

૨૮. સ્વામીનારાયણ સંપ્રદાય—શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળાનો નિબંધ. અમદાવાદની છઠ્ઠી સાહિત્ય પરિષદ (ઈ. સ. ૧૯૨૦) ના રિપોર્ટ (પૃ. ૧૫૪ થી ૨૧૭) માં છે.

૨૯. સ્વામીનારાયણ સંપ્રદાય અને ગુજરાતી સાહિત્ય–લેખકઃ શ્રી. ઈશ્વરલાલ ઈ. મશરૂવાળા–ગુજરાતી સાહિત્ય ખં; ૫માનો વિભાગ ૭ મો, જેમાં સ્વામીનારાયણ સંપ્રદાયના ગુજરાતી કવિઓની કવિતાનું વિવેચન છે.

૩૦. Swaminarayana by Manilal Parekh, 1938.

**શૈવધર્મ સંબંધી**

૩૧. શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—લેખકઃ શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, પ્રકાશક–શ્રી. ફાર્બસ ગુજરાતી સભા. આ. બીજી, ૧૯૩૬. આમાં શૈવધર્મના ઇતિહાસ સાથે ગુજરાતમાં પ્રચલિત શૈવધર્મનું તથા ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસરનું દર્શન છે.

૩૨. " 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ'—તેમાં દેખાતી એક ઊણપ" શ્રી. નટવરલાલ ઈ. દેશાઈનું શ્રી. ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક" પુ. ૨, અં. ૨ પૃ ૨૩૩ માં છપાયેલું ચર્ચાપત્ર; જેમાં ગુજરાતી સાહિત્ય ઉપર શૈવધર્મની અસરની ચર્ચા છે.

૩૩. ખંભાતનો ઇતિહાસ--લેખકઃ શ્રી. રત્નમણિરાવ ભીમરાવ પ્રકાશક–ખંભાત સ્ટેટ. સં. ૧૯૯૧. આ ગ્રન્થના પરિશિષ્ટ અ અને ક માં પ્રાગૈતિહાસિક કાળમાં ખંભાતની ભૂમિમાં પ્રચલિત લિંગપૂજાનો વિચાર કર્યો છે.

### શકિતપૂજા સંબંધી

૩૪. શાક્ત સંપ્રદાય—લેખક: દી. બ. નર્મદાશંકર દે. મહેતા. પ્રકાશક–શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, ઇ. સ. ૧૯૩૨. આ ગ્રન્થમાં ગુજરાતમાં પ્રચલિત શાક્ત સંપ્રદાયનું પણ વર્ણન છે.

૩૫. બહુચરા માતાનું પ્રાકટ્ય અને સાહિત્યમાં તેનો ઉલ્લેખ– લેખક: શ્રીયુત રામમોહનરાય જસવંતરાય દેસાઇ. પ્રકાશક–શ્રી. ભગવતી-પ્રસાદ અંબાલાલ ભટ્ટજી, મંત્રી શ્રી. દેવીઉપાસક મંડળ.

### સૂર્યપૂજા

૩૬. ગુજરાતનાં તીર્થસ્થળો—લેખક: શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. પઢિયાર સ્મારક ગ્રન્થમાળામાં પ્રકાશિત, એમાં ગુજરાતનાં શૈવ, વૈષ્ણવ, શાક્ત તીર્થસ્થાનોનાં વર્ણન સાથે મોઢેરાના વર્ણનમાં ગુજરાતમાં પ્રચલિત સૂર્યપૂજાનું વિવરણ છે.

૩૭. Archeological Survey of Western India Report, by J. Burgess. New Imperial Series, Vol. XXXII 1903. એમાં પણ મોઢેરાના વર્ણનમાં સૂર્યપૂજાની વાત છે.

### તત્ત્વજ્ઞાન સંબંધી

૩૮. અખાકૃત કાવ્યો—લેખક: દી. બ. નર્મદાશંકર દે. મહેતા. પ્રકાશક–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. આ પુસ્તકમાં અખાની ફીલસૂફીની ચર્ચા છે.

### આધુનિક ધાર્મિક હિલચાલો સંબંધી

૩૯. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન—ખં. ૧–૨. લેખક શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ. પ્રકાશક–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. ૧૯૩૫–૩૬. ખં. ૧, ૫–૧૦ માં સહજાનંદ સ્વામીની અસર અને ખં. ૨, પ્ર. ૪ માં પ્રાર્થનાસમાજ, આર્યસમાજ અને શ્રી. નથુરામ શર્માની ધાર્મિક ઉપદેશક તરીકેની પ્રવૃત્તિઓની નોંધ છે.



## બૃહત્તર ભારત ઉપર એક ઊડતી નજર

સામાન્ય રીતે એમ મનાય છે કે, ભારતવર્ષ બહારની દુનિયાથી હમેશાં અલગ રહ્યો છે. ભારતની ત્રણ બાજુએ આવેલા સમુદ્રથી અને એક તરફ આવેલ પર્વતરાજિથી જેમ ભારત દેશ દુનિયાથી છૂટો પડી ગયો છે, તેમ એ દેશના વાસીઓએ પોતાની રહેણીકરણીની આસપાસ બાંધેલી વાડોથી તેઓ પણ દુનિયાના બીજા લોકોથી અલગ રહ્યા છે. આ કથન દેખાય છે ચમત્કારિક અને આ દેશના ઇતિહાસના અમુક કાળ માટે કેટલેક અંશે સાચું યે છે, પણ સર્વ કાળ માટે એ સાચું નથી. હિંદુસ્તાન બહારથી અનેક જાતનાં અનેક પ્રકારની સંસ્કૃતિવાળાં ટોળાંઓ આ દેશમાં આ દેશના લાંબા ઇતિહાસના પ્રત્યેક સમયમાં આવ્યાં છે, અને મોટે ભાગે તો અહીંની વસ્તીમાં ભળી ગયાં છે. એટલે બહારથી આગમનના અર્થમાં તો આ દેશના અલગપણાનું કથન ખોટું છે જ; પણ આ દેશના લોકોએ હિંદુસ્તાનની સીમાઓ કોઇ દિવસ નથી ઓળંગી એમ કોઈ કહેતું હોય તો તે પણ ખોટું છે.

સમુદ્રયાત્રાનો ધાર્મિક પ્રતિબંધ અમુક કોમોમાં જ છે, એટલે અનેક કોમો અત્યારે પણ પરદેશ સેવે છે. વળી આ પ્રતિબંધ હમેશાં ન હતો. એક કાળ એવો હતો કે, જ્યારે આ દેશનાં બ્રાહ્મણ બાળકો વિદ્યા મેળવવા જ નહિ પણ વિદ્યા આપવા માટે પરદેશ ખેડતાં. આ દેશના ક્ષત્રિયોએ જૂના કાળમાં વિજય-યાત્રાઓ નથી કરી એમ નથી. પણ ધાર્મિક અને સાંસ્કૃતિક વિજય માટે આ દેશના બ્રાહ્મણોએ ઘણી વધારે યાત્રાઓ કરી છે. એક હાથમાં ધર્મગ્રંથ અને બીજા હાથમાં તરવાર રાખીને અથવા બીજા હાથમાં દારુની બાટલી અને પછવાડે તરવાર બાંધીને આ બ્રાહ્મણો પરદેશમાં નથી ગયા. અથવા અત્યારે આ દેશના મજૂરો કે વેપારીઓ માત્ર પેટનો ખાડો પૂરવા પરદેશ સેવે છે તેમ પણ નથી ગયા. પણ ધર્મ અને વિદ્યાના પ્રચારની

શુદ્ધ વૃત્તિથી એક કાળે આ દેશના બ્રાહ્મણોએ અને બીજા વર્ણોએ પણ પરદેશ ખેડ્યો અને વેઠ્યો છે.

ભારતવર્ષના, બહારની દુનિયા સાથેના આ સંબંધનો ઇતિહાસ ઘણો વિસ્તૃત અને લાંબો છે. અહીં નમૂનારૂપ થોડા દાખલા સંક્ષેપમાં નોંધ્યા છે.

વિ. સં. પૂર્વેનાં હજાર-પંદરસો વર્ષ ઉપર ભારતીય આર્યો અને ઈરાની આર્યો વચ્ચે કોઈક પ્રકારનો સંબંધ હોવાનું અનુમાન ઋગ્વેદ અને અવસ્તાના ભાષાસંબંધ ઉપરથી કરવામાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં અને બાબિલોનની નોંધમાં મહાપ્રલયને મળતું વર્ણન મળે છે એ હકીકત ભારત અને ઈરાક વચ્ચે સંબંધ બતાવે છે. દક્ષિણ હિંદ સાથે ઈરાકને વ્યાપારી સંબંધ હોવાનું અનુમાન બાઈબલ ઉપરથી કેટલાક તજ્ઞો કાઢે છે. ઈ. સ. પૂર્વે ૮૦૦ની આસપાસમાં ભારતીયો સેમેટિક લોકો પાસેથી મૂળાક્ષરો શીખ્યા હોવાનું મનાય છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકમાં ઈરાનના પાદશાહ દારાયસના તાબામાં ઉત્તર ભારતનો અમુક ભાગ હતો એ તો ઈતિહાસપ્રસિદ્ધ છે. અને એ કાળથી શરૂ થયેલો ઈરાન અને ભારત વચ્ચેનો સંબંધ સૈકાઓ સુધી ચાલુ રહ્યો છે.

ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં મૌર્ય ચક્રવર્તી અશોકે ધર્મરાજ્યની સ્થાપના માટે સીરિયાના ઍન્ટિઑકસ થિઓસ પાસે, ઇજિપ્તના ટૉલેમી ફિલાડેલ્ફોસ પાસે, સીરેનના મગસ પાસે, ઇરાકના ઍન્ટિગોનસ ગૉનેટસ પાસે અને ઍપીરસના અલેકઝાંડર પાસે દૂતો મોકલ્યા હોવાનું અશોકના શિલાલેખોથી આપણે જાણીએ છીએ. અને અશોકનો પુત્ર કે ભાઈ મહેન્દ્ર અને તેની બહેન સંઘમિત્રા બૌદ્ધધર્મના પ્રચાર માટે સિલોન તથા સુવર્ણભૂમિ (બર્મા) ગયાં હતાં એવી પ્રાચીન દંતકથા છે. મહારાજા અશોકનો આ ધર્મવિજય માટેનો પ્રયાસ એ મહાન સિકન્દરના દેશવિજય માટેના પ્રયાસો કરતાં માનવતાની દૃષ્ટિએ કે ભાવનાની ઉન્નતિની દૃષ્ટિએ ઘણો ચડિયાતો છે.

ચન્દ્રગુપ્ત મૌર્યના સામ્રાજ્યમાં સેલ્યુકસ નિકેટરને હરાવ્યાથી મળેલો ઇરાન અને અફઘાનિસ્તાનનો ઘણો ભાગ હતો અને ચન્દ્રગુપ્તના અંતઃપુરમાં યુનાની કુંવરી હતી એમ ઐતિહાસિકો કહે છે. વળી ગ્રીક રાજ્યો તરફથી ચન્દ્રગુપ્તના તથા એના પુત્ર અને પૌત્રના દરબારમાં મેગેસ્થનિસ વગેરે એલચીઓ આવી રહેલા એ પ્રસિદ્ધ છે.

આ અરસામાં ગ્રીસનો આત્મા નિઃસત્ત્વ થતો જતો હતો અને મિનેન્ડર (ઇ. સ. પૂર્વે બીજું શતક) વગેરેએ છેક મધ્યપ્રદેશ પર્યંત ચડાઈઓ કરેલી. પણ તેઓને સફળતા મળી નહિ અને ઊલટું એ વખતના યુનાનીઓએ બૌદ્ધ તથા વૈષ્ણવ ધર્મનો સ્વીકાર કર્યાના દાખલા મળે છે. તક્ષશિલાના ગ્રીક રાજા હેલીઓદોરસનો માળવામાં આવેલો યુનાની દૂત ભાગવતધર્મી હોવાનો તથા તેણે વિદિશામાં ગરુડધ્વજ ઊભો કર્યાનો પ્રાચીન લેખ મળ્યો છે.[1]

આ વખતમાં જ યુનાની અને ભારતીય સંસ્કારોના મિશ્રણમાંથી ગાંધાર કળાનો જન્મ થયો છે. ખરી રીતે એ વખતે આપણી વાયવ્ય સરહદ ઉપર અને એથી ઉત્તરમાં હિંદુકુશની તળેટીમાં ગ્રીક, ઈરાની, ભારતીય અને ચીનાઈ સંસ્કૃતિઓનો મેળાપ થતો હતો અને પરસ્પર લેવડદેવડથી એક અપૂર્વ ઇતિહાસ રચાતો હતો.

ઈ. સ. પૂર્વેની પંચશતી દરમ્યાન યુનાન અને ઇરાન જેવા સુધરેલા દેશોના લોકો સાથે ભારતવર્ષ સંબંધમાં આવ્યો, પણ પછીની પંચશતી દરમિયાન મધ્ય એશિયાના બર્બરો-શકો અને છેવટ હૂણો સાથે ભારતને ભટકાવાનો પ્રસંગ આવ્યો. ભારતે અસાધારણ ઉદારતાથી બર્બરો માટે પણ દરવાજા ઉઘાડા રાખ્યા. પરિણામે ચીને તગડેલાં ભૂખ્યાં વરુઓ જેવાં જંગલી ટોળાંઓ ભારતમાં ઊતરી આવ્યાં. આ ટોળાંઓએ ભારતની સંસ્કૃતિને તથા સમૃદ્ધિને વેરણછેરણ કરી નાખી. પણ એ સંસ્કૃતિહીન વિજેતાઓ આખરે ભારતીય સંસ્કૃતિના દાસ બન્યા. કોઈ બૌદ્ધ બન્યા (કુશાન રાજા કનિષ્ક બૌદ્ધ હતા), કોઇ શૈવ બન્યા (વેમ કેડફીસ–ઇ. સ. પહેલું શતક–અને હૂણ મિહિરકુલ શૈવ હતા). સહુએ વર્ણાશ્રમ–વ્યવસ્થા સ્વીકારી અને હિન્દુપ્રજામાં ભળી ગયા.

પણ મહાયાન બૌદ્ધધર્મ તથા વૈષ્ણવ–શૈવ ભક્તિમાર્ગ ભારતમાં આવનારને જ મુક્તિનો માર્ગ બતાવીને સંતોષ પામે એવા અલ્પપ્રાણ ત્યારે નહોતા. પોતાને પ્રાપ્ત થયેલો કલ્યાણમાર્ગ ગમે તે કષ્ટ વેઠીને સ્વદેશ, સગાંવહાલાં, સુખ અને શરીરને પણ તજવું પડે તો ભલે, પણ જગતને બતાવવાની તીવ્ર ઉત્કંઠા એ સમયના ભારતીય આર્યોમાં જાગી હતી. શ્રીમદ્ ભાગવતે પ્રલ્હાદજી પાસે કહેવરાવ્યું છે કેઃ

---

૧. વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ આ. ૨. પૃ. ૪૦.

नाहं विमुच्य कृपणान् विमुमुक्ष एको ।

જગતના આ કૃપણજનોને છોડીને હું એકલો મુક્ત થવા ઇચ્છતો નથી.

આવી જગદુદ્ધારની કલ્યાણવાસનાથી પ્રેરાઇને ઈ. સ. પૂર્વે બીજા–ત્રીજા શતકથી બ્રહ્માવર્તના અને ગાંધારના કેટલાક ધર્મપ્રચારેચ્છુ આર્યોએ હિંદુકુશ ઓળંગી મધ્ય એશિયાના પ્રદેશોમાં અને ત્યાંથી ચીન તરફ પ્રયાણ શરૂ કર્યું હતું.

ઇ. સ. પૂ. ૨૧૭ માં પહેલા બૌદ્ધસાધુઓ ચીનમાં ગયાનું કહેવાય છે. ઇ. સ. ના આરમ્ભમાં મધ્ય એશિયામાં બૌદ્ધ મહાયાન ધર્મનો ઠીક પ્રચાર થયો હોય એમ જણાય છે, કારણ કે મધ્ય એશિયામાંથી ચીન ગયેલા યૂચી દૂતો સાથે બૌદ્ધધર્મગ્રન્થો હોવાની નોંધ મળે છે. ઈ. સ. ૬૭ માં કાશ્યપ મતંગ અને ધર્મરક્ષિત નામના બૌદ્ધસાધુઓ અનેક બૌદ્ધગ્રન્થો અને અનેક બૌદ્ધમૂર્તિઓ સાથે ચીન ગયાનો, એમના ઉપદેશથી ચીનની રાજધાની લિયોંગમાં બૌદ્ધ-મંદિર બંધાયાનો, અનેક ચીનાઈ લોકોએ બૌદ્ધધર્મ સ્વીકાર્યાનો અને બૌદ્ધગ્રંથોના ચીનાઈ ભાષામાં અનુવાદો થવા માંડયાનો નિર્વિવાદ ઇતિહાસ મળે છે.

ઈ. સ. પહેલા શતકમાં આ રીતે ચીન સાથે શરૂ થયેલો વ્યવહાર પછીનાં છસ્સોએક વર્ષ સુધી તો અત્રુટિત ચાલુ રહ્યો. અનેક વિદ્વાન વેદવેદાંગપારંગત બ્રાહ્મણ જુવાનો જગદુદ્ધારની વાસનાથી બૌદ્ધ થઈ જતા અને મધ્ય એશિયામાં અથવા ચીનમાં જઇને રહેતા અને ત્યાં જ ચીનાઈ ભાષામાં બૌદ્ધ ધર્મગ્રંથોના અનુવાદો કરવામાં અને બૌદ્ધ-ધર્મનો ઉપદેશ આપવામાં આયુષ્ય ગાળી નાખતા. બીજી તરફથી અનેક ચીનાઈ વિદ્વાન સાધુઓ રસ્તાનાં અકલ્પ્ય અને અસહ્ય કષ્ટો વેઠીને ભગવાન બુદ્ધની જન્મભૂમિની તથા ઉપદેશભૂમિની યાત્રા કરવા, બૌદ્ધ ધર્મગ્રન્થો ભણવા અને દુર્લભ ગ્રંથરત્નો ચીન લઈ જઈ અનુવાદ દ્વારા પોતાના દેશબાંધવોને તેનો લાભ આપવાની ઉદાત્ત વાસનાથી ભારત-વર્ષની યાત્રા કરવા આવતા.

એ સમયમાં ઉત્તર ભારતમાંથી ભારતીય કળા, ભારતીય સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિનો પ્રવાહ ગાંધાર અને મધ્ય એશિયા તરફ વહેતો દેખાય છે. અને મધ્ય એશિયામાં દૂર દૂરના પૂર્વના તથા પશ્ચિમના મુલકોમાંથી આવતા પ્રવાહો સાથે મળી જતો દેખાય છે;

અને એ મિશ્રપ્રવાહ પાછો પૂર્વમાં તથા પશ્ચિમમાં વહે છે. ભારતીય સંસ્કૃતિએ અને ધર્મે, એ વખતે ચીન અને જાપાન ઉપર અસર કરી છે તેમજ ઇરાન, ઇરાક, ઇજિપ્ત અને ગ્રીસ ઉપર તથા એ વખતના ખ્રિસ્તી ધર્મ ઉપર પણ અસર કરી છે.

પણ ભારતીય સંસ્કૃતિની અને ધર્મની આ વિજયયાત્રાઓ સ્થળ માર્ગે જ થઈ હતી અને તેણે સમુદ્રપ્રયાણ કરેલું જ નહિ હોય એમ માનવાનું નથી. 'પેરિપ્લસ ઑફ ધી એરીથ્રીઅન સી' ની નોંધોમાં એ વખતે આફ્રિકાથી, હિંદુસ્તાન મારફત, દ્વીપકલ્પો અને દૂર ચીન સુધી બહોળો દરિયાઈ વેપાર હોવાના પુરાવા મળે છે. સાહસિક ભારતીય ખલાસીઓએ અને તેમનાં વહાણોમાં ગયેલા ધર્મવીર સાધુ-ઓએ ચંપામાં, કમ્બોજમાં, અને જાવા સુધી મલાયામાં ભારતીય સંસ્કૃતિની જયઘોષણા કરેલી દેખાય છે. ટોલેમી (બીજું શતક) જાવાને યવદ્વીપ (Javadiv) જેવું હિંદી નામ આપે છે. એ જ રીતે પ્રોફેસર પેલીઅટને જૂની શોધખોળ કરતાં હિંદી સંસ્કૃતિની ઈ. સ. ત્રીજા શતકની નિશાનીઓ કમ્બોડિયામાં મળી છે. ઇ. સ. ચોથા શતકથી તો હિંદુસ્તાન અને ચીન વચ્ચે સ્થળમાર્ગ અને જળમાર્ગ બે ય ખુલ્લા હોવાના અને સ્થળમાર્ગે આવેલા પ્રવાસીઓ જળમાર્ગે પાછા ફર્યાના અને એ રીતે અર્ધા એશિયાની પ્રદક્ષિણા ખેડયાના દાખલાઓ મળે છે. બીજી તરફથી રોમના સામ્રાજ્ય દ્વારા પશ્ચિમ સાથે આ દેશનો વેપાર વધતો જતો હોવાનું અને પરિણામે રોમનું સોનું આ દેશમાં ધસડાઇ આવતું હોવાનું ઇતિહાસ કહે છે. એ વખતે જે ત્રણ ચાર મોટાં બંદરો મારફત આ વેપાર ચાલતો હતો તેમાં આપણું ભરુચ મોખરે હતું.

પણ વેપાર અને ધર્મપ્રચારથી જ આ દેશનો પરદેશો સાથેનો સંબંધ પૂરો થતો નથી. આ દેશમાંથી ગયેલા પ્રવાસીઓએ દૂર દૂર રાજ્યો પણ સ્થાપ્યાં છે. આ દેશની વર્તમાન પરાધીન સ્થિતિમાં આ કથન ગળે ઊતરવું મુશ્કેલ છે, પણ એમાં સંપૂર્ણ ઐતિહાસિક સત્ય છે.

છેક ઇ. સ. ત્રીજા શતકથી દક્ષિણના દ્વીપોમાં હિંદુ અસર દેખાવા માંડે છે. પછી ઇ. સ. પાંચમા શતકમાં ચંપા, કમ્બોજ, સીઆમ; લાઓઝ, બોર્નીઓ, સુમાત્રા અને જાવામાં હિંદુ મોજું ફરી વળે છે, એ વખતે ચંપા, અને કમ્બોઝ તો પૂરેપૂરાં હિંદુ થઇ

ગયાં હતાં. અને આ અરસામાં બર્મા અને સિલોન બૌદ્ધધર્મની છાયામાં આવી ગયાં હતાં.

ઇ. સ. સાતમા શતકમાં સુવર્ણદ્વીપ (સુમાત્રા) શ્રીવિજયનું રાજ્ય ગણાતું. ચીનાઇ યાત્રી ઇત્સિંગ ભારતમાંથી ચીન પાછા ફરતાં સુમાત્રામાં પણ રોકાયા હતા. એ વખતે સુમાત્રામાં એક હજાર બૌદ્ધ સાધુઓ હોવાનું કહેવાય છે. ઈ. સ. સાતમા શતકથી ઇ. સ. ૧૪મા શતકના બૌદ્ધ રાજા આદિત્યવર્મન્ સુધીનો ઇતિહાસ હજી પૂરો મળ્યો નથી, પણ ૧૪મા શતકમાં ત્યાં બૌદ્ધમૂર્તિઓની સ્થાપના થતી હતી અને અશુદ્ધ સંસ્કૃતમાં શિલાલેખો લખાતા હતા. પછી તો મુસલમાની મોજું સુમાત્રા ઉપર ફરી વળ્યું.

ઈ. સ. પાંચમા શતકથી બૌદ્ધ ધર્મનો જાવામાં પ્રચાર થયો દેખાય છે. બૌદ્ધધર્મની મૂલ સર્વાસ્તિવાદી શાખાનું જાવામાં જોર હતું અને એ માર્ગના અન્યત્ર દુર્લભ સંસ્કૃત ગ્રન્થો જાવામાં સુલભ હતા. ઈ. સ. ૭૭૮ માં, જાવામાં શૈલેન્દ્ર વંશના કોઈ રાજાએ આર્ય તારાનું મંદિર બંધાવ્યાનો ઉત્તર ભારતની (જૂની જાવા) લિપિમાં લખેલો સંસ્કૃત લેખ મળે છે. આ ઉપરથી જાવામાં પહેલાં મહાયાન બૌદ્ધ-ધર્મનું જોર હોવાનું અનુમાન થાય છે. પણ પાછળથી શૈવધર્મ જોરમાં આવ્યો જણાય છે, અને જો કે લોકોમાં શૈવધર્મ, વૈષ્ણવધર્મ, દુર્ગાપૂજા વગેરેનો પ્રચાર પુષ્કળ દેખાય છે, પ્રમ્બનમ્ પંતરમ્‌ના ભવ્ય મંદિરોનાં ખંડેરોમાં રામચરિત અને કૃષ્ણચરિતના પ્રસંગો તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દુર્ગા વગેરે દેવોની મૂર્તિઓ કોતરેલાં મળે છે, પણ જાવાના રાજાઓ તો શ્રી. ઈશાનવિજયધર્મોત્તુંગદેવ (ઈ. સ. ૯૫૦) થી તે રાણી ત્રિભુવનોત્તુંગદેવી (ઈ. સ. ૧૩૫૦) સુધી બૌદ્ધ હતા અને તેઓએ અસાધારણ કળાસૌંદર્યવાળો બોરોબદુરનો વિશ્વવિખ્યાત સ્તૂપ ઊભો કર્યો છે.

આ રીતે ભારતીય સંસ્કૃતિએ દૂર દૂરના દેશોમાં સ્થળમાર્ગે અને જળમાર્ગે પ્રયાણ કર્યું હતું અને જ્યાં અનુકૂળ ભૂમિ મળી ત્યાં ધાર્મિક અને સાંસ્કૃતિક થાણાં નાખ્યાં હતાં. ઇ, સ. ૧૩ મા–૧૪ મા શતક પછી ભારતનું આ વિજયપ્રસ્થાન બંધ થઇ ગયું. ભારતવર્ષ પોતે પરાધીન થઇ ગયો અને ભૂતકાળની કથાઓ પણ ભુલાઈ ગઇ. અફ્ઘાનિસ્તાનમાં હિંદુ રાજ્ય હતું કે જાવા, કેમ્બોડિયા, બલિદ્વીપ વગેરે હિંદુધર્મનાં ધામો હતાં એ કોઈની કલ્પનામાં પણ ન રહ્યું. સૈકડો

સંસ્કૃત ગ્રન્થો જેનાં ચીનાઈ ભાષાંતરો ચીનમાં મળે છે. તેનાં નામો પણ આ દેશના સંસ્કૃત પંડિતો જાણતા નથી. પણ ધીમે ધીમે આ અંધારપડદો ખસવા માંડ્યો છે. ચીન, કોરિયા જાપાનમાં બૌદ્ધ ધર્મે અને બૌદ્ધસાધુઓએ શું કર્યું હતું એનો ઇતિહાસ ચીનાઈ ઇતિહાસોમાંથી ઉકેલવાની ક્રિયા ઘણાં વર્ષથી ચાલે છે. વળી ક્લેમેંઝ કાઝેલૉફ, ડીટ્રીઅલ, પોલપેલીઅટ, હર્નલ, ઑરલસ્ટીન, ગ્રુનવેડલ વૉનલિકૉક, કાઉંટ ઓટાની વગેરે જુદા જુદા દેશોના પુરાતત્ત્વગવેષકોએ મધ્ય એશિયાના દુર્ગમ પ્રદેશોમાં ફરીને બૃહત્તર ભારતની અનેક નિશાનીઓ શોધી કાઢી છે. બીજી તરફથી ફ્રેન્ચ અને ડચ વિદ્વાનોએ જાવા, સુમાત્રા, કેમ્બોડિયા વગેરેના બૌદ્ધ અને હિંદુ અવશેષોને પ્રકાશમાં આણ્યા છે. હજી આ બૃહત્તર ભારતના અભ્યાસીઓના પ્રયાસો ચાલુ છે. પણ બૃહત્તર ભારત સંબંધી કેટલું વિશાળ સાહિત્ય છેલ્લી પચ્ચીસીમાં ઉત્પન્ન થયું છે એનો ખ્યાલ સર ઑરલસ્ટીનનાં ‘ પ્રાચીન ખોતાન ’ નામનાં બે દળદાર પુસ્તકો અને એથી પણ મોટાં ‘ સીર ઇંડિયા ’ ના પાંચ પુસ્તકો જોવાથી સહેજમાં આવી જશે. અથવા બોરોબદુરના સ્તૂપના કેવળ પુરાતત્ત્વની દૃષ્ટિથી કરેલા વર્ણનના બે મોટા ગ્રન્થો ડચ વિદ્વાને જ પ્રસિદ્ધ કર્યા છે એ જોવાથી આવશે. યુરોપની અંગ્રેજી સિવાયની ભાષાઓમાં લખાયલું તથા વિવિધ સામયિકોમાં પ્રસિદ્ધ થતું સાહિત્ય તો આપણા જોવામાં પણ ભાગ્યે જ આવે છે. પરંતુ ડૉ. કાલિદાસ નાગ જેવા ફ્રેન્ચ ભાષાભિજ્ઞ તથા આ વિષયના સારા અભ્યાસીના ઉત્સાહથી કેટલાંક વર્ષોથી બૃહત્તર ભારત પરિષદ આ દેશમાં સ્થપાઈ છે. અને થોડાં વર્ષોથી ભારતીય વિદ્વાનોએ ભારતના તથા બૃહત્તર ભારતના ઇતિહાસ સંબંધી પુષ્કળ પરિશ્રમ કરીને જે ભારતમાતાના મુખને ઉજ્જવળ કરે એવું સાહિત્ય બંગાળી, હિંદી અને અંગ્રેજીમાં ઉત્પન્ન કરવા માંડ્યું છે, તેમાં આ વિષયને લગતું ડૉ. રમેશચંદ્ર મજમુદારનું Ancient Indian Colonies in the Far East ને પણ ગણાવી શકાય.×



× બૃહત્તર ભારત પરિષદ તરફથી જુદા જુદા લેખકોને હાથે લખાયેલ જુદા જુદા દેશો સંબંધી ૯–૧૦ સંક્ષિપ્ત ગ્રંથિકાઓ બહાર પડી છે; તેમાંથી ડૉ. કાલિદાસ નાગના Greater India નામના પહેલા Bulletin નો ઉપરની નોંધ લખવામાં મુખ્ય આધાર લીધો છે.

# ગુપ્તયુગનું વિહંગાવલોકન

**વર્તમાન** હિંદુસમાજનાં મૂળ ગુપ્તસમયમાં બંધાયાં છે. હાલનો હિંદુ સમાજ જે સંસ્કારો અને જે ભાવનાઓના બળથી એક સમાજ તરીકે હજી ઊભો છે, તે સંસ્કારો અને તે ભાવનાઓએ ગુપ્તસમયમાં સ્થિર રૂપ ધારણ કર્યું છે. છેક વેદના સમયથી આર્ય સંસ્કારોએ હિંદી રૂપ ધારણ કરવા માંડયું હતું, પણ એમાં કાળે કાળે અનેક નવા સંસ્કારો અને નવી ભાવનાઓ ભળતાં ગયાં. પ્રાચીન આર્યોએ અનેક ભિન્નભિન્ન સંસ્કારવાળી પ્રજાઓને પોતામાં મેળવી લઈ, એક હિંદી પ્રજાને ઘડી ત્યારે આ જુદી જુદી પ્રજાઓના સંસ્કારોને ય અપનાવી લીધા. આ રીતે હજારો વર્ષ સુધી હિંદી પ્રજા અને હિંદી સંસ્કારો પ્રવાહી રહ્યાં. ગુપ્તસમયમાં આ પ્રવાહ એક મહાસરોવરરૂપ બની ગયો હતો. આખા હિંદુસ્થાનની પ્રજા લગભગ એક સંસ્કારવાળી અને એક સભ્યતાવાળી એક પ્રજા બની ગઈ હતી. હવે આ સરોવરમાં નવાં ઝરણાં મળતાં નહોતાં. પણ હજી એ સરોવરનું પાણી નદીઓરૂપે હિંદુસ્તાનની બહાર દૂરદૂર સુધી વહેતું હતું. આર્યોએ જે સભ્યતાને વેદના વખતથી ઘડવા માંડેલી તે હવે પૂરેપૂરી ઘડાઇ ગઈ હતી અને હિંદી સભ્યતાની અતિ ભવ્ય, અતિ દેદીપ્યમાન અને પરમ રમણીય મૂર્તિ તૈયાર થઇ હતી. ગુપ્તસમયમાં એ હિંદી સભ્યતાની મૂર્તિની ઝાંખી થઈ શકે છે. ધીમે ધીમે પ્રવાહ તદ્દન બંધ થઇ ગયો, ચારે તરફથી બંધાયેલાં પાણી કોહવા માંડયાં અને હિંદી સભ્યતાની મૂર્તિ ફિક્કી પડવા માંડી. ગુપ્તસભ્યતા ક્ષીણ થયા પછી પરદેશીઓનાં જે ટોળાં ને ટોળાં આ દેશમાં આવવા લાગ્યાં તેણે હિંદુ સમાજની જડતા તોડી નહિ. એ પરદેશીઓમાં ઝાઝું જીવન નહોતું. મુસલમાની સભ્યતાની પડતી વખતે મુસલમાનો આ દેશમાં આવ્યા છે. પરદેશીઓના ધસારાને અને મારાને યોગ્ય થવાનો, પરદેશીઓ સાથે કામચલાઉ પણ મેળ કરી લેવાનો

હિંદુ પ્રજાએ વારંવાર પ્રયાસ કર્યો છે ખરો, પણ છેલ્લાં ૧૪૦૦ વર્ષનો ઇતિહાસ તપાસતાં તો સ્પષ્ટ દેખાય છે કે, ગુપ્તસમય પછી હિંદુ પ્રજાએ પોતાના સ્વભાવમાં તાત્ત્વિક ફેરફાર કર્યો નથી. હિંદુ પ્રજાની મૂળભૂત ભાવનાઓ તો ગુપ્તસમયમાં હતી તે જ અત્યારે છે. અલબત્ત એ સમયે જે ચૈતન્યમય અને જ્વલંત ભાવનાઓ હતી તે અત્યારે નિર્જીવ અને નિર્માલ્યરૂપે હિંદુ પ્રજાને વળગી રહી છે. (બ્રિટિશ સામ્રાજ્યની અસર તો છેક ઉપરની ચામડીને થઇ છે.)

ટૂંકામાં, વર્તમાન હિંદુ પ્રજાનો અંતરાત્મા જોવો હોય તો ગુપ્તસમયમાં જવું જોઇએ. ગુપ્તોનો ઇતિહાસ—એ સમર્થ મહારાજાઓનો કાલાનુક્રમ–એ પુરાતત્ત્વની શોધખોળ કેવાં પરિણામ ઉપજાવી શકે છે એનું સરસ દૃષ્ટાંત છે. પુરાણોએ ગુપ્તો વિશે કંઈ જ લખ્યું નથી. ગુપ્તો આગળ જ પુરાણો અટકી જાય છે. વિશાલ સંસ્કૃત સાહિત્યમાંથી ગુપ્તો વિશે કે ગુપ્તસમય વિશે કંઈ જીવ જેવી માહિતી મળતી નથી, છતાં ખૂબી તો એ છે કે, એ ગુપ્તસમયમાં જ સંસ્કૃત સાહિત્યને અસાધારણ ફાલ આવ્યો હતો. સંસ્કૃત સાહિત્યોદ્યાનનાં સર્વ અંગો અપૂર્વ શોભાથી ખીલી રહ્યાં હતાં. જે પુરાણો ગુપ્તો વિશે લગભગ મૌન ધારણ કરે છે તે પુરાણો જ એ વખતના હિંદુ સમાજનું જીવતું ચિત્ર રજૂ કરે છે. પણ એ સમયનું હાડપિંજર તો મોટે ભાગે પાશ્ચાત્ય તથા થોડા અત્રત્ય પુરાતત્ત્વશોધકોએ છેલ્લાં સો–સવાસો વર્ષની મહેનતથી ઊભું કર્યું છે. ગુપ્તરાજાઓની વંશાવલિ, કાલાનુક્રમ અને એ રાજાઓની કારકીર્દિની કેટલીક વિગતો એ બધું જૂના શિલાલેખો, તામ્રપત્રો, જૂના સિક્કાઓ અને ચીનાઇ પ્રવાસીઓની નોંધોને આભારી છે. આ પુરાતત્ત્વનાં સાધનો વડે ઇતિહાસનું ખોખું ઊભું થયા પછી સાહિત્યે–હિંદુ, બૌદ્ધ અને જૈન સાહિત્યે–એમાં જીવ મૂકયો છે. આ ઇતિહાસની આરસી તૈયાર થયા પછી અનેક મૂંગા પથરાઓ, ગુફાઓ અને બીજા જમીન બહાર ઊભા રહેલા તથા જમીનની અંદર દટાઈ ગયેલા અવશેષો બોલવા માંડ્યા છે.

ગુપ્તસમયનો વિગતવાર ઇતિહાસ લખતાં તો એક મોટો ગ્રંથ ભરાય, પણ સંક્ષેપમાં ગુપ્તઇતિહાસની મોટીમોટી રેખાઓ જોઇએ. મહાન ચંદ્રગુપ્ત મૌર્યે (ઈ. સ. પૂર્વે ૩૨૩) યવનો (ગ્રીક લોકો)ને હિંદુકુશની પેલે પાર અટકાવીને તથા લગભગ આખા હિંદુસ્થાનને એક

છત્ર નીચે આણીને એક મહાસામ્રાજ્ય સ્થાપ્યું. એના પૌત્ર દેવાનાંપ્રિય, પ્રિયદર્શી અશોક મહારાજાએ આ સામ્રાજ્યને વધાર્યું અને દીપાવ્યું. મૌર્યસમયમાં હિંદુશક્તિ અને પ્રતિભાનો સૂર્ય એક રીતે મધ્ય આકાશમાં પ્રકાશતો હતો. મૌર્યસૂર્ય થોડો કાળ તપીને અસ્ત પામ્યો. દેશ અનેક છત્ર નીચે વહેંચાઇ ગયો. ઉત્તરની સરહદ ઉપર મધ્ય એશિયાના યવનોનું જોર જામ્યું. યવનો તો લાંબો કાળ ટક્યા નહિ; એ પછી આવેલા કુશાન રાજાઓએ જબ્બર સામ્રાજ્ય સ્થાપ્યું. મધ્ય-એશિઆના પામીરથી તે મધ્યહિંદના વિંધ્યાચળ સુધી કનિષ્કનું રાજ્ય હશે એમ મનાય છે. ( કનિષ્કનો સમય હજી વિવાદાસ્પદ છે પણ 'કેમ્બ્રિજ હિસ્ટરી'માં ઇ. સ. ૭૮ માન્યો છે. ) માળવા અને ગુજરાત ઉપર પણ શકલોકોનું રાજ્ય હતું. ઉત્તરનું શકરાજ્ય ભાંગી પડ્યું અને દક્ષિણના આન્ધ્રો પણ છિન્નભિન્ન થઈ ગયા. ઈ. સ. ત્રીજા શતકમાં ભારશિવો અને વાકાટકો જોરમાં આવ્યા. અને ચોથા શતકના ઉદય સાથે ગુપ્તોનો ઉદય પણ નજરે ચઢે છે. ગુપ્તો કેવી રીતે અને ક્યાંથી ઉદય પામ્યા એ વિશે પૂરી માહિતી હજી મળી નથી. પ્રાચીન ગુપ્તલેખો શ્રીગુપ્તથી વંશનો આરંભ કરે છે. આ શ્રી ગુપ્ત પાટલીપુત્રની આસપાસનો કોઇ ઠાકોર હશે. એણે પાટલીપુત્ર જેવા પ્રાચીન મહત્તાવાળા નગરમાં રાજગાદી સ્થાપી હોય એમ સંભવે છે. જૂના લેખોમાં એને ફક્ત મહારાજા પદ લગાડ્યું છે. શ્રીગુપ્ત ઈ. સ. ૨૭૫ થી ૩૦૦ની લગભગમાં થયો હશે. એની પછી એના પુત્ર મહારાજ ઘટોત્કચ્છ થયા. એનો સમય ઈ. સ. ૩૦૦થી ૩૨૦ની લગભગ માન્યો છે. ( જુઓ; Catalogue of the Coins of Gupta Dynasties) ઘટોત્કચ્છ પછી એના પુત્ર ચંદ્રગુપ્ત (પહેલા) ગાદી ઉપર બેઠા. જૂના લેખોમાં એમને મહારાજાધિરાજ પદ લગાડ્યું છે. એ ઉપરથી તેઓ સ્વતંત્ર અને પોતાના પિતા તથા પિતામહ કરતાં વધારે વિશાલ રાજ્યના અધિપતિ થયા હશે એમ અનુમાન થાય છે. આ ચંદ્રગુપ્તની પટ્ટરાણી મહાદેવી કુમારદેવી છેક બુદ્ધના સમયમાં પ્રખ્યાત થયેલા લીચ્છવી કુળની કન્યા હતી. ગુપ્ત લેખોમાં રાજા સાથે રાણીના નામનો પણ ઉલ્લેખ ચંદ્રગુપ્તથી શરૂ થાય છે. આ લીચ્છવીઓ સાથેના સંબંધથી ચંદ્રગુપ્તને રાજ્યના વિસ્તારમાં કે પ્રતિષ્ઠામાં કંઇક લાભ થયો હશે. એનો પુત્ર મહાન સમુદ્રગુપ્ત પોતાને લીચ્છવી-

દૌહિત્ર કહે છે. (જુઓ; અલાહાબાદવાળો લેખ). સમુદ્રગુપ્તે પોતાના કેટલાક સિક્કાઓ ઉપર પોતાનાં માતા અને પિતાનું ચિત્ર પડાવ્યું છે. ચંદ્રગુપ્તનો કોઇ લેખ મળ્યો નથી કે જે ઉપરથી એના રાજ્યવિસ્તારનું અનુમાન થઈ શકે; પણ સમુદ્રગુપ્તના લેખ ઉપરથી પ્રયાગથી પાટલીપુત્ર સુધીનો ફળદ્રૂપ પ્રદેશ (જેમાં તિરહૂત, દક્ષિણ બિહાર અને અયોધ્યા આવી જતા તે) એના તાબામાં હશે એમ તર્ક થાય છે.[1] પુરાણો ગુપ્તરાજ્યનો જે વિસ્તાર બતાવે છે, તે ચંદ્રગુપ્ત પહેલાના સમયને લાગુ પડતો જણાય છે.

આ ચંદ્રગુપ્તના રાજ્યકાળથી ગુપ્તસંવત શરૂ થાય છે. ગુપ્તસંવતનું પહેલું વર્ષ ઇ. સ. ૨૬–૨–૩૨૦'થી ૧૫–૩–૩૨૧ સુધી હતું. ચંદ્રગુપ્તે પોતે, પોતાની રાણી અને લીચ્છવીઓ એ ત્રણેના સંયુક્ત નામવાળા સિક્કા પડાવ્યા છે.

ચંદ્રગુપ્તના પુત્ર મહારાજાધિરાજ સમુદ્રગુપ્ત ચક્રવર્તી થયા. અસાધારણ ઉત્સાહ અને પરાક્રમથી એણે સમગ્ર આર્યાવર્તને એકછત્ર નીચે આણ્યું. સમુદ્રગુપ્તની આ વિજયયાત્રાનું, એની સભાના કવિ અને મહાદંડનાયક હરિષેણે ગદ્યપદ્યમાં સંસ્કૃતમાં રચેલું વર્ણન અશોકના લેખવાળા એક સ્તંભ ઉપર મળી આવ્યું છે. આ સ્તંભ અલાહાબાદમાં છે. સમુદ્રગુપ્તનો આ લેખ સાલ વગરનો અને ઉપરથી ત્રુટિત છે; છતાં એ લેખ ઉપરથી, એરણના એક બીજા લેખ ઉપરથી, સમુદ્રગુપ્તે પડાવેલા સિક્કાઓ ઉપરથી તથા તેના વંશજોના લેખો ઉપરથી જે રાજાના નામની પણ આજથી થોડાં વર્ષ પહેલાં કોઈ ઇતિહાસ-લેખકને ખબર નહોતી તેનું લગભગ આબેહૂબ ચરિત્ર આજે જોઇ શકાય છે. હરિષેણની આ પ્રશસ્તિ ઇ. સ. ૩૬૦ની આસપાસ લખાઇ હશે એમ વિન્સેન્ટ સ્મીથ ધારે છે. વિજયયાત્રા કરવા માટે તો સમુદ્રગુપ્ત ગાદીએ બેઠા પછી તરત નીકળ્યા હશે.

મહારાજાધિરાજ સમુદ્રગુપ્તે પહેલાં–આજે જે ભાગ હિંદુસ્થાન તરીકે હિંદી ભાષામાં ઓળખાય છે તે–પ્રાચીન આર્યાવર્તનો ફળદ્રુપ પ્રદેશ જુદા જુદા નવ રાજાઓને ઉખેડી નાખીને ખાલસા કર્યો; પછી દીર્ઘદષ્ટિવાળી

---

[1] अनुगंगाप्रयागं च साकेतं मगधांस्तथा ।
एताञ्जनपदान्सर्वान्भोक्ष्यन्ते गुप्तवंशजाः ॥

યોજનાથી અને અસાધારણ વ્યવસ્થાશક્તિ અને ક્રિયાશક્તિથી દક્ષિણનો વિજય શરૂ કર્યો. પાટલીપુત્રથી નીકળી, છોટા નાગપુર સોંસરા થઈ મહા નદીના કાંઠાના દક્ષિણ કોશલ દેશના રાજા મહેંદ્રને તાબે કર્યો; ત્યાંથી ઓરીસાના તથા મધ્યપ્રાંતોના મહાકાંતાર (મોટાં જંગલ)ના રાજા વ્યાઘ્રરાજને, પછી કલિંગની રાજધાની પિષ્ટપુરના રાજાને, પછી કોલુરના મનિરાજને, પછી ગંજમના ગિરિકોટુરના સ્વામીદત્તને, પછી કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેના વેંગીના હસ્તિવર્મને તથા કાંચીના રાજા વિષ્ણુગોપને તાબે કર્યા. આ રીતે પૂર્વ કાંઠાના મોટા મોટા રાજાઓને વશ કરી તથા ફરી રાજ્યારૂઢ કરી, પશ્ચિમ કાંઠાના પાલક્કના (ઘણું કરીને લોર જિલ્લો) ઉગ્રસેનને, દેવરાષ્ટ્ર (હાલના મહારાષ્ટ્ર)ના કુબેરને તથા એરંડવલ્લ (કદાચ હાલના ખાનદેશ) ના દમનને હરાવી—ટૂંકામાં સર્વ દક્ષિણાપથના રાજાઓને વશ કરી; તેઓને જ ફરી પોત-પોતાના પદ ઉપર સ્થાપી, એ ચક્રવર્તી રાજા પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. રસ્તામાં આવેલા આટવિક (જંગલી) રાજાઓને તો તેણે પોતાના પરિચારક બનાવી દીધા હતા. પરાક્રમાદિત્ય સમુદ્રગુપ્તનું આ અપૂર્વ પરાક્રમ જોઈને સમતત, દવાક, કામરૂપ ( આસામ ), નેપાળ અને કર્તુપુર ( જાલંધર જિલ્લો ) વગેરે પૂર્વ અને ઉત્તરના સીમાડાના રાજાઓએ તથા માલવ, અર્જુનાયન, યૌધેય, માદ્રક, આભીર, પ્રાર્જુન, સનકાનીક વગેરે વાયવ્યભાગનાં તથા પશ્ચિમના ગણરાજ્યોએ જાતેજ બધા કર આપવાનું, આજ્ઞા પાળવાનું તથા પ્રસંગે સેવામાં હાજર રહેવાનું કબૂલ કર્યું. આ પ્રમાણે સમુદ્રગુપ્તની રાજસત્તા એટલી વધી ગઈ કે ગાંધાર, કાબૂલ અને ઓકસસ કાંઠાના દેવપુત્ર, શક, મુરુંડ શાહી તથા શાહાનુશાહી રાજાઓએ તેમજ સિંહલદ્વીપના તથા દક્ષિણના બીજા બેટોના રાજાઓએ આ ચક્રવર્તી સાથે મૈત્રી-સંબંધ બાંધ્યો.

સિલોનના રાજા મેઘવર્ણે (ઈ. સ. ૩૫૨ થી ૩૭૯) લગભગ સમુદ્રગુપ્ત પાસે બહુમૂલ્ય રત્નોની ભેટ સાથે દૂતો મોકલી બોધગયા પાસે પરદેશીઓ માટે એક વિહાર બાંધવાની રજા માગ્યાની વાત ચીનાઇ સાહિત્યમાંથી મળે છે.

જંગલો, જંગલી પ્રાણીઓ તથા જંગલી લોકોથી ભરેલા દુર્ગમ પ્રદેશોના બે ત્રણ હજાર માઈલની સમુદ્રગુપ્તની આ વિજયયાત્રામાં

જરૂર બેત્રણ વર્ષ ગયાં હશે. ઇ. સ. ૩૫૦માં વિજયયાત્રા પૂરી થઇ હશે એમ માનવામાં હરકત નથી. પાટલીપુત્ર પાછા આવ્યા પછી પોતાના અપૂર્વ વિજયને ધાર્મિક રીતે ઉજવવા શુંગપુષ્યમિત્ર પછી કોઇએ ન કરેલો ચિરોત્સન્ન અશ્વમેધ યજ્ઞ સમુદ્રગુપ્તે કર્યો. આ વખતે બ્રાહ્મણોને લાખો ગાયો અને લાખો સોનામહોરો તેણે આપી. આ કાર્ય માટે ખાસ પડાવેલી યજ્ઞના ઘોડાના ચિત્રવાળી મહોરો મળે છે.

મહારાજાધિરાજ સમુદ્રગુપ્તના પૃથ્વીવિજય કરતાં પણ અનાથ, દીન, રોગી અને દુઃખીઓના એણે કરેલા ઉદ્ધારથી, વિદ્વાનોને આપેલાં પોષણથી, સમગ્ર પ્રજાને આપેલાં સુખથી તથા સર્વથી વધારે તો એના ઉચ્ચ આર્યગુણોથી એ વખતની પ્રજા પ્રસન્ન–સંતુષ્ટ થઈ ગઇ હતી. એ વખતની વિદ્યાઓમાં અને કળાઓમાં આ ચક્રવર્તીએ કુશળતા મેળવી હતી. હરિષેણ એને સંગીતકળામાં તુમ્બરુ અને નારદથી અધિક ગણે છે. બીજા વિદ્વાનોએ ઉપજીવ્ય એવાં કાવ્યો કરવાથી આ પૃથ્વીપતિ કવિરાજ કહેવાતા. એનો સભાકવિ હરિષેણ તો આ અદ્ભુત પરાક્રમી ઉદારવૃત્તિ વિદ્વાન કવિ તથા કલાકોવિદોના આશ્રયદાતાનાં વખાણ કરતાં થાકતો જ નથી. ૧૫૦૦ વર્ષ પહેલાં થઇ ગયેલા ચક્રવર્તી આર્યરાજાના શાસ્ત્રોક્ત આદર્શને જીવનમાં ઉતારવા મથતા આ રાજાનું હૃદય એણે પોતાના સિક્કામાં કોતરાવેલ "अप्रतिरथो विजित्य क्षितिं सुचरितैर्दिवं जयति" એ ઉપગીતિના અર્ધા શ્લોકથી જેવું જણાય છે એવું આખા ગ્રન્થથી એ ન જણાય. ચંદ્રગુપ્ત મૌર્ય પછીના ૬૦૦ વર્ષમાં કોઇએ ન કરેલા એવા વિજયથી આ રાજાને સંતોષ નથી. એને તો સત્કર્મથી સ્વર્ગનો જય કરવો છે. સંસ્કારી હિંદુઓ હજી આ ભાવનામાં જીવે છે.

પરાક્રમાદિત્ય સમુદ્રગુપ્તની હરિષેણે કરેલી પ્રશસ્તિ વાંચતાં બાણ કવિએ કે યુવાનચંગે લખેલું હર્ષનું ચરિત્ર તથા અબુલફઝલે લખેલું અકબરનું ચરિત્ર યાદ આવે છે. વીન્સેન્ટ સ્મીથ આ પ્રતાપી તથા પ્રતિભાશાળી વિજયી વીરને યુરોપના નેપોલિયન સાથે સરખાવે છે–જો કે નેપોલિયન કરતાં સમુદ્રગુપ્તના વિજયની અસર ઘણી વધારે ચિરંજીવ રહી છે.

સમુદ્રગુપ્તના મરણની ચોક્કસ તારીખ જાણવામાં નથી; પણ, અકબર પેઠે આ ચક્રવર્તીએ પણ લગભગ ૫૦ વર્ષ સુધી નિર્વિઘ્ને

રાજ્યસુખ ભોગવ્યું હશે એમ મનાય છે. એનો રાજકાળ ઈ. સ. ૩૩૦ થી કે ૩૩૫ થી ૩૭૫ સુધી પુરાતત્ત્વવેત્તાઓએ ઠરાવ્યો છે.

સમુદ્રગુપ્ત પછી એણે પોતે પસંદ કરેલો યુવરાજ ચંદ્રગુપ્ત (બીજો) ગાદીએ બેઠો. સમુદ્રગુપ્તની પોતાની પણ એના પિતાએ પસંદગી કરી હતી. લેખોમાં तत्परिगृहीत શબ્દ છે. સમુદ્રગુપ્તે પરાક્રમાદિત્ય અને આ ચન્દ્રગુપ્તે વિક્રમાદિત્ય પદ ધારણ કર્યું હતું. ચંદ્રગુપ્તે પોતાને વારસામાં મળેલું રાજ્ય પશ્ચિમના શકક્ષત્રપો પાસેથી માળવા, ગુજરાત, કાઠિયાવાડ અને કોંકણ ખૂંચવી લઈને વધાર્યું. આ પરાક્રમથી સમૃદ્ધ અને ફળદ્રૂપ પ્રદેશો રાજ્યને મળ્યા એટલું જ નહિ પણ પશ્ચિમનાં બંદરો મારફત છેક ચીનથી તે ઈજિપ્ત અને બીજા પશ્ચિમના દેશો સાથેના વેપારનો સળંગ રસ્તો રાજ્યના વશમાં આવ્યો. પરિણામે દેશમાં વેપાર અને સમૃદ્ધિ વધ્યાં. ચંદ્રગુપ્ત પણ એના પિતા પેઠે પરાક્રમી, સંસ્કારી, વિદ્વાન અને કલા-રસિક હશે. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે મહાકવિ કાલિદાસ વગેરે કવિઓના આશ્રયદાતા વિક્રમાદિત્ય વિશે જે વાતો ચાલે છે તે આ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય વિશે હોવી જોઈએ. તદ્દન ચોક્કસ નથી પણ ઈ. સ. ૩૭૫ થી ૪૧૩ સુધી એનો રાજ્યકાળ હોવો જોઈએ. આ ચંદ્રગુપ્તના વખતમાં ઈ. સ. ૪૦૬ થી ૪૧૧ ચીનાઈ પ્રવાસી બૌદ્ધ સાધુ ફાહ્યાન આ દેશમાં આવ્યો હતો. એ સાધુનું બધું ધ્યાન પોતાના કામમાં, બૌદ્ધ તીર્થો જોવામાં, ધાર્મિક ગ્રન્થો એકઠા કરવામાં અને ધર્મગ્રન્થોનું અધ્યયન કરવામાં જ હતું. એણે ચન્દ્રગુપ્તનું નામ પણ લખ્યું નથી; પરન્તુ એ વખતની દેશની પરિસ્થિતિ વિશે જે કંઈ વર્ણન આપ્યું છે તે ગુપ્તસમયનું યથાર્થ ચિત્ર રજૂ કરે છે. આ સમયે પાટનગર પાટલીપુત્ર નહિ પણ અયોધ્યા હશે એમ લાગે છે.

ચંદ્રગુપ્ત પછી એની મહારાણી ધ્રુવદેવીનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ બેઠો. મોગલો પેઠે આ ગુપ્તરાજાઓએ એક પછી એક દીર્ઘાયુષ્ય અને દીર્ઘરાજ્ય ભોગવ્યું છે. કુમારગુપ્ત પહેલાએ લગભગ ૪૦ વર્ષ રાજ્ય કર્યું છે. કુમારગુપ્તનો રાજ્યવિસ્તાર એના પિતાથી વધ્યો હશે, ઘટ્યો નથી. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો છે. કુમારગુપ્તના અનેક લેખો અને સિક્કાઓ મળ્યા છે, પણ એનાં પરાક્રમ વિશે કે કારકીર્દિ વિશે કંઈ વધારે માહિતી મળતી નથી.

કુમારગુપ્તના રાજ્યકાળની આખરમાં મધ્ય એશિયામાંથી હૂણોનાં ટોળાં તીડનાં ટોળાં પેઠે આ દેશ ઉપર ધસી આવવા માંડ્યાં. ઈ. સ. ૪૫૦ ની આસપાસમાં કુમારગુપ્તને કોઇ દુશ્મનો સાથે યુદ્ધમાં ઊતરવું પડેલું. આ યુદ્ધથી રાજ્યલક્ષ્મી દૂર્બલ થઇ ગયેલી, પણ યુવરાજ સ્કંદગુપ્તે અસાધારણ પરાક્રમ કરી રાજ્યને ટકાવી રાખ્યું. આ વીર યુવરાજ લગભગ ઇ. સ. ૪૫૫ માં ગાદીએ બેઠો. ગાદીએ બેસતાં જ એને હૂણો સામે લડવું પડ્યું. અસંખ્ય જંગલી હૂણોનાં ટોળાં હિંદુકુશ ઓળંગી નાશકારક વેગથી આ દેશ ઉપર ધસી આવતાં હતાં. વીર સ્કંદગુપ્તે રાજ્યનું બધું બળ એકઠું કરીને હૂણોને એવા હરાવ્યા કે એને થોડાં વર્ષ શાંતિમાં ગાળવાનાં મળ્યાં. આ હૂણ-વિજયની યાદગીરીમાં એણે ભીટારી પાસે વિષ્ણુનો ધ્વજસ્તંભ ઊભો કર્યો. તેના ઉપરના લેખમાં લખ્યું છે કે, "પિતા સ્વર્ગમાં જતાં, (હૂણોને હરાવીને) ખખળી ગયેલી વંશલક્ષ્મીની ફરી પ્રતિષ્ઠા કરીને હતરિપુ કૃષ્ણે જેમ દેવકીને પ્રણામ કર્યા હતા તેમ સ્કંદગુપ્તે પોતાની આંખમાં આંસુવાળી માતાને પ્રણામ કર્યા." ઈ. સ. ૪૫૮ માં એણે નીમેલા સુરાષ્ટ્રના સૂબા ચક્રપાલિતે ગિરનારની તળેટીમાં સુદર્શન તળાવને સમરાવ્યું તથા કાંઠા ઉપર વિષ્ણુનું મંદિર બંધાવ્યું, એ વખતે લખાવેલો લેખ અશોકના શિલાલેખવાળા પથરા ઉપર છે. ઈ. સ. ૪૬૫ ના એક લેખ ઉપરથી પણ જણાય છે કે. પોતાની કારકીર્દિની શરૂઆતમાં સ્કંદગુપ્તે હૂણોને એવા હરાવેલા કે દશ પંદર વર્ષ સુધી નિરાંત રહી. પણ જે અગણિત હૂણ–તીડોએ યુરોપમાં ભયંકર ત્રાસ ફેલાવ્યો હતો તેમણે અંતે ગુપ્તરાજ્યને તોડી નાખ્યું. ઈ. સ. ૪૭૦ થી ૪૮૦ સુધી હૂણો એટલા જોર ઉપર આવ્યા કે, તેઓએ આ દેશમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. પછી તો આ દેશનો ધર્મ પણ સ્વીકાર્યો. (હૂણ મિહિરકુલ–ઇ. સ. ૫૦૦–શૈવ હતો). સ્કંદગુપ્તનું ઇ. સ. ૪૮૦ માં અવસાન થયું હશે.

સ્કન્દગુપ્તના અંત સાથે ગુપ્તમહારાજ્યનો અંત આવ્યો હૂણોએ આ દેશની ઘણી સમૃદ્ધિનો નાશ કર્યો. સ્કન્દગુપ્ત પછી ગુપ્તરાજાઓની બે શાખા થઇ ગઈ. મુખ્ય શાખામાં પુરગુપ્ત, નરસિંહગુપ્ત, બાલાદિત્ય અને કુમારગુપ્ત (બીજો; ઇ. સ. ૫૩૫ લગભગ) થયા. આ રાજાઓની રાજ્યસત્તા મૂળ મહારાજ્યના પૂર્વ ભાગમાં મર્યાદિત હતી.

પૂર્વ માળવામાં એક બીજી શાખાએ થોડો વખત રાજ્ય કર્યું છે અને મૂળ આ ચક્રવર્તી ગુપ્તોમાંથી ઊતરી આવેલા ગુપ્તવંશના ૧૧ ઠાકોરોની ત્રીજી શાખાએ મગધના પ્રદેશમાં કેટલોક કાળ રાજ્ય કર્યું. આ શાખામાં આદિત્યસેનના પુત્ર જીવનગુપ્તનું નામ છેલ્લું મળે છે. પાંચમા શતકના અંતમાં ગુપ્તોની પડતી થઈ. એ મહારાજ્ય તૂટયું તે પાછું સંધાયું જ નહિ. નાના નાના ખંડિયા રાજાઓ પહેલાં સ્વતંત્ર થયા અને પછી પોતપોતાનાં રાજ્યો વધારવા લાગ્યા. ગુજરાતમાં વલભીરાજ્ય એ રીતે આ અરસામાં સ્થપાયું અને ત્રણ સો વર્ષ ટકયું. સ્થાણ્વીશ્વરના આવા એક ખંડિયા રાજાના કુમાર શ્રીહર્ષવર્ધને પોતાના અતુલ બલ-પરાક્રમથી સાતમા શતકના આરમ્ભમાં ચક્રવર્તીપદ મેળવ્યું અને લગભગ ચાળીશ વર્ષ (ઇ. સ. ૬૦૬ થી ૬૪૬) એ પદ ભોગવ્યું. શ્રીહર્ષ પછી એ સ્પૃહણીય ચક્રવર્તીપદ મેળવવા આર્યાવર્તનો કે દક્ષિણાપથનો કોઇ પણ રાજા ભાગ્યશાળી ન થયો. પચાસ વર્ષ પછી મુસલમાનો સિંધમાં અને પછી પંજાબમાં દેખાવા લાગ્યા. અને આ દેશનો મધ્યયુગ શરૂ થયો. આ વખતમાં બિહાર અને બંગાળામાં, કનોજમાં, રજપૂતાનામાં, માળવામાં, કાશ્મીરમાં, ગુજરાતમાં ને બુંદેલખંડમાં, એમ આ દેશના જુદા જુદા ભાગમાં જે રાજ્યો સ્થપાયાં તે ચડતી–પડતીના રંગમાં પરસ્પર લડતાં–આખડતાં, મુસલ-માનોનો ધસારો સહન કરતાં લગભગ પાંચસો વર્ષ જીવ્યાં અને પછી મુસલમાની યુગ શરૂ થયો. દક્ષિણાપથની પણ આર્યાવર્ત જેવી જ સ્થિતિ થઈ છે.

ગુપ્તરાજાઓ વિશેના ઉપલા ટૂંકા વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, ઈ. સ. ૩૨૦ થી ૪૭૦ સુધીનો દોઢસો વર્ષનો સમય એ ગુપ્તસમયનો મધ્યાહ્નકાળ. પણ ગુપ્તોના વખતમાં અને તે પછી પણ કેટલાક કાળ સુધી આ દેશમાં જે સર્વતોમુખી ઉત્કર્ષ દેખાય છે, તેનો ઉદય કંઇ ગુપ્ત રાજાના જન્મ વખતે થયો ન હતો. ખરી રીતે ચક્રવર્તી ગુપ્તો હિંદુ પ્રજાના ઉત્કર્ષલક્ષી વેગવાળા પ્રવાહમાં જન્મ્યા છે. વિદ્યા અને કળાનો જે અપૂર્વ ફલપાક ગુપ્તસમયમાં દેખાય છે, તેનો ઉદય બસો–ત્રણસો વર્ષ પહેલાં થયેલો. અશ્વઘોષ અને નાગાર્જુનથી અથવા ગાંધારશિલ્પના ઉદયથી આ યુગનો પણ ઉદય ગણવો જોઇએ. વળી સ્કન્દગુપ્તના અંત સાથે કૈં ગુપ્તયુગની વિદ્યાકળાનો કે એ વખતની હિંદુ-

પ્રજાની સુખસમૃદ્ધિનો એકદમ નાશ થયો નથી, એટલું જ નહિ પણ વિદ્યા, કળા, આચારવિચાર, રહેણીકરણી બધાનો પ્રકાશ એકસરખો રહ્યો છે. એટલે હર્ષના અંતપર્યંત અથવા મુસલમાનો સિંધમાં આવ્યા ત્યાં સુધીનો ગુપ્તયુગ ગણવો જોઈએ. ગુપ્તોની અસર દક્ષિણમાં કૈંક મોડી પહોંચી તથા વધારે વખત ચિરંજીવ રહી એ પણ ધ્યાનમાં લઇ, એની અને સાહિત્ય અને કળાનાં લક્ષણોની દષ્ટિએ યુગવિભાગ પાડીએ તો ભગવાન શંકરાચાર્યને ગુપ્તયુગમાં ગણવા જોઇએ. અર્થાત્ ઈ. સ. ૮૦૦ સુધી ગુપ્તયુગ: આર્યાવર્તના મધ્યમાં પાટલીપુત્ર, અયોધ્યા અને કનોજમાં ગુપ્તયુગનો ઇ. સ. ૬૪૭ માં અસ્ત થયો, પણ છેડાના ભાગોમાં એ ૮૦૦ સુધી તપતો હતો એમ કલાના અવશેષો ઉપરથી જણાય છે. આ લેખ માટે તો ઇ. સ. ના લગભગ આરમ્ભથી તે ઈ. સ. ૮૦૦ સુધીના સમયને ગુપ્તયુગ કહીશું તે પહેલાંનો લગભગ એટલોજ કાળ બીજી રીતે બૃહદારણ્યક ઉપનિષદના સમયથી તે લગભગ મહાભાષ્યકાર પતંજલિ સુધીના સમયને ભારત અથવા વિદ્યાયુગ અને આ ગુપ્તયુગને પુરાણયુગ કે કલાયુગ કહી શકાય. પહેલા યુગમાં આર્યબુદ્ધિએ પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો. વિશ્વવિજયી મહાન ધર્મો પ્રગટ કર્યા. આયુર્વેદ જેવું ભૌતિકશાસ્ત્ર, પાણિનીય વ્યાકરણ જેવું ભાષાશાસ્ત્ર, કૌટિલીય જેવું અર્થશાસ્ત્ર વગેરે અનેક વિદ્યાઓ પ્રતિભાશાળી બુદ્ધિથી શોધી અને વધારી. બીજા યુગમાં આ વિદ્યાઓમાં ઊછરેલા આર્યોએ બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોનો સમન્વય કરી, હિંદુ ધર્મ ઊભો કર્યો. અનાર્યોને આર્ય સંસ્કાર આપી એક હિંદુ પ્રજા ઉત્પન્ન કરી, અને કાવ્ય, સંગીત, નાટક, શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકલા વગેરે કલાઓનો પોતાની પ્રતિભાથી અપૂર્વ વિકાસ કર્યો.

ગુપ્તયુગની કળાઓનો અપૂર્વ ઉત્કર્ષ અવલોકીએ તે પહેલાં એ યુગની હિંદુ પ્રજાની સામાન્ય સ્થિતિ ટૂંકામાં જોઇ લઈએ. એ વખતના જૂના લેખો, સંસ્કૃત–સાહિત્ય ( બ્રાહ્મણ તથા બૌદ્ધ ), કળાના અવશેષો તથા ચીનાઈ મુસાફરોની નોંધો ઉપરથી એ વખતની હિંદુ પ્રજાનું જીવન લગભગ યથાવત્ જોઈ શકાય એમ છે. ધાર્મિક સંસ્કારો, આચારવિચારો, રહેણીકરણી, સામાજિક રિવાજો, દિનચર્યા, વગેરે પ્રજાજીવનની મુખ્ય મુખ્ય બધી બાબતો વિષે ઘણી ઝીણી વિગતો જાણવામાં આવી છે, પણ એ બધું સવિસ્તર જોવા જેટલો અહીં અવકાશ નથી.

ગુપ્તયુગના ભારતવર્ષનું સામાન્ય ચિત્ર અતિશય રમણીય અને સુખી છે. એ યુગ હિંદુ ધર્મની જાગૃતિનો હતો. ગુપ્તરાજાઓ જાતે વૈષ્ણવો હતા. ચંદ્રગુપ્ત (બીજો), કુમારગુપ્ત અને સ્કન્દગુપ્ત પોતાને મહાભાગવત કહે છે, પણ એ વખતે આ દેશમાં બૌદ્ધ (મહાયાન અને હીનયન બંને) ધર્મ, જૈન ધર્મ તથા હિંદુ ધર્મ ત્રણે પૂરા જોરથી જીવતા હતા. રાજાઓ બહારના તથા અંદરના શત્રુઓથી પ્રજાનું રક્ષણ કરતા અને જાતે મનુ, યાજ્ઞવલ્કય વગેરે સ્મૃતિકારોએ તથા મહાભારત–રામાયણે દોરેલા આદર્શ પ્રમાણે રાજા થવા મથતા હતા. એટલું જ નહિ પણ, તેઓ પ્રજાના જીવનમાં વચ્ચે પડ્યા વગર મનુ વગેરેએ દોરેલા આદર્શને યથાસંભવ અનુસરતું જીવન પ્રજા ગાળે એમ જોવા ઇચ્છતા તથા એવી અનુકૂલતા કરી આપતા. પ્રજાનું જીવન સાદું, સંતોષી અને સુખી હતું એટલું જ નહિ પણ, એ જીવનમાં વિદ્યાકળાના ઘણા ઊંચા સંસ્કારો હતા. વિદ્યા અને કળાની કદર પ્રજામાં ઘણી હતી. વિદ્યા તથા કળાના ઉપાસકને ખાસ માન મળતું. સંસ્કૃત ભાષાનો બલવાન પ્રચાર હતો. ઊંચી કેળવણી સંસ્કૃતમાં અપાતી. જે લોકો સંસ્કૃત બોલી–લખી ન શકે તેઓ પણ સામાન્ય સંસ્કૃત સમજી શકતા. હિંદુ ધર્મમાં વિષ્ણુ, શિવ અને સૂર્યની પૂજાનો ઘણો પ્રચાર હતો. પણ બધા ધર્મવાળાઓ પરસ્પર સંપથી રહીને પોતાની વિદ્યાના તથા પોતાના ધર્માચરણના બળથી આ દેશના અનાર્યોમાં તથા બહારના મધ્ય એશિયા, ચીન, જાપાન, સિલોન, જાવા, સુમાત્રા, કમ્બોડિયા વગેરે દૂરના દેશોના લોકોમાં પોતાનો ધર્મ ફેલાવવા, અસાધારણ સ્વાર્થત્યાગથી તથા ઉત્સાહથી પ્રયત્ન કરતા હતા. દેશમાં સ્થળે સ્થળે ધાર્મિક મઠો હતા જેમાં હજારો સાધુઓ અતિશય સાદાઈથી તથા પવિત્રતાથી રહીને વિવિધવિદ્યાકળાઓનું અધ્યયન–અધ્યાપન કરતા હતા. દેશમાં બંદોબસ્ત પાકો હતો. મુસાફરોને રસ્તામાં ચોરી કે લૂંટની બીક ભાગ્યે જ લાગતી. મોગલસમયમાં પણ એવી સહીસલામતી ન હતી. વ્યાપારનાં મુખ્ય મુખ્ય મથકો તથા સીમાડાનાં શહેરોને જોડનાર મોટા રસ્તા હતા. ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ, તળાવો, કૂવા અને મઠો કે મંદિરોથી નિરાધાર, ગરીબ, સાધુ, મુસાફર વગેરેને આશ્રય મળતો. માંદા માણસો તથા પશુઓ માટે ધર્માદા ઇસ્પિતાલો હતી. રાજ્ય તરફથી ન્યાયશાસન ઉદાર તથા નરમ હતું.

ગામડાંઓ લગભગ સ્વાશ્રયી હતાં. વ્યાપાર દેશમાં અંદર અંદર તથા પરદેશો સાથે ઘણા બહોળા પ્રમાણમાં ચાલતો. લોકો વસ્ત્રમાં સાદા પણ અલંકારોના શોખીન હતા. વર્ણાશ્રમવ્યવસ્થા લગભગ સ્થિર થઇ હતી. ચાર વર્ણો જન્મસિદ્ધ નિયત થઈ ગયા હતા. સંકરજાતિઓ થતી જતી હતી. હાલની નાની નાની જ્ઞાતિઓનો હજી ઉદ્ભવ થયો ન હતો. આશ્રમવ્યવસ્થાના આદર્શને પહોંચવા લોકો જબરો પ્રયત્ન કરતા હતા. પોતપોતાનાં વર્ણાશ્રમનાં કર્તવ્યને કરતાં કરતાં ધર્મને જીવનમાં કેમ ઉતારવો એ તરફ મોટા ભાગનું લક્ષ હતું. અંત્યજોની હાલની સ્થિતિની શરૂઆત થઇ ચૂકી હતી. મહાભારતકાળની સ્વતંત્ર સ્ત્રીઓ દેખાતી ન હતી, પણ પાતિવ્રત્યનો આદર્શ ઘડાતો જતો હતો અને જીવનમાં ઊતરતો જતો હતો. એ વખતની સુસ્થિતિનું વર્ણન કરવા જતાં ગ્રંથ થઇ જાય એટલે અટકવું પડશે, પણ પ્રજાનો ઉચ્ચ વર્ગ વિદ્યા, કળા અને ધર્મમાં અત્યંત પરિશ્રમ કરી રહ્યો હતો અને પરિણામે આ દેશની સંસ્કૃતિના સુવર્ણયુગનું શિખર આવી ગયું હતું. પણ ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય જ. એ વખતની આપણી સ્થિતિ માં યે અનેક ખામીઓ હશે. પણ ટૂંકામાં એટલું કહી શકાય કે, ચોથાપાંચમા શતકનો વૈભવ, આંતરબાહ્ય ઉત્કર્ષ કે સુખ ફરી આ દેશે હજી સુધી જોયું નથી. પણ એ વખતે ભવિષ્યમાં ધીમે ધીમે થવાની અધોગતિનાં બીજ વવાતાં જતાં હતાં. એ વિશે વધારે વિવેચન ન કરતાં આ યુગને કલાયુગ કહ્યો છે તો એ વખતની કળાઓનું જ દિગ્દર્શન કરીએ.

કવિતાદેવીનો તો પૂરો પ્રસાદ ગુપ્તયુગ ઉપર ઊતર્યો હતો. હજી ઘણા કવિઓનો સમય ચોક્કસ થયો નથી, છતાં સામાન્ય રીતે એટલું કહી શકાય કે, મહાકાવ્યો તથા નાટકો લખવાની શરૂઆત ગમે તેટલા જૂના કાળમાં થઇ હશે પણ એની પૂરેપૂરી ખિલવટ તો ગુપ્તયુગમાં જ થઈ. જે સંસ્કૃત કાવ્ય અને નાટકનું સાહિત્ય જીવતું રહ્યું છે તેમાં પણ શ્રેષ્ઠ નમૂના ગુપ્તયુગના છે. મહાકવિ ભાસનો કે કવિકુલગુરુ કાલિદાસનો સમય હજી અનિશ્ચિત છે, પણ બંને કવિઓ ગુપ્તયુગ પછી નથી થયા એ તો નિર્વિવાદ છે. ભાસને ઇ. સ. બીજા–ત્રીજા શતકમાં અને કાલિદાસને ચોથાપાંચમા શતકમાં મૂકવા તરફ વિદ્વાનોની બહુમતી છે. સંસ્કૃત સાહિત્યના

ત્રણ શ્રેષ્ઠ કવિઓમાંના પહેલા ભાસ ગુપ્તયુગના આરંભમાં, કાલિદાસ મધ્યમાં અને શ્રીકંઠ ભવભૂતિ એ યુગના અંતમાં (આઠમા શતકના આરંભમાં) વિરાજે છે. આ કવિઓની કવિતાનું આ દેશના સાહિત્યમાં તો અસાધારણ સ્થાન છે જ, પણ દુનિયાના સાહિત્યમાં પણ એમનું સ્થાન પહેલી પંક્તિમાં છે. આ સમયમાં જ બીજા પણ અનેક કવિઓ થઈ ગયા છે. કિરાતાર્જુનીયના કવિ ભારવિ, મુદ્રારાક્ષસના કવિ વિશાખદત્ત, હર્ષની સભાના રત્ન બાણકવિ, મૃચ્છકટિકના કવિ શૂદ્રક વગેરે અનેક કવિઓ એ સમયે થઈ ગયા. પાશ્ચાત્ય લેખકો, ગુપ્ત સમયને વિલાયતના ઇલિઝાબેથના સમય સાથે સરખાવે છે. કાલિદાસ અને ભવભૂતિના પ્રખર પ્રકાશમાં ભાસ જેવાનાં નાટકો ય સંતાઈ ગયાં હતાં તો બીજાઓનું શું ગજું ? સેંકડો કવિઓ એ વખતે થયા હશે એમ દેખાય છે; પણ ભાસના આર્યજીવનના ઉન્નત આદર્શને, કાલિદાસના કવિતાપ્રસાદને કે ભવભૂતિની આર્દ્રતાને આ દેશમાં તો આજ સુધી કોઈ પહોંચ્યું નથી. ગુપ્તયુગના મહાકવિઓ હજી સુધી અપ્રતિમ જ રહ્યા છે. એમની કવિતા જ તે પછીના કવિઓ માટે આદર્શરૂપ રહી છે. આ પ્રતિભાશાળી મહાકવિઓની તેજસ્વી અને પ્રાણવાળી છતાં પ્રસાદયુક્ત અને નમ્ર, તેમજ મનુષ્યજીવનના વિશાળ પ્રશ્નોને ઉકેલતી તથા અર્થગૌરવવાળી છતાં સ્વાભાવિક એવી વાણી સાથે સરખાવતાં, પાછળનું સંસ્કૃત સાહિત્ય પણ નિષ્પ્રાણ, કૃત્રિમ અને શબ્દાડંબરી લાગે છે. ટૂંકામાં એમ કહી શકાય કે, કાવ્યકળાનો ઉત્કર્ષ છેક છેલ્લી ટોચ ઉપર ગુપ્તસમયમાં પહોંચી ગયો હતો. પછી તો એ કળા ઊતરતી ગઈ છે. કાવ્યકળાની આપણી ભાવના વિશે અહીં વિવેચન કરવા જેટલો અવકાશ નથી. એ વિષય ઉપર ગ્રંથો લખાયા છે અને હજી લખી શકાય એટલું ક્ષેત્ર છે. ગુપ્તસમય પછી કાવ્યકલાની પ્રતિભા કેમ ક્ષીણ થઈ ગઈ એ કૂટ પ્રશ્નનો જવાબ વિચારવાનું તો વાંચનારેને જ સોંપશું.

જો કે ગુપ્તયુગ કલાયુગ હતો અને એમાં શિલ્પ, સ્થાપત્ય અને ચિત્ર પેઠે કાવ્યકલાનો પણ અપૂર્વ વિકાસ થયો હતો એ વાત ખરી છે; પણ સાહિત્યનાં બીજાં અંગોની ગુપ્તયુગે ઉપેક્ષા કરી નથી. બ્રાહ્મણોએ સામાન્ય લોકમાં ધર્મપ્રચાર કરવા માટે કેટલું સાહિત્ય એ વખતે ઉત્પન્ન કર્યું હશે એનો ખ્યાલ મુખ્ય મુખ્ય અને જૂનાં પુરાણોના જથ્થા

ઉપરથી જ આવી જશે. અને જથ્થે મોટા હોવા છતાં ગુણની દૃષ્ટિએ પણ એ પુરાણોની કિંમત જેવીતેવી નથી. બૌદ્ધભિક્ષુઓ પણ આ સમયે શાંત નહોતા બેઠા. મહાયાનપંથના વિશાલ સંસ્કૃત સાહિત્યનો મૂળ ભાગ આ વખતે જ રચાયો છે. બૌદ્ધો અને બ્રાહ્મણોનો ધાર્મિક વિવાદ હંમેશાં ચાલ્યા કરતો. ન્યાય વગેરે બીજાં વિષયો ઉપર ખૂબ ચર્ચાઓ થતી અને પરિણામે અનેક ગ્રંથો લખાયા છે. ષડ્દર્શનોના સૂત્રગ્રંથો મોટેભાગે ગુપ્તયુગના આરંભમાં રચાયા છે અને એનાં ભાષ્યો તો ગુપ્તસામ્રાજ્યની છાયામાં રચાયાં છે. શબરસ્વામી વાત્સ્યાયન (ન્યાય ભાષ્યકાર), પ્રશસ્તપાદ, યોગભાષ્યકાર વ્યાસ, સાંખ્ય-કારિકાકાર ઈશ્વરકૃષ્ણ, બૌદ્ધ આચાર્ય વસુબંધુ એ બધા આ યુગમાં થયા છે. બીજા પણ દિઙ્નાગ અને ઉદ્યોતકર જેવા સમર્થ નૈયાયિકો તથા કુમારિલ જેવા સમર્થ મીમાંસકો પણ આ યુગમાં થયા છે. ભગવાન શંકરાચાર્ય તો આ યુગના અંતમાં થયા હોવા છતાં યુગના મુકુટમણિ જેવા છે. ગુપ્તરાજાઓમાં શ્રેષ્ઠ ચક્રવર્તી સમુદ્રગુપ્ત અને ગુપ્તસાહિત્યવીરોમાં શ્રેષ્ઠ ભગવાન શંકરાચાર્ય છે. યાજ્ઞવલ્કય પછી તત્ત્વજ્ઞાનની પ્રખર પ્રતિભા તો શંકરાચાર્યમાં દેખાય છે. હાલની મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કયસ્મૃતિ ગુપ્તયુગનાં જ બાળકો છે. વિજ્ઞાનમાં પણ આ યુગ તદ્દન પશ્ચાત રહ્યો નથી. જો કે આયુર્વેદના મૂલભૂત ગ્રન્થો ચરક અને સુશ્રુત ગુપ્તયુગ પહેલાં તૈયાર થઇ ગયા હતા, પણ એનું દોહન કરી અષ્ટાંગહૃદય લખનાર વાગ્ભટ્ટ ગુપ્ત યુગમાં જ થયા. વાગ્ભટ્ટ જેટલી સમર્થતા પણ પછીના વૈદ્યોમાં દેખાઈ નથી. રસાયનશાસ્ત્રની શોધખોળ (chemical research)ની શરૂઆત આ યુગમાં જ થઇ છે. જો કે એનો વિકાસ પાછળથી થયો છે, પણ કેટલીક બાબતમાં ઔદ્યોગિક રસાયનના વિષયમાં ગુપ્તોનું જ્ઞાન અસાધારણ જણાય છે. દિલ્હીનો ચંદ્રના લેખવાળો લોહસ્તંભ દોઢ હજાર વર્ષથી ખુલ્લો ઊભો છે. દર વર્ષે એના ઉપર વરસાદ પડે છે, છતાં એને કાટ ચઢ્યો નથી. આવું ગજવેલ બનાવવાની કલા એ યુગમાં યે નાનીસૂની વાત નહોતી. આપણે તો એ ભૂલી જ ગયા છીએ.

ગણિત અને જ્યોતિષશાસ્ત્રનો આ યુગમાં પરમ ઉત્કર્ષ થયો છે. આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત અને વરાહમિહિર જેવા ત્રણ મહાન જ્યોતિષીઓ ઈ. સ. ૩૦૦થી ૬૫૦ વચ્ચે થયા છે. જાતે અવલોકન કરીને

પરદેશીઓના ચરણમાં બેસીને, શીખીને તથા પરિશ્રમથી આ સમર્થ ગણિતશાસ્ત્રીઓએ એ શાસ્ત્રની ખેડ કરી છે. વરાહમિહિરનું વિશાલ અવલોકન આશ્ચર્યચકિત કરી નાખે છે—જાણે ઇમ્પીરિયલ ગેઝીટિયર લખવા બેઠા.

ગુપ્તસમયની વિદ્યાઓનું અવલોકન કરવા જતાં પાર આવે એમ નથી. પાછળથી બીજા વર્ણોની વાત જ જવા દઇએ, પણ બ્રાહ્મણો આ જૂની વિદ્યાઓ પૂરી ભણી શકતા નહિ તો નવી તો ક્યાંથી જ ઉત્પન્ન કરે ? શો પ્રતિભાનો ક્ષય ! શો બુદ્ધિનો વિનિપાત !

હવે વિદ્યાઓને બાજુ પર રાખી કળાઓ ઉપર દૃષ્ટિ કરીએ. કાવ્યકળા વિશે કહી લીધું છે. સંગીતકળા પણ એ સમયમાં ખૂબ ખીલી હશે. જો કે એ સમયના ખાસ ગ્રંથો જળવાઈ રહ્યા નથી, પણ સમુદ્રગુપ્તના વીણાધર આકૃતિવાળા સિક્કાઓ, બાણે કરેલું વીણાવાદિની મહાશ્વેતાનું વર્ણન તથા ભરતનાટ્યશાસ્ત્રના તથા સાહિત્યના બીજા ઉલ્લેખો ઉપરથી, ગુપ્તસમયમાં સંગીત લોકપ્રિય કળા હશે અને ખૂબ ખેડાતી હશે એમ માનવામાં વાંધો નથી.

### સ્થાપત્યકળા

મૌર્યયુગ પહેલાં સ્થાપત્યમાં લાકડું મુખ્યત્વે વપરાતું એટલે જૂના નમૂના બહુ જળવાયા નથી, પણ સ્થાપત્યકળાના વિકાસનો આરંભ તો ઘણા જૂના કાળમાં થયેલો. મૌર્યકાળમાં સ્થાપત્યને સારું જોર મળ્યું, પણ હિંદુ સ્થાપત્યનો ખરો વિકાસ તો ગુપ્તયુગમાં થયો. ગુપ્તસમયમાં હજારો રમણીય અને ભવ્ય મકાનો, મઠો, મહેલો, મંદિરો, વિદ્યાલયો, કિલ્લાઓ, તળાવો, વાવો વગેરે ઊભાં થયાં હશે એમ સાહિત્યના ઉલ્લેખો ઉપરથી જણાય છે; (જુઓ; પાટલીપુત્રનું અને નાલંદાનું વર્ણન), પણ ગુપ્તસામ્રાજ્યના ખાસ પ્રદેશ ઉપર જ મુસલમાનો ફરી વળ્યા હતા એટલે કૈં જીવતું રહેવા પામ્યું નથી, છતાં ખૂણાઓમાં જે ખંડેરો બચી ગયાં છે તેની કળા છાની રહેતી નથી.

સારનાથમાં અને બીજે નીકળેલા અવશેષો ઉપર એ વખતનાં મંદિરોની આકૃતિ કોતરેલી છે, જે ઉપરથી ગુપ્તસ્થાપત્યકળાનો કંઇક ખ્યાલ આવે છે. વળી ભુવનેશ્વર વગેરે ઓરિસાનાં મંદિરોનાં શિખરોનો પ્રકાર ગુપ્તસમયમાં જ વિકાસ પામેલો. ભુવનેશ્વરનાં (૧૦મા–૧૧મા શતકનાં) મંદિરોનાં શિખરો જોવાથી ગુપ્તસ્થાપત્યકળાનો કંઈક ખ્યાલ

આવશે. પણ એ ભવ્યતાની ખરી કલ્પના ક્યાંથી આવે ? ભુવનેશ્વરનાં શિખરો, બદામીનાં ભવ્ય સાદાઈવાળાં શિવમંદિરો (સાતમા આઠમા શતકનાં) અને એલાપુરની ગુફાનાં વિશ્વકર્મા ચૈત્યસભા તથા કૈલાસમંદિર એ બધા નમૂનાઓ જોઈને ગુપ્તસ્થાપત્યની કલ્પના કરો તો કૈંક ચિત્ર ખડું થાય.

ગુફાઓ કોતરી કાઢવાનો રિવાજ મૌર્યકાળમાં શરૂ થયેલો, અને છેક ગુપ્તકાળના અંત સુધી ચાલુ રહ્યો છે. ગુપ્તકાળમાં સેંકડો ગુફાઓ કોતરવામાં આવી હશે એમ જૂના લેખો ઉપરથી જણાય છે. ગુફાના સ્થાપત્યના ખરી રીતે બે યુગ છે. એક પ્રાચીન યુગ જેમાં હીનયાન બૌદ્ધપંથની કે જૈનમતની ગુફાઓ મોટે ભાગે મળે છે. આ યુગનો શ્રેષ્ઠ અને સુંદરતમ નમૂનો જોવો હોય તો કાર્લાની ગુફા જુઓ.

બીજો યુગ ગુપ્તયુગ. એ યુગની ગુફાઓ ઉપર મહાયાન બૌદ્ધ ધર્મની અને હિંદુધર્મના વૈષ્ણવ અને શૈવપંથોની અસર છે. બીજા યુગના સરસ નમૂના જોવા હોય તો અજંટાની કેટલીક ગુફાઓ, એલિફંટાની ગુફા, તથા ઈલોરાની ગુફાઓ જુઓ. અજંટાની ૨૬ ગુફાઓમાંથી ૨૧ ગુફાઓ ઈ. સ. ૫૦૦થી ૬૫૦ વચ્ચે કોતરાયેલી છે, અને તેમાં યે મધ્યની નં. ૧૬ થી ૨૦ સુધીની ગુફાઓ (છઠ્ઠું શતક) સર્વશ્રેષ્ઠ અને સ્થાપત્યની દષ્ટિએ અજંટા ગુફાઓમાં જ નહિ, પણ આ દેશની સર્વ ગુફાઓમાં સર્વોત્તમ ગણાય એવી છે. સ્થાપત્ય શિલ્પ અને ચિત્ર એ ત્રણે કળાનો ઉત્તમ સંયોગ થવાથી આ ગુફાઓનું સૌંદર્ય અત્યંત દીપી ઊઠે છે. એના પૂરબહાર વખતે એનું સ્વરૂપ કેવું હશે ? એલિફંટાની ગુફા પણ લગભગ આ વખતની કે એક સદી પાછળની હશે. એની ભવ્ય સાદાઈ જોતાં એમ લાગે છે કે, શું ગુપ્ત-સમયના સભામંડપો આવા જ ભવ્ય ને સાદા હશે ?

એલાપુરની ગુફાઓમાં બૌદ્ધ અને જૈન ચૈત્યો તથા વિહારો અને વૈષ્ણવ તથા શૈવમંદિરો બધું છે. એ ગુફાઓ હિંદુપ્રજાની સમન્વય ભાવનાની પ્રતિકૃતિ છે. ખૂબી તો એ છે કે બૌદ્ધ અને જૈનની મધ્યમાં વૈષ્ણવ અને શૈવ ગુફામંદિરો છે. આ ગુફાઓનું વિગતવાર વર્ણન કરવા જેટલો અહીં અવકાશ નથી. ગુફાઓ વિશે સામાન્ય ખ્યાલ એવો બંધાઈ ગયો છે કે, ગુફાઓ તો બૌદ્ધોની જ છેઃ પણ ગુપ્તયુગમાં (ઈ. સ. ૫૦૦થી ૮૦૦ સુધીમાં) બ્રાહ્મણધર્મની ૧૪

જુદે જુદે સ્થળે કોતરાયેલી ગુફાઓ જીવતી રહી છે. ગુપ્તસ્થાપત્યના અભ્યાસ માટે આ ગુફાઓનો અભ્યાસ કરવો જોઈએ. એ વખતના શ્રેષ્ઠ નમૂના જોવા હોય તો ઉપર એલાપુરના વિશ્વકર્મા ચૈત્યનો ઉલ્લેખ કર્યો છે અને બીજો એલાપુરના જ કૈલાસમંદિરનો કરીએ. એલાપુરની એક ગુફાને અંદરથી કોતરીને અંદર આખું મંદિર—શિખરબંધ મંદિર—કોતરી કાઢ્યું છે, કેટલી ભક્તિથી અને કેટલા શ્રમથી આ કાર્ય થયું હશે એની કલ્પના કરવી મુશ્કેલ છે. આ પ્રમાણે કોતરેલા મંદિર ઉપર ચણેલા મંદિર જેટલી કોતરણી કરી છે તથા તેને સરસ ઓપ આપ્યો છે. શ્રમની દૃષ્ટિએ તો ઈજિપ્તની પિરામિડો સાથેજ આ મંદિરને સરખાવી શકાય. અલબત્ત, કેટલોક નિષ્ફળ અને અયોગ્ય શ્રમ છે, પણ બર્જેસ કહે છે તેમ ખરેખર કૈલાસની ગુફા is one of the most interesting, as well as the most magnificient, of all the architectural objects which that country at present possesses* પણ આ દેશમાં ગુપ્તકાળ પછી જેવો બીજી કળાનો વિનિપાત થયો છે તેવો વિનિપાત સ્થાપત્યનો થયો નથી; એ કળા હંમેશાં જીવતી રહી છે અને જ્યારે ઉત્તેજન મળે ત્યારે ચેતન દર્શાવે છે. ( મોગલ સમયમાં તાજમહાલ જુઓ. ) માત્ર બ્રિટિશ સમયમાં જ ઉત્તેજન તદ્દન બંધ પડ્યું છે. હવે આજ સુધી ચિરંજીવ રહેલી (બીજે યુરોપમાં નથી રહી. જુઓ હાવેલના ગ્રન્થો ) કળાનું શું થશે તે પ્રભુ જાણે !

### શિલ્પકળા

મોટેભાગે ઉપર કહેલી ગુફાઓમાં ગુપ્તકાલનું શિલ્પ મળે છે. સ્તંભો ઉપર, દ્વારો ઉપર તથા દીવાલો ઉપર જુદા જુદા ધર્મનાં મંદિરોમાં તે તે ધર્મની કથાઓ કોતરેલી મળે છે. નાશિકમાં કે અજંટામાં બૌદ્ધજાતકકથાઓ કે બુદ્ધચરિત્ર વાંચતા હોઇએ એવો ભાવ થાય છે. એલિફંટા જોતાં જાણે શિવપુરાણ વાંચવા બેઠા. ગુપ્ત સમયનાં મંદિરોનો નાશ થઈ ગયો પણ મૂર્તિઓ ભાંગેલી કે આખી દટાઈ ગઈ. આવી પણ હજારો મૂર્તિઓ મળી આવી છે. સારનાથના, મથુરાના, લાહોરના, કલકત્તાના, મદ્રાસના તથા મુંબઇના ( પ્રિન્સ

---

* આજે હિન્દુસ્થાનમાંના સ્થાપત્યના નમૂનામાં કૈલાસ ગુફા સૌથી વધુ રસ પડે તેવી ને સૌથી ભવ્ય છે.

ઑફ વેલ્સ) સંગ્રહાલયોમાં હજારો મૂર્તિઓ જોવા મળે છે. આ ઉપરાંત, ગુફાઓમાં તથા તે તે ખંડેરોની આસપાસ હજારો મૂર્તિઓ પડી છે. સેંકડો સરસ નમૂનાઓ બ્રિટિશ મ્યૂઝિયમ વગેરેમાં પરદેશ ચાલ્યા ગયા છેઃ અને અસંખ્યનો આપણે જ હાથે અજ્ઞાનથી નાશ થઈ ગયો છે. જાવા (બોરોબદુર)માં ગુપ્તસમયના શિલ્પના અત્યુત્તમ નમૂના છે.

ભગવાન બુદ્ધની મૂર્તિમાં સમાધિથી જ્ઞાન (બોધિ)ની પ્રાપ્તિથી મળેલી પરમ શાંતિનો ભાવ જે કળાથી મુખ ઉપર દેખાડવામાં આવ્યો છે તે કળા અનુપમ છે. એવી જ રીતે એલિફંટાની ત્રિમૂર્તિ કે મહેશ મૂર્તિમાં, શાંત ઐશ્વર્યનો તથા વિશ્વનાં સૃષ્ટિપાલન અને સંહારકાર્યોનાં સામર્થ્યનો ભાવ જે કળા બતાવી શકી છે, એ કળા પણ અનુપમ છે. બીજી અનેક મૂર્તિઓ અપ્રતિમ ભાવદર્શક છે. આ ભાવ દર્શાવવાની કળા ઇટલીની ફ્લૉરેન્સની શ્રેષ્ઠ કળા સાથે કે ગ્રીસની કળા સાથે એક પંક્તિએ બેસી શકે એવી છે. અત્યારના ખંડિત નમૂના ગુપ્તકલાનો પૂરો ખ્યાલ આપે છે. પણ એ મૂર્તિઓ ઉપર ચૂનાનો ચકચકાટ ચળકતો હશે અને તે વખતના પોતાના વાતાવરણમાં એ મૂર્તિઓનું ભક્તિપૂર્વક દર્શન થતું હશે, ત્યારની શોભાની કલ્પના તો આજે ન જ આવે. પણ જાવાની બુદ્ધમૂર્તિ, અનુરાધાપુર (સિલોન)ની બુદ્ધમૂર્તિ, એલિફંટાની ત્રિમૂર્તિ, નટરાજની મૂર્તિ, વિષ્ણુની શેષશાયી મૂર્તિ વગેરે નમૂનાઓ ગુપ્તશિલ્પકળાનો યથાર્થ ખ્યાલ આપે છે. શિલ્પકળા તો ગુપ્તયુગમાં ઉન્નતિના શિખર ઉપર પહોંચી હતી. ગ્રીસની કે ઇટલીની કે બીજી કળા સાથે સરખાવતાં ગુપ્તશિલ્પકળાનું સ્થાન ક્યાં છે તે નિર્ણય અત્યારે ન થઈ શકે; પણ આ દેશમાં તો શિલ્પકળાની ગુપ્ત સમય પછી અધોગતિ જ થતી ગઈ છે. એ ભવ્ય કલ્પનાઓ તો પછી દેખાતી જ નથી. કાલિદાસનાં કાવ્યો સાથે જ ગુપ્તકાળની મૂર્તિઓને સરખાવી શકાય, એવાં કાવ્યો કે એવી મૂર્તિ ફરી થયાં નથી. ચિત્રનું પણ એમ જ છે.

### ચિત્રકળા

એનો આરંભ તો મૌર્યસમયમાં જ થયો હશે; કદાચ એથી પણ જૂના વખતમાં થયો હોય, પણ એ કળાનો પૂરેપૂરો વિકાસ તો ગુપ્ત યુગમાં થયો. ગુપ્તયુગમાં મંદિરો, રાજમહેલો, સુંદર ઘરો અને

પુસ્તકો સરસ ચિત્રોથી શોભાયમાન કરવાનો રિવાજ સામાન્ય હશે; પણ સાહિત્યના ઉલ્લેખો સિવાય ગુપ્તચિત્રકળાની હયાતી સાબિત કરે એવા અવશેષો મુખ્યત્વે બે સ્થળે–અજંટા અને સીગીરીય (સિલોન)માં –જળવાઈ રહ્યા છે. જો કે જુના વખતમાં પશ્ચિમની ઘણીખરી ગુફાઓમાં ચિત્રો હશે, પણ હવાની અસરથી જ જંતુઓદ્વારા તથા મૂર્ખ મનુષ્યોનાં પરાક્રમથી મોટો ભાગ નાશ પામી ગયો છે. અજંટામાં પણ ઘણું નષ્ટ થઇ ગયું છે: પણ જે હજી સુધી જળવાઈ રહ્યું છે તે એ કલાએ કેવી ઉન્નતિ પ્રાપ્ત કરી હતી તેનું તથા એ કળાના રંગોનું પીંછીનું તથા એના ઉપયોગનું રહસ્ય બતાવવા માટે પૂરતું છે. કળાની દૃષ્ટિએ જ નહિ પણ ગુપ્તસમયની સામાજિક જિંદગીનું આબેહૂબ ચિત્ર રજૂ કરવા માટે એ ચિત્રો અમૂલ્ય છે. જો કે મોટે ભાગે ભગવાન બુદ્ધના ચરિત્રના પ્રસંગો તથા જાતકમાળાની કથાઓ ગુફાઓની દીવાલોમાં તથા છતોમાં ચીતરવામાં આવેલી છે; તો પણ એ વખતના કારીગરોની કલ્પના અને કળા બંને અદ્‌ભુત છે. જો કે જે વખતે ગુફાઓ કોતરવામાં આવી તે વખતે બધી ગુફાઓમાં ચિત્રો હશે, પણ હાલમાં ૧૩ ગુફાઓમાં થોડાં ઘણાં અને સાતમાં ઠીક ઠીક ચિત્રો છે. જૂનામાં જૂનાં ઇ. સ. પૂર્વે બીજા શતકની આસપાસનાં અને છેવટનાં સાતમા શતકનાં હશે. એ પછી પણ ચિત્રકળા જીવતી રહી હશે, પણ તે પછીથી સાતસો વર્ષનો કોઈ નમૂનો જળવાઈ રહ્યો નથી. ૧૪ મા અને ૧૫ મા શતકથી મોગલ અને રજપૂત બે સંપ્રદાયોમાં વહેંચાયેલી આપણી ચિત્રકળાના હજારો નમૂનાઓ મળે છે. આપણી ચિત્રકળાનો આ ઇતિહાસ. છેલ્લા સમયના નમૂના હજારો મળે છે. એ કળાના પ્રકારમાં તથા આદર્શમાં પણ તફાવત છે, છતાં એટલું નિઃસંદેહ કહી શકાય કે, આ દેશની ચિત્રકળાએ કળાની ઉન્નતિનું શિખર પ્રાપ્ત કર્યું તે તો ગુપ્તયુગમાં જ અને એના નમૂના માટે તો અજંટા જ છે. જે કુશળતાથી પથ્થરની મૂર્તિઓ ઉપર ભાવો બતાવવામાં આવ્યા છે તેથી અધિક કુશળતાથી ચિત્રોમાં ભાવો બતાવવામાં આવ્યા છે.

નં. ૧૬ની ગુફામાં મરણ પામતી કુમારીનું ચિત્ર છે. એ ચિત્ર માટે મી. ગ્રીફિથે ખરું જ કહ્યું છે કે.—

For method and sentiment and the unmistakable way of telling its story, this picture, I

consider, cannot be surpassed in the history of art. The Florentines could have put better drawing and the Venetians better colour; but neither could have thrown greater expression into it.*
(The Cave Temples of India. p 307)

બસ આ જ શબ્દો ઘણાં ચિત્રો માટે વાપરી શકાય. મનુષ્ય-હૃદયના રાગ, દ્વેષ, લોભ, અદેખાઈ, ભય, શોક, દુઃખ, સુખ, શાંતિ વગેરે જુદા જુદા ભાવો અસાધારણ કુશળતાથી ગુપ્તચિત્રકારોએ દર્શાવ્યા છે. દક્ષિણા લેતા બ્રાહ્મણનો લોભ મરણ પામતી કુમારીનાં સંબંધીઓના શોક જેટલી જ કુશળતાથી ચીતર્યો છે. હાસ્યને પણ આ ચિત્રકારો ભૂલ્યા નથી. શાંતરસને યુરોપિયન વિવેચકો બરાબર સમજી શકતા નથી. પણ નં. ૧ની ગુફામાં જે ભગવાન બુદ્ધનું મહાન ચિત્ર છે, તેની કળા અજંટામાં પણ અનુપમ છે. એ આકૃતિના મુખની રેખાઓમાં જગતને ઉદ્ધારવાનું સામર્થ્ય, પીડિત વિશ્વ માટે અમાપ કરુણા અને ચિત્તમાં નિર્વાણની શાંતિ, એ બધા ભાવોનું એવું આબેહૂબ દર્શન થાય છે કે, એની ઉપમા માટે એલિફંટાની ત્રિમૂર્તિ સિવાય બીજું જડતું નથી. મહાત્મા ગાંધીજીના મુખ ઉપર કોઈ વખત જ્યારે કરુણા છાઈ રહે ત્યારે જે ભાવ થાય છે, તે ભાવ આ ચિત્રની રેખાઓમાં પૂરેપૂરો દેખાય છે. ચિત્ર પૂરેપૂરું સજીવ છે. માત્ર હાથની મુદ્રાથી પોતાને કહેવાનું કહી દેવાની ખૂબી પણ આ ચિત્રકલામાં અદ્ભુત છે. જુઓ દૂતનું ચિત્ર.

ટૂંકામાં આ દેશમાં ચિત્રકળા ગુપ્તસમયમાં ઉન્નતિને શિખરે પહોંચી હતી. ચીન અને જાપાનને એ ચિત્રકળાએ પ્રેરણાઓ આપી છે અને દુનિયાની ચિત્રકળામાં અજંટાનું સ્થાન સાધારણ નથી.

---

* શૈલી, ભાવ, અને પોતાની કથા કહેવાની અચૂક રીતના વિષયોમાં કલાના સમસ્ત ઇતિહાસમાંની કોઇપણ કૃતિ આ ચિત્ર કરતાં ચડિયાતી હોઈ શકે નહિ એમ મને લાગે છે. ફ્લોરેન્ટાઇનોએ તેના કરતાં વધુ સારી રેખાઓ દોરી હોત, વેનીશિયનોએ વધુ સારા રંગો પૂર્યા હોત, પણ વધારે સબળ ભાવમયતા તો એ બેમાંથી એકે લાવી શકત નહિ.

સ્થાપત્ય શિલ્પ અને ચિત્રકળા પેઠે બીજી નાનીનાની કળાઓએ ગુપ્તસમયમાં અસાધારણ ઉન્નતિ પ્રાપ્ત કરી હશે. પણ ઘણી કળાઓના નમૂના જળવાઇ રહ્યા નથી. એક સિક્કાઓની કળાનો ઉલ્લેખ કરી લઇએ. ગુપ્તોના (સમુદ્રગુપ્તથી સ્કંદગુપ્ત સુધીના રાજાઓના) સોનાના સિક્કાઓ વિષે સી. જે. બ્રાઉન સ્પષ્ટ કહે છે કેઃ—So, too, the splendid golden coinage of the Guptas, with its many types and infinite varieties and its inscriptions in Classical Sanskrit, . . . are the finest examples of purely Indian art of this kind we possess.× ( The Coins of India, p. 40 ) ગુપ્ત રાજાઓના સિક્કાઓના સોનાની ચોખ્ખાઇ, વજનની પ્રમાણિકતા અને યોજનામાં કળા એ બધું આ દેશમાં અનુપમ રહ્યું છે. સમુદ્રગુપ્તની વીણાધર આકૃતિવાળા સિક્કાઓ ગુપ્તસિક્કાઓમાં પણ ઉત્તમ છે. એક બાજુ લક્ષ્મી અને બીજી બાજુ વીણાધારી ચક્રવર્તીની સ્વસ્થ મુખ્ય અને ઊંચા પીઠવાળા પર્યંક ઉપર પલોંઠી વાળી બેઠેલી મૂર્તિ ગુપ્તયુગનું આબેહૂબ પ્રતિબિંબ દેખાડે છે. ગુપ્ત પછીનો સિક્કાઓનો ઇતિહાસ અધોગતિનો ઇતિહાસ છે.

ગુપ્તયુગનું આ વિહંગાવલોકન તદ્દન અપૂર્ણ છે. એ યુગનું વિગતવાર વર્ણન કરતાં મોટો ગ્રન્થ થઈ જાય અને કેટલીક વિગતો વગર બરાબર ચિત્ર પણ ખડું ન થાય એ હું જાણું છું, છતાં આ વિહંગાવલોકનથી વાંચનારને એ સુવર્ણયુગનો કંઈક ખ્યાલ આવશે એમ આશા છે.

જ્યારે આખા જગતમાં ધર્મરાજ્ય સ્થાપવાની ઉદાત્ત અને પ્રબળ ઇચ્છાથી પ્રેરાયેલા અનેક રાજકુમારો, બ્રાહ્મણબટુઓ, નિવૃત્ત સેનાનાયકો ટૂંકામાં વિવિધ સ્થિતિના અને વિવિધ જાતિના અનેક નમ્ર પવિત્ર અને ધર્મપ્રચાર માટે પરમ ઉત્સાહી પરિવ્રાજકો દૂર દૂરના જંગલી તથા સુધરેલા દેશોમાં પરિવ્રજ્યા કરી રહ્યા હતા અને અનેક પંડિતો જેનાં નામો પણ આજે ભુલાઈ ગયાં છે—ભાષાની અસાધારણ

---

× તેવીજ રીતે, અનેક પ્રકારોવાળા, અનંત વિવિધતાવાળા અને શિષ્ટ સંસ્કૃતમાં કોતરાયેલા લેખોવાળા ગુપ્તોના સોનાના સિક્કા, આ જાતની શુદ્ધ હિંદી કલાના આપણી પાસે છે, તે નમુનામાં સૌથી સરસ છે.

મુશ્કેલીઓ છતાં બૌદ્ધ ધર્મગ્રંથોનું ચીનાઇ ભાષામાં ભાષાંતર કરી રહ્યા હતા ત્યારે આ દેશ ઉન્નતિના શિખર ઉપર હતો. આર્યસંસ્કારોએ સમગ્ર ભારતવર્ષમાં જ નહિ પણ જાપાનથી માડાગાસ્કર સુધી અને જેકસાર્ટસના કાંઠાથી તે બલિદ્વિપો સુધી પોતાની ધર્મવિજયની ધ્વજા ફરકાવી હતી અને આર્યધર્મ અને આર્યસંસ્કારને આખા જગતમાં વ્યાપક કરવાની પ્રબળ અને અખંડ વાસના–ધગશ–ગુપ્તયુગના સંસ્કારી હિંદુઓના હૃદયમાં જોરથી બળી રહી હતી. પોતાની અને જગતની ઉન્નતિ સાધવાની જ્વલંત ધગશ એ જ ઉન્નતિનું મૂળ છે.



# આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું ?

જેની પશ્ચિમે અરબી સમુદ્ર છે, વાયવ્ય દિશામાં કચ્છનો અખાત છે, ઉત્તરમાં કચ્છનું નાનું રણ અને મારવાડ છે, ઇશાન ખૂણામાં આબુ, મેવાડ અને અરવલ્લીની ટેકરીઓ છે, પૂર્વમાં એક તરફ વિંધ્યાચળની ટેકરીઓવાળા વનપ્રદેશો, વચ્ચે વડોદરાથી રતલામનો રાજમાર્ગ અને દક્ષિણ તરફ સાતપુડાની આગળ વધી આવેલી ટેકરીઓ છે અને દક્ષિણમાં કેટલાકને મતે તાપી નદી, પણ ભાષા તરફ જોતાં એથી દક્ષિણમાં સો માઇલ આગળ વલસાડ અને પારડી પછીનો લગભગ સહ્યાદ્રિની દરિયા સુધી ધસી આવેલી દીવાલથી શરૂ થતો ઉત્તર કોકણનો પ્રદેશ છે, તે દેશ હાલમાં ગુજરાત નામથી ઓળખાય છે.

ગુજરાતની હદ ઉપર પ્રમાણે જ ભૂતકાળમાં હમેશાં નહોતી, તો બીજી તરફથી પ્રાચીનકાળમાં હાલના ગુજરાતનો કોઇ પ્રદેશ ગુજરાત નામથી નહોતો ઓળખાતો; પણ આનર્ત, સુરાષ્ટ્ર અને લાટ એ ત્રણ નામથી ગુજરાતના જુદા જુદા ભાગો ઓળખાતા. (૧) વડનગર અને તેની આસપાસનો પ્રદેશ એ આનર્ત. વડનગરનો આનર્તપુર નામથી નાગરખંડમાં તથા વલભી સમયના ઉત્કીર્ણ લેખોમાં પણ ઉલ્લેખ મળે છે. ભૂતકાળમાં એથી ઊંડા ઊતરતાં ક્ષત્રપ રુદ્રદામાના ગિરનારના ઇ. સ. ૧૫૦ના શિલાલેખમાં આનર્ત અને સુરાષ્ટ્રનો એક સાથે ઉલ્લેખ દેખાય છે. વળી રુદ્રદામા રાજાએ "સુવિશાખ" નામના પલ્હવને સમસ્ત આનર્ત અને સુરાષ્ટ્રનો સૂબો નીમ્યો હતો,' એવું પણ એ લેખમાં કહેલું છે; એ ઉપરથી સુરાષ્ટ્ર અને આનર્ત, એક સાથે જેના ઉપર હકુમત ચલાવી શકાય એવા પાસે પાસેના દેશો હોવા જોઇએ એમ સિદ્ધ થાય છે. હવે સુરાષ્ટ્ર કે સોરઠ (પ્રાકૃતમાં સુરટ્ઠ) નામ ગિરનારની આસપાસના તથા ત્યાંથી દરિયાકાંઠા સુધીના પ્રદેશ માટે કેટલીક વાર વપરાયું છે ત્યારે કેટલીક વાર આખા કાઠિયાવાડ માટે પણ વપરાયેલ

છે. ઉપરના લેખમાં સુરાષ્ટ્ર અને આનર્ત એ જ નામો છે,[૧] ત્યારે યુવાનચુવાંગ વલભીથી સોરઠને ભિન્ન ગણે છે.[૨] મતલબ કે, ગિરનારના લેખમાં કાઠિયાવાડ આખાને સુરાષ્ટ્ર અને વડનગરની આસપાસના પ્રદેશને આનર્ત કહેલ છે. વળી આનર્તમાં હાલના અમદાવાદની આસ-પાસના પ્રદેશનો કે સાબરમતીકાંઠાનો સમાવેશ ત્યારે નહોતો થતો એમ શ્વભ્રનો જુદો ઉલ્લેખ એ લેખમાં છે એ ઉપરથી લાગે છે. આ લેખમાં લાટનો ઉલ્લેખ નથી પણ તેને બદલે અપરાન્ત છે. અને અપરાન્ત એટલે મહીથી આરંભી છેક ગોઆ સુધીનો પશ્ચિમકાંઠો એમ પં. ભગવાનલાલ ઇન્દ્રજીનો મત છે.[૩]

લાટ—શબ્દ ઇ. સ. ૧૫૦ પછી પ્રચારમાં આવ્યો હોવો જોઇએ. કારણ કે ઉપર કહેલા ગિરનારના લેખમાં અપરાન્ત છે અને લાટ નથી. વળી મહાભારત વગેરે પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં પણ લાટ શબ્દ મળતો નથી. લાટનો જૂનામાં જૂનો ઉલ્લેખ વાત્સ્યાયનના કામસૂત્રનો છે[૪] અને એ ગ્રન્થ વિદ્વાનોને બહુમતે ઈ. સ. ત્રીજા શતકનો ગણાય છે.[૫] આથી જૂનો ઉલ્લેખ તો એક જ મળે છે અને તે ટોલેમી (ઈ. સ. ૧૫૦)એ કરેલો 'લારિક' (Larike)નો ઉલ્લેખ. સંસ્કૃત લાટ કે લાટક જેવા શબ્દનું આ પરદેશી ઉચ્ચારણ જણાય છે.[૬] પણ ઇ. સ. ત્રીજા શતક પછી સંસ્કૃત સાહિત્યમાં તથા ઉત્કીર્ણ લેખોમાં લાટના ચાલુ ઉલ્લેખો મળે છે. ઇ. સ. છઠ્ઠા શતકમાં વરાહમિહિર લાટ દેશનો ઉલ્લેખ કરે છે.[૭] પાંચમા શતકના અજન્તાના ઉત્કીર્ણ લેખમાં[૮] તથા દશપુરના ઇ. સ. ૪૭૩ (વિ. સં. ૫૨૯)ના કુમારગુપ્તના

---

૧. જુઓ; ગિરનારનો શિલાલેખ. એ. ઈ. ગ્રં. ૮ પૃ. ૩૬

૨. વોટર્સનું યુવાન ચુઆંગ ગ્રં. ૨ પૃ. ૨૫૦.

૩. જુઓ; મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૩૬ ટિ. ૮

૪. का. सू. ૨–૫–૨૬ આમાં અપરાન્ત અને લાટ બેયનો એક વાક્યમાં ઉલ્લેખ છે.

૫. જુઓ; Studies in V. Kamasutra: 1929

૬. જુઓ; મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૭ તથા ટિ. ૧

૭. બૃ. સં. અ. ૧૪

૮. Arch. Sur. of Western India IV p. 127 ગુફા સોળમીનો લેખ શ્લો. ૧૪

તથા બુધવર્મનના શિલાલેખમાં લાટ વિષયનો ઉલ્લેખ છે.[૯] અને ઈ. સ. સાતમા શતકના કવિ બાણના હર્ષચરિત્રમાં પણ લાટનો ઉલ્લેખ છે. પછી ઇ. સ. ૭૦૦થી ૧૨૦૦ સુધીના ચાલુક્ય, ગુર્જર અને રાષ્ટ્રકૂટ રાજાઓના ઉત્કીર્ણ લેખોમાં[૧૦] તથા તે સમયના આરબ મુસાફરો તથા લેખકોનાં લખાણમાં[૧૧] લાટનો ઉલ્લેખ સામાન્ય છે. અને લાટ દેશની સાધારણ સીમા પણ મહીથી તાપી સુધી ગણાય છે.[૧૨] જો કે લાટના અમુક રાષ્ટ્રકૂટ રાજાઓના રાજ્યની હદ છેક ખેડા જિલ્લા સુધી પણ લંબાતાં ગુજરાતનો એ બધો પ્રદેશ લાટેશ્વર મંડલ કહેવાતો[૧૩]. એટલું જ નહિ પણ રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ચોથાના શક સં. ૮૫૫ (વિ. સં. ૯૮૯)ના દાનપત્રમાં ખેટક મંડલ એટલે હાલના ખેડાને લાટ દેશની અંદર આવેલું કહ્યું છે.[૧૪] અને ગ્વાલિયરના એક ઉત્કીર્ણ લેખમાં કનોજના રાજા રામભદ્ર કે રામદેવ ( ઇ. સ. ૮૨૫ થી ૮૪૦ ) ના એક સરદાર અલ્લને લાટમંડલાન્તર્ગત આનંદપુર વિનિર્ગત કહ્યો છે.[૧૫] મતલબ કે, ઈ. સ. નવમા અને દશમા શતકમાં ( લગભગ દશમા શતકના મધ્ય સુધી ) મધ્ય ગુજરાત અને ઉત્તર ગુજરાત પણ લાટ દેશના નામથી ઓળખાતો. પણ લાટમાં રહીને ગુજરાત ઉપર રાજ્ય કરનાર રાજાઓએ પોતાની સત્તા નીચેના આખા પ્રદેશને આપેલું એ નામ છે. એ નામ સમયની આગળ પાછળ એ પ્રદેશ માટે નથી વપરાયું. સામાન્ય રીતે મહીથી નર્મદા કે બહુ તો તાપી સુધીના પ્રદેશનું નામ લાટ. પ્રાચીનતર અપરાન્તનો તે એક ભાગ.

અપરાન્ત— પુરાણોમાં અને મહાભારતમાં[૧૬] પણ પશ્ચિમના આ

---

૯. ફ્લિટનો Corpus. Ins. Ind. Vol III 80 શ્લો. ૪

૧૦. ઇ. એ. ગ્રં. ૧૩. પૃ. ૧૫૭, ૧૫૮, ૧૬૩, ૧૮૦, ૧૮૮, ૧૯૬, ૧૯૯, ૨૦૪.

૧૧. ઈલિયટની હિસ્ટરી ગ્રં. ૧ પૃ. ૩૭૮.

૧૨. મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૭.

૧૩. જુઓ; ઈ. એ. ગ્રં. ૧૪ પૃ. ૧૯૯ તથા મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૧ તથા ૧૨૪.

૧૪. એ. ઇ. ગ્રં ૭ પૃ. ૪૯

૧૫. જુઓ; એ. ઈ. ગ્રં. ૧ પૃ. ૧૫૬

૧૬. વિષ્ણુપુરાણ અં. ૨ અ. ૩ શ્લો. ૧૬, મ. આદિપર્વ અ. ૨૧૮

દરિયાકાંઠાને અપરાન્ત નામ આપ્યું છે. ઉત્કીર્ણ લેખોમાં પણ રુદ્રદામાના ઉપર કહેલા લેખ પહેલાં ઈ. સ. પૂર્વે ૨૫ લગભગના નાસિકની ત્રીજી ગુફામાં આવેલા વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના ૧૯ મા વર્ષના લેખમાં સુરઠ ( સુરાષ્ટ્ર ) અને અપરાન્તનો ઉલ્લેખ છે.[૧૭] અને એથી પહેલાં મૌર્ય–અશોકના શિલાલેખમાં અપરાન્તનો ઉલ્લેખ છે.[૧૮] એ જોતાં ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં પશ્ચિમકાંઠાનો ઘણું કરી મહીથી છેક ગોઆ સુધીનો ભાગ અપરાન્ત કહેવાતો હશે એમ લાગે છે. પાછળથી લાટ, ઉત્તર કોકણ અને દક્ષિણ કોકણ એ રીતે એના ત્રણ ભાગ પ્રસિદ્ધ થયા છે.

સુરાષ્ટ્ર—મૂળ સુસ્રનો દેશ પછી સૌરાષ્ટ્ર જેવું સંસ્કૃતરૂપ થયું એમ ગેઝીટિયરમાં કહ્યું છે;[૧૯] પણ નાસિકની ત્રીજી ગુફામાંના વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના લગભગ ઈ. સ. પૂર્વે ૨૫ના શિલાલેખમાં સુરઠ નામ મળે છે.[૨૦] એ જોતાં સુરાષ્ટ્ર એ સુરઠનું જ સંસ્કૃત રૂપ છે એમ માનવું એ વધારે યોગ્ય લાગે છે. અને મહારાષ્ટ્ર નામ મહારાઠ્ઠ અથવા મહારાઠી કેરઠી ઉપરથી નીકળ્યું છે, અને પહેલાં રટ્ટ–રઠ્ઠ અને પછી મહારાઠ એ જાતિવાચક નામ ઉપરથી મહારાષ્ટ્ર નામ પડ્યું છે. એવો ડૉ. રા. ગો. ભાંડારકરનો મત[૨૧] યથાર્થ હોય તો રઠ્ઠજાતિને મહાને બદલે સુલાગી સુરઠ થયું હોતું જોઈએ. પણ ડા. ભાંડારકરને આ વિચારણા વડે મરાઠા લોકો, રાષ્ટ્રકૂટ વંશ અને મહારાષ્ટ્ર દેશ બધાનો ખુલાસો મળી શકયો છે. સુરઠમાં એ સ્થિતિ નથી અને સુરઠ જેવી કોઈ જાતિ વિષે જૂનો ઉલ્લેખ મળ્યો નથી. શ્રી. કાશીપ્રસાદ જયસ્વાલ તો કહે છે કે, ગુજરાતના આભીરો એ જ અશોકના લેખના રાષ્ટ્રીકો અને મહાભારતના યાદવો: એ સાચું હોય તો યાદવો સુરાષ્ટ્રમાં વસ્યા તે પછી

થી ૨૨૧ તથા મ. ભીષ્મપર્વ અને મત્સ્ય પુ. અ. ૧૧૩ શ્લો. ૫૧, વાયુ પુ. અ. ૪૫ શ્લો. ૧૨૮

૧૭. જુઓ; Arch. Sur. of Westeren India Vol. IVમાં પં. ભગવાનલાલ ઈન્દ્રજીનું નાસિકના લેખો સંબંધી લખાણ. ઉપર કહેલા લેખના સમય માટે જુઓ. જ. બિહાર અને ઓરિસ્સા રી. સો. ગ્રં. ૧૬ પૃ. ૨૭૮

૧૮. Hultsch, Inscriptions of Asoka 1925 Rock Series XIII.

૧૯. મુંબાઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૬

૨૦. જુઓ ૧૭ મી ટીપમાં ઉલ્લેખેલા ગ્રંથો.

૨૧. દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ સં. ૧૯૬૪ પૃ. ૨૦–૨૧.

તેના રાષ્ટ્રીય નામ ઉપરથી જ એ દેશ સુરાષ્ટ્ર કહેવાયો હોય એમ પણ સંભવે.[22]

સુરાષ્ટ્રનો ઉલ્લેખ મહાભારત (૨-૩૧-૧૧૬૬ વગેરે)માં, કૌટિલ્યના અર્થશાસ્ત્ર (અ. ૧૧) માં, બૌધાયન ધર્મશાસ્ત્ર (૧-૨-૧૩) માં, પાતંજલ મહાભાષ્યમાં અને પાણિનીય શિક્ષા[23]માં મળે છે. રુદ્રદામા (ઇ. સ. ૧૫૦)ના ગિરનારના લેખમાં અને સુરઠરૂપે નાસિકના વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના લેખમાં સુરાષ્ટ્રનો ઉલ્લેખ મળે છે, એ ઉપર નોંધ્યું જ છે. પછી તો સ્કન્દગુપ્તના (ઈ. સ. ૪૫૬)ના ગિરનારના લેખમાં અને વલભી વંશનાં અનેક તામ્રપત્રોમાં[24] સુરાષ્ટ્રનો ઉલ્લેખ મળે છે.

સુરાષ્ટ્રનો જૂનામાં જૂનો પરદેશીએ કરેલો ઉલ્લેખ સ્ટ્રૅબો (ઇ. સ. પૂર્વે ૫૦ થી ઈ. સ. ૨૦) નો સરાસ્ટસ (Saraostus) અને પછીનો પ્લીની (ઈ. સ. ૭૭) નો ઓરેતુરા (Oratura) છે. ઇજિપ્તનો ભૂગોળશાસ્ત્રી ટૉલેમી (ઇ. સ. ૧૫૦) અને યુનાની ગ્રંથકર્તા પેરિપ્લસ (ઈ. સ. ૮૦) સુરાષ્ટ્રેને (Surastrene) કહે છે.[25] ચીનાઇ મુસાફર યુવાનચુઆંગ (ઈ. સ. ૬૦૦ થી ૬૪૫) વલભી અને સુરાષ્ટ્રનું જુદાં જુદાં રાજ્ય તરીકે વર્ણન કરે છે.[26] આમાંનું વલભી તે હાલનો ગોહિલવાડ-જિનપ્રભસૂરિ અને મેરુતુંગનો વાલાક દેશ[27] અને સુરાષ્ટ્ર તે હાલનો સોરઠ પ્રાંત એમ જ માનવું યોગ્ય છે. કાઠિયાવાડનો બાકીનો ભાગ આ બે રાજ્યોમાં વહેંચાયો હશે, પણ કેવી રીતે તે આપણે જાણતા નથી. અલબત્ત, વલભીસમય દરમીયાન મોટે ભાગે વલભી

---

૨૨. જુઓ; ઈ. એ. ૧૯૧૩ જુલાઇ અંક પૃ. ૧૨૯.

૨૩. यथा सौराष्ट्रिका नारी तक्रं इत्यभिभाषते (જુઓ; વસંત વર્ષ ૩૧ અંક ૧૨ પૃ. ૩૦૯)

૨૪. જુઓ ફ્લીટના ગુપ્ત લેખો. નં. ૧૪; ઈ. એ. ગ્રં. ૧૧ પૃ. ૩૦૯

૨૫. જુઓ. મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૬-૭. પ્લીની વગેરેની તારીખો માટે વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ત્રીજીનો આધાર લીધો છે.

૨૬. જુઓ ટિ. ૨.

૨૭. જુઓ; મું. ગે. ગ્રં. ૧ ભા. ૨ પૃ. ૭ ટિ. ૨ અને વિવિધ તીર્થકલ્પમાં શત્રુંજય કલ્પ તથા પ્ર. ચિં. નવીન સંસ્કરણ પૃ. ૧૧૫.

સુરાષ્ટ્રને તાબે હોવાનો સંભવ છે.[૨૮] અને વલભી તામ્રપત્રોમાં તો ગોહિલવાડનાં ગામોને પણ સુરાષ્ટ્ર દેશમાં આવેલાં કહ્યાં છે.

આનર્ત—રુદ્રદામાના ગિરનારના લેખમાં આનર્ત અને સુરાષ્ટ્ર એ દેશનામો પાસે પાસે મળે છે. એ બે ય દેશોને એક જ અધિકારીને તાબે વર્ણવ્યા છે તથા વલભી દાનપત્રોમાં તો વડનગરનાં આનંદપુર અને આનર્તપુર બે ય નામો મળે છે.[૨૯] એ જોતાં ઉત્તર ગુજરાતનો વડનગરની આસપાસનો પ્રદેશ ઇ. સ. ના બીજા શતકમાં આનર્ત કહેવાતો હતો એમ જણાય છે. પણ કેટલાંક પુરાણોમાં અને મહાભારતમાં પણ કુશસ્થલી જેની રાજધાની હતી, તે દેશનું નામ આનર્ત કહ્યું છે.[૩૦] મહાભારતમાં અને પુરાણોમાં અન્યત્ર દ્વારકા અને પ્રભાસ બેયને સુરાષ્ટ્રમાં ગણ્યાં છે અને સુરાષ્ટ્ર અને આનર્ત બેયનો એક સાથે ઉલ્લેખ કર્યો છે.[૩૧] એ બધા ઉપરથી રુદ્રદામાના લેખથી જૂના કાળમાં સુરાષ્ટ્ર અને મધ્ય તથા ઉત્તર ગુજરાત બેયને સાથે લઈ ને એ સમગ્ર દેશ માટે પણ આનર્ત નામ વપરાતું હશે એમ લાગે છે.[૩૨]

ઉપરના વિવેચનથી ઘણા જૂના કાળમાં સુરાષ્ટ્ર, આનર્ત અને અપરાન્ત એ ત્રણ નામથી હાલના ગુજરાતના જુદા જુદા ભાગો ઓળખાતા એમ નિશ્ચય થાય છે. (૧) અપરાન્ત તે મહીથી દક્ષિણનો કાંઠાનો પ્રદેશ (૨) સુરાષ્ટ્ર તે હાલનું કાઠિયાવાડ (૩) અને આનર્ત તે કાઠિયાવાડને સાથે લઇને મધ્ય તથા ઉત્તર ગુજરાતનો આખો પ્રદેશ પણ ખરો અને કેવળ ઉત્તર ગુજરાતનો ભાગ પણ ખરો. પુરાણોમાં આનર્ત નામ શિથિલ રીતે વપરાયું છે. પછી ઇ. સ. બીજા શતકમાં આનર્તનો જ સાબરમતીકાંઠાનો પ્રદેશ શ્વભ્ર કહેવાવા લાગ્યો અને વડનગરની આસપાસપાસનો પ્રદેશ આનર્ત દેશ. ઇ. સ. છટ્ઠા–સાતમા શતકમાં શ્વભ્રનો વપરાશ નથી દેખાતો. કાઠિયાવાડના

૨૮. મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૯૭.

૨૯. વલભી સ. ૩૩૦ અને ૩૩૭ (ઇ. સ. ૬૪૯ અને ૬૫૬)નાં અલીણા દાનપત્રો. ઈ. એ. ગ્રં. ૭ પૃ. ૭૩, ૭૭.

૩૦. વિષ્ણુ પુ. અં. ૪ અ. ૧; વાયુ પુ. અ. ૮૬ શ્લો. ૨૪.

૩૧. મ. ૩–૮૮–૮૩૪૬, ૮૩૪૯; મત્સ્ય પુ. અ. ૧૧૩ શ્લો. ૫૧, વાયુ પુ. અ. ૪૫ શ્લો. ૧૩૧.

૩૨. મું. ગે. ગ્રં. ૧ ભાગ ૧ પૃ. ૬.

બે કટકાનાં બે નામ મળે છે,—એક વલભી અને બીજું સુરાષ્ટ્ર. અપરાન્તનો મહીથી તાપી સુધીનો પ્રદેશ લાટ કહેવાવા માંડ્યો છે અને તેની દક્ષિણનો પ્રદેશ કોકણ. મધ્ય અને ઉત્તર ગુજરાતના પણ એ વખતે બે ભાગ યુવાનચુઆંગના વર્ણન ઉપરથી લાગે છે. યુવાનચુઆંગનું મોલાપો એ વડનગર, ભરુચ, કચ્છ, વલભી મહી અને માળવાની વચ્ચેનો પ્રદેશ જેના ઉપર વલભીના ધ્રુવભટ્ટનો કાકો શીલાદિત્ય રાજા હતો એમ કહે છે;[૩૩] પણ ઈ. સ. સાતમા શતકમાં હાલના ગુજરાતનો કોઈ ભાગ ગુજરાત નહોતો કહેવાતો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

ગુજરાત નામનું મૂળ—ગુજરાત શબ્દ પ્રાકૃત ગુજ્જરરટ્ટ સંસ્કૃત ગુર્જરરાષ્ટ્ર ઉપરથી નીકળ્યો છે; અને ગુર્જરોનો દેશ એવો તે શબ્દનો અર્થ થાય છે એમ પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ લખ્યું છે.[૩૪] પણ ગુજ્જરરટ્ટ કે ગુર્જરરાષ્ટ્ર જેવો શબ્દ જૂના સાહિત્યમાં કે જૂના ઉત્કીર્ણ લેખોમાં વપરાયેલો જોવામાં આવતો નથી; એટલે મહારાષ્ટ્ર, દેવરાષ્ટ્ર, સુરાષ્ટ્ર વગેરે શબ્દોના કેવળ સામ્યથી કલ્પેલો આ શબ્દ અવાસ્તવિક લાગે છે. ખરી રીતે પ્રાકૃત ગુજ્જરત્તા સંસ્કૃત ગુર્જરત્રા ઉપરથી ગુજરાત શબ્દ નીકળ્યો છે એમ આ બે ય શબ્દો જૂના સાહિત્યમાં તથા ઉત્કીર્ણ લેખોમાં મળે છે એ ઉપરથી હાલના ઘણાખરા વિદ્વાનો માને છે અને તે જ યથાર્થ લાગે છે.[૩૫] પણ ગુજરાત

---

૩૩. જુઓ; વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૨૪, ૩૨૬ ટિ. ૧ તથા તેણે જ વોટર્સ યુવાનચુઆંગ ગ્રં. ૨માં આપેલી Itinerary પૃ. ૩૪૧ તથા હિસ્ટરીમાં આપેલો હર્ષનું રાજ્ય દેખાડતો નકશો.

૩૪. મું. ગે. ગ્રં. ૧ ભા. ૧, પૃ. ૨.

૩૫. જુઓ; રાજપૂતાને કા ઇતિહાસ ખં. ૧ પૃ. ૫૬, ૧૩૧, ૧૩૨ વગેરે. પણ બીજાઓ મૂળ શબ્દ જ ગુજરાત અને એ ઉપરથી ગુજ્જરત્તા તથા ગુર્જરત્રા શબ્દો થયા હોવાનો તર્ક કરે છે. ગુજરાતી લેંગ્વેજ અને લિટરેચર ગ્રં. ૨ પૃ. ૧૯૮ થી ૨૦૧ માં શ્રી ન. ભો. દિવેટિયા કહે છે કે "સંસ્કૃત ભાષા જીવતી ભાષા હતી; એ વખતના તો કોઈ લખાણમાં ગુર્જરત્રા શબ્દ મળતા નથી. જૂનામાં જૂનો ઉલ્લેખ ઈ. સ. આઠમા શતકનો છે, એ જોતાં ગુજ્જર કે ગુજરનું ગુર્જર એ સંસ્કૃત બનાવેલું રૂપ છે અને ગુજ્જરત્તા તથા ગુર્જરત્રા એ લોકમાં એક વખત પ્રચલિત ગુજરાત શબ્દનાં બનાવટી પ્રાકૃત અને સંસ્કૃત રૂપો લાગે છે." વળી ગુજરાત શબ્દ કેમ થયો એના જવાબમાં એ વિદ્વાન ભાષાશાસ્ત્રી કહે છે કે, કાં તો ઠકરાત પેઠે દેશવાચક ગુજરાતી પ્રત્યય

ઉપરથી પ્રાકૃત ગુજ્જરત્તા અને સંસ્કૃત ગુર્જરત્રા શબ્દો થયા છે એવો પણ એક મત છે. તે ગમે તેમ હો. એ વ્યુત્પત્તિ વિષયને બાજુ ઉપર રાખી ઐતિહાસિક વિવેચનની દૃષ્ટિએ આ શબ્દોના વપરાશનું મૂળ જૂના કાળમાં શોધીએ. હાલના ગુજરાત માટે વિ. સં. ૧૫૧૨ માં રચાયેલા કાન્હડદે પ્રબંધમાં ગુજરાત નામનો પહેલો વિશ્વનીય ઉલ્લેખ મળે છે.[૩૬] અને મુસલમાનોએ આ પ્રાન્તને તાબે કર્યો તે પ્હેલાં આ પ્રાન્ત માટે ગુજરાત નામ સામાન્ય રીતે વપરાશમાં નહોતું, એમ શ્રી. ન. ભો. દિવેટિયા કહે છે.[૩૭] તે ઘણે અંશે ખરું છે; જો કે વિ. સં. ૧૫૦૦ પહેલાંના ગણાય એવા પરદેશીઓએ કરેલા ગુજરાત નામના ઉલ્લેખો એમણે જ નોંધ્યા છે,[૩૮] તે આગળ જોશું. વળી સાહિત્યમાં આ પ્રાન્ત માટે તથા પ્રાન્તીય માટે ગુર્જર નામનો ઉપયોગ આજ સુધી જોવામાં આવે છે. જુઓ 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' વગેરે દાખલા, અને જૂના કાળમાં પણ એ ગુર્જર નામનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં થયો છે એમ દેખાય છે. છતાં ક્વચિત્ ગુજરાત નામ સાથે સીધો સંબંધ રાખનાર ગુજ્જરત્તા કે ગુર્જરત્રા નામનો પ્રયોગ પણ મળી આવે છે. અને વિ. સં. ૧૫૦૦થી આગળ ભૂતકાળમાં કાળના વિપરીત ક્રમમાં ચાલીને ગુર્જર અને ગુજરત્તા કે ગુર્જરત્રાના વપરાશના પ્રાચીન સાહિત્યમાં તથા ઉત્કીર્ણ લેખોમાં મળી આવતા દાખલાઓનું સિંહાવલોકન કરી જવાથી, આ બાબતની વસ્તુસ્થિતિનો સારો ખ્યાલ આવી શકશે.,

કાન્હડદેએ જ જેમ 'ગૂજરાતિ' નામ વાપર્યું છે, તેમ અન્યત્ર 'ગૂજરધરા' પણ વાપરેલ છે.[૩૯] વળી વિ. સં. ૧૫૦૯ ની વૈરાટનગરમાં આવેલા જિનાલયની પ્રશસ્તિમાં અને વિ. સં. ૧૪૯૬ ની રાણકપુરના

---

આત લાગીને કે વકાલત, વગેરે પેઠે અરબ્બી અત પ્રત્યય લાગીને અથવા બહુવચનનો અરબ્બી આત પ્રત્યય લાગીને થયો હોય.

૩૬. ગૂજરાતીનું ભોજન કરું (કા. પ્ર. ૧–૫) ગૂજરાતી તે કહીઈ કિસી (કા. પ્ર. ૧–૨૨)

૩૭. ગુજરાતી લેંગ્વેજ અને લિટરેચર ગ્રં. ૨ પૃ. ૧૯૩.

૩૮. એજન પૃ. ૧૯૬.

૩૯. તિણિઅવસરિ ગૂજરધર રાય (કા. પ્ર. ૧૩)

મંદિરની પ્રશસ્તિમાં ગૂર્જરત્રા નામનો ઉપયોગ મળે છે.[૪૦] જ્યારે જૂની ગુજરાતીમાં ગુજરાત નામ વપરાશમાં આવી ગયું હતું, ત્યારે પણ સંસ્કૃતમાં પ્રશસ્તિ લખનાર ગૂર્જરત્રા વાપરે છે; તેનો અર્થ એટલો જ થાય કે, ગુજરાતનું સંસ્કૃત ગૂર્જરત્રા (અને પ્રા. ગુજ્જરત્તા) જેમ સુલતાનનું સૂરત્રાણ.[૪૧]

ઉપરના જ સમયનો ગણાતો એક બીજો દાખલો જોઈએ. વસ્તુપાલ–તેજપાલ રાસ નામના એક રાસમાંથી સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈએ થોડો ઉતારો કર્યો છે,[૪૨] જેમાં સ્પષ્ટ ગુજરાત નામ છે:–

"ભરતક્ષેત્ર ધૂરિ ગુજરાત અનહિલપુર વાસો" આ રાસાના કર્તાનું નામ એમને મળ્યું નહોતું અને રાસામાં વસ્તુપાલ–તેજપાલને બદલે વસ્તિગ અને તેજિગ નામો આપેલાં હોવાથી એ રાસો જૂનો છે એમ એમણે લખ્યું છે. આ બાબત ઉપર કેટલીક ચર્ચા કરીને એ રાસો ૧૫ મા શતકથી જૂનો ન હોવો જોઇએ એવો શ્રી. ન. ભો. દિવેટિયાએ નિર્ણય આપ્યો છે; અને ગુજરાત નામનો આપણા સાહિત્યમાં મળેલો જૂનામાં જૂનો ઉલ્લેખ આ છે એમ એમણે કહ્યું છે.[૪૩] પણ જૈન સાહિત્ય સંશોધકમાં ઉપરના વચનવાળા વસ્તુપાળ–તેજપાળના રાસાના કર્તાનું નામ લક્ષ્મીસાગરસૂરિ આપ્યું છે. જો કે એ નામના બે આચાર્યોમાંથી કોણે આ રાસો લખ્યો છે, એ નિશ્ચિત કરી શકાય એમ નથી એમ નોંધેલું છે.[૪૪]

હવે આગળ ચાલીએ–કાન્હડદે પ્રબંધના કર્તા પદ્મનાભ પહેલાં લગભગ સો વર્ષ થઈ ગયેલા રાજશેખરસૂરિએ વિ. સં. ૧૪૦૫ માં રચેલા ચતુર્વિંશતિ પ્રબંધમાં અનેક સ્થળે ગૂર્જરધર, ગૂર્જરદેશ, ગૂર્જરમંડલ, ગૂર્જરનૃપતિ[૪૫] ઇત્યાદિ અનેકરૂપે ગુર્જર નામ વાપર્યું છે. પણ તેણે જ

૪૦. પ્રાચીન જૈન લેખસંગ્રહ લેખાંક ૩૭૯ તથા ૩૦૭

૪૧. જુઓ એ જ લેખાંક ૩૦૭. બીજા પણ અનેક લેખોમાં સુલતાનના અર્થમાં સુરત્રાણનો પ્રયોગ મળે છે.

૪૨. પાટણના ભંડારો અને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય નામનો સુરતની સા. પ. ના રિપોર્ટમાં છપાયેલો નિબંધ પૃ. ૩૨

૪૩. ગુજરાતી લેંગ્વેજ અને લિટરેચર ગ્રં. ૨ પૃ. ૧૯૩

૪૪. જુઓ; જૈ. સા. સં. ખં. ૩ અં. ૧ પૃ. ૧૦૬ તથા ૧૧૨

૪૫. જુઓ; ચ. પ્ર. પૃ. ૧૩, ૧૫, ૧૬, ૫૫, ૪૩, ૧૦૩ વગેરે.

એક સ્થળે गुजरातेतिख्यातदेशं એ રીતે ગુજરાત નામ વાપર્યું છે, એમ ઓરિએન્ટલ કૉલેજ, લાહોરના પં. શિવદત્તે નૈષધીયચરિતની પ્રસ્તાવનામાં નોંધ્યું છે, અને તે શ્રી. ન. ભો. દિવેટિયાએ કૌંસ મૂકીને ઉતાર્યું છે;[૪૬] પણ પ્રબન્ધકોશમાં હરિહર પ્રબંધમાં એ વચન જોવામાં આવતું નથી. તેમાં તો ગુર્જરધરા શબ્દ છે[૪૭] એટલે પં. શિવદત્તજીની કાંઈક શરતચૂક થઈ લાગે છે.

વિ. સં. ૧૩૭૧માં રચાયેલા સમરારાસુમાં સ્પષ્ટ ગુજરાત નામ છે;[૪૮]...एसमरु आविउ गुजरात આ સમય પહેલાં થોડા વખત ઉપર થઈ ગયેલા પરદેશી મુસાફર માર્કોપોલો (ઇ. સ. ૧૨૫૪ થી ૧૩૨૪) એ ગુજરાત નામ વાપર્યું છે, એમ સર જ્યોર્જ ગ્રીઅર્સને નોંધ્યું છે.[૪૯]

આ દાખલાઓ જોતાં ગુજરાત નામનો જૂનામાં જૂનો ઉલ્લેખ વસ્તુપાલ–તેજપાલ રાસાનો નહિ પણ, સમરારાસોનો માનવો પડશે; અને પરદેશી મુસાફર પણ ગુજરાત નામ વાપરે છે એ જોતાં વિક્રમના ૧૪મા શતકની પાછલી અર્ધશતાબ્દી સુધી ગુજરાત નામ સામાન્ય રીતે વપરાતું હશે એમ માનવામાં વાંધો નથી. તે પ્હેલાં સાહિત્યમાં તો પ્રા. ગુજ્જરત્તા અને સં. ગુર્જરત્રા વપરાતાં દેખાય છે; ગુજરાત નહિ.

વિ. સં. ૧૩૯૩ માં રચાયેલા નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં ગૂર્જરાત્રા નામ મળે છે. ત્યાં કર્ણને ગૂર્જરાત્રાનો રાજા કહ્યો છે.[૫૦] આ પ્રબંધમાં સુલતાન અલાઉદ્દીનને સુરત્રાણ કહેલ છે, એ પણ ધ્યાનમાં રાખવાનું છે. અન્યત્ર એ જ પ્રબંધમાં ગૂર્જરધરા નામ પણ મળે છે.[૫૧]

---

૪૬. જુઓ; ગુજરાતી લેંગ્વેજ અને લિટરેચર ગ્રં. ૨ પૃ. ૧૯૭

૪૭. જુઓ; ચતુર્વિંશતિ પ્રબંધની ફાર્બસ સભાએ પ્રકાશિત રા. રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા સંપાદિત આવૃત્તિમાં હરિહર પ્રબંધ.

૪૮. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ પૃ. ૩૭ દ્વાદશીભાષા ૪

૪૯. જુઓ; ગુજરાતી લેંગ્વેજ અને લિટરેચર ગ્રં. ૨ પૃ. ૨૨ અને L. S. I. Vol IX part 2 p. 333.

૫૦. गूर्जरात्राधिपः कर्णस्तूर्णं यस्य प्रतापतः ।
नष्ट्वा गतो विदेशेषु श्रान्तश्चाथो रंकवन्मृतः ॥
પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૨૭૨.

૫૧. એજન પૃ. ૨૭૫.

આ જ શતકના ના. પ્ર. પહેલાં લખાયેલા તીર્થકલ્પાંતર્ગત સત્યપુર કલ્પમાં ઉપરનો જ—ગુજરાત ઉપરની સુલતાન અલાઉદ્દીને પોતાના ભાઈ ઉલુઘખાનની સરદારી નીચે મોકલેલી ચડાઇનો-પ્રસંગ વર્ણવતાં ગુજરાત માટે ગુજ્જરધરા નામ વાપર્યું છે. જૂની ગૂજરાતી કે અંતિમ અપભ્રંશમાં લખાયેલી પ્રસ્તુત કંડિકામાં અલાઉદ્દીનને સુરતાણ કહેલ છે.[૫૨] આ તીર્થકલ્પ ગ્રંથ સં. ૧૩૫૧ થી ૧૩૮૯ સુધીમાં લખાયો છે, પણ ઉપરનું વચન ૧૩૫૬ પછીનું છે.

વિ. સં. ૧૩૬૩ ના કચ્છૂલી રાસામાં ગૂજરધર નામ છે.[૫૩] એ જ સમયના સં. ૧૩૬૧ માં લખાયેલ પ્ર. ચિં. માં અને સં. ૧૩૩૪ માં લખાયેલા પ્રભાવક ચરિતમાં અનેક સ્થળે ગૂર્જરધરિત્રી, ગૂર્જરદેશ ગૂર્જરપ્રધાન, ગૂર્જરધૂર્ત, ગૂર્જરાશ્વવાર વગેરે અનેકરૂપે ગૂર્જર નામ મળે છે.[૫૪] તથા વિ. સં. ૧૩૩૩ ના વાઘેલા સારંગદેવના આમરણમાંથી મળેલા લેખમાં ગૂર્જરધરિત્રી નામ છે. (જુઓ; પુરાતત્ત્વ, વર્ષ ૧ પૃ. ૩૭)

વિ. સં. ના તેરમા શતકની છેલ્લી પચ્ચીસીમાં મોટેભાગે મંત્રી વસ્તુપાલ-તેજપાલના આશ્રિત લેખકોને હાથે અનેક ગ્રંથો લખાયા છે. અને એ જ અરસામાં—વિ. સં. ૧૨૮૮ ના તથા બીજા ઉત્કીર્ણ લેખોમાં સર્વત્ર ગુર્જર, ગુર્જરેશ્વર મંડળ, ગુર્જરેન્દ્ર, ગુજ્જર કે ગુર્જર-ધરા, ગુર્જર—રાગો, ગુજ્જર કે ગુર્જરદેશ, ગુર્જરમહી ઇત્યાદિ જેવાં નામોનો વપરાશ મુખ્યત્વે જોવામાં આવે છે અને એ વપરાશ એટલો સામાન્ય છે કે, વિગતવાર દાખલાઓ નોંધીને વિસ્તાર કરવાની જરૂર નથી.[૫૫] પણ એ સૈકામાં ગુજ્જરત્તા કે ગુર્જરત્રાનો ઉપયોગ મળે છે કે

---

૫૨. એજન પૃ. ૨૬૬.

૫૩. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ પૃ. ૬૨.

૫૪. જુઓ; પ્ર. ચિં., ફા. સભાવાળું ન. સ. પૃ. ૧૮, ૨૧, ૭૫, ૧૧૭, ૧૨૦ તથા પ્રભાવક ચરિત હે. સૂ. પ્ર. શ્લો. ૫, ૭૯ વગેરે.

૫૫. જુઓ; (૧) પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ પૃ. ૧, ૨, ૪, (૨) હમ્મીર મદમર્દન (ગા. ઓ. સી.) પૃ. ૧૪, ૧૫, (૩) સુકૃત સંકીર્તન પૃ. ૮૮ શ્લો. ૨૫. (૪) કીર્તિકૌમુદી સ. ૨ શ્લો. ૨, ૯૨, ૯૩ વગેરે (૫) સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૮ (૬) ગિરનારના લેખો—પ્રાચીન જૈન લેખસંગ્રહ—લેખાંક ૩૮ (૭) કીર્તિકૌમુદી વગેરેનો કર્તા પોતાને ગુર્જરેશ્વર પુરોહિત કહે છે.

નહિ એ શોધવાની જરૂર ખરી; સુભાગ્યે વિ. સં. ૧૨૯૫ માં સુમતિગણીએ રચેલ ગણધર સાર્ધશતક બૃહદ્‌વૃત્તિમાં શ્રી. જિનવલ્લભસૂરિના ચરિત્રવર્ણનના પ્રસંગમાં ગુર્જરત્રામંડળ નામ હાલના ગુજરાત માટે જ વપરાયેલું જોવામાં આવે છે.[૫૬] અને વિ. સં. ૧૨૭૩ ની શ્રીધરની દેવપત્તન પ્રશસ્તિમાં પણ ગૂર્જરાત્રા નામ મળે છે.[૫૭]

ઉપરના બંને ઉલ્લેખોથી જૂનો ઉલ્લેખ નીચેનો છે. જિનપતિસૂરિના પ્રબોધોદય વાદસ્થલ નામના ગ્રંથમાં ગ્રન્થના આરમ્ભમાં તથા અંતમાં ગુર્જરત્રાના આવેલા આશાપલ્લીપુરનો ઉલ્લેખ છે. આ જિનપતિસૂરિનો સમય ખ. પટ્ટાવલી ઉપરથી સં. ૧૨૧૦ થી ૧૨૭૭ સુધીનો માન્યો છે.[૫૮]

ઉપરના ત્રણે ય ઉલ્લેખો વિક્રમના તેરમા શતકના છે; પણ નીચેના જિનદત્તસૂરિના ગણધર સાર્ધશતકનો ઉલ્લેખ વિક્રમના બારમા શતકનો ગણવો પડશે; કારણ કે જિનદત્તસૂરિનો સમય વિ. સં. ૧૧૩૨ થી ૧૨૧૧ નો મનાય છે. આ ઉલ્લેખ નીચે પ્રમાણે છે.[૫૯]

परिहरिय गुरुक्कमागय वरवत्ताएवि गुज्जताए ।
वसहि निवासो जिहिं फुडीकओ गुज्जरत्ताए ॥

વિક્રમના તેરમા શતકની છેલ્લી પચ્ચીસીમાં ગુજરાતના ગુર્જર નામના અનેક ઉલ્લેખો મળે છે એ તો ઉપર નોંધ્યું છે, અને એ જ શતકમાં પાછળ ચાલતાં પણ વિ. સં. ૧૨૪૧ માં લખાયેલા કુમારપાલ પ્રતિબોધમાં અને વિ. સં. ૧૨૨૯ થી ૩૨ વચ્ચે લખાએલા 'મોહ પરાજય નાટક' માં અનેક સ્થળે[૬૦] ગુજ્જર કે ગુર્જરનામ મળે છે.

---

૫૬. જુઓ; અપભ્રંશ કાવ્યત્રયી (ગા. ઓ. સી.)ની ભૂમિકા પૃ; ૧૯ માં કરેલો ગ. સા. શ. બૃ. વૃ. માંથી ઉતારો.

૫૭. એ. ઈ. ગ્રં. ૨ પૃ. ૪૪૫.

૫૮. જુઓ; જેસલમીર ભાંડાગારીય ગ્રન્થસૂચી પૃ. ૬૦ તથા તે ઉપર ટિ. ૨, ૩.

૫૯. परिहृतगुरूक्रमागतवरवार्तायामपि ।
बसतिनिवासो यैः स्फुटीकृतो गूर्जरत्रायाम् ॥
અપભ્રંશ કાવ્યત્રયી પૃ. ૯૬

૬૦. नरुओ गुज्जरदेसो, (कु. प्र. માં અણહિલપુર વર્ણન) તથા મોહપરાજયમાં ગુજ્જરધરાધીશ (પૃ. ૪૩), ગુજ્જરનરિંદ પૃ. ૯૧, ગૂર્જરપતિ પૃ. ૧૬ વગેરે.

વળી વિ. સં. ૧૨૨૫ ની તથા ૧૨૨૧ સોમનાથની તથા જાબાલિપુરની પ્રશસ્તિઓમાં કુમારપાલને ગુર્જર મંડલના રાજા–ગુર્જરધરાધીશ કહ્યો છે.[૬૧] આ રીતે તેરમા શતકમાં ગુર્જર અને ગુજરત્તા કે ગુર્જરત્તા બે ય નામો મળે છે. પણ એથી પાછળ બારમા શતકમાં જતાં ગુર્જર નામ પણ વિરલ દેખાય છે. અને ગુર્જરત્તાનો તો ઉપર એક ઉલ્લેખ નોંધ્યો છે તે જ મારા ધ્યાનમાં છે. એટલે ગુર્જર નામના બારમા શતકના ઉલ્લેખો જે મળી શકે છે તે નોંધવાથી ગુર્જર નામના પ્રચારની પણ સીમા મળી આવશે.

બારમા શતકમાં પેસતાં જ વિ. સં. ૧૧૯૬ ના સિદ્ધરાજ જયસિંહના દોહદના લેખમાં મળેલો ગુર્જરમંડલ શબ્દ દેખાય છે. આ લેખમાં સિદ્ધરાજને ગુર્જરમંડલમાં રાજા કહ્યો છે.[૬૨] એથી આગળ વિ. સં. ૧૧૬૩ માં લખાયેલા પ્રવાસ કૃત્ય નામના જૈનગ્રંથની પુષ્પિકામાં ગ્રન્થકર્તા કહે છે કે, પોતે ગુર્જરમંડલમાં ખંભાતમાં આ ગ્રન્થ લખ્યો છે.[૬૩] આથી જૂના કાળના કહેવાય એવા બે ઉલ્લેખો જ મારા ધ્યાનમાં છે (૧) વિ. સં. ૧૧૩૭ થી ૧૧૪૪ વચ્ચે લખાયેલા વિક્રમાંકદેવ ચરિતમાં કાશ્મીરનો કવિ બિલ્હણ ગુજરાત દેશના લોકોના અર્થમાં ગુર્જર શબ્દ વાપરે છે.[૬૪]

બિલ્હણનો આ ઉલ્લેખ " ગુર્જર લોકોના પરિચયથી જે સંતાપ થયો તે સોમનાથના દર્શનથી દૂર થયો " એ રીતે સોમનાથના ઉલ્લેખ સાથે હોવાથી હાલના ગુજરાત વિષે છે એ નિઃસંદેહ છે. ઉપરના બારમા શતકના જે બીજા ઉલ્લેખો છે, તે પણ રાજાના કે સ્થળના નિર્દેશથી હાલના ગુજરાતને ઉદ્દેશીને જ છે. પણ હવે જે ઉલ્લેખો નોંધવાના છે તે કાંઈક સંદિગ્ધ ગણાય એવા છે.

---

૬૧. ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત લેખો પૃ. ૧૮૪ તથા વીસેના ઓ. જ. ગ્રં. ૩ પૃ. ૯ તથા ૧૨૨૧ના લેખ માટે, પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખાંક ૩૫૨

૬૨. ઇ. એ. ગ્રં. ૧૦ પૃ. ૧૫૯.

૬૩. Notices of Sk. Mss. Rajendra Lall Mitra Vol. 11 p. 113–4 તથા જર્નલ ઓફ ધ બો. બ્રે. રૉ. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૬.

૬૪. વિ. ચ. સ. ૧૮ શ્લો. ૯૭. વિ. ચ. રચાયાનો સમય બુલ્હર પેઠે હું પણ વિ. સં. ૧૧૪૪ માનું છું. શ્રી. રા. ચુ. મોદીના મતથી આ બાબતમાં જુદા પડવાનાં કારણો મેં અન્યત્ર દર્શાવ્યાં છે. જુઓ ઉપર પૃ. ૯૪

(૧) ગુજરાતના રાજા ભીમ પહેલાના અને માળવાના ભોજના સમકાલીન ડાહલના કર્ણ (વિ સં. ૧૦૯૮ થી ૧૧૫૪)ના કર્ણબેલના લેખમાં ચોડ, હૂણ, ગૌડ, ગુર્જર અને કીરના રાજાઓ તેની સેવામાં રહેતા એમ લખ્યું છે.[૬૫]

(૨) વિ. સં. ૧૦૬૦-૬૫ થી ૧૧૧૨ સુધી માળવાનું રાજ્ય કરનાર રાજા ભોજે સરસ્વતી કંઠાભરણમાં "પોતાની અપભ્રંશ ભાષાથી ગુર્જરો સંતોષ પામે છે" એ રીતે ગુર્જરનો ઉલ્લેખ કર્યો છે.[૬૬]

(૩) વિ. સં. ૧૦૫૩ ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના હસ્તિકુંડીના લેખમાં ગૂર્જરેશનો ઉલ્લેખ છે. (શ્લો. ૧૦)[૬૭]

(૪) અને બુંદેલખંડના ચંદેલ રાજા યશોવર્મા (વિ. સં. ૯૮૧ થી ૧૦૦૬) એ "ગૌડ, ખસ, કોશલ, કાશ્મીર, મિથિલા, માળવા, ચેદી, કુરૂ અને ગુર્જર સામે સફળ યુદ્ધ કરેલાં", એવું વિ. સં. ૧૦૧૧ ના ખજુરાહોના લેખમાં લખ્યું છે.[૬૮]

પણ અહીં અટકવું પડશે. ઉપરના ચારે ય ઉલ્લેખો હાલના ગુજરાત વિષે જ છે એવો ખાસ પુરાવો એમાં નથી; પણ હસ્તિકુંડીના લેખમાં મુંજે ગુર્જરેશને ભગાડ્યો એમ દશમા શ્લોકમાં કહ્યું છે અને તેની પછીના બારમા શ્લોકમાં મૂલરાજ રાજાએ ધરણીવરાહને ઉખેડી નાખ્યો એમ કહ્યું છે. હવે જો ગુર્જરેશને ભગાડનાર મુંજ એ માળવાનો મુંજ (વિ. સં. ૧૦૩૧ થી ૧૦૫૧) હોય અને મૂળરાજ તે ગુજરાતનો પહેલો સોલંકી રાજા જ હોય, તો એ લેખમાંનો ગુર્જરેશ તે પણ હાલના ગુજરાતનો પહેલો સોલંકી રાજા મૂળરાજ હોવો જોઇએ, એમ પુરાતત્ત્વવેત્તા પ્રો. કિલહોર્ન વગેરે માને છે; તે હસ્તિકુંડીના આ લેખના બધા ઉલ્લેખોનો પરસ્પર સંબંધ જોતાં યથાર્થ લાગે છે.[૬૯] અને મારા મત પ્રમાણે મુંજના અનુયાયી ભોજનો ઉપર આપેલો

---

૬૫. જુઓ; ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૪૬.

૬૬. **अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येम गुर्जराः ।**

જુઓ; ગુજરાતી લેંગ્વેજ અને લીટરેચર ગ્રં. ૨ પૃ. ૫.

૬૭. એ. ઈ. ગ્રં. ૧૦ પૃ. ૧૭ થી ૨૦.

૬૮. એ. ઈ. ગ્ર. ૧ પૃ. ૧૨૨; ડફની ક્રોનોલોજી પૃ. ૯૭.

૬૯. જુઓ; પ્રાચીન જૈન લેખસંગ્રહ લેખાંક ૩૧૮ તથા તેનું ગુજરાતી અવલોકન પૃ. ૨૦૧.

ઉલ્લેખ તથા તેથી કાંઇક પાછળના સમકાલીન કર્ણનો ઉલ્લેખ પણ, વર્તમાન ગુજરાત વિષે છે એમ માનવામાં વાંધો લાગતો નથી. ફક્ત ખજુરાહોના લેખનો ઉલ્લેખ સંદિગ્ધ છે. યશોવર્માના અંત વખતે હજી ગુજરાતનું સોલંકી રાજ્ય સ્થપાયાને આઠેક વર્ષ જ થયાં હતાં. એ બિલકુલ જોરમાં આવ્યું ન હતું, એટલું જ નહિ પણ કદાચ મૂળરાજ વિ. સં. ૯૯૮માં ગાદીએ બેઠો તે પહેલાંના બનાવનો ખજુરાહોના લેખમાં ઉલ્લેખ હોય. આ ઉલ્લેખને સંદિગ્ધ માનવા માટે બીજાં પણ કારણો છે. અલબિરુની (ઇ. સ. ૯૭૦થી ૧૦૩૧–વિ. સં. ૧૦૨૬થી ૧૦૮૭) એ કનોજની દક્ષિણ પૂર્વે ગુજરાત આવ્યો છે.[૭૦] તેની રાજધાની બઝાન ઉર્ફે નારાયણ શહેર છે, અને એ શહેર જયપુરથી બહુ દૂર નથી[૭૧] એમ કહ્યું છે. પણ આ ઉપરથી અલબિરુનીના વખતમાં હાલનો ગુજરાત દેશ ગુર્જરદેશ નહોતો કહેવાતો એવું સિદ્ધ થતું નથી. બે જુદાં જુદાં સ્થળોનું એક નામ હોઇ શકે. અત્યારે પણ એક જ નામવાળાં એક કરતાં વધારે સ્થળો હોવાના ઘણા દાખલા મળે છે, પણ અહીં તો વાત એવી છે કે, વિ. સં. ૧૦૦૦ પહેલાં હાલનું ગુજરાત, ગુજરાત–ગુજ્જરત્તા, ગુર્જરત્રા કે ગુર્જર દેશ જેવા નામથી ઓળખાતું નહોતું; એટલુંજ નહિ પણ ભારતનો કોઈ બીજો ભાગ જ ગુર્જર દેશ કહેવાતો હતો એમ માનવું પડે એવા પુરાવા છે.

પહેલું તો આ લેખની શરૂઆતમાં નોંધ્યું છે તેમ વિ. સં. ના દશમા શતકમાં લાટ અને મધ્ય ગુજરાત બે ય માટે લાટ દેશ કે લાટમંડળ એ નામ વપરાતું હતું એવું અમુક ઉત્કીર્ણ લેખોથી દેખાય છે. દા. ત. રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ચોથાના વિ. સં. ૯૮૭ (શક સં. ૮૫૨)ના ખંભાતના દાનપત્રમાં ખેડા જિલ્લા (ખેટક મંડલ)ને લાટદેશાન્તર્ગત કહેલ છે.[૭૨] અને કનોજના રાજા ભોજદેવના ગ્વાલિયરના લેખમાં રામચંદ્ર (વિ. સં. ૮૮૫થી ૯૦૦)ના અલ્લ નામના એક કોટવાલના દાદાને લાટ દેશના તિલક આનન્દપુર (વડનગર) વિનિર્ગત

૭૦. અલબિરુની ગુઝરાત નામ વાપરે છે એ ખાસ જોવાનું છે.

૭૧. સચાઉનું અલબિરુની ગ્રં. ૧ પૃ. ૨૦૨. મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૫૨૦., જ. બો. બ્રં. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૯

૭૨. એ. ઈ. ગ્રં. ૭ પૃ. ૪૦.

કહ્યો છે.[૭૩] મતલબ કે, વિ. સં.ના નવમા શતકની છેલ્લી દશીમાં તથા દશમા શતકમાં છેક મહીથી વડનગર સુધીનો પ્રદેશ લાટદેશ કહેવાતો હતો. આ પ્રદેશનું જૂનું નામ આનર્ત હતું એ આપણે મહાભારત અને પુરાણો ઉપરથી તથા વલભી તામ્રપત્રોમાં વડનગરને આનર્તપુર કહેલ છે એ ઉપરથી નક્કી કર્યું છે. ત્યારે આ લાટ નામ કયાંથી આવ્યું? ભરુચના પ્રાચીન ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં એમ દેખાય છે કે ભરુચના ગુર્જરોનું રાજ્ય લગભગ વિ. સં. ૭૯૩માં ખલાસ થયું; પછી ભિનમાળના ગુર્જરો અને દક્ષિણના રાષ્ટ્રકૂટો વચ્ચે હરીફાઇ શરૂ થઈ. હવે વિ. સં. ૮૧૩માં ભરુચમાં ગુર્જર નાગાવલોકના સામન્ત ચોહાણ ભર્તૃવૃદ્ધનું રાજ્ય હતું[૭૪].

પણ એ અરસામાં જ સુરત જિલ્લાના આન્ત્રોલી છારોલીમાંથી રાષ્ટ્રકૂટ કર્કનું વિ. સં. ૮૦૩ (શક સં. ૬૬૯)નું દાનપત્ર મળ્યું છે. વળી દન્તીદુર્ગે લાટ દેશને તાબે કર્યો હતો એમ તેના તામ્રપત્રથી તથા એલાપુરની ગુફાના વિ. સં. ૮૦૬ના શિલાલેખથી જણાય છે. અને મહીના તથા નર્મદાના કાંઠાને જીતીને દન્તીદુર્ગે પોતાની મા પાસે ખેડા જિલ્લાના માતર તાલુકાનાં ગામોને દાનમાં અપાવ્યાં છે.[૭૫] મતલબ કે, ચોહાણ ભર્તૃવૃદ્ધ રાષ્ટ્રકૂટના જોર વખતે તેને નમી ગયો હશે અને ગુર્જરો (નાગાવલોક વગેરે)નું જોર થતાં તેને નમી જતો હશે. પણ છેવટ રાષ્ટ્રકૂટો ફાવ્યા અને લગભગ વિ. સં. ૮૬૫ (શક સં. ૭૩૦)માં ગોવિન્દ ત્રીજાએ પોતાના ભાઇ ઇન્દ્રને લાટદેશનું રાજ્ય આપ્યું અને ત્યારથી ઇન્દ્ર લાટેશ્વર કહેવાવા લાગ્યો અને એના તાબાનો દક્ષિણ ગુજરાત લાટેશ્વરમંડલ[૭૬]. ધીમે ધીમે રાષ્ટ્રકૂટ લાટેશ્વરના તાબાનો મુલક હોવાના કારણથી મૂળ લાટ સાથે

૭૩. એ. ઈ. ગ્રં. ૧ પૃ. ૧૫૯. જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૧૩, ૪૧૪.

૭૪. જુઓ; હાંસોટનું તામ્રપત્ર સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ અથવા એ. ઈ. ગ્રં. ૧૨ પૃ. ૨૦૨–૩.

૭૫. મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૧–૧૨૨.

૭૬. જુઓ; મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૪ તથા ટિ. ૧ તામ્રપત્રોમાં **तद्दत्त लाटेश्वरमण्डलस्य** એવા શબ્દો છે. જુઓ; ઈ. એ. ગ્રં. ૧૨ પૃ, ૧૬૨. પ્રા. લે. મા. ભા. ૩ લેખાંક ૧૨૧.

છેક વડનગર સુધીનો મધ્ય ગુજરાત પણ લાટદેશ કહેવાવા લાગ્યો. પણ ઉપર કહેલા ભિન્નમાલના નાગાવલોકના વંશજ કનોજના પ્રતિહાર રાજા ભોજદેવે (વિ. સં. ૯૦૦ થી ૯૩૮) રાષ્ટ્રકૂટો પાસેથી મધ્ય ગુજરાત, સોરઠ સુધ્ધાં પડાવી લીધો હોય એમ લાગે છે. કારણ કે, ભોજદેવનો એક શિલાલેખ કાઠિયાવાડમાંથી મળ્યો છે.[૭૭] વળી આ રાજા ભોજની જ ગ્વાલિયરની પ્રશસ્તિમાં તેણે બળથી તાબે કરેલા દેશોમાં આનર્તનું પણ નામ છે.[૭૮] આ બધું જોતાં વિ. સં. ના નવમા શતકમાં મધ્ય ગુજરાતનું જૂનું નામ આનર્ત અને સાથે નવું નામ લાટ બન્ને પ્રચારમાં હોય અને ગુજરાત નામ પ્રચારમાં ન હોય એમ જણાય છે. પણ એથી વધારે ચોક્કસ નિર્ણય નીચેના ઉત્કીર્ણ લેખોથી થાય છે. વિ. સં. ૯૦૦ના કનોજના પ્રતિહાર રાજા ભોજના દૌલતપુરાના તામ્રપત્રમાં[૭૯] **गूर्जरत्राभूमौ डेंडवानकविषयसम्बद्धसिवाग्रामाग्रहारे** એ રીતે અને વિ. સં. નવમી શતાબ્દિના કાલંજરથી મળેલા[૮૦] તારીખ વગરના એક શિલાલેખમાં **श्रीमद् गुर्जरत्रामण्डलान्तःपातिमंगलानक विनिर्गत** એ રીતે શબ્દો છે, અને મંડોરના પ્રતિહાર રાજા કક્કુકના ઘટિયાલા ગામમાંથી મળેલા વિ. સં. ૯૧૮ના સંસ્કૃત શિલાલેખમાં ગુર્જરત્રા અને ત્યાંથી જ મળેલાં પ્રાકૃત લેખમાં ગુજરત્તા નામ મરૂવાડ, તમણી વગેરે દેશ નામો સાથે મળે છે.[૮૧] હવે આ લેખોમાંનો ડિડવાના વિષય તે જોધપુર રાજ્યના ઉત્તર પૂર્વભાગમાં આવેલો ડિડવાના જિલ્લો અને સીવાગ્રામ તે ડિડવાનાથી સાત માઇલ દૂર આવેલું સેવાગામ અને મંગલાનક તે જોધપુર રાજ્યના ઉત્તરવિભાગનું ડિડવાના નજીક આવેલું મંગલાના છે.[૮૨] આ રીતે એક જ સમયના–વિ. સં. ૯૦૦ની આસપાસના

---

૭૭. "નાગરીપ્રચારિણી પત્રિકા" ન. સં. ભા. ૯ અં. ૩ પૃ. ૩૨૫.

૭૮. જુઓ; રિપોર્ટ ઓફ્ ધી. આ. સ. ઓફ્ ઇન્ડિયા ઈ. સ. ૧૯૦૩–૪ પૃ. ૨૮૧ લો. ૧૧ તથા ના. પ્ર. પ. ન. સં. ભા. ૯ અં. ૩ પૃ. ૩૨૩.

૭૯. એ. ઇ. ગ્રં. ૫ પૃ. ૨૧૧.

૮૦. જુઓ; એજન પૃ. ૨૧૦ ટિ. ૩.

૮૧. જ. રો. એ. સો. ઇ. સ. ૧૮૯૫ પૃ. ૫૧૭, ના. પ્ર. પ. ન. સં. ભા. ૯ પૃ. ૩૦૮ ની ટિ.

૮૨. જુઓ; પ. ગૌ. હી. ઓઝાના "રાજપૂતાને કા ઇતિહાસ" પ્ર. ખં. પૃ. ૧૩૧, ૧૩૨.

કનોજના રાજાઓના જ લેખો મધ્ય ગુજરાતને લાટ કે આનર્ત કહે છે, અને હાલના જોધપુર રાજ્યમાં આવેલા અમુક પ્રદેશને ગુર્જરત્રા કહે છે; એ ઉપરથી વિ. સં. ના નવમા–દશમા શતકમાં હાલનો મધ્ય ગુજરાતનો પ્રદેશ ગુજરાતના નામથી નહોતો ઓળખાતો એમ સિદ્ધ થાય છે.[૮૩]

વિ. સં.ના અગિયારમા શતકના મધ્યથી ગુજરાત માટે ગુર્જરદેશ જેવા નામના અને બારમા શતકથી ગુજ્જરત્તા કે ગુર્જરત્રા જેવા નામના પણ વપરાશના પુરાવા મળે છે. ગુજ્જરત્તા કે ગુર્જરત્રા નામ વિ. સં. નવમા–દશમા શતકમાં પ્રચલિત હતું, એટલું તો ઊપરના ડિડવાના વગેરેના લેખોની સિદ્ધ થાય છે જ અને હાલમાં અપભ્રંશ ભાષાના ઘણા ગ્રન્થો મળી આવ્યા છે તો એ ગ્રન્થોનું બારીકીથી અવલોકન કરવામાં આવતાં અગિયારમા શતકનો પણ ગુજ્જરત્તા કે ગુર્જરત્રા નામનો ઉલ્લેખ મળી આવે એવો સંભવ છે. પણ એકાદ વચલા શતકનો ઉલ્લેખ ન મળી આવે તેથી સામાન્ય નિર્ણયને ખાસ બાધ આવતો નથી અને હાલના ગુજરાત માટે વપરાયેલા ગુજરાત, ગુજ્જરત્તા, ગુર્જરત્રા અને ગુર્જરદેશ નામોના પૂર્વકાલીન ઉલ્લેખોનો અત્યાર સુધી આપણે જે અભ્યાસ કર્યો, તે ઉપરથી એટલું ચોક્કસ નક્કી થાય છે કે, વિ. સં.ના દશમા શતક સુધી હાલના મધ્ય ગુજરાત માટે ગુજરાત કે એને મળતું ગુર્જરત્રા કે ગુર્જરદેશ જેવું નામ પ્રચારમાં નહોતું આવ્યું.

હવે ગુર્જરદેશ કે ગુર્જરત્રા–ગુજરાત જેવાં નામો શા માટે પડયાં? પહેલાં કયા પ્રદેશ માટે એ નામો વપરાતાં અને પહેલાં બીજા પ્રદેશનાં નામો હતાં તે પાછળથી હાલના ગુજરાતને કેવી રીતે મળ્યાં એ વિષયની ચર્ચા જુદા લેખમાં કરવી એ જ યોગ્ય છે.



૮૩. યુવાનચુઆંગના ઉલ્લેખથી તથા બીજા મુખ્યત્વે રાષ્ટ્રકૂટ રાજાઓના ઉત્કીર્ણ લેખોના પુરાવાથી, વિ. સં. ના સાતમા અને આઠમા શતકમાં પણ જોધપુર રાજ્યાન્તર્ગત ઉપર કહેલો પ્રદેશ તથા જોધપુર રાજ્યનો દક્ષિણ પ્રદેશ પણ ગુર્જરદેશ નામથી ઓળખાતો એમ જણાય છે; પણ એ વિષે વિશેષ ચર્ચા નીચે જુદા લેખમાં કરી છે.

# પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ

વિ. સં. નવમા-દશમા શતક સુધી હાલના ગુજરાતનો કોઇ ભાગ ગુજરાત નામથી કે તેને મળતા ગુજ્જરત્તા, ગુર્જરત્રા કે ગુર્જર-દેશ (કે મંડલ) જેવા નામથી નહોતો ઓળખાતો અને તેના જુદા જુદા ભાગો સુરાષ્ટ્ર, આનર્ત, લાટ, જેવાં જુદાં જુદાં નામોથી ઓળખાતા એ પુરાવિદોને વિદિત છે અને મેં તે આગલા લેખમાં વિસ્તારથી નિરૂપ્યું છે. હવે ગુર્જરદેશના વિ. સં. ના સાતમાથી દશમા શતક સુધીના જે અનેક ઉલ્લેખો પ્રાચીન ઉત્કીર્ણ લેખોમાં તથા લખાણોમાં મળે છે, તે કયા પ્રદેશના સૂચક છે તે નક્કી કરવું જોઈએ.

આ બાબતમાં પુષ્કળ વાદવિવાદ ચાલ્યો છે. કેટલાકોએ અણુ-હિલવાડના ચાવડા તે ગુર્જરો એવો અર્થ કરેલો, પણ અણુહિલવાડના ચાવડાઓ તો ઘણા નાના ઠાકરડા હતા, જ્યારે આ ઉલ્લેખો મોટી રાજ્યસત્તાના સૂચક છે. વળી ચાવડાઓએ અણુહિલપુર પાટણ સ્થાપ્યા પહેલાંના સમયના પણ કેટલાક ઉલ્લેખો મળે છે. અને ચાવડાઓના રાજ્યની બહારના પ્રદેશ માટે વિ. સં. ના દશમા શતકના ઉલ્લેખોમાં ગુર્જરત્રા શબ્દ વાપર્યો છે. છેવટ ત્રૈકુટક સં. ૪૯૦ ના (વિ. સં. ૭૯૫) ના ચૌલુક્ય દાનપત્રમાં ગુર્જર અને ચાવોત્કટ (ચાપોત્કટ-ચાવડા)નો એક જ વાક્યમાં ભિન્ન ઉલ્લેખ કરેલો મળે છે. અને તે ઉપરથી ગુર્જર ચાવડાથી ચોક્કસ ભિન્ન ઠરે છે.[1]

---

૧. तरलतरतारतरवारिविदा रितोदितसैन्धवकच्छेल्लसौराष्ट्रचावोत्कटमौर्य गुर्जरादिराज्ये ।

ના—પ્ર. પ. ભા. ૧ પૃ. ૨૧૦-૨૧૧, મું-ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૦૯.

બીજું. પં. ભગવાનલાલ ઇન્દ્રજી જેવા સમર્થ પુરાતત્ત્વજ્ઞે વલભી-વાચક આ ગુર્જર ઉલ્લેખો છે એમ કહ્યું છે. વલભીવંશનો મૂળ પુરુષ સેનાપતિ ભટ્ટાર્ક ગુર્જરજાતિનો હતો અને તેની તથા તેના વંશની સત્તાને પરિણામે આ દેશને ગુર્જરાત્રા કે ગુર્જરદેશ જેવું નામ મળ્યું એમ તેઓ તર્ક કરે છે. છતાં એ વિદ્વાન કબૂલ કરે છે કે, આ બાબત માટે સિદ્ધિકારક પુરાવો નથી. વળી આ તર્ક સામે કેટલાક વાંધા એમણે પણ નોંધ્યા છે.[2] પણ એમણે નોંધ્યા છે તે કરતાં મોટા વાંધાઓ પાછળના ઇતિહાસજ્ઞોને લાગ્યા છે. એક તો વલભી પોતે કે તેનાં પાડોશી રાજ્યો વલભીને ગુર્જર કહેતાં નથી. (૨) યુવાન ચુઆંગ વલભીથી અમુક છેટે એ દેશ આવ્યો છે એ રીતે ગુર્જરની જુદી નોંધ કરે છે, અને (૩) ગુર્જર નામના બીજા અનેક ઉલ્લેખો વલભીનાશ પછીના હોઇને, વલભીને લાગુ જ પડે એમ નથી, અને આ કારણોથી જેકસનને પંડિતજીનો નિર્ણય સ્વીકાર્ય લાગ્યો નથી.[3]

કેટલાક વળી ભરુચના ગુર્જરોના વાચક આ ઉલ્લેખો છે એમ કહે છે. અને ભરુચના ગુર્જરો પોતાને ગુર્જરવંશના કહે છે[4] એ હકીકત ટેકારૂપે આપી શકાય એમ છે. પણ એ સામે બે મોટા વાંધા છે. પુલકેશી બીજાના વિ. સં. ૬૯૦ ના ઐહોલના ઉત્કીર્ણ લેખમાં તે રાજાએ લાટ, માલવ અને ગુર્જર ત્રણેયને બળથી વશ કર્યાનો એક વાક્યમાં ઉલ્લેખ છે.[5] એ ઉપરથી ગુર્જરદેશ લાટથી જુદો હોવાનું સિદ્ધ થાય છે. વળી લગભગ એ જ સમયમાં (વિ. સં. ૬૯૦ થી ૭૦૦) ભારતવર્ષની યાત્રા કરનાર ચીનાઈ પ્રવાસી યુવાન ચુઆંગે ભરુચના રાજ્યથી ગુર્જરરાજ્યનો કુચેલો નામથી ભિન્ન ઉલ્લેખ કર્યો છે.[6] માટે લાટથી જુદો ગુર્જરનો શોધ કરવો જોઇએ.

---

૨. જુઓઃ મુંબઈ ગેઝીટિયર ગ્રંથ ૧ ભા. ૧ પૃ. ૮૫.

૩. જુઓ; એજન પૃ. ૪૬૫

૪. **गुर्जरनरपतिवंशमहोदधौ श्री सहजन्मा सामन्तदद्द** : એવા શબ્દો ભરૂચના ગુર્જરોનાં તામ્રપત્રોમાં મળે છે. [ જુઓ દદ્દ બીજાનું ત્રૈ. સં. ૩૯૫ ( વિ. સં. ૬૮૯ ) નું તામ્રપત્ર. પ્રા. લે મા. દ્વિ. ભા. પૃ. ૪૪. ]

૫. **प्रतापोपनता यस्य लाटमालवगूर्जराः ।** શ્લોક ૨૨, ઈ. એ. ગ્રં. ૫ પૃ. ૬૭ થી ૭૧.

૬. જુઓ; વોટર્સ યુવાનચુઆંગ ગ્રં. ૨ પૃ. ૨૪૯

અને એ માટે રાષ્ટ્રકૂટોના ઉત્કીર્ણ લેખો ઘણી સહાય આપે એવા હોવાથી તેનું અવલોકન કરવું એ જ યોગ્ય છે.

(૧) રાષ્ટ્રકૂટ ગોવિંદ ત્રીજાનાં વાણીડિંડોરી અને રાધનપુરનાં વિ. ૮૬૪ નાં તામ્રપત્રોમાં[૭] લખ્યું છે કે, ગોવિંદના પિતા ધ્રુવે (વિ. સં. ૮૩૭ થી ૮૫૬) ગૌડના સહેલા વિજયથી મદમત્ત થયેલા વત્સરાજને મરુભૂમિની મધ્યમાં હેરાન કરી નાખ્યો અને તેની પાસેથી ગૌડથી મળેલાં બે છત્રો લઈ લીધાં[૮]. આના અનુસંધાનમાં કર્કના વિ. સં. ૮૬૮ ના વડોદરાના તામ્રપત્રનું "તેણે ગૌડ અને બંગના રાજાને જીતવાથી ફુલાઈ ગયેલા ગુર્જરેશ્વરથી હણાયલા, માલવદેશના રક્ષણ માટે પોતાનો હાથ ભોગળરૂપ કર્યો" એ વચન[૯] વાંચવાથી વત્સરાજ વિ. સં. ૮૪૦ થી ૫૦ ની આસપાસમાં ગુર્જરેશ્વર હતો, એમ લગભગ ચોક્કસ સિદ્ધ થાય છે. ચાવડા વંશાવળીમાં તો વત્સરાજ જેવું નામ કોઇ નથી, તેમ જ ગૌડેન્દ્ર અને બંગપતિને જીતવાની કલ્પના પણ કોઈ ચાવડા રાજાને આવી હોય એવો સંભવ નથી. વળી શાક સં. ૭૦૫ (વિ. સં. ૮૪૦)માં દિગંબર જૈન આચાર્ય જિનેસેને હરિવંશ પુરાણ લખ્યું છે. જેના અંતમાં કહેલું છે કે, "જયારે દક્ષિણમાં કૃષ્ણનો પુત્ર વલ્લભ રાજ્ય કરતો હતો, ઉત્તર દિશાનું ઈંદ્રાયુધ રાજા રક્ષણ કરતો હતો, પૂર્વમાં અવન્તીનો રાજા રાજ્ય કરતો હતો અને પશ્ચિમ દિશાનું પાલન વત્સરાજ કરતો હતો; ત્યારે એ પુસ્તક રચ્યું છે."[૧૦] મતલબ કે, વિ. સં. ૮૪૦ થી લગભગ ૮૫૦ સુધી

---

૭. ઇ. એ. ગ્રં. ૬ પૃ. ૫૯ તથા ગ્ર. ૧૧ પૃ. ૧૫૬.

૮. हेलास्वीकृतगौडराजकमलामत्तं प्रवेश्याचिराद् दुर्मार्गं मरुमध्यमप्रतिबलैर्यो वत्सराजं बलैः । गौडीयं शरदिन्दुपादधवलं छत्रद्वयं केवलं तस्मान्नाहृत तद्यशोपि ॥ ઇ. એ. ગ્રં. ૧૧. પૃ. ૧૫૭

૯. गौडेन्द्रवङ्गपतिनिर्जयदुर्विदग्ध सद्गूर्जरेश्वरदिगर्गलतां च यस्य । नीत्वा भुजं विहतमालवरक्षणार्थं ॥ શ્લો. ૨૭ ઇ. એ. ગ્રં. ૧૨ પૃ. ૧૫૬, પ્રા. લે. મા. ભા–૧ લેખ નં. ૫

૧૦. शाकेष्वब्दशतेषु सप्तसु दिशं पंचोत्तरेषुत्तरां
पातीन्द्रायुधनाम्नि कृष्णनृपजे श्री वल्लभे दक्षिणां ।
पूर्वां श्रीमदवंतीभूभृति नृपे वत्सादि(धि)राजे परम् ॥

–દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૨૫૪ ની ટિ.x

પશ્ચિમ દિશામાં ગુર્જરેશ્વર કહેવાતા આ વત્સરાજનું રાજ્ય હતું, એટલું ચોક્કસ જણાય છે.

ઉપરની હકીકત સાથે નીચેની હકીકતને જેકસને તથા શ્રી. દે. રા. ભાંડારકરે જોડી છે.[૧૧] વાત એમ છે કે, કાનડી ભાષાના સુપ્રસિદ્ધ કવિ પંપના રચેલા વિક્રમાર્જુન વિજય કે પંપ–ભારત નામના કાવ્યમાં ચોલના સોલંકી રાજા અરિકેસરી બીજાનો તથા તેના પૂર્વ પુરુષોનો પરિચય આપવામાં આવ્યો છે. તેમાં પંપ કવિએ લખ્યું છે કે, અરિકેસરી બીજાના પિતા નરસિંહ બીજા ( તે રાઠોડોનો સામંત હતો ) એ ગુર્જરરાજ મહીપાલને હરાવીને તેની રાજ્યશ્રી લૂંટી લીધી અને તેનો પીછો પકડીને પોતાના ઘોડાઓને ગંગાના સંગમમાં સ્નાન કરાવ્યું.[૧૨] પંપ–ભારતની રચના માટે એ કવિને અરિકેસરી બીજાએ શક સં. ૮૬૩ ( વિ. સં. ૯૯૮ )માં એક ગામ દાનમાં આપ્યું હતું.[૧૩] આ ગુર્જરરાજા મહીપાલ તે વિ. સં. ૯૭૧ ના હડાલા ( કાઠિયાવાડ )ના તામ્રપત્રમાં ધરણી વરાહે "રાજાધિરાજ પરમેશ્વર શ્રી. મહીપાલદેવની કૃપાથી પોતે તેના સામંત તરીકે શાસન કરે છે" એમ જેને વિષે લખ્યું છે[૧૪] તે જ હોવો જોઇએ એમ પુરાતત્ત્વજ્ઞોનો તર્ક છે. હવે, વિ. સં. ૯૭૧ માં કે ૯૯૮ માં આવો ચક્રવર્તી–જેની સામે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાના સામંત તરીકે જ ઉપર કહેલો નરસિંહ લડયો હશે અને જેની રાજધાની ગંગા–સંગમ આગળ કયાંક હતી, તે કોણ ? આ પ્રશ્નનો જવાબ રાષ્ટ્રકૂટ ગોવિંદ ચોથાના વિ. સં. ૯૮૭ ( શક સં. ૮૫૨ ) ના ખંભાતના તામ્રપત્રમાંથી મળે છે; તેમાં એ ગોવિંદના પિતા ઇન્દ્ર ત્રીજાએ કરેલા મહોદય ( કાન્યકુબ્જ કનોજ ) ના ઉન્મૂલનનું વર્ણન કરેલું છે.[૧૫] આ ઇન્દ્રના વિ. સં. ૯૭૧ તથા ૯૭૩ ના લેખો મળ્યા છે. મતલબ કે, એ ઉપર કહેલા

---

૧૧. મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૬૬, તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૧૯–૪૨૦.

૧૨. જુઓ; શ્રી. ગૌ, હી. ઓઝાનો 'સોલંકીયોં કા પ્રાચીન ઇતિહાસ' પ્ર. ભા. પૃ. ૨૦૭

૧૩. એજન પૃ. ૨૦૭

૧૪. ઈ. એ. ગ્રં. ૧૨ પૃ. ૩૨–૩૩, પ્રા. લે. મા. પ્ર. ભા. લેખ નં. ૮

૧૫. येनेदं हि महोदयारिनगरं निर्मूलमुन्मूलितं શ્લો. ૧૯. એ. ઈ. ગ્રં. ૭. પૃ. ૩૮

મહીપાલનો સમકાલીન હતો, એ ચોક્કસ અને ઉપરનો નરસિંહ તો એક નાનો સામંત હતો. પંપ કવિ કહે છે તેમ મહીપાલને હરાવીને એની પાછળ ગંગાસંગમ સુધી જવાનું એનું ગજું નહિ, પણ એ નરસિંહ રાષ્ટ્રકૂટ ઇન્દ્ર ત્રીજાના સામંત તરીકે ઇન્દ્રના લશ્કરમાં ગયો હોય અને ઇન્દ્રથી મહીપાલ હારી જતાં, નરસિંહના પુત્ર અરિકેસરીનો આશ્રિત કવિ મહીપાલને હરાવ્યાનો જશ નરસિંહને જ આપે, એ સ્વાભાવિક છે. અને આ રીતે જોતાં ઇન્દ્ર ત્રીજાએ મહોદયનું ઉન્મૂલન કર્યું અને નરસિંહે ગુર્જરરાજ મહીપાલને હરાવ્યો એ એક જ બનાવનાં બે વર્ણનો છે એમ માનવું પડશે. પરિણામે પંપ–ભારતનો ગુર્જરરાજ મહીપાલ એ જેનો અસ્નીનો વિ. સં. ૯૭૪ નો લેખ મળ્યો છે[૧૬] તે કનોજનો રાજા મહીપાલ એવો શ્રી. દે. રા. ભાંડારકર ઉપર કહેલા લેખોની તારીખો વગેરે બધું મેળવીને, જે નિર્ણય કરે છે[૧૭] તે યથાર્થ લાગે છે. વળી શ્રી. દે. રા. ભાંડારકરે પ્રસ્તુત લખાણો કર્યા પછી, કંઇક તેને પરિણામે જ તો કંઈક બીજા નવા લેખો મળ્યાથી પણ હવે તો આ કનોજના રાજા મહીપાલની આખી વંશાવળી ઠીક ચોક્કસ નક્કી થઈ ગઇ છે.[૧૮] અને આ મહીપાલદેવ તથા પહેલાં કહેલો ગુર્જરેશ્વર વત્સરાજ એ બે ય આ કનોજના પ્રતિહારવંશના રાજાઓ છે, એ પણ પુરાવિદ વિદ્વાનોના મોટા ભાગને માન્ય છે. હવે વત્સરાજનો સમય જૈન હરિવંશ પુરાણના ઉલ્લેખ ઉપરથી ઉપર જોયું છે તેમ, વિ. સં. ૮૪૦ થી ૮૬૦ સુધીમાં હશે. અને મહીપાલદેવનો સમય વિ. સં. ૯૭૧ થી ૯૭૪ તો ચોક્કસ. એટલે આ બે રાજાઓના સમયના વચલા ગાળા (સં. ૮૬૦ થી ૯૭૧) માં રાષ્ટ્રકૂટ રાજાઓના ઉત્કીર્ણ લેખોમાં તથા મુસલમાન લેખકોનાં લખાણોમાં ગુર્જરના જે ઉલ્લેખો મળે છે, તે પણ આ

---

૧૬. ઇ. એ. ગ્રં. ૧૬. પૃ. ૧૭૩.

૧૭. જુઓ.; એ. ઈ. ગ્રં. ૭ પૃ. ૩૦–૩૨ તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૧૯–૪૨૦

૧૮. જુઓ; વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૭૮ થી ૩૮૦, પૃ. ૩૭૮ ઉપરની ટિ. ૫ માં આપેલા ઉલ્લેખો; "રાજપૂતાને કા ઇતિહાસ" ખંડ ૧ પૃ. ૧૫૨ થી આગળ તથા નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૯ અં. ૩ પૃ. ૩૦૫ થી ૩૨૭

પ્રતિહાર વંશના કનોજના રાજાઓને ઉદ્દેશીને હોવા જોઇએ એવા જેકસનના તથા શ્રી. દે. રા. ભાંડારકરના નિર્ણયનો[૧૯] પણ, હું ધારું છું, બીજા ઇતિહાસજ્ઞ વિદ્વાનોએ સ્વીકાર કર્યો છે.

આપણે પણ આ પ્રકારના, વત્સરાજ અને મહીપાળ વચ્ચેના ગાળાના મુખ્ય ઉલ્લેખો ઉપર નજર કરી લઇએ.

(૨) વિ. સં. ૯૦૭ [ઇ. સ. ૮૫૧]માં આરબ વેપારી સુલેમાન કહે છે[૨૦] કે જુઝ્ (Juzr) નો રાજા બલ્હારાની[૨૧] આસપાસના રાજાઓમાંનો એક છે અને તે મુસલમાનોનો મોટો વિરોધી છે, અને સુલેમાનનો સંપાદક અબુઝૈદ વિ. સં. ૯૭૨ (ઇ. સ. ૯૧૬) ની આસપાસમાં કહે છે કે, જુઝ્રના રાજ્યરૂપ કનોજ મોટો દેશ છે[૨૨] અર્થાત્ જુઝ્રના રાજાઓ એ જ કનોજના રાજાઓ. અને કનોજમાં એ વખતે એટલે સુલેમાનના તથા અબુઝૈદના વખતમાં વત્સરાજ અને મહીપાલદેવ જે વંશમાં થઈ ગયા તે પ્રતિહાર વંશના રાજાઓ રાજ્ય કરતા હતા એ પણ ચોક્કસ છે.

(૩) વિ. સં. ૯૨૩ (ઇ. સ. ૮૬૭)ના લાટના રાષ્ટ્રકૂટ ધ્રુવ ત્રીજાના બગુમરાના તામ્રપત્રમાં ગુર્જરોના બળવાન સૈન્યનો ઉલ્લેખ છે.[૨૩] પછી (૪) વિ. સં. ૯૫૬ (ઇ. સ. ૯૦૦)ના દેઉલી અને નવસારીના રાષ્ટ્રકૂટ કૃષ્ણ બીજાના તામ્રપત્રમાં તેણે ગુર્જરોને બિવરાવ્યા

---

૧૯. મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૯૮, ૪૯૯ તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૨ થી ૪૨૫.

૨૦. ઇલિયટ ગ્રં. ૧ પૃ, ૪ મું. ગે. એજન પૃ. ૪૯૮

૨૧. આ બલ્હારા એટલે દક્ષિણના રાષ્ટ્રકૂટો જ એ વાત હવે સર્વમાન્ય ગણાય છે. રાષ્ટ્રકુટ રાજાઓના વલ્લભ નરેન્દ્ર. પૃથ્વીવલ્લભ વગેરે બિરુદોના વલ્લભનું બલ્હારા એ ભ્રષ્ટ રૂપ છે. જુઓ, દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૧૨૩.

૨૨. ઇલિયટ ગ્રં. ૧ પૃ. ૧૩, મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૫૨૭.

૨૩. इतोभिमुखमापत्प्रबलगूर्जराणां बलम् श्लो ३७
તથા गूर्जरबलमतिबलवत्......શ્લો, ૩૮ ઇ. એ. ગ્રં, ૧૨. પૃ. ૧૭૯, પ્રા, લે. મા, પ્ર. ભા. લેખાંક ૪

અને લાટના અહંકારનો નાશ કર્યો એમ લખ્યું છે.[૨૪] (૫) વિ. સં. ૯૭૧ (ઇ. સ. ૯૧૪)ના નવસારીનાં તામ્રપત્રોમાં "ગર્જના કરતા ગુર્જરો સાથેના ઉપર કહેલા કૃષ્ણને થયેલા યુદ્ધ"નો ઉલ્લેખ છે.[૨૫] (૬) આ જ સમયનો ખુદદિબાનો (વિ. સં. ૯૬૯ ઈ. સ. ૯૧૨)નો[૨૬] જુઝ્રના રાજાનું હિંદુસ્થાનના રાજાઓમાં ચોથું સ્થાન છે અને ત્યાં તાતરીય દીર્હમ પુષ્કળ વપરાય છે એવો ઉલ્લેખ છે.

અને (૭) વિ. સં. ૯૯૬ (શક સં. ૮૬૨)ના રાષ્ટ્રકૂટ કૃષ્ણ ત્રીજાના દેવલી ગામના "દાનપત્રમાં જેનો દક્ષિણના કિલ્લાઓનો જય સાંભળીને કાલંજર અને ચિત્રકૂટની આશા ગુર્જરના હૃદયમાંથી નીકળી ગઈ" એ પ્રમાણે ગુર્જરનો નિર્દેશ છે[૨૭] આ ચિત્રકૂટ (ચિતોડ) અને કાલંજરનો કિલ્લો (જે એ વખતે ચંદેલરાજા યશોવર્મનના હાથમાં હતો.) લેવાની ઇચ્છા કરે એ કયો ગુર્જર રાજા? એ વખતની ઐતિહાસિક સ્થિતિ જોતાં "કનોજનો રાજા" એ સ્પષ્ટ ઉત્તર છે. અને (૮) વિ. સં ૯૯૯ (ઇ. સ. ૯૪૩)માં અલમસૂદી લખે છે કે, 'બલ્હારાનો દેશ દક્ષિણમાં કોકણથી ઉત્તરમાં જુઝ્રના રાજાની હદ સુધી લંબાયેલો છે. જુઝ્રનો રાજા માણસો (લશ્કરનાં), ઘોડા અને ઊંટમાં સમૃદ્ધ છે."[૨૮] વળી અન્ય સ્થળે એ કહે છે કે, 'આ રાજા પાસે ચાર દિશાઓ માટે ચાર લશ્કરો છે, જેમાંથી દક્ષિણનું લશ્કર માંખીર (માન્યખેટ)ના બલ્હરા (રાષ્ટ્રકૂટ) સામે લડવા માટે છે' આનો અર્થ એટલો જ કે જુઝ્ર (ગુર્જર)ના રાજ્યને દક્ષિણમાં અડીને રાષ્ટ્ર-કૂટોનું રાજ્ય હતું. અને બધા ઉલ્લેખો જોતાં ગુર્જરો અને રાષ્ટ્રકૂટો હમેશાં લડ્યા કરતા. અર્થાત્ અબુઝૈદ વગેરે આરબોના ઉલ્લેખો

---

૨૪. જ. બો. બ્રે. રો. એ, સો. ગ્રં. ૧૮ પૃ. ૨૩૯, મું. ગે. એજન પૃ. ૪૬૮.

૨૫. गर्जद्‌गूर्जरसंगरव्यतिकरं जीर्णो जनः शंसति । મું. ગે. એજન પૃ. ૧૨૮ ટિ. ૪

૨૬. ઇલિયટ ગ્રં. ૧ પૃ. ૧૩ એજન પૃ. ૪૬૮.

૨૭. यस्य परुषेक्षिताखिलदक्षिणदिग्दुर्गविजयमाकर्ण्य । गलिता गूर्जरहृदयात्कालंजचित्रकूटाशा ॥ એ. ઇ. ગ્રં. ૫ પૃ. ૧૨-૧૯૬. પ્રા. લે. મા. ભા. ૩ પૃ. ૧૫૧.

૨૮. ઇલિયટ ગ્રં. ૧ પૃ. ૨૫ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૫૨૭ તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૬

જોતાં કનોજનું રાજ્ય એ જ ગુર્જરરાજ્ય એમ નિઃસંદિગ્ધ ઠરે છે. અને કનોજના પ્રતિહાર રાજાઓના લેખોથી રાષ્ટ્રકૂટ રાજાઓ સાથે તેઓના ઉપર કહેલા વિગ્રહમય સંબંધને ટેકો મળે છે.[२९]

આ રીતે ગુર્જર ઉલ્લેખોની પરંપરા વિ. સં. ના ૧૦ મા શતકના અંતને એટલે કે મૂળરાજના રાજ્યાભિષેકના સમયને અડી જાય છે. આગલા લેખમાં વિ. સં. ૧૦૧૧ ના જે ખજુરાહોના લેખની નોંધ કરી છે, તે પણ આ ગુજરાત બહારના ગુર્જર વિશે જ હોવાનો સંભવ છે; એ વિશે ઉપરના ઉલ્લેખો જોતાં શંકા નહિ રહે.

રાષ્ટ્રકૂટ લેખોનાં તથા આરબ મુસાફરોનાં લખાણોના ઉપરના ઉલ્લેખોમાં જે ગુર્જરનું સૂચન મળે છે તે કયા દેશના કોણ રાજા એ ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરતી વખત પં. ભગવાનલાલને સૂઝયું જણાતું નથી. પણ મુંબઈ ગેઝીટિયરના એ ભાગમાં જ ભિન્નમાલ વિશે ત્રીજું[૩૦] પરિશિષ્ટ લખતી વખતે જેકસને એ બધા ઉલ્લેખોનો તથા બીજી ઐતિહાસિક સામગ્રીનો મેળ ગોઠવીને મૂળ ભિન્નમાલના પણ પાછળથી કનોજના ધણી થયેલા રાજવંશ વિશે આ ઉલ્લેખો છે એવો સચોટ તર્ક કર્યો. અને કનોજના પ્રતિહાર રાજાઓના કેટલાક લેખો દ્વારા જેકસનના લખાણને જ પુષ્ટ તથા વધારે વ્યવસ્થિત કરી શ્રી. દે. રા. ભાંડારકરે ગુર્જર સંબંધી પોતાના નિબંધમાં આ સમગ્ર વિષયને જે રૂપે રજૂ કર્યો, તે રૂપે વિન્સેન્ટ સ્મિથ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનોએ સ્વીકારી લીધો.[૩૧] અને આ ગુર્જર ઉલ્લેખો કાન્યકુબ્જ–કનોજના (વિ. સં. ૮૬૦–૭૦ થી વિ. સં. ૧૦૦૩ કે ૧૦ સુધીના) પ્રતિહાર રાજવંશને ઉદ્દેશીને થયેલાં છે; એટલી વાત તો, બાકીના કેટલાક મુદ્દાઓની બાબતમાં શ્રી. દે. રા. ભાંડારકર, શ્રી. વિન્સેન્ટ સ્મિથ વગેરેથી જુદા પડનાર શ્રી. ગૌ. હિ. ઓઝા જેવા વિદ્વાનો પણ સ્વીકારે છે. પણ અહીં પ્રશ્ન એ છે કે,

---

૨૯. નાગરી પ્ર. પ. ભા. ૯ અં.૩ પૃ. ૩૦૫.

૩૦. જુઓ; મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પરિશિષ્ટ ત્રીજું.

૩૧. જ. બો. બ્રે. રો. એ. સો ના ૨૧ મા ગ્રંથમાં છપાયેલો ગુર્જરો સંબંધી નિબંધ પૃ. ૪૧૩ તથા વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ. ૩ જી પૃ. ૪૧૧.

કાન્યકુબ્જના આ રાજાઓને રાષ્ટ્રકૂટો ગુર્જર અને આરબો જુઝ્ર કેમ કહે છે ? અને એ પ્રશ્નનો જવાબ શોધવા માટે કાન્યકુબ્જના આ રાજવંશના ઇતિહાસમાં જરા ઊંડા ઊતરવું પડશે.

શિલાલેખાદિમાં કનોજના પ્રતિહાર રાજાઓની વંશાવળી નાગાવલોક કે નાગભટથી શરૂ થાય છે.[૩૨] હાંસોટમાંથી જે નાગાવલોકના ચૌહાણ સામંત ભર્તૃવૃદ્ધનું વિ. સં. ૮૧૩ નું તામ્રપત્ર મળ્યું છે તે જ આ નાગાવલોક હોવો જોઇએ એવું તજ્જ્ઞોનું મત છે[૩૩] પણ આ નાગભટ કે નાગાવલોક કનોજનો રાજા ન હતો. તે ભિન્નમાળ અને તેની આસપાસના મારવાડ પ્રદેશનો રાજા હોવો જોઇએ એવું અનુમાન છે.[૩૪] જો કે એ માટે ચોક્કસ પુરાવો કાંઇ નથી. વાત એમ છે કે, વિ. સં. ૭૦૩ (ઇ. સ. ૬૪૩)માં મહારાજા હર્ષનું મરણ થયું, ત્યાં સુધી કનોજ એને તાબે હતું. પછી વિ. સં. ૭૮૭ માં મહાકવિ ભવભૂતિના આશ્રયદાતા યશોવર્મા કનોજના રાજા હતા. અને તેનો વિ. સં. ૭૯૬ માં કાશ્મીરના રાજા મુક્તાપીડે પરાભવ કર્યો તથા એ મુક્તાપીડના જ પૌત્ર જયાપીડે કનોજના રાજા વજ્રયુધને હરાવ્યો; એટલી હકીકત રાજતરંગિણીમાંથી મળે છે.[૩૫] આ વજ્રયુધનો અનુયાયી ઇન્દ્રાયુધ થયો; જેને વિ. સં. ૮૫૬ ની આસપાસમાં બિહાર અને બંગાળના રાજા ધર્મપાલે ગાદી ઉપરથી ઉઠાડી ચક્રાયુધને કનોજની ગાદી સોંપી; એટલું ધર્મપાલના ઉત્કીર્ણ લેખોથી જાણવાનું મળ્યું છે.[૩૬] મતલબ કે, જૈનહરિવંશને અંતે કહ્યું

---

૩૨. રિપોર્ટ ઓફ ધી આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયા ઈ. ૧૯૦૩–૪ માં છપાયેલ પ્રતિહાર રાજા ભોજદેવની ગ્વાલિયર પ્રશસ્તિ (પૃ. ૨૮૦).

૩૩. ભર્તૃવૃદ્ધના તામ્રપત્ર માટે જુઓ; એપીગ્રાફિયા ઇન્ડિકા ગ્રં. ૧ પૃ. ૨૦૨–૨૦૩ ગ્વાલિયર પ્રશસ્તિનો નાગદેવ એ જ નાગાવલોક એ માટે જુઓ; નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૯ અંક ૩ પૃ. ૩૨૦

૩૪. એજન પૃ. ૩૨૦

૩૫. વિન્સેન્ટ સ્મિથ અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૭૮ તથા તે ઉપરની ટિપ્પણીઓ

૩૬. જુઓ; ભાગલપુર તથા ખાલીમપુરનાં તામ્રપત્રો ઈ. એ. ગ્રં. ૧૫ પૃ. ૩૦૪ ગ્રં. ૨૦ પૃ. ૧૮૮, એ. ઇ. ગ્રં. ૪ પૃ. ૨૫૨ ટિ. ૩ વી. એ. સ્મિથ આ. ૩ પૃ. ૩૭૮

છે તેમ વિ. સં. ૮૪૦ ની આસપાસમાં ઉત્તરમાં એટલે કે કનોજમાં ઇન્દ્રાયુધનું રાજ્ય હતું; ત્યારે પશ્ચિમમાં એટલે કે મારવાડ–ભિન્નમાળમાં જે વત્સરાજનું રાજ્ય હતું[૩૭] તે વત્સરાજ આ કનોજના પ્રતિહાર વંશના રાજા ભોજની ગ્વાલિયર પ્રશસ્તિમાં આપેલી વંશાવળી પ્રમાણે ઉપર કહેલા નાગાવલોકના ભત્રીજા દેવશક્તિનો પુત્ર થાય. અને એ વત્સરાજના પુત્ર નાગભટ બીજાએ વિ. સં. ૮૭૦ ની આસપાસમાં ઉપરના ચક્રાયુધ પાસેથી કનોજનું રાજ્ય છીનવી લીધું અને ત્યાં જ ગાદી સ્થાપી.[૩૮] આ નાગભટના અનુયાયીઓ રામભદ્ર, ભોજદેવ (૯૭૦ થી ૯૪૦), મહેન્દ્રપાલ (વિ. સં. ૯૫૦ થી ૯૬૪), મહીપાલ (૯૬૪ થી ૯૭૪), ભોજ બીજો, વિનાયકપાલ (વિ. સં. ૯૮૮) અને મહેન્દ્રપાલ (વિ. સં. ૧૦૦૩)ના વખતમાં કનોજના સામ્રાજ્યનો ખૂબ વિસ્તાર થયો. મારવાડ, માળવા ગુજરાત અને કાઠિયાવાડ સુધીનો પ્રદેશ તેઓને અધીન થયો. પણ ઉપર જોયું છે તેમ લાટ, મધ્ય ગુજરાત અને કાઠિયાવાડના સ્વામીત્વ માટે આ કનોજના રાજાઓ જેને રાષ્ટ્રકૂટો ગુર્જર કહે છે, તેની અને રાષ્ટ્રકૂટોની વચ્ચે વત્સરાજ અને ગોવિંદ ત્રીજાના પિતા ધ્રુવથી આરમ્ભી તાણાતાણી થયા કર્યાનાં ચિહ્નો બે ય રાજવંશોના ઉત્કીર્ણ લેખોમાં ચાલુ મળે છે. એ તાણાતાણીની શરૂઆત કનોજનું રાજ્ય આ પ્રતિહાર વંશને મળ્યા પહેલાં થયેલી એવું ડિંડોરી તથા રાંધણપુરનાં તામ્રપત્રોથી તેમજ ઐહોલના લેખથી દેખાય છે.[૩૯]

હવે અહીં બે પ્રશ્ન ઉત્પન્ન થાય છેઃ (૧) કનોજ પહેલાં, વત્સરાજ તથા તેના પૂર્વજોનું રાજ્ય ભિન્નમાળમાં હતું એમ પુરાવિદો શા ઉપરથી ધારે છે ? અને (૨) આ વંશના રાજાઓ પોતે પોતાને ગુર્જર નથી કહેતા છતાં રાષ્ટ્રકૂટ લેખો અને આરબોનાં લખાણો તેને કેમ ગૂર્જર કહે છે ? એ ય પ્રશ્નો પરસ્પર સંબદ્ધ છે. આ પ્રશ્નો ઉપર અજવાળું ફક્ત યુવાનચુઆંગના ઉલ્લેખથી મળે છે. એ ચીનાઈ મુસાફર પોતાની

---

૩૭. જુઓ ઉપર ટિ. ૧૦

૩૮. જુઓ; ગ્વાલિયર પ્રશસ્તિ શ્લો. ૮–૯ રિપોર્ટ ઓફ ધી આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઈન્ડિયા ૧૯૦૩–૪ પૃ. ૨૮૧

૩૯. જુઓ ઉપર ટિ. ૭ તથા ૫

પશ્ચિમ હિંદની મુસાફરીનું વર્ણન કરતાં 'કીચેલો' દેશની રાજધાની 'પીલોમોલો' હતી એમ કહે છે.[૪૦] 'કીચેલો' એટલે ગુર્જર અને 'પીલોમોલો' એટલે ભિન્ન (કે લ્લ) માળ એમ તજ્ઞોનો સામાન્ય મત છે.[૪૧] જેકસન તો ભિલ્લમાલ શબ્દનો અર્થ જ ગુર્જરોનું શહેર થતો હશે એવો તર્ક કરે છે અને એથી આગળ વધીને ભીલનો ગુર્જર અર્થ સૂચવે છે.[૪૨]

યુવાનચુઆંગનો આ ઉલ્લેખ વિ. સં. ૬૯૬ની આસપાસનો મનાય છે. એથી જૂનો ગણાય એવો એક જ ઉલ્લેખ ગૂર્જર સંબંધી મળ્યો છે. અને તે હર્ષચરિતમાં યુવાનચુઆંગના સમકાલીન બાણુ કવિએ ચક્રવર્તી હર્ષના પિતા પ્રભાકરવર્ધનને 'ગૂર્જર પ્રજાગર' કહીને કરેલો ઉલ્લેખ છે. એ ઉલ્લેખને પ્રભાકરવર્ધનના સમયનો ગણીએ તો પણ એ વિ. સં. ૬૫૦થી વહેલો તો ન જ ગણાય.

યુવાનચુઆંગના તથા બાણુના ઉલ્લેખમાં લાટ, સિન્ધુ, માળવા (કે ઉજ્જેન), વલભી, વડનગર વગેરેની સાથે ગૂર્જરનો ઉલ્લેખ છે,[૪૩] અને યુવાનચુઆંગ તો સ્પષ્ટ ભિલ્લમાલને ગૂર્જરદેશની રાજધાની કહે છે; માટે ભિલ્લમાલની આસપાસનો મારવાડનો પ્રદેશ તે ગૂર્જરદેશ એવું પુરાવિદોનું અનુમાન યોગ્ય છે અને બહુમાન્ય પણ છે. અને એ જ કારણથી ઉપર વિ. સં. ૭૯૫નો ચાલુક્ય તામ્રપત્રનો જે હવાલો આપ્યો છે[૪૪] તેમાં સિન્ધુ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાપોત્કટ અને મૌર્ય સાથે ગુર્જરનો જે ઉલ્લેખ છે, તે તથા આરબોએ (વિ. સં. ૭૮૦ થી ૭૯૬ વચ્ચે) સિન્ધુ જીત્યા પછી ખલીફના સૂબા જૈનદની લુંટારુ ટોળીઓએ જે જે દેશો ઉપર હુમલો કર્યાનું લખ્યું છે, તેમાં મારવાડ,

---

૪૦. જુઓ; વોટર્સ યુવાનચુઆંગ ગ્ર. ૨ પૃ. ૨૪૯

૪૧. શ્રી. દે. રા. ભાંડારકરે પીલોમોલો એટલે ભિન્નમાલ નહિ એવી દલીલ કરી હતી. (જુઓ જ. બો. બ્રે. રો. એ. સો. ૧ ગ્ર. ૨૧ પૃ. ૩૧૮) પણ વિન્ટસેન્ટ સ્મિથ વગેરે પીલોમોલો તે ભિન્નમાલ જ એ મતના છે. (જુઓ અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૨૬ ટિ. ૧)

૪૨. મુંબઇ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૬૬ ટિ. ૬

૪૩ हूणहरिणकेसरी सिन्धुराजज्वरो गूर्जरप्रजागरो गांधराधिपहस्तिज्वरो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः । हर्षचरित.

૪૪. જુઓ ટિ. ૧

મલીદ ( માળવા ), બરૂસ ( ભરુચ ), ઉઝેન (ઉજ્જૈન), અલબૈલમાન ( ભિલ્લમાલ ? ), સાથે જુઝ્-( ગુર્જર )નો જે ઉલ્લેખ છે[૪૫] એ ઉપરના અનુમાનને પોષક છે. આ પછીના ઉલ્લેખો ઉપર જોવાઇ ગયા છે. એ સર્વ ઉપરથી ભિલ્લમાલની આસપાસનો મારવાડ પ્રદેશ એ જૂનો ગુર્જરદેશ એટલો નિર્ણય સર્વમાન્ય ગણવામાં વાંધો નથી. પણ એ ભાગ ગુર્જરદેશ શા માટે અને કયારે કહેવાયો ? ગુર્જર લોકો ઉપરથી ગુર્જરદેશ નામ પડયું એટલું પણ મોટે ભાગે કબૂલ છે. પણ આ નામ કયારે પડયું એ બાબતમાં બે મત છે ખરા. ( ૧ ) એક મત એવો છે કે, ગુર્જરનો જૂનામાં જૂનો ઉલ્લેખ પણ વિ. સં. ૬૫૦થી આગળ નથી જતો. અને એ પહેલાંનો તો કોઈ ઉલ્લેખ મળ્યો જ નથી. એટલે વિ. સં. ૬૦૦ની આસપાસમાં ઉત્તરમાંથી ગૂર્જરો ભિન્નમાળમાં આવ્યા અને ત્યાં રાજ્ય સ્થાપ્યું અને ત્યારથી એ દેશ ગુર્જરદેશ કહેવાવા લાગ્યો. પછી વિ. સં. ૬૩૫–૪૦માં તો એ વંશના કોઈએ ભરુચમાં ગૂર્જર-રાજ્ય સ્થાપ્યું.[૪૬] જેકસનના આ તર્કને જ જરા બહલાવીને વિન્સેન્ટ સ્મિથ કહે છે કે[૪૭] 'ગ્રંથોમાં અને ઉત્કીર્ણ લેખોમાં ઘણી વાર ગૂર્જરો સાથે હૂણોનો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. અને હૂણોનાં જે ટોળાંઓ હિંદુસ્તાનમાં આવ્યાં તેમાં હૂણ પછી સૌથી અગત્યનું ટોળું ગૂર્જરોનું; અને તેઓએ પંજાબમાં[૪૮] તથા રજપૂતાનામાં થાણાંઓ નાખ્યાં. રજપૂતાનાનું થાણું એ ભિન્નમાલનું ગુર્જરરાજ્ય. અર્થાત્ એ બનાવ હૂણ તોરમાણનું રાજ્ય માળવામાં સ્થપાયું તે અરસામાં બન્યો હોય તો, વિ. સં. ના છઠ્ઠા શતકની પાછલી અર્ધી શતાબ્દિમાં બન્યો હોય એવું વિન્સેન્ટ સ્મિથના કહેવાનું તાત્પર્ય નીકળે છે. શ્રી. ગૌ. હી. ઓઝા ઉપરના મતથી જુદા પડે છે. તેઓ કહે છે કે, વિ. સં. ૬૮૫માં તે ભિન્નમાલમાં ચાપવંશનું રાજ્ય

૪૫. ઈલિયટ ગ્રં. ૧ પૃ. ૪૪૦–૪૪૧ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૬૭

૪૬. જુઓ; મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૬૭ તથા પૃ. ૧૧૪

૪૭. અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૨૧, ૪૧૧, વગેરે...

૪૮. પંજાબમાં જે ગૂર્જર થાણું નંખાયું હશે તેનો ઉલ્લેખ રાજતરંગિણીમાં મળે છે :--

**उच्चखानालखानस्य सहये गूर्जरभूभुजः** રા. ત. ૫. ૧૪૪

**આ ઉલ્લેખ વિ. સં. ૯૪૬ ની આસપાસના સમયનો છે.**

હતું[૪૯] એમ બ્રહ્મગુપ્તના કહેવાથી જણાય છે અને તે પહેલાં વિ. સં. ૫૬૭માં તો ત્યાં હૂણોનું રાજ્ય હતું અને તેથી પૂર્વે ગુપ્તોનું; એટલે ગૂર્જરોનું રાજ્ય કયારે હતું અને ચાવડાઓએ ગૂર્જરો પાસેથી કયારે લીધું એ અનિશ્ચિત છે એમ શ્રી. ગૌ. હી. ઓઝા કહે છે; પણ તેઓ ઉમેરે છે કે, મહાક્ષત્રપ રુદ્રદામાના વિ. સં. ૨૦૭ના ગિરનારના શિલાલેખમાં મરુ નામ છે અને ગૂર્જર નથી માટે એ પછી વિ. સં. ૪૦૦ પહેલાં કોઈ પણ વખતે ગુર્જરજાતિને તાબે હોવાથી જોધપુર રાજ્યની ઉત્તર સીમા (જ્યાંથી ડિડવાના અને મંગલાનકના લેખો મળ્યા છે) થી આરંભી ભરૂચ સુધીનો આખો પ્રદેશ ગૂર્જરોને અધીન હોવાને લીધે ગુર્જરત્રા કહેવાયો.'[૫૦] પણ આ વિધાનને ય કાંઇક સંકુચિત કરવું પડશે. ઉપર કહેલો સઘળો પ્રદેશ એક સાથે ગુર્જરત્રા કે ગુર્જરદેશ જેવું નામ પામ્યો હોય એમ નથી લાગતું. વળી ચાપવંશનું રાજ્ય હોવાનો જે વાંધો શ્રી. ગૌ. હી. ઓઝા રજૂ કરે છે તે પણ ટકે એવો નથી; કારણ કે બ્રહ્મગુપ્તે કયે સ્થળે ગ્રન્થ લખ્યો એ નથી કહ્યું; માત્ર ચાપવંશના રાજ્ય વખતે ગ્રન્થ લખ્યો એટલું જ કહ્યું છે. પણ તેઓ ભિલ્લમાલકાચાર્ય નામથી પાછળથી પ્રખ્યાત થયા હોવાને લીધે, એ વખતે ભિલ્લમાલનો રાજા ચાપવંશી હતો એવું અનુમાન કરવામાં આવ્યું છે. પણ એણે પોતે પોતાને ભિલ્લમાલનો વતની કહ્યો નથી,[૫૧] એટલે ચાંપવંશના રાજ્યમાં કોઇ સ્થળે તેણે ગ્રન્થ લખ્યો હોય અને એ જ કાળે ભિલ્લમાલમાં ગુર્જરોનું રાજ્ય હોય એ સંભવિત છે. ચાપવંશનું અને ગુર્જરોનું રાજ્ય જુદે જુદે સ્થળે એક કાળે હોય એવું ઉપર ટાંકેલા વિ. સં. ૭૯૫ના ચાલુક્ય લેખથી પણ દેખાય છે.

---

૪૯. श्री चापवंशतिलके श्री व्याघ्रमुखे नृपे शकनृपाणाम्

पंचाशत्संयुक्तैर्वर्षशतैः पंचभिर्व्यतीतैः ॥

ब्राह्मः स्फुटसिद्धान्तः कृतो जिष्णुसुतब्रह्मगुप्तेन ॥

૫૦. જુઓ; રાજપૂતાને કા ઇતિહાસ ખં. ૧ પૃ. ૫૬ તથા ૧૩૧

૫૧. આ હકીકત ઉપર શ્રી. દે. રા. ભાંડારકરે ગુર્જરો ઉપરના નિબંધમાં ધ્યાન ખેંચ્યું જ છે. અને શ્રી દીક્ષિત કહે છે કે, ખંડખાદ્યના ટીકાકાર વરુણે બ્રહ્મગુપ્તને ભિલ્લમાલકાચાર્યની સંજ્ઞા આપી છે અને કેટલાંક પુસ્તકોને અંતે એ સંજ્ઞા મળે છે. જુઓ; ભારતીય જ્યોતિઃ શાસ્ત્ર પૃ. ૨૧૭ ટિ.

હૂણોના રાજ્યનો વાંધો પણ એવો જ નબળો છે. હૂણોનું રાજ્ય પશ્ચિમ હિન્દમાં હોવા છતાં એના સામંત તરીકે ભિલ્લમાલમાં ગુર્જરોનું રાજ્ય હોય એ સંભવિત છે. મતલબ કે, બાણ પહેલાંનો કોઇ ઉલ્લેખ ગુર્જર નામનો મળતો નથી; એ જોતાં તથા યુવાનચુઆંગ ભિલ્લમાલને ગુર્જરદેશની રાજધાની કહે છે એ મેળવતાં, વિ. સં.ના છઠ્ઠા શતકમાં અને કદાચ તે પહેલાં પણ એકાદ શતકથી ગુર્જરોનું રાજ્ય ભિલ્લમાલની આસપાસના પ્રદેશમાં હોય અને તેને પરિણામે જ વિ. સં. ના સાતમા શતકમાં એ પ્રદેશ ગુર્જરદેશ કહેવાયો હોય એમ બધું જોતાં અત્યારે તો લાગે છે.

વળી એ જ વખતે એટલે વિ. સં.ના સાતમા શતકમાં ચાવડાઓનું રાજ્ય પ્ર. ચિં. વગેરે ગુજરાતના પ્રબંધોમાં સચવાઈ રહેલી દંતકથા કહે છે તેમ, પંચાસરમાં હોય અને બ્રહ્મગુપ્તવાળો ચાવડાવંશી વ્યાઘ્રમુખ ભિલ્લમાલનો નહિ પણ બીજા કોઇ પ્રદેશનો–કદાચ પંચાસરનો રાજા હોય અને બ્રહ્મગુપ્તે એના રાજ્યકાળમાં બ્રહ્મસ્ફૂટ સિદ્ધાંત લખ્યો હોય એમ પણ બનવાજોગ છે. બ્રહ્મગુપ્તનું ભિલ્લમાલકાચાર્ય નામ પાછળનું છે, છતાં બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત લખ્યા પછી તેઓ ભિલ્લમાલમાં જઈને રહ્યા હોય અને ત્યાં આચાર્ય થયા હોય તો એ કલ્પના પણ અસંભવિત નથી.

વનરાજના બાપ જયશિખરી પહેલાં સો–પોણોસો વર્ષથી પંચાસરમાં ચાવડાવંશનું રાજ્ય હોય એ સંભવિત માનવામાં આવે તો, વિ. સં ૬૮૫માં પંચાસરમાં ચાવડા વ્યાઘ્રમુખનું અને ભિલ્લમાલમાં ગુર્જર રાજાનું રાજ્ય હોય અને આ ભિલ્લમાલના ગુર્જરને ચાલુક્ય પુલકેશી બીજાએ હરાવ્યા હોય એ સમજી શકાય છે. ૫–૭ વર્ષ પછી યુવાનચુઆંગ ભિલ્લમાલ ગયો ત્યારે ત્યાં એ જ ગૂર્જર રાજાનું રાજ્ય ચાલતું હતું એમ માનવામાં કાંઇ વાંધો લાગતો નથી. એટલું જ નહિ પણ એથી ઘણી મુશ્કેલી દૂર થાય છે. લાટના અવનિ જનાશ્રયના વિ. સં. ૭૯૬ ના તામ્રપત્રમાં આરબોને હાથે જે ચાવડાઓની તથા ગૂર્જરોની હાર થયાનું કહેલું છે, તે પંચાસરના ચાવડાઓની અને ભિલ્લમાલના ગૂર્જરોની સમજવાથી ઘણી ગૂંચ ઊકલી જાય છે. કદાચ આ હારને પરિણામે જ વિ. સં. ૮૦૨માં વનરાજે અણહિલપુરમાં રાજગાદી સ્થાપી અને ભિલ્લમાલની ગાદી વિ. સં. ૮૧૩ પહેલાં પ્રતિહાર નાગાવલોકે પડાવી લીધી.

હવે શ્રી. ગૌ. હી. ઓઝા કહે છે કે, ભિલ્લમાલના ગૂર્જરરાજ્યના રાજાને યુવાનચુઆંગે ક્ષત્રિય કહેલ છે.[૫૨] પણ આ દલીલના જવાબમાં સામો પક્ષ પં. ભગવાનલાલ ઈન્દ્રજી, જેક્સન, શ્રી. દે. રા. ભાંડારકર, વિન્સેન્ટ સ્મિથ વગેરે કહે છે કે, પરદેશી જાતો પણ આ દેશમાં આવી, આ દેશના સમાજમાં ભળી જતાં તેમાંના જેઓ રાજ્યના ધણી થયા તેના વંશજો ક્ષત્રિય ગણાવા લાગ્યા.[૫૩] અને આ દલીલના ટેકામાં પોતાને પહેલાં ગૂર્જર નરપતિ વંશના કહેનાર ભરુચના રાજાઓ પાછળથી પોતાને મહાભારતના કર્ણના વંશના કહે છે, એ દાખલો ટાંકે છે. આ ચર્ચાના પ્રસંગમાં જ ગૂર્જરજાતિ વિશે વિચાર કરી લેવો એ ઠીક છે. કારણ કે ઉગ્ર મતભેદ એ બાબતમાં જ છે.

ગૂર્જર નામના રાષ્ટ્રકૂટ લેખોમાંના તથા મુસલમાન ગ્રંથકારોનાં લખાણોમાંના જે ઉલ્લેખો ઉપર જોયા તે ઉલ્લેખોથી કનોજના નાગભટ્ટ, ભોજ, મહીપાલ વગેરે રાજાઓ તથા કનોજમાં રાજધાની થયા પહેલાંના તેના વત્સરાજાદિ પૂર્વજો ગૂર્જરજાતિના ઠરે છે એમ જેક્સન તથા શ્રી. દે. રા. ભાંડારકર કહે છે.[૫૪] વળી કનોજના આ પ્રતિહાર રાજાઓ ગૂર્જરજાતિના હોય તો પૃથ્વીરાજ રાસામાં પ્રતિહાર પેઠે જ અગ્નિકુળના કહેલા સોલંકીઓ અને પરમારો પણ ગૂર્જરજાતિના જ હોવા જોઈએ, એટલું ધીમેથી ઉમેરી દે છે. અને વિન્સેન્ટ સ્મિથ આ આખુંય કોળું ગળે ઉતારે છે.[૫૫] પણ આ સામે શ્રી. ગૌ. હી. ઓઝા[૫૬] તથા શ્રી. ચિ. વિ. વૈદ્ય[૫૭] કહે છે તે મને તો વજનદાર લાગે છે. પહેલું તો અગ્નિકુળ વાળી દંતકથા જે પૃથ્વીરાજ

---

૫૨. જુઓ; રાજપૂતાને કા ઇતિહાસ ખં-૧ પૃ. ૧૫૭

૫૩. જુઓ; મુંબઇ ગેઝીટિયર ગ્રં-૧ ભા. ૧ પૃ. ૮૫ તથા ૪૬૭, જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં-૨૧ પૃ. ૪૩૩ તથા અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૩૨૨

૫૪. મુંબઇ ગેઝીટિયર ગ્રં.-૧ ભા-૧ પૃ. ૪૬૯ તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૮

૫૫. અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ૩ પૃ. ૪૧૧, ૪૧૨

૫૬. રાજપૂતાને કા ઇતિહાસ ખં. ૧ પૃ. ૪૨ વગેરે

૫૭. જ. બો. બ્રે. રો. એ. સો. ૧૯૨૧-૨૨ સં. ૧ માં ચિ. વૈદ્યનો લેખ, The exploded myth of Agnikulas.

રાસામાં આપી છે તે પૃથ્વીરાજ રાસા ગ્રન્થ જ પૃથ્વીરાજના સમયનો નથી; એટલું જ નહિ પણ સોળમા શતકથી પ્રાચીન નથી.[૫૮] વળી તેમાં આપેલી દંતકથાથી વિરુદ્ધ તે તે વંશના, રાસા કરતાં જૂના કાળના લેખોમાં જુદી જ ઉત્પત્તિ વર્ણવેલી મળે છે. મતલબ કે, રાસાની દંતકથા બિલકુલ વિશ્વાસપાત્ર નથી અને એટલાને જ આધારે પરમાર, ચૌહાણ વગેરેને ગૂર્જરજાતિના ઠરાવી દેવા એ તો તદ્દન ખોટું છે. માત્ર એક પ્રતિહાર વિશે જરા વિસ્તારથી વિચાર કરવાની જરૂર છે. શ્રી. ગૌ. હી. ઓઝા કહે છે કે, રાષ્ટ્રકૂટના લેખોમાં તથા મુસલમાની લખાણોમાં જેટલા ગૂર્જર નામના ઉલ્લેખો છે, તે બધામાં ગૂર્જરદેશ એવો અર્થ લેવાથી કાંઇ વાંધો આવતો નથી. ગૂર્જરજાતિ જ અર્થ લેવો પડે એવો તો એક પણ ઉલ્લેખ નથી એમ મને પણ લાગે છે.[૫૯] પણ અલવર રાજ્યના રાજોરગઢ નામના પ્રાચીન કિલ્લામાંથી વિ. સં. ૧૦૧૬ (ઇ. સ. ૯૬૦)નો એક શિલાલેખ મળ્યો છે, જેમાં એ વખતે રાજ્યપુર (રાજોરગઢ) તથા તેની આસપાસના પ્રદેશ ઉપર ગૂર્જરવંશના પ્રતિહાર મહારાજા મથનદેવનું રાજ્ય હતું એમ લખેલું છે.[૬૦] એ જોઇને શ્રી. દે. રા. ભાંડારકર કનોજના પ્રતિહારને પણ ગૂર્જર ઠરાવવાનો યત્ન કરે છે.[૬૧] પણ શ્રી. ગૌ. હી. ઓઝાની દલીલ એવી છે કે, આ રાજોરગઢના રાજાઓ ગૂર્જરવંશના ખરા કારણ કે એ પોતે જ કહે છે, પણ કનોજના પ્રતિહારો નહિ, કારણ કે કનોજના પ્રતિહારો તો પોતાને રઘુવંશી કહે છે.[૬૨] અને કનોજના રાજા મહેન્દ્રપાલનો ગુરુ કાવ્યમીમાંસા વગેરે ગ્રન્થોનો કર્તા કવિ રાજશેખર (વિ. સં. ૯૫૦ થી ૯૮૦) આ રાજાઓને

---

૫૮. જુઓ; આ જ પુસ્તકમાં 'ચંદ' બરદાઇનો પૃથ્વીરાજ રાસો નામે લેખ.

૫૯. રાષ્ટ્રકૂટના એક ઉલ્લેખ માટે પં. ભગવાનલાલે એ જાતિનો નહિ પણ દેશનો ઉલ્લેખ છે, એમ કહ્યું છે. જુઓ મુંબઈ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ર૭૦ટિ. ર

૬૦. એ. ઇ. ગ્રં. ૩ પૃ. ર૬૬

૬૧. બો. બ્રે. રૉ. એ. સો. ગ્રં. ર૧ પૃ. ૪૧૬

૬ર. જુઓ; ભોજદેવની ગ્વાલિયરની પ્રશસ્તિ શ્લો. ર, ૩, ૭; એન્યુઅલ રિપોર્ટ ઑફ ધી આર્કીઓલૉજિકલ સર્વે ઑફ ઇન્ડિયા પૃ. ર૮૦–૮૧, નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૯ અં. ૩ પૃ. ૩૧૭

રઘુતિલક કહે છે.[૬૩]

પણ મધ્યકાલીન રાજપૂત રાજવંશો વિષે આ બાબતમાં તેઓના જ વંશના લેખોમાં એવી ગડબડ જોવામાં આવે છે કે, આ પુરાવાનું વજન ઘણું ઓછું થઇ જાય છે. અનેક રાજવંશોની ઉત્પત્તિ જુદે જુદે વખતે એ જ વંશનાં લખાણોમાં જુદી જુદી બતાવવામાં આવી છે. દાખલા તરીકે (૧) દક્ષિણના રાષ્ટ્રકૂટોના અમુક લેખોમાં તેઓને ચંદ્રવંશી કહેલ છે, પણ એ જ વંશના ગણાતા કનોજના ગહડવાલો પોતાને સૂર્યવંશી માને છે.[૬૪] હલાયુધ કવિરહસ્યમાં રાષ્ટ્રકૂટોને સાત્યકિના વંશના કહે છે. અને વિ. સં. ૯૭૦ સુધીના એ વંશના લેખોમાં તો ચંદ્રવંશ કે સૂર્યવંશ એકેયનો ઉલ્લેખ નથી. અન્યત્ર વળી હિરણ્યકશિપુના વંશના રાષ્ટ્રકૂટોને કહેલ છે.[૬૫] (૨) ઉદેપુરના રાણાઓનો સૂર્યવંશ ગણાય છે. પણ એ જ વંશના રાજાઓના ઉત્કીર્ણ લેખોમાં એ વંશના મૂળ પુરુષને આનંદપુર (વડનગર)નો વિપ્ર અર્થાત્ નાગરબ્રાહ્મણ કહેલો છે.[૬૬] અને ચાટસ (જયપુર રાજ્ય)માંથી મળેલા ગુહિલોત બાલાદિત્યના લેખમાં એ વંશના રાજાને બ્રહ્મક્ષત્રાન્વિત કહેલો છે[૬૭] વળી વિ. સં. ૭૧૮ના લેખમાં કેવળ ગુહિલાન્વય કહેલ છે.[૬૮]

(૩) દક્ષિણના ચાલુક્યોના જૂના લેખોમાં તેઓને ચંદ્રવંશી સૂર્યવંશી કાંઇ કહેલ નથી. પણ માનવ્ય ગોત્રના હારીતીપુત્ર કહેલ છે.[૬૯] પરંતુ પાછળથી છેક વિક્રમાદિત્ય છઠ્ઠા (વિ. સં. ૧૧૩૩ થી

---

૬૩. रघुकुलतिलको महेन्द्रपालः (વિદ્ધશાલભંજીકા પૃ. ૬)
रघुवंशमुक्तामणिना महीपालेन (બાલભારત)

૬૪. મુંબઇ ગેઝીટિયર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૩૩ તથા 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૩ પૃ. ૫ થી આગળ.

૬૫. મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૧૩

૬૬. જુઓ; ચિતોડગઢની વિ. સં. ૧૩૩૧ ની પ્રશસ્તિ, રાણા કુંભનું એકલિંગ માહાત્મ્ય, વિ. સં. ૧૩૪૨ ની અચલગઢની પ્રશસ્તિ વગેરે. જ. એ. સો. બેંગાલ ૧૯૦૯ માં ગુહિલોત વિષે શ્રી. દે. રા. ભાંડારકરનો લેખ તથા શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાનું મેવાડના ગુહિલો.

૬૭. 'રાજપૂતાને કા ઇતિહાસ' ખં. ૧ પૃ. ૩૮૩

૬૮. એજન પૃ. ૩૯૧

૬૯. જુઓ; દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૮૧, ૮૨

૧૧૮૩) ના એક શિલાલેખમાં ચંદ્રવંશી કહેલ છે.[૭૦] અને તે વિક્રમાદિત્યનો જ આશ્રિત કવિ બિલ્હણ તથા તેને અનુસરીને ગુજરાતના પ્રબંધકારો ચાલૂકય મૂળપુરુષને બ્રહ્માના ચુલુકમાંથી ઉત્પન્ન થયેલો કહે છે.[૭૧] અને કલચુરીવંશી યુવરાજદેવ બીજાના સમયના બિલ્હારીના લેખમાં તેની જ દ્રોણના ચુલુકમાંથી ઉત્પત્તિ કહી છે.[૭૨]

(૪) ચોહાણો - ઇ. સ. ૧૧૬૯ ના સોમેશ્વરના બીજોલ્યાના લેખમાં ચૌહાણ કુળના મૂળપુરુષને વત્સગોત્રનો વિપ્ર કહ્યો છે. વિ. સં. ૧૨૨૫ના ટોડને મળેલા હાંસીના કિલ્લાના લેખમાં તથા આબુ પર્વત ઉપરના અચલેશ્વરના મંદિરના વિ. સં. ૧૩૭૭ ના દેવડારાવ લુંભાના લેખમાં ચૌહાણવંશને ચંદ્રવંશી વત્સગોત્રી કહેલ છે; જ્યારે વીસલદેવના સમયના લેખમાં, હમ્મીર મહાકાવ્યમાં તથા પૃથ્વીરાજવિજયમાં એને સૂર્યવંશી કહેલ છે. અને હાલના ચૌહાણો પોતાને વસિષ્ઠના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલા માને છે.[૭૩]

(૫) પરમારો – પદ્મગુપ્તરચિત નવસાહસાંકચરિતમાં પરમાર વંશની ઉત્પત્તિ વસિષ્ઠના અગ્નિકુંડમાંથી માની છે. ધનપાલરચિત તિલકમંજરી તેને ટેકો આપે છે. પણ તેના જ સમકાલીન હલાયુધે પિંગલસૂત્રવૃત્તિમાં ઉતારેલા એક શ્લોકમાં પરમારવંશી મુંજને બ્રહ્મક્ષત્રકુલીન કહેલ છે. હાલમાં માળવા તરફના પરમારો પોતાને વિક્રમાદિત્યના વંશ જ માને છે.[૭૪]

(૬) પ્રતિહાર – મંડોરના પ્રતિહારના ત્રણ શિલાલેખો (૧) વિ. સં. ૮૯૪ના બે અને (૩) ઘટિયાલાનો વિ. સં. ૯૧૮ નો મળ્યા છે. જેમાં તે વંશની ઉત્પત્તિ એવી રીતે આપી છે કે, 'હરિશ્ચન્દ્ર નામના વિપ્રને બે સ્ત્રીઓ હતી, એક દ્વિજ વંશની અને બીજી ક્ષત્રિય કુલની; આમાંથી બ્રાહ્મણ સ્ત્રીથી જે પુત્રો થયા તે બ્રાહ્મણ પ્રતિહાર કહેવાયા, અને ક્ષત્રિય સ્ત્રીથી તે ક્ષત્રિય પ્રતિહાર કહેવાયા. ક્ષત્રિય સ્ત્રીથી જે

---

૭૦. 'સોલંકિયો કા પ્રાચીન ઇતિહાસ' પૃ. ૩, ૪

૭૧. વિક્રમાંકદેવચરિત્ર સ. ૧ શ્લો. ૩૩ થી ૫૭ પ્ર-ચિં, મૂળરાજ પ્રબંધ.

૭૨. 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૩ પૃ. ૪૫૯.

૭૩. એજન પૃ. ૪૫૭ તથા મેવાડના ગુહિલો પૃ. ૮

૭૪. એજન પૃ. ૪૫૭.

છોકરા થયા તે મદ્યપ થયા.' આ મંડોરના પ્રતિહારો.[૭૫] પછી કનોજના પ્રતિહારો પોતાને રવંધુશી કહે છે અને ત્રીજા રાજોરગઢના ગૂર્જર પ્રતિહારો, જેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે.[૭૬]

ઉપર આપેલા દાખલાઓ જોતાં સૂર્યવંશ અને ચંદ્રવંશ સાથે સમકાલીન રાજાઓના વંશને જોડવાનો પવન પાછળથી ચાલ્યો છે. ખાસ કરીને પૌરાણિક કથાઓની અસરનું એ પરિણામ છે અને ઉપર આપેલા દાખલાઓમાંના કેટલાક દાખલા આપી, શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ જે કહે છે કે, 'આ બધો ગોટાળો સંભવતઃ પુરાણોની કથાઓના અનુકરણથી થયો છે માટે ઐતિહાસિક દૃષ્ટિએ વિશ્વસનીય નથી '[૭૭] તે યથાર્થ લાગે છે.



૭૫. विप्रःस हरिश्चन्द्राख्य : पत्नी भद्रा च क्षत्रिया। तेन श्रीहरिश्चन्द्रेण परिणीता द्विजात्मजा द्वितीया क्षत्रिया भद्रा महाकुलगुणान्विता ॥

'નાગરીપ્રચારિણી પત્રિકા' ભા. ૯, અંક ૩ પૃ. ૩૧૪ ટિ. 'રાજપૂતાને કા ઇતિહાસ' ખં. ૧. પૃ. ૧૨ ટિ. ૨ તથા પૃ. ૧૪૮

૭૬. 'રાજપૂતાને કા ઇતિહાસ' ખં. ૧, પૃ. ૧૩૩ તથા ૧૫૬.

૭૭. 'ભારત કે પ્રાચીન રાજવંશ': ખં. ૩, પૃ. ૪૫૮.

## યાદવોનું કુળ

**ભગવાન** કૃષ્ણ યાદવ હોવાથી યાદવો અને શ્રીકૃષ્ણ સાથે યાદ આવે છે; પણ યાદવ વંશની વંશાવળી અને શ્રીકૃષ્ણચરિત્ર બન્ને એક જ ગ્રન્થો–પુરાણોમાં સંગ્રહિત હોવા છતાં બન્નેનો વિકાસ સ્વતંત્ર રીતે થયો છે. વૈષ્ણવ પુરાણોએ એક યાદવ મહાપુરુષ તરીકે શ્રીકૃષ્ણનું ચરિત્ર નથી લખ્યું; પણ વૈષ્ણવોના પરમપૂજ્ય દેવના અવતાર તરીકે લખ્યું છે. મતલબ કે, વર્તમાન સ્થિતિમાં યાદવ વંશાવળી શ્રીકૃષ્ણ-ચરિત્ર ઉપર બહુ પ્રકાશ નાખતી હોય એમ દેખાતું નથી, પણ યાદવ વંશને તો શ્રીકૃષ્ણના જન્મને લીધે ઘણું મહત્ત્વ મળ્યું છે.

મેં અહીં યાદવ વંશ સંબંધી ઉપલબ્ધ ખણી ખરી વાતો ટૂંકામાં નોંધી છે; એમાં શ્રીકૃષ્ણનાં ચરિત્ર સંબંધી કેટલુંક આવી જાય છે. અને શ્રીકૃષ્ણનું દૈવી નહિ પણ ઐતિહાસિક સ્વરૂપ સમજવામાં આ નાની નાની બાબતો વધારે ઉપયોગી છે એમ મને લાગે છે.

યદુથી ઊતરેલા તે યાદવો, એટલે યદુનું મૂળ જોવું પડશે. પુરાણો બધા ક્ષત્રિય વંશોના મૂળ પુરુષ તરીકે વૈવસ્વત મનુને ગણે છે, વૈવસ્વત મનુથી ભવિષ્યના રાજાઓ–ગુપ્ત પહેલાંના રાજાઓ સુધીના જુદા જુદા ક્ષત્રિય વંશોની વંશાવળી વરાહ, વામન, સ્કન્દ, નારદીય, બ્રહ્મવૈવર્ત અને ભવિષ્ય સિવાયનાં બધાં પુરાણોમાં આપી છે. મહાભારતમાં અને રામાયણમાં પણ કેટલીક વંશાવળીઓ મળે છે. વંશાવળીઓ જે પુરાણોમાં મળે છે, તેમાં પણ આદ્યન્ત એક સરખી અને સંપૂર્ણ નથી મળતી. વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ, બ્રહ્મપુરાણ, હરિવંશ, મત્સ્યપુરાણ, પદ્મપુરાણ (પાંચમો ખંડ), વિષ્ણુપુરાણ અને વિષ્ણુની બીજી આવૃત્તિ જેવું ભાગવતપુરાણ એટલાં પુરાણોમાં વંશાવળીઓ વિસ્તારથી અને થોડે ઘણે અંશે સંપૂર્ણ મળે છે. છતાં એક જ વંશનાં નામો પણ આ બધાં પુરાણોમાં એકસરખાં નથી મળતાં, તેમ આ પુરાણોએ પણ બધા વંશો સંપૂર્ણ

આપવાનો પ્રયાસ કર્યો નથી; મતલબ કે, આ વિષયનું જે સાહિત્ય ઉપલબ્ધ છે તે ઘણી રીતે તૂટક છે.

વળી આ પૌરાણિક વંશસાહિત્યનો બહુ થોડો અભ્યાસ થયો છે. ખરી રીતે સદ્ગત પુરાણુવિદ પાર્જિટરે આ વંશોને પ્રકાશમાં આણ્યા છે અને આ દેશની ઐતિહાસિક સામગ્રીમાં વંશોને સ્થાન અપાવવા માટે પ્રબળ પક્ષવાદ કર્યો છે. ભગવાન બુદ્ધ પછીના સમયના વંશો માટે પાર્જિટરની પહેલાં જ પુરાણોને એક પ્રમાણુ તરીકે પ્રાચ્ય-તત્ત્વજ્ઞોએ સ્વીકાર્યાં હતાં. પણ તે પહેલાંના સમય માટે અને વધારે તો ભારત યુદ્ધ પહેલાંના સમય માટે પુરાણોક્ત વંશાવળીઓ પાર્જિટરનાં પ્રકાશનો પછી પણ પુરાતત્ત્વજ્ઞોમાં બહુમાન્ય થઈ નથી. ખરી વાત એ છે કે, પુરાણો જેવાં અત્યારે મળે છે તેવાં ઘણા વખત પછી લખાયાં છે. અને હાલનાં પુરાણોના જૂના અંશોવાળું મૂળ પુરાણુ પણ મહાભારતના પહેલા થરથી જૂનું હોવાનો સંભવ નથી.[૧] વળી આ સૂતોક્ત સાહિત્ય એક રીતે પાછળના બારોટોના ચોપડાઓ જેવું છે. જુદા જુદા જૂના વંશોના આશ્રિત સૂતોએ તે તે વંશનાં પેઢીનામાં જરૂર જાળવી રાખ્યા હશે. પણ નવા નવા રાજવંશો આવે ત્યારે એ રાજાઓના પૂર્વજોને છેક મનુ સાથે જોડવાની આ સૂતોની સ્વાભાવિક ઇચ્છામાંથી આ પૌરાણિક વંશોમાં ખોટા અંશો દાખલ થયા હોવાનો સંભવ છે. ઉદેપુરના રાજાઓના બારોટોએ એ રાજાઓની વંશાવળીને છેક ઇક્ષ્વાકુ સાથે જોડી દીધાની વાત પ્રસિદ્ધ છે; અરે, એટલે સુધી પણ જવાની જરૂર નથી. પોતાને યાદવવંશી કહેવરાવતા કાઠિયાવાડનાં ગામડાંના બોરીચા ખેડુતોના બારોટો એનાં પેઢીનામાંને કૃષ્ણ સુધી લઈ જાય છે. આ સ્થિતિમાં પૌરાણિક વંશસાહિત્યમાંથી ઇતિહાસ તારવતાં ખૂબ સાવધાન રહેવાની જરૂર છે. અને જ્યાં બીજાં સાધનો ઉપલબ્ધ હોય ત્યાં એ સાધનોના પ્રકાશથી પુરાણોક્ત વંશોની પરીક્ષા કરી જોવી જોઈએ.

બુદ્ધના સમયની બાબતમાં આ રીતની પરીક્ષા શક્ય હોવાથી, આ દેશના ઇતિહાસના અન્વેષકોએ ઇ. સ. પૂર્વે ૬૦૦ પછીના વખત માટે પુરાણોક્ત વંશોને ખૂબ કસી જોયા પછી એનો આ દેશનો ઇતિહાસ

૧. પુરાણોના કાલાનુક્રમની ચર્ચા ગુ. વ. સો. તરફથી પ્રકાશિત 'પુરાણુ વિવેચન'માં મેં કરી છે.

ઉકેલવામાં ઘણો લાભ લીધો છે. પણ એ સમયના વંશોમાં યે પુરાણોમાં ગડબડ થઇ છે. પ્રદ્યોતો અને શૈશુનાગોને મગધના વંશમાં અનુક્રમમાં પુરાણો મૂકે છે. જ્યારે બૃહત્કથા, પ્રાચીન બૌદ્ધ અને જૈન સાહિત્ય વગેરેથી પ્રદ્યોતોનું અવન્તીમાં અને શૈશુનાગોનું મગધમાં એક કાળે રાજ્ય હતું, એમ સિદ્ધ થાય છે. ( જુઓ; Cambrige History of India Vol. 1 ch. 13 )

પૌરાણિક સાહિત્યકારોની, વંશોને એક પછી એક ગોઠવવાની પદ્ધતિ, વંશોને મનુ સુધી ખેંચી જવાની વાસના, જુદી જુદી જાતિઓને એક પુરુષમાંથી ઉત્પન્ન થતી બતાવવાની ઇચ્છા, પુરાણોમાં પરસ્પર વિરોધ વગેરે અનેક ખામીઓનું વર્ણન કરવાની અહીં જરૂર નથી; પણ એ બધી ખામીઓ છતાં એ વંશોની ઉપયોગિતા ઘણી છે. માત્ર એને બીજાં સ્વતંત્ર પ્રમાણોથી કસી જોવા જોઇએ. પ્રાચીન કાળ માટે આવાં સાધનોમાં વૈદિક સાહિત્ય સિવાય આપણી પાસે કશું નથી; પણ, વૈદિક સાહિત્ય મુખ્યત્વે ધાર્મિક છે. અને એમાં પૂરા વંશો હોવાનો સંભવ જ નથી. છતાં પુરાણોક્ત વંશાવળીઓમાંનાં કેટલાંક નામો વેદોમાં મળે છે. આગળ દાખલાઓ ટાંકયા છે. પાંચાલના રાજાઓમાંથી સુદાસ વગેરે રાજાઓ વૈદિક સાહિત્યમાં પ્રખ્યાત છે. ટૂંકામાં, પુરાણોક્ત વંશાવળીઓમાં સત્યાંશ અને અસત્યાંશનું એવું મિશ્રણ દેખાય છે કે, ખૂબ ચાળીને તથા ખૂબ સાવધાનતાથી વિવેચન કર્યા પછી એનાં કથનોને સ્વીકારવાં જોઈએ. વૈદિક સાહિત્ય બ્રાહ્મણ-સંપ્રદાયે ઉપજાવેલું અને બ્રાહ્મણોમાં મૂળથી ‘ ઐતિહાસિક ઇન્દ્રિય ’નો અભાવ, વગેરે પોતે કલ્પેલાં કારણોથી પાર્જિટરે વૈદિક સાહિત્ય અને પૌરાણિક સાહિત્યનાં કથનો વચ્ચે વિરોધ આવે ત્યાં પુરાણને પ્રમાણ ગણ્યું છે; પણ બીજા પાશ્ચાત્ય વિદ્વાનો આ સિદ્ધાંત હજી સ્વીકારતા નથી અને વેદોને બલવત્તર પ્રમાણ માનીને, પુરાણોને તદ્દન ગૌણ ગણીને જ વૈદિક સમયનો ઇતિહાસ જેટલો ઊકલે તેટલો ઉકેલવા પ્રયત્ન કરે છે. ( જુઓ; Cambrige History of India Vol. 1 )

પાર્જિટરનો ઉપર કહેલો વિચિત્ર સિદ્ધાંત વેદોમાં બ્રાહ્મણ-સંપ્રદાય અને પુરાણોમાં ક્ષત્રિયસંપ્રદાય, ઐતિહાસિક બાબતમાં વેદો કરતાં પુરાણો વધારે માન્ય વગેરે તો હું પણ માનતો નથી; પણ વંશો સળંગ પુરાણોમાં જ આપ્યા છે, વેદોમાં તો છૂટાછવાયા કોઇ કોઈ વ્યક્તિ-

ઓના ઉલ્લેખો જ છે. માટે વંશોની બાબતમાં પુરાણોક્ત વંશાવળીઓનો અભ્યાસ કરવો એ જ એક માર્ગ છે. અલબત્ત, વૈદિક તથા બીજા પ્રકાશથી પુરાણોક્ત વંશાવળીઓનું શોધન અવશ્ય કરવું જોઇએ; પણ વંશાવળીઓ જાણવા માટે મુખ્ય સાધન તો પુરાણો જ છે. અને પાર્જિટરે પુરાણોક્ત વંશાવળીઓનું એવું સંપૂર્ણ અને એટલું સવિસ્તર મંથન કર્યું છે કે, વંશો સંબંધી પુરાણોના ઉલ્લેખો વગેરે માટે મેં મોટે ભાગે એનો આધાર લીધો છે.

પુરાણો કહે છે કેઃ—"મનુ વૈવસ્વતને નવ પુત્રો હતા. (૧) ઇક્ષ્વાકુ (૨) નાભાગ, (૩) ધૃષ્ટ, (૪) શર્યાતિ (૫) નરિષ્યન્ત (૬) પ્રાંશુ (૭) નાભાનેદિષ્ટ, (૮) કરુષ અને (૯) પૃષધ્ર, આ નવ માનવો કહેવાય છે."[૨]

આ નવ પુત્રો ઉપરાંત વૈવસ્વત મનુને ઇલા નામની એક કન્યા અથવા ઇલ નામનો મોટો પુત્ર હતો, જે સ્ત્રી રૂપ પામીને ઈલા થયો હતો; આ ઇલાના વંશજો ચંદ્રવંશી ગણાય છે અને એમાં જ યાદવોનો

---

૨. આ શ્લોકો નીચેનાં પુરાણોમાં થોડા થોડા પાઠફેરથી મળે છે— **ब्रह्मांड** ૩, ૬૦, ૨-૩ **वायु** ૮૫, ૩-૪ **ब्रह्म** ૭, ૧-૨ **हरिवंश** ૧૦, ૬૧૩-૧૪, **लिङ्ग** ૧, ૬૫, ૧૭-૧૯ **शिव** ૭, ૬૦, ૧-૨ **कूर्म** ૧, ૨૦, ૪-૬ **अग्नि** ૨૭૨, ૫-૭ આ ઉપરાંત **वायु** ૬૪, ૨૯-૩૦ માં અને **ब्रह्मांड** ૨, ૩૮, ૩૦-૩૨ માં આનું પાઠાંતર મળે છે. આ પુરાણોના પાઠનું સંશોધન કરીને, નીચે પ્રમાણે શ્લોકો પુરાણવિદ્ પાર્જિટર આપે છે—

**मनोर्वैवस्वतस्यासन्पुत्रा वै नव तत्स्मृताः ।**
**इक्ष्वाकुश्चैव नाभागो धृष्टः शर्यातिरेव च ॥**
**नरिष्यन्तस्तथा प्रांशुर्नाभागोदिष्ट एव च ।**
**करुषश्च पृषध्रश्च नवैते मानवाः स्मृताः ॥**

**विष्णु** ૪, ૧, ૫ અને **महाभारत** ૧, ૭૫, ૩૧૪૦-૪૧ ઉપરના પાઠને સંમત છે. નાભાગોદિષ્ટ પાર્જિટરે પસંદ કર્યું છે, પણ નાભાનેદિષ્ટ હોવું જોઇએ એમ પોતે જ ટિપ્પણી (પા. ૮૪)માં કહે છે. **गरुड** ૧, ૧૩૮, ૨; **मार्कंडेय** ૭૯, ૧૧-૧૨ અને ૧૧૧, ૪-૫ અને **भागवत** ૯, ૧, ૧૧-૧૨માં પાઠાંતર છે. **मत्स्य** ૧૧, ૪૦-૪૧, અને **पद्म** ૫, ૮, ૭૫-૭૭ માં જુદો જ પાઠ છે. મહાભારતમાં ૧, ૧, ૪૨-૭ માં કલ્પિત અને ખોટો સાર ખેંચ્યો છે. પાર્જિટર, Ancient Indian Historical Tradition p. 84.

સમાવેશ થાય છે. તેથી ઇલાનો વિચાર પાછળ રાખી, મનુના નવ પુત્રોનો વિચાર પતાવી દઈએ. પુરાણો કહે છે કે, મનુ "સૂર્ય-લોકમાં જતાં એના દશ પુત્રોએ પૃથિવીને દશ ભાગમાં વહેંચી લીધી."[૩] આ વહેંચણીની પુરાણોક્ત વિગતોનો સાર નીચે પ્રમાણે છે. "પૃષધ્રે ગુરુની ગાય મરાવીને ખાધી, એટલે ચ્યવનના શાપથી શૂદ્રપણાને પામ્યો," (વાયુ ૮૬, ૧-૨) મતલબ કે, એને પૃથિવીનો ભાગ ન મળ્યો. ઋગ્વેદના એક વાલખિલ્ય સૂક્તમાં પૃષધ્રનું નામ આવે છે.[૪] પણ એ પૃષધ્ર મનુપુત્ર હોય એમ લાગતું નથી. પછી મનુપુત્ર કરૂષમાંથી કારૂષ થયા, જેઓ યુદ્ધ વીર હતા.[૫] આ કરૂષોનું કરૂષદેશમાં રાજ્ય હતું. આ કારૂષદેશ હાલના રેવાની આસપાસ અને એની પૂર્વમાં હતો એમ પાર્જિટર કહે છે.[૬] ધૃષ્ટના ધાર્ષ્ટક નામના રણધૃષ્ટ ક્ષત્રિયો થયા.[૭] આ ધાર્ષ્ટકો વિશે કાંઈ વધારે કહ્યું નથી. માત્ર શિવપુરાણ કહે છે કે, તેઓ બાલ્હીક દેશમાં રહ્યા, જેનો અર્થ બલ્ખ થાય; પણ વધારે સંભવ પંજાબનો બાહલીક દેશ હોવાનો છે.[૮] નરિષ્યન્તના વંશ માટે ઘણી ગડબડ છે. કેટલાંક પુરાણો નરિષ્યન્તના વંશજોને શકો કહે છે.[૯] ભાગવતમાં નરિષ્યન્તના વંશજોની નામાવલિ આપી છે અને એમાંથી

---

૩. वायु ८५, २०-२१. ब्रह्मांड ३, ६०, २०-२१. ब्रह्म ७, २०-२१. हरिवंश १०, ६३३-३५. शिव ७, ६०, १६, बौधायन २-२-३-२ એજન p. 254 n. 11.

૪. ऋ. ८, ५२, २ Vedic Index Vol. II p. 20.

૫. करूषस्य तु कारूषाः क्षत्रिया युद्धदुर्मदाः ।

वायु ८६-२

બીજાં પુરાણોના ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૫ ટિ. ૧૪

૬. એજન પા. ૨૫૬ અને પાર્જિટરનું માર્કંડેય પુરાણનું અંગ્રેજી ભાષાંતર પા. ૩૪૧.

૭. धृष्टस्य धार्ष्टकं क्षत्रं रणधृष्टं बभूव ह ।

वायु ८८-४

૮. પાર્જિટર, પા. ૨૫૬ અને તેની ટિ. ૪-૫

૯. नरिष्यतः शकाःपुत्राः । हरिवंश. १०-६६१, વધારે ઉલ્લેખો માટે જુઓ એજન પા. ૨૫૭ ટિ. ૬

અગ્નિવેશ્યાયન બ્રાહ્મણો થયા એમ કહ્યું છે;[૧૦] પણ આ વાત વૈશાલ વંશના નરિષ્યન્ત વિશે હોવાનો વધારે સંભવ છે એમ પાર્જિટર કહે છે. નાભાગના અંબરિષાદિ વંશજોનું ઘણું કરી જમના કાંઠે રાજ્ય હતું. બાર પુરાણોમાં નાભાગનો વંશ આપ્યો છે.[૧૧] હરિવંશ તો અંબરીષ આગળ જ અટકે છે પણ બીજા ચોથી પેઢીના રથીતર આગળ અટકે છે. ઋગ્વેદમાં નભાકના પુત્ર નાભાકનું નામ ઋષિ તરીકે આવે છે[૧૨] પણ તે આ પુરાણોક્ત મનુપુત્ર હોવાનો સંભવ થોડો જ છે. નાભાનેદિષ્ટના વંશનું રાજ્ય વૈશાલીમાં હતું અને એની વંશાવળી સાત પુરાણોમાં તથા રામાયણ અને મહાભારતમાં આપી છે.[૧૩] માનવ નાભાનેદિષ્ટનું નામ પાછલી સંહિતાઓમાં અને બ્રાહ્મણોમાં પ્રસિદ્ધ છે.[૧૪] આ વૈદિક ઉલ્લેખોમાં કહ્યું છે કે મનુએ પોતાના પુત્રોને જ્યારે મિલકત વહેંચી આપી ત્યારે નાભાનેદિષ્ટને કાંઇ ન આપ્યું. પણ એણે પિતાની સલાહને અનુસરી આંગીરસ પાસેથી ગાયો મેળવી. નાભાનેદિષ્ટ શબ્દનો મૂળ અર્થ નજીકમાં નજીકનો સંબંધી એટલો છે. પુરાણો નાભાનેદિષ્ટની વંશાવળી પ્રમતિ સુધી આપે છે. આ પ્રમતિ રામાયણના કથન પ્રમાણે અયોધ્યાના રાજા દશરથના સમકાલીન હતા.[૧૫] આ વંશાવળી વાયુ, વિષ્ણુ, ગરુડ અને ભાગવતમાં પ્રમતિ સુધી સંપૂર્ણ આપી છે અને બાકીના ગ્રન્થોમાં અધૂરી છે. વળી નાભાનેદિષ્ટના ભલંદન વૈશ્ય થઈ ગયાનું અને ત્રણ વૈશ્ય બ્રાહ્મણો

---

૧૦. भागवत ૯, ૨, ૧૯ થી ૨૨

૧૧. હરિવંશ ૧૦, ૬૪૧, બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર, પા. ૯૮ ટિ. ૩.

૧૨. ઋ. ૮, ૪૧, ૨; निरुक्त ૧૦, ૫ Vedic Index Vol. I p. 442.

૧૩. ब्रह्मांड ૩, ૬૧, ૩ થી ૧૮, वायु ૮૬, ૩ થી ૨૨, रामायण ૧, ૪૭, ૧૧ થી ૧૭ महाभारत ૧૪, ૪, ૬૫ થી ૮૬; બીજા ઉલ્લેખો માટે જુઓ, પાર્જિટર પા. ૯૭ ટિ. ૧

૧૪. तै. सं. ૩, ૧, ૯, ૪ થી ૬ ऐ. ब्रा. ૫, ૧૪ Vedic Index Vol. I p. 442

૧૫. वा. रामायण ૧, ૪૭, ૧૭-૨૦ પાર્જિટર પા. ૯૭

મંત્રદ્રષ્ટા થયાનું પુરાણોમાં કહ્યું છે.[૧૬] આ ભલંદનનો પુત્ર વત્સપ્રી ઋગ્વેદના એક સૂક્તના દ્રષ્ટા તરીકે પ્રસિદ્ધ છે.[૧૭]આ નાભાનેદિષ્ટના એક વંશજ વિશાલ નામના પરમ ધાર્મિક રાજાએ વિશાલા અથવા વૈશાલીનગરીની સ્થાપના કરી[૧૮]; અને પછીથી આ રાજાઓ વૈશાલક કહેવાવા લાગ્યા; રામાયણે તો વિશાલથી જ વંશનો આરંભ કર્યો છે અને વિશાલને ઈક્ષ્વાકુનો પુત્ર ગણ્યો છે.

મનુના પુત્ર શર્યાતિએ આનર્તમાં કુશસ્થલી (દ્વારકા)માં રાજ્ય સ્થાપ્યું. આ શર્યાતિનો ટૂંકો વંશ બાર પુરાણોમાં આપ્યો છે.[૧૯] જુદાં જુદાં પુરાણોના પાઠમાં ઝાઝો ફેર નથી. શર્યાતિનો પુત્ર આનર્ત, તેના નામ ઉપરથી આનર્ત દેશનું નામ પડયું. શર્યાતિની કન્યા સુકન્યા ભાર્ગવ ચ્યવનને પરણેલી. તેની કથા વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ઋગ્વેદમાં શર્યાતિ મંત્રદ્રષ્ટા તરીકે પ્રસિદ્ધ છે.[૨૦] ઐતરેય બ્રાહ્મણમાં પણ એક શાર્યાતનો ઉલ્લેખ છે. ત્યાં એને માનવ કહ્યો છે તથા ચ્યવને એને રાજ્યાભિષેક કરેલો એમ કહ્યું છે.[૨૧] શતપથ અને જૈમિનીય બ્રાહ્મણવાળા[૨૨] ચ્યવનોપાખ્યાનમાં જે શાર્યાતનું નામ છે, તે અને ઉપર કહેલા એક જ જણાય છે. આ બ્રાહ્મણ ગ્રંથોમાં જ ચ્યવન–સુકન્યાનું આખ્યાન પ્રથમ મળે છે અને મહાભારત પુરાણોમાં એનો વિસ્તાર થયો છે.

---

૧૬. **मार्कंडेय ११३**, ૩૬; **११४**, ૨; **११६**, ૩-૪ **ब्रह्मांड** ૭, ૨૬, **विष्णु** ૪, ૧, ૧૫ **भागवत** ૯, ૨, ૨૩.

અને **ब्रह्मांड** ૭, ૪૨: **हरिवंश ११**, ૬૫૮ **शिव** ૭, ૬૦, ૩૭

પાર્જિટર પા. ૯૭ ટિ. ૫, ૬

૧૭. પાર્જિટર પા. ૯૭ **ऋ**. ૯, ૬૮

૧૮. **विशालो वंशकृद्राजा वैशालीं निर्ममे पुरीम् । भा. ९, २, ३३.**
બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૭ ટિ. ૪

૧૯. **वायु** ૮૬, ૨૩ થી ૨૯ અને ૮૮, ૧ થી ૪, **ब्रह्मांड** ૩, ૬૧, ૧૮ થી ૪૨ **ब्रह्म** ૭, ૨૭ થી ૪૧ **हरिवंश** ૧૦, ૬૪૨ થી ૧૧, ૬૫૭; વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૭ ટિ. ૮

૨૦. **ऋ**. ૧, ૫૧, ૧૨; ૩, ૫૧, ૭. Vedic Index Vol. II p. 375.

૨૧. **ऐ. ब्रा.** ૪, ૩૨, ૭ Vedic Index Vol. II p. 375.

૨૨. **श. ब्रा.** ૪, ૧, ૫; ૧ **जै. ब्रा.** ૩, ૧૨૧, એજન.

આ વંશ લાંબો વખત ચાલ્યો જણાતો નથી અને પુરાણો પ્રમાણે આનર્તના ચોથી પેઢીના જ રૈવત પોતાની કન્યા રેવતી સાથે બ્રહ્મલોકમાં ગાન સાંભળવા ઊભા રહ્યા: ત્યાં યુગો ચાલ્યા ગયા અને રેવતી બલદેવને આપવી પડી.[૨૩] અને પાછળથી રૈવત બ્રહ્મલોકમાં ગયા પછી પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો.[૨૪]

મનુના જ્યેષ્ઠ પુત્ર ઇક્ષ્વાકુ મધ્યદેશના રાજા થયા.[૨૫] અને અયોધ્યાના સૂર્યવંશના મૂળ પુરુષ આ ઇક્ષ્વાકુ જ ગણાય છે.[૨૬] ઇક્ષ્વાકુના વંશ માટે વાયુ વગેરે ૭ પુરાણો[૨૭] કહે છે કે, ઇક્ષ્વાકુને સો પુત્રો હતા જેમાં વિકુક્ષિ, નિમિ અને દંડ મોટા હતા અને શકુનિ વગેરે મોટા પચાસ ઉત્તરાપથના રાજાઓ થયા અને વિશાતિ વગેરે નાના અડતાલીસ દક્ષિણાપથના રાજાઓ થયા.[૨૮] આમાંથી વિકુક્ષિ ઇક્ષ્વાકુની ગાદીએ બેઠો. તેનો કકુત્સ્થ અને આ કકુત્સ્થ-માંથી જે વંશ ચાલ્યો તેમાં રામચન્દ્ર થયા. આ અયોધ્યાના ઇક્ષ્વાકુના વંશની વંશાવળી તેર પુરાણોએ લગભગ સંપૂર્ણ આપી છે.[૨૯]

---

૨૩. भागवत ૯, ૩. ૨૯ થી ૩૭ वायु ૮૬, ૨૩ થી ૨૯

૨૪. हता पुण्यजनैः सर्वा राक्षसैः सा कुशस्थली । वायु ८८, १

પાર્જિટર પા. ૯૮

૨૫. ब्रह्म ૭, ૨૦ हरिवंश ૧૦, ૬૩૪ शिव ૭, ૬૦, ૧૭ वायु ૮૫, ૨૧

૨૬. मत्स्य ૧૨, ૧૫ पद्म ૫, ૮, ૧૨૦ એજન પા. ૨૫૭

૨૭. वायु ૮૮, ૮ થી ૧૧ વગેરે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૭ ટિ. ૪.

૨૮. शकुनिप्रमुखास्तस्य पुत्राः पञ्चशतं तु ते
उत्तरापथदेशस्य रक्षितारो महीक्षितः
विंशतिप्रमुखास्ते तु दक्षिणापथरक्षिणः

वायु ८८, ८ थी १०.

પાર્જિટર પા. ૨૫૭

મત્સ્ય વગેરે ચાર પુરાણો વિકુક્ષિના ૧૫ પુત્રો મેરુની ઉત્તરે અને ૧૧૪ મેરુની દક્ષિણે રાજા થયા એમ કહે છે. मत्स्य ૧૨, ૨૬–૨૭

એજન પા. ૨૫૭

૨૯. वायु ૮૮, ૮ થી ૨૧૩ ब्रह्म ૭, ૪૪ થી ૪૮, વગેરે પૌરાણિક ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૩ ટિ. ૨

રામાયણમાં રામ સુધીની વંશાવળી બે વખત આપી છે.[30] મહાભારતે દઢાશ્વ સુધી એક સ્થળે આપી છે અને અન્યત્ર બીજા ફટકાઓ આપ્યા છે.[31] રઘુવંશમાં દિલીપ બીજાથી અગ્નિવર્ણ સુધીનો પાછલા અર્ધાનો ઘણો ભાગ આપ્યો છે. આમાંથી રામાયણ સિવાયના ગ્રન્થો એકબીજા સાથે મોટે ભાગે મળે છે. અને રઘુવંશ પણ આ બાબતમાં રામાયણને નહિ પણ પુરાણોને અનુસરે છે[32] એ જોતાં રામાયણની વંશાવળીમાં જ ગડબડ લાગે છે.

ઇક્ષ્વાકુના બીજા પુત્ર નિમિ અથવા નેમિમાંથી વિદેહનો વંશ નીકળ્યો.[33] આ વિદેહની વંશાવળી પાંચ પુરાણોમાં આપી છે. સીરધ્વજ સુધી રામાયણમાં આપી છે.[34] નિમિના પુત્ર મિથિના નામ ઉપરથી મિથિલા નગરીનું નામ પડયું.[35]

ઇક્ષ્વાકુને ત્રીજો દંડ નામનો પુત્ર હોવાનું કેટલાંક પુરાણો કહે છે અને એ દંડ ઉપરથી દંડકારણ્યનું નામ પડયું હોવાનું પદ્મપુરાણ કહે છે.[36]

ઇક્ષ્વાકુ વંશના પુરુષોમાંથી ઇક્ષ્વાકુનું નામ ઋગ્વેદમાં એક વખત અને અથર્વવેદમાં એક વખત મળે છે.[37] આ બન્ને સ્થળે ઇક્ષ્વાકુને

---

૩૦. **रामायण** ૧, ૭૦, ૨૧ થી ૪૪; ૨, ૧૧૦, ૬ થી ૩૫

૩૧. **महाभारत** ૩, ૨૦૧, ૧૩૫૧૫-૧૯, ૨૦૩, ૧૩૬૧૪ થી ૨૨ અને ૩, ૧૦૭, ૯૯૧૨ થી ૧૮

૩૨. જુઓ મારું 'કાલિદાસ અને પુરાણો' (વસંત સ્મારક ગ્રંથ) પાર્જિટરે પા. ૯૧ થી ૯૩ માં વધારે દાખલાઓ આપ્યા છે.

૩૩. નિમિ વસિષ્ઠના શાપથી વિદેહ કહેવાયા માટે એનાથી ચાલેલો વંશ પણ એ નામથી ઓળખાયો.

**वायु** ૮૯, ૪

૩૪. **वायु** ૮૯, ૧ થી ૨૩ **विष्णु** ૪, ૫, ૧૧ થી ૨૪, બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૫ ટિ. ૫, ૬

૩૫. **मिथिर्नाम महावीर्यो येना सौ मिथिलाऽभवत् ।**

**वायु** ૮૯, ૬

૩૬. પાર્જિટર પા. ૨૫૮ ટિ. ૨

૩૭. **ऋ.** ૧૦, ૬૦, ૪ Vedic Index Vol. I p. 75

**अ. वे.** ૧૪, ૩૯, ૯ ,,

મનુપુત્ર નથી કહ્યો, પણ પ્રાચીન વીરનું નામ હોય એમ લાગે છે. પંચવિંશ બ્રાહ્મણમાં ઐક્ષ્વાક ત્ર્યારુણ ત્રૈધાવતનું નામ છે.[૩૮] અને ઋગ્વેદમાં ત્ર્યારુણ ત્રસદસ્યુનું નામ છે તે એક જ લાગે છે.[૩૯] વળી શતપથ બ્રાહ્મણમાં પુરુકુત્સને ઐક્ષ્વાક કહ્યો છે.[૪૦] આ વૈદિક ઉલ્લેખો ઉપરથી દસ્યુઓ જેનાથી ત્રાસતા (ત્રસદસ્યુ) એવો આ ઇક્ષ્વાકુનો વંશ પુરુકુત્સ નામના પુરુ ઉપરથી મૂળ પુરુનો વંશ હતો અને એનું રાજ્ય સિન્ધુકાંઠા ઉપર હતું અને પાછળથી અયોધ્યા આવ્યા એમ મેકડોનલ અને કીથ તર્ક કરે છે. ( Vedic Index Vol. I, p. 75. )

લોકના નામ તરીકે વિદેહનો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણમાં મળે છે, અને એ જ કટકામાં વિદેઘો અથવા વિદેહોના (રાજા તરીકે) વિદેઘ માઠવનું નામ મળે છે.[૪૧] અને વિદેહના રાજા જનક તો બૃહદારણ્યક ઉપનિષદમાં પ્રખ્યાત છે.[૪૨] પાછળના સાહિત્યમાં જ્ઞાની તરીકે વિદેહના જનક પ્રસિદ્ધ છે. કૌષીતકી ઉપનિષદમાં વિદેહ અને કાશી જોડાઈ ગયાનો ઉલ્લેખ છે.[૪૩] વિદેહના એક નમિશાપ્યનો ઉલ્લેખ પંચવિંશ બ્રાહ્મણમાં મળે છે.[૪૪]

આ છૂટા છૂટા વૈદિક ઉલ્લેખોમાંથી મનુના એકે ય પુત્રની પુરાણોક્ત આખી વંશાવળી નીકળી શકે એમ નથી.

## ઇલા અને ઐલવંશ

મનુને નવ પુત્રો હતા એમ ઉપર કહ્યું છે, પણ મત્સ્ય અને પદ્મ દશ પુત્રો ગણે છે અને ઇલને જ્યેષ્ઠપુત્ર કહે છે.[૪૫] અને આ ઇલ

---

૩૮. पं. ब्रा. १३, ३, १२ Vedic Index Vol. I. p. 75

૩૯. ऋ. ५, २७, ३ ,,

૪૦. श. ब्रा. १३, ५, ४, ५ ,,

૪૧. श. ब्रा. १, ४१, १०. Vedic Index Vol. II 298.

૪૨. बृ. उ. ३, ८. २; ४, २, ६

૪૩. कौ. उ. ४, १. Vedic Index Vol. II p. 298.

૪૪. पं. ब्रा. २५, १०, १७

૪૫. मनोर्वैवस्वतस्यासन्दस पुत्रा महाबलाः ।
इलस्तु प्रथमस्तेषां पुत्रेष्ट्यां समजायत ॥
मत्स्य ११, ४०
पद्म ५, ८, ७५

દિગ્વિજય અર્થે નીકળ્યા હતા; ત્યાં ફરતા ફરતા શરવણ અથવા ઉમાના વનમાં પેઠા અને ઉમાએ પહેલાં બાંધેલી મર્યાદાને પરિણામે સ્ત્રીરૂપ થઇ ગયા. એ રીતે ઇલ રાજા ઈલા સ્ત્રી થયા. અને ઇલા સ્ત્રીને સોમના પુત્ર બુધ સાથેના સંયોગથી પુરુરવા નામનો પુત્ર થયો. પછી શંકર–પાર્વતીના પ્રસાદથી ઇલા સુદ્યુમ્ન નામનો કિંપુરુષ થયો. આ સુદ્યુમ્ન એક માસ સુધી પુરુષભાવને અને એક માસ સુધી સ્ત્રી-ભાવને પ્રાપ્ત થતો હતો.[૪૬] મત્સ્ય કરતાં જુદી પરંપરાનાં વાયુ વગેરે પુરાણો કહે છે કે, મનુને ઉપર ગણાવેલા નવ પુત્રો થયા પછી મનુએ પુત્ર–કામનાથી યજ્ઞ કર્યો અને પરિણામે મિત્રાવરૂણના અંશથી તેને ઈલા અથવા ઇડા નામની કન્યા થઇ.[૪૭] આ ઇલાને બુધથી પુરુરવા નામનો પુત્ર થયો જે માના નામ ઉપરથી ઐલ પુરુરવા કહેવાયો.[૪૮] પણ મિત્રાવરુણના જ પ્રસાદથી ઇલા પુરુષરૂપે સુદ્યુમ્ન નામથી પ્રખ્યાત થયો.[૪૯] આ રીતે સ્ત્રીરૂપ ઇલામાંથી ઐલ પુરુરવા થયો, જેનો વંશ જુદો ચાલ્યો અને પુરુરવાના દાદા ચંદ્રના નામથી ચંદ્રવંશ કહેવાયો અને પુરુષરૂપ સુદ્યુમ્નને ત્રણ પુત્રો થયા. (૧) ઉત્કલ, (૨) ગય, (૩) અને વિનતાશ્વ અથવા હરિતાશ્વ.[૫૦] આમાંથી ઉત્કલને ઉત્કલ દેશ મળ્યો, ગયને ગયા અને પૂર્વનો દેશ અને વિનતાશ્વને પશ્ચિમનો

---

ભાગવતે દશ પુત્રો કહ્યા છે, પણ એક નાભાનેદિષ્ટને બદલે નૃગ અને દિષ્ટ એમ બે ગણ્યા છે. બાકી ઇલા વિષે ભાગવત વાયુવાળી પરંપરાને અનુસરે છે. **भागवत** ૯. ૧, ૧૨.

૪૬. જુઓ; **मत्स्य** ૧૧ શ્લો. ૪૦ થી અ. ૧૨, ૧૬ સુધી.

**पद्म** ૫, ૮, ૭૫ થી ૧૨૪

૪૭. **अथाकरोत्पुत्रकामः परामिष्टिं प्रजापतिः**
**तत्र दिव्याम्बरधरा दिव्याभरणभूषिता**
**दिव्यसंहनना चैव इडा जज्ञे इति श्रुतिः**

**वायु** ૮૫, ૬–૭

વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૪ ટિ. ૪

૪૮. **वायु** ૮૫, ૧૭

૪૯. ,, ૮૫, ૧૫

૫૦. ,, ૮૫, ૧૯. વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૪ ટિ. ૭, ૮, ૯, ૧૦.

દેશ.[૫૧] આ સૌદ્યુમ્ન વંશ પુરાણોમાં બહુ અગત્યનો નથી, પણ ઐલવંશ એટલે ઇલાપુત્ર પુરૂરવાનો વંશ ઘણો અગત્યનો છે. આ ઐલવંશમાં જ પૌરવો, યાદવો વગેરે મહાભારત અને પુરાણ પ્રસિદ્ધ રાજવંશો થયા છે.

ઐલ પુરૂરવ અને અપ્સરા ઉર્વશીના વિચિત્ર સંવાદવાળું એક સૂક્ત ઋગ્વેદમાં છે.[૫૨] આ ઉપરથી શતપથ બ્રાહ્મણની પુરૂરવાની આખ્યાયિકા રચાઈ છે.[૫૩] અને એમાંથી પુરાણોની કથાનો અને છેવટ વિક્રમોર્વશીય નાટકનો વિકાસ થયો છે.[૫૪]

આ ઇલા ઉપરથી ઇલાવૃત નામ પડયું એમ મત્સ્ય કહે છે,[૫૫] પણ પાર્જિટર એ ઉપરથી ઐલો હિમાલયના મધ્ય ભાગમાંથી આવ્યા એમ ઠરાવે છે અને આ ઐલો-અર્થાત્ પૌરવ, યાદવ વગેરે ચંદ્રવંશો ગણાય છે, તે જ આર્યો અને ઇક્ષ્વાકુ વગેરે મનુના નવ પુત્રોમાંથી નીકળેલા માનવવંશો તે દ્રાવિડો અને સૌદ્યુમ્નો તે મુંડા પ્રજા અને તેની મોનખ્મેર શાખા એમ તર્ક કરે છે. વળી વેદોનો પ્રાચીનતમ ભાગ મૂળ દ્રાવિડ રાજાઓ અને અનાર્ય બ્રાહ્મણોની રચના વગેરે વિચિત્ર અનુમાનો પુરાણોના આ વંશ સંબંધી સાહિત્ય ઉપરથી પાર્જિટર કાઢે છે.[૫૬] પાર્જિટરનાં આ અનુમાનો પ્રાચ્ય વિદ્યાભિજ્ઞોમાં માન્ય થયાં નથી. આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવે પાર્જિટરનાં આ પ્રતિપાદનોનું વિવેચન ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એક વાર્ષિક મેળાવડા સમક્ષ કરેલું છે.[૫૭] આ મોટા વિષયની સવિસ્તર ચર્ચા કરવા જેટલી કે પાર્જિટરનાં અનુમાનોનું ખંડન કરવા જેટલી અહીં જગ્યા નથી; એ માટે તો પાર્જિટરના આ પુસ્તકની વિગતવાર

---

૫૧. **वायु** ૮૫, ૧૯, પાર્જિટર પા. ૨૫૫

૫૨. **ऋ.** ૧૦, ૯૫

૫૩. **श. ब्रा.** ૧૧, ૫, ૧, ૧ Vedic Index Vol. II p. 3

૫૪. આ વિકાસનો ક્રમ જોવા જુઓ મારું 'કાલિદાસ અને પુરાણો.' વસંત રજતગ્રંથમાં.

૫૫. **इलस्य नाम्ना तद्वर्षमिलावृतमभूत्तदा । मत्स्य** ૧૨, ૧૪

૫૬. જુઓ; પાર્જિટર, પ્રસ્તાવના.

૫૭. જુઓ; બુદ્ધિપ્રકાશ, જુલાઈ ૧૯૨૪ નો વધારો.

સમાલોચના કરવી જોઇએ. પણ પુરાણોનાં વચનોમાંથી પાર્જિટરે કાઢ્યો છે એવો જ અર્થ કાઢ્યા વગર છૂટકો ન થાય એમ મને લાગતું નથી. પૌરાણિક વંશાવળીઓમાંથી માનવ, ઐલ અને સૌદ્યુમ્ન એ રીતે ત્રણ મૂળ વંશો માનીને, એમાં આ દેશની આધુનિક વસ્તીની ત્રણ મૂળ જાતો (races) જોવી, એ તો કેવળ કલ્પના લાગે છે. મનુનાં દશ બાળકોમાંથી દશ જાતો શા માટે નહિ? પુરાણોક્ત વંશસાહિત્યમાંથી બીજા પણ ઘણા વિકલ્પો સંભવે છે. મતલબ કે, પાર્જિટરે ઐલ અને માનવ તથા સૌદ્યુમ્ન વચ્ચે પાડેલો ભેદ ન સ્વીકારીને ઐલ વંશમાં જ આગળ ચાલીએ.

પુરૂરવાનું રાજ્ય યમુનાના ઉત્તર કાંઠા ઉપર પ્રતિષ્ઠાનમાં એટલે કે પ્રયાગમાં હતું.[૫૮] એને છ પુત્રો હતા એમ પુરાણો કહે છે.[૫૯] તેમાંથી પુરુરવાનો પુત્ર આયુ પ્રયાગની ગાદીએ બેઠો અને બીજા પુત્ર અમાવસુનું રાજ્ય ઘણું કરી કાન્યકુબ્જમાં હતું.[૬૦] પણ આપણે આયુના વંશનું જ પ્રયોજન છે. આયુનો પુત્ર નહુષ; આ નામ ઋગ્વેદમાં કેટલીક વાર આવે છે.[૬૧] અને મહાભારતમાં તથા પુરાણોમાં નહુષની કથા પ્રસિદ્ધ છે. નહુષનો પુત્ર યયાતિરાજા મહાભારત પુરાણમાં ચક્રવર્તી મહારાજા તરીકે પ્રસિદ્ધ છે.[૬૨] નહુષ્ય યયાતિનું નામ વેદમાં પણ મળે છે.[૬૩] આ યયાતિને દેવયાની અને શર્મિષ્ઠા નામે બે પત્નીથી પાંચ પુત્રો થયા.

---

૫૮. राज्यं स कारयामास प्रयागे पृथिवीपतिः ॥
उत्तरे यामुने तीरे प्रतिष्ठाने महायशाः ॥
वायु. ९१, ५०

૫૯. वायु ९१, ५१

૬૦. પાર્જિટર પા. ૨૫૮, અને ટિ. ૫

૬૧. ऋ. १, ३१, ११; ८, ४९, २७ વગેરે જુઓ; Vedic Index Vol. I p. 438. 9

૬૨. महाभारत १, ७५, ३१५९

૬૩. ऋ १. ३१, १७; १०, ६३, १. Vedic Index, see Vol. II. p. 187

યદુ, તુર્વસુ દ્રુહ્યુ, અનુ અને પુરુ.[૬૪] યયાતિના પુત્ર તરીકે નહિ પણ છૂટાં છૂટાં, તે તે જાતોનાં તથા તેના રાજાઓનાં નામ તરીકે આ પાંચે નામો વેદોમાં મળે છે.[૬૫] એકાદ સ્થળે પાંચે નામો એક સાથે પણ મળે છે અને તૃત્સુઓના શત્રુઓ તરીકે યદુ વગેરેનો ઉલ્લેખ મળે છે.[૬૬] આ પાંચે ભાઈઓ વચ્ચે યયાતિએ પોતાનું રાજ્ય પૃથ્વી–વહેંચી આપી, તેમાં પુરુને પોતાની ગાદીએ બેસાડ્યો; દક્ષિણ પૂર્વમાં તુર્વસુને રાજ્ય આપ્યું, દક્ષિણ પશ્ચિમમાં યદુને આપ્યું, પશ્ચિમમાં દ્રુહ્યુને અને ઉત્તરમાં અનુને આપ્યું.[૬૭] પણ પુરાણોમાં યયાતિના ચરિત્રમાં પોતાની વૃદ્ધાવસ્થા ન ગ્રહણ કરવા માટે પુરુ સિવાયના ચારે પુત્રોને તેણે શાપ આપ્યો અને પુરુને રાજ્ય આપ્યું, એવાં પણ વચનો છે.[૬૮] અને ઋગ્વેદના અમુક મંત્રોમાંથી સુદાસ સામેના યુદ્ધમાં હારીને, તુર્વસુ અને યદુ છટકી ગયા અને અનુ અને દ્રુહ્યુ નાશ પામ્યા; એવો અર્થ નીકળતો મેકડોનલ અને કીથને લાગે છે.[૬૯] પાર્જિટર તો દ્રુહ્યુઓ ભારતના પશ્ચિમ–ઉત્તરમાંથી ઈરાનમાં ગયા અને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ નો મિતાનીનો લેખ એ દ્રુહ્યુઓએ પ્રસારેલા વૈદિક ધર્મની નિશાની છે એમ ગણે છે. (જુઓ પા. ૩૦૦)

યયાતિના પુત્રોમાંથી પૌરવો આ દેશમાં વધારે પ્રસિદ્ધ થયા છે. વેદમાં પુરુકુત્સ વગેરે અનેક પૌરવ રાજાઓનાં નામો મળે છે. મહાભારતના ભારતો, પાંડવ–કૌરવો પણ પૌરવો જ ગણાય છે. જો કે વેદમાં કેટલેક સ્થળે પુરુઓ અને ભરતોને પરસ્પર વિરોધી કહ્યા છે.[૭૦]

---

૬૪. यदुं च तुर्वसुं चैव देवयानी प्रजायत ॥
दुह्युं चानुं च पुरुं च शर्मिष्ठा वार्षपर्वणी ॥
वायु. ९३–१६, १७.

બીજા ઉલ્લેખો માટે જુઓ; પાર્જિટર પા. ૮૭ ટિ. ૧, ૨

૬૫. Vedic Index Vol. II p. 185.

૬૬. ऋ. १, १०८, ८

૬૭. वायु ૯૩, ૮૮ થી ૯૦; બીજા ઉલ્લેખો માટે જુઓ: પાર્જિટર પા. ૨૫૯ ટિ. ૭

૬૮. वायु ૯૩, ૩૯ થી ૬૧

૬૯. Vedic Index Vol. II p. 185.

૭૦. ऋ. ७, १८, १३ તથા ऋ. ७, ८, ४
Vedic Index Vol. II p. 112

પણ પાછળથી ભરતો અને પુરુઓ જોડાઇ ગયા અને શતપથ બ્રાહ્મણ વગેરેના સમયમાં એ ભરતો જ કુરુપાંચાલ તરીકે મધ્ય દેશમાં રાજ્ય કરતા હોવાનો સંભવ મેકડોનલ અને કીથ માને છે.[૭૧]

### યાદવો

વેદમાં તો ઉપર કહ્યું તેમ યાદવોના અર્થમાં યદુ આવે છે, એ આ વંશોના વિચારમાં બહુ સૂચક છે; પણ આપણે તો પુરાણોને અનુસરી યદુના વંશમાં આગળ ચાલીએ. વાયુ પ્રમાણે યદુને પાંચ પુત્રો હતા, પણ એમાંથી બે મોટાના વંશો વધારે અગત્યના છે.[૭૨]

આમાંથી સૌથી મોટા સહસ્રજિતના પૌત્ર હૈહયના નામથી તેના વંશજો હૈહયો તરીકે પ્રખ્યાત થયા અને ક્રોષ્ટુના વંશજો ખાસ યાદવો તરીકે ઓળખાયા,[૭૩] હૈહયોમાં પરાક્રમી કાર્તવીર્ય સહસ્રાર્જુનની કથા પ્રસિદ્ધ છે, પણ એ વંશનું આપણે પ્રયોજન નથી. ક્રોષ્ટુનો વંશ એટલે મુખ્ય યાદવ વંશ વાયુ વગેરે બાર પુરાણોમાં આપ્યો છે.[૭૪] ક્રોષ્ટુ પછી પાંચમો શશબિન્દુ મહાવીર્યવાન અને ચક્રવર્તી થયો એમ પુરાણો કહે છે.[૭૫] અને શશબિન્દુથી દશમો જ્યામઘ પણ ખૂબ પ્રખ્યાત થયો લાગે છે.[૭૬] જ્યામઘના પુત્ર વિદર્ભે વિદર્ભમાં રાજ્ય મેળવ્યું. આ વિદર્ભના ત્રણ પુત્રોમાં[૭૭] લોમપાદનું રાજ્ય ક્યાં હતું એ સ્પષ્ટ નથી. કૈશિક ચેદીના રાજા થયા અને મોટા પુત્ર ક્રથના

---

૭૧. Vedic Index Vol. I p. 167, 169.

૭૨. **यदोः पुत्रा बभूवर्हि पञ्च देवसुतोपमाः ।**
**सहस्रजिदथ श्रेष्ठः क्रोष्टुर्नीलोजितो लघुः॥**

**વાયુ ૯૪, ૨.**

વધારે ઉલ્લેખો માટે, પાર્જિટર પા. ૮૭ ટિ. ૩, ૪

૭૩. **હરિવંશ** ૩૪, ૧૮૯૮, પાર્જિટર ૭૯ ટિ. ૫.

૭૪. **વાયુ** અ. ૯૫ શ્લો. ૨૪ થી આગળ **હરિવંશ** ૩૭, **બ્રહ્માંડ** ૩, ૭૦ વગેરે ઉલ્લેખો માટે પાર્જિટર પા. ૧૦૨ ટિ. ૫

૭૫. **વાયુ** ૯૫, ૧૯

૭૬. **વાયુ** ૯૫, ૨૯, થી આગળ.

૭૭. લોમપાદની ૧૩ પેઢીઓ કૂર્મમાં કહી છે, પણ તેનું રાજ્ય ક્યાં હતું એ પુરાણો કહેતાં નથી અને ચેદી વંશનું રાજ્ય ચેદી દેશમાં હતું.

વંશમાં બાવીશમી પેઢીએ[૭૮] સત્વત થયા. ને આ સત્વત ઉપરથી એના વંશજો સાત્વત કહેવાયાઃ શ્રીકૃષ્ણ સાત્વત કહેવાય છે.

આ સત્વતના ભજમાન, દેવાવૃધ, અન્ધક અને વૃષ્ણિ ચાર પુત્રો થયા.[૭૯] આમાંથી ભજમાનનો એના પોતાના પુત્રોથી આગળ વંશ નથી આપ્યો. દેવાવૃધનાં પોતાના તથા એના પુત્ર બભ્રુનાં પુરાણોએ ખૂબ વખાણ કર્યાં છે પણ વંશ આગળ નથી આપ્યો.[૮૦] અન્ધકને ચાર પુત્રો હતા પણ બે કુકુર અને ભજમાનનો વંશ વિશેષ ઉપયોગી છે. કુકુરમાંથી કુકુરો થયા અને ભજમાનના વંશજો ખાસ અંધકો કહેવાયા. પુરાણોના પાઠોનું સંસ્કરણ કરતાં નીચેનો આંબો નીકળે છે.[૮૧]

---

૭૮. આ યાદવ વંશની તથા ઐક્ષ્વાક, વિદેહ, હૈહય વગેરે વંશોની પેઢીઓ માટે જુઓ; પાર્જિટરે આપેલો કોઠો પા. ૧૪૪, ૧૪૫.

૭૯. सत्वतात्सत्वसंपन्नान् कौशल्या सुषुवे सुतान् ।
भजिनं भजमानं च दिव्यं देवावृधं नृपम् ॥
अन्धकं च महाभोजं वृष्णिं च यदुनन्दनम् ।

પાર્જિટરે વાયુ, બ્રહ્માંડ, બ્રહ્મ વગેરેના પાઠોનો સંસ્કાર કરીને આપેલો પાઠ. પા. ૧૦૩ ટિ. ૩.

૮૦. वायु ૯૬, ૬ થી ૧૫

૮૧. પાર્જિટર પા. ૧૦૫. મૂળ પુરાણનાં વચનો માટે પાના ૧૦૪ની ટિ. ૫, ૬. શ્રીકૃષ્ણના પૂર્વ પુરુષો તરીકે સાત્વતોનો આંબો બહુ ચોક્કસ મળવો જોઇએ, પણ આ નામોમાં યે પુરાણોનાં વચનોમાં બહુ ગડબડ દેખાય છે.




આ સત્વત વંશમાં કૃષ્ણજન્મને લીધે સૌથી અગત્યના વૃષ્ણિ વંશમાં તો ગોટાળો વધારે છે. શ્રીકૃષ્ણચરિત્ર માટે સૌથી પ્રાચીન ગ્રંથરૂપ હરિવંશ જ આ વૃષ્ણિને બદલે યદુના પુત્ર ક્રોષ્ટ્રનું નામ લખે છે. પાર્જિટરે જુદાં જુદાં પુરાણોના પાઠો મેળવીને નીચે પ્રમાણે આંબો આપ્યો છે. વૃષ્ણિને બે સ્ત્રીઓ હતી, ગાન્ધારી અને માદ્રી. એમાંથી ગાન્ધારીને સુમિત્ર અથવા અનમિત્ર નામનો પુત્ર થયો અને માદ્રીને યુધાજિત, દેવમીઢુષ અને અનમિત્ર નામના ત્રણ પુત્ર થયા. આ ચારેના વંશનો આંબો:—

વૃષ્ણિ*

- સુમિત્ર
  - નિઘ્ન
    - પ્રસેન
    - સત્રાજિત્
      - ભંગકાર
        - સભાક્ષ
- યુધાજિત્
  - પૃશ્નિ
    - શ્વફલ્ક
      - અક્રૂર
        - દેવવન્ત અને ઉપદેવ
    - ચિત્રરથ
      - પૃથુ
- દેવમીઢુષ
  - શૂર
    - વસુદેવ
      - બલરામ
      - કૃષ્ણ
    - બીજા પુત્રો
- અનમિત્ર
  - શિનિ [૮૨]
    - સત્યક
      - યુયુધાન
        - અસંગ
          - યુગંધર

હવે વૃષ્ણિના આ આંબાને સત્વતના પુત્ર અન્ધકના આંબા સાથે સરખાવતાં કાંઈક ગડબડ લાગે છે. અન્ધકથી નવમી પેઢીનો દેવક પોતાની પુત્રી દેવકીને અન્ધકના ભાઇ વૃષ્ણિના પૌત્રના પુત્ર વસુદેવને આપે છે. ટૂંકામાં, કાં તો વૃષ્ણિના આંબામાં ચારથી છ પેઢી ઘટે છે અથવા અન્ધકના આંબામાં ચારથી છ પેઢી વધારે છે.[૮૩]

---

* गान्धारी चैव माद्री च वृष्णिभार्ये बभूवतुः
गान्धारी जनयामास सुमित्रं मित्रनन्दनम्
माद्री युधाजितं पुत्रं ततो वै देवमीढुषम्
अनमित्रं सुतं चैव ताबुभौ पुरुषोत्तमौ ॥

मत्स्य ४४, श्लो. १, २,
वायु ९६, १७, थी १९.

अश्मक्यां जनयामास शूरं वै देवमीढुषः ।
मारिष्यां जज्ञिरे शूराद्भोजायां पुत्रा दश ।
वसुदेवो महाबाहुः पूर्वमानकदुन्दुभिः

हरिवंश पर्व–१, ३४–१७
मत्स्य ४५, १–२
वायु ९६, १३४–१४४

૮૨ આ શિનિના વંશજો શૈનેય નામથી પ્રખ્યાત થયા.
वि. पु ४, १४, १

૮૩. આ વૃષ્ણિ વંશના વિષયમાં ઉપર મત્સ્ય, વાયુ, બ્રહ્માંડ, બ્રહ્મ વગેરે ઉપરથી સંસ્કારેલો કોઠો આપ્યો છે. પણ હરિવંશ, વિષ્ણુ અને ભાગવતનો

મહાભારતમાં તથા કૃષ્ણચરિત્રમાં આવતાં પાત્રોનો સંબંધ સમજવા માટે આ બે આંબાઓ ખાસ ઉપયોગી છે. અન્ધકના પુત્ર કુકુરના વંશમાં થયેલ દેવકને ચાર પુત્રો અને સાત દીકરીઓ હતી. અને સાતેને વૃષ્ણિના પ્રપૌત્ર વસુદેવને આપી હતી. વળી વૃષ્ણિના પુત્ર સુમિત્રના પૌત્ર સત્રાજિતના સૂર્ય પ્રાણ સમાન મિત્ર હતા; અને સૂર્યે એને સ્યમન્તક નામનો મણિ આપ્યો, અને સત્રાજિતે પોતાના નાના ભાઈ પ્રસેનને એ મણિ કંઠમાં પહેરવા આપ્યો. આ મણિ માટે કૃષ્ણને ઇચ્છા થઈ. પણ પરાણે લેવાનું યોગ્ય ન ધાર્યું. આ પ્રસંગમાંથી સ્યમન્તકાખ્યાન થયું અને છેવટ સત્રાજિતે પોતાની પુત્રી સત્યભામા શ્રીકૃષ્ણને આપી.[૮૪] (વિષ્ણુ ૪, ૧૩.)

શ્રીકૃષ્ણના જન્મ વખતે કુકુરના વંશના આહુકના પુત્ર ઉગ્રસેનનું

---

પાઠ જુદો જ છે. હરિવંશમાંથી સાત્વતના પુત્રોવાળો ભાગ પડી ગયો છે. અને એ તો વૃષ્ણિને બદલે ક્રોષ્ટ્રને ગાંધારી અને માદ્રી બે પત્નીઓ હતી અને તેને અનમિત્ર, યુધાજિત્ અને દેવમીઢુષ ત્રણ પુત્રો થયા, આમાંથી દેવમીઢુષના પૌત્ર વસુદેવ, એ રીતે વંશ આગે છે.

જુઓ ૧,૩૪, ૧ થી ૧૭

પણ વિષ્ણુપુરાણ અને ભાગવત સાત્વતને ભજી, ભજમાન, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અન્ધક અને મહાભોજ એ રીતે સાત પુત્રો હોવાનું કહે છે.

वि. ४, १३, १, भा. ९, ६, ७

પછી ભજમાનને નિમ્લોચિ, કિંકિણ વગેરે, મહાભોજનો ભોજો, દેવાવૃધનો બભ્રૂ, વૃષ્ણિને સુમિત્ર અને યુધાજિત્ અને સુમિત્રના વંશમાં અનમિત્રથી સત્રાજિત્ ઉપર પ્રમાણે અને શિનિથી યુયુધાન ઉપર પ્રમાણે અને અનમિત્રના બીજા પુત્ર યુગંધરથી શ્વફલ્કને અક્રૂર વગેરે બાર પુત્રો.

પછી સાત્વતના પુત્ર અંધકના ચાર પુત્રો કુકુર, ભજમાન, શુચિકંબલ અને બર્હિષ્ટકુકુરના વંશમાં કંસ અને ભજમાનના વિદૂરથ, તેના શૂર, તેના શમી, તેના પ્રતિક્ષત્ર, તેના સ્વયંભોજ, તેના હૃદીક અને હૃદીકના ત્રણ પુત્રો કૃતવર્મા, શતધનુ અને દેવમીઢુષ. દેવમીઢુષના શૂર અને શૂરના વસુદેવ.

વિષ્ણુ ૪, ૧૪, ૧ થી ૮ અને ભા. ૯ ૨૪, ૬ થી ૨૮ વિષ્ણુ અને ભાગવતમાં પણ પાઠફેર છે.

૮૪. આ પ્રસંગ વાયુએ ટૂંકામાં કહ્યો છે:—

क्षिप्तां चक्रे प्रसेनात्तु मणिरत्नं स्यमन्तकम् ।
गोविन्दो न च तं लेभे शक्तोपि न जहार च ॥

वायु ९६, १२

અને એના પુત્ર કંસનું મથુરામાં જોર હશે એમ જણાય છે. ઉગ્ર-સેનના દાદા પુનર્વસુનાં અને પિતા આહુકનાં વાયુપુરાણે ખાસ વખાણ કર્યાં છે.[૮૫] એ જોતાં આહુકે અથવા પુનર્વસુએ મથુરાના યાદવોનું આધિપત્ય મેળવ્યું હશે. પછી ઉગ્રસેનને નવ પુત્રો હતા તેમાં સૌથી મોટો કંસ હતો. અને કંસના જુલમના વર્ણનથી તો કૃષ્ણ-બાળચરિત્રની કથાઓ ભરી છે.

વૃષ્ણિનો પૌત્ર શૂર જેના નામથી ભગવાન કૃષ્ણ શૌરિ કહેવાય છે, તેને કુલ દશ પુત્રો હતા. જેમાં સૌથી મોટા વસુદેવ અને પૃથા, શ્રુતદેવા વગેરે પાંચ પુત્રીઓ હતી.[૮૬] આ પુત્રીઓમાંથી પૃથાને અનપત્ય અને વૃદ્ધ કુન્તીભોજને દત્તક આપી હતી. જેથી પૃથાનું પ્રખ્યાત નામ કુન્તી પડયું. આ કુન્તી પાંડુ રાજાને આપ્યાં હતાં. પછી વસુદેવની બીજી બેન શ્રુતદેવાને વૃદ્ધ શર્મા નામના કરુષના રાજાને આપી હતી. આનો પુત્ર દંતવક્ત્ર થયો. શ્રુતશ્રવાને ચેદીના રાજા કુરુવંશના દમઘોષને આપી હતી. તેનો પુત્ર શિશુપાલ થયો.[૮૭] આ બન્ને ફોઇના પુત્રોને શ્રીકૃષ્ણે માર્યા છે.[૮૮] પછી શ્રુતકીર્તિ કેકય ધૃષ્ટકેતુને આપી હતી અને તેની પુત્રી ભદ્રાને કૃષ્ણ પરણ્યા હતા, તથા રાજાધિદેવી અવન્તીના જયત્સેનને આપી હતી અને તેની પુત્રી મિત્રવિન્દાને પણ કૃષ્ણ પરણ્યા હતા.

---

વિષ્ણુભાગવતે શ્રીકૃષ્ણનો મહિમા વધારવા વધારે વિસ્તાર કર્યો છે, પણ વાયુ વગેરેમાં કૃષ્ણચરિત્રના પ્રસંગમાં નહિ પણ સત્રાજિત્‌ના પ્રસંગમાં સાદી રીતે આ કથા કહેલ છે. અને વિષ્ણુપુરાણમાં યે શ્રીકૃષ્ણચરિત્રવાળા પાંચમા અંશમાં નહિ પણ ચોથા અંશમાં કહેલ છે, એ જોતાં એ કથા જૂની જણાય છે.

૮૫. વાયુ ૯૬, ૧૧૮ થી ૧૨૬.

૮૬. વાયુ ૯૬, ૧૪૪ થી ૧૪૯

૮૭. વાયુ ૯૬, ૧૫૦ થી ૧૫૭

વાયુએ

> श्रुतश्रवायां चैद्यस्तु शिशुपालो बभुवह
> दमघोषस्य राजर्षेः पुत्रो विख्यातपौरुषः ॥

એજન. ૧૫૭.

એ રીતે શિશુપાલનું વર્ણન કર્યું છે. વિષ્ણુપુરાણે શિશુપાલ રાવણનો અવતાર હતો એટલું ઉમેર્યું છે. અં. ૪, ૧૪.

૮૮. ભાગવત ૧૦, અ. ૭૪ તથા ૭૮.

વસુદેવની દેવકી વગેરે સાત સ્ત્રીઓનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે પણ એને તે ઉપરાંત પૌરવી, રોહિણી, ભદ્રા, મદિરા, વૈશાખી અને ધ્રુલા મળી તેર સ્ત્રીઓ અને બે પરિચારિકાઓ હતી એમ પુરાણો કહે છે.[૮૯] આમાંથી રોહિણીના ગર્ભથી બલરામ, શારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ વગેરે પુત્રો થયા. નંદ, ઉપનંદ, કૃતક આદિ મદિરાથી પુત્રો થયા, તેને કંસે મારી નાખ્યા એમ વાયુ, વિષ્ણુ વગેરે કહે છે.[૯૦] પણ વાયુમાં બલરામના ગર્ભને દેવકીના ઉદરમાંથી ખેંચીને રોહિણીના ઉદરમાં મૂકવાની વાત નથી, એ વાત વિષ્ણુ અને ભાગવતમાં છે અને એ વૈષ્ણવ પુરાણો સાતમો ગર્ભ બલરામનો ગણીને આઠમા કૃષ્ણને ગણે છે. [૯૧]કૃષ્ણ પછી દેવકીને જ સુભદ્રા નામની કન્યા થઈ જે અર્જુનને પરણી[૯૨] અને જેનો પૌત્ર પરીક્ષિત પાંડવો પછી હસ્તિનાપુરની ગાદીએ બેઠો. આ ઉપરાંત જુદી જુદી સ્ત્રીઓથી વસુદેવને ઘણા પુત્રો થયાનું પુરાણો કહે છે. એમાં એક-બે ખાસ નોંધવા યોગ્ય છે. વૈશ્યા અથવા વૈશાખીથી વસુદેવને કૌશિક નામનો પુત્ર ઉત્પન્ન થયો. પછી વસુદેવને સુગન્ધી અને વનરાજી નામની બે પરિચારિકા ( શૂદ્ર ) સ્ત્રીઓ હતી. તેમાંથી એકને પુંડ્ર અને કપિલ બે પુત્રો થયા. જેમાંથી પુંડ્ર રાજા થયો અને કપિલ વનમાં ગયો. પછી ( ઘણું કરીને ) વનરાજીને જરા નામનો પુત્ર થયો; જે ભીલો-( નિષાદો )નો રાજા થયો.[૯૩] શ્રીકૃષ્ણ જેનું બાણ પગમાં વાગવાથી

---

૮૯. विष्णु ૪, ૧૫, ૧૩; लाभो ૯, ૨૪, ૪૫ અને वायु ૯૬, ૧૬૦

૯૦. वायु ૯૬, ૧૭૩, विष्णु ૪ ૧૫, ૧૫,

૯૧. જુઓ वायु:—

देवक्यां जज्ञिरे शौरिः सुषेणः कीर्तिमानपि ।
षष्ठो भद्रविदेहश्च कंसः सर्वानघातयत् ॥
अथ तस्यामवस्थायामायुष्मान्संबभूव ह ।
लोकनाथः पुनर्विष्णुः पूर्वकृष्णः प्रजापतिः ॥

वायुः ૯૬, ૧૭૨ થી ૧૭૪
मत्स्यः ૪૬, ૧૨–૧૩, થોડો પાઠફેર છે.

૯૨. वायु, ૯૬, ૧૭૬, मत्स्य ૪૬, ૧૫.

૯૩. वायुः ૯૬, ૧૮૨ થી ૧૮૪ मत्स्य ૪૬, ૨૦ થી ૨૨

तस्यां समभवद्वीरो वसुदेवात्मजो बली ।
जरा नाम निषादोऽभूत् प्रथमः सः धनुर्धरः ॥

છેવટ દેહનો ત્યાગ કરે છે, તે જરા નામનો નિષાદ આ જ હોય તો એ કૃષ્ણનો ભાઈ ઠરે ! વિષ્ણુ પુરાણ અને ભાગવત આ સંબંધ નોંધતાં નથી; પણ જૈન હરિવંશ વસુદેવની સ્ત્રી જરાને જરત્કુમાર નામનો પુત્ર હોવાનું અને જરત્કુમારના બાણથી કૃષ્ણનું મરણ થવાનું કહે છે.[૯૪]

વસુદેવના ભાઈ દેવરાતને મહાભાગ નામનો પુત્ર થયો એમ વાયુ કહે છે; પણ મત્સ્ય અને હરિવંશ એનું નામ ઉદ્ધવ આપે છે.[૯૫] શ્રીમદ્ભાગવતમાં પરમ ભક્ત તરીકે ઉદ્ધવ પ્રખ્યાત છે. પછી વસુદેવના એક ભાઇ અનાધૃષ્ટિને શ્રાદ્ધદેવ નામનો એક પુત્ર થયો; જેના પુત્ર એકલવ્યને નિષાદોએ ઉછેર્યો.[૯૬] આ એકલવ્યની કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે. વળી વસુદેવના એક ભાઈનું નામ સમુદ્રવિજય જૈન હરિવંશે આપ્યું છે. અને એ સમુદ્રવિજયના પુત્ર નેમિનાથને જૈનો તીર્થંકર ગણે છે.[૯૭]

જુદા જુદા યાદવ વંશોનો પરસ્પર સંબંધ ઉપર ટૂંકામાં જોયો પૌરવો સાથે પણ યાદવોનો સંબંધ વસુદેવ અને કૃષ્ણની પેઢીમાં તો સારી રીતે દેખાય છે. વિદર્ભના ભોજ ભીષ્મની પુત્રીરુક્મિણીને કૃષ્ણ પરણે છે.[૯૮]

વળી પૌરવની એક શાખાનું રાજ્ય મગધનાં થયું છે અને એ મગધના રાજા બૃહદ્રથથી આઠમી પેઢીના જરાસંધની બે પુત્રીઓ કંસને આપી હતી.[૯૯] અને એ કારણથી કંસનું વેર લેવા જરાસંધ મથુરા ઉપર ચડી આવે છે. વાયુ જરાસંધને સર્વ ક્ષત્રિયોને જીતનાર કહે છે.[૧૦૦]

---

૯૪. જૈન હરિવંશ સર્ગ અ. ૪૮ શ્લો. ૬૫ થી ૬૮ તથા સર્ગ ૬૨.

૯૫. वायु ૯૬ ૧૮૫ मत्स्य ૪૬, ૨૩, हरिवंश ૧, ૩૪, ૩૧.

૯૬. वायु ૯૬, ૧૮૭.

૯૭. જૈન હરિવંશ सर्ग ૧૮ તથા ૩૭.

૯૮. विष्णु अ. ૫ अ. ૨૬.
ભોજનામ હૈહયો અને યાદવો બન્ને માટે વપરાતું દેખાય છે.
वायु ૯૯, ૨૧૭ થી ૨૨૭

૯૯. जरासंघसुते कंस उपयेमे महाबलः
अस्तिं प्राप्तिं च मैत्रेय । विष्णु ५, २२, १.
सर्वक्षत्रस्य जेतासौ जरासन्धो महाबलः ।
वायु ९९, २२७.

૧૦૦. જુઓ ટિ. ૨૨ મી.

કુશસ્થલીના રાજા શાર્યાત રેવતે પોતાની પુત્રી રેવતી બલદેવને આપ્યાની કથા પ્રસિદ્ધ છે. વળી કેટલાક યાદવ રાજાઓની સ્ત્રીઓનું ઐક્ષ્વાકી નામ મળે છે.[૧૦૧] એ જોતાં ઐક્ષ્વાક વંશ સાથે પણ યાદવોનો લગ્ન સંબંધ હોય એમ લાગે છે. વળી શ્વફલ્ક કાશીરાજની ગાંદીની નામની પુત્રી પરણ્યા હતા; જેના પુત્ર અક્રૂર વિષ્ણુ ભાગવતમાં પ્રસિદ્ધ છે. અને ઉપર વૃષ્ણિને ગાન્ધારી અને માદ્રી બે પત્નીઓ કહી છે એ ઉપરથી ગાંધાર અને મદ્ર સાથેનો સંબંધ દેખાય છે.

**યાદવોની ભારત યુદ્ધ વખતે સ્થિતિ**

મહાભારતના યુદ્ધ વખતે યાદવોનું મુખ્ય રાજ્ય મથુરામાં હતું. મથુરાની સ્થાપના વિષે પુરાણો કહે છે કે, રામના ભાઈ શત્રુઘ્ને માધવ લવણને મારીને અને તેના મધુવનમાં જઈને, ત્યાં મથુરાપુરી સ્થાપી અને આ પુરીમાં રહીને પોતાના સુબાહુ અને શુરસેન પુત્રો સાથે તેનું પાલન કર્યું.[૧૦૨]

રામાયણ વગેરે આ માધવ લવણને અસુર અથવા રાક્ષસ ગણે છે, પણ યાદવ વંશમાં વિદર્ભથી એકવીસમી પેઢીના પુરુષનું નામ મધુ આપ્યું છે. આ મધુના વંશજ હોવાથી શ્રીકૃષ્ણ માધવ કહેવાય છે. પાર્જિટરનું અનુમાન એવું લાગે છે કે, આ યાદવ મધુના કોઈ વંશજને મારીને શત્રુઘ્ને મથુરા નગરી સ્થાપી.[૧૦૩] અને શત્રુઘ્નના પુત્ર શૂરસેનના નામ ઉપરથી એ શહેર અને એની આસપાસનો દેશ શૂરસેન નામથી ઓળખાવા લાગ્યો. મથુરા અને એ જનપદના શૂરસેન નામનો

---

૧૦૧. જુઓ; मत्स्य ૪૬, ૧મા.

૧૦૨. माधवं लवणं हत्वा गत्वा मधुवनं च तत् ।
शत्रुघ्नेन पुरी तत्र मथुरा संनिवेशिता ॥
सुबाहुः शूरसेनश्च शत्रुघ्नसहिताबुभौ ।
पालयामासतुः सुतौ वैदह्यो मथुरां पुरीम् ॥

वायुः ૮૫, ૧૮૫–૧૮૬.

લવણને શત્રુઘ્ને માર્યાની આ કથા રામાયણના છેલ્લા કાંડમાં અને રઘુવંશના ૧૫મા સર્ગમાં તથા વિષ્ણુ, ભાગવત વગેરે પુરાણોમાં મળે છે.

૧૦૩. પાર્જિટર પા. ૧૭૦.

મધુના કોઈ વંશજનું નામ લવણ પુરાણોમાંથી મળતું નથી એ મુશ્કેલીનો કાંઇ ખુલાસો આપ્યો નથી, લવણ મધુવનનો કોઇ અનાર્ય રાજા હોય એ વધારે સંભવિત છે.

ખુલાસો આ રીતે થાય છે. વળી યાદવ વંશમાં શૂર નામ આવે છે, પણ શૂરસેન ક્યાંય આવતું નથી એટલે આ ખુલાસો ઠીક છે.[૧૦૪] પણ યાદવોએ શત્રુઘ્નના વંશ પાસેથી મથુરા ક્યારે અને શી રીતે મેળવ્યું? આ પ્રશ્નનો ખુલાસો વાયુ વગેરે પુરાણોમાં નથી મળતો પણ હરિવંશ કહે છે કે, માધવના પુત્ર સત્વતને ભીમ નામનો પુત્ર થયો, જે દાશરથિ રામના વખતમાં રાજા હતો. એના વખતમાં શત્રુઘ્ને મથુરાની સ્થાપના કરી અને તેની પાસેથી ભીમે આ મથુરાપુરી પોતાના તાબામાં લીધી.[૧૦૫]

ટૂંકામાં સાત્વત ભીમે શત્રુઘ્નના વંશજો પાસેથી, મધુવનના અનાર્યો પાસેથી લગ્ન સંબંધથી કે યુદ્ધન્યાયથી શૂરસેન દેશ અને એની નગરી મથુરામાં પોતાનું આધિપત્ય સ્થાપ્યું જણાય છે, તે પહેલાં વિદર્ભમાં વિદર્ભના પુત્ર ક્રથના વંશજોનું રાજ્ય હતું એમ પુરાણો કહે છે.[૧૦૬] વાયુ વગેરે અંધકને સત્વતના પુત્ર ગણે છે, પણ હરિવંશ સત્વતનો ભીમ અને

---

૧૦૪. લિંગપુરાણ (૧,૬૮,૧૯) કહે છે હૈહય, કાર્તવીર્ય અર્જુનના પુત્ર શૂરસેનના નામ ઉપરથી મથુરાનું શૂરસેન નામ પડયું છે. પણ બીજાં પુરાણોનો એને ટેકો ન હોવાથી, પાર્જિટર એ સ્વીકારતા નથી. પાર્જિટર પા. ૧૭૧ ટિ. ૨.

૧૦૫. हरिवंश १ अ. ૩૭, શ્લોક ૩૮–૪૨:—

बभूव माधवसुतः सत्वतो नाम वीर्यवान् ।
सत्वतस्य सुतो राजा भीमो नाम महानभूत् ॥
भीमेनेयं पुरी तेन राज्यसंबंधकारणात् ।
स्ववंशे स्थापिता पूर्वं स्वयमध्यासिता तथा ॥

આ શ્લોકમાંના 'રાજ્ય સંબંધના કારણ'થી એ શબ્દો અસ્પષ્ટ છે. ટીકાકાર મધુનો પુત્ર નષ્ટ થતાં, તેના દૌહિત્રના પુત્ર તરીકે ભીમનો ગાદી ઉપર હક્ક હતો એમ અર્થ કરે છે.

૧૦૬. વિદર્ભમાંથી એક યાદવે કદાચ સાત્વત ભીમે આવીને મથુરામાં રાજ્ય સ્થાપ્યું અને પછી એના વંશજો ત્યાં રહ્યા. પણ યાદવની બીજી શાખા જે ભોજ નામથી પ્રખ્યાત થઈ, તે વિદર્ભ–વરાડમાંજ રહી; શ્રીકૃષ્ણના વખતમાં વિદર્ભનું મુખ્ય શહેર કુંડિનપુર હતું, ત્યાં ભીષ્મક રાજા હતો (વિષ્ણુ–૫, ૨૬) અને આ ભીષ્મકના પુત્ર રુક્મીએ ભોજકટ વસાવ્યું. (भागवत–૧૦, ૫૪, ૫૧)

આ કુંડિનપુર અને ભોજકટ વરાડમાં ઉમરોતી પાસે નાનાં ગામડાંઓ રૂપે અત્યારે દેખાય છે. અને આ પ્રદેશના એક વખતના વાકાટક રાજાઓ ભોજ અને ક્રથકૈશિક હતા. એમ ડો. કૃષ્ણસ્વામી આયંગર માને છે.

જુઓ; **History of Berar p. 447 & 458** અને **The Vakatakas in Gupta History p. 9.**

ભીમનો અંધક કહે છે. એ ગમે તેમ હો પણ મથુરાનું રાજ્ય આ અંધકના વંશજો પાસે મહાભારતના સમયમાં હતું એટલું નિઃસંદેહ લાગે છે.

સત્વતના અથવા સાત્વત ભીમના ઉપર કહેલા ચાર પુત્રોમાંથી ભજમાનનું રાજ્ય કયાં હતું એ ખબર પડતી નથી. કદાચ ભજમાન વિદર્ભમાં રહ્યો હશે. પછી દેવાવૃધનું રાજ્ય માતિકાવત્‌માં શાલ્વદેશમાં આબુની આસપાસ હશે. (પાર્જિટર પા. ૨૭૯)

અંધકનું રાજ્ય મથુરામાં હતું અને અન્ધકના પુત્ર કુકુરના વંશજો મહાભારતકાળમાં સત્તાશાળી હતા.

મહાભારતના વખતમાં મથુરાના યાદવોની રાજ્યસ્થિતિ કેવી હતી એનું વર્ણન મહાભારતના શબ્દોમાં જ નીચે આપ્યું છે. રાજસૂય યજ્ઞ માટે સલાહ માગતા યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણ કહે છે કેઃ–"હાલમાં જે ક્ષત્રિયો ભારતવર્ષમાં છે, તે ઈક્ષ્વાકુ વંશના અને ઐલ વંશના છે. આ ક્ષત્રિયોનાં ૧૦૧ કુળો છે. તેમાં પણ યયાતિમાંથી નીકળેલા ભોજો (યાદવો)નો વિસ્તાર ઘણો છે. ચારે તરફ એ જ ફેલાઈ ગયા છે. પણ હાલમાં તો એ બધા ભોજ (યાદવો)ની રાજ્યલક્ષ્મીને પોતાના બળથી હરાવીને બધા રાજાઓના માથા ઉપર જરાસંધ ચડી બેઠો છે. અત્યારે એ જરાસંધ મધ્ય દેશને ભોગવે છે. જે બધે સત્તાવાળો હોય અને જેના એકલાના તાબામાં જગત હોય તે સમ્રાટ થાય છે. આવા સમ્રાટ જરાસંધનો આશ્રય લઈને ચેદી દેશનો રાજા શિશુપાલ સેનાપતિ થયો છે અને કરુષનો રાજા વક્ર જરાસંધ પાસે શિષ્ય પેઠે વર્તે છે. બીજા પણ આસામનો રાજા ભગદત્ત, વિદર્ભનો ભીષ્મક પુંડ્રનો પૌંડ્રક વગેરે જરાસંધને વશ રહે છે. વળી ઉત્તરના ભોજોનાં અઢાર કુળો જરાસંધની બીકથી જ પશ્ચિમ દિશાનો આશ્રય લઈ રહ્યાં છે."[૧૦૭]

આટલે સુધી દેશની સામાન્ય વાત કર્યા પછી પોનાના કુળની સ્થિતિ કહે છે. "થોડા વખતથી કંસે જરાસંધની અસ્તિ અને પ્રાપ્તિ નામની દીકરીઓ સાથે લગ્ન કરી, એ સંબંધના જોરથી યાદવોને દબાવવા માંડયા અને યાદવોને દબાવીને પોતે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી. આ રીતે એણે મોટાઈ ધારણ કરી એ મોટો અન્યાય થયો. એટલે

૧૦૭. उदीच्याश्च तथा भोजाः कुलान्यष्टादश प्रभो ।
जरासंधभयादेव प्रतीचीं दिशमाश्रिताः ॥
म. सभा. अ. १४, श्लो. २५.

એનાથી પીડાતા ભોજ કુળના વૃદ્ધ ક્ષત્રિયોએ જ્ઞાતિના રક્ષણની ઇચ્છાથી અમારી સંભાવના કરી અને મેં અક્રૂરને આહુકની પુત્રી અપાવીને, સંકર્ષણ સાથે મળીને સગાનું કાર્ય કર્યું અને કંસને મેં અને બલરામે થઈ ને માર્યો."

(મહાભારત, સભાપર્વ. અ. ૧૪ શ્લો. ૪ થી ૩૪)[૧૦૮]

આ રીતે ભારતયુદ્ધ પહેલાં કુકુર વંશના કંસે કેવી રીતે યાદવોના ગણરાજ્યમાં જરાસંધના જોરથી પોતાનું આધિપત્ય સ્થાપ્યું અને પછી એ કાર્યના વિરોધીઓને પીડવા માંડયા. (દા. ત. વસુદેવને કેદમાં નાખ્યા, એના પુત્રોને મારી નાખ્યા.) પરિણામે એ કુળના મુખ્ય પુરુષો જ ત્રાસી ગયા અને સૌની ઇચ્છાથી કૃષ્ણે કંસને માર્યો; પણ કૃષ્ણે જાતે રાજસત્તા ન ધારણ કરતાં ઉગ્રસેનને રાજા કર્યા.

છતાં જરાસંધ વારંવાર મથુરા ઉપર ચડી આવવા લાગ્યો; એટલે એના ભયથી મધ્ય દેશને છોડીને યાદવો સાથે કૃષ્ણ કુશસ્થલી-દ્વારકા -જઇને રહ્યા. (દ્વારકા જવાને લગતા મહાભારતના શ્લોકો માટે જુઓ મારું પ્રાચીન દ્વારકાપુરી આ જ પુસ્તકમાં).

ઉપર કહ્યું તેમ મહાભારતના વખત પહેલાં કુકુરના વંશજ કંસની મથુરામાં પૂરી સત્તા હતી. કુકુરના ભાઈ ભજમાનના વંશનું રાજ્ય ક્યાં હતું એ સ્પષ્ટ સમજાતું નથી, પણ એ વંશનો અગ્રણી કૃતવર્મા હતો.

---

૧૦૮. આ જ વાત શ્રીકૃષ્ણ દૂત થઇને હસ્તિનાપુર જાય છે ત્યારે ધૃતરાષ્ટ્રને સમજાવતાં કહે છે:—

पुत्रो वै भोजराजस्य दुराचारो ह्यनात्मवान् ।
जीवतः पितुरैश्वर्यं हृत्वा मृत्युवशं गतः ॥
उग्रसेनसुतः कंसः परित्यक्तः स बान्धवैः ।
ज्ञातीनां हितकामेन मया शस्तो महामृधे ॥
आहुकः पुनरस्माभिर्ज्ञातिभिश्चापि सत्कृतः ।
उग्रसेनः कृतो राजा भोजराजन्यवर्धनः ॥
कंसमेकं परित्यज्य कुलार्थे सर्वयादवाः ।
संभूय सुखमेधन्ते भारतान्धकवृष्णयः ॥

म-उ-अ-१२८, શ્લો. ૩૮ થી ૪૧
(કૃષ્ણાચાર્યની આવૃત્તિ)

વૃષ્ણિઓનું રાજ્ય ક્યાં હતું? પાર્જિટર અક્રૂર-દ્વારકામાં હતા (વાયુ ૯૬-૬૦) એવા વાયુપુરાણના વચનના આધારે વૃષ્ણિઓનું રાજ્ય દ્વારકામાં હતું એવો તર્ક કરે છે. આ ખોટો તર્ક છે. જરાસંધના ભયથી શ્રીકૃષ્ણ પોતાના વૃષ્ણિઓ સાથે દ્વારકા ગયા ત્યારે અક્રૂર પણ પોતાનાં સંબંધીઓ સાથે ગયા હોય એ સ્વાભાવિક છે. અને એ કારણથી શ્રીકૃષ્ણચરિત્રના પ્રસંગમાં મથુરાનો તથા દ્વારકાનો એમ બે ય સ્થળના ઉલ્લેખો મહાભારતમાં તથા પુરાણોમાં મળે છે. ઉપલો વાયુનો ઉલ્લેખ શ્રીકૃષ્ણચરિત્રને લગતો સ્યમંતકાખ્યાનમાં છે.

મને તો શ્રીકૃષ્ણના પૂર્વજો એટલે વૃષ્ણિઓનું રાજ્ય પહેલાં ક્યાં ય હોય એમ લાગતું નથી. એટલું જ નહિ પણ વૃષ્ણિવંશ પહેલાં તદ્દન અંધારામાં હશે અને શ્રીકૃષ્ણથી જ એ વંશની પ્રખ્યાતિ થઈ છે. કૃષ્ણે જ ઉપર કહ્યું તેમ જ્ઞાતિકાર્ય કરીને પોતાના વંશને પ્રખ્યાત કર્યો.

પુરાણોનું આ વંશસાહિત્ય આરંભમાં કહ્યું છે તેમ બારોટોના ચોપડાનાં પેઢીનામાં જેવું છે. બારોટો પોતાના આશ્રયદાતા રાજાની વંશાવળી જાળવી રાખે છે, એમાં કોઈ નવો રાજા આશ્રયદાતા જાગે ત્યારે એના પૂર્વજોનાં જેટલાં નામો મળે તેટલાં મેળવી, કોઈ પ્રખ્યાત કુળ સાથે એનો સંબંધ જોડી કાઢે; આ પ્રકાર સ્વાભાવિક છે. પુરાણોની વંશાવળીઓનો અભ્યાસ કરવાથી આ સ્થિતિ સ્પષ્ટ દેખાશે. મૂળ પુરાણની જ્યારે રચના થઈ ત્યારે જે ક્ષત્રિય રાજ્યો જોરમાં હતાં એના વંશો આપેલા છે. મથુરામાં કુકુર અને અન્ધકનું વધારે જોર હોવાથી એની પેઢીઓનાં નામો જળવાતાં હશે, જ્યારે વૃષ્ણિઓ નબળા હોવાથી એ કુળ અંધારામાં હશે.[૧૦૯] પછી વસુદેવ પોતે રૂપાળા હોવાથી અથવા બીજા કારણથી દેવકે પોતાની પુત્રીઓ વસુદેવને આપી અને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે વૃષ્ણિ વંશને ઉપર આણ્યો.

આ સિવાય અવન્તીમાં, દશાર્ણમાં, આનર્તમાં, લાટમાં તથા

---

૧૦૯. વસુદેવ વિષે વાયુપુરાણ કહે છે કેઃ—

**मनुष्यलोके कृत्स्नेपि रूपे नास्ति समो भुवि ॥**

વાયુ ૯૬, ૧૪૬.

જૈન હરિવંશ પણ વસુદેવની સુંદરતાનાં ખૂબ વખાણ કરે છે. જુઓ સર્ગ, ૧૯.

કોંકણમાં યાદવો-ઘણું કરી હૈહયોની શાખાઓ હોવી જોઇએ.[110]

મથુરાનું યાદવ રાજ્ય એક પ્રકારનું ગણુરાજ્ય લાગે છે. ઇ. સ. પૂર્વે ચોથા શતક પહેલાંથી ઇ. સ. ચોથા-પાંચમા શતક સુધી આ દેશમાં અનેક ગણુરાજ્યો હોવાનું આ દેશના પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

યાદવોની રાજ્યપદ્ધતિ કઇ જાતિની હતી એ ચોખ્ખું દેખાતું નથી. પણ એક કુળના મુખ્ય પુરુષને રાજા તરીકે પસંદ કરવામાં આવતો;[111] છતાં બધું રાજ્યકાર્ય યાદવોના મુખ્ય પુરુષોની સલાહથી ચાલતું અને શ્રીકૃષ્ણુના સમયમાં શ્રીકૃષ્ણુ પોતાના બળ, બુદ્ધિ, વિદ્યા વગેર ગુણોથી તથા બલદેવની સહાયથી અસાધારણ અધિકાર ભોગવતા છતાં, જ્ઞાતિમાં કલેશ ન થાય એ જોવા ખાસ ઇચ્છતા, એમ સ્યમંતક મણિના પ્રસંગથી દેખાય છે. કારણુ કે યાદવોનું જોર અન્ધક, કુકુર, વૃષ્ણિ વગેરે જુદાં જુદાં કુળોના સંપ ઉપર જ હતું. અને એ વાત શ્રીકૃષ્ણુ સૌથી વધારે સમજતા હોવાથી જુદી જુદી રીતે જુદા જુદાઓને મનાવીને, સૌ સાથે સંબંધ બાંધીને યાદવોનું રાજ્ય નભાવ્યે જાય છે. છતાં યાદવો વારંવાર અંદર અંદર લડતા રહ્યા છે.[112]

---

૧૧૦. પાર્જિટરે (પા. ૨૮૦) આ કથન માટે મહાભારત પુરાણોમાંનાં છૂટક વચનોનો આધાર લીધો લાગે છે.

૧૧૧. કંસને માર્યા પછી શ્રીકૃષ્ણુની ઇચ્છાને અનુસરી યાદવો ઉગ્રસેનનેજ રાજા તરીકે પસંદ કરે છે. હરિવંશ કહે છેઃ—

रामकृष्णौ समाश्रित्य हते कंसे दुरात्मनि ।
उग्रसेनोऽभवद्राजा भोजवृष्ण्यन्धकैर्वृतः ॥
२, ३४, ९.

૧૧૨. બલભદ્ર અને અક્રૂર જેવા મુખ્ય યાદવો રિસાઈને ભાગી જાય છે અને શ્રીકૃષ્ણુ એને મનાવીને કેવી રીતે લઈ આવે છે, એ માટે જુઓ હરિવંશ ૧, ૩૮ જુઓ નીચેનું વચન—

अक्रूरस्त्वंधकैः सार्धमपायाद्भरतर्षभ ।
ज्ञातिभेदभयात्कृष्णस्तमुपेक्षितवानथ ॥
१, ३८, ३०-३१

શ્રીકૃષ્ણે કરેલો કંસ કેશી વગેરેનો વધ પ્રસિદ્ધ છે. એ ઉપરાંત સ્યમંતક મણિના પ્રસંગમાં શતધન્વા સત્યભામાના પિતાને મારે છે શ્રીકૃષ્ણુ શતધન્વાને મારે છે વગેરે દાખલાઓ જુઓ. વિષ્ણુ. અં ૪ અ. ૧૩,

વળી શ્રીકૃષ્ણે અને સાત્યકિએ જ્યારે પાંડવોનો પક્ષ લીધો હતો, ત્યારે કૃતવર્માએ કૌરવોનો પક્ષ લીધો હતો. યાદવ રાજ્યની આસપાસનાં બળવાન રાજ્યોમાંથી કાશી, વિદર્ભ, ચેદી, મગધ, શાલ્વ વગેરે રાજ્યો સાથે યાદવોને વિરોધ હતો; જ્યારે પાંડવો સાથે અને એને લીધે પાંચાલો સાથે અને મત્સ્યો સાથે યાદવોને સારો સંબંધ હતો એમ દેખાય છે.

યાદવોમાં બહુસ્ત્રીનો રિવાજ બહુ સામાન્ય દેખાય છે. વસુદેવને તેર પત્નીઓ અને બે પરિચારક પત્નીઓ હોવાનું ઉપર કહ્યું જ છે. શ્રીકૃષ્ણને ૧૬૧૦૮ પત્નીઓ હોવાની કથા તો પાછળથી જોડાઈ હશે, પણ અનેક પત્નીઓ હોવાનો સંભવ માનવામાં વાંધો નથી લાગતો. રૂક્મિણી, સત્યભામા વગેરેના લગ્ન સંબંધી સવિસ્તાર કથાઓ વૈષ્ણવ પુરાણોમાં મળે છે. ( भागवत १०, ५३–५६–५८ ) મહાભારતમાં ઉગ્રસેન રાજાને स्त्रीसहस्र सहायवान् ( म. आ. २१९, ८ ) કહ્યા છે, પણ અહીં દાસી સ્ત્રીઓ ઉદ્દિષ્ટ હશે.

વળી યાદવો મદ્યપાન પણ ખૂબ કરતા હશે એમ લાગે છે. સુભદ્રાહરણના કથાપ્રસંગમાં રૈવતક ઉપરના યાદવોના ઉત્સવનું વર્ણન મહાભારતમાં છે, તેમાં સ્ત્રીઓથી અને ગંધર્વોથી વીંટાયેલા નૃત્ય કરતા યાદવોમાં મુખ્ય બલરામ, પ્રદ્યુમ્ન સાંબ વગેરેને ક્ષીબ કહ્યા છે. (જુઓ આદિપર્વ. અ. ૨૧૯, શ્લો. ૭, ૯ મુંબઈની સટીક-આવૃત્તિ ) મહાભારતમાં અન્યત્ર પણ બલરામને ક્ષીબ કહ્યા છે. ક્ષીબ એટલે મદ્યપાનથી ઉન્મત્ત બનેલ.[૧૧૩] વિષ્ણુપુરાણમાં અને ભાગવતમાં બલરામે ગોપ અને ગોપીઓ સાથે યમુનાને કાંઠે મદિરાપાન કર્યાનું તથા પછી મદિરાથી મત્ત થયેલ હલધરે[૧૧૪] યમુનાને પોતાની પાસે બોલાવી, પણ યમુના 'હલધર મત્ત છે' એવો વિચાર કરી ન આવી, એટલે હલધરે હળથી ખેંચી વગેરે વર્ણન છે, એ પણ બલદેવની મદ્યપાનની ટેવનું

---

૧૧૩. मत्ते शौण्डोत्कटक्षीबाः — અમરકોષ ૩, ૨૩

૧૧૪. विष्णु ५, २५, भागवत १०, ६५ જુઓઃ—

ललनाभिः समं पपौ १०, ६५, २०

वनेषु व्यचरत्क्षीबो मदविह्वललोचनः

भा. १०, ६५, २१.

મોટું દૃષ્ટાંત છે. બલદેવનો આ સ્વભાવ એટલો પ્રસિદ્ધ હતો કે, સ્યમંતક મણિ અક્રૂરને પાછો આપતાં બલરામ મદિરાપાનની ટેવ નહિ છોડી શકે અને આ મણિ તો પવિત્રપણાથી ધારણ કરવો જોઇએ, એમ શ્રીકૃષ્ણ દલીલ કરે છે. ( વિષ્ણુ ૪, ૧૪, ૭૧ )

યાદવોનો પ્રભાસ આગળ નાશ પણ છેવટ મદ્યપાનને પરિણામે થયો એમ પુરાણો કહે છે. પ્રભાસમાં જઇને મદ્ય પીધું અને પછી મદ્યપાનથી ઉન્મત્ત થયેલા યાદવો એકબીજા ઉપર આક્ષેપ કરવા લાગ્યા અને છેવટ પરસ્પર લડીને કપાઈ મૂઆ.[૧૧૫]

પ્રભાસ આગળના નાશ પછી યાદવોનું શું થયું ? પુરાણો કહે છે કે, દ્વારકાને સમુદ્રે ડુબાડી દીધી, (જુઓ મારું " પ્રાચીન દ્વારકાપુરી ") પણ શ્રીકૃષ્ણના સ્વધામગમન પછી અર્જુન યાદવોનાં સ્ત્રી બાળકોને લઇને મથુરા તરફ જતો હતો, ત્યાં રસ્તામાં મ્લેચ્છોએ અથવા આભીરોએ માત્ર લાકડીઓથી યાદવોની સ્ત્રીઓનું હરણ કર્યું અને વીલે મોઢે પાછા ફરેલા અર્જુને મથુરા આવી વજ્રને ગાદી ઉપર બેસાડયો.[૧૧૬] મહાભારતની કેટલીક પ્રતો અને ભાગવત વજ્રને ઇન્દ્રપ્રસ્થમાં ગાદી ઉપર બેસાડયો એમ કહે છે ( भा. ११, ३१, २५ ) તે તો ભૂલ લાગે છે. ગમે તેમ હો પણ મહાભારતના વખતમાં જ ઉપર આવેલો આ યાદવવંશ શ્રીકૃષ્ણના સ્વધામગમન પછી પાછો અંધારામાં પડી જાય છે. પુરાણોમાં મહાભારત પછીના સમય માટે પૌરવવંશ, અયોધ્યાનો ઇક્ષ્વાકુ વંશ અને મગધના બૃહદ્રથ વગેરે વંશો એ ત્રણની વંશાવળીઓ વિગતવાર આપી છે અને બાકીના માટે એ વખતમાં કુલ આટલા રાજાઓ થશે એમ મભમ કહ્યું છે. યાદવો માટે કહ્યું છે કે, ' એટલા

---

૧૧૫. જુઓ; મહાભારત મૌસલ પર્વ, વિષ્ણુપુરાણ અં. ૫. અ. ૩૭ ભાગવત ૧૧, ૩૦.

ततस्तस्मिन्महापानं पपुर्मैरेयकं मधु ।
महापाननिमित्तानां वीराणां हतचेतसाम्
कृष्णमायाविमूढानां संघर्षः सुमहानभूत् ॥
युयुधुः क्रोधसंरब्धाः—

भा. ११, ३०, १२ थी १४

૧૧૬. જુઓ; મ. મૌસલ પર્વ અ. ૮ વિષ્ણુ, અં. ૫ અ. ૩૮.

કાળમાં ( આ પૌરવો અને બાર્હદ્રથો સાથે ) ૨૩ શૂરસેનો થશે '.[૧૧૭]

આ શૂરસેનો શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધના પુત્ર વજ્રના વંશજો હશે કે કૃતવર્માના ? પુરાણોમાં સ્પષ્ટ ખુલાસો નથી. યાદવો પ્રભાસ આગળ નાશ પામ્યાની હકીકત અમુક ટોળા માટે જ સમજવી જોઇએ એમ મને લાગે છે. કૌટિલીય અર્થશાસ્ત્રમાં વૃષ્ણિ સંઘ નાશ પામ્યો એમ કહ્યું છે. ( ૧, ૧૬, ૩, ૧ ) જરાસંધના ભયથી મથુરા તજેલું, પણ મધ્ય દેશ માટે યાદવો હંમેશાં આતુર રહેતા એમ શ્રીકૃષ્ણ જ કહે કહે છે. (જુઓ; મહા. સભા. અ. ૧૪) એ જોતાં જરાસંધના મરણ પછી યાદવો મથુરામાં અને દ્વારકામાં એ બે સ્થળોએ ( દિલ્હી સીમલા પેઠે ) યથેચ્છ વિહરતા હોય એ સંભવિત છે. વળી બધા યાદવો મથુરા છોડી કાઠિયાવાડ સુધી જાય એ સંભવિત નથી; એટલે જરાસંધના મુખ્ય વિરોધી વૃષ્ણિઓ સિવાયના અંધકાદિ યાદવો મથુરામાં રહ્યા હોય એ પણ સંભવિત છે. ગમે તેમ હો, પણ મહાભારત પછીથી ઘણા કાળ સુધી કાઠિયાવાડમાં યાદવોનું નામનિશાન દેખાતું નથી. પણ મથુરામાં શૂરસેનોનુંજ રાજ્ય હોવાનું જણાય છે. પ્રાચીનતમ બૌદ્ધ ગ્રન્થ ઉપરથી ભગવાન બુદ્ધના સમય પહેલાં એટલે ઇ. સ. પૂર્વે સાતમા શતકમાં અને બુદ્ધના સમકાળમાં એટલે ઈ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકમાં મથુરામાં શૂરસેનોનું રાજ્ય હતું. બુદ્ધના સમકાલીન મથુરાના આ શૂરસેન રાજાને અવન્તીપુત્ત કહ્યો છે. અને લલિતવિસ્તરમાં એનું નામ સુબાહુ આપ્યું છે. ( જુઓ; Cambridge History of India Vol. I. pp. 172, 185, 186 ).

આ ઉપરથી બુદ્ધના સમયમાં અવન્તીને અને મથુરાને પરસ્પર લગ્નસંબંધ હતો એમ દેખાય છે. અવન્તીમાં શ્રીકૃષ્ણના વખતમાં હૈહયોનું રાજ્ય હતું.[૧૧૮] અને શ્રીકૃષ્ણનાં એક ફૈઇ અવન્તીના રાજાને

---

૧૧૭. एतैस्सार्धं भविष्यन्ति तावत् कालं नृपाः परे । तुल्यकालं भविष्यन्ति सर्वे ह्येते महीक्षितः । शूरसेनास्त्रयोविंशत् ।

પાર્જિટરનું The Dynasties of the Kali Age. p. 23.

૧૧૮. જુઓ; વાયુ ૯૪, ૫૦, વગેરે હૈહય વંશનો વિસ્તાર કહેનારા પૌરાણિક ઉલ્લેખો તથા પાર્જિટર પા. ૧૦૨.

જુઓ; 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' પા. ૬૦.

જુઓ; Cambridge History of India p. 403.

આપેલાં એ જોતાં વૃષ્ણિઓ અને હૈહયોનો સંબંધ ચાલુ રહ્યો છે. વળી, શ્રીવાસુદેવપૂજાનો ભક્તિમાર્ગ પહેલવહેલો શ્રીકૃષ્ણના કુળમાં એટલે સાત્વતોમાં ચાલ્યો અને એ કારણથી સાત્વત ધર્મ કહેવાયો છે. પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં કયાં ય સ્પષ્ટ કહ્યું નથી; પણ મેગેસ્થનિસે કહ્યું છે કે, મેથોરા [મથુરા અને ક્લિસોબોરા (કૃષ્ણપુર)] શહેરોવાળા જમનાકાંઠાના દેશના શૂરસેનોમાં હિરેક્લિસ ( શ્રીકૃષ્ણ )ની પૂજા પ્રચલિત છે.

ઈ. સ. પૂર્વે ચોથા શતક સુધી મથુરામાં અને એની આસપાસ શૂરસેનોમાં જળવાઈ રહેલી વાસુદેવભક્તિ, તે પછી બે ત્રણ સૈકાઓમાં પશ્ચિમ હિંદના ઘણા ભાગમાં અને છેક દક્ષિણમાં નાનાઘાટ સુધી ફેલાઇ જાય છે, એમ ઘોસંડીના, વિદિશાના ગુરુડધ્વજના અને નાના ઘાટના લેખોથી દેખાય છે. ( જુઓ; વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૩૯ થી ૪૨) વળી એજ સમયમાં મથુરામાંથી શૂરસેનોનું અને સાત્વત ધર્મનું જોર ઓછું થયું છે. બુદ્ધના સમય પછી વચ્ચે કાંઈ ખબર પડતી નથી, પણ મથુરા આગળથી મળેલા સિક્કાઓ ઉપરથી શુંગ વંશના સમકાલીન મથુરાના બાર રાજાઓનાં નામો મળે છે. આ રાજાઓ શૂરસેનો અથવા યાદવો જ હશે. કૌશામ્બીના બૃહસ્પતિમિત્રની પુત્રી મથુરાના એક રાજાને આપેલી હતી, એમ મોરાના ઉત્કીર્ણ લેખ ઉપરથી જણાય છે.[૧૧૯] લેખમાં મથુરાના આ રાજાનું નામ નથી આપ્યું, પણ સિક્કાઓ ઉપરથી મથુરાના બલભૂતિનું નામ મળે છે અને એના સિક્કા આ બૃહસ્પતિમિત્રના સિક્કાને બહુ મળતા આવે છે. કૌશામ્બીના રાજાઓ પુરુવંશના છે અને પુરુવંશ અને યદુવંશ વચ્ચે લગ્નસંબંધ મહાભારતકાળમાં હતો એ જોયું છે; આ કૌશામ્બીના રાજાઓને બુદ્ધના કાળમાં અવન્તી સાથે લગ્નસંબંધ હતો, એ ઉદયનની પ્રસિદ્ધ કથાથી દેખાય છે. (જુઓ સ્વપ્નવાસદત્તા). મથુરાનો એક બીજો રાજા બ્રહ્મમિત્ર અહિછત્ર (પાંચાલ)ના ઇંદ્રમિત્રનો સમકાલીન હતો. આ પછી ઈ. સ. પૂર્વે પહેલા શતકના દ્વિતીયાર્ધમાં મથુરાનું રાજ્ય શકોના હાથમાં જાય છે.[૧૨૦] મથુરાના સિક્કાઓમાં ઊભેલી

---

૧૧૯. જુઓ; Cambridge History of India Vol. I p. 525–526.
૧૨૦. એજન પા. ૫૨૬.

મૂર્તિ તજ્જ્ઞો ધારે છે તેમ શ્રીકૃષ્ણની હોય, તો ઈ. સ. પૂર્વે લગભગ ૫૦ સુધી મથુરામાં ઘણું કરી યાદવોનું રાજ્ય અને કૃષ્ણભક્તિ ચાલુ હતાં. પછી શકોનું રાજ્ય અને સાથે જૈન ધર્મ આવ્યો. મથુરામાં જૈન ધર્મના જોરની શરૂઆત કદાચ તે પહેલાં ૫૦–૧૦૦ વર્ષથી થઈ હોય.

### મથુરાના મધ્યકાલીન યાદવો-કરૌલીમાં

આ પછી મથુરાના યાદવોનું શું થયું તેનો પત્તો લાગતો નથી. પણ ગૌ. હી. ઓઝાએ નીચે પ્રમાણે નોંધ કરી છે. કામવનની એક મસ્જિદ જે પહેલાં મંદિર હતું, તેમાંથી ઈ. સ. નવમા શતકનો એક લેખ મળ્યો છે, જેમાં શૂરસેન યાદવોનાં સાત નામો છે. વળી, મથુરા અને મહાવનમાંથી મળેલા બે શિલાલેખોમાંથી ઈ. સ. ૧૧૫૦ માં અજયપાલ અને ઇ. સ. ૧૧૭૦ માં હરિપાલ વિદ્યમાન હોવાનું માલૂમ પડે છે. પણ ક્રમવાર આખી વંશાવળી નથી મળતી. કરૌલીના યાદવો મથુરાના યાદવોના વંશજો હશે. કરૌલીની ખ્યાતોમાંથી રાજા વિજયપાલે મથુરાથી મનીપહાડ આવી ત્યાં એક કિલ્લો બંધાવ્યો, અને તેના એક વંશજે વિ. સં. ૧૪૦૫માં કરૌલી વસાવ્યું વગેરે હકીકત મળે છે. (જુઓ; ટોડ રાજસ્થાનનું હિંદી ભાષાન્તર પા. ૩૪૫.)

આ રીતે યાદવોનો ઇતિહાસ ઘણી ગડબડવાળો દેખાય છે. મથુરાના યાદવોનું વચ્ચે શું થયું એ કહેવું મુશ્કેલ છે. અને યાદવોની બીજી શાખાઓ વિષે પણ છુટક ઉલ્લેખો મળે છે. મથુરાની યે પહેલાં વિદર્ભ (વરાડ અને પૂર્વ ખાનદેશ) માં યદુવંશનું રાજ્ય સ્થપાયાનું પુરાણો કહે છે. અને એ રાજ્ય લાંબા વખત સુધી ચાલુ રહ્યું દેખાય છે. શ્રીકૃષ્ણના વખતમાં વિદર્ભમાં ભોજપતિ ભીષ્મકનું રાજ્ય હતું. પછી મૌર્ય અશોકના વખતમાં તથા તે પછી પણ ત્યાં ભોજ લોકોનું રાજ્ય હતું, એમ એના ઉત્કીર્ણ લેખો તથા ખારવેલના હાથી ગુમ્ફના લેખો ઉપરથી દેખાય છે.[૧૨૧] પછી ગુપ્ત સમયના વાકાટકો ક્રથવંશના ભોજ હોવા જોઈએ એવું અનુમાન ઉપર નોંધ્યું છે.[૧૨૨] જો કે વાકાટક વંશના ઉત્કીર્ણ લેખોમાં એવું કહેલું નથી.

વિદર્ભમાંથી જ આર્ય સંસ્કૃતિ અને આર્ય ટોળાંઓ દક્ષિણમાં

---

૧૨૧. એજન પા. ૫૧૪.

૧૨૨. જુઓ, ટિપ્પણી ૧૦૫.

પ્રસર્યા છે એમ પુરાતત્ત્વજ્ઞોનો મત છે.[૧૨૩] અને આંધ્ર સમયમાં વિદર્ભ અને મહારાષ્ટ્ર વગેરે એક રાજ્યતંત્ર નીચે હતાં, ત્યારે વિદર્ભના ભોજો મહારાષ્ટ્રમાં યે પેઠા હોય એ સંભવિત છે.

બીજી તરફથી યદુવંશની બીજી શાખા હૈહય શાખાના અશ્મકો અને વીતિહોત્રો મહાભારતના સમય પછી અવન્તી અને ગુજરાતમાં છેક અપરાન્ત–કોકણ સુધી ફેલાયેલા હતા.[૧૨૪] ભરુચ અને સુપારક–(મુંબઇ અને સાષ્ટી) ભૃગુઓનાં સ્થાનો તરીકે પ્રસિદ્ધ છે. અને ભૃગુઓ અને હૈહયોનો ગાઢ સંબંધ પ્રસિદ્ધ છે.

વળી યૌધેય અને અર્જુનાયનોનાં ઈ. સ. પૂર્વે ચોથાથી ઇ. સ. ચોથા શતક સુધી એક પ્રકારનાં ગણરાજ્ય ક્રમશઃ પંજાબની દક્ષિણે અને રાજપૂતાનાની ઉત્તરે તથા રાજપૂતાનાના ભરતપુર અને અલવર રાજ્યના પ્રદેશમાં હોવાનું પાણિનિના ઉલ્લેખથી, સિક્કાઓથી તથા સમુદ્રગુપ્તના અલાહાબાદના લેખથી જણાય છે.[૧૨૫] આ અર્જુનાયનો અર્જુન એટલે હૈહય સહસ્રાર્જુનના વંશજો કે જાતવાળા હોય તો એ પણ યાદવો. અને યૌધેયો તો યદુના ભાઇ અનુના વંશજો એટલે આનવો છે. (જુઓ; પાર્જિટર પા. ૧૦૯ વાયુ–૯૯, ૨૧) આ યૌધેયો અને અર્જુનાયનોના ગણરાજ્યની હકીકત મથુરાના યાદવોનું પણ એક પ્રકારનું ગણરાજ્ય હોવું જોઈએ એ મારા તર્કને પુષ્ટિ આપે છે.

યાદવો વિષે ગુપ્તકાળમાં અને તે પછીના તરતના સૈકાઓમાં કશી નિશાની મળતી નથી. પણ ઈ. સ. સાતમા–આઠમા શતકમાં રાજ્યો સ્થાપનારા કેટલાક વંશો પુરાણોના બહોળા પ્રચાર પછી એટલે નવમા દશમા શતક પછી, પોતાને યાદવ તરીકે ગણાવે છે. દા. ત. ઈ. સ. ૭૫૦ થી ઇ. સ. ૯૭૦ સુધીના દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓનાં, આ રાજાઓને યદુવંશી કહેનારાં દાનપત્રોમાં જૂનામાં

---

૧૨૩. એજન પા. ૬૦૨ તથા સર રા. ગો. ભાંડારકરનો દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, ગુજરાતી ભાષાંતર પા. ૫.

૧૨૪. હૈહયો માટે જુઓ; J. R. A. S. 1914 p. 254.
Cambridge History of India Vol. I. p. 316.

૧૨૫. એજન પા. ૫૨૮.

જૂનું શક સં. ૭૮૨ (ઇ. સ. ૮૬૦) નું અમોઘવર્ષનું મળ્યું છે. ( જુઓ; Epigraphia Indica Vol. VI p. 29. )

કર્કરાજના દાનપત્રમાં:—

**उदगादथ दन्तिदुर्गमानुर्यदुवंशोदयपर्वतात् प्रतापी** એ રીતે એ કુળના મૂળ પુરુષને યદુવંશી કહ્યો છે.[૧૨૬] ચોથા ગોવિંદરાજના શક સં. ૮૫૫ ના દાનપત્રમાં[૧૨૭] તથા બીજાં કેટલાંક દાનપત્રોમાં રાષ્ટ્રકૂટ રાજાઓને યદુવંશી કહ્યા છે. હલાયુધ પણ કવિરહસ્યમાં એમજ કહે છે. વળી દક્ષિણના પાછળના ચાલૂકયોના સામંતો–સેઉણુ દેશના તથા દેવગિરિ ( દૌલતાબાદ ) ના યાદવો તથા દ્વારા સમુદ્ર ( મહીસૂર પ્રદેશ )ના હોઇસલા રાજાઓ પોતાને યાદવ કહેવરાવે છે.[૧૨૮] અને યાદવોની જૂની પરંપરાને અનુસરી અંદર અંદર લડે છે.[૧૨૯] ઇ. સ. અગિયારથી તેરમા શતકોમાં આ રાજવંશો થઈ ગયા છે. દેવગિરિના યાદવવંશના રાજા મહાદેવ ( ઇ. સ. ૧૨૬૦ થી ૧૨૭૧ ) નો પ્રધાન હેમાદ્રિ સંસ્કૃત સાહિત્યના ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. આ હેમાદ્રિએ લખેલા વ્રતખંડ નામના ગ્રન્થની કેટલીક હસ્તપ્રતોમાં દેવગિરિના યાદવોની વંશાવળી આપેલી[૧૩૦] છે. તેમાં પુરાણોને અનુસરી છેક ચંદ્રથી શરૂ કર્યું છે. પણ પછી આ વંશનો આરમ્ભ સુબાહુથી કર્યો છે. સુબાહુનો પુત્ર દઢપ્રહાર દક્ષિણમાં રાજ્ય સ્થાપે છે. આ બનાવ ઇ. સ. ૮૨૫ની આસપાસમાં બન્યો હોવાનું ડો. સર ભાંડારકર ધારે છે.[૧૩૧] શિવાજી મહારાજનાં મા જીજી જાધવ કુળની પુત્રી હતાં અને હજી દક્ષિણમાં જાધવો છે.

## હૈહય વંશ

હવે યદુવંશની બીજી શાખા હૈહયોનું શું થયું તે જોઇએ. હૈહયોનો

૧૨૬. શક સં. ૮૯૪ નું કર્કરાજનું દાનપત્ર Indian Antiquary Vol. 12 p. 157 to 164

૧૨૭. એજન પા. ૨૦૧ થી ૨૦૩.

૧૨૮. જુઓ, શક સં. ૧૧૧૪ નું બલ્લાલદેવનું દાનપત્ર I. A. 1912 p. 286–303

૧૨૯. જુઓ, Vincent A, Smith, third edition p. 434.

૧૩૦. જુઓ, દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, ગુ. ભાષાંતર પ્ર. ૧૪મું.

૧૩૧. ગૌ. હી. ઓઝા, ઈ. સ. ૮૪૩ માં સેઉણદેશનું યાદવરાજ્ય સ્થપાયું ધારે છે; ટોડ રાજસ્થાનનું હિંદી ભાષાંતર ભા. ૧ પા. ૩૨૮.

ભારતકાળમાં તથા પછી અવન્તી; ગુજરાત તરફ પ્રસાર થયો હતો એ આપણે જાણીએ છીએ. પણ, ગુપ્તો પછીના કાળમાં ચેદીમાં હૈહયો હોવાનો ઉલ્લેખ મળે છે. મહાભારતના વખતમાં તો ચેદીમાં શ્રીકૃષ્ણના ફુઆ કુરુવંશી દમઘોષ રાજા હતા. તે પહેલાં વિદર્ભના પુત્ર કૈશિક ચેદીના રાજા હતા. તો હૈહયો ચેદીમાં ક્યાંથી આવ્યા? કે. પી. જાયસ્વાલ હાથીગુમ્ફના લેખમાં ઇ. સ. પૂર્વે ૧૮૩ થી ૧૬૯-૧૫૨ સુધીના, કલિંગના ચક્રવર્તી મહારાજા ખારવેલ ચેદી વંશના હોવાનો પુરાવો વાંચે છે. (જુઓ; J. B. O. Research Society; 1927, Vol XIII, parts 3–4 p. *223*) પણ એ ચેદી વંશ તે કયો વંશ? વિદર્ભના પુત્ર કૈશિકનો વંશ કે દમઘોષનો વંશ કે હૈહય વંશ?

**ચેદીના હૈહયો**

જબલપુર પાસે ત્રિપુરી (તેવર)ના વિ. સં. ૯૨૦ (ઇ. સ. ૮૬૪)થી વિ. સં. ૧૨૪૭ (ઈ. સ. ૧૧૯૦) સુધીના રાજાઓ પોતાને હૈહયવંશી કહે છે. અને એ વંશના રાજાઓના લેખોમાં છેક ચંદ્રથી વંશાવળી આપી છે. (જુઓ; Ep. Indica Vol II p. 8.) આ રાજાઓ કલચુરી પણ કહેવાય છે. વિ. સં. ૩૦૬ થી એક કલચુરી અથવા ચેદી સંવત પણ ચાલતો હતો. આને ત્રૈકૂટકોનો સંવત પણ કેટલાક ઉત્કીર્ણ લેખોમાં કહેલો છે. જો કે વિ. સં. ૯૨૦ પહેલાંનો આ કલચુરીઓનો શૃંખલાબદ્ધ ઇતિહાસ નથી મળતો, પણ વિ. સં. ૫૫૦ થી ૭૯૦ સુધીમાં એ વંશનું રાજ્ય દક્ષિણના ચૌલુક્ય રાજ્યની ઉત્તરમાં અર્થાત્ ચેદી અને ગુજરાતમાં હોવાના પુરાવા મળે છે (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૩૭ થી ૬૭). આ ચેદી વંશને હૈહય કહેનારો જૂનામાં જૂનો ઉલ્લેખ ચૌલુક્ય વિનયાદિત્ય (ઈ. સ. ૬૮૦ થી ૬૯૬)ના એક લેખમાં મળે છે.[૧૩૨] આ ચેદીના હૈહયો સાથે દક્ષિણના ચૌલૂકયોને તથા રાષ્ટ્રકૂટોને લગ્નસંબંધ હોવાનું એ બેયના લેખો ઉપરથી જણાય છે.[૧૩૩] આ વંશનો નાશ થયા પછી હૈહયોનું શું થયું? અત્યારે કોઇ રાજ્ય હૈહયોનું મનાતું નથી, પણ આ વંશની એક શાખાનું રાજ્ય દક્ષિણકોશલ (રત્નપુર) માં હતું અને સંયુક્ત પ્રાંતના વલિયા જિલ્લાના અમુક રજપૂતો રત્નપુરથી

૧૩૨. એજન પા. ૧૫૩

૧૩૩. જુઓ; ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૩૯ તથા ૪૨.

આવેલા મનાય છે. એ રજપૂતો હૈહયજાતિના હોવાનો સંભવ વિન્સેન્ટ સ્મિથ સ્વીકારે છે. (ત્રીજી આવૃત્તિ પા. ૩૯૪; પં. ભગવાનલાલ ઇંદ્રજી તો આ કલચુરી રાજાઓને પણ આભીર ગણે છે, પણ બોમ્બે ગેઝીટિયર ઉપર ટિપ્પણીઓ લખનાર જેકસન એથી વિરુદ્ધ મતના છે. અને આ વંશને હૈહય માનવામાં વાંધો નથી. બોમ્બે ગેઝીટિયર ભા. ૧. પા. ૫૮ અને તેની ટિપ્પણી )

દક્ષિણમાં આ બધા યાદવો ક્યાંથી અને અને ક્યારે આવ્યા?

ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગર તો કહે છે કે, "ભરત દૌષ્યન્તિની લડાઈઓથી, કંસના ત્રાસથી, અને જરાસંધના દબાણથી જૂના કાળથી જ યાદવો ધીમે ધીમે દક્ષિણ તરફ ફેલાયા છે. વિંધ્યાચળથી કૃષ્ણા નદી સુધીના દક્ષિણમાં, જૂના બૌદ્ધ ગ્રન્થો તથા સંસ્કૃત સૂત્ર સાહિત્ય પ્રમાણે પાંચ રાજ્યો હતાં. એક માહિષકોનું, બીજું કલિંગનું, ત્રીજું વિદર્ભનું, ચોથું અશ્મકોનું, અને પાંચમું દંડકોનું ( દંડકારણ્ય ), આમાંથી વિદર્ભના ભોજ યાદવ છે જ, અશ્મકો અને અશ્મકીનું યાદવી વિશેષણ મહાભારતમાં ક્યાંક છે, એટલા ઉપરથી કૃષ્ણસ્વામી આયંગર તેને યાદવ ઠરાવે છે; પણ પુરાણો અશ્મકને પણ અયોધ્યાના ઈક્ષ્વાકુ વંશમાં ગણે છે, ( જુઓ; પાર્જિટર પા. ૧૪૭ )

માહિષકોને હૈહય ગણવામાં વાંધો નથી અને પાછળથી પણ માહિષકોથી ઊતરેલા ચેદી રાજાઓ હૈહય ગણાય છે. આ હૈહયોએ કલિંગમાં પહેલાં રાજ્ય સ્થાપ્યું. પછી તો કલિંગનો આન્ધ્ર રાજ્યમાં સમાવેશ થયો છે. અને કૃષ્ણસ્વામી આયંગર કહે છે કે, આંધ્રો એ અન્ધક યાદવો છે. કારણ કે તામીલ કવિઓ આંધ્રોને અન્દર કહે છે અને અન્દર સંસ્કૃત અન્ધકનું અપભ્રંશ છે. આ તર્ક પ્રણાલીથી આંધ્ર લોકને યાદવ ગણે છે. બાકી રહેલા દંડક માટે સંસ્કૃત સાહિત્યમાંથી કાંઇ પુરાવો મળ્યો નથી. પણ તામીલ સાહિત્યમાં દંડકના વતનીઓને ઇડાય્યર ( ભરવાડ ) કહ્યા છે. એ ઉપરથી તેઓને પણ ડૉ. આયંગર યાદવ ગણે છે. અને એ જ તર્કશૈલીને અનુસરી મહારાષ્ટ્રકો–મરાઠાઓને પણ યાદવ ગણે છે. (જુઓ; ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગરનો કલકત્તાની બીજી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં વંચાયલો નિબંધ. Proceedings & Transactions p. 351 to 364)

## જૂનાગઢના ચૂડાસમા યાદવો

ગુજરાતના ઇતિહાસમાં પણ યાદવો મળે છે. ઈ. સ. દશમા શતકના મૂળરાજ સોલંકી સામે લડનાર જૂનાગઢનો રા' ગ્રાહરિપુ અને કચ્છનો લાખો ફુલાણી બે ય યાદવ ગણાય છે. જૂનાગઢના એ ચૂડાસમા વંશનો મહાપુરુષ ચૂડચંદ્ર કહેવાય છે અને ભાટો ચૂડચંદ્રને કૃષ્ણના પુત્ર સામ્બ[૧૩૪]સાથે જોડે છે. "આદિ નારાયણથી ૫૪મા શ્રીકૃષ્ણ, ૧૩૫મા દેવેન્દ્ર અને તેના ચાર કુંવરમાંથી ગજપતે ગજની વસાવ્યું અને ગજપત પછી કેટલીક પેઢીએ નગરઠઠ્ઠામાં ચૂડચંદ્ર થયો. આ ચૂડચંદ્ર (લગભગ ઇ. સ. ૮૭૫થી ૯૦૭) વામનસ્થળીમાં આવ્યો અને એની ચોથી પેઢીએ ગ્રાહરિપુ થયો."[૧૩૫] આ યાદવો ચૂડચંદ્રના નામથી ચૂડાસમા કહેવાય છે.

## કચ્છના જાડેજા

કચ્છના લાખા ફુલાણીના વંશ માટે ભાટો કહે છે કે, ઉપર કહેલા ગજપતનો ભાઇ નરપત ગજનીની ગાદીએ બેઠો અને તેના કુંવર સમાના નામ ઉપરથી ન વંશજો સમા કહેવાયા, જે પાછળથી જાડેજાને નામે પ્રસિદ્ધ થયા. જામ સમાએ ગજની ખોયું અને સિંધ અને બલુચિસ્તાન વચ્ચે રાજધાની સ્થાપી. તેની દશમી પેઢીએ (નારાયણથી ૧૪૬ મો) લાખી આરાભડ થયો, તેણે નગરઠઠ્ઠા વસાવ્યું. તેનો કુંવર લાખોજી અને તેનો મોડજી કચ્છમાં ઇ. સ. ૮૧૯ માં ગાદીએ બેઠો અને મોડજીનો પ્રપૌત્ર ઉપર કહેલો લાખો ફુલાણી[૧૩૬] અને કચ્છના આ જાડેજા કુળમાંથી જામનગર, મોરબી, ગોંડળ, ધ્રોળ વગેરે કાઠિયાવાડનાં જાડેજા રાજકુટુંબો નીકળ્યાં છે.

વળી ગજપતના ત્રીજા ભાઈ ભૂપતે ગજની અને ખુરાસાન વચ્ચેના પ્રદેશમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેના વંશજો ભટ્ટી કે ભાટી કહેવાયા. પણ ત્યાંથી ખુરાસાનના રાજાએ કાઢવાથી આ લોકો પંજાબમાં આવ્યા, ત્યાંથી સિંધ અને મારવાડ વચ્ચેના પ્રદેશમાં

---

૧૩૪. સામ્બ યાદવાસ્થળીમાં મરણ પામ્યાનું મહાભારત (મૌસલ પર્વ અ. ૫) કહે છે.

૧૩૫. 'રાસમાળા'નું ગુજરાતી ભાષાંતર ત્રીજી આવૃત્તિ ભા. ૧ પા. ૬૧,૬૨.

૧૩૬. એજન પા. ૬૨, ૬૩.

આવ્યા. આ ભટ્ટીના વંશજો એ જેસલમીરના ભાટી. ભાટિયાઓ પણ કદાચ આ મૂળમાંથી પોતાને નીકળેલા માનતા હશે.[૧૩૭]

આ મધ્યકાલીન યાદવોનાં જુદાં જુદાં રાજ્યોની સવિસ્તર વંશાવળીઓ મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ ટૉડ રાજસ્થાનના હિંદી ભાષાંતર પા. ૩૨૭ થી પા. ૩૪૬ પ્રકરણ ૭ ની ટિપ્પણીઓમાં આપી છે. ત્યાં પ્રસંગોપાત્ત કેટલીક હકીકત પણ નોંધી છે. પરન્તુ એ સમર્થ ઇતિહાસવેત્તા કહે છે તેમ, આ બધા યાદવોનો ઇતિહાસ વિસ્તારથી લખવામાં આવે તો એક મોટું પુસ્તક થાય.

### જોધપુર વગેરેના રાઠોડો

જોધપુર, બિકાનેર ઝાબુઆ, અમઝરા કિશનગઢ, રતલામ, સીતામઉ, સૈલાના, ઈડર અને અહમદનગરના હાલના રાઠોડ રાજાઓ[૧૩૮] મૂળ મારવાડ–જોધપુરના રાઠોડના વંશજ છે. અને જોધપુરના રાઠોડ રાજવંશનો મૂળ પુરુષ કનોજના ગહડવાલ વંશનો હતો ( જુઓ; ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩ ). હવે કનોજના ગહડવાલો સૂર્યવંશી હતા કે ચંદ્રવંશી એ વાતનો એ વંશના ઉત્કીર્ણ લેખોમાંથી પત્તો લાગતો નથી. અત્યારે જોધપુર વગેરેના રાઠોડો પોતાને સૂર્યવંશી માને છે. ( જુઓ; સરસ્વતી, જૂન ૧૯૨૭ માં વિશ્વેશ્વરનાથ રેઉનો લેખ પા. ૬૬૨ ). જ્યારે યુક્ત પ્રદેશ–કાશી, પ્રયાગ, મિર્જાપુર, અને જૌનપુરની આસપાસમાં મોટે ભાગે જેની વસ્તી મળે છે, તે ગહડવાલ ક્ષત્રિયો પોતાને ચંદ્રવંશીય મહારાજ કાશીરાજની સંતતિ માને છે (જુઓ; સરસ્વતી, સપ્ટેમ્બર ૧૯૨૭ માં શ્રીયુત કુંવર શિવનાથસિંહ સેંગરનો લેખ પા. ૧૦૪૫ ). અને કનોજના ગહડવાલ રાજવંશ [ વિ. સં. ૧૧૨૪ ( ઈ. સ. ૧૦૬૮ ) થી વિ. સં. ૧૨૮૦ (ઇ. સ. ૧૨૨૩) ]ને પણ કુંવર શિવનાથસિંહ કાશીરાજના જ વંશજ માને છે.

પણ મારવાડ વગેરેના રાઠોડ વંશની ઉત્પત્તિ બાબત જૂના વખતથી જુદી જુદી કલ્પનાઓ ચાલે છે (જુઓ; સરસ્વતી સપ્ટેમ્બર

---

૧૩૭. એજન પા. ૬૩; આ દંતકથાઓ જુદા જુદા રૂપમાં મળે છે.

૧૩૮. આ રાઠોડ રાજાઓના સવિસ્તર ઇતિહાસ માટે જુઓ, ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩.

૧૯૨૭ પા. ૧૦૫૨ ). અને અત્યારે પણ આ વિષયના અભ્યાસી હિંદી વિદ્વાનોમાં જબરો મતભેદ છે. કેટલાક દક્ષિણના રાષ્ટ્રકૂટ, કનોજના ગહડવાલ અને જોધપુર વગેરેના રાઠોડો ત્રણેને એક માને છે. શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉનો આ મત છે. દક્ષિણના રાષ્ટ્રકૂટોના કેટલાક લેખોમાં તેઓને યદુવંશી કહ્યા છે, અને જોધપુર વગેરેના રાઠોડો પોતાને સૂર્યવંશી માને છે; એ મુશ્કેલીનો તોડ કાઢતાં શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે કે, " દક્ષિણમાં અને ગુજરાતમાં કુલ ૭૫ લેખો અને દાનપત્રો આ વંશનાં મળ્યાં છે, તેમાંથી માત્ર આઠમાં જ એ રાજાઓને યદુવંશી કહ્યા છે અને વિ. સં. ૯૧૭ પહેલાંના એ વંશના કોઈ લેખમાં રાષ્ટ્રકૂટોને યદુવંશી.....નથી કહ્યા, માટે દક્ષિણના રાષ્ટ્રકૂટો ચંદ્રવંશી નહિ પણ સૂર્યવંશી હતા " ( જુઓ; સરસ્વતી જૂન ૧૯૨૭ પા. ૬૫૮ ટિ. ૧ ). બીજી તરફથી પં. ગૌરીશંકર હીરાચન્દજી ઓઝા દક્ષિણના રાષ્ટ્રકૂટોના એ આઠ લેખો ઉપર આધાર રાખી રાષ્ટ્રકૂટોને યદુવંશી માને છે અને રાષ્ટ્રકૂટ તથા રાઠોડને એક માને છે તથા કનોજના સૂર્યવંશી ગહડવાલને રાષ્ટ્રકૂટથી જુદા ગણે છે. મતલબ કે હાલના રાઠોડો પોતાને સૂર્યવશી માને છે પણ તેઓ છે ચંદ્રવંશી ( જુઓ; 'નાગરીપ્રચારિણી પત્રિકા' ન-સં. ભા. ૪ અં. ૩-૪ પા. ૩૪૮-૩૪૯ ). આથી વિરુદ્ધ કુંવર શિવનાથસિંહ જોધપુર વગેરેના રાઠોડ રાજાઓને કનોજના ગહડવાલ રાજા જયચંદ્રના વંશજ માને છે, પણ દક્ષિણના રાષ્ટ્રકૂટથી જુદા માને છે. (જુઓ; ૧૯૨૭ના સપ્ટેમ્બરના સરસ્વતીમાં એનો લેખ. )

આ વિષયમાં સર્વમાન્ય નિશ્ચય થઈ શકે એવા પુરાવા જ ઉપલબ્ધ નથી અને કેટલાંક કારણોથી પક્ષવાદ બંધાઈ ગયો છે. રાઠોડો અને ગહડવાલો ગમે તે વંશના હો, પણ દક્ષિણના રાષ્ટ્રકૂટોના ઉત્કીર્ણ લેખોના સ્પષ્ટ પુરાવાની વિરુદ્ધ તેમને સૂર્યવંશી માનવાની જરૂર મને નથી લાગતી. વળી દક્ષિણના રાષ્ટ્રકૂટોએ ગુજરાત, કાઠિયાવાડ, રાજપૂતાના, માળવા, મધ્ય પ્રદેશ, ગયા આદિમાં સ્વતંત્ર અથવા પરતંત્ર રાજ્યો સ્થાપેલાં એટલું પણ ચોક્કસ.

આ બધા પાછળના યાદવો ક્યાંથી આવ્યા ? દક્ષિણ માટે કૃષ્ણસ્વામી આયંગરની માન્યતા નોંધી છે. ડૉ. ભાંડારકરના કહેવાની મતલબ એવી લાગે છે કે, વિદર્ભમાંથી દક્ષિણમાં પ્રસરેલા આર્યોમાં

ભોજ અને રાષ્ટ્રીકોનો ઉલ્લેખ અશોકના લેખમાં મળે છે. ભોજ અને રાષ્ટ્રીકોમાંથી ઊતરી આવેલા રાષ્ટ્રકૂટો હતા.[૧૩૯] ભોજ નામ હૈહયોને તથા અંધક કુકુર વગેરે યાદવોને સરખી રીતે લગાડાય છે તથા હૈહયો ચેદીમાં પણ હતા એ જોતાં, આ ભોજો યાદવ હતા કે હૈહય એ સંશય રહે છે. હૈહયો દૂર દૂર સુધી ફેલાયા લાગે છે.

બીજો સંભવ એવો છે કે, ઈ. સ. બીજા–ત્રીજા–ચોથા શતકમાં આન્ધ્ર રાજાઓનું જોર ઓછું થયા પછી, દક્ષિણમાં સહ્યાદ્રિ, કોંકણમાં અને અમુક વખત તો સિન્ધ અને પંજાબ વચ્ચે તથા કાઠિયાવાડ ઉપર પણ આભીર લોકોનું રાજ્ય હતું. એમ આભીર શિવદત્તના પુત્ર ઈશ્વરસેનનો લેખ નાસિકની ગુફામાં મળ્યો છે. ક્ષત્રપ રુદ્રદામનના લેખમાં તથા સમુદ્રગુપ્તના લેખમાં ઉલ્લેખ છે તથા તેઓના સિક્કાઓ પણ કાઠિયાવાડમાં મળેલા એ ઉપરથી જણાય છે.[૧૪૦] ઈ. સ. ચોથા શતકના પાછલા ભાગમાં ગુપ્તોનું જોર થયું તે પહેલાં આભીરોનું જોર દેખાય છે. મહાભારત અને પુરાણો આ કાળમાં આભીર રાજાઓ થયાનું કહે છે.[૧૪૧] આ આભીરો ગાયોનાં ટોળાં સાથે ભટકતી યાદવોની જ એક શાખા હોય એવો સંભવ મને સ્ફુરે છે. શ્રીકૃષ્ણ વસુદેવને ત્યાં જન્મ્યા છતાં નંદગોપને ત્યાં ઊછર્યાનું હરિવંશ, વિષ્ણુ-પુરાણ, ભાગવત વગેરે કહે છે અને મહાભારતમાં શિશુપાલ શ્રીકૃષ્ણને ગાળ દેતાં ગોપ કહે છે.

तमिमं ज्ञानवृद्धिः सन् गोपं संस्तोतुमिच्छसि ।

મહાભારત, સભાપર્વ અ. ૪૧, ૬.

અને હેમચંદ્ર મૂલરાજના શત્રુ ગ્રાહરિપુને ગાળ દેતાં આભીર કહે છે. (જુઓ; દ્વયાશ્રય સર્ગ ૨ શ્લો–૫૯ થી ૬૫) આ રીતે જોતાં જૂનાગઢના ચૂડાસમાઓ, કચ્છ કાઠિયાવાડના જાડેજાઓ અને દેવગિરિના યાદવો વગેરે મૂળ આભીર જાતિના હોય તો એ સંભવિત છે. પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ પણ ચૂડાસમાઓને મૂળ આભીર જાતિના માન્યા છે. વળી, ચૂડાસમાના ભાટો જૂનાગઢના રા'ને આહીર રાણા

૧૩૯. દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પા. ૨૪ સને ૭૯.

૧૪૦. જુઓ; નાસિકની ગુફાઓના લેખો અને તેનું પં. ભગવાનલાલ ઇંદ્રજીનું વિવેચન; બોમ્બે ગેઝેટિયરમાં.

૧૪૧. सुराष्ट्रावन्त्याभीराश्च शूद्रार्बुदमालवाः ।

કહે છે. વળી ટૉલેમી ( ઇ. સ. ૧૫૦ ) માં આબેરિયા (Aberia)નું સ્થાન જોતાં, ઇ. સ. બીજા શતકમાં આભીરો સિંધ અને પંજાબ વચ્ચે વસતા એમ દેખાય છે.[૧૪૨] અને સિધમાંથી ચૂડાસમા જાડેજા વગેરે કાઠિયાવાડમાં આવ્યા છે.[૧૪૩] વળી, જાડેજા શબ્દ યૌધેયનો અપભ્રંશ હોવાનો બોમ્બે ગેઝીટિયરમાં તર્ક કર્યો છે અને એના ટેકામાં ક્ષત્રપોના ઉત્કીર્ણ લેખો ઉપરથી યૌધેયો અને આભીરો પડોશી હોવાનું જણાય છે, એ હકીકત તરફ ધ્યાન ખેંચ્યું છે.[૧૪૪] આ તર્ક ઠીક લાગે છે, પણ યૌધેયો પુરાણો પ્રમાણે આનવ હતા એટલે યાદવ નહિ.[૧૪૫] કેટલાક જામોનાં તમાચી, તઘલીક જેવાં નામો ઉપરથી એ જાડેજાઓ આમુપારનાં તુર્ક ટોળાંઓ આ દેશમાં ઇ. સ. ૫૬૦ થી ૭૫૦ વચ્ચે આવેલાં, તેમાંના હોવા જોઈએ એમ જેકસન સાહેબ તર્ક કરે છે. ( બોમ્બે ગેઝીટિયર ભા. ૧ પા. ૧૩૯ )

આભીરો વિષે ઉપરનો તર્ક કરવાનું એક બીજું પણ કારણ છે. મહાભારત કહે છે કે, પરશુરામની બીકથી જે ક્ષત્રિયોએ પોતાનું કર્તવ્ય છોડી દીધું તે આભીરો થયા. ( म. ૧૪, ૨૯ ) આ રીતે મૂળના યાદવ અને બીજા ક્ષત્રિયો, ક્ષાત્રકર્મ છોડી, ગોપાલન વગેરે કર્મનો સ્વીકાર કરવાથી આભીરો થયા હશે અને તેઓ જ ફરી ક્ષાત્રકર્મનો સ્વીકાર કરવાથી રજપૂતો થયા. અને આ બધા આભીરો કદાચ યૌધેયો અને અર્જુનાયનો વગેરે પણ ઉત્તરના હુમલાઓના દબાણથી સિંધમાં, અને ત્યાંથી કચ્છ કાઠિયાવાડમાં આવ્યા અને વલભી રાજ્યનો નાશ થયા પછી જુદે જુદે સ્થળે જમીનોના ધણી થઈ પડયા.[૧૪૬] મતલબ કે, પાછળના યાદવો એ આભીરો અથવા હૈહય ભોજો હોવાનો સંભવ છે.

પણ મધ્યકાલીન તથા આધુનિક યાદવોની બાબતમાં ચોખ્ખો નિશ્ચય થવો મુશ્કેલ છે. કારણ કે, દક્ષિણના રાષ્ટ્રકૂટ વગેરે જેઓ

---

૧૪૨. આભીરો પશ્ચિમમાં સિન્ધુકાંઠે વસતા હોવાનું અને નકુલે જીત્યાનું મહાભારત પણ કહે છે. જુઓ; म. सभा. ૩૨.

૧૪૩. જુઓ; Bombay Gazettier Vol. I part I p. 134, 138.

૧૪૪. એજન પા. ૧૩૮.

૧૪૫. જુઓ; वायु ૯૯, ૨૧ પાર્જિટર પા. ૧૦૯.

૧૪૬. Bombay Gazettier Vol. I part I p. 138.

મધ્યકાળમાં પોતાને યદુવંશી કહે છે. તેઓ વિ. સં. ૯૧૭ પહેલાં પોતાને યદુવંશી કહેતા નથી. એ સંશયનું એક કારણ ઉપર નોંધ્યું જ છે. વળી એક જ વંશના લેખોમાંથી કોઈમાં ચંદ્રવંશી તો કોઈમાં સૂર્યવંશી અને કોઇમાં અગ્નિવંશી લખેલું પણ મળે છે. આ પ્રકારના અનેક દાખલાઓ રજપૂતવંશોના ઇતિહાસમાંથી મળે છે. વિશ્વેશ્વરનાથ રેઉએ થોડા સૂચક દાખલાઓ નોંધ્યા છે. (જુઓ; સરસ્વતી ૧૯૨૭ ઓગસ્ટમાં પા. ૯૨૬-૯૨૭).

(૧) ઉદેપુરના રાણાઓનો વંશ સૂર્યવંશી તરીકે પ્રસિદ્ધ છે. છતાં એ વંશના પુરુષોના કેટલાક ઉત્કીર્ણ લેખોમાં આનંદપુર (વડનગર) ના વિપ્રનો વંશ કહ્યો છે. (૨) સોલંકી (ચૌલૂક્ય) વંશ ચંદ્રવંશી છે એમ, વિ. સં. ૧૧૩૩ ના સોલંકી વિક્રમાદિત્ય (છઠ્ઠા) ના લેખમાં કહ્યું છે. પણ કાશ્મીરી પંડિત બિલ્હણે વિક્રમાંકદેવચરિતમાં ચૌલૂક્યની ઉત્પત્તિ બ્રહ્માની ચુલ્લૂ (અંજલિ)માંથી કહી છે. વિ. સં. ૧૨૦૮ ના કુમારપાલના લેખમાં પણ એ જ ઉત્પત્તિ આપી છે. પણ કલચુરી વંશી યુવરાજ દેવ (બીજા) ના સમયમાં બિલ્હારીના લેખમાં દ્રોણની અંજલિમાંથી સોલંકીની ઉત્પત્તિ કહી છે. વળી પૃથ્વીરાજ રાસામાં સોલંકીની ઉત્પત્તિ અગ્નિમાંથી કહી છે અને હાલના સોલંકીઓ તથા વાઘેલાઓ પોતાના મૂળ પુરુષને વશિષ્ઠના અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ માને છે. (૩) વિ. સં. ૧૩૭૭ ના દેવડા ચોહાણ રાવલુંભાના લેખમાં ચોહાણ વંશને ચંદ્રવંશી વત્સગોત્રી કહેલ છે. પણ વીસલદેવ (ચોથા) ના લેખમાં, નયચન્દ્રસૂરિએ રચેલા હમ્મીર મહાકાવ્યમાં તથા પૃથ્વીરાજવિજયમાં સૂર્યવંશી અને પૃથ્વીરાજ રાસામાં વશિષ્ઠના અગ્નિ-કુંડમાંથી નીકળેલા કહ્યા છે. હાલના ચોહાણો પણ પોતાને વશિષ્ઠના અગ્નિવંશના માને છે. (૪) પરમાર વંશને, પદ્મગુપ્તે નવસાહસાંક-ચરિતમાં વશિષ્ઠના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલો કહ્યો છે; પણ હલાયુધે પિંગલસૂત્ર વૃત્તિમાં ઉધૃત એક શ્લોકમાં પરમાર મુંજને બ્રહ્મક્ષત્રકુલીન કહ્યો છે. હાલમાં માળવા તરફના પરમારો પોતાને વિક્રમાદિત્યના વંશજ માને છે. (૫) પ્રતિહારને કયાંક અગ્નિવંશી કહ્યો છે તો એ વંશના એક લેખમાં વિપ્ર હરિશ્ચન્દ્ર અને તેની ભદ્રા નામની ક્ષત્રિય પત્ની એ બેમાંથી જે વંશ ચાલ્યો તે પ્રતિહારવંશ એમ કહેલું છે. (૬) રાષ્ટ્રકૂટો વિષે પણ બે મત ઉપર કહ્યા છે અને ત્રીજો મત કલચુરી

રાજા વિજલના વિ સં. ૧૨૦૮ ના મનગોલિના શિલાલેખમાં રાષ્ટ્રકૂટોને દૈત્યવંશી (ભાટોના કહેવા પ્રમાણે હિરણ્યકશિપુના વંશના) કહ્યાનો ઉલ્લેખ મળે છે. રજપૂત વંશો વિષે પરસ્પર વિરુદ્ધ મતનું આ જાળું જોતાં એમાંથી ઐતિહાસિક સત્ય કાઢવું મુશ્કેલ લાગે છે.

શ્રીકૃષ્ણ મહાભારતમાં યાદવોનાં અઢાર કુળ કહે છે, પણ સાધારણ રીતે ભોજ, વૃષ્ણિ, અંધક,[૧૪૭] કુકુર, શૈનેય, સાત્વત, દાશાર્હ, એ સાતેક નામો મળે છે. વળી આમાંનાં કેટલાંક નામો પર્યાય તરીકે પણ વપરાયાં છે. વધારે તો વૃષ્ણિ, અંધક કુકુર, અને શૈનેય ચારના કુટુંબીઓ મહાભારતમાં ચોખ્ખા જુદાં ઓળખાય છે.

હાલમાં તો ૩૬ રાજકુળોમાંના જાદવ રજપૂતોની વીસ શાખાઓ ગણાય છે:—

અલક ને ભઈયાણી અલસી બોલૂવા
હલદલ ને દાંના જલ ને જેહુવા
ડાંડેચા ને માંડેચા, જાડેચા ને નિખૂમડ,
સીઉરા ને સંપેલાં પઢારીઆ અને ખાચડ
માલા ને મણુકા બાબર વાઘા જરકસીઆ
કવીગત (દ) કહે સૂણો ડકરો વીસ સાખે જાદવ વસીઆ.

(શ્રી ફાર્બસ ગુજરાતી સભાની હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પા. ૧૦૧).

આ બધી શાખાઓના રજપૂતો કયાં કયાં છે, એના રિવાજો શું છે, તેઓ પરસ્પર વ્યવહાર રાખે છે કે નહિ, બીજા રજપૂતો તેઓમાંના કેટલા સાથે સમાન વ્યવહાર રાખે છે વગેરે પ્રશ્નોની ચર્ચા માટે અહીં સ્થાન નથી, તેમ મારી તૈયારી પણ નથી. પરન્તુ આ બધા યાદવોના ફાંટા છે એટલું કબૂલ કરવા પહેલાં વધારે પુરાવાની અપેક્ષા રહે છે. આમાં કેટલાંક નામો કાઠી શાખાઓનાં તથા બીજા રજપૂતોની શાખાઓનાં લાગે છે.

### ઉપસંહાર

યાદવો વિષે ઉપલબ્ધ સાહિત્યમાંથી નિચોડ ઉપર આપ્યો છે

---

૧૪૭. ક્ષત્રપ રુદ્રદામનના ગિરનારના લેખનો કુકુર દેશ કયાં આવ્યો ? બોમ્બે ગેઝીટિયર પૂર્વ રાજપૂતાનામાં આવ્યો હોવો જોઇએ એમ તર્ક કરે છે. ચોક્કસ નથી.

એ જોતાં યાદવોનું ઐતિહાસિક મહત્ત્વ તરત ધ્યાનમાં આવશે. પણ આ પુરાણો ઇક્ષ્વાકુ, પુરુ, યદુ, ભરત વગેરે એક એક પુરુષને જ યાદવો, પૌરવો, ઐક્ષ્વાકો, ભારતો વગેરે મોટી પ્રજાઓના મૂળરૂપે કલ્પે છે તે વાસ્તવિક નથી લાગતું. મૂળ પુરાણ અને મહાભારતની જે વખતે પ્રથમ રચના થઈ[૧૪૮] તે વખતે જે ક્ષત્રિય રાજવંશો આ દેશમાં જોવામાં આવ્યા, તે વંશોનું મૂળ છેક મનુમાંથી ઉતારવાનો પુરાણોએ પ્રયત્ન કર્યો છે; પણ મૂળથી જ મોટાં ટોળાંઓ (મોટી જ્ઞાતિઓ) નાં યાદવો, પૌરવો વગેરે સ્વતંત્ર (વંશસૂચક નહિ) નામો હોવાનો વધારે સંભવ છે.

ઋગ્વેદમાં ભારતજન અને યાદ્વજન (યાદવ)[૧૪૯] એ પ્રમાણે ભારત અને યાદવ શબ્દો પ્રજાઓનાં નામો તરીકે સ્પષ્ટ વપરાયા છે. અને 'યાદવોનાં ?' પુરુઓનાં[૧૫૦] એમ બહુવચનમાં જ્યાં પ્રયોગ મળે છે ત્યાં તો પ્રજાનો અર્થ સ્વાભાવિક છે, પણ એક વચનના પ્રયોગમાં પણ કેટલેક ઠેકાણે યાદવ કે પૌરવ પ્રજા અને કોઇ ઠેકાણે તે તે પ્રજાઓનો રાજા એમ અર્થ વૈદિક પ્રયોગમાં હોવાનું મૅકડોનલ અને કીથ માને છે.[૧૫૧]

આ ભારત, યાદવ, પૌરવ, કુરુ, વૃષ્ણિ, અંધક વગેરે નામો ત્રણ રીતે પડયાં લાગે છે. એક તો પુરાણો કહે છે તેમ અમુક મૂળ પુરુષનું નામ તેના વંશને મળીને નામ પડે તે.–હાલની કેટલીક અવટંકો એવી રીતે પડેલી છે.–અને પાંડવો, ધાર્તરાષ્ટ્રો, બાર્હદ્રથો, પ્રદ્યોતો વગેરે નામો એવાં જ છે.

---

૧૪૮. મૂળ પુરાણની રચના કયારે થઇ એ વિષયની ચર્ચા મેં પુરાણવિવેચનમાં કરી છે.

૧૪૯. विश्वामित्र रक्षति ब्रह्मेदं भारतं जनं । ऋ, ३, ५३, १२
આ જ સૂક્તના છેલ્લા મંત્રમાં इम इन्द्र भरतस्य पुत्राः એ પ્રમાણે શબ્દો છે, ત્યાં પણ ભારતપ્રજાના જુવાનો એવો અર્થ સ્વાભાવિક લાગે છે.

उदानट ककुहो दिवमुष्ट्रांश्चतुर्युजो ददत् । श्रवसा याद्वं जनं ॥

૧૫૦. राधांसि याद्वानां ऋ. ८, ६, ४८

प्र वो यह्वं पुरूणां विशां देवयतीनां ऋ, ८, ६, ३६

૧૫૧. Vedic Index માં યદુ, પુરુ, ભરત વગેરે શબ્દો જુઓ.

મોટી પ્રજાઓની અવાંતર શાખાઓનાં કેટલાંક નામો આ પ્રકારનાં હોવાનો સંભવ છે. પણ મોટી પ્રજાઓ પોતાના નિવાસસ્થાનમાંથી નામ ગ્રહણ કરે છે કે નિવાસસ્થાનને પોતાનું નામ આપે છે.

દા૦ ત૦ આર્ય નામ એક મૂળપુરુષના નામ ઉપરથી કે કોઇ દેશના નામ ઉપરથી પડેલું નથી; પણ જે પ્રજાએ પોતાનું નામ કોઈ કારણથી આર્ય પાડ્યું તે પ્રજાનો દેશ તે આર્યાવર્ત. એ જ રીતે ભારતોનો દેશ તે ભારતવર્ષ; કુરુપાંચાલ, શાલ્વ, મત્સ્ય, આભીર, વત્સ વગેરે ભારતવર્ષના વિભાગોનાં નામો તે તે પ્રજાઓનાં નામો ઉપરથી પડેલાં છે એમ પુરાણો સામાન્ય રીતે ગણે છે (જુઓ; વાયુ. અ. ૪૫) અને વૈદિક તથા ઇતર સાહિત્ય જોતાં ઘણીવાર એ સાચું લાગે છે. પણ એથી ઊલટા દાખલાઓ પણ છે. જેમાં પહેલા સ્વતંત્ર કારણથી દેશનું નામ પડે છે અને પછી એ ઉપરથી તે દેશમાં રહેનાર પ્રજાનું નામ પડે છે. દા. ત. સાત નદીઓના પ્રદેશને વેદમાં સપ્તસિંધુ કહ્યો છે. ઇરાનીઓએ એ દેશને હપ્તહિંદુ કહ્યો, પછી હપ્તહિંદુના રહેવાશી તે હિંદુઓ કહેવાયા.[૧૫૨]

આ જ પ્રમાણે અહિછત્ર, અપરાન્ત, (પશ્ચિમના છેડાનો દેશ–કોંકણ) સિન્ધુ, સુરાષ્ટ્ર, જાંગલ વગેરે દેશનામો સ્વતંત્ર ઘણી વાર ભૌગોલિક પરિસ્થિતિસૂચક છે અને તે તે દેશનામ ઉપરથી આહિછત્રો, સૌરાષ્ટ્રિકો, આવન્તિકો વગેરે પ્રજાનામો પડેલાં પ્રાચીન સાહિત્યમાં દેખાય છે. અત્યારે પણ સોરઠી, પંજાબી, બંગાળી, મદ્રાસી વગેરે નામો એ જ પ્રકારનાં છે.

કેટલાંક નામોમાં પહેલું દેશનું નામ કે પહેલું પ્રજાનું નામ એ કહેવું મુશ્કેલ પડે છે. મને શૂરસેન નામ મૂળ દેશનું નામ લાગે છે. શૂરસેન દેશના રહેવાશી હોવાથી યાદવો પણ શૂરસેનો કહેવાયા છે.

પુરાણોએ આ ત્રણે પ્રકારને એક કરી નાખ્યા છે અને પ્રજાનાં નામો તથા દેશનાં નામોનાં મૂળ તરીકે એક પુરુષનું નામ શોધ્યું છે.

---

૧૫૨. આપણા ઉપર અને આપણા દેશ ઉપર નામકરણની ક્રિયા પરિસ્થિતિ બદલાતાં ફરી ફરી થઈ છે. હિંદુઓનો દેશ તે હિંદુસ્તાન અને હિંદુસ્તાનના વાસી તે હિંદુસ્તાની (એમાં હિંદુ, મુસલમાન, પારસી આવી જાય); એવી જ રીતે કાઠીઓનો દેશ તે કાઠિયાવાડ અને કાઠિયાવાડના રહેવાશી કાઠિયાવાડી (જેમાં કાઠી ઉપરાંત બીજા આવે).

આનર્ત મૂળથી દેશનું નામ લાગે છે. પુરાણોએ મનુના પૌત્રનું નામ આનર્ત પાડ્યું અને રેવત મૂળ પર્વતનું નામ અને કદાચ એની તળેટીનું નામ હશે; પુરાણોએ આનર્તના પુત્રનું નામ રેવત પાડ્યું, કારણ કે રેવત પર્વત આનર્તમાં છે. સુદ્યુમ્નના પુત્રો ઉત્કલ અને ગય પણ આ રીતે દેશનાં નામો ઉપરથી કલ્પેલાં લાગે છે. ટૂંકમાં દેશવિભાગનાં બધાં નામો પ્રજાનાં નામો ઉપરથી જ હોવાં જોઈએ એમ પુરાણોએ માન્યું છે અને દરેક પ્રજાનું મૂળ કોઇ એક પુરુષમાં જ હોવું જોઈએ એ અસંભવિત કલ્પનાને પકડીને પુરાણોએ વંશોમાં પ્રજાઓનાં તથા દેશનાં નામોના પુરુષો કલ્પ્યા છે.

આ રીતે એક પુરુષમાંથી પ્રજાની કે સૃષ્ટિ આખીની ઉત્પત્તિની પારાણિક કલ્પના સ્વાભાવિક છે, પણ વાસ્તવિક નથી. આ અવાસ્તવિક કલ્પનાના બળને લીધે તથા યાદવવંશમાં શ્રીકૃષ્ણ અતિ પ્રખ્યાત હોવાને લીધે પાછળના પોતાને યાદવ કહેવરાવતા ચૂડાસમા, રાષ્ટ્રકૂટ, જાડેજા વગેરે વંશોએ શ્રીકૃષ્ણને પોતાના મૂળ પુરુષ માન્યા છે; પણ આમ માનવાનું કાંઇ કારણ નથી. શ્રીકૃષ્ણનો વંશ લાંબો ચાલ્યો હોવાનો સંભવ ઓછો જ છે. પ્રભાસ આગળ જે યાદવો નાશ પામ્યા તેમાં વૃષ્ણિઓ જ મુખ્ય હશે. ( કૌટિલ્યનું વચન ઉપર ટાંક્યું છે. ) કદાચ, વજ્ર, બચ્યો હોય તો પણ વૃષ્ણિઓનું પાછળથી નામ જ મળતું નથી; ભોજ, આભીર અને હૈહય એ નામો વચ્ચે મળે છે. અને વચલા કાળમાં ઘણું મિશ્રણ થયા છતાં અત્યારે કોઇ યાદવો હોય તો એ ભોજ, આભીર કે હૈહય હોવાનો વધારે સંભવ છે.

આ વિષયની ચર્ચામાં યાદવો વગેરે આર્યો હતા કે અનાર્યો હતા ? પહેલા હુમલાના આર્યો હતા કે બીજા હુમલાના ? પાછળના યાદવ રજપૂતો શક, હૂણ, જેવા પરદેશીઓ છે કે શુદ્ધ આર્ય ? વગેરે પ્રશ્નો મોટા અને પૂરતા નિશ્ચયાત્મક પ્રમાણો વગરના છે, માટે મેં એને સ્પર્શ કર્યો નથી. આ બાબતમાં પોતાના પૂર્વગ્રહને અનુસરી જુદા જુદા લેખકો મત આપે છે. બાકી આર્યોના ત્રણે વર્ણોનું અંદર અંદર, આર્યોનું અનાર્યો સાથે અને આ દેશના લોકોનું પરદેશીઓ સાથે પુષ્કળ મિશ્રણ ભૂતકાળમાં થયું છે. ખાસ કરીને ક્ષત્રિય વર્ણમાં તો લગ્નવ્યવહારની ઘણી છૂટ પહેલેથી આજ સુધી દેખાય છે.

શ્રીકૃષ્ણ જાંબુવતીને પરણેલા, શાન્તનુ મત્સ્યગન્ધાને, ચંદ્રગુપ્ત મૌર્ય યવનકન્યાને વગેરે દાખલાઓ ઇતિહાસમાં સળંગ મળી આવે છે. અત્યારે પણ જોનારાને જડશે.

ટૂંકામાં યાદવવંશ વિશે ઉપર જે સાંક્ષપ્ત અવલોકન કર્યું છે તેનો સમગ્ર રીતે વિચાર કરતાં મધ્ય યુગના કે આધુનિક કોઈ રાજવંશો પ્રાચીન યદુકુળના શ્રીકૃષ્ણ કે બીજા કોઇ પુરુષનો શુદ્ધ વંશ હોય એમ માનવું મુશ્કેલ છે. પણ આ દેશની પ્રજામાં–રજપૂતોમાં અને બીજી જાતિઓમાં પણ મૂળ વેદકાલીન યાદવજાતિમાંથી નીકળેલા વંશવેલાનો ઘણો ફાલ હોવાનો સંભવ છે. વૈદિક આર્યોનાં જે પાંચેક મોટાં ટોળાંઓ વેદકાળમાં સપ્તસિંધુ પ્રદેશમાં વસતાં હોવાનું વૈદિક સાહિત્ય ઉપરથી દેખાય છે તેમાં એક યાદવો હશે. કાળક્રમે આ યાદવો ભારતવર્ષમાં ખૂબ ફાલ્યા અને ફેલાયા જણાય છે. આ દેશની વસ્તીમાં યાદવોનું પ્રમાણ ઘણું હશે. અને યાદવોમાં લગ્ન સંબંધી પુષ્કળ છૂટ હોવાથી આ દેશમાં બહારથી આવેલા યવન, શક, હૂણ વગેરે સાથે યાદવોનું મિશ્રણ પણ ખૂબ થયું હોવાનો સંભવ છે. આ યાદવ વસ્તીમાંના કોઇ કોઈ સાહસિકોએ મધ્યકાળમાં ઉપર નોંધેલાં અનેક રાજ્યો સ્થાપ્યાં હશે અને એ રાજવંશોને પૌરાણિક પ્રતિષ્ઠા આપવા માટે પુરાણોના પ્રચાર પછી બ્રાહ્મણો અને ભાટોએ યાદવ શ્રીકૃષ્ણ સાથે કલ્પિત નામોના આંબાઓ બનાવી જોડી દીધા હોય એમ લાગે છે. આથી વધારે ચોકસાઇથી કાંઇ કહી શકાય એવા પુરાવાઓ નથી.

## શ્રીકૃષ્ણચરિત્ર

ભગવાન શ્રીકૃષ્ણનું ચરિત્ર હરિવંશમાં, બ્રહ્મપુરાણમાં, વિષ્ણુ-પુરાણમાં, ભાગવતમાં અને બ્રહ્મવૈવર્તમાં સવિસ્તર મળે છે. બીજાં ઘણાં પુરાણોમાં ટૂંકામાં મળે છે. પાછળના શ્રીકૃષ્ણકથાના ગ્રંથોનું મૂળ ભાગવત છે અને ભાગવતાદિ પુરાણોક્ત કથાનું મૂળ હરિવંશ છે. જો કે હરિવંશમાં ક્યાંક શ્રીકૃષ્ણનું માનુષરૂપ દેખાઈ જાય છે, પણ હરિવંશાદિ બધા ગ્રન્થોમાં શ્રીકૃષ્ણનું ઈશ્વરાવતાર તરીકે જ ચરિત્ર આલેખાયું છે. શ્રીકૃષ્ણના માનવસ્વરૂપનું દર્શન તો મહાભારતના જૂના થરમાં અને પુરાણોના પ્રાચીન અંશરૂપ વંશ–સાહિત્યમાં જ થઇ શકે છે. મહાભારતના કેટલાક ભાગમાં શ્રીકૃષ્ણનું પૂર્ણ માનવરૂપ દેખાય છે, ત્યારે ભાગવતમાં શ્રીકૃષ્ણ પૂર્ણ પરમાત્મસ્વરૂપ દેખાય છે.

શ્રીકૃષ્ણનાં પરમાત્મરૂપનાં દર્શન કરવા માટે આ પ્રયત્ન આરંભ્યો નથી એટલે એ વૈષ્ણવ સાહિત્યનું મંથન કરવાની જરૂર નથી.

શ્રીકૃષ્ણ ઐતિહાસિક પુરુષ થઈ ગયા એ વાત તો નિઃસંદેહ છે. પશ્ચિમના પ્રાચ્યતત્ત્વજ્ઞોમાં કેટલાક સેનાર્ટ, બાર્થ વગેરે શ્રીકૃષ્ણના ચરિત્રમાં અગ્નિ વગેરેનું રૂપક જ જોતા; પણ પાછળથી એ કલ્પના બહુ માન્ય થઇ નથી. અને ગાર્બે અને ગ્રીઅર્સન જેવા પાશ્ચાત્ય પંડિતો શ્રીકૃષ્ણની ઐતિહાસિકતા સ્વીકારે છે.[૧૫૩]

મહાભારતના જૂના ભાગમાં શ્રીકૃષ્ણ પાંડવો અને કૌરવો પેઠે જ એક વીર ક્ષત્રિયરૂપે દેખાય છે. જો પાંડવો ઐતિહાસિક હોય તો શ્રીકૃષ્ણની ઐતિહાસિકતામાં શંકા લાવવાનું કારણ નથી. આ ઐતિહાસિક યાદવ વીરપુરુષ શા માટે દેવ તરીકે પૂજાવા લાગ્યા એ ઘણા પાશ્ચાત્ય પંડિતોને મોટો કોયડો થઇ પડ્યો છે. પણ શ્રીકૃષ્ણે ધર્મોપદેશ કર્યો હતો એટલું માનવામાં આવે તો પ્રશ્ન સરલ થઈ જાય છે. હાલના મહાભારતના પ્રતિસંસ્કર્તાએ શ્રીકૃષ્ણના દૈવીસ્વરૂપનું કારણ ભગવદ્‌ગીતાના ઉપદેશમાં જોયું છે, મેં એ દૈવીસ્વરૂપનો વિકાસ શી રીતે થયો એ ટૂંકામાં વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઈતિહાસમાં કહ્યું છે. (જુઓ; પા. ૬૪ થી ૬૬) અને ગાર્બે પણ એમ જ માનતા લાગે છે.

શ્રીકૃષ્ણ ક્યારે થયા? આ પ્રશ્નનો જવાબ કઠણ છે. ઈ. સ. પૂર્વે ચોથા શતક પહેલાં શ્રીકૃષ્ણ ઈશ્વરાવતાર મનાવા લાગ્યા હતા. (જુઓ; વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ પા. ૨૨). ભગવદ્‌ગીતા પણ એ અરસામાં કે તે પહેલાં રચાઈ હશે એમ કા. ત્ર્યં. તેલંગ, ડૉ. ભાંડારકર વગેરેને અનુસરી હું પણ માનું છું. ગાર્બેનો મત જુદો છે, પણ એના મતની પરીક્ષા કરવાનું આ સ્થાન નથી. પણ શ્રીકૃષ્ણ વાસુદેવ ઈ. સ. ચોથા શતક પહેલાં થઈ ગયા એટલી વાત નિર્વિવાદ છે. ક્યારે? આ વિષયમાં બે મત છે (૧) કેટલાક આપણા જૂના જ્યોતિષ સંપ્રદાયને અનુસરી પાંચ હજાર વર્ષ પહેલાં શ્રીકૃષ્ણ થઇ ગયા—મતલબ કે મહાભારતનું યુદ્ધ થયું એમ માને છે. (જુઓ; C. V. Vaidya

---

૧૫૩. જુઓ; Garbe's Introduction to Bhagavadgita P. 10 11 અને Encyclopaedia of Religions & Ethics Vol. II P. 540 ઉ. એ. ગ્રીઅર્સનનો "ભક્તિ" ઉપરનો લેખ.

ના Epic India વગેરે ગ્રંથો ) બીજો મત પૌરાણિક સંપ્રદાયને અનુસરી ઈ. સ. પૂર્વે ૮૫૦ થી ઇ. સ. પૂર્વે ૧૪૦૦ સુધીમાં થઇ ગયા માને છે.[૧૫૪] સામાન્ય રીતે આપણા લોકો, પૌરાણિકો પણ આ બાબતમાં પૌરાણિક સંપ્રદાયને નહિ પણ જ્યોતિષ સંપ્રદાયને અનુસરે છે અને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ને સુધારકોનો મત માને છે, પણ ખરી રીતે એ પૌરાણિક સંપ્રદાય છે. મહાભારત યુદ્ધનો સમય લગભગ બધા પાશ્ચાત્ય ઐતિહાસિક વિચારકો પૌરાણિક સંપ્રદાયને અનુસરીને જ પણ જરા આગળ પાછળ માને છે.

છાંદોગ્ય ઉપનિષદમાં એક દેવકીપુત્ર શ્રીકૃષ્ણનો ઉલ્લેખ છે. આ દેવકીપુત્ર કૃષ્ણ એ જ વાસુદેવકૃષ્ણ એમ ગાર્બ, ગ્રીઅર્સન વગેરેનો મત છે. જ્યારે મૅકડોનલ અને કીથનો એથી વિરુદ્ધ મત છે. ( જુઓ; Vedic Index Vol. I p. 184 ) એ ગમે તેમ હો પણ વાસુદેવ-કૃષ્ણનું સ્થાન વૈદિક સાહિત્યમાં નહિ પણ મહાભારત પુરાણમાં જ છે.

મહાભારતમાં પાંડવોના સહાયક તરીક શ્રીકૃષ્ણ આવે છે અને દ્રૌપદીસ્વયંવર વખતે એમનું પ્રથમ દર્શન થાય છે. પછી તો ધીમે ધીમે શ્રીકૃષ્ણનાં વધારે ને વધારે સ્પષ્ટ દર્શન મહાભારતમાં થતાં જાય છે અને ભીષ્મપર્વના ભગવદ્ગીતા પર્વમાં વિશ્વરૂપદર્શન થાય છે. અને છેવટ મૌસલ પર્વમાં અન્તિમ દર્શન થાય છે. મતલબ કે, શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વિશે તથા એના કૌટુમ્બિક જીવન વિશે મહાભારતમાંથી ઝાઝું જાણવાનું મળતું નથી. અને એ ખોટ પૂરી પાડવા માટે હરિવંશ નામના ખિલપર્વની રચના થઇ છે. આ રીતે મહાભારત અને હરિવંશ એમાં થઇને કૃષ્ણચરિત પૂરું મળે છે.

શ્રીકૃષ્ણના બાલચરિતનો મુખ્ય પ્રસંગ કંસવધ છે. મહાભારતમાં કૃષ્ણનાં દર્શન થયા પહેલાં એ પ્રસંગ બની ગયો છે. અને મહા-ભારતમાં ટૂંકામાં એ બનાવનું વર્ણન કરેલું છે. ( ઉપર ઉતારો કર્યો છે. ) મહાભાષ્યકાર પતંજલિને એ કથાની ખબર છે. મતલબ કે, શ્રીકૃષ્ણે કરેલા કંસવધની કથા ઇ. સ. પૂર્વે બીજા શતક પહેલાં પ્રસિદ્ધ

---

૧૫૪. પાર્જિટર ઈ. સ. પૂર્વે ૮૫૦ માં મહાભારત યુદ્ધ થયું માને છે. એની ગણતરીનાં કારણો માટે જુઓ એના પુસ્તકનું પાનું ૧૭૯ થી ૧૮૨ અને જયસ્વાલ ઈ. સ. પૂર્વે ૧૪૨૪ માને છે. જુઓ; Journal B. and O. Research Society I pp. 67 : iii pp. 246.

હતી. મહાભારતોક્ત શિશુપાલવધ વિશે એવો પુરાવો નથી પણ એ કથા યે એટલી જૂની હોવી જોઇએ. શ્રીકૃષ્ણચરિતના આ મોટા પ્રસંગો ઐતિહાસિક માનવામાં વાંધો લાગતો નથી. મને તો સ્યમંતકમણિવાળી કથાં પણ ઐતિહાસક બનાવનું ચિત્ર લાગે છે.

પણ શ્રીકૃષ્ણચરિત્રના ભાગવતોક્ત કે બીજા પુરાણોક્ત બધા પ્રસંગોનું ઐતિહાસિક વિવેચન કરવાનો મારો ઈરાદો નથી. હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં, ભાગવતમાં અને બ્રહ્મવૈવર્તમાં શ્રીકૃષ્ણચરિત્ર એક સરખું નથી. આ પુરાણોનાં વર્ણનોમાં ફેરફારો જ નહિ પણ વિરોધો પણ છે. પ્રાચીન પૌરાણિકો કલ્પભેદથી આ ફેરફારો અને વિરોધોનો ખુલાસો કરે છે, પણ ખરી રીતે વાસુદેવભક્તિના વિકાસ સાથે શ્રી કૃષ્ણચરિત્રનો પણ વિકાસ થયો છે, એમ માનવું પડશે. સંતો પૌરાણિકોથી આગળ ગયા છે અને શ્રીકૃષ્ણનાં પ્રાકૃતભાષાનાં ચરિત્રોમાં પુરાણો કરતાં ઘણું નવું મળે છે.

હવે આ પૌરાણિક સાહિત્યમાંથી શ્રીકૃષ્ણનું ઐતિહાસિક ચરિત ચાળી કાઢવું એ સહેલું નથી; કારણ કે મહાભારતમાં યે અનેક થરો છે અને એક જ પર્વમાં બે ય જાતનાં વર્ણનો મળે છે. વળી મહાભારતની જુદી જુદી પ્રતોમાં પણ વધારોઘટાડો ઘણો છે. છતાં અસંભવિત લાગતી અને કેવળ દૈવીસ્વરૂપનું વર્ણન કરતી વાતો છોડી દઇને તથા મહાભારતને મુખ્ય આધારરૂપ રાખીને, શ્રીકૃષ્ણનું માનવ-ચરિત ઉકેલવાના પ્રયત્નો થયા છે. બંકિમચંદ્રે આ રીતે પૌરાણિક સાહિત્યને ચાળીને શ્રીકૃષ્ણચરિત લખ્યું છે અને તેનું શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલું ગુજરાતી ભાષાંતર પણ પ્રસિદ્ધ થઈ ગયું છે. બીજો આવો પ્રયત્ન ચી. વી. વૈદ્યે કરેલો છે. એમના મરાઠી કૃષ્ણચરિત્રનું પણ ગુજરાતી ભાષાંતર છપાઇ ગયું છે. ઐતિહાસિક પુસ્તકોના લેખક તરીકે જો કે વૈદ્ય વધારે પ્રસિદ્ધ છે, પણ આ બાબતમાં બંકિમચંદ્રનો ગ્રંથ મને ચડિયાતો લાગે છે. પણ હજી આ દૃષ્ટિએ શ્રીકૃષ્ણચરિત્રનું શોધન કરવા માટે અવકાશ છે. ઉપલા બે ય લેખકોએ પૌરાણિક વંશસાહિત્યનો ઉપયોગ નથી કર્યો. વળી મહાભારતની સોરેસનની અનુક્રમણિકા એ વખતે ન હતી. અને શ્રીકૃષ્ણ-ચરિત્રની મહત્તા અને લોકપ્રિયતા જોતાં એ ઉપર જેટલા પ્રયત્નો થાય તેટલા ઓછા.

*

# મૃગદાવ—સારનાથની યાત્રા

અમે સં. ૧૯૯૨ના કાર્તિક સુદિ ત્રીજને દિવસે કાશી ગયાં હતાં. કાશી જવાનો હેતુ ત્યાં હિંદુ યુનિવર્સિટીમાં નવેમ્બરની બીજીથી આઠમી સુધીમાં ભરાયેલ વિદ્વત્વૈદ્યપરિષદમાં હાજરી આપવા સાથે ગંગાજીમાં સ્નાન અને કાશીવિશ્વનાથનાં દર્શન કરીને કાંઈક પુણ્ય મેળવવાનો પણ લોભ હતો. કાશી શહેરની સાંકડી ગલીઓ, ભારે ભીડ, માણસો, એક્કા, ગાડીઓ, મોટરો અને મોટરબસોનો અતિશય ઘોંઘાટ – એ બધી હેરાનગતિમાંથી માંડમાંડ રસ્તો કરીને ગંગાજી તરફ કે કાશીવિશ્વનાથના મંદિર તરફ જનારને, ગોરના માણસો, ભિક્ષુક બ્રાહ્મણો અને ચારે તરફ—ખાસ કરીને ઘાટો ઉપર અને કાશીવિશ્વનાથના મંદિરના સાંકડા રસ્તા ઉપર—બે ય બાજુ બેઠેલા અને યાત્રાળુઓને ઘેરી લેતા ભિખારીઓ, એ સર્વનો ત્રાસ વેઠીને ભીની ગારવાળા રસ્તા ઉપર તેમ જ મંદિરના આંગણામાં પડતાંઆખડતાં દાખલ થયા પછી, મંદિરના નાના ગર્ભગૃહની ભીડમાં કચરાતાં કચરાતાં વિશ્વનાથનાં દર્શન કરવાથી ચિત્તશાંતિ મળવાનો સંભવ તો દૂર-સુદૂર રહીને સૃષ્ટિમાં વ્યાપી રહેલ જીવનકલહના પુંજીભૂતરૂપનું પોતાના દ્વાર પાસે જ દર્શન કરાવવાનો કાશીવિશ્વનાથનો હેતુ તો નહિ હોય એવો ભાસ થાય એવી સ્થિતિ હિંદુધર્મના આ પ્રધાન તીર્થની છે.

વળી કાશીવિશ્વનાથનું હાલનું સોનાના પત્રાથી મઢેલા ઘુમ્મટ અને શિખરવાળું મન્દિર, આરંગઝેબે એ વખતના મંદિરને તોડીને તે ઠેકાણે મસ્જિદ બનાવી અને બ્રાહ્મણોએ શિવલિંગને જ્ઞાનવાપીમાં પધરાવી દીધું, તે પછી બંધાયેલું છે. ખરી રીતે ઘણાંખરાં જૂનાં તીર્થસ્થાનોની સ્થિતિ માટે અમને મથુરા વિષે સમજુ ગોરે જે કહેલું કે, 'ભૂમિ એની એ જ છે બાકી બધું બદલાઈ ગયું છે' એ અક્ષરશઃ લાગુ પડે છે. મથુરા શ્રીકૃષ્ણચન્દ્રની જન્મભૂમિ હોવાને લીધે તીર્થસ્થાન મનાય

છે પણ મથુરા શહેરમાં ફરતાં બસ્સો વર્ષથી વધારે જૂનું કાંઈ જ દેખાતું નથી. વૃંદાવન–ગોકુળ–ગિરિરાજમાં ચારસો વર્ષનો ઇતિહાસ ઉપલબ્ધ છે; પણ જિજ્ઞાસુને પ્રત્યક્ષ ઇતિહાસ–દર્શન થાય એવી ઐતિહાસિક દૃષ્ટિવાળી વ્યવસ્થા ગોકુળમાં કે વૃંદાવનમાં ક્યાંય નથી.+ અને મથુરા જો કે અઢી હજાર વર્ષ જેટલું જૂનું હોવાના પુરાવા મળે છે, પણ ઇ. સ. પૂર્વે ચોથા–પાંચમા શતકથી ઈ. સ. ૧૦૦૦ સુધીની મળી આવેલી પ્રાચીન વસ્તુઓ જે મથુરાના મ્યૂઝિયમમાં સંગ્રહવામાં આવી છે, તે મ્યૂઝિયમની બહાર તો મથુરાની પ્રાચીનતાની કોઈ નિશાની દેખાતી નથી.

કાશી શહેરની સ્થિતિ પણ એવી જ છે. પ્રાચીનતમ બૌદ્ધ સાહિત્યમાં તથા ઔપનિષદ સાહિત્યમાં કાશીનું નામ મળે છે. પ્રાચીન વૈદકની શલ્યવિદ્યા જેવી પ્રધાન શાખાનું કાશી વિદ્યાપીઠ હતું એમ સુશ્રુત કહે છે. મધ્યકાળમાં અને છેક આજ સુધી સારા ભારતની સંસ્કૃત વિદ્યાનું ધામ કાશી ગણાતું આવ્યું છે. ગુજરાત–કાઠિયાવાડમાંથી પણ સંસ્કૃત વ્યાકરણાદિના ઉચ્ચતર અભ્યાસ માટે દરેક પેઢીનાં કોઇ કોઇ બ્રાહ્મણ બાળકોએ કાશીવાસ કર્યાના બસ્સો ત્રણસો વર્ષના તો દાખલા મળી શકે છે; અને હમણાં પણ હિન્દુ યુનિવર્સિટીની બહાર જૂની રીતે પ્રાચીન પરંપરાના શાસ્ત્રીઓ પાસે સંસ્કૃત શીખતા ગુજરાતી વિદ્યાર્થીઓ જોવામાં આવ્યા છતાં વિદ્યાધામ ગણાતા આ કાશી શહેરમાં પ્રાચીન ઇતિહાસનું પ્રત્યક્ષ દર્શન જ્યાં થાય એવું કોઈ સ્થાન નથી. સંખ્યાબંધ ઘાટો અને હજારો મન્દિરો છે, પણ પ્રાચીનતાની પ્રતીતિ કે શાંતિનો અનુભવ વિરલ છે. અલબત્ત, અસ્સીઘાટ જેવા છેડાના ઘાટ ઉપર જવાથી ગંગાનાં ભવ્ય દર્શન સાથે કાંઇક એકાંત અને શાંતિનો અનુભવ થાય ખરો; પણ શાંતિનો અનુભવ અને કાશી

---

+ ગોકુળમાં શ્રીવલ્લભાચાર્યના સમયથી આજ સુધીનો ઈતિહાસ દર્શાવે એવું મહારાજોનાં ચિત્રો, તેઓએ વાપરેલી વસ્તુઓ વગેરેનું એક સંગ્રહસ્થાન એકાદ જૂના મકાનમાં જ હોય અને વૃન્દાવનમાં ચૈતન્યસંપ્રદાયનું એવું જ સંગ્રહસ્થાન હોય, તો ઐતિહાસિક અભ્યાસને કેટલું ઉપકારક થાય? પણ એ દૃષ્ટિ જ ક્યાં છે? ખાસ કરીને સાંપ્રદાયિકો તો એ દૃષ્ટિથી દૂર નાસે છે અને ભિક્ષુક બ્રાહ્મણો પાઇ–પૈસો મુકાવવા માટે ગમે ત્યાં દેવો અને સ્થાનો તત્કાળ નવાં બનાવી, યાત્રાળુઓને ઠગવાનો જ ધંધો લઇ બેઠા છે.

અતિ પ્રાચીન તીર્થસ્થાન છે એવી પ્રતીતિ એક સાથે પ્રાપ્ત કરવા માટે તો કાશી જનારે સારનાથની યાત્રા કરવી એ જ માર્ગ છે. વળી 'કાશી જઈ આવ્યા તે સારનાથ જોયું ?' એવો પ્રશ્ન પુછાતાં અસંસ્કારી ન ગણાવું હોય તો સારનાથ જઇ આવવામાં કાંઇ ખોટું નથી. કાશીથી આ સ્થળ ઉત્તરમાં ચાર માઈલ છેટે છે. છેક સુધી સડક છે. વચ્ચે થોડી ધૂળ ઊડે છે ખરી, પણ કાશીથી સારનાથ મોટરબસો દોડે છે એટલે ત્રણ–ચાર કલાકમાં મુસાફરી કરી પાછું આવી જવાય છે.

આ સારનાથને જૂના બૌદ્ધ ગ્રન્થોમાં ઋષિપતન કે મૃગદાવ નામ આપ્યું છે. ઈ. સ. પાંચમા શતકમાં આ દેશનાં બૌદ્ધ તીર્થોની યાત્રા કરનાર ચીનાઈ સાધુ ફાહ્યાને ઋષિપત્તન નામ આપ્યું છે. અને મૃગદાવ (એટલે હરણોનું વન) નામ પડવાના કારણ તરીકે નીચેની બૌદ્ધ દંતકથાનો ઉલ્લેખ કરવામાં આવે છે. કહે છે કે, ભગવાન બુદ્ધ એક પૂર્વજન્મમાં હરણોના રાજા હતા અને બનારસ પાસેના આ વનમાં વસતા હતા. એ વખતે બનારસનો રાજા આ વનમાંથી ઘણાં હરણોનો શિકાર કરી જતો; એ જોઇને હરણોના રાજા બોધિસત્ત્વે રાજાને પોતાનાં તથા પોતાના પિત્રાઈનાં ટોળામાંથી રોજ એક હરણ આપવું અને રાજાએ શિકાર ન કરવો એવો કરાર કર્યો. પછી એક દિવસ પિત્રાઇના ટોળાની એક સગર્ભા હરિણીનો વારો આવતાં, તેની સાથે તેના નિર્દોષ ગર્ભનો પણ નાશ થવાના સંભવનું દુઃખ ન જોઇ શકવાથી, બોધિસત્ત્વ પોતે એ હરિણીને બદલે જાય છે. પણ બનારસનો રાજા બોધિસત્ત્વની કરુણાના દર્શનથી આર્દ્રચિત્ત બનીને હરણોની આ પ્રકારની હિંસા પણ બંધ કરે છે. ( આ દંતકથા માટે જુઓ; મહાવત્થુમાં નિગ્રોધમીગ જાતક ). આ જાતકકથાને બાજુ ઉપર રાખતાં પણ બનારસની નજીકના આ વનમાં જૂના વખતમાં હરણોનાં ટોળાં રહેતાં હોવાથી એનું નામ મૃગદાવ પડયું હોવાનો સંભવ સ્પષ્ટ છે. પુરાવિદ જનરલ કનિંગહામ તો હાલનું સારનાથ નામ સારંગનાથ (હરણોના રાજા બોધિસત્ત્વ) ઉપરથી પડયું હોવાનો તર્ક કરે છે. શિવનું પણ સારંગ નામ છે અને સારનાથના બૌદ્ધ અવશેષોથી અર્ધા માઇલને છેટે સારંગનાથ નામનું એક શિવ મન્દિર પણ છે.

હાલનું સારનાથ નામ ગમે તેમ પડ્યું હોય અને જૂનાં મૃગદાવ કે ઋષિપતન નામની પરંપરા ફાહ્યાનના સમયથી બહુ જૂની હોય કે

ન હોય, પણ એ સ્થળના અવશેષોના ઉત્કીર્ણ લેખોમાં તો સર્વત્ર 'ધર્મચક્ર વિહાર' કે 'સદ્ધર્મચક્ર પરિવર્તન વિહાર' એ રીતે આ સ્થળનો નિર્દેશ કરેલો છે. ભગવાન બુદ્ધના જીવનના ચાર મહાપ્રસંગોને લક્ષીને ચાર મહાતીર્થો થયાં છે; તેમાંથી પોતાને જ્ઞાન થયા પછી એનો પહેલ-વહેલો ઉપદેશ કરીને ભગવાન બુદ્ધે જે સ્થળે ધર્મરૂપ ચક્રને જગતમાં ચાલતું કર્યું, તે ધર્મચક્રપરિવર્તન સ્થાન એટલે હાલનું સારનાથ એ બૌદ્ધોનું ત્રીજું મહાતીર્થ.*

કાળચક્રના વારાફેરામાં સપડાતાં આ ધર્મચક્રપરિવર્તન સ્થાનના અવશેષો પણ ટેકરા નીચે સૈકાઓથી દટાયેલા પડયા હતા અને એનું સ્વરૂપ તદ્દન ભુલાઈ ગયું હતું.

બનારસના રાજા ચૈતસિંહના દીવાન જગતસિંહના નામથી જગતગંજ તરીકે પ્રસિદ્ધ થયેલ જગતગંજની દુકાનો ચણવામાં વાપરવા માટે આ સારનાથનાં એ ખંડેરોમાંથી ઈ. સ. ૧૭૯૪માં જગતસિંહના મજૂરો જે પથરાઓ ખોદી જતા હતા; તે પથરાઓ જોઈને કોઈ યુરોપીય સમજદાર આદમીનું ધ્યાન ખેંચાયું. પછી ઈ. સ, ૧૮૧૫માં કર્નલ સી. મૅકેન્ઝિએ થોડું ખોદકામ કર્યું અને ત્યાંથી મળી આવેલી મૂર્તિઓ બંગાળની એશિયાટિક સોસાયટીને ભેટ આપી. જે અત્યારે કલકત્તાના મ્યૂઝિયમમાં છે. પછી આ દેશના પ્રાચીન શોધ-ખોળના પહેલા ડાયરેક્ટર જનરલ સર કનિંગહામે ઈ. સ. ૧૮૩૫માં પોતાના ખર્ચે સારનાથમાં જે ખોદકામ કરાવ્યું, તેથી આ સ્થળ ઘણું પ્રકાશમાં આવ્યું. પણ તેણે ખોદીને બહાર કાઢેલી મૂર્તિઓમાંથી જે અત્યારે કલકત્તાના મ્યૂઝિયમમાં છે તે તો સચવાઈ રહી; પણ બાકીની જે મૂર્તિઓ અને બીજા કોતરણીવાળા પથરાઓ તેણે સારનાથમાં જ રહેવા દીધા તેનો વરણા નદીનો પુલ બાંધવામાં ઉપયોગ થયો અને બીજો એક પુલ બાંધવામાં સારનાથમાંથી ૫૦ થી ૬૦ ગાડી જેટલા પથરાઓ વપરાયા. આ રીતે આપણા લોકોને હાથે જ ઘણો વિનાશ

* (૧) ભગવાન બુદ્ધનું જન્મસ્થાન કપિલવસ્તુ, (૨) જ્યાં એમને જ્ઞાન થયું તે બુદ્ધગયા, (૩) જ્યાંથી ધર્મજ્ઞાનનો પ્રચાર કરવાનો પ્રથમ આરંભ કર્યો તે સારનાથ અને (૪) જ્યાં એમનો દેહ પડી ગયો તે કુશીનારા (ગોરખપુર જિલ્લામાં આવેલું હાલનું કાશીઆ) એ ચાર મોટાં બૌદ્ધ તીર્થો ગણાય છે.

થયા છતાં, એ તીર્થના સ્વરૂપનો કાંઇક ખ્યાલ આવે એટલું બચી શક્યું છે. અને છેલ્લાં સો વર્ષમાં અનેક ગવેષકોને હાથે તથા ઇ. સ. ૧૯૦૪–પછી સરકારી જૂનાં શોધખોળ ખાતા દ્વારા પદ્ધતિસર ખોદકામ થઇને તથા લૉર્ડ કર્ઝને કરેલા કાયદાને પરિણામે વધારે વિનાશની બીક વગર, સુરક્ષિતપણે હાલમાં જેટલું જમીન નીચેથી મળ્યું છે, તેમાંથી સ્વસ્થાને ઊભેલું ત્યાં જ અને પડી ગયેલું પણ કલા કે ઇતિહાસની દૃષ્ટિથી જે કીમતી જણાયું તે મ્યૂઝિયમમાં ગોઠવાયેલું જોઇ શકાય છે.

આ રીતે આ પ્રાચીન સ્થાન પ્રકાશમાં આવ્યા પછી, આવ-જાવના આધુનિક માર્ગોએ ચીન–જાપાન જેવા બૌદ્ધ દેશો સાથે નવો સંબંધ જોડાયા પછી, બૌદ્ધ લોકોનું પોતાના બૌદ્ધગયા તથા સારનાથ જેવાં તીર્થસ્થાનો તરફ ધ્યાન ખેંચાયું છે. અને આ નવી જાગૃતિના બળથી કલકત્તામાં મહાબોધિ સોસાયટી સ્થપાઇ ને તેની દ્વારા સારનાથમાં હાલમાં નવો વિહાર બંધાયો છે, અને પ્રાચીન બૌદ્ધ સ્થળોમાંથી નીકળેલા ભગવાન બુદ્ધનાં અસ્થિ, વાળ વગેરે અવશેષો જે પહેલાં સિલોન, બર્મા ચાલ્યા જતા તે આ દેશમાં જ રાખવાના આગ્રહને પરિણામે હવે મહાબોધિ સોસાયટી મારફત આ નવા બંધાયેલા વિહારમાં આ પવિત્ર અવશેષો રાખવામાં આવે છે. અમે કાશીમાં હતાં એ અરસામાં મીરપુર (સિંધ)ના સ્તૂપમાંથી મળી આવેલા અવશેષોને આ વિહારમાં પધરાવવાનો મોટો સમારંભ થયો હતો. ૧૦ મી નવેમ્બર ૧૯૩૫ ને દિવસે સરકારી જૂની શોધખોળ ખાતાના હાલના ડાયરેકટરે આ અવશેષો બૌદ્ધ સાધુઓને સુપરત કર્યા અને પછી હાથીની અંબાડી ઉપર એ અવશેષોને રૂપાના સિંહાસનમાં પધરાવી, ચીન, જાપાન અને સિલોનથી ખાસ આ પ્રસંગ માટે આવેલા બૌદ્ધો તથા આ જલસામાં ભાગ લેવા આવેલાં કાશીનાં લોકોએ મોટું સરઘસ કાઢ્યું, ત્યારે હું પણ પૂજ્ય આનંદશંકર ધ્રુવ સાથે એ પવિત્ર ક્રિયા જોવા ઊભો હતો.

આ રીતે લગભગ સાતસો વર્ષ પછી સારનાથ પાછું બૌદ્ધ તીર્થ બન્યું છે.

હવે આ બૌદ્ધ તીર્થસ્થાનનો પ્રાચીન ઇતિહાસ ટૂંકામાં જોઇએ. ભગવાન બુદ્ધે પોતાની પાંત્રીસ વર્ષની ઉમ્મરે, અત્યારે જ્યાંથી સાર-નાથના અશોકનો સ્તંભ વગેરે અવશેષો મળી આવ્યા છે ત્યાં, પોતાના

ધર્મનો પ્રથમ ઉપદેશ કર્યો હતો એમ પ્રાચીન બૌદ્ધ ગ્રન્થો કહે છે. અને પુરાતત્ત્વવેત્તાઓ એ બનાવની તારીખ ઇ. સ. પૂર્વે પ૨૮ માને છે. આ ઉપદેશ અપાયા પછી તરત જ કે ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી એ સ્થાન પવિત્ર તીર્થ મનાવા લાગ્યું હોવાનો સંભવ છે. પણ ઇ. સ. પૂર્વે પ૨૮ પછીનાં ત્રણસો વર્ષની કાંઈ નિશાની મળી નથી. એ જમાનાના સાદા, શાંત અને બુદ્ધના ઉપદેશને પોતાના જીવનમાં ઉતારવામાં જેને લગની લાગી રહી છે, એવા ભિખ્ખુઓએ સાદી પર્ણશાળાઓથી વધારે ખટપટ કરી જ નહિ હોય. બુદ્ધની મૂર્તિને પૂજવાના માર્ગનો તો ત્યારે ઉદય જ થયો નહોતો.

બૌદ્ધ મતના જૂનામાં જૂના જે અવશેષો મળે છે તે મૌર્ય મહારાજા અશોકે પ્રાચીનતર આઠ સ્તૂપોમાંથી ખોદી કઢાવેલા બુદ્ધના શરીરના અસ્થિ, વાળ આદિ અવશેષો ઉપર બંધાવેલા સ્તૂપો છે. અશોકના આ સ્તૂપોની સંખ્યા ૮૪૦૦૦ કહેવાય છે; પણ એ આંકડો તો અતિશયોક્તિ જ માનવો પડશે. પણ અશોકના વખતનો માનવા યોગ્ય એક ઇંટનો સ્તૂપ, જે જગતસિંહે તોડી નાખેલો હોવાથી જગતસિંહનો સ્તૂપ કહેવાય છે, તે અશોકના સ્તંભની દક્ષિણે છે. અશોકના વખતનો બીજો અવશેષ જે ખંડિત થયેલો હોવા છતાં જોનારને બાવીસ સો વર્ષ પહેલાંના ભૂતકાળનું પ્રત્યક્ષ દર્શન કરાવવા સમર્થ છે, તે અશોકનો સ્તંભ છે. મુખ્ય મંદિરની પશ્ચિમે એ સ્તંભનો નીચેનો હજી જેમ અશોકે ઊભો કર્યો હશે તેમજ કટકો ઊભો છે. એના ઉપર અશોકે કોતરાવેલો અગિયાર પંક્તિનો લેખ પણ વાંચી શકાય છે. એ લેખમાં પ્રિયદર્શી મહારાજાએ મૃગદાવમાં વસતાં બૌદ્ધ ભિખ્ખુઓ અને ભિખ્ખુણીઓને ધર્મમાર્ગમાં ભેદ ન ઊભો કરવાની સૂચના કરી છે. અશોકના આ સ્તંભોનું પ્રાચીન ભારતીય કળાના ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન છે. એ થાંભલા ઉપરનો આરસા જેવો ચકચકાટ પૉલીસ દર્શનીય છે. ઈ. સ. પૂર્વે પહેલા શતક પછી એ પૉલીસની કળા આ દેશમાંથી અદશ્ય થઇ ગઈ છે. એ કળા ઇરાનના કારીગરો પાસેથી એ વખતના ભારતીય કારીગરો શીખ્યા હશે એમ મનાય છે. ગમે તેમ હો, પણ જાતે જોયા વગર એનો ખ્યાલ આવે એમ નથી. મૂળ થાંભલો લગભગ પચાસ ફૂટ ઉંચાઈનો એક પથ્થરમાંથી બનાવેલો હશે; પણ અત્યારે તો ઉપરના ભાંગેલા કટકા જુદા પડ્યા છે અને

સાત ફૂટ ઉંચાઈની સિંહકુમ્ભી મ્યૂઝિયમમાં છે. અને મૂળ સ્થાને જે લેખવાળો ભાગ ઊભો છે, તે હાલની જમીનની બહાર થોડો જ દેખાય છે. પણ હાલની કોંક્રીટની જમીન અને મૂળ અશોકના વખતની જમીન વચ્ચે તો અનેક થરો મળી આવ્યા છે. અશોકના વખતનો ત્રીજો અવશેષ તે એક જ પથ્થરના થાંભલાઓ અને આડા કટકાઓથી બનાવેલી વાડના અવશેષો છે. સાંચીના સ્તૂપની આસપાસની આવી વાડ સાથે સરખાવતાં સારનાથના આ અવશેષો અશોકના ધર્મરાજીક સ્તૂપ ઉર્ફે જગતસિંહ સ્તૂપની વાડના અવશેષો હોવામાં શંકા નથી.

પછી શુંગ સમય ( ઈ. સ. પૂર્વે ૨૦૦ ) ના આવી વાડના કેટલાક થાંભલાઓ મળ્યા છે, જેમાંના કેટલાક ઉપર દાતાઓનાં નામો કોતરેલાં છે. આમાંના બે થાંભલાઓને મુખ્ય બુદ્ધમંદિરના દીપસ્તંભો તરીકે ગુપ્ત–સમયમાં વાપરવામાં આવતા હતા.

મૌર્ય સમયથી આરંભી, શુંગ સમયમાં, કુશાન સમયમાં અને આંધ્ર સમયમાં પણ આ તીર્થસ્થાન વપરાતું હોવાની નિશાનીઓ મળે છે. પણ બૌદ્ધ સંઘના કયા પેટા ભેદના હાથમાં આ સ્થાન હતું એ જણાતું નથી. પછી ઈ. સ. ૩૦૦ની આસપાસમાં હીનયાનની સર્વાસ્તિવાદી શાખાના શ્રમણોનો સારનાથમાં વાસ હોવાની ત્યાંથી મળી આવેલા અમુક લેખો ઉપરથી ખબર પડે છે. પહેલાં બીજી કોઈ શાખાના હાથમાં એ સ્થાન હતું એમ પણ એક લેખ કહે છે. પછી ઈ. સ. ચોથા શતકના અશોકના સ્તંભ ઉપર કોતરાયેલા એક લેખ ઉપરથી વાત્સુપુત્રીક સંપ્રદાયની સમ્મિતીય શાખાનું જોર એ સ્થાનમાં થયું હોવાનો પુરાવો મળે છે. પછી ઈ. સ. સાતમા શતકમાં ચીનાઈ યાત્રી યુવાન ચુઆંગે મૃગદાવની યાત્રા કરી ત્યારે પણ ત્યાં આ સમ્મિતીય બૌદ્ધોનું પ્રાધાન્ય હતું. ફાહ્યાન અને યુવાન ચુઆંગ એ બંને ચીનાઇ યાત્રીઓએ પોતપોતાના સમયમાં ( ક્રમશઃ ઈ. સ. પાંચમા અને સાતમા શતકમાં ) મૃગદાવની સ્થિતિ વિષે કીમતી માહિતી નોંધી છે. ફાહ્યાન કહે છે કે, એના વખતમાં ત્યાં ચાર મોટા સ્તૂપો હતા અને સાધુઓથી વસેલા બે મઠો હતાં. પછી યુવાન ચુઆંગના કહેવા પ્રમાણે એના વખતમાં મૃગદાવમાં પંદરસો સાધુઓ રહેતા હતા. ધર્મચક્રપરિવર્તનમુદ્રામાં અવસ્થિત માનુષ કદની ભગવાન બુદ્ધની પિત્તળની મોટી મૂર્તિવાળું એક ભવ્ય મંદિર હતું. અશોકનો પથ્થરનો સ્તંભ

અને અશોકે બંધાવેલો સ્તૂપ હતો. યુવાન ચુઆંગે કહેલ સ્તંભ અને સ્તૂપના અવશેષો અત્યારે મળે છે, અને તેણે કહેલું પિત્તળની બુદ્ધની મૂર્તિવાળું મંદિર તે અત્યારે જેને મુખ્ય મંદિરનો અવશેષ કહેવામાં આવે છે તે જ હોવું જોઈએ.

યુવાન ચુઆંગના સમય પછી ઈ. સ. બારમા શતક સુધી સારનાથમાં જીર્ણોદ્ધારો અને નવા ઉમેરા થયા હોવાના પુરાવા છે. ઈ. સ. ૧૦૧૭ માં મહમદ ગઝનવીએ બનારસ લીધું અને લૂંટયું, ત્યારે આ સારનાથનાં મંદિરો અને મકાનો પણ તેણે તોડયાં હોવાં જોઇએ; કારણ કે તે પછી નવ વર્ષે ઇ. સ. ૧૦૨૬ માં બંગાળાના રાજા મહીપાલના સમયમાં સ્થિરપાલ અને વસંતપાલ નામના બે ભાઇઓએ જીર્ણોદ્ધાર કર્યો હોવાનું સારનાથનાં મ્યૂઝિયમમાં મૂકેલી બુદ્ધની એક મૂર્તિ ઉપર લખેલું મળે છે. અને આ પછી બારમા શતકની પહેલી અર્ધશતાબ્દીમાં કનોજના રાજા ગોવિંદચન્દ્ર (ઇ. સ. ૧૧૧૪ થી ૧૧૫૪)ની રાણી કુમારદેવીએ ધર્મચક્રવિહાર નામનું એક વિશાળ મંદિર બંધાવ્યું હતું, એમ એના અવશેષોનું ક્ષેત્રફળ જોતાં જણાય છે.

આ ધર્મચક્રવિહાર બંધાયા પછી લગભગ પચાસ વર્ષમાં જ, દોઢ હજાર વર્ષનું આયુષ્ય ભોગવનાર આ તીર્થનો ઈ. સ. ૧૧૯૪ માં મહમદ ઘોરીના સરદાર કુતુબુદ્દીને કાશી અને કનોજના છેલ્લા રાજા જયચંદ્રને હરાવી કાશી જેવાં તીર્થોનાં હજારો મન્દિરોના નાશ સાથે નાશ કર્યો, અને એ વખત પછી બૌદ્ધ ધર્મનો પ્રચાર પણ આ દેશમાંથી લુપ્ત થઇ જવાને લીધે કોઈ પણ જાતના જીર્ણોદ્ધાર વગર ઉજ્જડ પડી રહેલાં આ સ્થાનનાં ખંડેરો ઉપર સૈકાઓની ધૂળ ચડી ગઇ; અને આ મહાન બૌદ્ધ તીર્થ વિસ્મૃતિના ગર્તમાં દટાઈ ગયું; જેમાંથી પૃથ્વીની અને સ્મૃતિની માટીને ખોદી છેલ્લાં સો–સવાસો વર્ષથી એ પ્રાચીન તીર્થને પુરાવિદોએ પાછું કેવી રીતે પ્રકાશમાં આણ્યું એ ઉપર ટૂંકમાં કહ્યું છે. એની છેલ્લી જાહોજલાલીને વખતે આ તીર્થમાં અનેક વિહારો અને અનેક મન્દિરો હતાં. અને આ દેશના તથા પરદેશનાં અસંખ્ય યાત્રાળુઓની યાત્રાનું એ મહાધામ હતું.

છેવટના બે શબ્દો સારનાથની કલા વિષે લખ્યા વગર આ નોંધ અધૂરી ગણાય. જૂના કાળમાં શિલ્પ અને સ્થાપત્યકલાના અનેક સંપ્રદાયો આ દેશમાં પ્રચલિત હતા એ તો હવે સર્વમાન્ય સિદ્ધાંત છે.

સારનાથમાં શિલ્પકલાનો પ્રાચીનતમ અને સુંદરતમ નમૂનો તો અશોક સ્તંભની કુમ્ભીનો છે એમાં સંદેહ નથી; પણ એ કલા ઇરાનથી આ દેશમાં આવેલી એ પણ ચોક્કસ છે. પણ સારનાથની કલાની ઊંચામાં ઊંચી દશા તો ગુપ્તકાળ ( ઇ. સ. ૩૫૦ થી ૬૫૦ ની આસપાસ )માં હતી. ગુપ્ત સામ્રાજ્યના કાળમાં આ દેશની બુદ્ધિએ વિદ્યા અને કલાના અનેક પ્રદેશોમાં અપૂર્વ અને ભારે વિજયો મેળવ્યા છે એ ઇતિહાસવિદોને અજાણ્યું નથી. સર જોન માર્શલ કહે છે કે, 'ગુપ્ત સમયની આ દેશની સ્થાપત્ય અને શિલ્પકલા ભારતીય કલાના ઇતિહાસમાં પ્રમુખસ્થાને વિરાજે છે. અને આડસો વર્ષ પહેલાંની ગ્રીસની કલાનાં અથવા હજાર વર્ષ પછીની ઇટલીની કલાના સર્જનોની યાદ આપે છે.'

સારનાથની ગુપ્ત સમયની ( ઈ. સ. ૪૭૩ અને ૪૭૬ )ની પણ બુદ્ધમૂર્તિઓ કલાદૃષ્ટિથી દર્શનીય છે. સારનાથની કલાનું મૂળ કુશાન સમયની મથુરાની શિલ્પકલા છે એ ઐતિહાસિક હકીકત પણ મૂર્તિઓ ઉપર કોતરેલા લેખોથી જાણી શકાય છે.

કાશીની ભારે આધુનિક ધમાલથી ચાર જ માઈલ છેટે પ્રશાન્ત વાતાવરણમાં પડેલા એક વખતના આ સારનાથના મહાતીર્થની દશા જોતાં ઇતિહાસદર્શન સાથે સંસારની નશ્વરતાનું દર્શન થઈને હૃદય વૈરાગ્યના ભાવથી ભરાઇ જાય છે.



.

# પ્રાચીન દ્વારકાપુરી

દ્વારકાપુરી ભારતવર્ષનું એક પ્રખ્યાત વૈષ્ણવ તીર્થ છે. સાત મોક્ષદાયક પુરીઓમાં દ્વારકાની ગણતરી થાય છે. પશ્ચિમનું આ મહાધામ ગુજરાતનું ગર્વસ્થાન છે. ભગવાન કૃષ્ણની જીવનલીલાના સ્થાન તરીકે દ્વારકાને આ પ્રતિષ્ઠા મળી છે; છતાં અત્યારે ઓખામંડળમાં જે દ્વારકાપુરી નામનું પ્રખ્યાત તીર્થધામ છે, તે જ ભગવાન કૃષ્ણની લીલાભૂમિ છે કે કોઇ બીજું સ્થાન એ બાબત પુરાતત્ત્વવેત્તાઓને શંકા છે. હજુ સુધી આ પરમ વૈષ્ણવ ધામનું સ્થાન નિશ્ચિત થયું નથી.[1]

આધુનિક દ્વારકાપુરી પ્રાચીન નથી એ તો ઇતિહાસસિદ્ધ હકીકત છે. અને મૂળ દ્વારકા જેવાં બીજાં સ્થાનોનો દાવો આધુનિક દ્વારકાને પદચ્યુત કરવા સમર્થ હોવા છતાં એમાંથી કોઇનો દાવો સર્વમાન્ય થયો નથી. ખરી રીતે પ્રાચીન દ્વારકાના સ્થળ વિશે જે ઉલ્લેખો પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં મળે છે તે સર્વનો ઐતિહાસિક વિચાર કોઇએ કર્યો જણાતો નથી.

પ્રાચીન દ્વારકા માટે મહાભારતના તથા પુરાણોના ઉલ્લેખો સિવાય બીજો કોઈ પુરાવો નથી. એટલે આ ઉલ્લેખોનો ઐતિહાસિક

૧. મુંબઇ ગેઝીટિયરના પ્રથમ ભાગ–ગુજરાતના ઇતિહાસ ઉપર ટિપ્પણો લખનાર વિદ્વાને દ્વારકા પંજાબમાં હોવાની શંકા કરી છે, ( B. G. Vol. I part 1 p. 11 n. 1) અને આ વિષય ઉપર છેલ્લા લેખક શ્રી. અનન્ત સદાશિવ અલ્તેકર એમ. એ. એલએલ. બી. દ્વારકાનું સ્થાન સંદિગ્ધ ગણે છે. અને પ્રાચીન દ્વારકાપુરી સમુદ્રમાં ડૂબી ગયું હોવાથી જુદાં જુદાં સ્થાનો મૂળ દ્વારકાપુરી હોવાનો દાવો કરે છે. એમ કહીને આધુનિક દ્વારકાપુરી જૂના વખતનું તીર્થસ્થાન ન હોવાના પુરાવા આપે છે. ( જુઓ; Indian Antiquary, 1925, January, Supplement p. 25)

વિચાર કરવો એ જ પ્રાચીન દ્વારકાપુરીનું સ્થાન શોધવાનો માર્ગ છે. દ્વારકા આનર્તમાં સમુદ્ર પાસે હોવું જોઈએ, એમ કેટલાક પૌરાણિક ઉલ્લેખો ઉપરથી લાગે છે, પણ બીજા ઉલ્લેખો ઉપરથી દ્વારકા રૈવતક પર્વત પાસે હોવું જોઇએ એમ લાગે છે.

મહાભારત આદિપર્વ, મહાભારત સભાપર્વ, મહાભારત મૌસલ-પર્વ, હરિવંશ, વાયુ આદિ તથા વિષ્ણુ ભાગવતાદિ વૈષ્ણવ પુરાણો એ બધામાં દ્વારકા વિશે છૂટાછવાયા ઉલ્લેખો છે. જ્યારે હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં અને ભાગવતમાં દ્વારકાનું સવિસ્તર વર્ણન પણ મળે છે. (બ્રહ્મવૈવર્ત ભાગવત પછીનું અને તેને અનુસરતું હોવાથી તેને નથી ગણ્યું). વિષ્ણુપુરાણ ઇ. સ. છઠ્ઠા શતકમાં અને શ્રીમદ્ ભાગવત નવમા શતકમાં રચાયેલ છે. હરિવંશ એ બેયથી જૂનું છે.[2]

વિષ્ણુપુરાણમાં વૈવસ્વત મનુના વંશનું વર્ણન કરતાં કહ્યું છે કે, "મનુના ચોથા પુત્ર શર્યાતિને સુકન્યા નામની પુત્રી (જે ચ્યવન ઋષિને પરણાવેલી) અને આનર્ત નામનો પુત્ર હતો. આનર્તનો પુત્ર રેવત પોતાના પિતાના નામથી ઓળખાતા આનર્ત દેશનો રાજા હતો અને તેની રાજધાની કુશસ્થલીમાં રહેતો હતો." (વિષ્ણુપુરાણ અં. ૪ અ. ૧)

વાયુપુરાણમાં આ જ મતલબના નીચેના શ્લોકો છે, જે મત્સ્ય-પુરાણમાં પણ મળે છે:–

> शर्यातेर्मिथुनं त्वासीदानर्तो नाम विश्रुतः ।
> पुत्रः सुकन्या कन्याच भार्या या च्यवनस्य तु ॥
> [3]आनर्तस्य च दायादो रेवो नाम्ना तु वीर्यवान् ।
> आनार्तो विषयो यस्य पुरी चापि कुशस्थली ॥

વાયુપુરાણ અ. ૮૬ શ્લો. ૨૩, ૨૪.

આ કુશસ્થલી સમુદ્રમાં બેટરૂપ હતી કે સમુદ્રને કાંઠે હતી, એ વિષ્ણુપુરાણે કે વાયુ પુરાણે કહ્યું નથી. પણ ભાગવત જૂના વર્ણનમાં થોડો ઉમેરો કરે છે. ભાગવત કહે છે કે, રેવતે કુશસ્થલી નગરી સમુદ્ર વચ્ચે વસાવી:—

---

૨. 'પુરાણ વિવેચન'માં આ નિબંધ લખાયા પછી આ ત્રણેયના સમયનો વિચાર મેં કર્યો છે.

૩. વિષ્ણુ ભાગવત વગેરેમાં આનર્ત છે તેને બદલે વાયુમાં આનાર્ત છે.

सोन्तः समुद्रे नगरीं विनिर्माय कुशस्थलीम् ।

ભાગવત ૯-૩-૨૮

આ ઉમેરો દ્વારકા હાલની જગ્યાએ નક્કી થયા પછી થયો લાગે છે.

ઉપર કહેલ કુશસ્થલી તેને જ પાછળથી દ્વારમતી કે દ્વારવતી કે દ્વારકા નામ મળ્યું છે. વાયુપુરાણના નીચેના શબ્દો સ્પષ્ટ છેઃ—

आजगाम युवा चैव स्वां पुरीं यादवैर्वृताम् ।
कृतां द्वारमतीं नाम बहुद्वारां मनोरमाम् ॥

વાયુપુરાણ અ. ૨૬ શ્લો. ૨૭

મતલબ કે, ઉપર કહેલ રેવતનો પુત્ર રૈવત રાજા પોતાની પુત્રી માટે વર વિશે બ્રહ્માની સલાહ લેવા ગયેલો, ત્યાંથી પાછો આવ્યો ત્યારે પોતાની કુશસ્થલી નામની પુરી ઘણાં દ્વારવાળી યાદવોથી વીંટાયેલી જોઇ અને એનું નામ દ્વારવતી પડેલું જોયું.

મહાભારત પણ સ્પષ્ટ રીતે જૂનાં કુશસ્થલીને કૃષ્ણે દ્વારવતી બનાવ્યું એમ કહે છે. મહાભારતના સભાપર્વમાં જરાસંધના દબાણથી પોતાને કેવી રીતે મથુરા ત્યજવું પડ્યુ અને દ્વારવતી વસાવવું પડ્યું એનું વર્ણન ભગવાન કૃષ્ણે યુધિષ્ઠિર આગળ કર્યું છે. આ પ્રસંગના દ્વારકાના વર્ણનના શ્લોકો જૂનું દ્વારકા કયાં હોવું જોઈએ એનો વિચાર કરવામાં અતિ ઉપયોગી હોવાથી પૂરેપૂરા નીચે ઉતાર્યા છેઃ—

पलायामो भयात्तस्य ससुतज्ञातिबान्धवाः ।
इति संचिन्त्य सर्वे स्म प्रतीचीं दिशमाश्रिताः ॥ ५२ ॥
कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ।
ततो निवेशं तस्यां च कृतवन्तो वयं नृप ॥५३॥
तथैव दुर्गसंस्कारं देवैरपि दुरासदम् ।
स्त्रियोऽपि यस्यां युध्येयुः किमु वृष्णिमहारथाः ॥५४॥
तस्यां वयममित्रघ्न निवसामोऽकुतोभयाः ।
आलोच्य गिरिमुख्यं तं मागधं तीर्णमेव च ॥५५॥
माधवाः कुरुशार्दूल परां मुदमवाप्नुवान् ॥५६॥

........................................

सामर्थ्यवन्तः संबन्धाद्गोमन्तं समुपाश्रिताः ।
त्रियोजनायतं सद्म त्रिस्कन्धं योजनावधि ॥५७॥

योजनान्ते शतद्वारं वीरविक्रमतोरणम् ।

.......................................

वयं चैव महाराज जरासन्धभयात्तदा ।
मथुरां संपरित्यज्य गता द्वारमतीं पुरीम् ॥७७॥

(सभापर्व अ. १४ श्लो. ५२–७७)

ઉપરના શ્રીકૃષ્ણના મોઢામાં મૂકેલા દ્વારકાના વર્ણનમાં દ્વારકા સમુદ્ર વચ્ચે અથવા સમુદ્ર પાસે હોવાનું બિલકુલ સૂચન નથી. અને રૈવતક પર્વત પાસે હોવાનું સ્પષ્ટ સૂચન છે. रैवतेनोपशोभिताम् એટલે તે રૈવતક પર્વતની તળેટીમાં હોવું જોઈએ. "વળી જેમાં રહીને સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે" અને "દેવો પણ ન લઈ શકે" देवैरपिदुरासदम् એવો દુર્ગ તો પર્વત ઉપરનો કિલ્લો જ ગણાય અને આખા આનર્તમાં રૈવતક પર્વત—ગિરનાર સિવાય એવું બીજું સ્થાન કયાં છે?

રૈવતક–પર્વતની તળેટીમાં દ્વારકા હોવું જોઇએ એમ મહાભારતના જ બીજા ઉલ્લેખ ઉપરથી પણ જણાય છે. અર્જુન તીર્થયાત્રા કરતો કરતો પ્રભાસ આવે છે અને ત્યાંથી દ્વારકા આવી શ્રીકૃષ્ણની બેન સુભદ્રાને ઉપાડી જાય છે. આ પ્રસંગનું વર્ણન જુઓઃ—

ततः संवादिते तस्मिन्ननुज्ञातो धनंजयः ।
गतां रैवतके कन्यां विदित्वा जनमेजय ॥१॥

.......................................

.......................................

रथेन कांचनांगेन कल्पितेन यथाविधि ।

.......................................

सन्नद्धः कवची खड्गी बद्धगोधांगुलित्रवान् ।
मृगयाव्यपदेशेन प्रययौ पुरुषर्षभः ॥
सुभद्रा त्वथ शैलेन्द्रमभ्यर्च्यैव हि रैवतम् ।

.......................................

प्रदक्षिणं गिरेः कृत्वा प्रययौ द्वारकां प्रति ।
तामभिद्रुत्य कौन्तेयः प्रसह्यारोपयद्रथम् ॥

( म. आ. अ. २२१ )

આ વર્ણન ઉપરથી રૈવતગિરિ દ્વારકાની અતિ પાસે હોય

એવું જ લાગે છે. આ સુભદ્રાહરણપર્વમાં અમુક હસ્તપ્રતોમાં ૨૪૮ શ્લોકો વધારે છે. આ પ્રતોમાંના વર્ણનમાં અર્જુન સુભદ્રાને ઉપાડી નીકળે છે, એ પ્રસંગ વિશેના નીચેના શ્લોકો જોવા જેવા છે.

क्षोभयित्वा पुरश्रेष्ठं गरुत्मानिव सागरम् ।
प्रेक्षन्रैवतकद्वारं निर्ययौ भरतर्षभः ।
शासनात्पुरुषेन्द्रस्य बलेन महता बली ।
गिरौ रैवतके नित्यं बभूव विपृथुश्रवाः ॥
प्रवासे वासुदेवस्य तस्मिन्हलधरोपमः ।
संबभूव तदा गोप्ता पुरस्य पुरवर्धनः ॥
सोऽभिपत्य तदाध्वानं ददर्श पुरुषर्षभम् ।
निःसृतं द्वारकाद्वाराद्ंशुमन्तमिवाम्बरात् ॥

ઉપરના શ્લોકોમાં "ઉત્તરપુર (દ્વારકા) ને હલમલાવીને રૈવતકના દ્વારને જોતો પાર્થ નીકળ્યો" એ શબ્દો તથા રૈવતક ગિરિ ઉપર પુર (દ્વારકા શહેર) નો જે રક્ષક રહેતો હતો, તેણે બહાર આવીને "દ્વારકાના દ્વારમાંથી અર્જુનને નીકળતો જોયો" એ શબ્દો તો દ્વારકાનું સ્થાન નિશ્ચિત કરી નાખે છે. દ્વારકા શહેર રૈવતક પર્વતની તળેટીમાં હોય અને રૈવતક પર્વત ઉપર મજબુત કિલ્લો હોય તો જ દ્વારકાનો રક્ષક (गोप्ता) રૈવતક ઉપર રહી શકે. વળી 'ગિરિ મુખ્ય - ગિરનારને જોઇને મગધના રાજાને તરી ગયા' એ શબ્દોની સાર્થકતા પણ તળેટીમાં શહેર અને ગિરનાર ઉપર કિલ્લો હોય તો જ ગણાય.

મહાભારતમાંથી કરેલા ઉપરના ઉતારાઓ ઉપરથી એટલું સ્પષ્ટ લાગે છે કે, કાઠિયાવાડમાં રૈવતક પર્વત પાસે કુશસ્થલી નામનું ગામ જૂના વખતમાં હશે. પછી જરાસંધની બીકથી યાદવોને જ્યારે મથુરા છોડીને પશ્ચિમમાં ભાગવું પડયું, ત્યારે તેઓએ આ કુશસ્થલીને સુશોભિત, સુરક્ષિત શહેર બનાવ્યું તથા રૈવતક પર્વત ઉપર કિલ્લો બાંધ્યો.

આ રીતે યાદવોને મધ્ય દેશ–મથુરા છોડવું પડયાની કથા ઘણી જૂની હોવી જોઇએ. ભગવાન બુદ્ધના સમય પહેલાં જ મગધનું જોર વધવા માંડેલું અને ગિરિવ્રજના માગધોએ કોઈ કાળે યાદવોને એટલા પીડયા હોવા જોઈએ કે તેઓને મધ્યદેશ છોડવો પડે.

હવે દ્વારકા બેટ કે બંદર હોવાની વાત કયાંથી ચાલી એ જોઇએ. વિષ્ણુપુરાણના ચોથા અંશમાં એ વાત નથી. ચોથા અંશની વસ્તુ જૂના પુરાણમાંથી લીધેલી છે. જૂનામાં જૂના વાયુપુરાણમાં દ્વારકાને બેટ કે બંદર કહ્યું નથી. વિષ્ણુપુરાણના પાંચમા અંશમાં કૃષ્ણચરિત્રના પ્રસંગમાં દ્વારકાનું જે વર્ણન છે, તે મહાભારતના સભાપર્વમાંથી ઉપર ઉતારેલા વર્ણનથી કેટલું જુદું પડે છે એ જોવા જેવું છે. મહાભારત સભાપર્વમાંથી ઉપર કરેલા ઉતારામાં કાલયવનનું નામ પણ નથી. પણ વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, અહીં એક તરફથી કાલયવન આવ્યો અને બીજી તરફથી જરાસંધ આવશે. તેથી શ્રીકૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે, આ વખતે જો પ્રથમ કાળયવન સાથે યુદ્ધ કરીશું તો તે યાદવોના બળનો ક્ષય કરશે; તેથી નિશ્ચય યાદવો જરાસંધથી પરાજય પામશે. અને જો પ્રથમ જરાસંધ સાથે યુદ્ધ કરીશું તો જરાસંધ યાદવોના બળનો ક્ષય કરશે એટલે કાળયવન યાદવોનો નાશ કરશે. અર્થાત્ યાદવો ઉપર બે બાજુથી વિપત્તિ આવી છે (શ્લો. ૧૦). માટે હમણાં હું શત્રુઓથી ન જીતી શકાય એવો દુર્ગ તૈયાર કરું, કે જે દુર્ગમાં રહીને મોટા ક્ષત્રિયો તો શું પણ સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે. (શ્લોક ૧૧). શ્રીકૃષ્ણે એ પ્રકારે વિચાર કરી સમુદ્ર પાસે બાર યોજન પૃથ્વી માગી; તેમાં દ્વારકા નામની નગરી વસાવી (૧૩)[૪] વિષ્ણુ પુ૦ અં. ૫ અ. ૨૩.

આ અધ્યાયનો બારમો શ્લોક મહાભારત સભાપર્વમાંથી (શ્લોક ૫૪) ઉતાર્યો છે, બાકીની વાત નવી છે.

---

૪ ભાગવતમાં વિષ્ણુપુરાણના ઉપલા વચનોનો નીચે પ્રમાણે અનુવાદ કર્યો છે.

तं दृष्ट्वाऽचिन्तयत्कृष्णः संकर्षणसहायवान्
अहो यदूनां वृजिनं प्राप्तं ह्युभयतो महत् ॥४६॥

........................................................

तस्मादद्य विधास्यामो दुर्गं द्विपददुर्गमम् ।
तत्र ज्ञातीन् समाधाय यवनं घातयामहे ॥४९॥
इति संमन्त्र्य भगवान् दुर्गं द्वादशयोजनम् ।
अन्तःसमुद्रे नगरं कृत्स्नाद्भुतमचीकरत् ॥५०॥

भा. अ. ५०

હરિવંશ, "યાદવો મથુરા છોડીને સિન્ધુ દેશમાં ગયા અને ત્યાં સમુદ્રકાંઠે રૈવતક પર્વતથી અતિ દૂર નહિ એવા સારા સ્થાનમાં દ્વારકા નગરી વસાવી" એમ કહે છે. (હરિવંશ ૨ અ. ૫૫.)

ઉપરના જુદા જુદા ઉલ્લેખો મેળવતાં એમ દેખાય છે કે, દ્વારકા રૈવતક પર્વતની તળેટીમાં હતી એ જૂનામાં જૂની ખ્યાતિ. મહાભારતના સભાપર્વમાંથી ઉપર કરેલા ઉતારાનું વર્ણન એટલું સ્વાભાવિક, અતિશયોક્તિ વગરનું તથા કૃષ્ણના અવતારીપણાના સૂચન વગરનું છે કે, એ અધ્યાયને મહાભારતના પ્રાચીન થરનો ગણવો જોઇએ. અને વાયુ, મત્સ્ય અને વિષ્ણુ પુ. અં. ૪ મહાભારતના સભાપર્વને ટેકો આપે છે. ત્યારે સમુદ્ર પાસે દ્વારકાની વાત કયાંથી આવી ? હરિવંશમાં એ પ્રથમ દેખાય છે. ત્યાં સમુદ્રકાંઠે દ્વારકા વસાવ્યાની વાત છે. પણ હરિવંશ તો સિન્ધુ–સિન્ધમાં દ્વારકા હોવાનું કહે છે. પછી વિષ્ણુપુરાણ સમુદ્ર પાસેથી બાર યોજન જમીન માગીને દ્વારકા વસાવ્યાનું કહે છે. અને ભાગવત તો સમુદ્ર વચ્ચે બેટમાં દ્વારકા વસાવ્યાનું કહે છે. બાર યોજન વગેરે માપમાં તો અતિશયોક્તિ હોય, એટલે એના ઉપર આધાર ન રખાય. પણ આ સમુદ્રકાંઠે કે સમુદ્ર વચમાં દ્વારકાની વાત આવી કયાંથી ? વિચાર કરતાં એમ લાગે છે કે, રૈવતક–ગિરનારની તળેટીમાં એક ગામ ઘણા જૂના વખતમાં વસેલું હશે. પુરાણો આનર્તનો પુત્ર રૈવત કહે છે. એ ઉપરથી આનર્ત દેશમાં પહેલી વસ્તી રેવતમાં થઇ એમ અર્થ થાય. આનર્તને મનુનો પૌત્ર ગણે છે એ જોતાં રૈવતમાં વસ્તી ઘણા જૂના કાળમાં હોવી જોઈએ. આ રૈવતનું ગામ તે પહેલાં કુશસ્થલી કહેવાતું. પછી એ કોઇક કારણથી ઉજ્જડ થઈ ગયું (જુઓ; વાયુ. અ ૮૬). પછી યાદવો મથુરા છોડીને આનર્ત ગયા, ત્યારે તેઓને આ જૂના ખંડેરનું સ્થાન સરસ લાગ્યું, અને પાસેના ડુંગર ઉપર કિલ્લો બાંધ્યો હોય તો શહેર સુરક્ષિત થાય એમ જણાતાં, યાદવોએ રૈવતકગિરિની તળેટીમાં મોટું શહેર વસાવ્યું. એ ઘણા દરવાજાઓવાળા શહેરનું નામ પડયું દ્વારકા કે દ્વારવતી. પણ યાદવો પ્રભાસ આગળ દારૂ પીને અંદર અંદર કપાઈ મૂઆ, યાદવોની સ્ત્રીઓને કાબાઓ ઉપાડી ગયા અને ફરી આ શહેર ઉજ્જડ થઈ ગયું. પણ એ સ્થાન લશ્કરી દૃષ્ટિએ અતિ અગત્યનું હોવાથી, મૌર્ય ચંદ્રગુપ્તે કે તે પહેલાં નંદ રાજાએ ફરી વસાવ્યું હશે. આ વખતે એ શહેરનું

નામ ગિરિનગર પડયું એમ ઈ. સ. બીજા શતકના મહાક્ષત્રપ રુદ્રદામનના ગિરનાર પાસેના શિલાલેખથી જણાય છે. ઈ. સ. પૂર્વે ચોથા શતકથી તે ઈ. સ. પાંચમા શતક સુધી આ શહેર કેવું અગત્યનું ગણાતું એ સુદર્શન તળાવની રુદ્રદામન તથા સ્કંદગુપ્તની પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે. ફરી એ શહેર ઉપર કાળનો કોપ થયો, સુદર્શનનું નામનિશાન ન રહ્યું, ગિરિનગર ગયું; પણ પાછું અમુક કાળે જીર્ણદુર્ગ થયું, અને હાલ જૂનાગઢ છે. મતલબ કે, મહાભારતાદિનાં વચનોનું તાત્પર્ય કાઢતાં મારો મત એવો થાય છે કે, આજનું જૂનાગઢ જેમ એક કાળે ગિરિનગર કહેવાતું તેમ તે પહેલાં એ જ શહેર દ્વારકા કહેવાતું.

હવે દ્વારકા સમુદ્રકાંઠે કે વચ્ચે કયાંથી આવ્યું તેનો વિચાર કરીએ. આ બાબતમાં તર્ક જ કરવો પડે તેમ છે. મહાભારતના જૂના ઉલ્લેખોમાં દ્વારકા પાસે સમુદ્રની વાત નથી. વાયુપુરાણમાં નથી. પણ યાદવોના નાશ સાથે દ્વારકા ઉજ્જડ થઈ જવાથી, કાઠિયાવાડ ઠીક ઠીક વસ્યા પછી કાઠિયાવાડમાં વૈષ્ણવોને દ્વારકાનો પત્તો ન લાગ્યો. ગિરનારની તળેટીનું શહેર તો એ વખતે ગિરિનગર કહેવાતું હતું; ત્યારે દ્વારકા ગયું કયાં ? આ પ્રશ્નના ઉત્તરમાં દ્વારકા સમુદ્રમાં ડૂબી ગયાની વાત ચાલી. જુઓ; મહાભારત મૌસલપર્વ:—

> इमां च नगरीं सद्यः प्रतियाते धनंजये ।
> प्राकाराट्टलकोपेतां समुद्रः प्लावयिष्यति ॥
>
> महा. मौ–पर्व अ. ८

વિષ્ણુપુરાણ, ભાગવત બધામાં આ વાત છે. પરમ ભાગવત ગુપ્તોને જ્યાં ભગવાન કૃષ્ણની રાજધાની હતી ત્યાં એની કાંઈ નિશાની પણ ન હોય એ અત્યંત ખૂંચ્યું હશે. ગુપ્તોના વખતમાં ગિરનારની તળેટીનું શહેર તો ગિરિનગર કહેવાતું હતું. એ જ શહેર કોઈ કાળે દ્વારકા નામથી પ્રખ્યાત હતું એ વાત પણ ગુપ્તકાળમાં ભુલાઈ ગયેલી. એટલે પોતાના પહેલાં ઈ. સ. બીજા શતકમાં કે આસપાસમાં હરિવંશે સમુદ્રકાંઠે દ્વારકા હોવાનું કહેલું એ ઉપર આધાર રાખી, હાલનું દ્વારકા છે ત્યાં કોઇ ગુપ્તકાલીન ભગવદ્ભક્તે સ્કંદગુપ્તના સુરાષ્ટ્રના પાલકે સુદર્શન તળાવને કાંઠે જેમ વિષ્ણુનું મંદિર બંધાવ્યું, તેમ એક વિષ્ણુ મંદિર બંધાવ્યું હશે. મહાભારતના મૌસલ પર્વે દ્વારકાને સમુદ્ર ડૂબાડી દેશે એમ કહ્યું ત્યારે આ મંદિર બંધાયેલું નહિ. પણ પછી

વિષ્ણુપુરાણ અને ભાગવતનું એ પ્રસંગનું વર્ણન વિષ્ણુનું મંદિર બંધાયા પછી લખાયું લાગે છે. વિષ્ણુપુરાણ કહે છે કે, " સમુદ્રે સમગ્ર દ્વારકાને ડુબાડી દીધી, માત્ર એક ભગવન્મંદિરને ન ડુબાડ્યું. હજી સુધી સમુદ્ર મંદિરને ધોઈ નાખી શકયો નથી. અને ત્યાં હજી કેશવ નિરંતર રહે છે, જેઓ તે પવિત્ર સ્થાને જાય છે, તેઓ સર્વ પાપથી મુક્ત થાય છે."[૫] વિષ્ણુ પુ. અં. ૫ અ. ૩૮.

મહાભારતના અને વિષ્ણુ ભાગવતના આ ઉલ્લેખો સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે, પહેલાં એ સ્થળે મંદિર ન હતું અને વિષ્ણુપુરાણ તથા ભાગવત રચાયા પહેલાં બંધાયું છે. ગુપ્ત રાજાઓ પરમ ભાગવત હોવાથી તથા તેઓના વખતમાં સેંકડો દેવમન્દિરો આ દેશમાં બંધાયેલાં હોવાથી, ઉપરનું મન્દિર પણ સુદર્શન તળાવના કાંઠાના મન્દિર પેઠે ગુપ્તકાળમાં બંધાયું હશે એમ હું અટકળ કરું છું. આ મન્દિર એલબીરુની પહેલાનું તો છે જ.

સમુદ્રના કાંઠા ઉપર ઓખામંડળમાં જ્યાં આજે છે, ત્યાં વિષ્ણુનું મંદિર બંધાયા પછી આસપાસની જગ્યા પવિત્ર મનાવા લાગી હશે. પણ ગામ મોડું વસ્યું છે. વિષ્ણુપુરાણ અને ભાગવતમાં માત્ર મન્દિર બચ્યાની વાત છે. પછી કાળે કરીને પાસેનો બેટ પણ પવિત્ર મનાવા લાગ્યો. બેટની શંખનારાયણની પ્રાચીન મૂર્તિ પાછલા ગુપ્તકાળની હોવાનો સંભવ છે. આ બેટ—અંતર્દ્વીપની વાત વિષ્ણુ-પુરાણમાં નહિ પણ ભાગવતમાં છે. ભાગવત દ્વારકાને ' અન્તઃસમુદ્ર ' કહે છે તે આ બેટને ઉદ્દેશીને હશે. મહાભારતના આદિપર્વમાં જ અમુક હસ્તપ્રતોમાં ન મળતા સુભદ્રાહરણપર્વના અધ્યાયોમાં અંતર્દ્વીપની વાત છે. એટલે એ અધ્યાયો પાછળથી ઉમેરાયેલા લાગે છે.

વનપર્વમાં દ્વારકાના ઉલ્લેખો છે. ખાસ કરીને તીર્થયાત્રા પર્વમાં पुण्या द्वारवती यत्र ( म—वन पर्व अ, ८६ ) વગેરે, પણ એ

---

૫ જુઓ; ભાગવતઃ--

द्वारकां हरिणा त्यक्तां समुद्रोऽप्लावयत् क्षणात् ।
वर्जयित्वा महाराज श्रीमद्भगवदालयम् ॥
नित्यं सन्निहितस्तत्र भगवान्मधुसूदनः ।
स्मृत्याशेषाशुभहरं सर्वमंगलमंगलम् ॥

भा—११ अ—३१ श्लो—२३, २४

કદાચ દ્વારકા જોયા વગર લખાયેલા અને પાછળના તથા ખાસ અગત્યતા વગરના હોવાથી અહીં વિચારમાં નથી લીધા. ગુજરાતમાં દ્વારકાની તીર્થ તરીકે વધારે પ્રસિદ્ધિ તો બારમા શતકથી થઇ છે. એટલે દ્વારકા ગામ તે પહેલાં સો–બસો વર્ષો ઉપર વસેલું હશે.

ટૉલેમી 'બારાકી' ( Barakee )નો ઉલ્લેખ કરે છે, પણ તે દ્વારકા વિશે કે વેરાવળ વિશે એ બાબત મતભેદ છે. હાલના દ્વારકા વિશે જ હોય તો એ વખતમાં ત્યાં બંદર હોવું જોઇએ એમ સાબિત થાય. કદાચ હરિવંશનો ઉલ્લેખ એ વખતે લખાયો હોય અર્થાત્ ઇ. સ. પહેલા–બીજા શતકમાં સમુદ્રકાંઠે દ્વારકા હોવાની કલ્પના પ્રચારમાં આવી હોવાનો સંભવ છે. એ વખતે ત્યાં વહાણવટાનો કે ચાંચિયાનો ધંધો કરનારા લોકોની થોડી વસ્તી પણ હોય એ સંભવિત છે. સંસ્કૃત સાહિત્યમાં સમુદ્રકાંઠે દ્વારકાપુરી મૂકવાનું પહેલું માન હરિવંશના રચનારને હોય એમ લાગે છે.

આ શિથિલ ચોક્કસાઈવાળા ગ્રન્થકારે પશ્ચિમકાંઠાની ભૂગોળ પણ કદાચ જોયા વગર સમુદ્રકાંઠે દ્વારકા ઠરાવી અને મહાભારત સાથે દેખીતો વિરોધ ટાળવા રૈવતક પર્વતથી **નાતિદૂરે** લખી દીધું.

વિષ્ણુ ભાગવત હરિવંશને ન છૂટકે અનુસરે છે. આ રીતે આધુનિક દ્વારકા ઘણું કરી ગુપ્તકાલીન વિષ્ણુમંદિરની આસપાસ પાછળથી વસેલું ગામ છે અને પ્રાચીન દ્વારકા ગિરનારની તળેટીમાં જૂનાગઢની આસપાસ હોવું જોઈએ.

★

## જેઠવાઓ

**ન**વાનગર રાજ્યની દક્ષિણે જેઠવાઓનું પ્રાચીન પાટનગર ધુમલી છે. બરડાને એક છેડે બરડાની છાયામાં જ ભાણુવડથી દક્ષિણે ચાર માઈલ પર બરડાની એક ખીણને બન્ને છેડે પ્રાચીન ખંડેરની નિશાનીઓ છેક ઉપર શિખર સુધી જોવામાં આવે છે, અને શિખર ઉપર તો એક કાળે કિલ્લો હશે એવું દેખાય છે. આ કિલ્લામાંનાં કેટલાંક મકાનોની દીવાલો અત્યારે પણ ઊભી છે. અલબત્ત એમાં વસ્તી તો જંગલી જનાવરોની જ છે. બરાબર શિખરના મથાળે આશાપુરી માતાનું મંદિર છે. આશાપુરી જાડેજાઓની કુળદેવતા ગણાય છે, એ યાદ રાખવા જેવું છે.

પોરબંદરી પરંપરા પ્રમાણે જેઠવાઓ પહેલાં શ્રીનગરમાં રાજ્ય કરતા હતા. શ્રીનગર પોરબંદરથી નજીક જ છે. પછી મોરબી અને ૭ પેઢી પછી ધુમલીને રાજધાની કરી. જેઠવાઓની પૂરી જાહોજલાલી વખતે ધુમલી રાજધાની, એટલે એની શોભા દિનપ્રતિદિન વધતી જ ગઇ. પણ સંવત ૧૩૬૯ (ઈ. સ. ૧૩૧૩)માં સિંધમાંથી આવેલા લશ્કરે આ સુંદર શહેરને ભાંગ્યું. ધુમલી ભાંગતાં જેઠવાઓ છાયામાં ગયા અને છાયામાંથી હાલનું પોરબંદર થયું. ઇ. સ. ૧૮૨૨માં કર્નલ ટૉડે ધુમલી જોયું હતું અને ૧૮૩૭માં કૅપ્ટન લી. જેકબ સાહેબે જોયું હતું. એ વખતે એટલું જંગલ ઊગી નીકળ્યું હતું કે મકાનોની નિશાનીઓ મેળવવી મુશ્કેલ પડતી હતી. છતાં એ વખતે જેટલી નિશાનીઓ દેખાતી હતી, તેટલી ય અત્યારે નથી.

### કાઠિયાવાડમાં જેઠવાઓ

કાઠિયાવાડના રાજકુળોમાં જેઠવાકુળ એક પ્રાચીન કુળ છે. કાઠિયાવાડમાં સૌથી પહેલા આવનાર ચાવડાઓ અને ચૂડાસમાઓ

પછી તરતમાં જ જેઠવાઓ આવ્યા જણાય છે. જેઠવાઓ કાઠિયાવાડમાં જ્યારે દાખલ થયા ત્યારે જુનાગઢ–વણુથલી સિવાયનો કાઠિયાવાડનો કાંઠાનો ભાગ દરિયાથી ૧૫–૧૬ માઈલ સુધીનો જ વસેલો જણાય છે. બાકીના ભાગમાં જંગલ હશે. જેઠવાઓ કાઠિયાવાડમાં વૉટ્સનના ધારવા પ્રમાણે ઇ. સ. ૧૦મા શતકની આસપાસ ૧૦૦ વર્ષની અંદર આવ્યા જણાય છે. પણ જો વલભીના રાજાઓ સાથે મેર લોકો આવ્યા હોય અને જેઠવાઓ મેરના મુખીઓ હોય તો ઈ. સ. ૫૦૦ની આસપાસમાં એ લોકો આવ્યા હોવાનો સંભવ છે. અલબત્ત, જેઠવાઓનું કોઇ રાજ્ય ઇ. સ. ૯૦૦ પહેલાં સ્થપાયું નથી જણાતું. વૉટ્સન સાહેબે જેઠવાઓની વંશાવળી એના બારોટો પાસેથી મેળવીને ખૂબ તપાસી છે, અને જે સૌથી વધારે ભરોસાલાયક લાગી છે. તેમાં હનુમાનજીના પુત્ર મકરધ્વજથી ૧૭૮મા વિક્રમાતજી (જે ઈ. સ. ૧૮૮૪માં ગાદી ઉપર હતા) આવે છે. આ ૧૭૮ નામોમાંનાં ઘણાં નામો કલ્પિત અને પાછળથી ઉમેરેલાં છે. વૉટ્સનને મળેલા જેઠવા કુળના શ્રેષ્ઠ બારોટે પણ આમાંનાં કેટલાંક નામો ગણાવ્યાં ન હતાં. મતલબ કે, આ વંશાવળી ઇતિહાસ માટે નકામી છે. (એ વંશાવાળી માટે જુઓ;—કાઠિયાવાડ ગેઝીટિયર પા. ૬૨૧) બધા બારોટોના કહેવા પ્રમાણે સાલકુમારે ધુમલીની સ્થાપના કરી છે, પણ એ બનાવ ક્યારે બન્યો એ પ્રશ્ન છે. ઇ. સ. ૧૨૦૦ પહેલાંનો જેઠવાને લગતો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી. અને ઉપલી વંશાવળીમાં તો વિક્રમાતજી પહેલાંના ૨૯ જેટલાં રાણાનાં નામો સાચાં લાગે છે, તે પહેલાંનાં કોઈક નામો સાચાં હશે. બાકી તો વંશાવળી મહાભારતના સમયને અડાડી દેવા માટે કલ્પેલ છે. બારોટો પોરબંદર પાસેના શ્રીનગરને જેઠવાઓનું પહેલું નગર ગણે છે, પણ વૉટ્સન કહે છે આ શ્રીનગર કાઠિયાવાડ બહારનું શહેર હોવાનો વધારે સંભવ છે.

કાઠિયાવાડમાં જેઠવાઓનું મૂળ સ્થાન મોરબી લાગે છે. અને મોરબીથી નાગના બંદર (નવાનગર પાસે) ગયા. કદાચ બેટ–દ્વારકા પણ લીધું હોય; પણ એનો કબજો રાખી ન શક્યા. નાગનાથી મિયાણી અને શ્રીનગર વસાવ્યાં. અને શ્રીનગરથી ધુમલી અથવા ભુમલી ગયા. ધુમલીમાં જેઠવાઓની જાહોજલાલીની ટોચ આવી ગઇ. એ વખતે જેઠવાઓના હાથમાં આખો બરડો અને હાલારનો પણ

ઘણો ભાગ હતો; પણ દરિયાથી ૩૬ માઇલથી વધારે છેટેનો કોઇ પ્રદેશ એને તાબે હોવાનો પુરાવો નથી.

બારોટોના કહેવા પ્રમાણે હનુમાનના પુત્ર મકરધ્વજે શ્રીનગર વસાવ્યું, તેના પુત્ર મોરધ્વજે મચ્છુકાંઠા ઉપર મોરબી વસાવ્યું અને સાલકુમારે ધુમલી વસાવ્યું; એ ઉપર કહ્યું જ છે. એણે જ બરડાના આભપરા શિખર ઉપર તળાવો બાંધ્યાં અને કામેશ્વર મહાદેવની ભક્તિનો પ્રચાર કર્યો. પછી વરાહકુમારના ભાઇ ગોપકુમારે ગોપ ટેકરી ઉપર કિલ્લો બાંધ્યો. અને ત્યાં ગોપનાથ મહાદેવની સ્થાપના કરી. ભીમકુમારે ભીમકોટ બાંધ્યો. મકરધ્વજથી ૯૫મા જેઠીજીના નામ ઉપરથી બધા જેઠવા કહેવાય છે. ગોવિંદજીના ભાઇ નાનજી અને ધાકોજીએ વાંકાનેર પાસે આવેલા જડેશ્વરની સ્થાપના કરી. ૧૨૭મા રાણોજીએ મોડપર પાસે રાણાસર તળાવ બંધાવ્યું. આ અને બીજાં આ વંશનાં કુંવરોનાં પરાક્રમોની વાતો ભાટો પાસેથી સાંભળવામાં આવે છે. પણ અમુક અમુક કામો બરડામાં અને હાલારમાં જેઠવાઓને હાથે થયાં છે, એટલું જ ઐતિહાસિક સત્ય એ કથાઓમાં દેખાય છે.

### ધુમલીના ઐતિહાસિક જેઠવા રાજાઓ

મકરધ્વજથી ૧૪૭મા સંઘજી ધુમલીની ગાદી ઉપર ઈ. સ. ૧૧૨૦માં બેઠા અને ૩૦ વર્ષ રાજ્ય કર્યું, એટલું ઇતિહાસમાં નોંધાયેલું છે. એટલે એ પહેલાં સોએક વર્ષે ધુમલી સ્થપાયું હોવાનો સંભવ છે. સંઘજી પછી રાણોજી ગાદીએ બેઠા. (ઇ. સ. ૧૧૫૦થી ૧૧૫૫) પછી નાગજી (ઇ. સ. ૧૧૫૦થી ૧૧૭૦) પછી ભારમલજી (ઇ. સ. ૧૧૭૦થી ૧૧૭૨) પછી ભાણજી (ઈ. સ. ૧૧૭૯ સુધી) પછી મેજી (ઈ. સ. ૧૧૯૦ સુધી) પછી નાગજી (ઈ. સ. ૧૧૯૩ સુધી) પછી વીકીઓજી ગાદી ઉપર આવ્યા (ઇ. સ. ૧૧૯૩થી ૧૨૨૦), આ રાજાના વખતમાં ઘણું કરી કુતુબુદ્દીન ઐબકની સરદારી નીચે મુસલમાન લશ્કરે મોરબીમાંથી જેઠવાઓને ભગાડયા. વીકીઓજી પછી વાજસીજી આવ્યા. એના વખતમાં જેઠવાઓ વધારે પશ્ચિમ તરફ ઢળ્યા. અને બરડાના રાજ્ય ઉપર વધારે ધ્યાન રોકયું.

જો કે હજી સુધી નાગના બંદર અને ઢાંક જેઠવાઓના જ હાથમાં હતાં. વાજસીજી પછી ભોજરાજજી (ઇ. સ. ૧૨૪૫થી ૧૨૭૦) આવ્યા, પછી રામદેજી (ઇ. સ. ૧૨૭૦થી ૧૨૯૧), પછી રાણોજી

ઇ. સ. ૧૨૯૧થી ૧૩૦૨) પછી નાગજી (ઇ. સ. ૧૩૦૨ થી ૧૩૦૭) અને પછી ભાણજી ગાદી ઉપર બેઠા.

### સોન કંસારીની કથા

આ ભાણજીના સમય (ઇ. સ. ૧૩૦૭થી ૧૩૬૦)માં સોન કંસારીનો પ્રસંગ બન્યો કહેવાય છે. એ કથા ટૂંકામાં નીચે આપી છે.

શંખોદ્ધાર બેટના દૂદણશી વાઢેલને એક છોકરી જન્મી, જેનું નામ સોન રાખ્યું; પણ જોશીએ કહ્યું કે, એ છોકરી અપશુકનિયાળ નક્ષત્રમાં જન્મી છે, અને એને ઘરમાં રાખવાથી કુળનો નાશ થશે. એટલે સોનને પેટીમાં મૂકી એ પેટી દરિયામાં તરતી મૂકી દીધી. આ પેટી પ્રભાત ચાવડાના રાજ્યમાં મિયાણી બંદરે એક કંસારાને મળી અને ઉઘાડતાં સોન અંદરથી જીવતી નીકળી. કંસારાએ સોનને પોતાની દીકરી તરીકે મોટી કરી. સોન બહુ રૂપાળી હતી અને જુવાન થતાં પ્રભાત ચાવડો એના ઉપર મોહિત થયો. ચાવડાએ કંસારાને દરબારમાં બોલાવી સોનની માગણી કરી. એટલે કંસારો રાતોરાત ભાગી ગયો અને ઘુમલીમાં આવીને રહ્યો. અહીં સોને કંસારાને કહી દીધું કે, પોતે ઇચ્છાવર વરવાની છે. આ અરસામાં ઘુમલીના રાજા ભાણ જેઠવાના સાળા થાનકંડોરણાના મિઆત બાબરિયાનો દીકરો રાખાયત પોતાની ફઇને મળવા ઘુમલી આવેલો. અને તેણે સોનને જોઇ. બેયનાં મન મળવાથી બેય પરણ્યાં. પણ લગન પૂરાં થયાં ન થયાં ત્યાં ઘુમલીનું ધણ કોઇ વાળી જાય છે એવી બૂમ પડી. રાખાયત એકદમ ઘોડે ચડી પાછળ પડયો. અને દુશ્મનોને મારી ધણ પાછું વાળ્યું. પણ પાછા વળતાં એની પછવાડે ત્રણ ઘોડેસ્વારો પડયા. રાખાયતનો ઘોડો ભાણવડ પાસેના ભૂતવડ નીચે આવ્યો. ત્યાં ફેંટો ડાળમાં ભરાઈ જવાથી પોતે ટિંગાઈ રહ્યો અને પાછળ પડેલા ઘોડેસ્વારોએ આ સ્થિતિમાં રાખાયતને ભાલાથી વીંધી નાખ્યો. સોનને આ ખબર પડતાં એ સતી થવા તૈયાર થઈ. પણ ભાણ જેઠવાએ એને રોકી અને પોતાના ઘરમાં બેસવા કહ્યું. સોને ઘુમલીના બ્રાહ્મણોનો આશરો લીધો. ભાણ જેઠવાએ બ્રાહ્મણો ઉપર લશ્કર મોકલ્યું. સેંકડો બ્રાહ્મણો કપાઈ મૂઆ. પણ સોનને ન સોંપી અને છેવટે બીજે દિવસે સવારમાં રાખાયતની ચિતામાં સોન સતી થઇ. ચિતા ઉપર ચડતાં ચડતાં સોને ઘુમલીને તથા ભાણ

જેઠવાને શાપ દીધો. સોન નામના જે દુહાઓનો સંગ્રહ કાઠિયાવાડી કંઠસ્થ સાહિત્યમાં (પા. ૧૦૪ થી ૧૧૫) પ્રગટ થયો છે. તેમાં આ શાપના દુહાઓ નથી પણ હોવા જોઇએ.

સોન સતી થયા પછી દુભાયેલા બ્રાહ્મણોએ અને કંસારાઓએ ધુમલીનો ત્યાગ કર્યો. ઉપર જે સોન કંસારીના મંદિરનો ઉલ્લેખ આવી ગયો, તે આ સોન માટે કંસારાઓ અને બ્રાહ્મણોએ બાંધ્યું હોવાનો સંભવ છે.

આ પછી થોડાં વર્ષે સિંધમાંથી જામ ઉન્નડજીએ ધુમલી ઉપર ચડાઈ કરી, પણ ફાવ્યો નહિ અને પાછો ગયો. પણ એના પુત્ર જામ બામણીઓજીએ ઈ. સ. ૧૩૧૩માં ફરી ચઢાઈ કરી અને ધુમલી લીધું. ભાણુજી કિલેશ્વરીની કેડીએથી ભાગ્યો અને રાણપુરમાં આવી ત્યાં રાજધાની કરી. આ વખતથી ધુમલી ઉજ્જડ થઈ ગયું.

ભાણુજી પછી જસધણુજી આવ્યા. આ જસધણજીએ અને એના પુત્ર રાણોજી (ઈ. સ. ૧૩૯૨થી ઇ. સ. ૧૪૨૦) એ જેઠવાઓની ખોયેલી ભૂમિ પાછી મેળવવા ઘણા પ્રયાસો કર્યા; પણ સિંધમાંથી ઉપરાઉપર આવતાં ધાડાંઓએ અને પછીથી ગુજરાતના સુલતાનોએ જેઠવાઓને ફાવવા ન દીધા. અને જેઠવાઓના હાથમાં—એની એક શાખાના તાબામાં નાગનાબંદર હતું, એ ન ગણીએ તો હાલની એ રાજ્યની સીમામાં બહુ ફેર ન રહ્યો. રાણોજી પછી સંઘજી (ઈ. સ. ૧૪૨૦ થી ૧૪૬૧), પછી ભાણુજી ૧૦મો (ઇ. સ. ૧૪૬૧ થી ૧૪૯૨), વગેરે એક પછી એક જેઠવા રાજાઓ થયા. આ ભાણુજીના વખતમાં મહમદ બેગડાએ સોરઠને તાબે કર્યું, અને જેઠવાઓને પણ ગુજરાતના સુલતાનોની તાબેદારી કબૂલ કરવી પડી. ભાણુજી પછી રાણોજી અને પછી ખીમોજી (ઇ. સ. ૧૫૨૫ થી ૧૫૫૦) થયા. આ ખીમોજીના વખતમાં ઈ. સ. ૧૫૪૦ માં જામ રાવળે જેઠવાઓના હાથમાંથી નાગનાબંદર લઇ લીધું. અને ત્યાં નવાનગર શહેર સ્થાપ્યું. આ ખીમોજીના પૌત્ર ભાણુજી ૧૧માની વિધવા કલાબાઇએ જામ સતાજી પાછળ પડવાથી, રાણપુર છોડીને છાયામાં ગાદી કરી. અને ત્યાં પોતાના બાળપુત્ર ખીમોજીને ગાદીએ બેસાડયો. પણ જામ સતાજીએ પીછો ન છોડયો. કલાબાઇ બરડાના મેર લોકોના લશ્કરની મદદથી જામ સામે ઝઝૂમતી હતી. ત્યાં જામ સતાજીની ભૂચરમોરીની લડાઈમાં

હાર થઈ અને એને ભાગવું પડયું એટલે જેઠવાઓને પોતાનો બધો મુલક પાછો મળ્યો. ઈ. સ. ૧૬૭૮ માં ખીમોજી સ્થિર થયા અને ૧૬૨૬ માં મરણ પામ્યા.

આ પછી ઇ. સ. ૧૭૮૫માં સુલતાનજીએ છાયાથી પોરબંદરમાં ગાદી આણી; જ્યાં આજ સુધી છે. ઇ. સ. ૧૬૨૬થી આજ સુધીનો પોરબંદરના રાણાઓનો ઇતિહાસ પ્રસિદ્ધ છે, ખાસ કરીને ઈ. સ. ૧૭૦૭માં ઔરંગઝેબના મરણ પછી આ કાઠિયાવાડના રાજાઓએ પણ પોતાની સ્વતંત્રતા વધારવા માંડી અને ઇ. સ. ૧૭૬૦થી ૧૮૦૦ સુધીમાં ગોંડળના ભા કુંભોજી, જૂનાગઢના દીવાન અમરજી અને જામનગરના મેરામણ ખવાસની જોરદાર રમતોમાં એ વખતના પોરબંદરના રાણાઓએ પણ ભાગ લીધો છે. એ વખતના રાણાના દીવાન રણછોડજી પણ પ્રસિદ્ધ પુરુષ હતા, પછી ગાયકવાડની મુલકગીરી, બ્રિટિશોનું વચ્ચે પડવું અને છેવટ આધુનિક સ્થિતિ એ બધો આધુનિક ઇતિહાસ છે. છેવટ ખીમેશ્વર મહાદેવનું મંદિર બધાવનાર છેલ્લા ખીમોજી ઈ. સ. ૧૮૩૧માં મરણ પામ્યા અને આઠ વર્ષની ઉંમરે રાણા વિક્રમાતજી ગાદીએ બેઠા.



# ગુજરાતનું જૂનું પાટનગર

'**પાટણની** પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' જેવી પ્રતિભાશાળી લેખકની કલમથી લખાયલી, ગુજરાતના પ્રાચીન ગૌરવની ઝળહળતી છાપ વાંચનારના હૃદયમાં અંકિત કરનાર નવલકથાઓએ ચાવડા-સોલંકીઓની રાજધાની—પાટણને ગુજરાતમાં નવજીવન આપ્યું છે. ઉજ્જવલ પ્રતિભા અને પ્રબળ કલ્પનાશક્તિના બળથી ૫૦૦ વર્ષ પહેલાં નાશ પામેલું પાટણ, આ નવલકથાઓમાં જીવતું જાગતું લાગે છે. પણ જૂની શોધખોળ કરનારાઓને ગુજરાતની આ પ્રાચીન રાજધાનીની જે કંઇ ત્રુટિત નિશાનીઓ મળી છે, તેનું ટૂંકું વર્ણન પાટણનું કલ્પિત ચિત્ર ખડું કરવામાં આ ઐતિહાસિક નવલકથાઓના વાંચનારને કંઈક મદદગાર થશે.

અણહિલપાટક, અણહલવાટ, અણહિલપુર, નહ્‌રવાટ, અણહિલવાડ કે અણહિલવાડપાટણ તરીકે જૂના વખતમાં ઓળખાતું શહેર હાલના પાટણની જગ્યાએ નહિ પણ તેની પશ્ચિમમાં હતું. હાલનું અમદાવાદથી પશ્ચિમમાં થઈને પછી ઉત્તરમાં ૬૬ માઇલ દૂર છે. અને અમદાવાદથી મેસાણે થઈને ત્યાં જવાય છે. હાલમાં પાટણની આસપાસ ૧૮ મા સૈકામાં ચણાયલો કોટ છે અને શહેરનો દેખાવ તદ્દન આધુનિક છે. હાલના પાટણને જોતાં ચાવડાઓ અને સોલંકીઓની જૂની રાજધાનીની પ્રાચીનતા કે તેની જાજ્વલ્યમાન સમૃદ્ધિનું સૂચન કરે એવું કંઇ ખાસ દેખાતું નથી. આ શહેર ગુજરાતનાં જૂનામાં જૂનાં તથા સૌથી વધારે પ્રખ્યાત શહેરોમાંનું એક છે, એવો ભાસ એને જોતાં બિલકુલ થતો નથી.

મુસલમાનોના સમયમાં અણહિલવાડપાટણ નહ્‌રવારના નામથી જાણીતું હતું. પણ હાલનું પાટણ એ જ અણહિલવાડપાટણ છે એમ ૧૮ મા સૈકાના યુરોપીય લેખકોના જાણવામાં ન હતું. ડી. ઍન્વિલે

અણહિલવાડપાટણ અમદાવાદની જગ્યાએ કયાંક હશે એમ માત્ર તર્ક કર્યો છે. અને એથી પણ વધારે આધુનિક સમયમાં ઇ. સ. ૧૭૮૮ માં રેનેલને પાટણનો પત્તો લાગ્યો નથી. જો કે ઇ. સ. ૧૭૯૩ માં એણે જ જૂના પાટણને બરાબર પકડયું છે.[1] પાદરી ટેફનથેલરે ઘણા વખત પહેલાં પાટણ વિશે લખ્યું હતું કેઃ—

ઘણું જૂનું નગર છે એની આસપાસ કોટ છે. એનું જૂનું નામ નેહરવાલ છે.

આ વાતની ખબર ન હોવાથી કર્નલ ટૉડ ગુજરાતની જૂની રાજધાની કયાં હતી તે શોધી કાઢવું જોઇએ, એમ ઘણા વખત સુધી માનતા પણ પછી ઈ. સ. ૧૮૨૨ માં એકાએક હાલના પાટણના એક પરામાં ગુજરાતની જૂની રાજધાની ટૉડ સાહેબને મળી આવી.

૧૧ મા સૈકાની શરૂઆતના મહાન લેખક એલબિરુનીએ એ વખતની ગુજરાતની રાજધાનીને યથાર્થ રીતે અણહિલવાડ કહ્યું છે તથા એનું ભૌગોલિક સ્થાન બરાબર નોંધ્યું છે. વળી ઇ. સ. ૯૧૫માં આ દેશમાં મુસાફરી કરનાર મુસલમાન લેખક માસુદીનાં તથા બીજા પ્રવાસીઓનાં વર્ણન ઉપરથી લખનાર ઇદ્રીસીએ લખ્યું છે કેઃ—

ભરુચથી અણહિલવાડનો ગાડાંરસ્તો આઠ દિવસનો છે; અને આખા નહરવાડના તથા એની આસપાસના લોકો બળદનાં ગાડાં સિવાય બીજી રીતે કોઇ દિવસ મુસાફરી કરતા નથી. વેપારનો માલ પણ આ ગાડાંઓમાં જ અહીંથી તહીં જાય છે.

અણહિલવાડ પાટણને પોતાને માટે ઇદ્રીસી કહે છે કેઃ—

નહરવાડ શહેરમાં 'બલહરા બિરુદધારી' રાજા રાજ્ય કરે છે. એની પાસે મોટું સૈન્ય તથા હાથીઓ છે. એ બુદ્ધની મૂર્તિને પૂજે છે, માથા ઉપર સોનાનો મુકુટ પહેરે છે તથા કીમતી પોષાક પહેરે છે. આ રાજા ઘણી વાર, અઠવાડિયામાં એક વાર તો જરૂર ઘોડા ઉપર બેસીને ફરવા નીકળે છે. આ વખતે એની સાથે લગભગ સો જેટલી હાથપગમાં સોનારૂપાનાં ઘરેણાં પહેરેલી સ્ત્રીઓ હોય છે. વઝીરો તથા બીજા અધિકારીઓ હંમેશાં રાજા સાથે ફરવા નીકળતા નથી. માત્ર રાજા યુદ્ધ માટે બહાર નીકળે ત્યાર જ વઝીર વગેરે

---

૧. જુઓ; Memoir of a map of Hindustan, પહેલી તથા બીજી આવૃત્તિ.

અધિકારીઓ સાથે જાય છે. આ રાજા પાસે ઘણા હાથીઓ છે, એ જ એનું મોટું બળ છે. રાજ્ય તથા 'બલહારાનું બિરુદ' જેનો અર્થ 'રાજાધિરાજ' થાય છે, તે એની વંશપરંપરામાં ચાલે છે. નહરવાડ શહેરમાં ઘણા મુસલમાન વેપારીઓ ધંધાર્થે વારંવાર જાય છે. રાજા અને તેના અધિકારીઓ પાસેથી આ મુસલમાનો સારો સત્કાર પામે છે તથા એમના જાનમાલનું બરાબર રક્ષણ કરવામાં આવે છે.

ઉપર 'બલહરા બિરુદ' નો જે ઉલ્લેખ છે તેને જરા સ્ફુટ કરવાની જરૂર છે. પાટણના ચાવડા કે સોલંકી કોઈ રાજાઓએ આવું 'બિરુદ' ધારણ કર્યાનું જાણવામાં નથી; પણ લાટના રાષ્ટ્રકૂટ રાજાઓ 'વલ્લભ' બિરુદ ધારણ કરતા અને વલ્લભરાજના પ્રાકૃત બલ્લવરાયનું મુસલમાનોએ 'બલહરા' કર્યું જણાય છે. અને ચાવડાવંશની સમાપ્તિ સુધી આખા લાટ દેશ ઉપર રાષ્ટ્રકૂટોની સત્તા હતી એ ઇતિહાસસિદ્ધ વાત છે. પરંપરાથી સાંભળીને લખનાર ઇદ્રીસીએ બળવાન રાષ્ટ્રકૂટોનું 'બિરુદ' અણહિલવાડના રાજાઓને ભ્રાંતિથી લગાડયું છે.

અવિસંવાદી શ્રુત પરંપરા પ્રમાણે અણહિલવાડ પાટણની ચાવડા વંશના મૂળ પુરૂષ વનરાજે વિ. સં. ૮૦૨ (ઇ. સ. ૭૪૬)માં સ્થાપના કરી હતી. કદાચ આ વખત પહેલાં પણ એ ગામ તો હશે, પણ વનરાજે એને પોતાની રાજધાની બનાવી.[૨] એના વંશજોએ આ નાના રાજ્યની નાની રાજધાનીનો મહિમા વધાર્યો; અને દશમા સૈકાના મધ્ય ભાગથી તે ૧૩ માના અન્ત સુધી ચાવડાઓ કરતાં ઘણા વિશાળ પ્રદેશ ઉપર રાજ્ય કરનાર સોલંકીઓના વખતમાં પાટણની વસ્તી તથા યોગ્યતા ઘણી વધી. કર્નલ ટૉડે આ વિશે કોઇ પ્રબંધમાંથી નીચેની મતલબનો ઉતારો કર્યો છે.

અણહિલપુરનો ઘેરાવો ૧૨ કોસમાં છે. જેમાં ૮૪ ચોક અને ૮૪ બજાર છે. સોનાં એને રૂપાના સિક્કા પાડવાની ટંકશાળો છે, દરેક નાતનો જુદો મહોલ્લો છે, તેમ જ હાથીદાંત, રેશમ, હીરા, મોતી વગેરે દરેક ચીજનું જુદું બજાર છે. એક શરાફોનું બજાર, એક તેલો અને અત્તરોનું બજાર, એક વૈદ્યોનું બજાર અને એક કારીગરોનું

૨. વિવિધ તીર્થકલ્પ (૨૬મો કલ્પ, સિંધી જૈ. ગ્રં. મા. આ. પૃ. ૫૧) માં આપેલી દંતકથા પ્રમાણે સરસ્વતીને કાંઠે લાખખારામ કહેવાતી જગ્યાએ પાટણ સ્થપાયું છે.

બજાર છે. ખારવાઓના અને ભાટો તથા ચારણોના જુદા મહોલ્લા છે. આ શહેરમાં અઢારે વર્ણના લોકો રહે છે; રાજમહેલ, શસ્ત્રાગાર, હસ્તયાગાર, અશ્વાગાર, રથાલય વગેરે તથા રાજ્યનાં વહીવટખાતાનાં મકાનોથી એનો દેખાવ એક જુદા શહેર જેવો લાગે છે. તેજાના, ફળો, ઔષધો, કપૂર, ધાતુઓ અને બીજી મોંઘી સ્વદેશી કે પરદેશી ચીજોના આવકજાવક તથા વેચાણ ઉપર કર લેવા માટે દરેક માલની જાતદીઠ જુદી માંડવી છે. આ શહેરમાં બધી દુનિયાનો વેપાર ચાલે છે, દરરોજ એક લાખ ટકા (લગભગ પાંચ હજાર રૂપિયા) ના કરની આવક થાય છે. તમે પાણી માગો તો ત્યાંના લોકો દૂધ આપે છે. અહીં ઘણાં જૈનમંદિરો છે, અને તળાવના કાંઠા ઉપર સહસ્રલિંગ મહાદેવનું ચંપક, પુન્નાગ (એટલે નાગકેશર નામનું ઝાડ ગુજરાતમાં થતું નથી, એટલે આ વર્ણન તો કાલ્પનિક લાગે છે) તાલ, જાંબુ, ચંદન, આંબા વગેરે વૃક્ષોની લતાથી આચ્છાદિત તથા અમૃત જેવાં જળનાં ઝરણાં-વાળી ઘટાઓમાં લોકો ફરવા જાય છે. અહીં બ્રાહ્મણો વેદ વિશે વિવાદો કરે છે તથા શિષ્યોને ભણાવે છે. અહીં ઘણાં જૈન યતિઓ છે, અને પોતાનું વચન પાળનાર તથા વેપારમાં કુશળ ઘણા વેપારીઓ છે. વ્યાકરણની ઘણી પાઠશાળાઓ છે. અણહિલવાડ નરસમુદ્ર છે. સમુદ્રનું પાણી માપી શકાય તો અણહિલવાડની વસ્તીની ગણતરી કરી શકાય. લશ્કર અસંખ્ય છે, તેમ જ ઘંટાધારી હાથીઓનો પાર નથી.

આ વર્ણનમાં કવિની અતિશયોક્તિ જરૂર હશે, પણ એટલું તો મુસલમાન લેખકો ય કબૂલ કરે છે કે, શહેર મોટું તથા ભવ્ય છે. પણ દુર્ભાગ્યે મૂર્તિભંજક મહમદ ગઝની ઇ. સ. ૧૦૨૫માં સોમનાથ ગયો, ત્યારે પાટણ એના રસ્તામાં આવ્યું; અને એ વખતનો પાટણનો રાજા ભીમ મુસલમાનોનાં વંટોળિયા જેવાં ઝનૂની ટોળાઓની સામે થઈ શકવા તૈયાર ન હોવાથી, શહેરને શત્રુઓની દયા ઉપર છોડીને કચ્છ ભાગી ગયો. મહમદે અણહિલવાડને લૂંટયું તથા બાળ્યું. પણ જેવો મહમદ પાછો ફર્યો કે ભીમદેવે આવી અણહિલવાડનો કબજો લીધો તથા તેનો પુનરુદ્ધાર કરવા માંડયો. પણ સિદ્ધરાજ–કુમારપાલના સમયમાં અણહિલવાડની જાહોજલાલીની તથા સોલંકી રાજ્યની સીમાની તથા તેના સુખવૈભવની ટોચ આવી ગઈ. કર્ણદેવે હાલના અમદાવાદ પાસે જ કે તેની જગ્યાએ કર્ણાવતી નામનું શહેર વસાવ્યું તથા પોતાની

રાજધાનીમાં અનેક પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો તથા નવાં બંધાવ્યાં. સિદ્ધરાજ અને કુમારપાલ બંને તો ખાસ મંદિરો, વસહિકાઓ અને બીજાં ધર્મસ્થાનો તથા વાવ, તળાવ વગેરે લોકોપયોગી સ્થાનો બંધાવવામાં એની ભવ્યતા તથા મોટી સંખ્યા માટે મશહૂર છે. પણ સં. ૧૩૫૬માં રાજપૂત રાજ્યના નાશ સાથે પાટણની એ જાહોજલાલી તથા સમૃદ્ધિનો અંત આવી ગયો; અને ઇ. સ. ૧૭૫૬માં લખાયેલ 'મિરાત-ઈ-અહમદી'માં એ વખતના પાટણની સ્થિતિ વિષે લખ્યું છે કેઃ—

ઉલુઘખાને ધોળા સંગેમરમરની આદિનાહ મસ્જિદ બંધાવી હતી. જે લેખકના વખતમાં હયાત હતી. એક સુંદર મસ્જિદ ઉલુઘખાનના વખતમાં શહેરની વચ્ચે હતી, તે હાલમાં વસ્તીવાળા ભાગથી ઘણે દૂર છે. ભવ્ય મકાનોનાં ઘણા ખંડેરો અહીં દેખાય છે, જે ઉપરથી પાટણ જૂના વખતમાં કેવું મોટું અને સુંદર શહેર હતું એ કલ્પી શકાય છે. હાલના શહેરની આસપાસ ત્રણ કોસ સુધી જૂના વખતની ઇંટો તથા પથરાઓ વેરાયલા પડ્યા છે. ખુલ્લા મેદાનમાં દેખાતાં દીવાલો તથા કોટનાં ખંડેરો આ જ વાત સાબિત કરે છે. કાળની ગતિથી, નવાં મકાનો ઊભાં થવાથી તથા બીજા ફેરફારો થવાથી જૂના વખતની ઘણી નિશાની અદૃશ્ય થઈ ગઈ છે. રાજાઓના વખતમાં (સોલંકી તથા વાઘેલાના વખતમાં) મંદિરો તથા બીજાં મકાનો બાંધવા માટે અજમેરથી એટલા મોટા જથ્થામાં આરસપહાણ લાવવામાં આવ્યો હતો કે હાલમાં જમીન ખોદતાં તે મળી આવે છે; તથા અમદાવાદ અને બીજી જગ્યાએ વપરાયેલ (મુસલમાનો વડે) આરસપહાણ અહીંથી (હિંદુ મકાનોનાં ખંડેરો તોડીને) લઇ જવામાં આવ્યો છે.

દોઢસો વર્ષ પહેલાંના ગુજરાતના એક મહેસૂલી અમલદાર તથા બહુશ્રુત મુસલમાન લેખકે પાટણની પહેલાંની મોટાઇનો તથા એનાં ક્રમે ક્રમે થયેલા નાશનો આવો પુરાવો આપ્યો છે.

પાંચ સૈકાઓ સુધી જેનાં ખંડેરોમાંથી સાફ કરેલા આરસપહાણો તથા કોતરેલા પથરાઓ ખોદી જવામાં આવે, તેની પ્રાચીન ભવ્યતાની એક પણ નિશાની શી રીતે જળવાઈ રહે ? ટૉડે જે—સુંદર દરવાજાની માત્ર હાડપીંજર જેવી રહેલી કમાનનું વર્ણન કર્યું છે તે હાલમાં નથી. એની દરેક વસ્તુ લઇ જવામાં આવી છે. આ રીતે આપણા પ્રાચીન ગૌરવનો આપણે હાથે જ નાશ થાય છે. મુસલમાનોએ ધર્માંધતાથી

કે વેરબુદ્ધિથી નાશ કર્યો હતો, પણ જે કૈં બચ્યું હતું તેનો—આપણી કીમતી યાદગીરીઓનો આપણા જ લોકો ખરી કીમત ન સમજીને, માત્ર પથરાઓના કે ચૂનાના લોભથી નાશ કરે છે. અને હવે પરદેશી સરકારે આ વિનાશને કાયદાથી અટકાવ્યો છે. પણ છેલ્લાં સો વર્ષમાં આરસપહાણનાં મંદિરોના જે કટકાઓ મુસલમાની વખતમાં નહોતા લઇ જવામાં આવ્યા, તે ખોદી કાઢી, ગાડાં ભરી, ચૂના માટે બાળી નંખાયા છે. અને હવે જે બાકી રહ્યું છે, તેમાં આખાં શહેરમાં વેરાયેલા, શહેરના ગઢમાં, દરવાજાઓમાં, કૂવાઓમાં, મસ્જિદોમાં, ઘરોમાં તથા ઢોરની કોડમાં ચણાઈ ગયેલા પથરાના કટકા છે.

હાલના પાટણ શહેરમાં લગભગ ૩૩ હજારની વસ્તી છે. જેમાંથી આઠમો ભાગ જૈનોનો છે. અને શહેરમાં નાનાં મોટાં થઈને જૈનોનાં ૧૦૦ મંદિરો છે.

જૂના અણહિલવાડના ક્ષેત્રફળનો કર્નલ ટૉડે એક અપૂર્ણ નકશો દોર્યો હતો, પણ એમાં સૂચવેલાં સ્થાનો હવે વધારે જ્ઞાનની મદદથી ફેરવવાં પડે તેમ છે. જૂના શહેરનો મોટો વિસ્તાર હાલના પાટણની પૂર્વમાં નહિ, પણ પશ્ચિમમાં હતો. કારણ કે એ દિશામાં જૂના પાયાઓ તથા જૂના અવશેષોવાળા ટેકરા ચાર પાંચ માઈલ સુધી આવેલા છે. વળી, આ દિશામાં જ વડલી નામનું ગામ છે, જે સ્થળે જૂના પાટણનો ઘીકાંટો હતો, એમ કહેવાય છે. હાલના પાટણથી પૂર્વમાં પણ એકાદ માઈલ સુધી તથા ઉત્તરદક્ષિણમાં પણ હાલના શહેરની હદથી આગળ જૂના પાટણની નિશાનીઓ જમીનમાં દેખાય છે.

હાલના પાટણમાંથી જૂના વખતનાં દરેક મકાનનો એવી રીતે નાશ કરવામાં આવ્યો છે કે, હિંદુ રાજત્વકાળનાં કહી શકાય એવાં બે–ચાર જૂનાં સ્થાનોનાં ખંડેરો સિવાય કૈં નોંધ લેવા જેવું રહ્યું નથી. આવાં જૂનાં સ્થાનોમાં એક તો રાણીવાવ છે; જે ભીમદેવ પહેલાંની રાણી ઉદયામતીએ બંધાવેલી કહેવાય છે. બીજું, સહસ્રલિંગ તળાવ જે સિદ્ધરાજ જયસિંહે બંધાવેલું, તથા જૂની મૂર્તિઓ, થાંભલાઓ તથા મૂર્તિ કોરેલા પથરાઓના ખંડો: આ ગુજરાતની લગભગ ૫૦૦ વર્ષની રાજધાનીની સ્થૂલ પ્રતિમા. જૈનમંદિરો, હાલ જે રૂપમાં છે તે રૂપમાં મોટે ભાગે ૧૫ મા સૈકા પછીનાં છે. મુસલમાની અવશેષો ઇ. સ. ૧૩૦૦ પછીથી આજ સુધીના છે અને તેમાં મુખ્ય

ગુમડા, ગઝની, શૈખ, જોધ, શૈખસરત અને બીજી મસ્જિદો; ખાન-સરોવર તળાવ, બહાદુરખાનની વાવ તથા જૂનું લાકડામાં નકશીકામ છે.

**રાણીવાવ**

પાટણની વાયવ્ય દિશામાં થોડે દૂર ખેતરોમાં તથા સહસ્રલિંગ તળાવની પાળથી નજીકમાં રાણીવાવનાં ખંડેરો છે. ગુજરાતમાં કેવી કારીગરીવાળી સુંદર વાવો જૂના વખતમાં બંધાતી એનો એકાદ પ્રાચીન વાવને જોયા વગર ખ્યાલ આવે એમ નથી. સાધારણ પગથિયાંવાળા કૂવાને એકાદ ભવ્ય મંદિર પેઠે શણગારવો એ કલ્પના હિંદુઓની અપૂર્વ ધાર્મિકભાવના જ કરી શકે. આપણાં ધર્મશાસ્ત્રોમાં મંદિરો બંધાવવા જેવું જ, વાવ, કૂવા, તળાવ વગેરે બંધાવવાને પુણ્યકર્મ ગણ્યું છે. અને ધાર્મિક કર્તવ્ય તરીકે–પોતાને સ્વર્ગે જવાની નિસરણી તરીકે–જે વાવ રાજાઓ કે રાણીઓ બંધાવે તેને શોભાવવામાં કળાની કે મહેનતની ખામી શા માટે રાખે ?

ભીમદેવ પહેલા ( ઇ. સ. ૧૦૨૨થી ૧૦૭૩ ) ની રાણી તથા કર્ણદેવની માતા ઉદયામતીએ આ વાવ બંધાવી કહેવાય છે. હાલમાં આ વાવને ઠેકાણે એક મોટો ૨૮૫ ફૂટ લાંબો ખાડો છે, અને એક થાંભલાના કટકાઓ તથા ઉપરનો એક આડો પથરો એટલું બાકી રહ્યું છે. ખાડામાં છેક તળિયે થોડું કોહી ગયેલું પાણી દેખાય છે ખરું ! આ સિવાય વાવની દીવાલોના તથા થાંભલાઓના બધા પથરાઓ ઉપાડી જવામાં જવામાં આવ્યા છે. કર્નલ ટૉડના વર્ણન ઉપરથી શહેરમાં એક કૂવો બાંધવામાં આ સામાન વપરાયો જણાય છે. તે પછી તપાસ કરતાં શહેરની અંદરની બહાદુરસિંહની વાવ બાંધવામાં રાણીવાવના પથરાઓ વપરાયા છે, એમ જાણવામાં આવ્યું છે.

રાણીવાવની લંબાઇ, એના અનેક આરકાઓ ઉપરનું કોતરકામ વગેરેનો સમગ્ર વિચાર કરતાં રાણીવાવ જ્યારે આબાદ હશે, ત્યારે ગુજરાતમાં એના જેવી બીજી ભાગ્યે જ હશે. પણ અત્યારે હજાર વર્ષ પહેલાંના આપણા ગૌરવના અવશેષની બિલકુલ સંભાળ લેવામાં આવી નથી.[3]

---

3. હાલમાં વડોદરા રાજ્યે જૂની શોધખોળનું ખાતું સ્થાપ્યું છે. અને આ વાવની પણ સ્થિતિ શકય તેટલી સુધારી છે. ૧૯૩૯ના ઉનાળામાં **હૈમ સારસ્વત સત્રની બેઠક વખતે અમે તે જોઈ હતી.**

## સહસ્રલિંગ તળાવ

સિદ્ધરાજ જયસિંહે ગુજરાતમાં અનેક તળાવો બંધાવ્યાં કહેવાય છે. સહસ્રલિંગ તળાવ આમાંથી મોટામાં મોટું હશે. આ તળાવનાં ખંડેર શહેરની વાયવ્ય દિશામાં બતાવવામાં આવે છે. આ તળાવ ઘણું વિશાળ હશે અને એની ચારે તરફનાં ઘાટનાં પગથિયાં ઉપર વચ્ચે નાનાં નાનાં મંદિરો બાંધીને કે ગોખો બાંધીને શિવલિંગો પધરાવ્યાં હશે. આવાં શિવલિંગોની સંખ્યા એક હજારની હશે, અને તળાવની વચ્ચે એક બેટ જેવું રાખી એ ઉપર રુદ્રેશ્વરનું મોટું મંદિર બાંધ્યું હશે. આ મધ્યમંદિર મુસલમાનોએ તોડી તે ઉપર રોજો બાંધ્યો હતો. જેનું ખંડેર આજે ઊભું છે.

તળાવનાં તળામાં ખેતરો થઈ ગયાં છે. તળાવનો આખો કાંઠો ઈંટોથી બાંધી લઇ, આગલા ભાગમાં પથરાઓથી પગથિયાં બાંધ્યાં હશે. આ પગથિયાં ઉપરનાં નાનાં નાનાં શૈવમંદિરોના અવશેષો–કટકાઓ કાંઠાના ટેકરાઓમાં દટાયેલા મળી આવે છે. વીરમગામનું મીનળ સરોવર પણ સિદ્ધરાજનું બંધાવેલું કહેવાય છે અને એ લગભગ આબાદ છે. એને જોવાથી એનાથી ઘણું મોટું તથા ભવ્ય સહસ્રલિંગ કેવા પ્રકારનું હશે એ કલ્પી શકાય છે. સહસ્રલિંગ લગભગ ગોળ હતું, જ્યારે વીરમગામનું તળાવ ૧૫૦૦ ફૂટ લાંબુ અને ૫૦૦ પહોળું એમ લંબગોળ છે. વીરમગામના તળાવને ફરતાં નાનાં મંદિરો છે. એક વખત ૫૦૦ થી વધારે મંદિરો હતાં; હાલમાં ૩૩૭ આબાદ છે. કદમાં તથા રચનામાં આને મળતાં હજાર મંદિરો સહસ્રલિંગને ફરતાં હશે.

સિદ્ધરાજ જયસિંહે માળવાના યશોવર્મા ઉપર ચડાઇ કર્યા પહેલાં તરત જ સહસ્રલિંગ તળાવ બંધાવવા માંડયું હતું એમ કહેવાય છે. આ તળાવ એટલું પ્રખ્યાત હતું કે, એના વિશે અનેક કથાઓ પ્રચલિત થઈ છે. જેમાં જસમા ઓડણની વાર્તા તથા એનો રાસડો સૌથી વધારે પ્રખ્યાત છે. માળવેથી તળાવ ખોદવા આવેલાં ઓડ લોકોમાં જસમા નામની ઓડણ અતિશય રૂપવતી હોવાથી સિદ્ધરાજને એના ઉપર મોહ થયો અને પોતાની કરવાનો ઘણો પ્રયાસ કર્યો; પણ એ પતિવ્રતા ધર્મથી ચલિત થઈ નહિ. અને સિદ્ધરાજે ગુસ્સામાં ઓડ લોકોને મારી નાખ્યાં; જેની ચિતામાં જસમા બળી મૂઇ અને 'તને

સંતાન થશે નહિ એવો શાપ દેતી ગઈ; આ પ્રમાણે એક કથા છે; રૂપાંતર એવું પણ છે કે, તળાવ પૂરું થતાં ઓડ લોકોની પછવાડે મોઢેરા સુધી સિદ્ધરાજ ગયો અને કેટલાક ઓડની કતલ કરી, પણ પોતે પકડાય તે પહેલાં કટાર ખાઈને જસમા મરી ગઈ અને શાપ દેતી ગઇ કે, 'તારા તળાવમાં પાણી રહેશે નહિ.' આ શાપનો શો પ્રતિકાર કરવો એ વિશે જ્યોતિષીઓની સલાહ માગતાં તેઓએ એક માણસ ચઢાવવાની સૂચના કરી. આથી માયા નામના ઢેડને ચઢાવવામાં આવ્યો. હવે એ વખતે ઢેડ લોકો ગામથી સારી રીતે દૂર રહેતા, માથે છૂટું ફાળિયું બાંધતા અને કેડે સાબરનું શિંગડું બાંધતા. માયાએ પોતાના ભોગના બદલામાં પોતાની કોમને આ અપમાનકારક રિવાજમાંથી મુક્ત કરવાનું માગી લીધું અને સિદ્ધરાજે આપ્યું. દંતકથા કહે છે કે, આ પછી તળાવમાં પાણી ભરાયું.[૪] લગભગ પચાસ વર્ષ પહેલાં ઓડ લોકોએ જસમા નામનું એક શૈવમંદિર રાણીવાવથી થોડે દૂર બંધાવ્યું છે. આજે સહસ્રલિંગમાં બિલકુલ પાણી નથી, તેમ માટી ભરાઇ ગઈ છે; પણ ચારસો વર્ષ પહેલાં એમાં પાણી હતું એમ નીચેની હકીકત પરથી જણાય છેઃ—

'જ્યારે હુમાયુના પ્રખ્યાત પ્રધાન બહેરામખાને અકબર સામે બળવો કર્યો અને તેમને અકબરે માફી આપી મક્કે મોકલ્યા ત્યારે તેઓ પાટણ આવ્યા હતા અને પાટણના સૂબા મુસાખાન ફુલાદીએ એની સારી રીતે પરોણાચાકરી કરી હતી. બહેરામખાન પોતાના રસાલા સાથે મેદાનમાં તંબૂઓ નાંખી રહ્યો હતો અને ઈ. સ. ૧૫૬૧ના જાન્યુઆરીની ૩૧મી ને શુક્રવારે સહસ્રલિંગ તળાવમાં મછવામાં સહેલ કરી ઊતરતો હતો ત્યાં તેનું મુબારકે ખૂન કર્યું.'

### શેખફરીદની દરગાહ

પાટણથી વાયવ્ય દિશામાં લગભગ દોઢ માઈલ ઉપર અને સહસ્રલિંગ તળાવની ઉત્તરે નજીકમાં શેખફરીદની દરગાહ છે. જો કે આ મકાન હાલમાં એક મુસલમાન ફકીરની કબર છે, પણ મૂળ ઊંચી કળાવાળું હિંદુ કે જૈનમંદિર હોય એમ બર્જેસનો મત છે. આમાં

૪. જસમા ઓડણની કે માયા ઢેડની એકે ય દંતકથા મને વિશ્વાસપાત્ર નથી લાગતી. (જુઓ; મારો ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિ. ૧ પૃ. ૨૫૯ ).

એક સભામંડપ હોય એમ લાગે છે. આની છતનું કોતરકામ ઘણું સરસ છે. આ જાતનું કોતરકામ હિંદુ કારીગરોને પસંદ હતું અને બીજે પણ મળે છે.

### પાટણના જૈન અવશેષો

વનરાજની પ્રતિમાઃ—પાટણમાં જે જૂની પ્રતિમાઓ જળવાઈ રહી છે તેમાં મુખ્ય તથા સૌથી વધારે જાણીતી વનરાજની ધોળા આરસપહાણની પ્રતિમા છે. આ પ્રતિમા વનરાજની પોતાની કે એના વખતની હોય એમ એની કળા ઉપરથી કે એની નીચેના લેખના અક્ષરો ઉપરથી જણાતું નથી. જો કે લેખના અક્ષરો પૂરા વાંચી શકાતા નથી. પણ વનરાજ અને એના પ્રધાન જમ્બની મૂર્તિઓ મુખ્ય છે અને આસપાસ અનુચરોની નાની મૂર્તિઓ છે. આ મૂર્તિની કળા જૈનપદ્ધતિની અને સાધારણ પ્રકારની છે. પંચાસર–પાર્શ્વનાથના મંદિરની પ્રદક્ષિણા–માર્ગમાં વચ્ચે વચ્ચે જે અનેક નાનાં નાનાં મંદિરો છે તેમાં આ મૂર્તિઓ છે.

પંચાસર–પાર્શ્વનાથનું મંદિર બીજાં ઘરોની વચ્ચે આવેલું છે. એના સ્થાપત્યમાં ખાસ વિશેષતા કૈં નથી. વચ્ચે ખુલ્લો લાકડાનો રંગેલો મંડપ છે અને ગર્ભગૃહ અને મંડપની વચ્ચે જાળી છે. મંડપમાંથી પાર્શ્વનાથની આરસપહાણની શ્વેત મૂર્તિઓ દેખાય છે. વનરાજે વિ. સં. ૮૦૨માં આ મંદિરની મુખ્ય મૂર્તિ (પાર્શ્વનાથની) અણહિલવાડમાં પધરાવી એમ દંતકથા છેઃ પણ આ દંતકથા માની શકાય તેમ નથી. વળી મૂર્તિના આસન ઉપર લેખ છે તેમાં વિ. સં. ૧૬૫૨માં પાટણના એક પારેખે સિંહાસન બંધાવ્યું એમ લખ્યું છે.

આ ઉપરાંત એક તૂટેલા ગર્ભગૃહમાં ઉમા–મહેશ્વર અને ગણેશની મૂર્તિ છે. જેની નીચે 'વનરાજે સં. ૮૦૨માં ઉમા–મહેશ્વરની અણહિલવાડમાં પ્રતિષ્ઠા કરી' એ રીતે લેખ છે. આ લેખોના અક્ષરો તેથી ઘણા જ અર્વાચીન કાળના હોવાથી આ લેખો વિશ્વસનીય નથી. વહીવટદારની કચેરીના વાડામાં ઈ. સ. ૧૯૦૩ સુધી થાંભલાઓ તથા મૂર્તિઓના જૂના કટકાઓ પડયા હતા. પણ મોટો ભાગ તો ઘરોમાં કૂવાઓમાં તથા મંદિરોમાં ચણાઈ ગયો છે. ગીરધરરાય વૈકુંઠરાયની ધર્મશાળા, ગાંગડી દરવાજા પાસે નીલકંઠ મહાદેવનું મંદિર તથા શહેરનો ગઢ ખાસ કરીને જૂના પથરાઓથી બંધાયેલ છે.

## જૂનાં જૈનમંદિરો

પાટણમાં ૧૦૮ કે ૧૧૦ જૈનમંદિરો હોય એમ કહેવાય છે. જેમાં પંચાસર પાર્શ્વનાથનું મોટામાં મોટું છે. અને નેમીનાથ, શાંતિનાથ અને ગૌતમસ્વામી એથી ઊતરતાં છે. પણ એકે ય કળાની કે પ્રાચીન ઇતિહાસની દૃષ્ટિએ બહુ મહત્ત્વનાં નથી. છતાં કોઈ કોઇમાં કેટલીક સારી ચીજો છે. દાખલા તરીકે ધંગરવાડામાં શામળપાર્શ્વનાથનાં મંદિરમાં બહુ સરસ ઘસેલી આરસપહાણની જમીન છે, મંડપના સ્તંભો લાકડાના છે અને કાળા આરસપહાણની મોટી તારીખ વગરની મૂર્તિ છે.

ઇ. સ. ૧૫૯૬માં બંધાયેલું ઝવેરી શેરીમાં આવેલું વાડીપાર્શ્વનાથનું મંદિર નમૂના તરીકે જોવાલાયક છે. એનું કોતરકામ વગેરે પ્રાચીનકળા યોગ્ય તો નહિ, પણ જોવાલાયક છે.

## અર્વાચીન હિંદુમંદિરો

એઓમાં કાળકામાતાનાં અને સિંધવાઈ માતાનાં મંદિરો મુખ્ય છે. બન્ને મંદિરોમાં જૂનાં મંદિરોનો માલ વપરાયો છે. હજી મંદિરોનાં આંગણામાં કોતરેલા જૂના પથરા પડયા છે, અને અનેક થાંભલાઓના કટકાઓ તથા મૂર્તિઓ મંદિરોની ભીંતો વગેરેમાં ચણાઈ ગયાં છે:

## બહાદુરસિંહની વાવ

જૂની રાણીવાવના પથરાઓ વગેરેથી બાંધેલી આ નવી સાધારણ પ્રકારની વાવ છે. અને ઈ. સ. ૧૮૦૫માં ગાયકવાડના અમલ નીચે વિષ્ણુભક્ત બારોટ શ્રી. બહાદુરસિંહજીએ તથા એના પુત્રે રૂ. ૧૪,૯૨૫ ખર્ચી બંધાવી છે એમ એ વાવમાં જ લેખ છે.

## લાકડામાં નકશી

ઘરના આગલા ભાગો, રવેશો, બારણાનાં ઉપલા ભાગો વગેરેને શણગારવાના કામમાં લાકડાં ઉપર સુંદર નકશીકામ કરવાનો ગુજરાતમાં જૂના વખતમાં રિવાજ હતો અને હજી છે. પાટણમાં આ જાતના લાકડા ઉપર નકશીકામના કેટલાક ખરેખર સુંદર નમૂનાઓ મળે છે. દોઢસો–બસો વર્ષ ઉપર આ કામ જેવું સુંદર થતું તેવું હાલ થતું નથી. લોકોમાં એનો શોખ રહ્યો નથી.

## પાટણનાં મુસલમાની મકાનો

ઇ. સ. ૧૩૦૫માં પાટણમાં પહેલી મસ્જિદ બાંધવામાં આવી હતી પણ તેનો અવશેષ રહ્યો નથી. મિરાત–ઈ–અહમદીના લેખકના કહેવા પ્રમાણે આ હિંદુ મંદીરના અવશેષમાંથી બાંધેલી એ વખતની ગુજરાતની મોટામાં મોટી મસ્જિદ હતી. આ રીતે હિંદુ મંદિરના કેટલાક ભાગો ઊભાને ઊભા રાખીને એમાંથી મસ્જિદ બનાવી દેવી એ કૈં અઘરું કામ ન હતું. મોટે ભાગે મુસલમાનો પણ હિંદુ કારીગરોને મસ્જિદ ચણવાના કામ ઉપર રોકતા. એટલે હિંદુ મંદિરના થાંભલાઓ વગેરે ભાગો મસ્જિદના કામમાં આવી જાય અને ઊલટી શોભા આપે એ રીતે ગોઠવણ કરવી અઘરી ન પડતી. આ રીતે માત્ર શિખર અને મૂર્તિઓ ઉડાડી દઈ મંદિરની મસ્જિદ બનાવ્યાના ઘણા દાખલા છે. સોમનાથના મંદિરની આ રીતે મસ્જિદ બનાવેલી જેનો ૧૮મા સૈકાના મધ્ય ભાગમાં મરાઠાઓએ ગામના ગઢમાં વાપરવા માટે ચૂનો બનાવવા સારુ કેવળ અવિચારીપણાથી નાશ કરી નાખ્યો. પાટણની ઉપર કહેલી મસ્જિદને સ્થળે મસ્જિદમાં વપરાયેલા હિંદુ તથા જૈન મંદિરોના પથરાઓ હજી પડ્યા છે.

ગુમડા મસ્જિદ, ગઝની મસ્જિદ વગેરે કેટલીક મસ્જિદો તથા કેટલાક રોજાઓ ૫૦૦ વર્ષના મુસલમાની અમલની શાખ પૂરતાં હજી ઊભાં છે. પણ એમાં કળાની દૃષ્ટિએ કે ઇતિહાસની દૃષ્ટિએ ઝાઝો માલ નથી.

### ખાનસરોવર

પાટણના દક્ષિણ તરફના દરવાજાની બહાર આ નામનું સુંદર મોટું તળાવ છે. એના કાંઠા ઉપર હિંદુ અને મુસલમાની મકાનો છે. આ તળાવ મૂળ કદાચ કોઈ સોલંકી રાજાએ બંધાવ્યું હશે; પણ હાલનું તળાવ જે રૂપે છે તે રૂપે તો મહાન અકબરે ગુજરાત જીત્યા પછી, તેણે ગુજરાતના સૂબા તરીકે નીમેલા ખાન—ઇ—આઝમ મિરઝા અઝિઝ કોકાએ ઇ. સ. ૧૫૮૯ થી ૧૫૯૪ દરમ્યાન બંધાવ્યું છે. તળાવની ચારે બાજુએ બાંધેલાં પગથિયાં છે અને પૂર્વદિશાના છેડા ઉપર દામાજી ગાયકવાડે બંધાવેલું મોટું શૈવમંદિર છે. આ તળાવ બાંધવામાં પ્રાચીન હિંદુ અને જૈન મંદિરોના પથરા પુષ્કળ વપરાયા છે.

૫૦૦ વર્ષ સુધી ગુજરાતના કેન્દ્રરૂપ રહેનાર, ગુજરાતની પૂરી જાહોજલાલી, સમૃદ્ધિ અને કળાની ઉત્કૃષ્ટ દશા જેનાર, આખા ગુજરાતને,–સોરઠ, કચ્છ અને લાટ સાથે લેતાં–એકતાંતણે બાંધનાર; ભાષા, વિચાર, વિદ્યા, કળા અને સંસ્કારનું એક વિશિષ્ટ રૂપ ખડું કરી તેને એક રાજ્યતંત્રને બળે આખા ગુજરાતમાં પ્રચાર કરનાર, ટૂંકામાં હાલમાં ગુજરાતના વતનીને ગુજરાતી તરીકે જે કંઇ અસ્મિતા હોય, તેની મૂળ ઉત્પાદક ગુજરાતની રાજધાની પાટણનાં હાડપિંજરનાં આટલાં હાડકાં આમ ગણી શકાય છે; અને આત્મા તો ઊડી ગયો છે તે ફરી આવે ત્યારે ખરો. આ સ્થળે પાટણની વાત કરતાં એની પાઠશાળાઓમાં, દેશદેશાંતરથી ગમે તે પ્રયત્ને મેળવી, જેનો ઉપયોગ થતો તે સંસ્કૃત તથા પ્રાકૃત પુસ્તકોની હસ્તલિખિત પ્રતોને યાદ કર્યા વગર રહી શકાતું નથી. હજાર વર્ષથી જૈનભંડારોમાં તથા જૈનોનાં ઘરોમાં હજારો હસ્તલિખિત પુસ્તકો સંગ્રહાતાં અને પાછળથી ઉપયોગ ઘટતાં જીવજન્તુ દ્વારા તથા બીજી રીતે નાશ પામતાં. હાલમાં ચાળીસ–પચાસ વર્ષથી તેનો ઉદ્ધાર થવા લાગ્યો છે.



## મન્દિરોનું નગર જામનગર

**'મન્દિરોનું** નગર' એ મહાનામ સાધારણ રીતે કાશી—ભગવતી ભાગીરથીના તીર પર વિરાજતી વારાણસી—ને અપાય છે. જામનગરને પણ ત્યાંના નગરાભિમાની બ્રાહ્મણો નગરમાં સ્થળે સ્થળે દેખાતાં દેવ-સ્થાનોના તથા પોતાની પ્રાચીન વિદ્યાના ગર્વથી, છોટી કાશી કહેતા. ખરેખર કાઠિયાવાડમાં તો શું પણ સમસ્ત ગુજરાતમાં કોઈ એક શહેરમાં જામનગર જેટલાં દેવસ્થાનો ભાગ્યે જ હશે. જામનગરમાં લગભગ ૧૭૫ નાનાંમોટાં શિવમન્દિરો, ૧૦૦ વિષ્ણુમંદિરો અને બાકીનાં દેવી, હનુમાન, ભૈરવ, ગણપતિ વગેરેનાં ૫૦ મન્દિરો છે. અને જૈન મન્દિરો તથા મુસલમાની મસ્જિદો તેમજ મકરબાઓ જામનગરનાં ધર્મસ્થાનોની સંખ્યામાં અને ખાસ શોભામાં સારો ઉમેરો કરે છે.

### જામનગર વિશે લખવાનું કારણ

જામનગર શહેર કાંઇ ઘણું પ્રાચીન નથી. એને સ્થપાયે ફક્ત ચારસો વર્ષ જ થયાં છે. એની સરખામણીમાં જૂનાગઢ, વણથળી, પ્રભાસ, વેરાવળ, દીવ, માંગરોળ, વળા, શિહોર, હળવદ, વગેરે કાઠિયાવાડમાં ઘણાં પ્રાચીન સ્થાનો છે. ઉપરકોટ, કે ઘુમલી જેવાં પ્રાચીન જાહોજલાલીનાં ખંડેરો પણ જામનગરમાં નથી. બીજી તરફથી છેલ્લાં ૫૦૦ વર્ષની મુસલમાની કળાના સુન્દર નમૂનાઓ—મસ્જિદો મકરબાઓ વગેરે જૂનાગઢમાં વધારે દેખાય છે; ત્યારે વ્યાપારની સમૃદ્ધિ ભાવનગરમાં વધારે છે. છતાં મુસલમાનો આ દેશમાં સ્થાયી થયા પછી, જે હિન્દુ કળાનો નવો વિકાસ આ દેશમાં થયો, જેના ભવ્ય નમૂનાઓ રજપૂતાનામાં, શેત્રુંજાનાં જૈન મન્દિરોમાં અને અમદાવાદમાં દેખાય છે; એટલું જ નહિ પણ જગતપ્રસિદ્ધ પરમ રમણીય અને મહાભવ્ય આગ્રા અને દિલ્હીનાં તાજ જેવાં સ્થાનો પણ હાવેલના મત પ્રમાણે જે નવા કળાવિકાસનું ઉચ્ચતમ મુસલમાની

રૂપાંતર છે, તે નવીન હિન્દુકળાના છેલ્લાં ૩૫૦ વર્ષના સારા નમૂનાઓ જામનગરમાં જળવાઈ રહ્યા છે. ગુજરાતનું હિન્દુ રાજ્ય નાશ પામ્યા પછી કચ્છ–કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં ગુજરાતના કારીગરોને સારો આશ્રય મળવાથી, અહીં હિન્દુકળાની પરંપરા જીવતી રહી છે અને તેમાં પણ કચ્છ–હાલારના કડિયાઓ અને સુતારો કારીગરીવાળાં મન્દિરો બાંધવા માટે તથા સુન્દર મૂર્તિઓ ઘડવા માટે હજી વખણાય છે. જામનગર હાલારનું મોટું અને મુખ્ય નગર હોવાથી, ત્યાં જ રાજ્ય તથા નગરના શ્રીમન્તોનો આશ્રય હોવાથી તથા દેવસ્થાનો દ્વારા ભક્તિ દર્શાવવાની વૃત્તિ અમુક વખતે લોકમાં વ્યાપક થવાથી; હાલારના કારીગરોને પોતાની કુશળતાની પરંપરા જાળવી રાખવાનો જામનગરમાં પ્રસંગ મળ્યો. અત્યારે જામનગરમાં લગભગ ૩૫૦ વર્ષની કળાની અત્રુટિત પરંપરા સ્પષ્ટ દેખાય છે. વળી એ કળા મુસલમાની વખતની હિન્દુ કળા જ હોવા છતાં એમાં હાલારની એક વિશિષ્ટતા પણ છે. આ બધાં કારણોથી જામનગરના કળાના નમૂનાઓ નગરના પ્રમાણમાં સારા પણ આ દેશની કળાની દૃષ્ટિએ પહેલી પંક્તિના ન હોવા છતાં એની નોંધ લેવાનું યોગ્ય ધાર્યું છે.

### જામનગર સંસ્થાન

જામનગર જામે વસાવેલું હોવાથી જામનગર કહેવાય છે; પણ એનું ખરું નામ નવાનગર છે; એ નવાનગર સંસ્થાનનું મુખ્ય શહેર છે. નવાનગર સંસ્થાન કાઠિયાવાડનું પહેલા વર્ગનું સંસ્થાન છે. એ કાઠિયાવાડ પ્રાન્તની વાયવ્યે અને કચ્છના અખાતની દક્ષિણે છે. એની સીમા ઉત્તરમાં કચ્છનો અખાત તથા રણ; પશ્ચિમે ઓખાનું રણ અને અરબી સમુદ્ર; પૂર્વે મોરબી, રાજકોટ, ગોંડલ અને ધ્રોળ એ સંસ્થાનો અને હાલાર પ્રાન્તના કેટલાક નાના તાલૂકાઓ; અને દક્ષિણે સોરઠ પ્રાંત તથા બરડો એ પ્રમાણે છે. એમાં ૩૨ નાનાં બંદરો છે. જેમાં બેડી, રોઝી, જોડિયા અને સલાયા એ ચાર કાંઈક મોટાં છે. સંસ્થાનનો દેખાવ જુદા મહાલમાં જુદો જુદો છે. નવાનગર, પંચકોશી, ખંભાળિયા કલ્યાણપુર અને જોડિયાનો પ્રદેશ મોટે ભાગે પાધર, કંડોરણાનો ડુંગરાળ તથા પાધર–પણ પાધર વધારે, કાલાવડનો ઘણોખરો પાધર પણ વચ્ચે વચ્ચે થોડી ડુંગરીવાળો ખરો; લાલપુર અને આટકોટનો ડુંગરાળ અને ભાણવડનો ડુંગરાળ તથા અમુક

ભાગમાં પર્વતવાળો; ડુંગરાઓમાં મુખ્ય બરડો, આલેચ, દલાસા અને ગોપ. તેમાં બરડાનું ઊંચામાં ઊંચું શિખર વેણુ ૨,૦૫૭ ફૂટ ઊંચું, અને આભપરાનું શિખર ૧,૯૩૮ ફૂટ ઊંચું છે. આ સંસ્થાનમાં ભાદર, બેટી, આજી, વરતુ, કાળુભાર અને ઊંડ, એ ૭ મુખ્ય નદીઓ છે. આ સિવાય ડોઢી, સસોઈ, ફૂલઝર, રામાવતી, ઘી, તેલી, રંગમતી, નાગમતી વગેરે નાની નદીઓ છે. ઉત્તર અને પશ્ચિમકાંઠાની તથા બરડા પર્વતની હવા લગભગ આખું વર્ષ ખુશનુમા અને આરોગ્યને અનુકૂળ છે. ઉનાળામાં અને ચોમાસામાં રાત ઠંડી રહે છે. વરસાદ સરાસરી ૨૩ ઇંચ પડે છે.

સંસ્થાનનું ક્ષેત્રફળ હાલમાં ૩,૭૯૧ ચોરસ માઈલ છે. જે કાઠિયાવાડનાં સંસ્થાનોમાં વધારેમાં વધારે ક્ષેત્રફળ છે. પણ એની જમીન ગુણમાં સાધારણ રીતે જૂનાગઢ અને ભાવનગરથી ઊતરતી છે. નવાનગર સંસ્થાનમાં ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે કુલ વસ્તી ૩૪૯,૪૦૦ની છે. (જ્યારે ઇ. સ. ૧૮૮૫ માં ૨૯૦, ૮૪૭ ની કુલ વસ્તી હતી.) જેમાંના ૨૭૬,૭૯૯ હિન્દુઓ છે, ૫૨,૩૧૯ મુસલમાનો છે, ૨૦,૦૫૬ જૈનો છે અને ૨૨૬ બીજી જાતો છે. નવાનગર સંસ્થાન ત્રણ વિભાગમાં અને હાલમાં નીચેના ૧૧ તાલૂકાઓમાં વહેંચાયેલું છે; જામનગર, પંચકોશી, જોડિયા, પડધરી, લાલપુર, આટકોટ, કાલાવડ, કંડોરણા, ખંભાળિયા, કલ્યાણપુર, ભાણવાડ અને જોધપુર.

આ સંસ્થાનમાં કંડોરણા અને ભાણવાડ મહાલમાં જુદી જુદી જાતના આરસના પથ્થર છે; અને જામનગરનાં મકાનોમાં એ આરસ, કાળો પથ્થર અને ચૂના પથ્થર વધારે વપરાયો છે. ભાણવાડની પાસેના બરડાના ડુંગરમાં જંગલ છે, જેનું રાજ્ય તરફથી સારું રક્ષણ થાય છે. આ જંગલમાં થોડાં ઇમારતી લાકડાં પણ થાય છે. લોઢું પહેલાં ખંભાળિયા, રાણપુર અને લાલપુરમાં ગાળવામાં આવતું, પણ બળતણની અછતથી કેટલાંક વર્ષથી એ બંધ થયું છે. તાંબું ખંભાળિયા પરગણામાં અને રૂપું અજાડના ટાપુમાં જડે છે.

આ સંસ્થાન રૂ. ૫૦,૩૧૨ અંગ્રેજ સરકારને, રૂ. ૬૪,૯૨૪ ગાયકવાડને અને ૪,૮૫૭ જૂનાગઢને આ રીતે કુલ ૧,૨૦,૦૯૩ રૂપિયા ખંડણી ભરે છે.

નવાનગર સંસ્થાનના ચાખાના ટાપુમાં તેમજ કચ્છના અખાતના દક્ષિણ કિનારા ઉપર લગભગ ૪૦ ખડકોમાં મોતીની છીપો થાય છે. આ છીપોમાંથી નાનાંમોટાં બધી જાતનાં કીમતી મોતી નીકળે છે. જામનગરનાં મોતી અસલના વારાથી વખણાતાં આવ્યાં છે. આ સિવાય દવામાં વપરાતી કંસારા મોતીની નાની જાત પણ પિંડારા અને રોઝી આગળ મળે છે. હમણાં સુધી આ મોતીનો ઇજારો અપાતો, પણ ૧૯૧૭–૧૮થી રાજ્યે જાતે ખાસ ખાતાં મારફત એ કામ કરવા માંડયું છે. આ સંસ્થાનમાં ઢીચડા (જામનગર), હડિયાણા, ગુરગઢમાં મીઠું પકવવામાં આવે છે.

### નવાનગરની જમીન

નવાનગર સંસ્થાનમાં હાલમાં કુલ ૬૮૬ ગામ છે. સંસ્થાનમાં ૯૨૧,૨૨૫ એકર જમીન ખેડવા લાયક અને ૬૩૭,૭૩૧ એકર જમીન ન ખેડવા લાયક છે. આ સંસ્થાનમાં ૧૦,૦૦૦ કૂવાઓ છે અને પાણી દરિયાકાંઠા ઉપર જમીનની સપાટીથી ત્રણથી આઠ ફૂટની ઊંડાઇએ અને કાંઠાથી દૂરના ભાગમાં ૧૨ થી ૪૫ ફૂટની ઊંડાઇએ મળે છે. આ પ્રમાણે પાણી નજીક હોવાથી મોટા ' બોરિંગ 'વાળા કૂવાઓ કરવામાં આવે તો દુકાળનું ઘણું સંકટ દૂર કરી શકાય.

### નવાનગરનો વેપાર

બંદર રસ્તે અને રેલવે રસ્તે આ સંસ્થાનમાં માલની આવજાવ થાય છે. જોડિયા, બેટ અને સલાયા એ બંદરો મારફત મુખ્યત્વે મુંબઈ અને કરાંચી સાથે તથા એથી દૂરના ઇરાન વગેરે મુલકો સાથે પણ આ સંસ્થાનનો વેપાર ચાલે છે. પહેલાં ચાંચિયાઓના ભયને લીધે વેપાર નહિ જેવો હતો, પણ એ ભય ઓછો થયા પછી સારો વેપાર ચાલે છે. જમીન રસ્તે જામનગરથી રાજકોટ સુધી 'રેલવે લાઇન' છે અને જામનગરથી દ્વારકા સુધી બાંધવા માટે વિચાર ચાલે છે.[1] જામનગરનું બાંધણી વગેરે સુતરાઉ તથા અતલસ, કિનખાબ વગેરે રેશમી કાપડ પહેલાં પરદેશ ઘણું જતું, પણ ભરૂચ અને સાઉથ કેન્સિગ્ટનના પ્રદર્શનોમાં અહીંની બાંધણીના નમૂના ગયેલા તે પછી એ વર્ષમાં જ પાકા રંગનું એ જ જાતનું જો કે કળામાં ઊતરતું પણ ૧૫ થી

૧. જામનગરથી દ્વારકાની રેલવે પછી બંધાઈ ગઇ છે અને હાલ માં ચાલુ છે.

૨૦ ગણી ઓછી કીમતે કાપડ બનાવી આ દેશમાં મોકલવા માંડયું; એટલે જામનગરના બાંધણીના વેપારીઓ રડી ઊઠયા. જામનગરમાં ઈ. સ. ૧૫૭૦ માં જામ સતાજીએ ટંકશાળ ઉઘાડી કોરીનું ચલણ ચાલતું કર્યું. પહેલાં રૂપાની અઢી કોરીનો એક રૂપીઓ થતો; પાછળથી ૩ાા કોરીનો અને છેવટે ચાર કોરીનો રૂપિયો થતો. ઈ. સ. ૧૮૬૩ માં સોનાની કોરી પણ પાડવામાં આવી હતી, જે ૩૨ રૂપાની કોરીની બરાબર થતી. પણ સોનાની કોરી લાંબો વખત ચાલી નહીં. રૂપાનાં ચલણમાં કોરી અર્ધી, અઢિયું અને ઈ. સ. ૧૯૪૫ થી પાંચ કોરીનો પાંચીઓ પાડવામાં આવ્યો. તાંબાના સિક્કામાં ઢબુ–ત્રણ દોકડા, ઢીંગલો–દોઢ દોકડો અને તાંબિયો–અર્ધો દોકડો ચાલતા. પહેલાં કોરીના ૩૦ દોકડા અને પાછળથી ૩૮ ગણાતા. જામનગરની કોરી ઉપર ફારસીમાં સુલતાન મુજફ્ફર હીજરી ૯૭૮ અને દેવનાગરી લિપિમાં શ્રી. જામ ખાતું. આ જામશાહી ચલણ પહેલાં કાઠિયાવાડના ઘણા ખરા ભાગમાં ચાલતું. પાછળથી માત્ર જામના મુલકમાં જ ચાલતું અને છેવટ વિ. સં. ૧૯૫૧ માં વિભા જામ ગુજરી જતાં સરકારી વહીવટના વખતમાં તદ્દન નીકળી ગયું.

### જામનગરનો ઇતિહાસ–કાઠિયાવાડમાં રજપૂતો

નવાનગર અથવા જામનગરના જામસાહેબ યદુકુળના છે. યદુકુળની મુખ્ય શાખાઓ જેસલમેરના ભાટી, સૌરાષ્ટ્રના ચૂડાસમા અને કચ્છ તથા કાઠિયાવાડના જાડેજા છે. યદુકુળની જે શાખામાંથી ચૂડાસમા તથા જાડેજાની ઉત્પત્તિ છે, તે સમા રજપૂત કહેવાતા અને સિંધના નગર ઠઠ્ઠામાં રાજ્ય કરતા. કાઠિયાવાડ પ્રાંતમાં પ્રથમ ચૂડાસમા આવ્યા. તે પહેલાં ચાવડા રજપૂતો આવ્યા હતા. અને એથી યે જૂના કાળમાં કાઠિયાવાડમાં ભીલો, કોળીઓ અને આહીરોનો વાસ હતો. એ વખતે તો પ્રાન્તનો મધ્ય ભાગ જંગલ હતો. સોરઠના કાંઠા ઉપરનો મુલક ઘણા પ્રાચીન કાળથી ઘાડી વસ્તીવાળો અને સારો ખેડાણ થયેલો હતો. કાઠિયાવાડનાં બંદરો બે હજાર વર્ષથી પ્રખ્યાત છે. એ બંદરોએ પરદેશી લોકો આવતા અને એના પરિચયથી કાંઠાનાં લોકો વિદ્યા, કળાકૌશલ્ય પ્રાપ્ત કરી સુધરેલા થયા. એ વખતે આખા પ્રાન્તનું નામ સુરાષ્ટ્ર કે સૌરાષ્ટ્ર હતું. મુગલાઇ વખતમાં પણ આ પ્રાંતને સોરઠ સરકાર નામથી ઓળખતા. પાછળથી

કાઠીઓ આવ્યા પછી મરાઠાઓએ ભૂલથી કાઠિયાવાડ નામ આપ્યું; અને હજી સુધી બ્રિટિશ અમલમાં પણ એ જ નામ ચાલુ રહ્યું છે. પણ કાઠિયાવાડીઓ તો જે ભાગમાં કાઠીની વસ્તી વધારે છે, તે ભાગ ( મધ્યભાગ તથા બાબરિયાવાડ ) ને કાઠિયાવાડ કહે છે.

### કાઠિયાવાડમાં જાડેજા

કાઠિયાવાડમાં ઉપર કહ્યું તેમ રજપૂતોમાં પહેલાં ચાવડા આવ્યા પછી ચૂડાસમા અને તે પછી જેઠવા ( નવમા–દશમા શતકમાં ) કચ્છને માર્ગે પ્રાંતમાં આવી મોરબી અને નાગનામાં વસ્યા. પછી ઝાલા રજપૂતો આવ્યા, છેવટે ૧૨ મા શતકમાં ગોહિલો આવ્યા. જાડેજા પણ આ અરસામાં જ આવ્યા. અને છેવટે ૧૬ માં શતકમાં કાઠીઓ આવ્યા.

કાઠિયાવાડમાં હાલમાં રજપૂતોનાં રાજ્યકર્તા કુળ માત્ર જાડેજા, ઝાલા, ગોહિલ અને જેઠવા છે. તેમાં જાડેજા સહુથી છેલ્લા આવ્યા છે. જાડેજા પહેલાં કચ્છમાં આવ્યા અને ત્યાં રાજ્ય જમાવ્યું અને પછી કાઠિયાવાડમાં પેઠા. જાડેજાનાં, હાલમાં કાઠિયાવાડમાં પાંચ મોટાં સંસ્થાનમાંનાં ધ્રોળ, રાજકોટ અને ગોંડલ જામનગરના ભાયાતોએ સ્થાપેલ છે; અને મોરબીની ગાદી કચ્છથી ૧૮ મા શતકમાં આવેલ જાડેજા શાખાએ સ્થાપી છે.

પહેલાં જાડેજાઓની દેદા શાખાએ જામ હાલાની સરદારી હેઠળ પ્રાંત ઉપર સવારી કરી જેઠવાઓ પાસેથી તેમના મુલકનો ઘણો ખરો ભાગ (બરડા તથા ઘુમલી સિવાયનો) જીતી લીધો. આ જાડેજા હાલા ઉપરથી જે ભાગમાં એ જાડેજાઓ વસ્યા, તે પ્રાન્તનો પશ્ચિમ તરફનો ભાગ હાલાર કહેવાયો. આ પછી હાલાજીથી ૬ ઠ્ઠા જામ ઉનડજીએ ઘુમલી શહેર ઉપર ઘેરો ઘાલ્યો અને એના પુત્ર બામનીઓજીએ ઘુમલી સર કર્યું. પણ એ જામ પાછો કચ્છ ગયો. પછી એ જ શાખાના જામ ઉનડજીથી ચોથા જામ લાખાજી કચ્છમાં રાજ્ય કરતા હતા. તેને, રાજ્યના લોભે, તેના ભાઈ હમીરજીએ દગાથી મારી નખાવ્યા. આ જામ લાખાને ચાર કુંવર હતા. તેમાંથી રાવળે પોતાના પિતાનું વેર લેવા હમીરજીને મારી નાખી કચ્છનું રાજ્ય પાછું લીધું. પણ આ હમીરજીની દીકરી એ વખતના ગુજરાતના સુલતાનને આપી હતી તેથી હમીરજીના દીકરાઓએ ગુજરાતના સુલતાનની મદદથી કચ્છ પાછું લીધું; એટલે જામ રાવળને કાઠિયાવાડમાં આવવું પડયું.

## જામ રાવળ

જે વખતે મહાન મોગલ વંશનો સ્થાપક બાબર પાદશાહ પોતાના પિત્રાઇઓ સાથેના વૈરથી કાબુલ છોડી હિંદુસ્થાનમાં આવતો હતો; લગભગ એ અરસામાં જ જામ રાવળ પોતાના પિત્રાઇઓએ કાઢયાથી કાઠિયાવાડમાં આવતો હતો. દૈવયોગે બાબર પાદશાહે સ્થાપેલ મહાન મોગલ શહેનશાહત નષ્ટ થઇ ગઇ છે અને એનો વારસ કઇ સ્થિતિમાં આજે છે એ કોઇ જાણતું નથી. જ્યારે જામ રાવળે એક ખૂણામાં સ્થાપેલું નાનું રાજ્ય વિસ્તારમાં વધ્યું છે અને એનો વારસ આજે પહેલા વર્ગની ગાદીનો ધણી છે.

જામ રાવળે કાઠિયાવાડમાં આવી વિ. સં. ૧૫૮૫ માં વવાણિયા નજીક મોરાણાના ગરાસિયા તમાચી દેદાનું મોરાણું જીતી લઈ ને પ્રથમ ત્યાં થાણું કર્યું. પછી દેદા તથા ચાવડાઓ પાસેથી જોડિયા તથા આમરણ પરગણાં, જેઠવા પાસેથી નાગના બંદર અને વાઢેલો પાસેથી ખંભાળિયા પરગણું જીતી લઈ, વિ. સં. ૧૫૯૬ (ઈ. સ. ૧૫૪૦) માં નાગના બંદર પાસે નવાનગર શહેર વસાવ્યું. જે વર્ષે હુમાયુ પાદશાહની કનોજની લડાઇમાં હાર થવાથી તેનું રાજ્ય ગયું, તે વર્ષે જામ રાવળે નવાનગર શહેરની તથા નવાનગર સંસ્થાનની સ્થાપના કરી. જામ રાવળના વખતમાં ઇ. સ. ૧૫૫૯ માં કાઠિયાવાડમાં દુકાળ પડ્યો હતો, એ વખતે જગડુશાહે પોતાના દાણાના કોઠારો ઉઘાડી લોકોને બચાવ્યા કહેવાય છે.

## જામ સતાજી અને ભૂચરમોરી

જામનગર રાજ્યકુળના મૂળપુરુષ જામ રાવળ પછી તેના બીજા પુત્ર જામ વિભાજીએ ઇ. સ. ૧૫૬૨ થી ૧૫૬૯ સુધી સાત વર્ષ રાજ્ય કર્યું. ને પછી જામ સતાજી ઉર્ફે સતરસાલે ઈ. સ. ૧૫૬૯ થી ૧૬૦૮ સુધી જામનગરમાં રાજ્ય કર્યું. આ જામ સતાજીના વખતમાં જામનગર રાજ્યનો વિસ્તાર વધ્યો તથા જામનગર શહેર આબાદ થયું.

જામ રાવળે હાલાર લઈ નવાનગર સ્થાપ્યું, તે પહેલાં મોગલ પાદશાહ હુમાયુએ ગુજરાત જીતી લીધું હતું; અને ગુજરાતનો સુલતાન બહાદુરશાહ પોતાનું રાજ્ય પાછું મેળવવાના પ્રયત્નમાં હતો, તેથી તેનું હાલાર તરફ ધ્યાન નહોતું. આ તકનો લાભ લઇને જામ રાવળે પોતાનું રાજ્ય જમાવ્યું. પછી જામ સતાજી જ્યારે ગાદી ઉપર બેઠા

ત્યારે ગુજરાતમાં ઘણી અવ્યવસ્થા પ્રસરી રહી હતી, તેથી સોરઠ પ્રાન્ત (કાઠિયાવાડ) ઉપર મુસલમાનોની દેખરેખ ઘણી ઓછી રહેતી. આથી જામ સતાજીએ ગુજરાતના મુલકનાં ઘણાં ગામો દબાવ્યાં અને પોતાના નબળા પાડોશી પાસે પોતાની આણ વર્તાવી. આ ઉપરાંત જૂનાગઢના સૂબા અમીનખાનને મદદ કરી બદલામાં જામે કેટલોક મુલક વધાર્યો.

જામ સતાજીએ ગાદીએ બેઠા પછી તરત ગુજરાતના સુલતાન મુઝફ્ફરની પરવાનગીથી પોતાની ટંકશાળમાં પોતાનો સિક્કો પાડવા માંડ્યો. એમ કહેવાય છે કે, આ વખતે બીજા રાજપૂત રાજાઓ પાદશાહને પોતાની કુંવરીઓ આપતા, પણ પોતાને કુંવરી ન હોવાથી જામ સતાજીએ કુંવરીને બદલે, એક કોથળીમાં પાદશાહી રૂપિયા (કુંવર) સાથે પોતાની કોરી ( કુંવરી ) નાખી પાદશાહને મોકલી આપી અને લખ્યું કે, 'હું આ મારી કુંવરી આપના કુંવર (સિક્કા) ને આપું છું.' કોરી નામ કુંવરી ઉપરથી પડ્યું છે એમ કેટલાક કહે છે.

આ વખતે દિલ્હીની ગાદી ઉપર મહાન શહેનશાહ અકબર બિરાજતા હતા. એમણે ઇ. સ. ૧૫૭૨માં ગુજરાત લીધું. ગુજરાતનો સૂબો મુઝફ્ફર જામના આશ્રયથી બરડામાં ભરાઇ રહ્યો. ઈ. સ. ૧૫૯૧માં મુઝફ્ફરે ફરી બળવો કર્યો. આ વખતે ગુજરાતનો સૂબો ખાનઆઝમ મિરઝાં અઝીઝ કોકલતાશ હતો. એ મુઝફ્ફરની પાછળ પડ્યો, મુઝફ્ફર સોરઠમાં આવ્યો અને તેને જામ સતાજી, લોમા ખુમાણ તથા દૌલતખાન ઘોરીએ મદદ કરી. આથી જામ સતાજી અને એના સહાયકો સાથે કોકલતાશ સૂબાને ધ્રોળ આગળ યુદ્ધ થયું. જે જામ-નગરના ઇતિહાસમાં ભૂચરમોરીના યુદ્ધથી પ્રખ્યાત છે. જામ સતાજી તથા તેના કુંવર અજાજી અને જસાજી બહુ જોરથી લડ્યા. પણ લોમો ખુમાણ અને દાલતખાન ઘોરી ખૂટી ગયા. આથી જામનગરના લશ્કરની હાર જોઇ જામ સતાજી નગર ગયા. અને બીજા દિવસના યુદ્ધમાં જામના મોટા કુંવર અજોજી તથા વજીર જસા લાધક બન્ને રણભૂમિ ઉપર પડ્યા ( વિ. સં. ૧૭૪૮ના શ્રાવણ સુદ ૮ ). બીજા કુંવર જસાજી નગર પાછા ફર્યા. ખાન આઝમે નવાનગર લીધું, લૂંટ્યું અને ત્યાં પાદશાહી થાણું બેસાડ્યું. જામ સતાજી કુટુંબ સાથે ભાગીને પહેલાં જૂનાગઢ અને પછી બરડા ડુંગરમાં ભરાયા. છેવટ અઢાર

મહિના પછી ખાન આઝમને જૂનાગઢ જીતવામાં મદદ આપવાનું વચન આપી, બદલામાં જામે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. (વિ. સં. ૧૬૪૯ માઘ સુદ ૩). ત્યારથી નવાનગર પાદશાહતનાં ખંડિયામાં ગણાઈ સોરઠના ફોઝદારના તાબામાં ગયું.

પોતાનું રાજ્ય પાછું મળ્યા પછી જામ સતાજીએ પોતાના રાજ્યને મજબૂત કરવા તથા શહેરને આબાદ કરવા તરફ મન લગાડ્યું. જામનગરમાં સુંદર જૈન દહેરાંઓ બાંધનાર જૈન વાણિયા વેપારી શા. રાજસી અને શા. વર્ધમાન શાહ આ વખતમાં જ પોતાના પરિવાર સાથે નવાનગરમાં આવી વસ્યા. આ વેપારીઓએ વેપાર વધાર્યો. જામનગરની કળાનો પ્રથમ ઉદય પણ આ વખતે થયો. જૂનામાં જૂનું જૈન મન્દિર આ વખતમાં બંધાયું છે. (વિ. સં. ૧૬૨૨). આ રીતે જામનગરની મહત્તાનો પાયો જામ સતાજીએ નાખ્યો છે.

જામ સતાજી પછી જામ જસાજી ગાદીએ બેઠા. (ઈ. સ. ૧૬૦૮ થી ૧૬૨૪). શેઠનું જૈન મન્દિર આ વખતે ચણાયું છે. રાયસીશાહના મન્દિરનો પણ આ વખતે જ આરંભ થયો. નાગનાથનું મન્દિર બંધાવી (વિ. સં. ૧૬૬૬) જામ જસાજીએ એને દાન આપ્યું. (વિ. સં. ૧૬૭૦).

ઈ. સ. ૧૬૧૬ માં શહેનશાહ જહાંગીર ગુજરાતની મુસાફરી કરવા આવેલો તે મહીને કાંઠે છાવણી નાખી પડ્યો હતો. ત્યારે જામ જસાજીએ તેની આગળ આવી, ૫૦ કચ્છી ઘોડાઓ ભેટ આપી મુજરો કર્યો. વળી એક વખત જામ જસાજીએ પાદશાહી લશ્કરમાં પોતાના ૨૫૦૦ ઘોડેસ્વારોનું લશ્કર મદદ તરીકે મોકલ્યું હતું.

આ જામ જસાજી વિષે એના વખતમાં બંધાયેલ શેઠના જૈન મન્દિરની પ્રશસ્તિમાં લખ્યું છે કેઃ

सौराष्ट्रनाथः प्रणतिं विधत्ते कच्छाधिपो यस्य भयाद्बिभेति ।
अर्धासनं यच्छति मालवेशो जीयात्यशोजित्स्वकुलावतंसः ॥

સોરઠનો ધણી જેને નમે છે, જેનાથી કચ્છનો રાજા ભય પામે છે અને જેને માળવાનો રાજા અર્ધું આસન આપે છે, તે સ્વકુલદીપક યશોજી (જસોજી) જય પામે છે.

જામ જસાજીના વખતમાં સોરઠમાં મોગલ શહેનશાહના ફોજદારો રહેતા; અને માળવા પણ મોગલ શહેનશાહતના ખાલસા મુલકમાં

હતું; બાકી એટલું ખરું કે જામ સતાજી અને જામ જસાજીએ નવાનગરના રાજાઓની પ્રતિષ્ઠા ઘણી વધારી દીધી.

જામ જસાજી પછી જામ લાખાજી (ઈ. સ. ૧૬૨૪થી ૧૬૪૫) ગાદીએ બેઠા. એણે જામશાહી કોરીઓનો ફેલાવો કર્યો, લશ્કર વધાર્યું તથા ખંડણી આપવી બંધ કરી; તેથી આઝમખાને જામનગર ઉપર ચડાઈ કરી, ચડેલી ખંડણી લીધી તથા કોરી ન પાડવાનું વચન લીધું; જો કે વચન જામે પાળ્યું નહિ.

### જામનગર ખાલસા

જામ લાખાજી પછી જામ રણમલજી (ઈ. સ ૧૬૪૫થી ૧૬૬૧) અને તે પછી તેના ભાઈ રાયસિંગજી (ઇ. સ. ૧૬૬૧ થી ૬૪). આ વખતમાં અંદરઅંદરના કજિયાથી સોરઠના ફોજદાર કુતબુદ્દીને આવી શેખપાટ આગળ રાયસિંગજીને હરાવી, મારી, નવાનગર લીધું અને તેનું નામ ઈસ્લામ–નગર પાડી, તેને તાબાના મુલક સાથે ખાલસા સરકાર સાથે જોડી દીધું.

### જામ તમાચી

ઇ. સ. ૧૬૭૩માં જોધપુરનો મહારાજા જસવંતસિંહ જે ગુજરાતનો સૂબો હતો, તેણે જામ તમાચી (રાયસિંગજીના કુંવર)ને નવાનગરની ગાદી પાછી અપાવી; પણ ઔરંગઝેબ જીવતો હતો ત્યાં સુધી નવાનગર શહેર મુસલમાન હાકેમના હાથમાં હોઇ જામને ખંભાળિયે રહેવું પડતું.

જામ તમાચી (ઈ. સ. ૧૬૭૯ થી ઈ. સ. ૧૬૯૦) પછી જામ લાખાજી (ઇ. સ. ૧૬૯૦ થી ઈ. સ. ૧૭૦૯) અને તે પછી રાયસિંગજી (ઈ. સ. ૧૭૦૯ થી ૧૭૧૮) ગાદીએ બેઠા. જેણે ખંભાળિયેથી આવી મુસલમાન ફોજદારને હાંકી મૂકી નવાનગરમાં ગાદી કરી. ઈ. સ. ૧૭૧૫–૧૬ માં એને એ વખતના ગુજરાતના સૂબા જોધપુરના મહારાજા અજિતસિંહ સાથે લડાઇ થઈ. જેમાં બહાદુરીથી લડ્યા છતાં હારીને જામને ત્રણ લાખ રૂપિયા (ખંડણી) તથા પચીસ ઘોડા (નજરાણું) આપવા પડ્યા.

જામ રાયસિંગજી પછી હરધોળજી (ઇ. સ. ૧૭૧૮ થી ૧૭૨૭) પછી જામ તમાચી (ઇ. સ. ૧૭૨૭ થી ૧૭૪૩) અને પછી જામ લાખાજી (ઈ. સ. ૧૭૪૩ થી ૧૭૬૮) ગાદીએ આવ્યા. જામ લાખાજીના વખતમાં મેરામણ ખવાસ જવુંબા (લાખાજીની રાણી) સાથે નવાનગર આવ્યો.

મેરામણ ખવાસ કાબેલ તથા હોશિયાર માણસ હતો. એ વખતે કાઠિયાવાડમાં અમરજી દીવાન તથા મેરામણ ખવાસ બે જબરા માણસો હતા. એ બે યે જૂનાગઢનાં તથા જામનગરનાં સંસ્થાનોને આજે જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં આણ્યાં. મેરામણ ખવાસે અનેક યુક્તિપ્રયુક્તિથી, અનેક કાવાદાવાઓથી તથા અનેક લડાઇઓ લડીને નવાનગર સંસ્થાનમાં ઘણા મુલકનો ઉમેરો કર્યો. આ મેરામણ ખવાસે જ વિ. સં. ૧૮૪૩ (ઇ. સ. ૧૭૮૯) માં નવાનગર શહેરની આસપાસ મજબૂત કોટ કરાવ્યો.

જામ લાખાજી પછી જસાજી (ઈ. સ. ૧૭૬૮ થી ૧૮૧૪)માં ગાદીએ બેઠો. એના વખતમાં પણ ઈ. સ. ૧૮૦૦ માં પોતે મરી ગયો ત્યાં સુધી મેરામણ ખવાસે સ્વતંત્ર સત્તા ચલાવી. એણે ઈ. સ. ૧૭૯૮ માં પોતા માટે જોડિયા બાળંભા અને આમરણ ત્રણ પરગણાં જામ પાસે લખાવી લીધાં અને પછી સ્વતંત્ર તાલુકદાર તરીકે એના વારસો રહેવા લાગ્યા. પણ જામ સતાજીએ ગાયકવાડ અને બ્રિટિશ લશ્કરની મદદથી ખવાસના જામનગર વિરુદ્ધ વર્તન માટે બાળંભા અને જોડિયા મેરુ ખવાસના વારસ પાસેથી લઇ લીધાં અને એક આમરણ રહેવા દીધું. (ઇ. સ. ૧૮૧૭). એ આમરણ પણ હાલમાં જામનગરે લઇ લીધું છે.

### જામ રણમલજી

જામ જસાજીના વખતમાં કર્નલ વૉકર કાઠિયાવાડમાં આવ્યો અને થોડી ઘણી લડાઈ થયા પછી, ઇ. સ. ૧૮૧૨ માં જામનગરને બ્રિટિશ સાથે તહનામું થયું. જામ જસાજી પછી જામ સતાજી (ઈ. સ. ૧૮૧૪ થી ૧૮૨૦) અને તે પછી જસાજીનાં રાણી અછુબાએ દત્તક લીધેલ જામ રણમલજી (ઇ. સ. ૧૮૨૦ થી ૧૮૫૨) ગાદીએ બેઠો. જામ રણમલજીના વખતમાં ઇ. સ. ૧૮૩૪ માં, ૧૮૩૯ માં અને ૧૮૪૬ માં એમ ત્રણ દુકાળો પડ્યા. આ વખતે જામ રણમલજીએ ગરીબગુરબાંઓને ભૂખે મરતાં બચાવવા કોઠો, લાખોટો તથા તેની પાસે તળાવ બંધાવ્યું. આ તળાવમાં પાણી રંગમતી નદીમાંથી વાળેલી ત્રણ માઈલ લાંબી નહેર મારફત આવે છે. વહાણ રસ્તે ચોખા મંગાવી લોકોને આપ્યા. નવાનગરના દફતરમાં નવાનગર વસ્યા પછીના બધા દુકાળોની નોંધ મળે છે; અને નવાનગરના

રાજાઓએ હંમેશાં દુકાળના વખતમાં વસ્તીને બચાવવાનો સારો પ્રયાસ કર્યો છે.

### જામ વિભાજી

જામ રણમલજી પછી જામ વિભાજી (ઇ. સ. ૧૮૫૨ થી ૧૮૯૫) ગાદીએ બેઠા. જામ વિભાજીના વખતમાં એની હિન્દુ તથા મુસલમાન રાણીઓએ જામનગરમાં અનેક મંદિરો તથા મસ્જિદો બંધાવેલ છે. બ્રિટિશ શાંતિમાં જામ રણમલ અને જામ વિભાજીના લાંબા રાજ્યકાળમાં તથા એ બેયનાં બાંધકામના શોખને પરિણામે જામનગરમાં સારાં, મોટાં અને મજબૂત મંદિરો તથા મકાનો થયાં છે. બીજી રીતે પણ જામ વિભાજીએ અહીંની કળાને ઘણું ઉત્તેજન આપ્યું હતું.

### જામ રણજિતસિંહજી

જામ વિભાજી પછી જામ જસાજી (ઇ. સ. ૧૯૦૪ થી ૧૯૦૭) અને તે પછી ઇ. સ. ૧૯૦૭ થી મહારાજા જામ વિભાજીના દત્તક જામ સાહેબ રણજિતસિંહજી ગાદીએ બેઠા. એ મહારાજાને પણ એમના બે પૂર્વજો જામ રણમલજી અને જામ વિભાજી પેઠે બાંધકામનો અસાધારણ શોખ છે. પોતે મોટા બંગલાઓ બાંધે છે, મોટા બગીચાઓ યોજે છે અને નવાનગર શહેરને નવેસરથી બાંધી નવું કરે છે. જૂના સાંકડા રસ્તાઓ હજારો મકાનો પાડી નાખીને વિશાળ કરે છે, વચ્ચે વિશાળ ચોકો અને 'સરકલો' કરે છે તથા એક સરખી દુકાનો બંધાવી નવાં બજારો ઊભાં કરે છે. કહે છે કે, દસ વરસ પછી નવું જ શહેર બંધાયું હોય એવું નવાનગર થઇ જશે.[૨] હવે શહેરમાં હવા-પ્રકાશની પુષ્કળ આવજાવ થાય છે. એથી શહેરનું આરોગ્ય વધશે એમ આશા છે.

### નવાનગર શહેર અને એની કળા

નવાનગર શહેર જામ રાવળે વિ. સં. ૧૫૯૬માં દિલ્હીના પાદશાહ હુમાયુના તથા ગુજરાતના સુલતાન મહમદ ત્રીજાના વખતમાં બેડી-બંદરથી ૪ માઇલ દૂર વસાવ્યું એ ઉપર કહ્યું છે. શહેર બિલકુલ

---

૨. ઉપરનું લખાયા પછી નવાનગર નવું જ થઈ ગયું છે.

પથ્થરનું બાંધેલું છે. મેરામણ ખવાસે એની આસપાસ વિ. સં. ૧૮૪૪ માં કોટ બંધાવ્યો, પછી વિ. સં. ૧૮૭૫ માં મોટો ધરતીકંપ આખા કાઠિયાવાડમાં થયો હતો. એથી કોટનો કેટલોક ભાગ પડી આખડી ગયેલો, તે જામ રણમલે સમો કરાવી વિ. સં. ૧૯૦૬ સુધીમાં બધી બારીઓ તથા દરવાજાઓ પૂરા કર્યા.

નવાનગર શહેર રંગમતી તથા નાગમતી નદીઓના સંગમ ઉપર બાંધેલું છે. બે નદીઓનો સંગમ જૂના કાળથી આ દેશમાં પવિત્ર ગણાય છે. દુકાળમાં નદીઓ સુકાઈ જાય તો ગામમાં ઘણા કૂવાઓ છે. હવે તો નળ પણ છે. શહેરની હવા ખુશનુમા છે.

અહીં રેશમી કાપડ—અતલસ તથા કિનખાબ—એ ઘણી ઊંચી જાતનાં થાય છે. અહીંની બાંધણી તથા રંગ પણ વખણાય છે. કિનખાબ અમદાવાદના કિનખાબ કરતાં ચઢિયાતો ગણાય છે. સુગંધી તેલ, અત્તર તથા કંકુ પણ ઘણાં સારાં બને છે.

જામનગર શહેરની આસપાસ, ખાસ કરીને નદીઓના કાંઠા ઉપર પુષ્કળ વાડીઓ છે. જેથી શહેર દૂરથી જોતાં વૃક્ષોથી વીંટાયેલું દીસે છે. વાડીઓમાં ફળફૂલ તથા શાકભાજી પુષ્કળ થાય છે. આ ઉપરાંત હાલમાં મહારાજા જામ સાહેબે સારી જાતના આંબાઓનાં તથા સંતરાં વગેરે ફળોનાં પુષ્કળ થડો નવાં નાખ્યાં છે. ફૂલોમાં અહીંનો ડોલર તથા મોસમી ગુલાબ એની સુગંધ માટે આખા કાઠિયા-વાડ ગુજરાતમાં વખણાય છે. ફૂલો ઘણા વખતથી એટલા જથ્થામાં થાય છે કે, મંદિરોમાં વારંવાર ફૂલમંડળીઓ ભરાય છે. ફૂલોની ચાદર ગૂંથવી વગેરે કારીગરીમાં સારી કુશળતા દેખાય છે.

## નવાનગરની કારીગર જાતો

નવાનગરમાં કુલ વસ્તી લગભગ પચાસ હજાર છે. જેમાં હિંદુઓ વધારે છે તથા મુસલમાનો ઓછા છે. કારીગરની મુખ્ય જાતિઓમાં, સોની, કંસારા, લુહાર, સુથાર, તારકઢા, ખત્રી, વાંઝા, છીપા, દરજી, કડિયા, સંઘાડિયા, ઘાંચા, ખારવા, રાવળિયા, કુંભાર, મોચી, સરાણિયા વગેરે છે. મુસલમાનમાં વોહોરા, મિયાણા, ગળિયારા, વગેરે જુદી જુદી જાતોમાં પરચૂરણ કારીગરો ઘણા છે. આ દરેક જ્ઞાતિનાં દેવસ્થાનો, રીતરિવાજો તથા જ્ઞાતિનાં ભંડોળો જુદાં જુદાં છે. જ્ઞાતિના કજિયા પોતપોતાના પટેલ તથા પંચ મારફત ચૂકવાય છે.

સોનીઓ રત્નજડિત અલંકારો બનાવવામાં કુશળ છે. નાઘોરીઓ અહીંનું વખણાતું કંકુ બનાવે છે. અહીંના કંદોઈ તથા પુષ્કરણાઓની બનાવેલી દૂધની મીઠાઇ જેવી મીઠાઈ બીજે ભાગ્યે જ બને છે. અહીંના કંસારાઓ તથા બીઓડીઓની બનાવેલી સૂડીઓ મુંબઇ, રંગૂન, આફ્રિકા સુધી પ્રખ્યાત છે. હાલમાં અહીંની સૂડીઓનો વેપાર ઘણો વધી ગયો છે. અહીંના લુહારો તરવાર, બંદૂક, ખંજર, જમૈયા વગેરે હથિયારો સારાં બનાવતા. મોટે ભાગે આ સંસ્થાનમાં નીકળતું લોઢું વાપરતા. અહીંના સુથારો કસબી ગણાય છે. તંબૂરા, સતાર વગેરે વાજિંત્રો તથા સુંદર નકશીકામવાળાં હિંડોળા, સિંહાસનો, ખુરશીઓ, વગેરે મંદિરોના તથા રાજાઓના ઉપયોગ માટે તૈયાર કરે છે. તારકઢા, લેઉઆ, કણબીની જાત છે, જેઓ ઊંચી સોનેરી બનાવવાનો ધંધો કરે છે. અહીંની સોનેરી વખણાય છે. જામનગરના કડિયા, કાઠિયાવાડ, ગુજરાત અને મુંબઈમાં પ્રખ્યાત છે. નકશીદાર કોતરકામ સારું કરે છે. મંદિરો રાજવલ્લભ ગ્રન્થને અનુસરી બાંધે છે. આ લોકો શું કરવું છે એ કહ્યા પછી પોતાની મનઃસ્ફુરણાથી આલેખીને કે આલેખ્યા વગર ટાંકણું હથોડો લઈ ને શોભાનું કોતરકામ કરી શકે છે. પરદેશી રીત વગરની શુદ્ધ દેશી રીતની સ્થાપત્ય કળા આ લોકોએ જાળવી રાખી છે. જૂની રીતનું ચિત્રકામ પણ કરે છે. જૈન મંદિરો, લાખોટા તથા દરબારગઢમાં, દીવાલો તથા છતમાં જે ચિત્રો છે તે આ લોકોએ કરેલાં છે. વળી કફલાત (છો)નું એટલું સારું કામ કરે છે કે, સો વર્ષ પહેલાંની છો આજે એવી ને એવી લીસી તાજી દીધી હોય એવી ચળકે છે. એનો ચળકાટ તો જોવા જેવો છે. ખત્રી ખાનદેશથી આવ્યા છે, સાડલા છાપે છે, રેશમ વણે છે, રંગે છે તથા બાંધણી બાંધે છે, વાંઝાઓ રેશમ વણે છે. આ સિવાય હિંદુ, મુસલમાન બંનેમાં ઘણા કારીગરો છે.

### કારીગરી

આગળનાં વખતમાં, જામનગરમાં વણાટ માટે જોઈતું સૂતર ઘણુંખરું અહીં જ કંતાતું હતું; પણ હાલ ઘણુંખરું પરદેશથી આવે છે. પ્રથમ અહીં લોઢું, તાંબુ, ગળાતું તે હવે બંધ પડયું છે. જામનગરમાં મુખ્ય કારીગરીની ચીજોમાં પાણકોરું, ચોળિયું, ધાબળા, સુતરાઉ પછેડી, બોરીના ચોફાળ, ચંદેરી, સોનેરી, અતલસ, કિનખાબ,

બાંધણી, રેશમી તથા સોનેરી ભરતકામ, ભરગછીનું કામ, કંકુ, ગુલાલ, અગરબત્તી, સુરમો, બત્રીશું, સુગંધી તેલ, અત્તરો, જડતર, દાગીના, સૂડીઓ વગેરે છે.

આ સંસ્થાનમાં ઊન સારી થાય છે અને એને ઘેર કાંતીને એવડી તથા ચોવડી વણાટના સારા ધાબળા તૈયાર કરે છે. અહીંની સોનેરી વખણાય છે, સોનેરીના કામમાં અનેક કારીગરો કામ કરે છે. તથા ઘણી ગૂંચવણવાળી લાંબી રીતથી તૈયાર થાય છે. અતલસ, સાડલા વગેરે રંગવા માટે પહેલાં રંગ પણ અહીં તૈયાર કરતા. હવે તો પરદેશથી આવે છે. અહીંની કારીગરી, કારીગરો તથા એની રીતનું સવિસ્તર વર્ણન કરતાં આખું પુસ્તક થાય. વળી એમાં ઘણું તો અમદાવાદ, સુરત તથા કાશીની કારીગરી સાથે મળતું હોય, છતાં અહીંની કારીગરીમાં અહીંની વિશેષતા છે, એમ જાણનારાઓ કહે છે.

### જામનગરની સ્થાપત્યકળા

સ્થાપત્યકળા, ચિત્રકળા અને શિલ્પકળા ત્રણેય લલિતકળાઓને અન્યોન્ય ગાઢ સંબંધ છે અને એક બીજાને આશ્રયે વિકસે છે. ચિત્ર અને શિલ્પકળા સાથે સ્થાપત્યકળા પૂર્ણ થાય છે એમ પણ કહે છે. જામનગરમાં સ્થાપત્યના થોડા નમૂનાઓ એવા છે ખરા કે, જેને કળાના નમૂના કહી શકાય. શિલ્પમાં તો મંદિરોમાં મૂર્તિઓ છે તે જ. આ મૂર્તિઓમાંની કોઇ કોઇ ઘાટીલી છે પણ લલિતકળામાં સ્થાન પામે એવી કોઈક જ હશે. ચિત્રોનો જૈન મંદિરો તથા દરબારગઢના કેટલાક ભાગો શણગારવામાં ઘણો ઉપયોગ થયો છે. પંદરમા શકતથી આ દેશમાં નવી વિકસેલી ચિત્રકળા જેને કુમારસ્વામી રાજપૂત ચિત્રકળા કહે છે, તેનો જ અહીંના ચિત્રો એક પ્રકાર છે. કેટલાંક ચિત્રો સારાં છે, મુખાકૃતિ ચોખ્ખી હોય છે. શિહોરના દરબારગઢમાં જે ચિત્રો છે અને જેની નકલ છપાઇ જવાથી પ્રખ્યાત થયાં છે, તેના કરતાં અહીંનાં ચિત્રો સારાં છે. પણ કળા તરીકે એને ઊંચું સ્થાન મળે એવું નથી. રાજપૂત કળાના બીજી–ત્રીજી પંક્તિના નમૂનાઓ ગણાય.

### ચિત્રકળા

ત્રણે જૈન મંદિરોમાં ઘુમ્મટના અંદરના ભાગમાં તથા કેટલીક દીવાલો ઉપર હિન્દુ તથા જૈનકથાઓનાં તેમજ જૈન તીર્થસ્થળોનાં ચિત્રો છે: જેમાંનો મોટો ભાગ ૭૫ વર્ષની અંદરનો છે. કોઈક એથી

જૂનાં પણ હશે. પહેરવેશ તથા અલંકારો ખરાં તથા યોગ્ય પણ રૂઢિ અનુસાર ચિત્રેલ છે. મુખાકૃતિ સ્વચ્છ પણ મોટે ભાગે વિશેષતારહિત છે.

દરબારગઢમાં, 'તેજૂરી'–તિજોરી બેસે છે, એ સ્થળે દીવાલ ઉપર પ્રખ્યાત ભૂચરમોરીની લડાઇનાં તથા પૌરાણિક રામકૃષ્ણની કથાનાં જૂનાં વખતનાં ચિત્રો છે. જે ઝાંખાં થઇ ગયાં છે. દરબારગઢમાં જે ઠેકાણે હાલમાં 'સર્વે' ખાતું બેસે છે તે સ્થળે આખી છતમાં જામનગર શહેરનો નકશો આલેખ્યો છે ( વિ. સં. ૧૯૧૨ ); અને બીજે સ્થળે જામનગરમાં ચઢતી શ્રાવણ મહિનાની સાતમની સવારીનો દેખાવ ચિત્ર્યો છે. ( વિ. સં. ૧૯૧૯ ). વળી જામદારખાનામાં એક ઓરડામાં દીવાલ ઉપર જામનગરની ગાદી સ્થાપનાર જામ રાવળથી આરંભીને આજ દિવસ સુધીના બધા જામસાહેબોને ચિત્ર્યા છે. જામદાર-ખાનામાં જ ભૂચરમોરીની લડાઇનાં ચિત્રોનો કપડાં ઉપર એક લાંબો નકશો છે.

### સ્થાપત્યકળા

જૂનાં વખતમાં આપણા લોકોને કળાનો શોખ આજના કરતાં વધારે હતો. આજથી સો વર્ષ પહેલાંનાં અથવા પોણોસો વર્ષ પહેલાંનાં જામનગરનાં ઘરો જોવાથી પણ હાલમાં લોકોની વૃત્તિ કળા ઉપરથી કેવી ઊઠી ગઇ છે એ દેખાય છે. જૂનાં ઘરો ગમે તેવાં નાનાં હશે તો પણ એમાં 'ગોખલા'માં, બારશાખમાં અને વખતે કમાડમાં પણ કાંઇક કોતરકામ હશે. જ્યારે હમણાંનાં શ્રીમન્તોનાં મોટાં ઘરોના પણ આ ભાગો સાદા દેખાય છે. આ રીતે કારીગરી–કળાને ઠેકાણે સાદાપણું–કળારહિતતા–નું સામ્રાજ્ય આપણી વૃત્તિમાં વ્યાપક થઈ ગયું છે. પહેરવેશમાં પણ વિવિધરંગી વસ્ત્રોને બદલે સ્ત્રીઓ અને પુરુષો સફેદ કે કાળાં કપડાં પસંદ કરે છે. મારા એક કળાભિજ્ઞ મિત્ર કહે છે કે આપણા લોહીમાં તથા રસવૃત્તિમાં રંગ નથી દેખાતો.

જૂના વખતના લોકોમાં રસવૃત્તિ એવી સામાજિક હતી કે કળાના શોખને વ્યક્તિના ઉપયોગ માટેની વસ્તુઓમાં જે સ્થાન મળતું, એના કરતાં હજારગણું સ્થાન સામાજિક ઉપયોગ માટેની વસ્તુઓમાં મળતું. જે શ્રીમન્ત સાદા ઘરમાં એક ગરીબ પેઠે કરકસરથી રહેતો, હોય એ જ મંદિર બંધાવે ત્યારે પૈસાના ખર્ચ તરફ ન જોતાં મંદિરની શોભા તથા આયુષ્ય કેમ વધે એ તરફ જ ધ્યાન આપે. આ કારણથી

જૂના વખતમાં કારીગરીવાળાં ઘરો હશે. તો એ પડી જતાં એ જગ્યાએ આજે નવાં થયાં છે અથવા જૂનાં ઘરોનાં ખંડેરો પડ્યાં છે.

સ્થાપત્યકળાના જે નમૂનાઓ હાલમાં વિદ્યમાન છે, તેમાં મુખ્યત્વે દરબારી મહેલો, હિન્દુ અને જૈન મંદિરો તથા મુસલમાની મકરબાઓ અને મસ્જિદો છે. આ દેશમાં હમેશાં લૌકિક સ્થાપત્યમાં શહેરના કિલ્લાઓ, દરવાજાઓ અને રાજાઓના મહેલો જ પ્રધાન સ્થાન ભોગવે છે. જ્યારે ધાર્મિક સ્થાપત્યમાં સ્તૂપો, વિહારો, ચૈત્યો, ઉપાશ્રયો, મંદિરો, મસ્જિદો, મકરબાઓ વગેરેનો સમાવેશ થાય છે. હિન્દુઓને તો મન્દિર એ જ પાઠશાળા, એ જ નાટકશાળા, એ જ સભાસ્થાન, એજ ધર્મશાળા, એજ ન્યાયાસન, અને એજ દેવસ્થાન હોય છે.

રાજકીય સ્થાપત્ય–રાજમહેલોના બહુ જૂના નમૂનાઓ જામનગરમાં નથી. અલબત્ત અત્યારે જે દરબારગઢ છે તેના કોઈક ભાગમાં જામ રાવળે અથવા તેના પૌત્ર જામ સતાજીએ પોતાને રહેવા માટે નાનું સાદું મકાન બાંધ્યું હશે; પણ એ આજે ઓળખવું મુશ્કેલ છે. કારણ કે દરબારગઢમાં સુધારાવધારા હંમેશાં થયા કરે એ સ્વાભાવિક છે. જામ જસાજી (ઇ. સ. ૧૭૬૮થી ૧૮૧૪)ના વખતનો દરબારગઢનો ઘણો ભાગ અત્યારે મોજૂદ છે. એમાં સાદા ઓરડાઓ છે, પણ કામ મજબૂત તથા છો સારી છે.

જામનગરનો કોટ પણ મૂળ જામ જસાજીના વખતમાં જ ઈ. સ. ૧૭૮૯માં બંધાયો છે. એના દરવાજાઓમાં ખંભાળિયાનો દરવાજો સૌથી મોટો અને સારો છે.

જામ રણમલજી (ઇ. સ. ૧૮૨૦ થી ૧૮૫૨)ને બાંધકામનો શોખ ઘણો હતો. એણે જ ૧૭૭૫ના ભયંકર ધરતીકંપથી પડી–આખડી ગયેલો કોટનો બધો ભાગ સમો કરાવ્યો તથા કોટના અનુસંધાનમાં જ કોઠો તથા લાખોટો કરાવી લાખોટાની બન્ને બાજુ તળાવ ખોદાવ્યું. આ કોઠો, લાખોટો જામ રણમલજીના કડક પણ વીર સ્વભાવનું આબેહૂબ ચિત્ર છે. ખંભાળિયા રસ્તે આવતા વાઘેર–લુંટારાઓની ચોકી કરવા લશ્કરી ચોકીદાર એક ઊંચા સ્થાન ઉપર ઊભો હોય એવો કોઠો લાગે છે. જામ રણમલજીને ઊંચા મકાનોનો શોખ હતો. ઊંચાઇમાં એક જાતની ભવ્યતા એમને લાગતી અને એમણે યોજેલાં ઊંચાં મકાનોમાં કાંઇક ભવ્યતા છે પણ ખરી.

હાલમાં દરબારગઢમાં જે બે સુંદર ભાગો છે, તે જામ વિભાજીના રાજ્યકાળના આરંભમાં ચણાયેલા છે એમ કહે છે. ચંદ્ર મહેલમાં કોઠા લાખોટાની ઊંચાઇ અને ભવ્યતા છે ત્યારે દરબારગઢના આગલા ભાગના બારીક કોતરકામવાળા ઝરૂખાઓ જામ વિભાજીની રસિકતાની શાખ પૂરે છે. જામશ્રી વિભાજીએ પોતાને રહેવા માટે તળાવકાંઠે બંધાવેલો અને જામ રણજિતસિંહે સુધારેલો લાલ બંગલો રાજમહેલની જૂની ભાવના સાથે નવા ચાલુ જમાનાના સંસ્કારોનું મિશ્રણ રજૂ કરે છે.

જામશ્રી રણજીતસિંહે યોજેલા પ્રતાપ વિલાસ તથા ભાવેન્દ્ર વિલાસ આ નવા યુગની સ્થાપત્યકળાના નમૂનાઓ છે. પ્રતાપ વિલાસનો નકશો પરદેશી સ્થપતિનો કરેલો હશે, પણ એના ઉપર થતું તથા ભાવેન્દ્ર વિલાસમાં કરેલું બારીક સુંદર કોતરકામ અહીંના કારીગરો મોટે ભાગે પોતાની બુદ્ધિથી કરે છે. લાલ-બંગલો લંબાઇમાં વધારે પણ લગભગ ચોરસ છે; જ્યારે પ્રતાપ વિલાસ પૂર્વ–પશ્ચિમ લાંબી લીટી ઉપર ઉત્તરદક્ષિણ લીટી નાખી યોજેલો છે. પ્રતાપ વિલાસ ઉપર નાના નાના ઘુમ્મટો છે જેમાંના ત્રણ તો કાચના છે. પ્રતાપ વિલાસમાં તથા સૌથી વધારે તો ભાવેન્દ્ર વિલાસ (જેમાં હાલમાં મહારાજા જામસાહેબ રહે છે.)માં થાંભલાઓ ઉપર સ્થળે સ્થળે ઘણું જ બારીક કોતરકામ કરેલું છે. પથ્થરમાં કોતરેલ વેલો, ફૂલો, પાનો, પક્ષીઓ અને પશુઓથી મહેલ જીવતો લાગે છે. ભાવેન્દ્ર–વિલાસના ચાર ખૂણાઓ ઉપરના ખીચોખીચ બારીક કોતરકામવાળા લાકડાંના ખુલ્લા રવેશો એની શોભામાં ઘણો વધારો કરે છે. પ્રતાપ–વિલાસમાં મોટે ભાગે ધોળો પોરબંદરી પથ્થર વાપર્યો છે, ત્યારે ભાવેન્દ્ર–વિલાસમાં મોટે ભાગે કાળો પથ્થર અને ફરતો કોતરકામવાળો ધોળો પથ્થર વાપર્યો છે. ભાવેન્દ્ર વિલાસના પોર્ચના ખૂણા ઉપરના કોતરકામવાળા થાંભલાઓ તો ખાસ ધ્યાન ખેંચે છે.

જામનગરી સ્થાપત્યકળામાં, દ્વારમાં, ઓટલા ઉપર, ખૂણા ઉપર તથા વખતે દીવાલમાં વચ્ચે વચ્ચે પણ અર્ધગોળ કે ગોળ થાંભલાઓ યોજવાની રીત ખાસ પ્રકારની છે. એ થાંભલાની યોજના જામનગરની સ્થાપત્યકળાનું ખાસ લક્ષણ છે. હાલમાં નવા બનાવેલા વિલિંગડન–ક્રેસન્ટમાં એ થાંભલાઓનો સરસ ઉપયોગ થયો છે. જામ રણજિતસિંહને બાંધકામનો બહુ શોખ હતો એટલું જ નહિ પણ એઓ

કળાના રસજ્ઞ હતા અને એ વિષયમાં સારું સમજતા. એમણે આ શહેરની લૌકિક સ્થાપત્યકળાને નવું જોર આપ્યું છે. અહીંન કારીગરોની એમને કદર હતી.

લોકોપયોગી સ્થાપત્યમાં હાલમાં ઝાઝું નથી, પણ સ્ત્રીઓન હૉસ્પિતાલ, દવાખાનું, નવા એક સરખી દુકાનોવાળા રાજેન્દ્ર રોડ વગે બજારો, બર્ધન ચોક તથા વિલિંગ્ડન ક્રેસન્ટ વગેરે સરકલો તથા ચોકો અને કન્યાશાળા, કાઉન્સિલ હૉલ, માર્કેટ, બૅન્ક વગેરે હવે થવાન મકાનો લોકોને ઉપયોગ સાથે રસ પણ આપશે. કારણ કે આ જામ સાહેબને કોતરકામ વગરનાં સાદાં મકાનો પસંદ નથી. અને દરેકમ જુદા જુદા પ્રકારની કોતરણી કરાવે છે.

### જૈન મંદિરો

જામનગરમાં સ્થાપત્યના જૂનામાં જૂના નમૂનાઓ જૈન મંદિરોન છે. જો કે એમાં આજ સુધી સુધારાવધારા થયા કર્યા છે. શહેરન મધ્યમાં શહેરના જૂનામાં જૂના ભાગમાં ચાર જૈન મંદિરો છે. એન આસપાસનો ભાગ હાલમાં જામસાહેબે સ્વચ્છ કરાવ્યો છે. વિ. સં ૧૬૨૨ થી ૧૬૯૭ સુધીમાં આ મંદિરો થયાં છે. જૂનામાં જૂ મંદિર જામનગરના ભણશાળી આણંદે, મહાન અકબરને વિ. સં ૧૬૩૯ માં ઉપદેશ આપનાર, પાલણપુરના મહાન જૈન આચાર્ય હીર વિજયસૂરિના ઉપદેશથી વિ. સં. ૧૬૨૨ માં ૩૧ હજાર મુદ્રા (કોરી ખર્ચી બંધાવ્યું. પછી ભૂચરમોરીના યુદ્ધ પછી જામનગરમાં મોગલ થાણું થતાં મુસલમાનોએ મન્દિરને ભ્રષ્ટ કર્યું; જેથી વિ. સં. ૧૬૫૨મ ફરી પ્રતિષ્ઠા કરી. બીજું શેઠનું જૈન મન્દિર વિ. સં. ૧૬૭૮ મ વર્ધમાન શાહ તથા પદ્મસિંહ શાહ નામના ઓશવાળ વાણિયા ભાઈઓએ સાત લાખ મુદ્રા ( કોરી ) ખર્ચી, કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી કરાવ્ છે. એ મન્દિર પણ જામનગર ખાલસા હતું ત્યારે બંધ રહ્યું હતું તેથી વિ. સં. ૧૭૮૮ માં જામ જસાજીના કારભારી શા. તલકશ જેસાણીએ ફરી પ્રતિષ્ઠા કરાવી. ત્રીજું મંદિર શા. રાયસી અને શા નેણસી નામના જૈન વાણિયાઓ જેઓ ઉપર્યુક્ત શેઠ વર્ધમાન શાહન વેવાઈ થાય, તેમણે વિ. સં. ૧૬૯૬ માં એ જ કલ્યાણસાગરસૂરિન ઉપદેશથી બંધાવ્યું છે. આ મન્દિરની પણ શરૂઆત તો શેઠન મંદિર સાથે જ થઈ હશે; કારણ કે એક મૂર્તિની બેઠકમાં ૧૬૭૫ ન

સાલ છે. આ મંદિર પણ વચ્ચે બંધ રહી, વિ. સં. ૧૭૮૮ માં ફરી ઊઘડયું છે. આ મંદિરના દ્વાર ઉપરનું તોરણ જોવા જેવું છે.

આ બધાં મંદિરોનાં અનેક ચતુષ્કોણ ગર્ભગૃહો ઉપર જેને હાવેલ 'વૈષ્ણવ શિખર' કહે છે તે જાતનાં શિખરો છે. મધ્ય શિખરની બાજુઓ ઉપર એ જ આકૃતિનાં નાનાં શિખરો શોભા માટે કોતર્યાં હોય છે. ખજુરાહોના ૧૧ માં શતકનાં મંદિરોના નમૂના ઉપર પાછળનાં વૈષ્ણવ શિખરો રચાયાં હોય એમ દેખાય છે. અહીંનાં જૈન મન્દિરો શેત્રુંજાનાં જૈન મંદિરોના નમૂનાનાં છે. શિખરો એ જ પ્રકારના છે એટલું જ નહિ પણ સભામંડપ ઉપરના ઘુમ્મટો શેત્રુંજાના ઘુમ્મટોને મળતા, જેને ફર્ગ્યૂસન 'પઠાણ ઘુમ્મટ' કહે છે; એ જાતના છે. ભણશાળીના જૈન મંદિરના ઘુમ્મટ સાથે ૫૦ વર્ષ પછીના શેઠ અને રાયસી શાહના મંદિરના ઘુમ્મટો સરખાવવાથી અહીંના કારીગરો કેટલી ઝડપથી પોતાનું કામ શીખે છે એ દેખાશે. પહેલા મંદિરનો ઘુમ્મટ તદ્દન ગોળ નથી. ટોચ ઉપર પૂરો ગોળાકાર કરતાં પાણા પડી જવાની કારીગરોને બીક લાગી હોય એમ દેખાય છે. વળી ઘુમ્મટના વજન માટે બહારની બાજુ ટેકા આપ્યા છે. જ્યારે પાછળના ઘુમ્મટો ઘણા મોટા હોવા છતાં સંપૂર્ણ ગોળ છે અને ટેકા વગર નિર્ભય રીતે ઊભા છે. મંદિરોના થાંભલાઓ વગેરે ભાગો ઉપર શોભા માટે જે કોતરકામ કર્યું છે, તે રાજકીય સ્થાપત્યના કોતરકામનો એક પ્રકાર છે.

### હિન્દુ મન્દિરો

વૈષ્ણવ, શૈવ અને દેવી વગેરેનાં અસંખ્ય મંદિરો આ શહેરમાં છે. કોઈનાં શિખરો સાદાં છે તો કોઈનાં કોતરણીવાળાં છે, કોઈના સભામંડપની છત સીધી છે તો કોઈના મંડપ ઉપર ઘુમ્મટ છે. તદ્દન નાનાં હનુમાન વગેરેનાં મંદિરોમાં તો વળી ગર્ભગૃહ ઉપર ઘુમ્મટ હોય છે અને આગળ ખુલ્લો ઓટલો હોય છે. આ ગ્રામ્ય શિવ મંદિરનો પ્રકાર છે.

મોટાં સુશોભિત મંદિરોનાં શિખરો, મંદિર શિવનું હોય કે વિષ્ણુનું હોય તો પણ વૈષ્ણવ હોય છે; અને એની ધાટી અહીંનાં જ જૈન મંદિરોની ધાટીને મળતી છે; એ જૈન મંદિરોની કળાની પરંપરા જ

પાછળનાં બધાં મંદિરોમાં દેખાય છે એમ કહેવું ખોટું નથી. ખરી રીતે તો અગિયારમા શતકનાં વૈષ્ણવ મંદિરોની પરંપરા જ આજ સુધી આ દેશમાં ચાલે છે. જામનગરનાં ત્રણ શતકનાં મંદિરો એનું દૃષ્ટાંત છે.

જૂનામાં જૂનું હિંદુ મંદિર નાગનાથનું છે. ગિરિધારીજીનું મંદિર અછુબાનું બંધાવેલું, અર્થાત્ ઇ. સ. ૧૮૨૦ પહેલાનું છે. એનું શિખર વૈષ્ણવ–અહીંના જૈન મંદિરનાં શિખરને મળતું, આગળ સીધી છતવાળો વિશાળ સભામંડપ અને આસપાસ ખુલ્લો ચોક છે. છેક આધુનિક વિ. સં. ૧૯૫૦ નું જામશ્રી વિભાજીના વજીર કરસનભાઈએ બંધાવેલું, કાશી વિશ્વનાથનું મંદિર ઉપર્યુક્ત પરંપરાનું સારી કારીગરીવાળું છે. ગર્ભગૃહ ઉપર વૈષ્ણવ શિખર ચારે દિશામાં દ્વારવાળા ગર્ભગૃહ આગળ ચારે તરફ સભાસ્થાન ઉપર નાના નાના થાંભલાઓ ઉપર ઘુમ્મટો મૂકેલા છે. આ રીતે હાવેલના વર્ગીકરણ પ્રમાણે આ 'બ્રહ્મમંદિર' કહેવાય. ફરતો પથ્થરનો બાંધેલો વિશાળ ચોક છે. જેને છેડે ફરતી વિદ્યાર્થીઓ, સાધુઓ, મુસાફરો વગેરેને રહેવા માટે કોટડીઓ છે. પ્રાચીન આર્યભાવનામાં મંદિર, પાઠશાળા અને ધર્મશાળા હતું. આ મંદિરમાં એ ભાવનાને પૂર્ણ કરવા સાથે પાઠશાળા યોજી છે.

આજથી ૩૦૦ વર્ષ પહેલાં સ્થપાયેલા ખીજડા પંથનું આ ગામમાં એક મહાન ખીજડા મંદિર છે. એના ગર્ભગૃહ ઉપર ચતુષ્કોણ ઉપર નાનો ઘુમ્મટ છે. આ શૈવ પ્રકાર છે કે મુસલમાન કળાનું અનુકરણ છે! આ મંદિરનો ચોક વિશાળ છે. હિંદુ મન્દિરોની અંદરનું તથા બહારનું કોતરકામ જૈન મન્દિરોને તથા રાજકીય સ્થાપત્યના નમૂનાઓને મળતું છે.

### મસ્જિદો

આ શહેરમાં જૂની મસ્જિદો હશે પણ જામશ્રી વિભાજીના વખતમાં એની મુસલમાન રાણીઓએ બંધાવેલી મસ્જિદો મોટી અને શોભાવાળી છે. શહેરના મધ્યમાં જ જુમા મસ્જિદ છે. એનો આગલો ભાગ, બાજુના નાના નાના ઘુમ્મટો તથા આગલા બે મીનારાઓ જોવા જેવા છે. જાનબાઇની મસ્જિદ ઉપરના ટાવરને લીધે પ્રખ્યાત છે. એની અંદરનો મકરબો નાજુક પણ સુંદર છે. રતનબાઇની મસ્જિદના મિનારાઓ સાથી ઊંચા તથા કારીગરીમાં ચઢિયાતા છે,

જૂના મુસલમાનની રાજધાનીના શહેરોની મસ્જિદોના જેવા મોટા દરવાજાઓ અહીં કોઇ મસ્જિદમાં નથી. મકરબાઓ પણ મસ્જિદોમાં જ છે, જુદા એકલા નથી. મકરબાઓની સ્થિતિ અહીં મુસલમાન ધર્મની સ્થિતિનો પડછાયો છે. શોભા માટેનું કોતરકામ બધે સરખું જ છે.

છેવટ જામનગર શહેરના આ ટૂંકા વર્ણનના અંતમાં કહેવાનું એટલું જ છે કે, આ દેશમાં શિલ્પકળા, અને ચિત્રકળા જીર્ણ શીર્ણ થઈ ગઈ છે, પણ સ્થાપત્યકળા આજ સુધી જીવતી રહી છે; અને રાજા કે પ્રજાનો આશ્રય હોય તો કળા માત્ર પુનર્જીવન પામે એમ છે.[૩]



૩. આ લેખ મૂળ ઈ. સ. ૧૯૧૯ માં છપાયેલ હોવાથી એમાંના આંકડા બાવીશ વર્ષ જૂના છે.

# વિવાહપદ્ધતિ

શ્રી. રામનારાયણ વિ. પાઠકે ' પ્રસ્થાન ' વર્ષ ૧૨, અંક ૬ માં "હિંદુઓની વિવાહપદ્ધતિ આપણા નવા વિચારોને અનુકૂળ કેવી કરવી જોઇએ " એ વિષયની ચર્ચાને આમંત્રી છે. એ આમંત્રણથી, એ વિષયની ચર્ચા હજી સુધી ' પ્રસ્થાન ' માં તો આગળ ચાલી નથી. પણ ગયા ઉનાળાની રજાઓમાં શ્રી. રામનારાયણભાઈ મુંબઇ આવીને રહ્યા હતા ત્યારે વાતો કરતાં એમણે આ ચર્ચાપત્રની ચર્ચા કરી. જેને પરિણામે એમણે જ મૂળ ચર્ચાપત્રમાં તથા મોઢે સૂચન કર્યા પ્રમાણે આપણી વિવાહપદ્ધતિમાં શાસ્ત્રની દૃષ્ટિએ ઓછામાં ઓછું કેટલું આવશ્યક છે તે દર્શાવવાનો અહીં પ્રયાસ કર્યો છે.

અત્યારે વસ્તુસ્થિતિ એવી છે કે, શાસ્ત્રોક્ત પદ્ધતિ અને રૂઢિ કે લોકાચારનું મિશ્રરૂપ પ્રચલિત છે અને તે રૂપ પણ બધી જ્ઞાતિઓમાં એક સરખું નથી. વળી મૂળ શાસ્ત્રોક્ત પદ્ધતિ પણ પહેલેથી એક જ રૂપમાં ચાલી આવે છે એવું નથી; એ ધીમે ધીમે વિકાસ પામી છે. લોકાચારની અસરથી મૂળ પદ્ધતિમાં ફેરફારો સ્વીકારવામાં પણ શાસ્ત્રકારોએ વાંધો નથી માન્યો, અને પાછળથી કેટલીક જ્ઞાતિઓમાં પ્રચલિત પદ્ધતિમાં શાસ્ત્ર ગૌણ—અતિગૌણ બની જઈ ને, લોકાચાર જ વ્યાપક હોય એવી સ્થિતિ પણ જોવામાં આવે છે. છતાં અહીં તો શાસ્ત્રોક્ત વિવાહપદ્ધતિનાં અંગોનો સંક્ષેપમાં નિર્દેશ કરવાની ધારણા રાખી છે.

**ઈતિહાસ**—વિવાહપદ્ધતિનાં મૂળ ઘણાં ઊંડાં છે. છતાં વૈદિક સાહિત્યની પારદર્શકતાને પરિણામે એ ઠીક ઠીક જોઇ શકાય છે. વૈદિક સાહિત્યનો જે પ્રાચીનતમ ભાગ ઋગ્વેદના મંત્રો, તેમાં ગૃહ્યવિધિનું સાક્ષાત્ દર્શન થતું નથી. અલબત્ત, લગ્ન જેવા અતિશય

સામાજિક અગત્યના બનાવ સંબંધી કાંઈક ક્રિયાઓ ઋગ્વેદના સમયમાં કે તે પહેલાં યે પ્રચલિત હોય એ સંભવિત છે; પણ એ પ્રાચીન ઋષિઓનાં જીવનનો અને મનનો, ખરી રીતે તેઓની કવિતાનો પ્રવાહ જે આપણને પ્રત્યક્ષ છે તે શ્રૌતયજ્ઞો તરફ વળેલો હતો. મતલબ કે ડૉ. ઑલ્ડનબર્ગ કહે છે તેમ, લગ્ન આદિ પ્રસંગોની ક્રિયાઓ ઋગ્વેદકાલીન ઋષિઓમાં બહુ સાદી રીતે થતી હશે એમ જ માનવું પડશે. કારણ કે એ ક્રિયાઓ વખતે બોલવાના મંત્રો ઋગ્વેદના જૂના ભાગમાં મળતા નથી. પણ ઋગ્વેદના દશમા મંડળના એક સૂક્ત (૧૦–૮૫) માં તથા અથર્વવેદના ૧૪ મા અધ્યાયમાં ગૃહ્યસૂત્રોક્ત લગ્નવિધિમાં આવતા કેટલાક મંત્રો મળે છે. આ દશમા મંડલને પુરાવિદો પાછળનું ગણે છે. વળી ઋગ્વેદનું આખું સૂક્ત પણ ઉપલબ્ધ ક્રમમાં લગ્નપ્રસંગે બોલવાનું નથી; છતાં એમાંના અમુક મંત્રો લગ્નવિધિને લગતા છે એ ચોક્કસ. ઋગ્વેદનું આ સૂક્ત—એ હિંદુઓની લગ્ન-વિધિનું પ્રાચીનતમ સાહિત્ય—અત્યારે પણ કોઈક બ્રાહ્મણજ્ઞાતિમાં લગ્નપ્રસંગે એ સૂર્યાસૂક્તનો પાઠ થાય એવો રિવાજ છે.

ઋગ્વેદસંહિતા પછી બ્રાહ્મણ ગ્રન્થોમાં ગૃહ્યઅગ્નિ અને એ અગ્નિ દ્વારા કરવાનાં કર્મોનું સૂચન મળે છે. ગૃહ્યસૂત્રોમાં ઉપયુક્ત અમુક પરિભાષા પણ બ્રાહ્મણ ગ્રન્થોમાં મળે છે. અર્થાત્ લગ્નાદિ ગૃહ્યકર્મોનો વિધિ બ્રાહ્મણ ગ્રન્થોના કાળમાં વિકાસ પામ્યો હતો. છતાં તદ્વિષયક કોઈ ગ્રન્થો તે કાળે લખાયા નથી. જો કે ગૃહ્યસૂત્રોમાં વપરાયેલા મંત્રોમાંથી જે સંહિતાઓમાં ઉપલબ્ધ નથી, તેનો મોટો ભાગ બ્રાહ્મણ-ગ્રન્થોના કાળમાં રચાયો છે. અને છેવટ બ્રાહ્મણકાળના અંત સુધીમાં જે સામગ્રી તૈયાર થઈ તેમાંથી ગૃહ્યસૂત્રો રચાયાં છે. અને એ સૂત્રો રચાયાં પછી તો સૂત્રોક્તવિધિ હિંદુસમાજમાં માન્ય અને રૂઢ થઈ ગયો.[1] આ માન્ય થયેલો સૂત્રોક્તવિધિ તે શાસ્ત્ર. અને શાસ્ત્રોક્ત પદ્ધતિમાં ભિન્ન ભિન્ન દેશ-કાળ-જ્ઞાતિમાં જે વધારાઘટાડા તથા ફેરફારો અક્ષરારૂઢ થયા વગર થયા અને ચાલ્યા તે લોકાચાર કે રૂઢિ.

---

૧. ગૃહ્યસૂત્રસાહિત્યના આ વિકાસક્રમ માટે જુઓ ગૃહ્યસૂત્રોનાં અંગ્રેજી ભાષાન્તર સાથે જોડેલો ડૉ. ઑલ્ડનબર્ગનો ઉપોદ્ઘાત. (સેક્રેડ બુક્સ ઑફ ધ ઇસ્ટ. ગ્ર. ૩૦, ઈ. સ. ૧૮૯૨.)

હવે શાસ્ત્રોક્ત પદ્ધતિના મૂળરૂપ જે ગૃહ્યસૂત્રો તેનો સમય જો કે ચોક્કસ ન કહી શકાય, પણ ઇ. સ. પૂર્વે છઠ્ઠાથી ચોથા શતક સુધીમાં ઘણાખરાં સૂત્રો રચાયાં હોવાનો સંભવ છે. આ સૂત્રો રચાયાં તે કાળે પણ શાખાસૂત્રભેદ, દેશભેદ, વર્ણભેદ વગેરે કારણોથી લગ્નવિધિ બધે એકસરખો નહિ હોય એમ ગૃહ્યસૂત્રો ઉપરથી જ લાગે છે.

આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે, જુદા જુદા દેશમાં અને જુદાં જુદાં ગામમાં લગ્નવિષયક આચારો જુદા જુદા છે. છતાં જે સામાન્ય સ્વીકૃત છે તે નીચે કહ્યા છે (આ સૂત્ર ૧-૭-૧, ૨).

છતાં ઉપલબ્ધ સર્વ ગૃહ્યસૂત્રોમાં લગ્નવિધિ કે તેનો ક્રમ સમાન નથી. મંત્રોનો ઉપયોગ પણ ભિન્ન છે. સૂત્રોને પરસ્પર મેળવી જોતાં આશ્વલાયનાદિ સૂત્રોમાં, કદાચ પ્રાચીનતર હોવાથી કે ગમે તેમ પણ ગૃહ્યવિધિ સાથે સ્માર્તવિધાનોની ગડબડ, અસ્તવ્યસ્ત વિધિક્રમ, વગેરે વિધિ સ્થિર થયા પહેલાંનાં લક્ષણો દેખાય છે. પછી ઑલ્ડનબર્ગ કહે છે તેમ સાંખ્યાયન અને પારસ્કર બેનું કદાચ એક મૂળ છે. અને છેલ્લો વ્યવસ્થિત વિધિ પારસ્કર ગૃહ્યસૂત્રમાં મળે છે. મતલબ કે પારસ્કર ગૃહ્યસૂત્રોક્ત લગ્નવિધિ એ જ શાસ્ત્રોક્ત વિવાહપદ્ધતિ. ઘણી બ્રાહ્મણ જ્ઞાતિઓમાં એ પારસ્કર સૂત્રોક્ત વિવાહપદ્ધતિ લગભગ મૂળ શુદ્ધરૂપે અત્યારે પ્રચલિત છે. અલબત્ત મૂળ સૂત્રના સંક્ષેપોનો વિસ્તાર, મંત્ર-પ્રતીકોને સ્થાને આખા મંત્રો વગેરે આચારના આવશ્યક અંશો સૂત્ર ઉપરની ટીકાઓમાં તથા તે ઉપરથી રચાગેલ પદ્ધતિગ્રન્થોમાં ઉમેરેલા છે, પણ મુખ્યવિધિમાં તાત્ત્વિક ફેર નથી થયો. ભિન્ન ભિન્ન જ્ઞાતિના ધાર્મિક કર્મ કરાવનારા શુકલોએ અનુકૂળતા ખાતર મૂળ સૂત્રોક્તવિધિ સાચવીને તે તે જ્ઞાતિના રૂઢિગત આચારોનો સમાવેશ કરનારી પદ્ધતિઓ રચેલી છે, જે મોટે ભાગે હસ્તલિખિત પુસ્તકરૂપે તે લોકો પાસે જ હોય છે. આ શુકલ કુટુંબોમાં વિદ્યા ક્ષીણ થતાં કોઈક પદ્ધતિના પાઠો અતિભ્રષ્ટ જોવામાં આવે છે. પણ એ અધોગતિના ઇતિહાસથી મૂળ શાસ્ત્રોક્ત પદ્ધતિને બાધ આવતો નથી. પારસ્કર ગૃહ્યસૂત્રોક્ત વિવાહપદ્ધતિ એ જ હિંદુઓની વિવાહપદ્ધતિ, એ નિશ્ચય સપ્રમાણ અને સ્પષ્ટ છે.

આ પારસ્કર સૂત્રોક્ત વિવાહપદ્ધતિમાં કહેલાં સર્વ કર્મો વિવાહ-

વિધિનાં આવશ્યક ધાર્મિક અંગરૂપ નથી. (૧) કન્યાનાં માબાપને ઘેર વર અતિથિરૂપ હોવાથી મધુપર્ક આદિ સામાન્ય આતિથ્યનાં કર્મો છે. (૨) લગ્નતિથિનો નિર્ણય આદિ સામાન્ય વ્યાવહારિક કર્મો છે. (૩) મહાવ્યાહૃતિ વગેરે ૧૪ આહુતિઓ જ્યાં હોમાત્મક કર્મ હોય ત્યાં સામાન્ય છે. બાકીનાં કર્મો વૈવાહિક છે. આમાં કન્યાદાનની વાત ફક્ત એક વખત આરમ્ભમાં આવે છે. જ્યાં દાનનો પ્રસંગ ન હોય અથવા પિતા કે ભાઈ દાતા ન હોય, ત્યાં એ કર્મ જ છોડી દેવું કે કોઈ મિત્ર પાસે દાનનો વિધિ કરાવવો એ વિચારણીય છે. દાનની વાત છોડી દેવાથી બાકીનાં કર્મને કાંઈ વાંધો આવે એમ મને લાગતું નથી. પારસ્કર સૂત્રમાંથી નીચે આપેલી કર્મસૂચિમાંનાં કેટલાં અને ક્યાં કર્મોને હિંદુ લગ્નવિષયક કાયદાએ આવશ્યક ગણ્યાં છે એ કોઈ કાયદાશાસ્ત્રી લખશે; પણ શાસ્ત્ર નીચેનાં કર્મોને આવશ્યક ગણે છે. અહીં વૈવાહિક કર્મોની ફક્ત સૂચિ આપી છે, પ્રત્યેક કર્મની વિગતો તથા તે તે કર્મને લગતા મંત્રો નથી આપ્યા. અલબત્ત વિગતો અને મંત્રો સાથે શુદ્ધ સૂત્રોક્ત વિવાહપદ્ધતિ કોઈ પ્રગટ કરે તો એ ઉપકારક થાય એમ હું ધારું છું.

### વૈવાહિક કર્મસૂચિ

૧. લગ્નતિથિનો નિર્ણય.[1] (૧–૪–૫)

હાલમાં લગ્નતિથિનો નિર્ણય થયા પછી માતૃકાપૂજન અને નાન્દીમુખશ્રાદ્ધ વરના અને કન્યાના બે ય પક્ષમાં થાય છે.

૨. વરનું મધુપર્ક આદિથી અર્ચન.[2] (૧–૩)

૩. કન્યાને તૈયાર કરવી.[3] (૧–૪–૧૨, ૧૩)

૪. સમંજન વિધિ.[4] (૧–૪–૧૪)

---

૧. બીજાં ગૃહ્યસૂત્રોમાં પણ આ વાત છે. પણ આશ્વલાયન સૂત્રમાં "કેટલાક ગમે તે દિવસે વિવાહ થઈ શકે એમ કહે છે, એવું સૂત્ર છે" (૧–૪–૨).

૨. વરના અર્ચનની વાત લગ્નવિષયક ચાલુ કંડિકામાં નથી પણ આગલી કંડિકામાં છે.

૩. કન્યાને તૈયાર કરવાના કર્મને અંગે કન્યાને વરે વસ્ત્ર આપવાની વાત (૧–૧૨–૩) સાંખ્યાયન સૂત્રમાં પણ છે.

૪. સમંજન વિધિની વાત સાંખ્યાયન (૧–૧૨–૪, ૫) અને ગોભિલ (૨–૨)માં પણ છે.

વરકન્યા બેયને શરીરે કાંઈક લેપ થતો હશે એવું અનુમાન થાય છે.

૫. પિતા તરફથી કન્યાનું પ્રદાન.[૫] (૧–૪–૧૫)

કન્યાદાનની આ ક્રિયા વખતે બ્રાહ્મણ જ્ઞાતિઓમાં બંને પક્ષ તરફથી પોતપોતાનો ગોત્રોચ્ચાર કરવામાં આવે છે. પછી કન્યાદાનને અંગે कोदात् વગેરે મંત્ર બોલવામાં આવે છે. અને કન્યાનો હાથ કાંઈક દક્ષિણા સાથે વરના હાથમાં પિતા તરફથી મૂકવામાં આવે છે. આનું જ નામ કન્યાદાન. સામાન્ય રીતે આ ક્રિયાને હસ્તમળાપ કહેવામાં આવે છે. ગોત્રોચ્ચારાદિ કર્મનું સૂત્રમાં સૂચન નથી પણ પદ્ધતિમાં છે.

૬. કન્યાને લઈને વરનું નિષ્ક્રમણ. (૧–૪–૧૫)

૭. સમીક્ષણવિધિ. (૧–૪–૧૬)

પિતાએ આપ્યા પછી કન્યાને લઈને વર અગ્નિ સમીપ જાય છે. પછી વરકન્યા એકબીજાને જૂએ છે, અને તે પછી લાજહોમાદિ લગ્નની અત્યંત આવશ્યક ક્રિયા કરે છે, એ ઘણું સૂચક છે,

૮. અગ્નિસ્થાપન અને અગ્નિ પાસે બેસી હોમ કરવો. (૧–૫)

૯. લાજાહોમ.[૬] (૧–૬)

આ ક્રિયાને અંગે લાજાહોમ પછી જે મન્ત્ર બોલવામાં આવે છે તેમાં જ પાણિગ્રહણનો ઉલ્લેખ છે. અને એ વખતે જ વર એ મન્ત્ર બોલતાં બોલતાં કન્યાનો હાથ ગ્રહણ કરે છે. મતલબ કે, આ જ પાણિગ્રહણ–લગ્નનો આવશ્યક વિધિ.

૧૦. અશ્મારોહણ,[૭] અગ્નિને ફેરા અને પ્રજાપતિ હોમ. (૧–૭)

૧૧. સપ્તપદી. (૧–૮–૧, ૨)

૧૨. કન્યાને મુર્ધાભિષેક. (૧–૮–૩ થી ૬)

૧૩. સૂર્યદર્શન. (૧–૮–૭)

૧૪. હૃદયાલભન.[૮] (૧–૮–૮)

૧૫. વધૂને અભિમંત્રણ. (૧–૮–૯)

---

૫. કન્યાનું પ્રદાનકર્મ ક્રમમાં ક્યાં આવે એ વિષે સૂત્રોમાં અલ્પ મતભેદ છે. પણ ઉપરનો ક્રમ પારસ્કર અને પદ્ધતિને અનુસરતો છે.

૬. લાજહોમની વાત સાંખ્યાયન (૧–૧૩–૧૫)માં ટૂંકામાં છે. ખાદિર (૧–૩), ગોભિલ (૨–૨) અને આશ્વલાયન (૧–૭–૧૪)માં પણ એનું સૂચન છે.

૭. અશ્મારોહણની વાત પણ આશ્વલાયન (૧–૭–૭) અને સાંખ્યાયન (૧–૧૩–૧૨)માં છે.

૮. પાણિગ્રહણનો મંત્ર તથા હૃદયાલભનનો મંત્ર બે ય ઋ. ૧૦–૮૫માં છે.

વધૂને અભિમંત્રણના આ કર્મ ઉપરથી એમ લાગે છે કે, ત્યાં લગ્નનું કર્મ પૂરું થયું અને લાજાહોમથી હૃદયાલભન સુધીમાં કર્મો એ લગ્ન સંબંધી મુખ્ય કર્મો છે, જ્યારે બાકીનાં કર્મો આનુષંગિક છે; એટલી વાત તો એ કર્મો, તેમાં વપરાયેલા મંત્રો તથા વચનો જોતાં પણ સ્પષ્ટ દેખાય છે. આ પાંચ–છ કર્મો જુદાં જુદાં અહીં ગણાવ્યાં છે, પણ ખરી રીતે બહુ ટૂંકાં છે.

૧૬. વરપક્ષવાળા કન્યાને તેડી જાય છે.

૧૭. આચાર્યને દક્ષિણા.

૧૮. સૂર્યાસ્ત પછી ધ્રુવનું દર્શન વરે વધૂને કરાવવું.

ત્રણ રાત સુધી વરકન્યાએ ક્ષાર અને મીઠું ન ખાવાં તથા નીચે (ખાટલા ઉપર નહિ) સૂવું અને એક વર્ષ, બાર રાત, છ રાત કે અન્તતઃ ત્રણ રાત સુધી વરવધૂએ બ્રહ્મચર્ય પાળવું એમ સૂત્રકાર કહે છે.



# સતીપ્રથાનો થોડો ઇતિહાસ

લૉર્ડ બેન્ટિકે કાયદો કરીને સતીની પ્રથાને આ દેશમાંથી કાઢી નાખી અને હવે તો એ પ્રથાનો અભાવ આપણા સમાજને એવો પચી ગયો છે કે, એનો વિચાર એ વ્યવહારક્ષેત્રનો નહિ પણ કેવળ ઐતિહાસિક ક્ષેત્રનો જ વિચાર રહ્યો છે. હિંદુસમાજ અતિશય સ્થિર છે અને એ સમાજમાં ભૂતકાળમાં ફેરફારો થયા જ નથી એવી કેટલાક લોકોની માન્યતા છે. જેમ જેમ ઇતિહાસનો સ્વતંત્ર અભ્યાસ આપણે ત્યાં વધતો જાય છે તેમ તેમ આ માન્યતા ભ્રમપૂર્ણ છે અને સાચા ઇતિહાસના અજ્ઞાનથી જન્મેલી છે, એવી પ્રતીતિ પણ હવે તો ઉદ્ભવતી જાય છે. આ સતીની પ્રથાનો થોડો ઇતિહાસ અહીં ટૂંકામાં ભૂતકાળમાં ફેરફારો થયા છે એના એક અલ્પ ઉદાહરણ તરીકે આપું છું.

સતીનો રિવાજ માત્ર હિંદુસ્તાનમાં જ પેહેલાં હતો એવું નથી. પણ એ 'ઇન્ડોજર્મનિક' છે અર્થાત્ હિંદી આર્યોના પૂર્વજો અને હાલના જર્મન કે બીજા યુરોપીય આર્યોના પૂર્વજો સાથે રહેતા તે કાળની આર્યપ્રજામાં એ રિવાજ હતો, એમ શ્રેડરે (Schrader) ઇતિહાસ પૂર્વકાલીન પ્રાચીનવૃત્ત ( Prehistoric Antiquites p. 39 )માં લખ્યું છે. એ પ્રાચીનતમ આર્યોના જુદા જુદા વંશજોની જુદી જુદી ભાષાઓમાં જેનો પતિ મરી ગયો હોય એવી સ્ત્રી માટે એક જ શબ્દ મળે છે. સંસ્કૃત વિધવા, અંગ્રેજીમાં વિડો (Widow) અને લેટિન વિડુઆ (Vidua), એ ત્રણે શબ્દો મૂળ એક શબ્દનાં સહેજ જ ઉચ્ચારનાં ફરકવાળાં રૂપો છે. લેટિન અને સંસ્કૃત શબ્દો તો લગભગ સમાન છે. આજે પણ સંસ્કૃત વિધવા શબ્દનો ઉચ્ચાર કોઇ અંગ્રેજ કરે તો એ લેટિન શબ્દને મળતો જ કરશે.

કોઇ પણ લોકાચારના મૂળમાં કોઈક જાતનું તત્ત્વજ્ઞાન હોય છે એમ માનીએ તો શરીર છોડીને પરલોકમાં જતા પુરુષને પરલોકમાં ચે

સ્ત્રી વગર કેમ ચાલે એ વિચારના બળને પરિણામે સતીનો રિવાજ ચાલ્યો હોવાનો સંભવ છે. શરૂઆતમાં કદાચ સ્ત્રીઓને પરાણે બાળી નાખવામાં આવતી હોય એ પણ સંભવિત છે; અને જે કાળની આપણે વાત કરીએ છીએ તે કાળની અર્ધ જંગલી દશામાં તો આવું ઘણું બનતું. પણ પાછળથી કાળક્રમે એ પ્રથા રૂઢ થઈ જતાં ઘણી સ્ત્રીઓ સ્વેચ્છાથી સતી થતી હશે. સ્ત્રીઓ જ શા માટે? રાજાઓના સેવકો રાજાની પછવાડે આપઘાત કરે એવો પણ રિવાજ હતો. દાખલાઓ શોધવા માટે દૂર જવાની જરૂર નથી. ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસની વાત છે. પ્રબંધચિંતામણિ (ગુ. ભા. પૃ. ૨૧૯)માં લખ્યું છે કે, "ધોળકાનો વાઘેલો રાજા વીરધવલ મરણ પામતાં તેની તરફ સેવકોનો અતિપ્રેમ હોવાથી તેની સાથે એકસો વીસ સેવકો પણ બળી મૂઆ. પછી તેજપાલે સ્મશાનમાં પહેરેગીરો રાખીને લોકના એ આગ્રહને રોકયો."

આ જમાનામાં આ અનુગમનની વૃત્તિ લુપ્ત થઇ ગઇ છે એવું પણ નથી. જાપાનમાં થોડાં વર્ષો પહેલાં ત્યાંના રાજા મિકાડોની પછવાડે તેના સેનાપતિ જનરલ નોગીએ પોતાની તરવારથી આપઘાત કર્યો હોવાની વાત છાપામાં આવી હતી તે ઘણાને યાદ હશે. પણ હજી તો આપણે વેદપૂર્વકાલીન આર્યોની વાત કરીએ છીએ. ઋગ્વેદ પહેલાંના કાળમાં આર્યોમાં સતીનો રિવાજ હતો. પણ પછી ઋગ્વેદના તથા અથર્વવેદના કાળમાં એ રિવાજ બંધ થઈ ગયો હોય અને પાછો અમુક કાળ પછી ચાલુ થયો હોય એમ નીચેનાં કારણોથી જણાય છે.

ઋગ્વેદમાં નીચેના મન્ત્રમાં મરી ગયેલા પતિ સાથે સ્મશાનમાં ગયેલ પત્નીઓને રોવાની, માથું ફોડવાની કે શરીર ઉપરનાં ઘરેણાં ઉતારવાની ક્રિયા બંધ રાખીને ઘેર પાછી જવાનું કહેલું છે:

इमा नारीर विधवा सुपत्नीराञ्जनेन सर्पिषा संविशन्तु ।
अनश्रवो नमीवाः सुरत्नाआरोहन्तु जनयो योनिमग्रे ॥ (ऋ. १०-१८-७)

આ મંત્ર ઉપરથી એમ લાગે છે કે, એ વખતે શબને લઈ જનાર લોકો સાથે સ્ત્રીઓ પણ સ્મશાનમાં જતી હતી અને શબને ચિતા ઉપર મૂકયા પછી તે સ્ત્રીને ઉત્તર દિશામાં બેસારતા.

उत्तरतः पत्नीं संवेशयन्ति । धनुश्च क्षत्रियस्य । तामुत्थापयेद् देवरः पतिस्थानीयो अन्तेवासी जरद्दासो वा उदीर्ष्व नार्यभिजीवलोकम् इति ।

आश्वलायनगृह्यसूत्र ( ४, २, १६-१९ )

મતલબ કે, એ શબને ચિતા ઉપર મૂકયા પછી ઉત્તર દિશામાં બેસાડેલી તેની પત્નીને તેનો દિયર, તેના પતિનો શિષ્ય કે ઘરનો ઘરડો નોકર નીચેના મન્ત્રથી ઉઠાડી ઘેર લઇ જાય છે. એ મન્ત્ર:–

उदीर्ष्व नार्यभिजीवलोकं गतासुमेतमुपशेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभिसंबभूथ ॥

( ऋ. १०–१८–८ ).

“હે નારી, આ મૃત માણસ પાસે તું સૂતી છો, પણ હવે જીવલોક ( ઘર ) તરફ ચાલ.”

આ મંત્ર અને એનો વિનિયોગ બતાવનાર ઉપરનું સૂત્ર જોતાં પહેલાં મરેલા પતિ સાથે સૂઈને પત્ની બળી જતી હશે, તેમાંથી ઋગ્વેદ કાળે બળી મરવાનો રિવાજ નીકળી જતાં જૂના રિવાજના ચિહ્ન તરીકે શબને પડખે થોડો વખત સ્ત્રી સૂતી હશે, પછી તેનાં સગાંઓ તેને ઘેર લઇ જતાં હશે અને થોડા વખત પછી સૂવાને બદલે ઉત્તર દિશામાં સૂવાનો રિવાજ દાખલ થયો હશે એમ જણાય છે.

અથર્વવેદના નીચેના મંત્રમાં ઉપરની જ વાત છે:—

इयं नारी पतिलोकं वृणाना निपद्यते उप त्वा मर्त्य प्रेतम् ।
धर्मं पुराणमनुपालयन्ती तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥

( अ. वे. १८–३–१ )

“હે મર્ત્ય, પતિલોકને ઇચ્છનારી આ સ્ત્રી તારા મરેલા શરીર પાસે પુરાણા ધર્મને અનુસરીને પડી છે, તેને તું પ્રજા અને ધન આપ.”

આ મન્ત્રમાં મરેલા પતિના શબ પાસે સ્ત્રીએ સૂવું એને ‘ પુરાણો ધર્મ ’ કહ્યો છે, એ ધ્યાનમાં લેવાથી સતી થવાનો જે રિવાજ પહેલાં હતો તે ઋગ્વેદ તથા અથર્વવેદના કાળમાં બંધ થયો હતો એમ સ્પષ્ટ દેખાય છે. ‘ પ્રજા અને ધન આપ ’ એમ કહેવામાં કદાચ પુનર્વિવાહનું સૂચન હશે.

ઋગ્વેદ–અથર્વવેદના લાંબા કાળ સુધી બંધ રહેલો આ રિવાજ કેમ પાછો ચાલુ થયો એ સમજાતું નથી. પણ આપણા લોકમાં રહેવા કરતાં પતિલોકમાં જવામાં સ્ત્રીનું વધારે કલ્યાણ હોવાની માન્યતા પાછળથી જોરમાં આવી લાગે છે. જૂનાં ધર્મસૂત્રોમાં પણ સતી થવાના રિવાજનું સૂચન નથી. મનુએ પણ સ્ત્રીને

સતી થવાની ભલામણ નથી કરી, પણ બ્રહ્મચર્ય પાળીને રહેવાની ભલામણ કરી છે:

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥

( मनु. अ. ५. श्लो. १६० )

"ભર્તા મરી જતાં સાધ્વી સ્ત્રી બ્રહ્મચર્ય પાળીને રહે તો અપુત્ર હોવા છતાં એ સ્ત્રી બ્રહ્મચારી પુરુષો પેઠે જ સ્વર્ગમાં જાય છે."

પણ વિષ્ણુધર્મસૂત્રમાં, भर्तरि मृते ब्रह्मचर्यमन्वारोहणं वा । પતિ મરી જતાં બ્રહ્મચર્ય પાળીને રહે કે પાછળ સતી થાય, એ રીતે વિકલ્પ આપ્યો છે.

વળી બ્રાહ્મણ સ્ત્રીથી પતિ દૂર મરી જાય તો સતી ન થવાય, પણ ક્ષત્રિય લડાઈમાં મરી જાય તો પણ તેની પાદુકા સાથે તેની સ્ત્રી સતી થઈ શકે. પરન્તુ ગર્ભિણી સ્ત્રીથી તથા જેની પ્રજા બાળક હોય તેનાથી સતી ન થવાય વગેરે નિયમો પણ સતીનો રિવાજ ફરી ચાલુ થયા પછી દાખલ થયા. પ્રો. પાંડુરંગ વામન કાણે ઈ. સ. ના આરંભની આસપાસમાં સતીનો રિવાજ ફરી ચાલુ થયો એમ જે કહે છે, તે શ્રુતિ-સ્મૃતિનાં પ્રમાણો જોતાં, યથાર્થ લાગે છે.

વેદોત્તરકાલીન સાહિત્ય જોતાં મહાભારતમાં સતીનો રિવાજ ચાલુ હોવાનું સિદ્ધ કરે એવા ઉલ્લેખો છે. દા. ત. પાંડુની પછવાડે માદ્રી સતી થાય છે. ( આદિપર્વ અ. ૧૨૫ ) તથા શ્રીકૃષ્ણની પછવાડે રુકિમણી, ગાંધારી, શૈબ્યા વગેરે કૃષ્ણપત્નીઓ સતી થાય છે. ( મૌસલ-પર્વ અ. ૭ ). શાંતિપર્વ ( અ. ૧૪૮ ) માં કપોતીઆખ્યાન દ્વારા સતીના રિવાજની પ્રશંસા કરેલી છે.

મહાકવિ કાલિદાસે કુમારસંભવમાં તથા રઘુવંશમાં સતીના રિવાજનો નિર્દેશ કર્યો છે. ( જુઓ; રઘુવંશ સ. ૧૭ શ્લો. ૬ ). પછી છઠ્ઠા શતકના જ્યોતિષી વરાહમિહિરે તથા બાણકવિએ પણ સતીની પ્રથાનો ઉલ્લેખ કર્યો છે. વરાહમિહિર સ્ત્રીની વિશેષતા બતાવતાં કહે છે કે:—

पुरुषश्चटुलानि कामिनीनां कुरुते यानिरहो न तानि पश्चात् ।
सुकृतज्ञतयांगना गतासूनवगूह्य प्रविशन्ति सप्तजिव्हम् ॥

( બૃહત્સંહિતા ૭૪-૧૬ ).

"સ્ત્રીઓ પાસે એકાંતમાં જે મીઠી મીઠી વાતો પુરુષો કરે છે તે તેઓની પાછળ નથી કરતા; પણ સ્ત્રી તો સુકૃતજ્ઞ હોવાથી મરેલા પતિને આલિંગીને અગ્નિમાં પ્રવેશ કરે છે."*

બાણકવિએ પણ હર્ષચરિતમાં સતીની પ્રથાનો નિર્દેશ કર્યો છે. ચક્રવર્તી રાજા હર્ષની માતા યશોમતી સતી થઈ હોવાનું તેણે નોંધ્યું છે. કાદંબરીમાં પણ સતીની પ્રથાનો ઉલ્લેખ છે, પણ એ સાથે જ એ પ્રથાની વિરુદ્ધ કવિનો મત હોય એમ લાગે એવા શબ્દો છે. કાદંબરીમાં જે થોડા સરલ પણ સરસ ગદ્યકટકાઓ છે તેમાંનાં यदेतदनुमरणं नाम तदति निष्फलं अविद्वज्जनाचरित एष मार्गः ઇત્યાદિ વાક્યોથી શરૂ થતા એક કટકામાં લંબાણથી સતીના રિવાજ વિરુદ્ધ પ્રબળ ઉપદેશ કર્યો છે.

એ કાળના ઉત્કીર્ણ લેખોમાંથી સતીનો રિવાજ એ વખતે સર્વત્ર પ્રચલિત હોવાના અનેક દાખલાઓ મળે છે. પાંચમા-છઠ્ઠા શતકથી તે વિક્રમની ૧૯ મી સદીનો પોણો ભાગ પૂરો થયો ત્યાં સુધી સતીની પ્રથા આ દેશમાં પ્રચલિત હતી. રાજપૂત સ્ત્રીઓ જ નહિ પણ બ્રાહ્મણ સ્ત્રીઓ પણ સતી થતી અને જે સ્ત્રી સતી થાય તે પાછળથી પૂજાતી અને એ સ્ત્રીની પ્રજા 'સતીમા' થી પોતાને ગૌરવ મળ્યું છે એમ માનતી.

---

* વરાહમિહિર, આધુનિક કહી શકાય એવો, સ્ત્રીનિંદકોનો વિરોધી છે. એ ઉપલા જ અધ્યાયમાં લખે છે કેઃ—

जाया वास्याज्जनित्री वा संभवः स्त्रीकृतो नृणाम् ।
हे कृतघ्नास्तयोर्निन्दां कुर्वतां वः कुतः सुखम् ॥
अहो धार्ष्ट्यमसाधूनां निन्दतामनघाः स्त्रियः ।
मुष्णतामिव चौराणां तिष्ठ तिष्ठेति भाषताम् ॥

સ્ત્રી પત્ની હોય કે માતા હોય, પણ માણસની ઉત્પત્તિ સ્ત્રીમાંથી છે; હે કૃતઘ્નો! એ પત્ની તથા માતાની નિંદા કરનારા તમને સુખ ક્યાંથી મળે? જાતે ચોરી કરતાં અને 'ઊભો રે, ઊભો રે,' એમ બૂમો પાડતાં ચોરો જેવી, નિષ્પાપ સ્ત્રીઓને નિંદનાર દુષ્ટ પુરુષોની ધૃષ્ટતા વિશે શું કહેવું?

વિશાળ સંસ્કૃત સાહિત્યમાં, વૈરાગ્યને બહાને સ્ત્રીઓની નિંદા કરનારાઓની આવી સચોટ ઝાટકણી વિરલ છે.

પણ બંગાળામાં અવિભક્ત કુટુંબમાં સ્ત્રીઓના વિશેષ હક્ક જેવી ખાસ પરિસ્થિતિને પરિણામે વર્ષમાં આઠસો આઠસો સ્ત્રીઓ સતી થવાના બનાવો બનવાથી, બ્રિટિશ સરકારનું ખાસ ધ્યાન ખેંચાયું; અને ઈ. સ. ૧૮૨૯ માં લોર્ડ બેન્ટિકે કાયદો કરીને સતીના રિવાજને બંધ કર્યો.

આ રીતે ઇતિહાસપૂર્વકાલીન આર્યોમાં પ્રચલિત હોવા છતાં વચ્ચે બારસો-પંદરસો કે અઢારસો વર્ષ સુધી બંધ રહેલી સતીની પ્રથા પાછી અઢારસો વર્ષ ચાલી; ઇ. સ. ૧૮૨૯ માં બંધ થઈ.[1]



---

૧. 'ધર્મશાસ્ત્રવિચાર' નામના રા. રા. પાંડુરંગ વામન કાણે, એમ. એ. એલ. એલ. એમ. એડવોકેટના ૧૯૩૫ માં બહાર પડેલા મરાઠી પુસ્તકના આધારે.

# મુસલમાની સમયમાં કેળવણીને ઉત્તેજન

સાધારણ રીતે સુશિક્ષિત માણસો પણ એમ માને છે કે, કેળવણી તો અંગ્રેજ સરકારના રાજ્યમાં જ અપાય છે. અલબત્ત આ જમાનામાં કેળવણીનો જે અર્થ સમજાય છે અને પ્રજાને કેળવણી આપવા માટે રાજ્યની જે પ્રકારની ફરજ મનાય છે, તે જાતના વિચારો ભૂતકાળમાં નહોતા; પણ લોક તદ્દન અસંસ્કારી રહેતા અથવા રાજ્ય તરફથી કેળવણીને કોઈ જાતનું ઉત્તેજન જ નહોતું અપાતું એ કલ્પના યથાર્થ નથી. મુસલમાનો આ દેશમાં આવ્યા તે પહેલાં બ્રાહ્મણો, સાધુઓ, ભિક્ષુકો વગેરે અક્ષરસંસ્કારી વર્ગો સામાન્ય જનસમાજને સંસ્કારી કરવામાં ઘણો ભાગ લેતા. એક કાળે આ દેશમાં તક્ષશિલા અને નાલન્દા જેવાં વિશ્વવિદ્યાલયો હતાં તથા એવા કુલપતિઓ હતા કે જેમના આશ્રમોમાં દશ દશ હજાર વિદ્યાર્થીઓ અધ્યયન કરતા. પણ આ મહાસંસ્થાઓ ઉપરાંત નાનામોટા રાજાઓ પોતાની રાજધાનીઓમાં અને નાનાંમોટાં મંદિરોમાં મંદિરના આશ્રય નીચે જ નાની મોટી પાઠશાળાઓ નભાવતા. રાજાઓએ અને મંદિરોએ સ્થાપેલ આ જાહેર પાઠશાળાઓ ઉપરાંત વિદ્વાન બ્રાહ્મણો અને મઠસ્થ વિદ્વાન સાધુઓ નાની નાની ખાનગી શાળાઓ ચલાવતા. આ ખાનગી શાળાઓ દ્વારા નાનાં ગામડાંઓ પર્યંત કેળવણીનો પ્રચાર મુસલમાનો આવ્યા તે પહેલાં આ દેશમાં હતો અને મુસલમાનોના આવવાથી એમાં કાંઈ ફેર ન પડતાં કેળવણીના પ્રચારનો એ જ ક્રમ ચાલુ રહ્યો હતો.

આ ઉપરાંત યાત્રા નિમિત્તે કે ભિક્ષા નિમિત્તે ફરતા સાધુઓ તથા પુરાણીઓ, ધાર્મિક કથાઓ દ્વારા, ધાર્મિક વ્યાખ્યાનો દ્વારા તથા પુરાણોનાં આખ્યાનો દ્વારા મોટી ઉમ્મરના માણસોમાં અક્ષરજ્ઞાન તો નહિ પણ ઊંચા સંસ્કારો, કેળવણીના ફળરૂપ સંસ્કારો, નાખતા. મુસલમાની સમયમાં આ કેળવણીનું પુરાણું તંત્ર જેમનું

તેમ જ ચાલુ રહ્યું હતું. અલબત્ત કાળાનુસાર કેટલોક ફેરફાર થયો હશે. જેમકે ૧૧માથી ૧૫મા સૈકાઓ સુધીમાં જે સંપ્રદાયોનો ઉદ્ભવ થયો તેના આચાર્યોએ અને વિદ્વાન અનુયાયીઓએ કેળવણીના પ્રચારનું કામ ઘણા જોરથી કર્યું હતું. આ સંપ્રદાયો પોતાના પંથનું જ જ્ઞાન ફેલાવતા એમ માનવાનું નથી. એમનાં મંદિરોમાં સામાન્ય કેળવણી આપવાની વ્યવસ્થા પણ બહુ સારી હતી. ( રામાનુજ સંપ્રદાયે ન્યાયશાસ્ત્ર ખેડવામાં કેટલો ભાગ લીધો છે તે જોવાથી આ દલીલ સમજાશે ).

ઉપર પ્રમાણે લોકમાં કેળવણીના પ્રચાર માટે આ દેશમાં જે પ્રજાકીય વ્યવસ્થા હતી તેથી જુદું મુસલમાનોએ–મોગલોએ શું કર્યું એ જ અહીં ટૂંકામાં જોવાની ઇચ્છા છે.

ઇ. સ. ૭૧૨થી ઇ. સ. ૧૨૦૬ સધી મુસલમાનોએ ખરી રીતે આ દેશમાં સ્થાયી રાજ્ય સ્થાપ્યું નથી, ફક્ત સાહસિક સરદારની સરદારી નીચે ધાર્મિક ઝનૂનવાળાં અને લૂંટની સ્પૃહાવાળાં મુસલમાનોનાં ટોળાંઓ આ દેશમાં ધસી આવતાં અને યથાશક્તિ લૂંટ લઇ વચ્ચે આવતા મુલકો ઉજ્જડ બનાવી પાછાં જતાં. આ ૫૦૦ વર્ષના ગાળામાં તો મુસલમાનોને આ દેશમાં કેળવણીને ઉત્તેજન આપવાનો પ્રસંગ જ ન હતો. અલબત્ત આ મુસલમાનો જંગલી ન હતા. તેઓએ પોતાના દેશમાં કવિઓને તથા પંડિતોને સંગ્રહીને તથા બીજી રીતે કેળવણીને ઉત્તેજન આપ્યું હતું. વળી અહીંથી તો એ વખતના મુસલમાન પંડિતો કંઈક શીખી જતા. આ દેશના પંડિતો એમની પાસેથી કાંઈ શીખી શકે એવી શાંત રીતે આ દેશમાં વસવાનું મુસલમાનોએ ઘણું મોડું શરૂ કર્યું.

ઈ. સ. ૧૨૦૬માં ગુલામવંશની દિલ્હીની ગાદી ઉપર સ્થાપના થઈ ત્યારથી તો મુસલમાનો પોતાને આ દેશમાં સ્થાયી ગણવા લાગ્યા. અને ક્રમે ક્રમે સ્થાયી સંસ્થાઓ ઉત્પન્ન થવા લાગી. છતાં મોગલવંશ પહેલાંના મુસલમાની વંશો આ દેશમાં લશ્કરી છાવણીમાં રહેતા હોય એમ રહેતા અને એમની રાજ્યનીતિની અસર આ છાવણીની સરહદ પર્યંત જ રહેતી. છતાં એ ૩૫૦ વર્ષમાં થઈ ગયેલા સુલતાનોમાં કેટલાક જાતે કેળવાયેલા હતા, તો કેટલાકે કેળવણીને સારું ઉત્તેજન આપ્યું હતું. દાખલા તરીકે ફિરોજશાહ તઘલખ જાતે સુશિક્ષિત હતો.

એણે કુતુહાતે ફિરોજશાહી નામે પોતાનું જીવનચરિત્ર લખ્યું છે. એને ઇતિહાસનો તથા પ્રાચીન વસ્તુઓનો જબરો શોખ હતો. એણે જ એ અશોકના સ્તંભોને પોતાને સ્થાનેથી ખસેડી ઘણી મહેનતે અને ઘણો પૈસો ખરચીને પોતાની રાજધાનીમાં આણ્યા. એમાંનો એક સ્તંભ ૯૦ ગાઉથી ફિરોઝાબાદ આણ્યો છે. એ જમાનામાં આ કાર્ય સહેલું ન હતું. દરેક શુક્રવારે પ્રાર્થના પછી ગાનારાઓ, વાર્તા કહેનારાઓ અને પહેલવાનો લગભગ ૩,૦૦૦ની સંખ્યામાં સુલતાનની આસપાસ એકઠા થતા. આ સુલતાનને એવો શોખ હતો કે, તે ઘણા ગુલામો રાખતો અને તેઓને સારી કેળવણી અપાવતો. આ સુલતાન પાસે લગભગ ૧૮,૦૦૦ ગુલામો હતા. જેના મોટા ભાગને જુદા જુદા પ્રાંતોમાં રાખ્યા હતા. આ ગુલામોને એવી કેળવણી મળી હતી કે એમાંના ૧૨,૦૦૦ કારીગર તરીકે કામ કરતા હતા.

પોતાની પ્રજામાં કેળવણી માટે પ્રયત્ન કરનાર મુસલમાની સુલતાનોમાં ફિરોજશાહ તઘલખ પહેલો છે. એણે પોતાના રાજ્યકાળમાં ઘણા સારા નિયમો ઘડયા હતા, પણ તેમાં ઉત્તમ કેળવણી સંબંધી હતા. એક નિયમમાં સ્પષ્ટ દેખાડવામાં આવ્યું હતું કે, લોકોને ઉપદેશ આપવા માટે પોતાના રાજ્યમાં જુદે જુદે સ્થળે રાખેલા પંડિતોને ઉત્તેજન આપવું એ રાજ્યની ખાસ ફરજ છે. બીજા એક ફરમાનમાં સ્પષ્ટ કહ્યું છે કે, "મારા પૂર્વજોએ જે જે લોકોપયોગી મકાનો કરેલાં તેને સમારી જાળવી રાખવાં એ હું મારી ફરજ સમજું છું." અહીં લોકોપયોગી મકાનોની જે યાદી લખી છે તેમાં ધર્મશાળા, મસ્જિદ, ઇસ્પિતાલ વગેરે સાથે નિશાળો પણ છે.

ફિરિસ્તાએ ફિરોજશાહનાં જે લોકોપયોગી કામોની યાદી લખી છે, તેમાં સુલતાને શરૂ કરેલાં કેળવણીનાં ખાતાં મોટો ભાગ ભજવે છે. દાખલા તરીકે મસ્જિદો સાથે મદરેસાઓ. ફિરોજશાહ જાતેજ કુતુહાતે ફિરોજશાહીમાં લખે છે કે; "મેં સુલતાન અલ્તમસની મદરેસા ખંડેર થઈ ગઈ હતી તેને ફરી બંધાવી અને સુખડનાં કમાડ કરાવ્યાં, આ જ પ્રમાણે સુલતાન અલાઉદ્દીનની કબર અને એ સાથેની મસ્જિદ અને મદ્રેસા સમરાવ્યાં."

જૂના સુલતાનોની મદરેસાઓને સારી સ્થિતિમાં મૂકવા ઉપરાંત પણ બંધાવી હતી. દાખલા તરીકે ફતેહખાનની કદમ શરીફ તરીકે

પ્રખ્યાત કબર પાસે મદરેસા અને મસ્જિદ બંધાવ્યાં હતાં. બીજી એક મદરેસા ફિરોઝાબાદમાં બંધાવી હતી. જેનું નામ ફિરોજશાહી મદરેસા હતું. બર્નીઅરે એનું જે વર્ણન કર્યું છે તે ઉપરથી જણાય છે કે, એ વખતની સર્વ હિંદી મદરેસાઓ કરતાં ફિરોજશાહી સ્થાપત્યના સૌંદર્ય માટે અને વિદ્યાની પ્રતિષ્ઠા માટે ચડિયાતી હતી. વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આ મદરેસાના મકાનમાં જ રહેતા. ફિરોજશાહે બંધાવેલી ઘણી ખરી મદરેસાઓ સાથે મસ્જિદો હતી. અર્થાત્ આ મદરેસાઓમાં કુરાનનું મુસલમાની ધર્મગ્રન્થોનું અને મુસલમાની ઇતિહાસનું શિક્ષણ આપવામાં આવતું. આ ફિરોજશાહે હિંદુઓના એકાદ સંસ્કૃત ગ્રન્થનું ફારસી ભાષામાં ભાષાન્તર કરાવ્યું કહેવાય છે. આ ઉપરથી તથા આ વખતની સર્વ હકીકત ઉપરથી એટલું દેખાય છે કે, આ વખતે હિંદુઓ મુસલમાનની અને મુસલમાનો હિંદુઓની ભાષા શીખવા લાગ્યા હતા.

દિલ્હીના સુલતાનોના મુખ્ય વંશોએ કેળવણીને ઉત્તેજન આપ્યું છે તેથી બંગાળ, માળવા, ગુજરાત, દક્ષિણ વગેરેમાં બાદશાહ થઇ પડેલા મુસલમાનોએ ઓછું નથી આપ્યું; બલ્કે ક્વચિત્ વધારે ઉત્તેજન આપ્યું છે. બ્રાહ્મણી વંશનો મહમદશાહ જાતે કવિ હતો. ફારસી અને અરબીમાં પંડિત હતો અને પંડિતોને સારું ઉતેજન આપતો હોવાથી એની આસપાસ અરબસ્તાન અને ઈરાનના અનેક પંડિતો એકઠા થયા હતા. આ સુલતાને અનાથો માટે દક્ષિણમાં એક મદરેસા ઈ. સ. ૧૩૭૮માં સ્થાપી હતી. જેમાં વિદ્યાર્થીઓને રહેવાખાવાનું સુલતાન તરફથી પૂરું પાડવામાં આવતું. આના દરબારમાં આવવા માટે સુલતાનના તેડાવવાથી પ્રખ્યાત શિરાઝી કવિ હાફીઝ વહાણમાં આવવા નીકળ્યો હતો, પણ તોફાન નડવાથી એને પાછા જવું પડયું હતું. આ સુલતાને ગરીબો માટે દક્ષિણમાં ગુલબર્ગ, બિદર વગેરે અનેક સ્થળોએ મદરેસાઓ ઉઘાડી હતી.

આ જ વંશમાં થયેલો ફિરોજશાહ દિલ્હીના ફિરોજશાહ પેઠે વિદ્વાન અને મહાન વિદ્યાપોષક હતો. તે કવિ પણ હતો. ફિરિસ્તાના કહેવા પ્રમાણે આ સુલતાન અનેક ભાષાભિજ્ઞ હતો અને પરદેશી મુસાફરો સાથે તેની ભાષામાં વાત કરી શકતો. આ સુલતાનને વિદ્યાનો એટલો શોખ હતો કે, તે પરદેશોથી પંડિતોને પોતાના દરબારમાં બોલાવવા માટે

વહાણો મોકલતો. આ સુલતાન શનિવારે, સોમવારે અને મંગળવારે બીજું રાજકાર્ય ન હોય તો દિવસે નહિ તો રાત્રે વનસ્પતિશાસ્ત્ર ઉપર, ભૂમિતિ ઉપર અને ન્યાયશાસ્ત્ર ઉપર વ્યાખ્યાનો સાંભળતો. અને યાદશક્તિ સારી હોવાથી ઘણાં શાસ્ત્રોમાં પંડિત થઈ ગયો હતો. દર ચોથે દિવસે કુરાનનાં ૧૬ પાનાં પોતાના હાથે ઉતાર્યા પછી રાજકાર્યનો આરંભ કરતો. આ ફિરોજને ખગોળશાસ્ત્રનો ઘણો શોખ હતો અને આકાશના યોગ્ય અવલોકન માટે તેણે હકીમ હુસૈન ગિલાનીની દેખરેખ નીચે દોલતાબાદ પાસેની એક ટેકરી ઉપર ઈ. સ. ૧૪૦૭માં એક વેધશાળા ચણાવવા માંડી હતી.

આ પછી કેટલાક બ્રાહ્મણી સુલતાનો અક્ષરસંસ્કારહીન થયા, પણ મહમદશાહ બ્રાહ્મણી (ઈ. સ. ૧૪૬૨ થી ૧૪૮૨)ના વખતમાં એના પ્રધાન મહમદ ગાવાનની વિદ્વત્તાએ તથા ઉદારતાએ કેળવણીને સારું ઉત્તેજન આપ્યું હતું. આ મહમદ ગાવાને બિદરમાં બંધાવેલ મદરેસા એ વખતનું કદાચ મહાભવ્ય મકાન હતું. ફિરિસ્તાના વખત સુધી એ મદરેસા સુસ્થિતિમાં હતી પણ પાછળથી ઔરંગઝેબના વખતમાં લશ્કરના થાણા તરીકે વપરાવાથી છિન્નભિન્ન થઇ ગઇ. આ મદરેસામાં ૩,૦૦૦ પુસ્તકોવાળું એક પુસ્તકાલય વિદ્યાર્થીઓના ઉપયોગ માટે હતું. સાથે એક મસ્જિદ હતી.

બિજાપુર નામ જ વિદ્યાપુર ઉપરથી પડયું છે એમ કેટલાક કહે છે; એ ગમે તેમ હો પણ એટલું ખરું છે કે, બિજાપુરના પ્રાચીન ખંડેરોમાં મુસલમાની વખત પહેલાંનું એક પાઠશાળાનું વિશાળ મકાન છે. આ પાઠશાળાને કલ્યાણના ચાલૂકય વંશ તરફથી મળેલા દાનનો ઇ. સ. ૧૧૯૨ નો અને બીજો યાદવ વંશના વખતનો ઈ. સ. ૧૨૪૯ નો એમ બે લેખ એ મકાન ઉપર જ છે. આ પાઠશાળાનું મકાન ત્રુટિત સ્થિતિમાં ભવ્ય લાગે છે અને ત્રણ માળનું છે. દંતકથા કહે છે કે, મલિક કાફુરના દક્ષિણમાં બીજા હુમલા વખતે મુખ્ય લશ્કરની આગળ નીકળેલા સિપાઈઓનાં ટોળાંએ આ પાઠશાળાના બ્રાહ્મણ અધ્યાપકો અને શિષ્યોને મારી નાખ્યા કે નસાડી મૂકયા. હિંદુ રાજ્યના નાશ સાથે બિજાપુરની વિદ્યાપ્રીતિનો પણ નાશ ન થયો. બિજાપુરના મુસલમાન સુલતાનોમાં કેટલાક કેળવાયેલા હતા અને એમના દરબારમાં ભણેલા બ્રાહ્મણોનું જોર ઠીક હતું. રાજ્યની

આદિલશાહી પુસ્તકશાળાનો એક ભાગ હજી બિજાપુરમાં આસારી-મહાલમાં મોજૂદ છે.

ગોલકોંડાના સુલતાનોમાં મહમદ કુલી કુતુબશાહનું નામ કેળવણીના ઉત્તેજન માટે પ્રથમ સ્થાને આવે છે. તેણે હૈદરાબાદની મધ્યમાં ચ્હાર મિનાર બંધાવ્યો હતો. જેમાં મસ્જિદ સાથે મદરેસા હતી. આ મકાન મુસલમાની કળાના ઉત્તમ નમૂનારૂપ હતું. આ સિવાય બીજી પણ અનેક મદરેસાઓ આ સુલતાને બંધાવી હતી, જેમાં સારો પગાર આપીને પંડિતોને રાખ્યા હતા. એક મદરેસા હૈદરાબાદની પાસે જ હતી.

દક્ષિણ હિંદુસ્થાનમાં ઉપર કહેલી, સુલતાનોએ કે શ્રીમંત મુસલમાનોએ બંધાવેલી મોટી મદરેસાઓ ઉપરાંત મૌલવીઓનાં ઘરોમાં નાની ખાનગી પ્રાથમિક શાળાઓ હતી. આ દેશના પ્રાચીન રિવાજનું દક્ષિણના પંડિત મુસલમાનોએ અનુકરણ કર્યું હતું, અને પોતાના ઘરમાં પોતાની સામે પલાંઠી વાળી બેઠેલા શિષ્યોને કેળવણી આપતા અનેક મુસલમાનો એ વખતમાં દક્ષિણમાં દેખાતા.

માળવા મુંજ અને ભોજના વખતથી વિદ્યાપીઠ તરીકે પ્રખ્યાત હતું. મુસલમાની સમયમાં સુલતાન મહમદ ખીલજીએ પણ કેળવણીને ઘણું ઉત્તેજન આપ્યું હતું. ફિરિસ્તા પ્રમાણે વિદ્યાની ઉન્નતિમાં માળવા શિરાઝ અને સમરકંદ સાથે હરીફાઈ કરી શકે એવું હતું. માળવાની અનેક મદરેસાઓમાંની એક મંડુમાં સુલતાન હુશંગની મસ્જિદ સામે હતી. અકબરના સમયનો માળવાનો સુલતાન બાઝ-બહાદુર સંગીતનો જબરો શોખીન હતો. એના વખતમાં માળવામાં સંગીતની ખિલવણીને ઘણું ઉત્તેજન મળ્યું હતું.

ખાનદેશ પણ મદરેસાશૂન્ય ન હતું. જૈનપુર એક વખત કેળવણીનું મથક મનાતું. મહમદશાહના વખતમાં પણ જૈનપુરમાં ૨૦ મદરેસાઓ હતી. કાસ્મીર અને ગુજરાતના સુલતાનોએ પણ વિદ્વાનોને ઉત્તેજન આપ્યાના દાખલા મળે છે. બંગાળના સુલતાનો પણ જબરા વિદ્યાના પોષક હતા. સુલતાન હુસેનશાહે ભાગવત–પુરાણનું બંગાળીમાં ભાષાંતર કરાવ્યું હતું અને બીજા સુલતાનોએ પણ સંસ્કૃત અને ફારસી ગ્રન્થોનાં બંગાળી ભાષાંતર કરાવ્યાં છે. આ રીતે બંગાળી ભાષાની ખિલવણીમાં બંગાળાના મુસલમાન સુલતાનોએ ઘણો ભાગ

લીધો છે. બંગાળાનો નવાબ મુર્શિદકુલી જાફરખાન (ઈ. સ. ૧૭૦૪થી ઈ. સ. ૧૭૨૫) પણ કેળવણીને ઘણું ઉત્તેજન આપતો. તેણે મુર્શિદાબાદમાં મદરેસા બંધાવી હતી.

જો કે મોગલ વંશ પહેલાંના મુસલમાન સુલતાનો મોટે ભાગે મોટી છાવણીઓના સરદારો જેવા હતા. રાજાના બીજા ધર્મોને ગૌણ–અતિ ગૌણ માનતા. માત્ર દેશો જીતવા, દીન ફેલાવવો, દીન-વિરોધી કાફરોને મારવા એટલું જ પોતાનું મુખ્ય કર્તવ્ય માનતા અને માત્ર આ કાર્ય માટે લશ્કર નિભાવવા પૈસા જોઇએ અને ખેતી તથા વેપાર વગર પૈસા રાજ્યની તિજોરીમાં ન આવે, એટલે દેશમાં શાંતિ જાળવવા કાંઇક પ્રયાસ કરતા. છતાં એમના વખતમાં કેળવણી તદ્દન પોષણશૂન્ય નથી રહી. એટલું જ નહિ પણ કેટલાંક શહેરો તો સમરકંદ બુખારા, દમાસ્કસ વગેરે પ્રખ્યાત મુસલમાની વિદ્યાપીઠોની હરીફાઇ કરે એવી સ્થિતિમાં હતાં એમ ઉપલા વર્ણનથી દેખાશે.

## મોગલ સમય

મોગલ શહેનશાહતના સ્થાપક શહેનશાહ અકબર સારી રીતે સુશિક્ષિત હતા. તેઓ કવિ પણ કહેવાતા હતા. બાબરના વખતથી જ કેળવણી માટે સાધનો પૂરાં પાડવાં એ રાજ્યનું કર્તવ્ય મનાવા લાગ્યું હતું એમ જણાય છે. બાબરના એક વઝીર સૈયદ મકબરઅલીની તવારીખમાં લખ્યું છે કે, એ વખતનાં લોકોપયોગી બાંધકામ ખાતાંની ફરજોમાં ટપાલની વ્યવસ્થા, રાજ્યની ખબરો બહાર પાડવી અને મદરેસાઓ બંધાવવી વગેરેનો પણ સમાવેશ થતો હતો.

હુમાયુનને પણ એના પિતા પેઠે વિદ્યાનો શોખ હતો. એને જ્યોતિષ, ભૂગોળનો એવો શોખ હતો કે એણે પોતાને માટે ભૂગોળ અને ખગોળના ગોળાઓ બનાવરાવ્યા હતા. હુમાયુન જ્યારે ચાર વર્ષ ચાર મહિના અને ચાર દિવસનો હતો ત્યારે એને નિશાળે બેસાડવાની શરૂઆતનો ઉત્સવ કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૦૧માં મી. એલ. એફ. સ્મિથે વાયવ્ય પ્રાંતમાં મુસલમાનોના ઘરમાં આવો ઉત્સવ જોયો હતો, જેનું વર્ણન તેણે એક પત્રમાં કર્યું છે.

"જ્યારે બાળક ચાર વર્ષ, ચાર મહિના અને ચાર દિવસનું થાય ત્યારે એને એક રૂપાની પાટી આપવામાં આવે છે અને એના ઉપર 'સુરેઈક્રા' નામનું કુરાનનું એક પ્રકરણ લખવામાં આવે છે અને બોલવામાં છે આવે અને તે દિવસથી તે બાળક માટે એક શિક્ષક રાખવામાં આવે છે.

હુમાયુએ પોતાની પ્રજાના ત્રણ વર્ગ પાડયા હતા. તેમાં પંડિતો, ધાર્મિક માણસો, કાયદો જાણનારા માણસો, વગેરે પહેલા વર્ગમાં હતા. શનિવાર અને ગુરુવાર આ વર્ગની મુલાકાત માટે રાખવામાં આવ્યા હતા. હુમાયુન પોતાના સગાઓથી ઊતરતા દરજ્જાનું પણ રાજ્યના બીજા અમીરો અને પોતાના પાશ્રવાનો કરતાં ચઢિયાતા દરજ્જાનું માન પંડિતોને આપતો. આ બાદશાહને પુસ્તકોનો ઘણો શોખ હતો અને છાવણીમાં પણ થોડાં ઉત્તમ પુસ્તકો સાથે ફેરવતો. હુમાયુને પૂરણુ કિલ્લામાં શેરશાહે બંધાવેલા શીરમંડલને પુસ્તકશાળામાં ફેરવી નાખ્યું હતું, અને આ પુસ્તકશાળાના પગથિયા ઉપરથી લપસી પડી જતાં એનું મરણ થયું હતું. હુમાયુને દિલ્હીમાં એક મદરેસા બંધાવી હતી, જેમાં મુખ્ય અધ્યાપક શૈખ હુસેન હતો. આ વખતમાં ખાનગી પ્રયત્નથી પણ મદરેસા બંધાયાના બે દાખલા નોંધાયેલા છે. શૈખ ઝેનુદ્દીન ખાફી ઈ. સ. ૧૫૩૪માં ગુજરી ગયા ત્યારે એને એણે પોતે સ્થાપેલી મદરેસાના ચોગાનમાં દાટવામાં આવ્યા હતા અને એની યાદગીરી કાયમ રાખવા માટે જમનાના કાંઠા ઉપર મદરેસા બાંધવામાં આવી હતી. હુમાયુનની પોતાની સુંદર કબરના એક ભાગમાં ૧૫૦ વર્ષ પહેલાં મદરેસા બેસતી. કબરના ઉપલા ભાગમાં ધુમ્મટની નીચે મદરેસાની ઓરડીઓ છે.

### મહાન અકબર

જો કે મોગલ શહેનશાહ મહાન અકબર જાતે ભણેલો ન હતો એમ ઘણાઓનું કહેવું છે. અને કેટલાક તો કહે છે કે, અકબરને પોતાની સહી કરતાં નહોતી આવડતી. પણ આ અક્ષરજ્ઞાનશૂન્ય શહેનશાહ એટલો બુદ્ધિશાળી અને બહુશ્રુત હતો કે ધર્મની અને તત્ત્વજ્ઞાનની ઘણી ઝીણી વાતો સમજી શકતો. કળા અને વિદ્યાની બહુ યોગ્ય કદર કરી શકતો. એટલું જ નહિ પણ કળા અને વિદ્યાના તત્ત્વોને માર્મિક રીતે ગ્રહણ કરી શકતો. દરબારના પંડિતો સાથે અકબરની ચર્ચા સાંભળીને એની ભાષા ઉપરથી અજાણ્યો માણસ તો એને સમર્થ પંડિત ગણે એટલી ભાષામાં પણ પંડિતતા મેળવી હતી. રાજ-કાર્યમાં ઘણો સમય જતો હોવા છતાં અકબરને પુસ્તકોનો એટલો શોખ હતો કે, હંમેશાં કોઈ કુશળ વાંચનાર પાસે અમુક પુસ્તકનાં પાનાં સાંભળતો. આ રીતે અકબરે ઘણાં પુસ્તકો સાંભળ્યાં હતાં. અબુલફઝલ તો કહે છે કે, વિદ્યા કે ઇતિહાસનું એવું કોઈક જ પુસ્તક હશે કે જે અકબરની જાણ બહાર હોય.

વિદ્યાનો આ મહાન શાહેનશાહને એટલો શોખ હતો કે, તે હમેશાં જુદા જુદા ધર્મના ઉપદેશકોને તથા જુદી જુદી વિદ્યાના પંડિતોને પોતાની આસપાસ એકઠા કરીને એના વાદવિવાદો સાંભળતો. આ માટે એણે ફતેહપુર સીક્રીમાં ઈબાદતખાના નામનું મકાન બંધાવ્યું હતું. શુક્રવારે, રવિવારે અને બીજા તહેવારના દિવસોએ રાતે આ ઇબાદતખાનામાં સૂફીઓ, વિદ્વાનો, નીતિ જાણનારાઓ, સુન્ની, શિયા, બ્રાહ્મણો, જૈનો, બૌદ્ધો, ચાર્વાકો, ખ્રિસ્તીઓ, પારસીઓ અને જ્યૂ વગેરે અનેક મતના શિક્ષિત માણસોને એકઠા કરવામાં આવતા અને દરેક નિર્ભય રીતે પૂરા જોરથી પોતપોતાનો મત પ્રતિપાદન કરતા, અને અતિશય તટસ્થતાથી તથા નિષ્પક્ષપાત વૃત્તિથી શાહેનશાહ સાંભળતો. કોઇ કોઈ વખત મધરાત સુધી અને કોઇ કોઈ વખત પરોઢિયા સુધી ઇબાદતખાનની ચર્ચાઓ ચાલતી.

શાહેનશાહને વિદ્વાનોની ચર્ચા જ સાંભળવાનો શોખ હતો એમ એમ નથી, પણ દેશમાં કેળવણી વધારવાનો પણ તેટલો જ શોખ હતો. અનેક સંસ્કૃત પુસ્તકોનાં ફારસી કે હિંદીમાં અકબરે ભાષાંતર કરાવ્યાં છે. ઈ. સ. ૧૫૮૨માં મહાભારતનું ફારસી ભાષાંતર કરવાનું ફરમાન કાઢયું હતું. મહાભારતના અકબરે કરાવેલા સંક્ષિપ્ત ફારસી અનુવાદને રઝમનામા નામ આપ્યું હતું અને એમાં ચિત્રો પણ મૂકયાં હતાં. ઇ. સ. ૧૫૮૯માં અબ્દુલ કાદિરે રામાયણનું ભાષાંતર પૂરું કર્યું. અથર્વવેદનું ભાષાંતર હાજી ઇબ્રાહિમ સરહીન્દીએ અને લીલાવતીનું ફૈઝીએ ભાષાંતર કર્યું હતું. આ રીતે અકબરે તાજક, રાજતરંગિણી, હરિવંશ, સિંહાસનબત્રીસી, પંચતંત્ર વગેરે અનેક ગ્રંથોનું ભાષાંતર કરાવ્યું હતું. એ જ પ્રમાણે અરબી અને તુર્કી ગ્રન્થોનાં પણ ફારસી ભાષાંતરો કરાવ્યાં હતાં. અકબરને પુસ્તકશાળાનો પણ ઘણો શોખ હતો. એના પ્રિય પંડિત ફૈઝીના મરણ વખતે એની પાસે ૪૬૦૦ પુસ્તકો હતાં. પુસ્તકો સચિત્ર બનાવવાની કળાનો પણ અકબરના વખતમાં ઘણો વિકાસ થયો. અકબરે પોતે પણ ચિત્રકારોને ઘણું ઉત્તેજન આપ્યું. અકબરે એક ચિત્રશાળા સ્થાપી હતી, જેમાં પ્રખ્યાત ચિત્રકારો પોતાની કળા દેખાડતા. દરબારના બધા મુખ્ય અમીરોની છબિઓ ચિતરાવવામાં આવી હતી. અકબરના દરબારમાં સત્તર આશ્રિત ચિત્રકારો હતા.

ચિત્રકળા પેઠે સંગીતકળાને પણ અકબરે ઘણું ઉત્તેજન આપ્યું હતું. પ્રખ્યાત ઉસ્તાદ તાનસેન અકબરના દરબારના એક ગવૈયા હતા, એ તો આબાલવૃદ્ધ સહુ જાણે છે. પ્રખ્યાત હિંદી મહાકવિ સુરદાસ પણ અકબરના દરબારના કવિ હતા. અકબરના વખતમાં હિંદુ અને મુસલમાન સંગીતકળાઓ પરસ્પરના વિશિષ્ટ અંશો ગ્રહણ કરીને એટલી ઉન્નત દશાએ પહોંચી હતી કે, એ કળા ઉન્નતિના શિખર ઉપર એ વખતે હતી, એમ કહેવામાં વાંધો નથી.

આ રીતે ચિત્રકળા, સંગીતકળા, લેખનકળા, સ્થાપત્યકળા વગેરે કળાઓમાં તથા ધર્મ, કવિતા, સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરે વિદ્યાઓમાં પ્રવીણ મનુષ્યોને પોતાની આસપાસ એકઠા કરવામાં તથા એમને યોગ્ય પોષાક આપવામાં મહાન અકબર સામાન્ય કેળવણીના પ્રચારને જબરું બળ આપતો હતો. કારણ કે દેશના દૂરના ભાગમાં વસનારને પણ, પોતે કોઈ પણ કળા કે વિદ્યામાં અસાધારણ કુશળતા મેળવશે તો, છેક અકબરના દરબાર સુધી પહોંચશે, એ ખાતરીથી કેળવણી લેવાની બળવાન સ્પૃહા રહેતી. આ જ સમયમાં આ દેશની વિવિધ પ્રાંતિક ભાષાઓ પણ એકદમ ખેડાવા લાગી હતી. અને શહેનશાહનું અનુકરણ કરી સૂબાઓ પણ પોતપોતાના પ્રાંતમાં કેળવણીને ઉત્તેજન આપતા. કેળવણીના પ્રચારમાં આ આડકતરા ઉત્તેજનનું બળ માપી શકાય એવું નથી, પણ એ ઘણું વ્યાપક હતું એમ ૧૬મા–૧૭ મા શતકનો પ્રાન્તિક ભાષાઓના સાહિત્યનો તેજસ્વી વિકાસ જોતાં જણાય છે. જો કે આ વિકાસનાં રાજકીય બળ સિવાય બીજાં પણ અનેક પ્રેરક બળો હતાં એ ભૂલવાનું નથી.

શાહેનશાહ અકબરે ઉપરોક્ત ઉત્તેજન ઉપરાંત કેળવણીના પ્રચાર માટે સીધો પ્રયત્ન પણ કર્યો છે. એણે પોતાના પુત્રો અને પૌત્રોને કેળવવા માટે શિક્ષક તરીકે સારી ખ્યાતિ પામેલા વિદ્વાનોને રોકયા હતા. એક પૌત્રને અબુલફઝલ તથા એક બ્રાહ્મણ પાસે શીખવા રાખ્યો હતો. મુરાદને ખ્રિસ્તી ધર્મ શીખવવા પાદરીઓ પાસે રાખ્યો હતો. શહેનશાહે સામાન્ય પ્રજાની કેળવણીમાં કેટલાક અગત્યના સુધારા કર્યા હતા. અકબર પહેલાંના મુસલમાન પાદશાહોએ મુસલમાન બાળકોને કેળવણી–મોટે ભાગે મુસલમાન ધર્મની કેળવણી–આપવા માટે મદરેસાઓ ઉઘાડી હતી. જ્યારે અકબરે હિદુ–મુસલમાન બન્ને માટે સર્વ પ્રકારની કેળવણી આપવાનાં સાધનો ઉત્પન્ન કર્યાં હતાં.

અકબરના વખતમાં હિંદુ અને મુસલમાન એક જ શાળામાં સાથે ભણતા દેખાય છે. વળી હિંદુઓને પણ મોટામાં મોટા અધિકારો આપવાની નીતિ અકબરે ધારણ કરેલી હોવાથી, હિંદુઓ રાજ્યભાષા-ફારસી ભાષા ઉમંગથી શીખવા લાગ્યા હતા. એટલું જ નહિ પણ કેટલાક બ્રાહ્મણોએ ફારસીમાં એવી પ્રવીણતા મેળવી કે, મોગલ સમયના પાછલા ભાગમાં મુસલમાનો બ્રાહ્મણો પાસે ફારસી શીખવા જતા. અકબરના વખતમાં બાળકોને શરૂઆતમાં ફારસી મૂળાક્ષરો શીખ-વવામાં આવતા. ભાષા શીખ્યા પછી નીતિ, ગણિત, નામું, ખેતી, ભૂમિતિ, ખગોળ, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, પદાર્થવિદ્યા, ન્યાયશાસ્ત્ર, પ્રાકૃતિક વિદ્યા, ધર્મ અને ઇતિહાસ વગેરે વિદ્યાઓ અનુક્રમે શીખવાતી. હિન્દુઓ પોતાની ભાષા શીખ્યા પછી વ્યાકરણ, ન્યાય, વેદાંત વગેરે વિષયો શીખતા. દરેક પોતાની વૃત્તિ અને અનુકૂળતા પ્રમાણે અભ્યાસ કરતો. અબુલફઝલ કહે છે કે, કેળવણીના ક્રમમાં અકબરે દાખલ કરેલા આ સુધારાઓથી એ વખતની રાજ્યની પાઠશાળાઓ રાજ્યની શોભારૂપ દેખાતી હતી. અકબરને કેળવણીના ક્રમમાં સુધારાઓથી સંતોષ ન થયો. તેણે કેળવણીના બહોળા પ્રચાર માટે નિશાળોની સંખ્યા વધે એવો પણ ઘણો યત્ન કર્યો. તેણે પોતે ફત્તેહપુર–સીક્રીમાં એક મોટી મદરેસા ઊઘાડી હતી. આગ્રામાં, દિલ્હીમાં અને પ્રાંતોનાં બીજાં મુખ્ય શહેરોમાં પણ અનેક મદરેસાઓ હતી. આગ્રામાં શાહેન-શાહે સ્થાપેલી મદરેસાઓ ઉપરાંત ખાનગી શ્રીમન્ત મનુષ્યોએ સ્થાપેલી મદરેસાઓના પણ અનેક દાખલાઓ છે. અકબરની ધાઈમા માહમ અંગાએ દિલ્હીમાં એક સુંદર મસ્જિદ સાથે મદરેસા બંધાવી હતી. બીજી એક મદરેસા ખ્વાજા મુઈને બંધાવી હતી.

મદરેસાઓની બહાર વિદ્વાનોને ઘેર એ વખતમાં દેશના મોટા ભાગનાં બાળકોને કેળવણી મળતી હતી એ આગળ કહ્યું જ છે. અહીં એક જ દાખલો ટાંકયો છે. તારિખી બદૌનીના લેખક અબ્દુલ કાદીર બસાવરમાં આવેલું પોતાનું ઘર છોડીને ભણવા માટે આગ્રે જઇ પોતાના ગુરુ મીર અલીબેગને ઘેર રહીને ભણ્યા હતા. આ પ્રમાણે ગુરુના ઘરમાં જ, સંગીતકળા, ચિત્રકળા વગેરે ઊંચી કળાઓનું વ્યવહારુ જ્ઞાન મળતું. અને મહાન અકબરે વિદ્વાનોને બહોળે હાથે ઉત્તેજન આપીને આ રીતે શિષ્યોને ઘેર રાખીને શીખવવાના કામને બહુ સારું ઉત્તેજન આપ્યું હતું.

મહાન અકબરે એ વખતની મુસલમાની રાજ્યનીતિમાં જે સુધારા દાખલ કર્યા તે મોગલ વંશની પડતી પર્યંત વિશેષે કરીને જહાંગીર, શાહજહાન અને ઔરંગઝેબના રાજ્યકાળ સુધી ચાલ્યા. ઔરંગઝેબે અકબરની ઉદાર નીતિ તજવા માંડી અને પરિણામે મોગલ વંશની પડતી થઈ.

## જહાંગીર

જહાંગીરની કેળવણી માટે અકબરે બહુ કાળજી રાખી હતી; પણ જહાંગીરમાં ઊંડો અભ્યાસ કરવાની વૃત્તિ નહોતી. છતાં જે અભ્યાસ કર્યો તેથી એનું મન વિદ્યારસિક થયું ખરું. જહાંગીરને ઇતિહાસનો શોખ હતો તથા એ વંશના બીજા પુરુષો પેઠે તેણે પણ પોતાનાં સ્મરણો લખ્યાં છે. જહાંગીરે પોતે જ પોતાનાં સ્મરણોની નકલો લહિયાઓ પાસે કરાવી રાજ્યના અમલદારોને, અમીરોને તથા પ્રખ્યાત માણસોને આપી હતી. જે વખતે છાપખાનાં ન હતાં તે વખતે આ રીતે, રાજ્યો તરફથી, શ્રીમન્તો તરફથી અને મંદિરો કે ધર્મસ્થાનો તરફથી નવા ગ્રન્થની નકલો કરાવવામાં આવતી.

શહેનશાહ જહાંગીરે એક ઉત્તમ કાયદો કર્યો હતો કે, જ્યારે કોઈ પૈસાદાર ગૃહસ્થ કે મુસાફર વારસ મૂકયા વગર ગુજરી જાય ત્યારે એની મિલકત રાજ્યમાં જમે થઇ મદરેસાઓ, મસ્જિદો, વગેરેની મરામતમાં ખરચાવી જોઇએ. તારિખે ખાન-જહાનમાં લખ્યું છે કે, ૩૦ વરસથી ઉજ્જડ થઈ ગયેલી અનેક મદરેસાઓ જેમાં પક્ષીઓ અને પશુઓ વસતાં હતાં તેને જહાંગીરે મરામત કરાવી વિદ્યાર્થીઓ અને શિક્ષકોને વસવા લાયક બનાવી.

જહાંગીરને પુસ્તકોનો ઘણો શોખ હતો. એ વખતના અમીર ઉમરાવોને પુસ્તકોનો એવો જ શોખ હતો. એક એક હસ્તલિખિત ગ્રન્થના ૩૦૦૦ સોનૈયા, હાલની કિંમતમાં લગભગ દોઢ લાખ રૂપિયા જહાંગીરે તથા એના અમીરોએ આપ્યાના દાખલા છે. જહાંગીરને ચિત્રકળાનો પણ એટલો જ શોખ હતો. અબુલ હસન મન્સુર વગેરે એ વખતના ઉત્તમ ચિત્રકારો હતા. જહાંગીરે પણ પોતાની આસપાસ પોતાનાં પિતા પેઠે વિદ્વાન અને કળાવાન માણસોને એકઠા કર્યા હતા. અલબત્ત વિદ્યાકળાને ગ્રહણ કરવાની કે બળ આપનાની અકબર જેવી શક્તિ જહાંગીરમાં ન હતી, પણ અકબરે જે પ્રવાહ ચલાવેલો તેને જહાંગીરે જીવતો રાખ્યો.

### શાહજહાન

તાજમહાલની અપૂર્વ સુંદરતાથી સ્થાપત્યકળાના શોખ માટે જેણે અમરકીર્તિ મેળવી છે, તે શાહજહાને બીજી વિદ્યાકળાઓને ઉત્તેજન નથી આપ્યું એમ નથી. ઊલટું કેળવણીના પ્રચાર માટે શાહજહાને દિલ્હીમાં જામી–મસ્જિદની બાજુમાં જ એક રાજકીય મદરેસા બંધાવી હતી. (ઇ. સ. ૧૬૫૦). શાહજહાને બીજી પણ ખરાબ સ્થિતિમાં આવી ગયેલી મદરેસાની મરામત કરાવી હતી. શાહજહાનને સંગીતનો પણ સારો શોખ હતો. ચિત્રકળાને પણ શાહજહાને ઉત્તેજન આપ્યું હતું. મહમદ નાદીર સમરકંદી એના વખતનો શ્રેષ્ઠ ચિત્રકાર હતો.

શાહજહાનના કુટુંબમાં દારા–શિકોહ એક સારો પંડિત હતો. એને ફારસી, અરબી ઉપરાંત સંસ્કૃત પણ આવડતું. એણે કેટલાક સંસ્કૃત ગ્રન્થોનું ફારસીમાં ભાષાંતર પણ કર્યું છે. દારા–શિકોહને હિંદુ-ધર્મ, હિંદુ–સાહિત્ય અને હિંદુ–પંડિતો તરફ બહુ માન હતું. દારા એક જબરો લેખક હતો. એણે ઉપનિષદોનું શિરઉલ–અસ્રર નામથી ફારસી ભાષાંતર લખ્યું છે. દારાએ ભગવદ્‌ગીતાનું અને યોગવાસિષ્ઠનું ભાષાન્તર કર્યું છે. પ્રખ્યાત ગંગાલહરી, રસગંગાધર વગેરેના લેખક રસિક કવિ જગન્નાથ પંડિત દારા–શિકોહના આશ્રિત હતા એમ કહેવાય છે. કાશ્મીરમાં દારાએ સૂફી તત્વજ્ઞાનનો સૂફી મુલ્લાંશાહ પાસે અભ્યાસ કર્યો, પણ ઉપનિષદો જેવો સૂફી ગ્રન્થોથી એને સંતોષ ન થયો.

### ઔરંગઝેબ

ઔરંગઝેબે ગાદીએ આવ્યા પછી ધીમે ધીમે અકબરે દાખલ કરેલી અને જહાંગીરે તથા શાહજહાને ચાલુ રાખેલી રાજનીતિમાં ફેરફાર કરવા માંડ્યો. હિંદુ–મુસલમાન બંનેને સરખા ગણવાની અકબરની ઉદાર રાજ્યનીતિ છોડી દઈને, ઔરંગઝેબે ધર્માંધ રાજનીતિ ધારણ કરતાં ઈ. સ. ૧૬૬૯માં પ્રાંતિક સૂબેદારો ઉપર હુકમ કાઢ્યો કે તેઓએ હિંદુ પાઠશાળાઓ તથા મંદિરોનો નાશ કરવો. આ રીતે સમગ્ર પ્રજાને કેળવણી આપવાના રાજધર્મને જો કે ઔરંગઝેબે તજી દીધો પણ મુસલમાન કેળવણીને પોષણ આપવાનો પ્રયાસ કર્યો છે ખરો. મુસલમાન બાળકોને કેળવણી આપવા માટે ઔરંગઝેબે કેવા પ્રયાસો કરેલા એ નીચેના દાખલાઓથી સમજાશે.

ઔરંગઝેબે ગુજરાતના દીવાન મહમ્મતખાનને અને બીજા પ્રાંતોના દીવાનોને હુકમ કરી મોકલેલા કે જે વિદ્યાર્થીઓ મીઝાન વાંચી શકે તેને રાજ્યની તિજોરીમાંથી પૈસાની મદદ કરવી. વળી એણે એવો હુકમ કાઢેલો કે અમદાવાદમાં, પાટણમાં અને સુરતમાં ત્રણ અધ્યાપકો વધારવા. વળી ગુજરાતની મદરેસાઓની મરામત માટે અમુક ખર્ચ કરવાની મંજૂરી આપી હતી. અકમુદ્દીનખાન સદરે અમદાવાદમાં ઈ. સ. ૧૬૯૭માં ૧૨૪૦૦૦ રૂપિયા ખરચીને મદરેસા બાંધી અને પછી ઔરંગઝેબ પાસે મદદ માગી, અને ઔરંગઝેબે જાગીર આપી. ઔરંગઝેબના વખતમાં શિયાલકોટ મોટું વિદ્યાસ્થાન હતું. શિયાલકોટ મોગલ સમયમાં કાગળો બનાવવાનું મોટું સ્થાન હતું, અને કાશ્મીર શાહો બનાવવા માટે પ્રખ્યાત હતું.

મોગલ રાજ્યની પડતીનાં બીજ ઔરંગઝેબથી રોપાયાં હતાં. એણે જે મહાન અકબરની રાજ્યનીતિથી વિરુદ્ધ હિંદુ મુસલમાનના વિરોધની રાજ્યનીતિ ધારણ કરી, તે નીતિ જ મોગલ સામ્રાજ્યની પડતીનું સાધન થઇ. ઔરંગઝેબ પછી એકએ સુલતાનોએ નહિ જેવું કેળવણીને ઉત્તેજન આપ્યું હશે કે એકએ મદરેસા સ્થાપી હશે; પણ એમાં હવે વિશેષ નોંધવા જેવું નથી. આ ટૂંકા અવલોકનથી બ્રિટિશ રાજ્યે કેળવણીની નવી પદ્ધતિ દાખલ કરી તે પહેલાં મુસલમાની સમયમાં કેળવણીની આ દેશમાં કેવી સ્થિતિ હતી અને મુસલમાન સુલતાનોએ કેળવણીને કેવું ઉત્તેજન આપ્યું હતું, એ વિષે સામાન્ય ખ્યાલ વાંચનારને આવ્યો હશે.

કેળવણીમાં ઉદાર નીતિ જ ફલપ્રદ થાય છે એમ અકબરની નીતિનાં ફળો જોતાં સમજાય છે. બાકી આ દેશમાં રાજ્યની મદદ વગર લોકો યથાશક્તિ સમયાનુકૂળ કેળવણી લેતા અને શિક્ષિત માણસોએ પોતાને ઘેર શીખવા આવનારને મફત શીખવવું એ શિક્ષિતોનો ધર્મ ગણાતો. અને કેળવણીના પ્રચારનો આ પ્રાચીન પ્રકાર મુસલમાની સમયમાં પણ જીવતો રહ્યો હતો; મુસલમાનોએ પોતે એ પ્રકાર ગ્રહણ કર્યો છે એ ખાસ નોંધવા જેવું છે.×

---

× Promotion of Learning in India during Mohmedan-rule ઉપરથી.

# ભારતવર્ષની પ્રાચીન ઇસ્પિતાલો

**ઇસ્પિતાલ** આધુનિક સંસ્થા છે એમ સાધારણ રીતે મનાય છે. અંગ્રેજો આ દેશમાં આવ્યા, એમણે પોતાનું રાજ્ય જમાવ્યું અને પોતાના દેશમાં ચાલતી દાક્તરી વિદ્યાની કેળવણી શરૂ કરી તે સાથે જ વિલાયતના ધોરણ પ્રમાણે ઇસ્પિતાલો પણ ઊભી કરી. આપણા દેશની વર્તમાન ઇસ્પિતાલો પોતાના આદર્શને કેટલે અંશે અનુસરે છે એ વિચાર બાજુ ઉપર રાખી દાક્તરી ઇસ્પિતાલોની સ્થાપના થઇ તે પહેલાં શી સ્થિતિ હતી તે જોઈએ. અત્યારે તે ઇસ્પિતાલોની આવશ્યકતા અનિવાર્ય લાગે છે. ઇસ્પિતાલો વગર કેટલાં બધાં ગરીબ રોગીઓ રખડી જાય એ વિચારથી કમ્પ છૂટે છે. ઇસ્પિતાલો દ્વારા ભયંકર રોગોથી પીડાતા નિરાધાર દરદીઓને જે આરામ મળે છે તે કલ્પનાતીત છે. છતાં આ વીસમી સદીમાં આ દેશનાં લાખો ગામડાંઓ ઇસ્પિતાલ વગરનાં છે. ફક્ત મોટાં મોટાં શહેરોમાં જ ઇસ્પિતાલો છે, અને ઘણાં ગામડાંઓ તો ઇસ્પિતાલવાળા કોઈ પણ શહેરથી એટલે દૂર હોય છે કે, એ ગામોની સામાન્ય વસ્તીને કોઇ દિવસ ઇસ્પિતાલનો લાભ મળે નહિ.

અંગ્રેજો આ દેશમાં આવ્યા તે પહેલાં આજે જે સ્થિતિ ગામડાંઓની છે તે જ સ્થિતિ શહેરોની હતી. અત્યારે મોટાં શહેરોમાં જે ઇસ્પિતાલો જોવામાં આવે છે, તેનાં દર્શન નહોતાં થતાં. ગામડાંઓમાં અને શહેરોમાં બધે સરખી સ્થિતિ હતી. અલબત્ત વૈદ્યો અને હકીમો રોગીઓને દવા આપતા, એથી ઘણા વ્યાધિઓ દૂર પણ થતા હશે; પણ મોગલ સમયમાં કે તે પહેલાંના મુસલમાની સમયમાં નિરાધાર દરદીઓનો બરાબર ઉપચાર થઈ શકે અથવા નિર્વિઘ્ને શસ્ત્રક્રિયા થઈ શકે એ માટે આજની ઇસ્પિતાલોને મળતી કોઇ સંસ્થા હોય એમ જણાતું નથી, પાદશાહો, શાહજાદાઓ અને મોટા અમીરો માંદા

પડે ત્યારે એમના મહેલનો અમુક ભાગ ઇસ્પિતાલના રૂપમાં ફેરવાતો હશે અને રાજ્યના વૈદ્ય–હકીમોને એમની તહેનાતમાં રહેવું પડતું હશે, એ એક જાતની ઇસ્પિતાલ; અને કોઈ દયાળુ તથા સાધનસંપન્ન વૈદ્ય કે હકીમ કોઇ વખત કોઇ કોઈ ગરીબ નિરાધાર દરદીને પોતાને ઘેર રાખીને એની દવા કરે, એ બીજી જાતની ઈસ્પિતાલ. આ સિવાય ઔષધીય ઉપચાર કે શસ્ત્રોપચાર માટે રાજ્યને ખર્ચે કે પ્રજાને ખર્ચે ચાલતી લોકોપયાગી સામાન્ય સંસ્થાઓ મુસલમાની સમયમાં હોય એવો પુરાવો જાણવામાં નથી. છતાં ભારતવર્ષે અંગ્રેજો આવ્યા પછી જ ઇસ્પિતાલો જોઇ એમ નથી.

**ગુપ્ત સમય**

ઈ. સ. પાંચમા શતકની શરૂઆતમાં (ઇ. સ. ૪૦૫ થી ૪૧૧ સુધી) આ દેશમાં યાત્રા અર્થે પ્રવાસ કરનાર "ચીનાઈ બૌદ્ધ સાધુ ફાહ્યાન મગધદેશની એ વખતની સ્થિતિનું વર્ણન કરતાં લખે છેઃ "મધ્યદેશનાં બીજાં શહેરો કરતાં મગધનાં શહેરો મોટાં છે. લોકો સુખી અને સમૃદ્ધ છે અને ધર્માચરણમાં જાણે એકબીજાની સ્પર્ધા કરતા હોય તેમ વર્તે છે. ધર્માદા સંસ્થાઓ ઘણી છે. ધોરી રસ્તાઓ ઉપર મુસાફરો માટે ધર્મશાળાઓ છે અને રાજ્યધાનીના નગરમાં સંસ્કારી તથા પરોપકારી નગરજનોના દાનથી ઊભી થયેલી ધર્માદા ઈસ્પિતાલો છે. કોઇ પણ જાતના રોગથી પીડાતા કોઈ પણ દેશનાં ગરીબ અને નિરાધાર દરદીઓ આ ઇસ્પિતાલોમાં આવે છે. તેઓની પૂરી સંભાળ લેવાય છે. ચિકિત્સકો તેઓનો રોગ તપાસે છે તથા ઉપચાર કરે છે. જરૂરિયાત પ્રમાણે પથ્ય અને ઔષધ તેઓને આપવામાં આવે છે. આ રીતે દરદીઓ આ ઈસ્પિતાલમાં પૂરા આરામથી રહી શકે એવી બધી સગવડ છે અને જ્યારે તેઓ સાજાં થઈ જાય છે ત્યારે ખુશીથી જઈ શકે છે."

(Travels, Ch. XXVII)

આ વર્ણન ધર્માદા દવાખાનાનું નથી પણ રીતસર ઈસ્પિતાલનું જ છે. ફાહ્યાને મગધના મુખ્ય નગરમાં આવી ઇસ્પિતાલ જોયાનું નોંધ્યું છે. આ બૌદ્ધ યાત્રી પોતાના કાર્યમાં એટલો તલ્લીન હતો કે તેણે એ વખતની રાજકીય, સામાજિક અને આર્થિક વિગતો ભાગ્યે જ નોંધી છે. આ ચીનાઇ યાત્રીનું બધું ધ્યાન બૌદ્ધ તીર્થોનાં દર્શન

કરવામાં, બૌદ્ધ ગ્રંથો જોવામાં તથા ઉતારવામાં અને બૌદ્ધ કથાઓ તથા ચમત્કારો સાંભળવામાં એટલું બધું રોકાયેલું હતું કે, જે ચક્રવર્તી મહારાજાના રાજ્યમાં એ પ્રવાસી ૭ વર્ષ રહ્યો, તે રાજાનું નામ પણ પોતાના પ્રવાસ વર્ણનમાં નોંધ્યું નથી. આવા સંસારથી વિરક્ત સાધુએ બીજા શહેર વિષે નોંધ નથી કરી માટે બીજા કોઇ શહેરમાં ઇસ્પિતાલો નહિ હોય એમ કહેવાતું નથી. જે એક શહેરના દાનશૂર ધાર્મિકોને સૂઝયું તે બીજા શહેરના દાનશૂરોને ન સૂઝયું હોય એમ માનવાનું કારણ નથી. સ્થળે સ્થળે સેંકડો સંઘાગારોને નભાવનાર શ્રીમન્તો મોટાં મોટાં શહેરોમાં એકએ ધર્માદા ઇસ્પિતાલોને પણ નભાવે એ સંભવિત છે.

આવો સંભવ માનવા માટે કારણો છે. ચીનાઈ પ્રવાસીએ મગધના મુખ્ય નગરમાં જોયેલી ઈસ્પિતાલ કાંઈ અકસ્માત પાંચમા શતકની શરૂઆતમાં એ જ સ્થળે ઊગી નીકળી નહોતી. અલબત્ત, એટલું ખરું કે જેમ ગુપ્ત યુગમાં આ દેશની સર્વ વિદ્યાકળાઓમાં અસાધારણ તેજ આવ્યું હતું, તેમ આ ઇસ્પિતાલની સંસ્થામાં પણ મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં ઘણી ઉન્નતિ થઇ હશે. પણ એ સંસ્થાનું મૂળ જોવા માટે તો મૌર્ય સમયના ઇતિહાસમાં તથા આયુર્વેદના પ્રાચીન સાહિત્યમાં દૃષ્ટિપાત કરવો પડશે.

### મૌર્યકાળ

પ્રિયદર્શી મહારાજા અશોકના ઉત્કીર્ણ શિલાલેખોમાં એક એવો ઉલ્લેખ છે કે, "દેવાનાં પ્રિય પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યમાં અને સિલોન, સતીયપુત્ર, કેરુલપુત્ર વગેરે પડોશી રાજ્યોમાં સર્વત્ર મનુષ્યો અને પશુઓ માટે ચિકિત્સાસ્થાનો બંધાવ્યાં હતાં અને દવાઓ, ત્યાં ન હોય તે મંગાવીને રાખી હતી તથા રોપાવી હતી" (Rock Edict 11). મહારાજા અશોકનાં આ ચિકિત્સાસ્થાનો વિષે કોઇ વધારે વિગતવાર માહિતી મળતી નથી. એટલે એ કેવળ ધર્માદા દવાખાનાંઓ હતાં કે ઈસ્પિતાલો એ કહેવું મુશ્કેલ છે; પણ સંભવ ઇસ્પિતાલો હોવાનો છે. પશુઓ માટે તો ઇસ્પિતાલો હોય તો જ કામની. આ મૌર્ય ચક્રવર્તીએ શરૂ કરેલી ઘણી પ્રથાઓ પાછળના રાજાઓએ ચાલુ રાખી છે એટલું જ નહિ પણ કેટલીકમાં સુધારા-વધારા પણ કર્યા છે. કેટલીક પ્રથાઓનો મૌર્ય સામ્રાજ્યના અંત

સાથે જ અંત આવ્યો એ વાતની ના નથી, પણ ચિકિત્સાસ્થાનોની પ્રથા ગુપ્ત સમય સુધી ચાલુ રહી હતી, અને રાજાઓની બીજાં ધર્મ-કાર્યોની બાબતમાં જેમ શ્રીમંત પ્રજાજનો હરીફાઈ કરતા, તેમ ધર્માદા ઇસ્પિતાલોની બાબતમાં પણ કરતા એમ ફાહ્યાનની નોંધ ઉપરથી જ જણાય છે.

## આયુર્વેદમાં ઇસ્પિતાલો

જો ઇસ્પિતાલ જેવી સંસ્થા વિદ્યમાન હોય તો એ સંસ્થામાં કામ કરનાર ચિકિત્સકોના સાહિત્યમાં એ સંસ્થાની યોજના તથા વ્યવસ્થા માટે સૂચનાઓ હોવી જોઈએ, અને ખરેખર આયુર્વેદના પ્રાચીનતમ ગ્રન્થોમાં ઇસ્પિતાલો સંબંધી કેટલાંક સૂચનો મળે છે. ચરકસંહિતાના સૂત્રસ્થાનના ઉપકલ્પનીય નામના ૧૫મા અધ્યાયમાં કહ્યું છે કે, "પહેલાં તો વાસ્તુવિદ્યામાં કુશળ માણસે (એન્જીનિયરે) એક બાજુએથી ખુલ્લી હવા આવે એવું, પણ પવનના ઝપાટા ન આવે એવું, અંદર સહેલાઈથી હરફર થઈ શકે એવું, આડાં મોટાં મકાન વગરનું, ધૂમાડો, તડકો અને ધૂળ અંદર આવી ન શકે એવું, તથા અનિષ્ટ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ પ્રવેશ ન કરી શકે તથા જરૂર પ્રમાણે પગથિયાં, પાયખાનું, સ્નાનભૂમિ (બાથરૂમ) રસોડું વગેરેવાળું મજબૂત તથા સુંદર ઘર કરવું."[૧]

આ પ્રશસ્ત ગૃહમાં "શીલ, શૌચ, આચાર, અનુરાગ, દક્ષતા વગેરે ગુણોવાળા તથા બધા કામમાં હોશિયાર એવા રસોઇયા, નવડાવનારા, સંવાહક (ચંપી કરનારા), દરદીને હેરવફેરવ કરનારા, પથારી કરનારા, ઔષધ ખાંડનારા વગેરે પરિચારકો રાખવા" (च. सु. अ-૧૫). આ પરિચારકો ઉપરાંત દરદીના મનને ખુશી રાખવા ગાયન, વાદન, કથા, આખ્યાયિકા, ઇતિહાસ, પુરાણ વગેરેમાં કુશળ એવા દરદીના મનનો અભિપ્રાય સમજી જનારા ભાઈબંધો તથા પક્ષીઓને તેમ જ હરિણ વગેરે પશુઓને પણ આ ગૃહમાં રાખવાની ચરકાચાર્ય

૧ तद्यथा । दृढं निवातं प्रवातैकदेशं सुखप्रविचारमनुपत्यकं धूमातपरजसामनभिगमनीयमनिष्टानां च शब्दस्पर्शरूपरसगन्धानां सोपानोलूखलमुसलवर्चःस्थानस्नानभूमिमहानसोपेतं वास्तुविद्याकुशलः प्रशस्तं गृहमेव तावत्पूर्वमुपकल्पयेत् ।
चरकसंहिता सू. अ. १५

ભલામણ કરે છે. વળી ગાય રાખવાનું ખાસ કહ્યું છે તે તો એનું દૂધ દરદીના ઉપયોગમાં આવે એ માટે હશે. દરદીને સૂવાબેસવા માટે યોગ્ય સાધનો, પથારી, ઓછાડ, ઓશીકું, જળપાત્ર, ચમચા, તેલ, માલિશ કરવાનાં સાધનો, સ્વેદ આપવાનાં સાધનો, ઝાડો, પેશાબ, તથા ઊલટી માટે યોગ્ય પાત્રો, બસ્તી (એનિમા)નાં સાધનો, ફસ-ખોલવાનાં સાધનો તથા શસ્ત્રકર્મ માટે ઉપયોગી શસ્ત્રો, તથા જુદા જુદા ગુણ–ઉપયોગવાળી દવાઓ વગેરે બધી સાધન સામગ્રી આ ઘરમાં આગળથી રાખવી એમ ચરકાચાર્યે સૂચના કરી છે. સામાન્ય વાંચનારને આ બાબતની વિગતો નિરુપયોગી હોવાથી અહીં નથી આપી. (જુઓ; च. सु–अ–१५ )

## સુશ્રુત

આ વર્ણન રાજા કે શ્રીમંત માટેની ખાનગી ઇસ્પિતાલનું જ છે એમાં શંકા નથી. સુશ્રુતે સામાન્ય ઇસ્પિતાલનું જુદું વર્ણન આપ્યું નથી પણ શસ્ત્રકર્મ કરવું હોય ત્યારે શું શું પહેલેથી તૈયાર રાખવું તથા પાસે કોણ માણસો રાખવાં તે કહ્યું છે. (જુઓ; सुश्रुत, सू. अ. ५). વળી "જેના ઉપર શસ્ત્રચિકિત્સા કરી હોય તેને માટે ખાસ સુંદર, સ્વચ્છ ગૃહ કરાવવું જોઈએ એમ કહ્યું છે. પ્રશસ્ત વાસ્તુવાળા, પવિત્ર તડકો ન લાગે એવા તથા પવનના ઝપાટા વગરના ઘરમાં જેના ઉપર શસ્ત્રચિકિત્સા કરી હોય, તેને રાખવાથી તેને શારીર તથા માનસ-રોગો થતા નથી. આવા ગૃહમાં શરીરને ખૂંચે નહિ એવી, સુંદર, પૂર્વ દિશામાં ઓશીકાંવાળી પથારી રાખવી. આ પથારીમાં મીઠાબોલા તથા અનુકૂળ મિત્રો સાથે દરદીએ યથેચ્છ બેસવું–સૂવું; કારણ કે અનુકૂળ મીઠાબોલા તથા આશ્વાસન આપતા મિત્રો કથાઓથી વ્રણની વેદનાને ભૂલાવી દે છે.[૨]"

---

२. व्रणिनः प्रथममेवागारमन्विच्छेत्तच्चागारं प्रशस्तवास्त्वादिकं कार्यम् ।
प्रशस्तवास्तुनि गृहे शुचावातपवर्जिते ।
निवाते न च रोगाः स्युः शारीरागन्तुमानसाः ॥
तस्मिन्शयनमसंम्बाधं स्वास्तीर्णं मनोज्ञं प्राक्शिरस्कं कुर्वीत ।
तस्मिन्सुहृद्भिरनुकूलैः प्रियंवदैरुपास्यमानो यथेष्टमासीत ।
सुहृदो विक्षिपन्त्याशुकथाभिर्व्रणवेदनाः ।
आश्वासयन्तो बहुशस्त्वनुकूलाः प्रियंवदाः ॥ सुश्रुत. सू–अ–१९

આ પ્રમાણે એ મહાન શસ્ત્રચિકિત્સકે (સર્જને) પોતાના વાઢ-કાપ કરવાના ઓરડા (ઑપરેશન રૂમ ) તથા તેના દરદીઓ (સર્જિકલ વૉર્ડ) વિષે જ સૂચના આપી છે.

ચરકાચાર્યે ઉપર કહેલી સામાન્ય ઈસ્પિતાલ ઉપરાંત ખાસ સૂતિકાગાર (સુવાવડની ઇસ્પિતાલ) બંધાવવાની તથા એમાં આગળથી શું શું રાખવું તથા કોણ કોણ માણસો રાખવાં એ સંબંધે સવિસ્તર સૂચના કરી છે. (જુઓ; च, शा,–अ–૮), અલબત્ત, આ સૂચનાઓ હાલના નિયમોને અનુસરીને નથી પણ એ વખતના જ્ઞાન અને રિવાજને અનુસરતી છે.

ચરકાચાર્યે કુમારાગાર કેવું કરવું તથા એમાં કઈ કઈ વસ્તુઓ રાખવી એ વિષે પણ સૂચના કરી છે (જુઓ; चरक शा–अ–૮). પણ આ કુમારાગાર રોગી બાળકોની ઇસ્પિતાલ રૂપ નથી, પણ તંદુરસ્ત બાળકોને રાખવા માટેનું ખાસ ઘર છે. એટલે એનો વિચાર કરવાની જરૂર નથી.

આ ઉપરાંત યુદ્ધ વખતે તલવાર, બાણ વગેરે હથિયારોના જે ઘા વાગે તેના ઉપર પાટાપીંડી માટે શસ્ત્રવૈદ્યની જરૂર પડે એ સ્વાભાવિક છે. આપણા દેશમાં તો શસ્ત્રચિકિત્સાનો વિકાસ આ યુદ્ધની શસ્ત્રક્રિયાને અંગે થયો છે. શસ્ત્ર વૈદક માટે શલ્યતંત્ર નામ આયુર્વેદના પ્રારંભ કાળથી વપરાય છે. બાણનાં ફળાં, કાંટો, કાંકરી, કચરો વગેરે બહારના પદાર્થો શરીરમાં પેસી જઈને પીડા કરે તે શલ્ય. એ શલ્યને બહાર કાઢી શરીરને ફરી તંદુરસ્ત બનાવનાર શાસ્ત્ર તે શલ્યતંત્ર. આ રીતે શલ્યતંત્ર શબ્દમાં જ શસ્ત્રચિકિત્સાના વિકાસનો ઈતિહાસ ગૂઢ રહ્યો છે. અને લડાઈમાં જેને ઘા વાગ્યા હોય તેને મલમપટ્ટા વગેરે કરવા માટે કામચલાઉ ઇસ્પિતાલ જેવું જૂના વખતમાં પણ ઊભું કરવું પડતું હશે, સુશ્રુતે લખ્યું જ છે કેઃ—

> स्कन्धावारे च महति राजगेहादनन्तरम् ।
> भवेत्सन्निहितो नित्यं सर्वोपकरणान्वितः ॥
>
> सुश्रुत, सू. अ. ३४, श्लो. १२

અર્થઃ—" મોટા લશ્કરમાં રાજાના ઘર (તંબુ)માં બધાં સાધનો સહિત હંમેશાં વૈદે હાજર રહેવું."

આ લશ્કરી દાક્તરનું મુખ્ય કાર્ય એ વખતના ધોરણ પ્રમાણે રાજાના દેહનું શત્રુએ યોજેલા ઝેર, ઘા વગેરેથી રક્ષણ કરવું એ હતું. (જુઓ; એજન શ્લો-૩). પણ આ લશ્કરી દાક્તરના તંબુમાં ઝેર, ઘા વગેરેથી પીડાતાં બધા માણસો (સિપાઈઓ) આવતા અને તેની ચિકિત્સા આ વૈદ્યને કરવી પડતી. સુશ્રુતે જ સ્પષ્ટ કહ્યું છે:—

तत्रस्थमेनं ध्वजवद्यशः ख्यातिसमुच्छ्रितम् ।
उपसर्पन्त्यमोहेन विषशल्यामयार्दिताः ॥

(એજન. શ્લો. ૧૩)

અર્થ:—"ત્યાં રાજાની પાસેના તંબૂમાં રહેલા ધ્વજ પેઠે યશ અને ખ્યાતિથી ઊંચા દેખાતા વૈદ્ય પાસે ઝેર અને શલ્યથી પીડાયેલા બધા ભૂલ વગર આવે છે."

હાલની ઝેરી હવા પેઠે શત્રુના રસ્તામાં પાણી અનાજ, ખડ વગેરે ઉપર ઝેર નાખવાના પ્રયોગો શત્રુઓ તરફથી બહુ કરવામાં આવતા અને વૈદ્યને લશ્કરને સાવચેત રાખવું પડતું તથા ઝેરની અસર થયા પછી તેના વાળણના ઉપાયો કરવા પડતા. લશ્કરમાં હાથી, ઘોડા, બળદ, વગેરે પશુઓને પણ ઝેરની અસરમાંથી બચાવવાની સૂચના સુશ્રુતે આપી છે; (જુઓ; સુશ્રુત કલ્પસ્થાન अ-૩). વૈદ્યના આ કાર્યની કૌટિલ્યના અર્થશાસ્ત્રે પણ નોંધકરી છે. આ બધા ઉપરથી જૂના વખતમાં કોઈક જાતની લશ્કરી ઇસ્પિતાલો હતી એમ સ્પષ્ટ જણાય છે-

આ બધા પુરાવાઓ ઉપરથી જૂના વખતમાં કોઈક જાતની ઇસ્પિતાલો હોવા બાબત શંકા રહેતી નથી. પણ ચરકે સૂચવેલી ઇસ્પિતાલ આમ પ્રજાને ઉપયોગી જાહેર ઇસ્પિતાલ નથી. ચરકાચાર્યે તો સ્પષ્ટ કહ્યું છે કે, इह खलु राजानं राजमात्रं अन्यं वा विपुलद्रव्यं संभृतसंभारं वमनं विरेचनं वा पाययितु कामेन भिजजा । મતલબ કે, " રાજા કે રાજા જેવા પુષ્કળ દ્રવ્યવાળા અને બધો સંભાર એકઠો કરી શકે એવાને વમન કે વિરેચન પાવાની ઇચ્છાવાળા વૈદ્યે આ બધી ઇસ્પિતાલની તૈયારી (દરદીને ખરચે) કરવી. ટુંકામાં રાજાઓ, શ્રીમંત લોકો તથા લશ્કર માટે જ શરૂઆતમાં કોઇ જાતની ઇસ્પિતાલની સગવડ આપણા દેશમાં થઇ છે. પરન્તુ આ ઇસ્પિતાલોને અંગે ઇસ્પિતાલમાં શું શું

સામગ્રી જોઈએ વગેરે આવશ્યક વ્યાવહારિક મુશ્કેલીઓનો ઉકેલ ચરક–સુશ્રુતના વખતના વૈદ્યોએ કરી લીધો હતો.

### બૌદ્ધ ધર્મની છાપ

આ સ્થિતિમાં બૌદ્ધ ધર્મની દયા અને દાનની ભાવનાની અસર નીચે શ્રદ્ધાળુ ધર્મનિષ્ઠ શ્રીમન્તો નિરાધાર અને ગરીબોને અર્થે ધર્માદા ઇસ્પિતાલ માટે મોટાં દાન આપવા તૈયાર થયા હશે. બૌદ્ધ ધર્મના એક પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે કે, વિશાખા નામની બૌદ્ધ સાધ્વીએ ભગવાન બુદ્ધ પાસે આઠ વરદાન માગતાં એક વરદાનમાં એવું માગ્યું કે, પોતાના જીવનપર્યંત રોગી માટે પથ્યયોજના, પરિચારક માટે ભોજન-વ્યવસ્થા અને રોગી માટે ઔષધવ્યવસ્થા એટલું સંઘમાં પૂરું પાડવાની પોતાને રજા આપવી. કારણ કે આ બાબતની યોગ્ય વ્યવસ્થા ન હોય તો રોગી ભિક્ષુ યોગ્ય પથ્ય તથા યોગ્ય ઔષધ વગર વધારે માંદો પડે કે મરી જાય અને પરિચારક ભિક્ષુને પોતાના ભોજન માટે બહાર જવું પડે તો એ દરદીની પરિચર્યા શી રીતે કરી શકે ? (જૂઓ; મહાવહ્ગ, ૮–૧૫–૯). જાહેર ઇસ્પિતાલની ઉત્પત્તિનું મૂળ આ વાતમાં બરાબર કહ્યું છે. ઉપરના ઉતારામાં પરિચારકની આવશ્યકતા દર્શાવી છે. ચરક–સુશ્રુતમાં પણ પરિચારકને વૈદ્ય જેટલો જ આવશ્યક માન્યો છે. સફળ ઉપચારનાં ચાર અંગોમાં વૈદ્ય અને રોગી સાથે પરિચારક પણ એક અંગ છે. પરિચારક "ઉપચારમાં સમજવાળો, ડાહ્યો, દરદી ઉપર પ્રીતિવાળો, અને પવિત્ર હોવો જોઇએ" એમ ચરકે કહ્યું છે (च. सू. अ. ९, श्लो. ६). આજની પેઠે જૂના વખતમાં માત્ર સ્ત્રીઓ જ પરિચર્યાનું કામ કરે એવું ધોરણ નહોતું પણ પુરુષો પાસે પુરુષ પરિચારિકો અને સ્ત્રીઓ પાસે સ્ત્રી પરિચારિકાઓ એવું ધોરણ દેખાય છે.

મહાવહ્ગનો ઉપર કહેલો ઉતારો જોતાં કદાચ મહારાજા અશોક પહેલાં નાના પાયા ઉપર ધર્માદા સાર્વજનિક ઇસ્પિતાલો ચાલુ થઈ હશે, પણ મહારાજા અશોકે એ સંસ્થાને સાર્વત્રિક રૂપ આપ્યું અને રાજ્ય તરફથી ધર્માદા ઇસ્પિતાલો ચાલુ કરવાનું ધોરણ દાખલ કર્યું. એટલે મહારાજા અશોક પછી તો ધર્મિષ્ઠ શ્રીમન્ત લોકોનાં દાનોથી તથા રાજ્ય તરફથી એમ બે ય રીતે ચાલતી ઇસ્પિતાલો આ દેશમાં થોડી ઘણી સંખ્યામાં હોવાનો સંભવ છે. વળી પાછળથી જેમ વાવ, કુવા, તળાવ, ધર્મશાળા વગેરે બંધાવવાનું મોટું પુણ્ય આપણાં ધર્મશાસ્ત્રોએ ગણાવ્યું

છે, તેમ આરોગ્યશાળા (ઇસ્પિતાલ) બંધાવવાનું પણ ઘણું પુણ્ય જુદી જુદી સ્મૃતિઓમાં કહ્યું છે. હેમાદ્રિએ ચતુર્વર્ગ ચિંતામણિમાં વિશ્વામિત્ર, સંવર્ત, અગસ્ત્ય, સૌરપુરાણ, નન્દીપુરાણ તથા સ્કન્દપુરાણનાં અનેક વચનો આરોગ્યદાનનો તથા આરોગ્યશાળા બંધાવવાનો મહિમા બતાવનારાં ઉતાર્યાં છે. દાખલા તરીકે સ્કન્દપુરાણનું વચન જોઇએઃ—

आरोग्यशालां यः कुर्यात् महावैद्यपुरस्कृतां ।
सर्वोपकरणोपेतां तस्य पुण्यफलं शृणु ॥

× × ×

ब्रह्मक्षत्रिय विट्शूद्रान्रोगार्तान्परिपाल्य च ।
यत्पुण्यं महदाप्नोति न तत्सर्वैर्महामखैः ॥

"મોટા વૈદ્યની દેખરેખવાળી તથા બધાં સાધનોવાળી આરોગ્યશાળા જે કરે તેનું પુણ્યફળ સાંભળો. રોગથી પીડાતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને (આરોગ્યશાળામાં) પાળવાથી જેટલું પુણ્ય મળે છે તેટલું મોટા યજ્ઞોથી પણ નથી મળતું."

### હર્ષવર્ધન

આવી આરોગ્યશાળાઓ મહારાજા અશોકના વખતથી ચાલુ થયેલી તે ઘણાં વર્ષો સુધી આ દેશમાં ચાલુ રહી ઉપર ગુપ્ત સમયનો દાખલો આપ્યો છે. પણ એ વખતે ઇસ્પિતાલોનો પ્રચાર સામાન્ય હોવાના બીજા પણ પુરાવા છે. પ્રખ્યાત ચીનાઈ મુસાફર યુવાનચંગ શ્રીહર્ષવર્ધન શીલાદિત્યની રાજ્યપ્રથાનું વર્ણન કરતાં લખે છે કે, "તેણે (હર્ષવર્ધને) આખા આર્યાવર્તમાં બધે શહેરો અને ગામડાંઓના મોટા રસ્તાઓ ઉપર ઠેકાણે ઠેકાણે પુણ્યશાળાઓ બંધાવી છે. જેમાં મુસાફરો તથા ગરીબો માટે અન્નપાણીની વ્યવસ્થા સાથે મફત દવાઓ આપવા માટે વૈદ્યોને રાખેલા છે." ( Beal's Record, Vol. I p. 214 ). વળી એ જ મુસાફર ભિખ્ખુશ્રુત વિંશતિકોટિના પિતાએ પોતાના ઘરથી હિમાલય સુધી એક પછી એક પુણ્યશાળાઓ બંધાવ્યાનું તથા તેમાં કીમતી દવાઓ મુસાફરોને મળી શકે એવી વ્યવસ્થા પોતાના સેવકો મારફત કર્યાનું લખે છે. ( એજન, Vol. II p. 188). આવી પુણ્યશાળાઓ આ દેશમાં સર્વત્ર હોવાનું તથા સારા રાજાઓ પણ આવી પુણ્યશાળાઓ બંધાવતા એમ યુવાનચંગ કહે છે. ( એજન

Vol. I p. 165 તથા 198). યુવાનચંગની આ પુણ્યશાળાઓ ઇસ્પિતાલો કરતાં ધર્મશાળા તથા અનાથાલયના મિશ્રણને મળતી વધારે લાગે છે; પણ એટલું ખરું કે, એમાં ગરીબ અને અનાથ માટે અન્નવસ્ત્ર સાથે ઔષધદાનની યોજના હતી.

બૌદ્ધ સાહિત્યના મહાવંશ નામના ગ્રંથમાં બુધદાસના પુત્ર ઉપતિસ્સે અપંગ માણસો, સગર્ભા સ્ત્રીઓ અને અંધ તથા રોગથી પીડાતા માણસો માટે ઇસ્પિતાલ બંધાવ્યાનું લખ્યું છે. બુધદાસે પોતે પણ દર દશ ગામ દીઠ એક વૈદ્ય રાખવાનું તથા અપંગ અને નિરાધાર માણસો માટે અનાથાલયો બંધાવ્યાનું એ જ ગ્રંથમાં લખ્યું છે.

દક્ષિણ (૧૦૬૭)

આ પ્રમાણે અશોકના વખતથી શરૂ થયેલી અને ગુપ્ત સમયમાં[3] પૂરા સ્વરૂપમાં ખીલેલી ઇસ્પિતાલની સંસ્થા કેટલો વખત ચાલી અને કયારે બંધ પડી, એ પ્રશ્નનો ચોક્કસ જવાબ આપવો મુશ્કેલ છે. પણ શ્રીહર્ષવર્ધન શીલાદિત્યના અવસાન પછી ઉત્તર ભારતમાં કોઈ ચક્રવર્તી રાજા ન થયો. દેશ નાના નાના રાજાઓમાં વહેંચાઈ ગયો. એ રાજાઓ અંદર અંદર લડવા લાગ્યા. મુસલમાનોનો ઉપદ્રવ દિન-પ્રતિદિન વધતો ગયો. એ સ્થિતિમાં પ્રાચીન સંસ્થાઓ છિન્નભિન્ન થઈ જવાનો ઘણો સંભવ છે. ગમે તેમ હો પણ આ વિષય સંબંધે, ઉત્તર ભારતનો એક પણ જૂનો ઉત્કીર્ણ લેખ મારા જોવામાં આવ્યો નથી. પણ દક્ષિણ ભારતમાંથી કેટલાક જૂના લેખો મળ્યા છે, જે આ વિષયમાં જોવા જેવા છે. દક્ષિણ ભારતમાંથી આયુર્વેદ સંબંધી જેટલા ઉત્કીર્ણ લેખો

---

૩. ચરકોક્ત (આરોગ્ય) ગૃહ તો યુનાની (ગ્રીક) Iatriumને મળતું લાગે છે. એમાં પણ ચરકે ગણાવ્યાં છે તેવાં યંત્ર, શસ્ત્ર વગેરે સાધનો રાખવાનું તથા પવન અને તાપ ન લાગે તેવી રીતે એ બાંધવાનું હાઇપોક્રેટિસે કહ્યું છે. (જુઓ; Works of Hippocrates, Syd. Soc. Vol. II page 470).

પણ ફાહ્યાને જોયેલ ઇસ્પિતાલ તો આધુનિક ઇસ્પિતાલને મળતી જણાય છે. અને ડો. વિન્સેન્ટ સ્મિથ કહે છે કે, આવી વ્યવસ્થિત ઇસ્પિતાલ જગતમાં બીજે કયાય એ વખતે હતી નહિ. એના કહેવા પ્રમાણે યુરોપની જૂનામાં જૂની ઇસ્પિતાલ ઘણું કરી પારીસની Maison Dieu હોવાનો સંભવ છે; જે ઇ. સ. સાતમા શતકમાં બંધાઈ છે. (જુઓ; Smith's Early History of India, 3rd Ed. p. 269).

મળ્યા છે તેમાં જૂનામાં જૂનો મધુરકોપમંડલાન્તર્ગત ચેંગલપટુમંડળના તિરુમકુડલ ગામમાં શ્રી. વીરચોલ રાજાએ આપેલું શાસન છે. વીર રાજેન્દ્ર દેવ નામના ચોલ રાજાએ પોતાના રાજ્યાભિષેક પછી તરત જ ઇ. સ. ૧૦૬૭માં આ શાસન પ્રગટ કરેલું છે; જે ઉપર્યુક્ત ગામના શ્રી. વેંકટેશ્વરદેવના મંદિરના ગર્ભગૃહની એક દીવાલના પથરા ઉપર કોતરેલું છે. આ શાસનમાં ભગવાન વેંકટેશ્વરના નિત્યોત્સવાદિકના ખર્ચ માટે, પાઠશાળાના ખર્ચ માટે તથા વિદ્યાર્થીઓના આરોગ્ય અર્થે સ્થાપેલા એક ઉત્તમ આતુરાલયના ખર્ચ માટે દાનની વ્યવસ્થાનો લેખ છે. આ શાસનમાં કહેલાં આતુરાલય-ઇસ્પિતાલની વિગત શાસનના શબ્દોમાં જ નીચે આપી છેઃ

"આ આતુરાલયનું નામ વીરચોલેશ્વર આતુરાલય છે. આમાં ૧૫ દરદીઓ રાખી શકાશે. આમાં ૧ કાયચિકિત્સક (Physician), ૧ શલ્યચિકિત્સક (Surgeon), ૨ પુરુષ પરિચારિકો, ૨ સ્ત્રી પરિચારિકાઓ, ૧ સેવક, ૧ ધોબી, ૧ દ્વારપાલ અને ૧ કુંભાર, એટલાં માણસો તેનાં તેનાં કામ માટે રાખવાં." આમાંના દરેક માણસનું કર્તવ્ય તથા એનો પગાર પણ લખ્યો છે. દાખલા તરીકે "આલપાકનો રહીશ કોદંડ રામાશ્વત્થામભટ્ટર અહીં કાર્યચિકિત્સક રહેશે; જેને પગાર તરીકે ત્રણ કુરિણિ જેટલું ધાન્ય મળશે. (કુરિણિ, નાડી વગેરે દાણાનાં માપનાં દ્રાવિડ નામો છે.) શલ્યચિકિત્સકને રોજ એક કુરિણિ જેટલું ધાન્ય મળશે, ચિકિત્સામાં ઉપયોગી ઔષધિઓ લઈ આવવા, ઔષધ પકાવવામાં ઉપયોગી લાકડાં વગેરે લઈ આવવા માટે તથા દવાઓ તૈયાર કરવા માટે બે પુરુષ પરિચારકો (નોકરો) રાખવા; જે દરેકને રોજ એક કુરિણિ જેટલું ધાન્ય આપવું. દરદીઓની સેવા માટે તથા બીજું કામ કરવા માટે એક જુદો પારિચારક રાખ્યો છે, જેને એક નાડી જેટલું ધાન્ય આપવાનું ઠરાવ્યું છે. દરદીઓને વખતસર યથાયોગ્ય દવા તથા પથ્ય વગેરે આપવા તથા તેની પરિચર્યા માટે બે સ્ત્રી પરિચારિકાઓ (nurses) રાખી છે. તેને હંમેશાં ચાર નાડી જેટલું ધાન્ય આપવું. દરદીઓનાં કપડાં ધોવા માટે એક ધોબી અને આતુરાલયમાં ઉપયોગી માટીનાં વાસણો બનાવવા માટે એક કુંભાર રાખ્યો છે. આતુરાલયમાં એક દ્વારપાલ રાખ્યો છે, જેને ચાર નાડી જેટલું ધાન્ય આપવું. દરદીઓને સૂવા

માટે સાત કટ (ખાટલા કે સાદડી ?) આપવા અને રાત્રિએ દીવા માટે ૪૫ નાડી જેટલું તેલ દર વર્ષે આપવું. આતુરાલયમાં ચિકિત્સા માટે બ્રાહ્મી રસાયન, વાસાહરિતકી, ગોમૂત્રહરિતકી, દશમૂલહરિતકી, ઉત્તમકર્ણ્યાદિ તેલ, ખલાકુરંટકાદિ તેલ, લશુનાદ્યેરંડ તેલ, બિલ્વાદિઘૃત, મંડૂરવટક, દ્રવવર્તિ, સુનેત્રવર્તિ, કલ્યાણલવણ, વગેરે એકવીશ દવાઓની એક પેટી કરાવી છે." આ દવાઓનાં માપની તથા બીજી પણ વિગતો આ લેખમાં આપી છે, જે વિસ્તારભયથી છોડી દીધી છે.

ગુંટુરમંડલમાંના મલકાપુરમાં એક મોટી શિલા ઉપર કાકતીય વંશના મહારાજ શ્રી. ગણપતિદેવ (૧૧ મું શતક) નું એક શાસન કોતરેલું મળ્યું છે; જેમાં તે ગામના વિદ્યાર્થીઓ માટે, વિદ્યાલય માટે તથા દેવમંદિર માટે જુદાં જુદાં દાનો આપ્યાંનો ઉલ્લેખ છે. તે સાથે પ્રસૂતિશાળાને તથા આરોગ્યશાળાને તેમ જ પંચવ્યાખ્યાકાર વૈદ્યને, પ્રત્યેકને બબ્બે પુટ્ટિકા જેટલું ભૂમિદાન આપવાનું કહેલું છે. એક પુટ્ટિ જમીન હમણાંના ધોરણ પ્રમાણે દશ એકર જેટલી થાય છે. (ઉપરના બન્ને લેખો માટે જુઓ સદ્‌ગત પંડિત ડી. ગોપાલાચાર્લુનું દક્ષિણભારતમાં આયુર્વેદવિદ્યાનો પ્રચાર નામનું ભાષણ, આ.—વિ.—૧૯૭૪).

### ઉપસંહાર

ઉપરના બન્ને લેખો અગિયારમા શતકના છે. એ ઉપરથી ૧૧મા શતક સુધી દક્ષિણમાં તો પ્રાચીન પદ્ધતિની ઇસ્પિતાલો ચાલુ હતી એમ જણાય છે. કદાચ ઉત્તરમાં પણ એ વખત સુધી ચાલુ હોય. આ લેખોમાં જે વિગતો આપી છે તે આયુર્વેદિક સાહિત્યને અનુસરતી છે અને જૂની ઇસ્પિતાલોનું સ્વરૂપ સમજવા માટે ઉપયોગી છે; એટલે પહેલો લેખ જરા વિસ્તારથી આપ્યો છે. આ પછી અઢીસો વર્ષની અંદર મુસલમાનો દક્ષિણમાં પણ પેઠા અને જૂનાં રાજ્યો તથા જૂનાં મંદિરો સાથે આ જૂની ઇસ્પિતાલો પણ નાશ પામી હશે એમ સંભવ છે. પણ આ સંસ્થાના નાશનું ખરું કારણ તો વૈદકવિદ્યામાં પોતામાં પેઠેલો રોગ જ છે એમ મને લાગે છે.

ચરક–સુશ્રુતના વખતના આયુર્વેદના આચાર્યોએ પરમ શોધકબુદ્ધિથી તથા તેજસ્વી પ્રતિભાશક્તિથી વૈદ્યકનાં જુદાં જુદાં અંગો (આઠ ગણવામાં આવતાં)ની અપૂર્વ શોધ અને વિકાસ કર્યો. વૈદકનાં વિવિધ અંગોના

વિકાસ સાથે જ સ્વાભાવિક રીતે જ વૈદકવિકાસ માટે આવશ્યક ઇસ્પિતાલ જેવી સંસ્થા પણ જન્મી. શરૂઆતમાં અમુક વર્ગ માટે ગોઠવાયેલી આ સંસ્થા બૌદ્ધ ધર્મના તથા અશોક મહારાજાના દયા–દાનધર્મના પ્રભાવ વડે ઇ. સ. પૂર્વે ત્રીજાચોથા શતકમાં સાર્વજનિક બની. સ્માર્ત બ્રાહ્મણધર્મે પણ આ સંસ્થાને દાનયોગ્ય ગણી. અને ગુપ્ત સમયમાં આ ઇસ્પિતાલની સંસ્થા ખૂબ ઉજ્જવળ રૂપમાં દેશભરમાં વ્યાપક થઈ ગઈ. પણ આ સમયમાં જ આયુર્વેદનો વિકાસ અટકી ગયો હતો, વૈદ્યોમાં નવું શોધવાની બુદ્ધિ ચાલી ગઈ હતી. જૂનાં પુસ્તકો ભણીને વૈદ્ય થનારા વૈદ્યો બધે દેખાતા હતા. વૈદ્યના વિકાસ માટે આવશ્યક શારીર (anatomy)નું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાનો રસ્તો બંધ થઈ ગયો હતો. કારણ કે સબસ્પર્શ અપવિત્ર ગણાવા લાગ્યો હતો. વૈદ્યો અપવિત્ર ગણાવા લાગ્યા (જુઓ મનુ- अ. ९ ). શારીરજ્ઞાન ઘટવા સાથે શસ્ત્રચિકિત્સા પણ બંધ થઈ ગઈ. ઉપરના લેખમાં શસ્ત્રચિકિત્સકને પરિચારક જેટલો જ પગાર આપવાનું કહ્યું છે એ આ અધોગતિની નિશાની છે. ચરકસુશ્રુતના વખતમાં તો શસ્ત્રચિકિત્સક સામાન્ય વૈદ્ય કરતાં આજની પેઠે વધારે લાભ મેળવતો હશે એમ દેખાય છે. ગુપ્ત વખત પછી ધીમે ધીમે દેશીવૈદ્યની અધોગતિ જ થતી ગઈ. નવી શોધ તો બંધ થઈ, પણ જૂના ગ્રંથો પૂરા સમજવા પણ મુશ્કેલ થઈ પડયા. દશમા અગિયારમા શતકના ટીકાકારો ચરક–સુશ્રુતનાં શારીરવર્ણનો કોઈ દિવસ શરીર ચીરીને જોયેલું ન હોવાથી બરાબર સમજ્યા પણ નથી. આ સ્થિતિમાં માત્ર જૂના ગ્રંથોમાં કહેલી દવાઓના યોગસંગ્રહો (Prescription-books) ઉપર વૈદ્યોનો બધો આધાર રહ્યો. છેવટ તો એવો વખત આવ્યો કે, ચરકસુશ્રુત જેવા ગ્રંથો ભણ્યા હોય એવા વૈદ્યો પણ થોડા દેખાવા લાગ્યા. ટૂંકાંમાં વૈદ્યોની બુદ્ધિ તો છેલ્લાં ૧૨૦૦ વર્ષથી, આ દેશમાં ધીમે ધીમે ક્ષીણ અને ક્ષીણતર થતી ગઈ છે. એ સ્થિતિમાં ઇસ્પિતાલો શી રીતે સંભવે ? ઇસ્પિતાલોના સંચાલક કાર્યચિકિત્સકવૈદ્યો અને શસ્ત્રવૈદ્યો ન હોય ત્યારે ઇસ્પિતાલોનો ઉપયોગ પણ શું ? આ રીતે બે હજારથી વધારે વર્ષ પહેલાં જન્મેલી, લગભગ ૧૫૦૦ વર્ષ ચાલેલી ઇસ્પિતાલની સંસ્થા છેલ્લાં ૬૦૦–૭૦૦ વર્ષથી લુપ્ત થઈ ગઈ છે. પણ હમણાં હમણાં નવા જીવનપ્રવાહના વેગમાં આયુર્વેદિક ઇસ્પિતાલોની વાતો થવા લાગી છે.

મહારાજા અશોકના ઉપર કહેલા શિલાલેખમાં પશુઓ માટે પણ ચિકિત્સાસ્થાનોની વાત છે. હાથી, ઘોડા વગેરે પશુઓ યુદ્ધમાં ઉપયોગી હોવાથી જૂના વખતના રાજાઓ બહુ મોટી સંખ્યામાં આ પશુઓને રાજ્યને ખર્ચે રાખતા. આને અંગે ગજવૈદ્યક અને અશ્વવૈદ્યકનો વિકાસ થયો, એ વિષયનાં પુસ્તકો લખાયાં, અને ઉપર દર્શાવ્યું છે તે જ ક્રમમાં પશુઓની સાર્વજનિક ઇસ્પિતાલો પણ થઈ હશે. પરંતુ વૈદકની અધોગતિ થઈ, માનુષવૈદું ડોશીઓ, વાળંદો, ઊંટવૈદ્યો અને સુયાણીઓના હાથમાં ચાલ્યું ગયું, ત્યાં પશુવૈદકનો તો પત્તો ક્યાંથી લાગે? એની આવશ્યકતા પણ કોને લાગે? એટલે જનાવરોની ઇસ્પિતાલોને ઠેકાણે ખોડાં નકામાં ઢોરોને પાળવાની પાંજરાપોળો રહી, પણ આ પાંજરાપોળોમાં પશુવૈદ્યકને તો લેવાદેવા નથી.



# હિન્દુસ્તાનનાં જૂનાં તોલ અને માપ

**આ દેશમાં** એટલાં બધાં ભિન્નભિન્ન તોલ અને માપ ચાલે છે, અને એ વિષયમાં કંઈક ધોરણ બાંધવાની એટલી બધી જરૂર છે કે, જૂનાં તોલ અને માપનો ઇતિહાસ નિરર્થક નહિ ગણાય.

### જૂનાં તોલ અને માપ જાણવાનાં સાધનો

જૂનાં તોલ અને માપ જાણવાનાં સાધનોમાં, પ્રાચીન સાહિત્ય અને સિક્કાઓ મુખ્ય છે. પ્રાચીન સ્થળોનું સરકારી 'આર્કિઓલોજિકલ' ખાતા તરફથી જે શાસ્ત્રીય રીતે ખોદકામ થાય છે. તેમાં જો કોઈ સ્થળેથી જૂનાં વજનો જ મળી આવે, તો એથી આ વિષયમાં ચોક્કસ અજવાળું પડે; પણ હજી સુધી કોઈ સ્થળે આવાં વજનો કે માપનાં વાસણો મળી આવ્યાં હોય એમ હું જાણતો નથી. સિક્કાઓનું પ્રમાણ તો આડકતરું પ્રમાણ છે. કારણ કે અમુક વજનનાં ધોરણને અનુસરીને સિક્કા થતા ખરા, પણ પ્રાચીનકાળમાં સિક્કા પાડવામાં એટલી બધી ચોકસાઈ ન રહેતી. છતાં સાહિત્યમાંથી સત્ય તારવવામાં જૂના સિક્કાઓ સહાય કરશે ખરા.

### તોલ અને માપનું સાહિત્ય

આ વિષયના સાહિત્યના બે વિભાગ છે: એક આયુર્વેદિક સાહિત્ય, અને બીજું ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો, પુરાણો, જ્યોતિષના ગ્રંથો વગેરે આયુર્વેદેતર સાહિત્ય. આ બેયની પરંપરા કાંઈક જુદી છે. આયુર્વેદીય સાહિત્યમાં પાછા બે મુખ્ય વિભાગ છે: સુશ્રુતોક્ત અને ચરકોક્ત. આ રીતે તોલ અને માપની ચરક, સુશ્રુત અને આયુર્વેદેતર એમ કુલ ત્રણ પરંપરા છે.

સાધારણ રીતે કાળક્રમ સાથે વિચાર કરવો ઠીક ફાવે છે. વળી દેશકાળ પ્રમાણે વજનોમાં ઘણો ફેરફાર થયેલો દેખાય છે. માટે ઉપર્યુક્ત ગ્રંથોના દેશકાળ વિષે થોડો વિચાર કર્યા પછી આગળ ચાલવું ઠીક

પડશે. જો કે વૈદોના ગ્રંથોનો મૂળભાગ બહુ પ્રાચીન છે; પણ વર્તમાનમાં જે પ્રતિ સંસ્કૃતસંહિતાઓ છે, તે એટલી પ્રાચીન નથી. અને તોલ તથા માપનાં ચરકસુશ્રુતસ્થ પ્રતીકો છેક આયુર્વેદના મૂળ ઉપદેશ જેટલાં જૂનાં છે એમ નિશ્ચિત કરવાનું કાંઈ સાધન નથી. એટલે તોલ–માપનું વ્યાખ્યાન પ્રતિ–સંસ્કૃતિના વખતનું હશે એમ માનવું સહીસલામત છે.

### કૌટિલીય અર્થશાસ્ત્ર

ઉપર કહ્યું તેમ વૈદોના ગ્રંથોના સમય માટે શંકાનું કારણ હોવાથી, આ વિષયમાં પ્રાચીનતમ સાહિત્ય કૌટિલીય અર્થશાસ્ત્રને માનવું પડશે. આ અપૂર્વ ગ્રંથ બહાર પડયા પછી એના સમય માટે ઘણી ચર્ચા થઈ છે, પણ હજી વિદ્વાનો પૂરેપૂરા સંમત થયા નથી; એ ગ્રંથ, કેટલાક વિદ્વાનોના મતે ચંદ્રગુપ્ત મૌર્યના પ્રધાન વિષ્ણુગુપ્ત (ચાણક્ય–કૌટિલ્ય)નો પોતાનો, અર્થાત્ ઇ. સ. પૂર્વે ચોથા શતકનો મનાય છે. પણ બીજા ઇ. સ. ચોથા શતકથી એ ગ્રંથને જૂનો ગણવાની ના પાડે છે.

### મનુસ્મૃતિ ઈ. સ. ત્રીજું શતક

જો કે મનુસ્મૃતિ, અર્થશાસ્ત્ર નહિ પણ ધર્મશાસ્ત્ર ગણાય છે, પરંતુ એમાં અર્થશાસ્ત્રના ઘણાખરા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે પ્રસ્તુત વિષયમાં તો મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોની અને કૌટિલ્ય વગેરે અર્થશાસ્ત્રોની પરંપરા એક જ જણાય છે. મનુસ્મૃતિનો સમય ચોક્કસ નથી, તે સમય માટે બહુ મતભેદ છે. છતાં જે રૂપે આજે મનુસ્મૃતિ મળે છે, તે રૂપે પણ ઇ. સ. ના ત્રીજા શતકથી અર્વાચીન નથી. પ્રાચીન હોય તો ભલે. કાળ પેઠે એ ગ્રન્થનો દેશ પણ અનિશ્ચિત છે. છતાં પૂર્વમાં મગધ કે એની આસપાસમાં એ ગ્રન્થ હાલ છે તે રૂપે તૈયાર થયો હોય એમ લાગે છે.

યાજ્ઞવલ્કયસ્મૃતિ મનુસ્મૃતિને પ્રસ્તુત વિષયમાં અનુસરે છે. એનો સમય સાધારણ રીતે ઇ. સ. ના ચોથા શતકમાં મનાય છે. યાજ્ઞવલ્કય પણ મગધના રહીશ હોવાનો સંભવ છે.

### નારદસ્મૃતિ

નારદસ્મૃતિ ઉપર આઠમા સૈકામાં એક ટીકા લખાયેલી છે, અને સાતમા શતકના બાણુ કવિએ નારદસ્મૃતિનો ઉલ્લેખ કર્યો છે. માટે એ ગ્રન્થ પાંચમા–છઠ્ઠા શતકનો હોવો જોઇએ.

### પુરાણો

પુરાણોનો મોટો ભાગ ત્રીજાચોથાથી સાતમાઆઠમા શતક સુધીમાં વર્તમાનરૂપે રચાયો છે. ઘણુંખરાં જૂનાં પુરાણો મગધમાં તથા એની આસપાસમાં રચાયાં છે, એમ વિદ્વાનોનો અભિપ્રાય છે. પ્રસ્તુત વિષયમાં જે પુરાણોનો આધાર છે તે વરાહ, પદ્મ, સ્કન્ધ, અને ભવિષ્ય, પુરાણોમાં સૌથી અર્વાચીન છે. એટલે કદાચ સાતમા–આઠમા શતક પછી પણ મુસલમાની વખત પહેલાં રચાયાં હોય. પુરાણોની પ્રસ્તુત વિષયની પરંપરા ધર્મશાસ્ત્રોથી જુદી નથી.

### અમરકોષ

સાધારણ રીતે ધર્મશાસ્ત્ર, પુરાણ, વૈદક વગેરેથી સ્વતંત્ર તથા તટસ્થ કોષકાર ગણાય છે. અમર કોષ બહુ જૂના કોષોમાંનો એક છે. એ ઈ. સ. ના ૬ ઠ્ઠા શતકમાં રચાયો હોય એમ મનાય છે. એનો દેશ જાણવાનું ખાસ સાધન નથી પણ પૂર્વમાં હોવાનો વધારે સંભવ છે. અમર સ્વતંત્ર હોવા છતાં મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રની પરંપરાને અનુસરે છે.

### શુક્રનીતિ

અર્થશાસ્ત્રોના પ્રવાહનું ઉપલબ્ધ મૂળ કૌટિલ્ય અર્થશાસ્ત્ર છે. એનો વિચાર આપણે શરૂઆતમાં જ કર્યો. એ જ પ્રવાહનું મુખ શુક્ર-નીતિ છે, એમ કહી શકાય. કૌટિલ્યઅર્થશાસ્ત્રને શુક્રનીતિ સાથે સરખાવવાથી સમયને લઈને રિવાજોમાં કેટલો ફેરફાર થયો હતો એ સ્પષ્ટ દેખાય છે. પ્રસ્તુત વિષયમાં શુક્રનીતિનું ચિત્ર કૌટિલીયથી તથા એ પરંપરાને અનુસરનારાં ધર્મશાસ્ત્ર વગેરેથી જુદું છે. એ પ્રાચીન નહિ પણ મધ્યયુગને લગતું દેખાય છે. ગ્રન્થનાં દેશકાળ અચોક્કસ છે, છતાં મુસલમાની સમયની શરૂઆતમાં હિંદુસ્તાનની પશ્ચિમમાં ગ્રન્થ રચાયો હોય એમ જણાય છે.

### ભાસ્કરાચાર્ય

ઈ. સ. ના બારમા શતકના મહાન જ્યોતિષી ભાસ્કરાચાર્યે લીલાવતીમાં ત્રિવિધ માન પણ આપ્યું છે. ભાસ્કરાચાર્યે લીલાવતી ગ્રન્થ કયા દેશમાં લખ્યો છે એ ખબર નથી. પણ પ્રસ્તુત વિષયમાં શુક્રનીતિ પેઠે મધ્યયુગને લગતો છે.

બારમા શતકમાં મુસલમાનો આ દેશમાં આવે છે, દેશમાં વ્યાપી

જાય છે, અને દેશ કાંઇક એવો સ્તંભી જાય છે કે, એ વખતની સ્થિતિ હજી સુધી ચાલી આવે છે. એ સમયના હિંદુ તેમજ મુસલમાન ગ્રન્થકારોએ તોલ માપનાં કોષ્ટકો આપ્યાં છે, પણ એના સમય માટે અહીં વિચાર કરવાની જરૂર નથી, પ્રસંગે સમયનો ઉલ્લેખ પણ કરીશું.

## આયુર્વેદની પરંપરા

આયુર્વેદના બે પ્રસિદ્ધ સંપ્રદાયો છે: એક કાયચિકિત્સકો (Physicians) નો આત્રેય સંપ્રદાય અને બીજો શસ્ત્રચિકિત્સકો (Surgeons) નો ધન્વંતરિ સંપ્રદાય. આત્રેય સંપ્રદાયના મૂળ પ્રવર્તક પુનર્વસુ આત્રેય છે. એમને આયુર્વેદ ભરદ્વાજ પાસેથી અને ભરદ્વાજને ઇંદ્ર પાસેથી મળ્યો વગેરે બ્રહ્માપર્યંતની પરંપરા ગ્રંથોમાં લખી છે. પણ સાધારણ રીતે ઐતિહાસિક મૂળ ઉપદેશક તરીકે પુનર્વસુ આત્રેયને માનવા જોઇએ. પુનર્વસુ આત્રેયે આયુર્વેદનો અગ્નિવેશ, ભેડ, જતુકર્ણ વગેરે ૭ શિષ્યોને ઉપદેશ કર્યો, અને એ ૭ શિષ્યોએ પુનર્વસુના ઉપદેશનો સંગ્રહ કરી ૭ તંત્રો રચ્યાં. તેમાંથી અગ્નિવેશ અને ભેડનાં તંત્રો આજ સુધી જળવાઈ રહ્યાં છે. અગ્નિવેશના મૂળ તંત્રનો પ્રતિસંસ્કાર કરીને ચરકે જે સંહિતા કરી તેનું નામ ચરકસંહિતા, ભેડસંહિતાની એકજ પ્રત તાંજોર મહારાજાની પુસ્તકશાળામાં છે. ચરકસંહિતામાં પાછળથી કેટલોક ભાગ છિન્નભિન્ન થઈ ગયો હતો, તે પંચનંદના દઢબલે ૪૩ અધ્યાયો ઉમેરીને પૂરો કર્યો. આ રીતે હાલની ચરકસંહિતાની રચનામાં જુદા જુદા સમયના ચાર વૈદ્યોનો હાથ છે.

સુશ્રુત સંપ્રદાયના મૂળ ઉપદેશક કાશીના રાજા ભગવાન દિવોદાસ, જેનું બીજું નામ ધન્વન્તરિ હતું તે છે. દિવોદાસે સુશ્રુત વગેરે શિષ્યોને શલ્યતંત્ર ( major surgery ) ભણાવ્યું. શિષ્યોએ ગુરુના ઉપદેશનો સંગ્રહ કરી તંત્રો રચ્યાં. તેમાં ઔપધેનવ, ઔરભ્ર, સૌશ્રુત અને પૌષ્કલાવત મુખ્ય હતાં. પણ આજે એક સૌશ્રુત તંત્ર જ જળવાઈ રહ્યું છે. સુશ્રુતના આ શલ્યતંત્રમાં, શાલાક્ય, ભૂતવિદ્યા, રસાયન, વાજીકરણ, કાયચિકિત્સા વગેરે ઉમેરાઇને વર્તમાન સુશ્રુતસંહિતા થઈ છે. આ પાછળથી ઉમેરેલો ભાગ ઉત્તર સ્થાનમાં છે. એમાં સ્પષ્ટ લખ્યું છે કે, વિદેહ વગેરેના ગ્રન્થોમાંથી, શાલાક્ય તેમજ અગ્નિવેશ વગેરેમાથી કાયચિકિત્સા લીધાં છે. એટલે શાલાક્ય વગેરેનાં

મૂળતંત્રો જૂના કાળમાં થયેલાં તેમાંથી ઉત્તરસ્થાન ઉમેરનારે સંગ્રહ કર્યો છે. જેણે ઉત્તરસ્થાન ઉમેર્યું તેણે સમગ્ર ગ્રંથનો પ્રતિસંસ્કાર પણ કર્યો. સુશ્રુતના પ્રખ્યાત ટીકાકાર ડલ્હણ કહે છે કે, સુશ્રુતના પ્રતિસંસ્કર્તા નાગાર્જુન છે. વૃદ્ધ સુશ્રુત અને સુશ્રુતનો ભેદ પણ સૂચક છે.

## ચરકનો સમય

હવે આ બે મોટા ગ્રન્થોના જુદા જુદા થરનો સમય જોઇએ. સમયનિર્ણયનાં કારણોનો સવિસ્તર વિચાર અહીં થઈ શકે એમ નથી; એ વિચાર મેં અન્યત્ર કર્યો છે, અહીં તો વિદ્વાનોએ કરેલા નિર્ણયો કહી દેવા પડશે. ચરકસંહિતાના મૂળ ઉપદેશક પુનર્વસુ આત્રેયના સમય માટે આપણા વિદ્વાનોના મતભેદ છે. પણ બૌદ્ધ સાહિત્યમાં બુદ્ધ ભગવાનના સમકાલીન અને તક્ષશિલામાં આયુર્વેદના અધ્યાપક એક આત્રેયનો ઉલ્લેખ મળે છે. એ ઉપરથી પાશ્ચાત્ય વિદ્વાનો એમને ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકમાં થઇ ગયા ગણે છે. અગ્નિવેશ અને એમની વચ્ચે ઝાઝું અંતર નથી. પ્રતિસંસ્કર્તા ચરક માટે મતભેદ છે. ચરકને તથા મહાભાષ્યકાર પતંજલિને એક ગણે છે. જો આ વાત ખરી હોય તો ચરક ઈ. સ. પૂર્વે ૧૫૦ માં થઈ ગયા હોવા જોઈએ. બીજી તરફથી બૌદ્ધ સાહિત્યમાં કનિષ્કના સમકાલીન કાશ્મીરના ચરકનો ઉલ્લેખ મળે છે.

આ ચરક એ જ જો પ્રતિસંસ્કર્તા ચરક હોય, તો એ કનિષ્કના સમકાલીન હોવા જોઇએ. કનિષ્કના સમય માટે મતભેદ છે, પણ ઈ. સ. ૭૮ તરફ ઘણા વિદ્વાનોનો ઝોક છે. ગમે તેમ પણ ચરક ઈ. સ. પૂર્વે બીજા શતકના મધ્યભાગથી ઈ. સ. પહેલા શતકની અંદર થયા છે એ તો નિઃસંશય. છેલ્લા ૪૩ અધ્યાય લખનાર દઢબલના સમય માટે બહુ મતભેદ છે. કેટલાક એમને વાગ્ભટ્ટ પહેલાં ત્રીજાચોથા શતકમાં માને છે. બીજાઓ વાગ્ભટ્ટ પછી આઠમા નવમા શતકમાં માને છે. ચરકસંહિતાની આખી પરંપરા ઉત્તરની છે. ચરક પણ ઉત્તરના—ઘણું કરી કાશ્મીરક હતા. દઢબલ પણ પંચનદના—અર્થાત્ ઉત્તરના રહેવાસી હતા.

## સુશ્રુતનો સમય

સુશ્રુતનો મૂળતંત્ર ગ્રંથ અગ્નિવેશતંત્ર પછીનો હશે તો પણ ઈ. સ. પૂર્વે પાંચમાછઠ્ઠા શતકનો હોવાનો સંભવ છે. જયારે ઉત્તર-

તંત્ર સાથે પ્રતિસંસ્કૃતસંહિતા ( હાલની ) દઢબલે ઉમેરેલા ભાગ સિવાયની ચરકસંહિતાની સમકાલીન હોવાનો સંભવ છે. કારણ કે પ્રતિસંસ્કર્તા મનાતા નાગાર્જુન કનિષ્કના સમકાલીન મનાય છે. પ્રતિસંસ્કર્તા નાગાર્જુન હોય કે ન હોય તો પણ સુશ્રુતસંહિતા ઇ. સ. ત્રીજા શતકથી અર્વાચીન નથી. કારણ કે નાવનીતક ઇ. સ. ૪૦૦ થી અર્વાચીન નથી. એમાં ચરક–સુશ્રુતમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે. વળી એ ચરક–સુશ્રુતને મહર્ષિ ગણે છે. મતલબ કે, એના વખતમાં ચરક-સુશ્રુત પ્રાચીન સંહિતાઓ મનાતી હતી. સુશ્રુતની સમગ્ર પરંપરા પૂર્વની–ઘણું કરી કાશીની છે. શસ્ત્રચિકિત્સા ( Major & Minor Surgery શલ્યશાલાક્ય )નો વિકાસ પૂર્વમાં જ–કાશી મિથિલામાં થયો છે, નાગાર્જુનનું સ્થાન અવિદિત છે. પણ સુશ્રુત ગ્રન્થ ઉપર પૂર્વની અસર એટલી સ્પષ્ટ છે કે, નાગાર્જુનનો દેશ જુદો નીકળે તો સુશ્રુતની પ્રાચ્યતામાં કાંઈ ફેરફાર થાય એમ નથી.

પ્રસ્તુત પ્રકરણ તોલ અને માપનું વર્ણન સુશ્રુતના ચિકિત્સા-સ્થાનના ૩૧મા અધ્યાયમાં છે. એટલે આ પ્રકરણ ઉત્તરસ્થાનમાં નહિ પણ મૂળ ભાગમાં છે. માટે ઇ. સ. ૩૦૦ની અંદરનું સુશ્રુતોક્ત તોલ–માપનું પ્રકરણ માનવું જોઇએ.

ચરકોક્ત તોલ–માપ ચરકના કલ્પસ્થાનના ૧૨મા અધ્યાયમાં છે. કલ્પસ્થાન આખું દઢબલે ઉમેરેલું છે. માટે તોલમાપનું પ્રકરણ પણ દઢબલનું જ માનવું પડશે. દઢબલ પાસે ચરકની પ્રાચીન પરંપરા નહોતી એમ કહી શકાય નહિ; છતાં ઇ. સ. ૩૦૦થી ૬૦૦ની અંદરના સમયનું ચરકોક્ત તોલ માપનું પ્રકરણ છે, એમ માની લેવું સહીસલામત છે.

### વાગ્ભટ્ટ

આયુર્વેદની પરંપરામાં ચરક પછી વાગ્ભટ્ટનું સ્થાન છે. એ વૃદ્ધ-ત્રયીમાં ગણાય છે. ચરકસુશ્રુત જેવી એ પણ સંહિતા છે, છતાં ચરકસુશ્રુત બેયમાંથી સંગ્રહ કરે છે, માટે બેયથી અર્વાચીન છે. વાગ્ભટ્ટના બે ગ્રંથો છે, અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદય. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આ બે ગ્રંથના કર્તાઓને જુદા ગણે છે. એકને–વૃદ્ધને છઠ્ઠા–સાતમા શતકમાં અને બીજાને આઠમાનવમા શતકમાં મૂકે છે. અત્રત્ય વિદ્વાનો બેયને એક જ ગણે છે અને પાંચમાછઠ્ઠા શતકમાં મૂકે છે. તે ગમે તેમ હો પણ પાંચમાથી નવમા શતકની અંદરના આ બેય ગ્રંથો છે. વાગ્ભટ્ટ સિંધુ દેશના રહેવાસી હતા એમ એ પોતે જ

કહે છે. વાગ્ભટ્ટે ચરક-સુશ્રુત બેયનો સંગ્રહ કર્યો છે. છતાં પ્રસ્તુત વિષયમાં એ થોડા ફેરફાર સાથે ચરકસંપ્રદાયને અનુસરે છે.

## પછીના ગ્રંથકારો

પછીના ગ્રંથકારો તો ચરક કે સુશ્રુત બેમાંથી એકને અનુસરે છે. કેટલાકે બે ય જાતનાં તોલમાપ આપ્યાં છે. વાગ્ભટ્ટ પછી વૃંદનો સમય આવે છે. વૃંદ ઘણું કરી ઇ. સ. નવમા શતકમાં બંગાળામાં થઇ ગયા છે. એઓ થોડા ફેરફાર સિવાય સુશ્રુતની પરંપરાને અનુસરે છે.

ચરકના ટીકાકાર ચક્રપાણિ દત્ત ઇ. સ. ૧૧મા શતક (ઇ. સ. ૧૦૪૦)માં બંગાળામાં થઇ ગયા છે. એમણે ચરકસુશ્રુતની સરખામણી કરી છે અને ચરકને વૈદ્યોએ અનુસરવું એમ સૂચના કરી છે.

બંગસેન ચક્રદત્ત પછી ઘણું કરી ઇ. સ. ના બારમા શતકમાં બંગાળામાં જ થયા છે; એ ચક્રદત્તની સૂચનાને અનુસરે છે.

શાર્ઙ્ગધર ઇ. સ. ૧૩મા શતકમાં થઇ ગયા છે. એમણે માગધ અને કાલિઙ્ગ એમ બે પરિભાષા આપી છે.

રસશાસ્ત્રોની શરૂઆત વહેલી થયેલી, પણ ઇ. સ ૧૩મા શતકમાં રસશાસ્ત્રનો રસરત્નસમુચ્ચય નામનો ગ્રંથ લખાયો છે. એ સિંધમાં લખાયો મનાય છે. એ વખતે મુસલમાનો આ દેશમાં આવી ગયા હતા. આ બધાં કારણોથી રસરત્નસમુચ્ચયમાં આપેલી પરિભાષા જોવાની જરૂર છે.

ભાવપ્રકાશ ૧૬ મા શતકમાં, દક્ષિણના કાન્યકુબ્જ બ્રાહ્મણે લખેલ છે. એઓ શાર્ઙ્ગધરને અનુસરે છે.

ત્રણસો વર્ષ પહેલાં બંગાળામાં લખાયેલ ભૈષજ્યરત્નાવલિ, સાધારણ રીતે બંગાળાની પરંપરાને અનુસરે છે.

યોગરત્નાકર વગેરે આધુનિક ગ્રંથો તે તે દેશની પરંપરાને અનુસરે છે. કેટલાક આધુનિક વિદ્વાનોએ સંસ્કૃત ભાષામાં, લોકભાષામાં, તેમ જ, અંગ્રેજી ભાષામાં પ્રાચીન માન-પરિભાષાના સંગ્રહગ્રંથો લખ્યા છે. ટૂંકામાં માન-પરિભાષાના સાહિત્યનો આટલો ઇતિહાસ છે.

## માન-પરિભાષા

માન ત્રણ જાતનાં ગણાય છે. ૧ તોળવાનાં વજનો, ૨ માપ ૩ લંબાઈ માપવાનું પ્રમાણ. અહીં તોલ અને માપ બેનો મુખ્ય પ્રસંગ છે, પણ આ ત્રણેને પરસ્પર સંબંધ છે. માટે લંબાઇનાં પ્રમાણો વિષે

પણ ટૂંકો ઇશારો કરવો પડશે. હવે જુદા જુદા ગ્રંથકારોએ આપેલી માન–પરિભાષા કાળક્રમમાં જોઇએ. કૌટિલીય અર્થશાસ્ત્રના બીજાં અધિકરણના ૧૮ મા અધ્યાયનું ૧૭ મું પ્રકરણ પૌતવકર્માધ્યક્ષનું એટલે તોલમાપના ઉપરીને લગતું છે. તોલ અને માપ કેવાં જોઇએ, લોકો ખોટાં તોલ માપથી છેતરાય નહિ માટે શ્રી અધ્યક્ષે શું સાવચેતી રાખવી વગેરે વિષયો એ પ્રકરણમાં છે; એમાંથી ઉપયુક્ત વિષયનું ભાષાંતર અહીં આપ્યું છે.

"૧૦ ધાન્યમાષ અથવા ૫ ગુંજ એક સુવર્ણમાષકની બરાબર થાય છે. ૧૬ સુવર્ણમાષનો એક કર્ષ અથવા સુવર્ણ થાય છે અને ચાર કર્ષનો એક પલ.

૮૦ ગૌરસર્ષપનો એક રૌપ્યમાષક, ૧૬ રૌપ્યમાષકનો એક ધરણ. ૨૦ શૈબ્યનું પણ એક ધરણ થાય છે.

૨૦ તણ્ડુલનું ૧ વજ્ર ધરણ થાય છે.

અર્ધો માષક, ૧ માષક, બે માષક, ૪ માષક, ૮ માષક, ૧ કર્ષ, ૨ કર્ષ, ૪ કર્ષ, ૮ કર્ષ, ૧૦,૨૦,૩૦,૪૦ એ રીતે ૧૦૦ સુધી. એ જ પ્રમાણે ધરણોનું સમજવું." તોલનું આ કોષ્ટક થયું. હવે આ પ્રમાણેનાં વજનો શાનાં બનાવવાં એ વિષે લખે છે કે લોઢાનાં અથવા મગધના કે નર્મદાના પથ્થરનાં વજનો બનાવવાં; અથવા જે વધેઘટે નહિ તેનાં બનાવવાં. મગધના પથ્થર તે ગંડકીના પથ્થર હશે; ગંડકીના તથા નર્મદાના પથ્થરો જલદી ન ઘસાય એવા હોય છે. "પછી કર્ષથી આગળ ચાલતાં પલ પછી ૧૦ પલ, ૧૨ પલ, ૧૫ પલ, ૨૦, ૩૦, એ રીતે ૧૦, ૧૦ પલ વધતાં ૧૦૦ પલ સુધી. ૨૦ તુલાનો ૧ ભાર, ૧૦ ધરણનો ૧ ગલ, ૧૦૦ પલની આયમાની, ૯૫ પલની વ્યાવહારિકી ભાજની અને અન્તઃપુર ભાજની, આ સર્વમાં પલ ૯½ ધરણનો સમજવો."

આમાં આયમાની, વ્યાવહારિકી, અન્તઃપુર ભાજની વગેરેનું પ્રમાણ જુદું જુદું છે. મૌર્ય રાજ્યકાળમાં વ્યવહારમાં એવી રીતે ચાલતું હશે કે બહારથી માલ આવે એનું માન જુદું, બહાર જાય એનું જુદું, દેશમાં જ અંદર વહેંચવાનું જુદું. એમ પોતાના દેશને–રાજ્યને વધારે લાભ થાય એ દૃષ્ટિથી તોલમાપમાં ભેદ રાખ્યો જણાય છે. વર્તમાનમાં મુંબઈમાં તોલમાપની જે વિવિધતા છે અથવા

હતી, તે આ પ્રાચીન વિવિધતા સમજવામાં દાખલારૂપ થશે. પણ પાછળના સ્મૃતિકારોએ તો એક જ પરિભાષા આપી છે. એનાં બે કારણો હોવાનો સભવ છે. એક સ્મૃતિકારોને આ ભેદ અયોગ્ય લાગ્યો હોય અને શું હોવું જોઈએ એ બતાવવા યત્ન કર્યો હોય અથવા કૌટિલ્ય રાજ્યને દિશા બતાવવા લખે છે તેવું સ્મૃતિકારો માટે ન હોય. સ્મૃતિકારોનો ઉદ્દેશ અર્થશાસ્ત્રથી સ્પષ્ટ રીતે જુદો દેખાય છે.

મનુ, યાજ્ઞવલ્કય અને નારદમાં તોલનું કોષ્ટક નીચે પ્રમાણે આપ્યું છે.

૮ ત્રસરેણુ=૧ લીક્ષા, ૮ લીક્ષા=૧ રાજસર્ષવ, ૮ રાજસર્ષવ=૧ ગૌરસર્ષવ. ૬ ગૌરસર્ષવનો ૧ યવ, ૩ યવની=૧ રતી, ૫ રતીનો એક માષ, ૧૬ માષનો ૧ સુવર્ણ, ૪ સુવર્ણનો ૧ પલ અથવા નિષ્ક, ૧૦ પલનો ૧ ધરણ (સુવર્ણનો).

૨ રતીનો ૧ રૌપ્યમાષક, ૧૬ રૌપ્યમાષકનો ૧ ધરણ (રાજત), ૧૦ ધરણનો ૧ શતમાન (રાજત). અમરકોષમાં ૫ ગુંજાનો ૧ માષ, ૧૬ માષનો ૧ કર્ષ, ૪ કર્ષનો ૧ પલ, ૧૦૦ પલની ૧ તુલા, ૨૦ તુલાનો એક ભાર તથા ૧૦ ભારનો ૧ શાકટ. એક શકટ–ગાડામાં લઇ જઈ શકાય એટલું વજન તે શાકટ એમ અમરકોષના ટીકાકારે કહ્યું છે.

## આયુર્વેદિક માન–પરિભાષા

અત્યાર સુધીમાં આપણે જેટલા ગ્રંથો જોયા તે બધા આયુર્વેદેતર સાહિત્યના છે. એની સરખામણી કરી જોતાં ૫ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ તથા ૪ કર્ષનો ૧ પલ એટલું તો સર્વને સંમત છે. એથી ઉપરનાં વજનો બધાએ સરખાં આપ્યાં નથી. કૌટિલ્યે ૧૦૦ પલની ૧ તુલા અને ૨૦ તુલાનો ૧ ભાર કહ્યો છે. વચ્ચે ૧૦ પલ, ૧૨ પલ, ૧૫ પલ, ૨૦ પલ એમ પલના જ ગુણકથી વજનનું માપ ઠરાવ્યું છે. મનુ, યાજ્ઞવલ્કય અને નારદે ૧૦ પલનું ૧ ધરણ અને ૧૦ ધરણનું ૧ શતમાન કહ્યું છે. મનુ વગેરેનું શતમાન તે જ કૌટિલ્ય, અમર વગેરેની તુલા. તુલાથી આગળ કૌટિલ્ય અને અમરે ૨૦ તુલાનો એક ભાર કહ્યો છે. અને અમરે ૧૦ ભારનું એક શાકટ એટલું કૌટિલ્યથી પણ આગળ વધાર્યું છે. આ રીતે ૧ ગુંજાથી આરંભી ૧ શાકટ–ગાડું ખેંચી શકે એટલે સુધીનાં ૫–૧૬–૪–૧૦૦–૨૦ અને ૧૦ ના વિભાગમાં વજનો ઇ. સ. પૂર્વેથી ઇ. સ.

૬૦૦ સુધીમાં વ્યવહારમાં વપરાતાં એમ જણાય છે. મનુ, યાજ્ઞવલ્ક્ય અને નારદે ગુંજાથી નાનાં ત્રસરેણુ, લીક્ષા, રાજસર્ષપ, ગૌરસર્ષપ અને યવનાં ૮–૯–૮–૬–૩ ના ક્રમશઃ વિભાગથી આપ્યાં છે. એક ત્રસરેણુ એ ગુંજાનો ૯૧૬મો ભાગ છે. આટલે સુધી બારીક વજન કરવાનાં કાંઈ સાધનો હશે કે નહિ એ જાણવામાં નથી. કૌટિલ્યે, અમરે તથા સુશ્રુત જેવા આયુર્વેદના આચાર્યે એ મૂકી દીધાં છે, એ ઉપરથી ગુંજાથી ચડતાં વજનો વ્યવહારમાં વધારે વપરાતાં હશે. આયુર્વેદેતર સાહિત્યમાંના શુક્રનીતિ તથા ભાસ્કરાચાર્યનું અવલોકન કર્યા પહેલાં સુશ્રુત વગેરે આયુર્વેદીય ગ્રન્થો જોઇ લઇએ.

### સુશ્રુતોક્તમાન

આયુર્વેદીય સાહિત્યમાં વજનોનાં કોષ્ટકનું પ્રાચીનતમ રૂપ સુશ્રુતમાં મળે છે એ ઉપર કહ્યું છે. સુશ્રુતમાં ૧૨ મધ્યમ ધાન્યમાષ=૧ સુવર્ણમાષ, ૧૬ સુવર્ણમાષ=૧ સુવર્ણ, ૧૯ નિષ્પાવ=૧ ધરણ, ૩½ ધરણ=૧ કર્ષ, ૪ કર્ષ=૧ પલ, ૪ પલ=૧ કુડવ, ૪ કુડવ=૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ=૧ આઢક, ૪ આઢક=૧ દ્રોણ, ૧૦૦ પલ=૧ તુલા અને ૨૦ તુલા=૧ ભાર એ રીતે કોષ્ટક આપ્યું છે. ઉપરનાં આયુર્વેદેતરથી સુશ્રુતના કોષ્ટકમાં બે ફેર દેખાય છે. એક તો કૌટિલ્યે ૧૦ ધાન્યમાષ અથવા ૫ ગુંજાનો ૧ સુવર્ણમાષ કહ્યો છે. જ્યારે અહીં ૧૨ ધાન્યમાષનો ૧ સુવર્ણમાષ છે. હવે જો બેયના ધાન્યમાષ સરખા હોય તો સુશ્રુતનો કર્ષ ૬ ગુંજાના ૧૬ સુવર્ણમાષનો અર્થાત્ ૯૬ ગુંજાનો થાય. અને પાછળના કેટલાક ગ્રંથકારોએ આવી રીતે અર્થ કરીને ૬ ગુંજાનો કર્ષ ગણ્યો છે. પણ અહીં વિચારવા જેવું એ છે કે, બનાવટી વજનો સુવર્ણમાષથી જ શરૂ થતાં હતાં. તે પહેલાંનાં ગુંજા, ધાન્યમાષ વગેરે માટે કુદરતી તે તે બીજ વપરાતાં. બીજ બધાં સરખાં વજનનાં હોતાં નથી. વળી કૌટિલ્ય મગધમાં રહેતા જ્યારે સુશ્રુત કાશીમાં રહેતા. જો કાશી તરફના અડદના દાણા સહેજ ઓછા વજનના થતા હોય તો ત્યાંના ૧૨ અડદ એ મગધના ૧૦ અડદ અથવા ૫ ગુંજાની બરાબર થવાનો સંભવ છે. સુશ્રુતે ગુંજા આપી નથી માટે સુશ્રુતના ૧૨ ધાન્યમાષને કૌટિલ્યની ૫ ગુંજા સમાન ગણવાં જોઈએ.

અથવા એમ પણ હોય કે સુશ્રુતના પ્રદેશની ગુંજા વજનમાં સહેજ હલકી હોય જેથી ૬ ગુંજાનો એક સુવર્ણમાષ થાય. મારી કહેવાની

મતલબ એટલી જ છે કે, કર્ષમાં અથવા કર્ષના સોળમા ભાગ–માષકમાં તફાવત ન હતો. કૌટિલ્યનો મગધનો કર્ષ–અને સુશ્રુતનો કાશીનો કર્ષ એક સરખા જ હતા.

સ્વર્ગીય રવિરાજ કવિરત્ન ગંગાધરરાયે માન–પરિભાષામાં આવો જ મત દર્શાવ્યો છે. એ લખે છે કે:–मध्यमधान्यमाषैर्द्वादशभिर्माषकः पंचकृष्णलको-माषकः मन्वादिभिर्धर्मशास्त्रे व्यवहर्तुं क्रियाविधौ વળી पंच कृष्णलमाषेण कालिंगं मानमीरितं तच्चोक्तं सुश्रुतेनापि व्यवहर्तुं चिकित्सिते આ પદ્યોક્ત વાત ગદ્યમાં પણ નીચે પ્રમાણે લખી છે. मन्वादिभिर्यो मध्यमयव उक्तस्तैस्त्रिभिर्मध्यमवैरेकः कृष्णलःपंचकृष्णलको माष इति सुश्रुतोक्तेन द्वादशधान्यमाषात्मकमाषकेण तुल्यो भवति

ગંગાધર કવિરાજની બાકીની વાત તો બરાબર છે, પણ એ સુશ્રુતના માનને કાલિંગમાન કહે છે એ જરા વિચિત્ર લાગે છે. વૈદ્યક શબ્દ સિન્ધુકાર પણ કહે છે કે, अत्र च कालिंगमाषश्च पञ्चगुञ्जः स सौश्रुतः ભાવમિશ્ર પણ ચરકોક્ત પરિભાષાને માગધ ગણે છે. અર્થાત્ સુશ્રુત મતને કાલિંગમત કહે છે. આ રીતે આટલા બધા ગ્રન્થકારો સુશ્રુતના મતને કાલિંગ ગણે છે, પણ ડલ્લણનો મત સર્વથી વિરુદ્ધ છે. ડલ્લણ સ્પષ્ટ લખે છે કે, "द्वादश धान्यमाषा मध्यमा सुवर्णमाषक इति मागधं सुश्रुताचार्यसम्मतं मानं उक्तं च मानं तु द्विविधं प्रोक्तं कालिङ्गं मागधं तथा काळिङ्गान्मागधं श्रेष्ठमितिमानविदोविदुः कालिङ्गमपि मानं च चरकाचार्यसम्मतं"

આ રીતે ડલ્હણ સુશ્રુતની માન–પરિભાષાને માગધ ગણે છે તથા ચરકની માન–પરિભાષાને કાલિંગ ગણવા માટે કોઈનું પ્રમાણ આપે છે. ડલ્હણના આ શબ્દો સ્પષ્ટ છે.

હવે મૂળ વાત ઉપર આવીએ. સુશ્રુત ૧૨ ધાન્યમાષથી ૫ ગુંજા જ કહેવા માગે છે, એનું એક બીજું પણ પ્રમાણ છે. જૂના સિક્કા-ઓની તપાસ કરતાં સ્પષ્ટ દેખાય છે કે, જૂના સિક્કાઓ ૮૦ ગુંજાના ૧ કર્ષના ધોરણને અનુસરે છે. સાધારણ રીતે ૮૦ ગુંજા ૧૪૦ ગ્રેનની બરાબર થાય છે. અને હિંદુસ્થાનના જૂનામાં જૂના ઇ. સ. પૂર્વે ૪૦૦ પહેલાંના પાંચ ચિહ્નોવાળા તાંબાના સિક્કાઓ ૮૦ રતીના ૧ કર્ષના ધોરણને અને રૂપાના સિક્કાઓ ૩૨ રતીના ૧ ધરણના ધોરણને અનુસરી ૫૨½ ગ્રેનના મળી આવ્યા છે. એ વખતમાં સોનાના સિક્કાઓ ચાલવા લાગ્યા, ત્યારે ગુપ્ત રાજાઓએ ૮૦ રતીના ૧ કર્ષના ધોરણને અનુસરતા ૧૪૦થી ૧૪૬ ગ્રેન સુધીના વજનના સિક્કાઓ પાડ્યા છે. એ વખતે

સોનાના કર્ષ, રૂપાના ધરણુ અને તાંબાના કાર્ષાપણ ત્રણે વ્યવહારમાં વપરાતા. અર્થાત્ મનુ, યાજ્ઞવલ્કય અને નારદનાં કોષ્ટકો ગુપ્ત સમયની સ્થિતિનું આબાદ ચિત્ર રજૂ કરે છે.

ચરકોક્ત માન-પરિભાષા ખરી રીતે દ્રઢબલની છે. કારણ કે કલ્પ-સ્થાન આખું દ્રઢબલનું જ છે. અહીં એક મોટી શંકા એ છે કે ચરક-સંપ્રદાયના આત્રેય, અગ્નિવેશ, ચરક, અને દ્રઢબલ એ ચારે ય ઉત્તરના છે. છતાં ડલ્હણ ચરકની માન-પરિભાષાને શા માટે કાલિંગ કહે છે અને બીજા પાછળના ગ્રંથકારો શા માટે એને જ માગધ કહે છે એ સમજાતું નથી. ખરી રીતે ચરકસંપ્રદાયને મગધ કે કલિંગ સાથે કાંઈ સંબંધ નથી. કલિંગ એ હાલમાં જેને ઓરીસા અથવા ઉડ્ડીયા કહે છે; એ દેશનું પ્રાચીન નામ છે.

### ચરકોક્તમાન

હવે આયુર્વેદના બીજા સંપ્રદાય-આત્રેય સંપ્રદાયની મૂળભૂત ચરકસંહિતાની માન-પરિભાષા જોઈએ. ચરકના કલ્પસ્થાનના ૧૨મા અધ્યાયમાં માન-પરિભાષાના શ્લોકો છે. ચરક, અર્થશાસ્ત્ર અને સુશ્રુત એમથી જુદા પડીને ૧૨ સુવર્ણમાષનો એક કર્ષ ગણે છે અને ૩૨ ધાન્યમાષનો ૧ સુવર્ણમાષ કહે છે; બાકીના તોલમાં ખાસ ફેરફાર નથી. કર્ષથી પલ, કુડવ, પ્રસ્થ અને આઢક અનુક્રમે ચતુર્ગુણ છે. જો ઉપર કહ્યું તેમ કૌટિલીય, મનુ વગેરેનો સુવર્ણમાષ અને સુશ્રુતનો સુવર્ણ-માષ એક જ હોય, તો ચરકનો સુવર્ણ સુશ્રુત વગેરેના સુવર્ણથી પોણા વજનનો ઠરે; પણ ચરકનો સુવર્ણમાષ ૩૨ ધાન્યમાષનો છે, જ્યારે સુશ્રુતનો સુવર્ણમાષ ૧૨ ધાન્યમાષનો જ છે. એટલે સુશ્રુતનો કર્ષ ૧૯૨ ધાન્યમાષનો અને ચરકનો ૩૮૪ ધાન્યમાષનો થાય છે અર્થાત્ ચરકનો કર્ષ સુશ્રુતના કર્ષથી બમણા વજનનો છે. આમાં એક જ વાત માની લેવી પડે એવી છે કે ધાન્યમાષ ચરક અને સુશ્રુતના સરખા વજનના હોવા જોઈએ.

ઉપર્યુક્ત ત્રણ સંપ્રદાયો (અર્થશાસ્ત્ર,ચરક અને સુશ્રુત)ને સરખાવતાં નીચેની હકીકત તરી આવે છે કે, એક પલનો ચોથો ભાગ તે સુવર્ણ કે કર્ષ કેટલા વજનનો ગણાતો ? એ બાબતમાં ત્રણ મત દેખાય છે. અર્થશાસ્ત્ર ૧૬૦ ધાન્યમાષ અથવા ૮૦ ચણોઠીનો ૧ સુવર્ણ કહે છે.

સુશ્રુત ૧૯૨ ધાન્યમાષનો એક સુવર્ણ કહે છે. કૌટિલ્ય, મનુ વગેરેનો ધાન્યમાષ અર્ધી ચણોઠીનો હતો. જો સુશ્રુત અને ચરકનો ધાન્ય-માષ પણ અર્ધી ચણોઠીનો જ હોય, તો ત્રણ જાતના સુવર્ણ કે કર્ષ આ દેશના જુદા જુદા વિભાગમાં ચાલતા હોવા જોઈએ; કારણ કે ત્રણે સંપ્રદાયો લગભગ સમકાલીન છે. પણ ઉપર જે કલ્પના કરી છે તે પ્રમાણે સુશ્રુતનો ધાન્યમાષ વજનમાં અર્થશાસ્ત્રના ધાન્યમાષ કરતાં સહેજ હલકો હોય અર્થાત્ ૧૯૨ ધાન્ય માષ ૮૦ ચણોઠીભાર જ થતા હોય તો સુશ્રુત અને અર્થશાસ્ત્રનો સુવર્ણ એકસરખો સંભવે ખરો. અને એ જ કલ્પના વાસ્તવિક લાગે છે. કારણ કે જૂના કાળમાં ૯૬ ચણોઠીનો સુવર્ણ કોઈ સ્થળે ચાલતો હોય એવું જાણવામાં નથી.

આ રીતે અર્થશાસ્ત્ર અને સુશ્રુતની એકવાકયતા થઈ શકે છે, પણ ચરક અને સુશ્રુત વચ્ચે જબરો તફાવત છે, એનું સમાધાન શી રીતે થઈ શકે? પાછળના ગ્રંથકારોએ પણ બે વચ્ચે સમાધાન કરવાનો યત્ન ન કરતાં બે ય માન જુદાં જુદાં ગણાવ્યાં છે. સ્વર્ગીય ગંગાધરરાય કવિરાજ પણ પોતાની માન-પરિભાષામાં સ્પષ્ટ લખે છે કે: चरकोक्त-कर्षादर्द्धं सुश्रुतोक्तकर्षः=ચરકોક્ત કર્ષથી સુશ્રુતોક્ત કર્ષ અર્ધા વજનનો છે. આ મતને અનુકૂળ થવા માટે ચરકમાં धान्यमाषद्वयंयवः એ રીતે લખ્યું છે, તેનું સમાધાન ચરકના યવને મોટો-મધ્યમ યવથી બમણા વજનનો ગણીને કરે છે. ચરકે બધાથી જુદા પડીને ૩૮૪ ધાન્યમાષનો-બીજાથી બમણો સુવર્ણ શા માટે લખ્યો છે એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે.

ચરક ઉપર પંજાબ, કાશ્મીર અને ગાંધારની અસર માનીએ તો કાશ્મીરમાં કનિષ્કના સિક્કાના ધોરણને અનુસરીને છેક ઇ. સ. આઠમા-દશમા શતક સુધી સિક્કા પાડવામાં આવતા; પંજાબ અને ગાંધારમાં પણ ઘણા વખત સુધી કનિષ્કના સિક્કાને અનુસરતા સિક્કાઓ ચાલતા. કનિષ્ક અને બીજા કુશન રાજાઓએ રોમન ઓરાઈ (Aureus)ના વજનના ધોરણને અનુસરી સોનાના સિક્કાઓ પાડયા છે. રોમન ઓરાઇ ૧૨૪ ગ્રેન વજનનો હતો. વેમકેડફિસ (ઇ. સ. પહેલું બીજું શતક)નો સિક્કો ૧૨૩ ગ્રેન વજનનો હતો. આ રાજાએ આથી બમણા વજનનો બે ઓરાઈ જેવડો પણ સિક્કો પાડેલો. કુશાન વંશની મુખ્ય શાખાના કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ (ઇ. સ. ૭૮થી ૧૨૦)ના તથા કુશાનની

અવાંતર શાખાના રાજાઓ વગેરેના સોનાના સિક્કાઓ ૧૨૦થી ૧૨૪½ ગ્રેન સુધીના વજનના મળે છે. આ સિક્કાઓ ઘણા વખત સુધી પંજાબમાં અને ગાંધારમાં વપરાતા. આમાંના ડબલ ઑરાઈના વજનને અનુસરી ચરકમાં કર્ષનું વજન ગણ્યું છે એમ માનીએ, તો કર્ષ લગભગ ૨૪૮ ગ્રેનનો હોવો જોઇએ. હવે આપણે સુશ્રુતના ૧૯૨ ધાન્ય-માષને ૮૦ ચણોઠીભાર અથવા ૧૪૦ ગ્રેન બરાબર ગણ્યા છે. એ રીતે જ ગણતાં તો ૩૮૪ ધાન્યમાષ ૧૬૦ ચણોઠીભાર અથવા ૨૮૦ ગ્રેન બરાબર થાય. અર્થાત્ ચરકનો કર્ષ કુશાન ડબલઑરાઈ કરતાં પણ ૨૨ ગ્રેન વજનમાં વધે. પણ ધાન્યમાષ બધે સરખા ન થતા; અને આપણે ઉપર જોયું છે કે સુશ્રુતના ૧૨ ધાન્યમાષ કૌટિલ્ય વગેરેના ૧૦ ધાન્યમાષ બરાબર થાય છે. અર્થાત્ કાશીના અડદ મગધના અડદ કરતાં વજનમાં હલકા હતા, એ જ ધોરણે પંજાબ, ગાંધાર અને કાશ્મીરના અડદ કરતાં હલકા માનીએ તો ચરકોક્ત ૩૮૪ ધાન્યમાષનો ૧ કર્ષ વજનમાં ડબલ ઑરાઈ જેટલો લગભગ ૨૪૦થી ૨૪૮ ગ્રેન વજનનો સંભવે છે. આ માત્ર તર્ક જ છે. અને જૂની શોધખોળ કરતાં સરકારીખાતાંને જૂનાં વજનો ન મળી આવે ત્યાં સુધી પ્રાચીન તોલ-માપ માટે સાહિત્ય ઉપરથી કલ્પના કરવાની જ રહેશે.

અહીં કરેલી કલ્પનાને યથાર્થ માનીને આ વિષયના સાહિત્યમાં આગળ ચાલતાં અર્થશાસ્ત્રની પરંપરામાં શુક્રનીતિ અને લીલાવતી જોઇએ. ભાસ્કરાચાર્યનો સમય ચોક્કસ છે. શુક્રનીતિનો ચોક્કસ નથી પણ ૧૨ મા ૧૩ મા શતકથી અર્વાચીન નહિ હોય. શુક્રનીતિમાં ચણોઠીનો ૧ માષ, ૧૦ માષનો ૧ કર્ષ, ૧૦ કર્ષનો ૧ પદાર્થ અને ૧૦ પદાર્થનો ૧ પ્રસ્થ આ રીતે પ્રાચીન ચતુર્ગુણના ધોરણને છોડી દઇને દશ ગુણનું ધોરણ રાખ્યું છે. આ નવું જ ધોરણ છે. શુક્ર-નીતિનો કર્ષ ૧૦૦ ચણોઠીનો છે; એ પણ ઉપરોક્ત અર્થશાસ્ત્રની અને ચરક–સુશ્રુતની પરંપરાથી જુદો પડે છે. વર્તમાન મૅટ્રિક ધોરણ (Metric system) પણ દશ ગુણના ધોરણને શાસ્ત્રીય ગણે છે. શુક્રનીતિમાં કહેલો પદાર્થ શબ્દ જ માન–પરિભાષાના સાહિત્યમાં પહેલો શુક્રનીતિમાં જ દેખાય છે. શુક્રનીતિની આ નવી માન–પરિભાષા પ્રમાણેનાં માપ દેશના કોઇ ભાગમાં વપરાતાં હશે કે કેમ એ શંકા છે. પણ ૧૦૦ ચણોઠીનો એક કર્ષ ૧૮૦ ગ્રેનના એક રૂપિયાભારના ધોરણને

લગભગ મળતો છે. કારણ કે ૧૦૦ ચણોઠીનું વજન લગભગ ૧૮૦ ગ્રેન બરાબર થાય. પણ ૧૮૦ ગ્રેનનો રૂપિયો પાડવાનું શેરશાહે ચાલુ કર્યું, અને શુક્રનીતિ તેથી પ્રાચીન લાગે છે. ૧૦૦ કર્ષનો ૧ પ્રસ્થ- પણ આ વિષયના સંસ્કૃત સાહિત્યમાં કોઇ સ્થળે નથી; અને હાલમાં વ્યવહારમાં વપરાતાં વજનોમાં પણ ૧૦૦ તોલાનો ૧ શેર કોઈ કોઇ સ્થળે ચાલે છે ખરો, પણ ૪૦ તોલાના કે ૮૦ તોલાના શેર જેટલો વ્યાપક નથી.

ભાસ્કરાચાર્ય તો ૫ ગુંજાનો માષ અને ૧૬ માષનો કર્ષ માને છે. અર્થાત્ મનુ વગેરે સ્મૃતિકારો પેઠે ૮૦ ગુંજાનો કર્ષ ગણે છે. ટૂંકામાં આયુર્વેદેતર સાહિત્યમાં અર્થશાસ્ત્રથી આરભી ભાસ્કરાચાર્ય (૧૨મું શતક) પર્યંત ૮૦ ગુંજાનો કર્ષ એક શુક્રનીતિ સિવાય બધા લખે છે. અર્થાત્ એ લાંબા ગાળામાં અર્થશાસ્ત્રમાં કહેલાં વજનોથી નવાં વજનો વપરાવાં લાગ્યાં હતાં. પણ એનું ધોરણ બદલાયું ન હતું.

આયુર્વેદિક સાહિત્યમાં ચરક–સુશ્રુતનો વિચાર થઈ ગયો છે એ ઉપરથી જૂના વખતમાં જ બે સંપ્રદાયો જણાય છે અને પાછળના આયુર્વેદિક ગ્રન્થકારો એમાંથી એકને અનુસરે છે.

અષ્ટાંગ સંગ્રહ અને અષ્ટાંગ હૃદયમાં ૧૨ ધાન્યમાષનો ૧ સુવર્ણ- માષ અને ૧૬ સુવર્ણમાષનો ૧ કર્ષ કહ્યો છે. અર્થાત્ એ બે ય ગ્રન્થકારો સુશ્રુતને અનુસરે છે.

વૃંદમાધવ (નવમું શતક)માં ૭ ગુંજાનો ૧ માષ કહ્યો છે અને ૧૬ માષનો કર્ષ કહ્યો છે. અહીં ખાસ યાદ રાખવા જેવું છે કે, વૃંદમાધવ પહેલાંનાં કોઈ પણ આયુર્વેદિક ગ્રન્થકારે ગુંજા વાપરી નથી. આ માધવ બંગાળાના છે. એમણે વ્યવહારમાં વપરાતો કર્ષ કેટલી ગુંજાનો થાય છે, એ જોઈ ને કદાચ આ પરિભાષા લખી હશે; કારણ કે પ્રત્યક્ષ પ્રમાણનો ટેકો ન હોય, તો મનુ વગેરે ધર્મ- શાસ્ત્રકારોથી જુદા પડીને ૭ ગુંજનો માષક ન લખે.

ચરક અને સુશ્રુત બે ય ઉપર ટીકા લખનાર તથા વૈદ્યકના સ્વતંત્ર ગ્રન્થો લખનાર ગૌડ રાજાની પાકશાળા અધિકારી ચક્રદત્ત (ઇ. સ. ૧૦૪૦) ચક્રસંગ્રહમાં ચરક અને સુશ્રુત બેયની માન–પરિ- ભાષાનું સ્વરૂપ બતાવતાં લખે છે કે, ચરકનો સુવર્ણમાષ ૩૨ ધાન્ય- માષનો થાય છે; અને એવા ૪૮ માષનો ૧ પલ (૪ કર્ષનો) થાય

છે; જ્યારે સુશ્રુતનો સુવર્ણમાષ ૧૨ ધાન્યમાષનો થાય છે અને એવા ૬૪ સુવર્ણમાષનો ૧ પલ થાય છે. ચક્રદત્ત લખે છે કે, આને તોળી જોતાં પાંચ રતીના ૧ માષવાળો પલ (મનુ વગેરેનો) ચરકના પલથી અર્ધો થાય છે. ચક્રદત્તની કહેવાની મતલબ એવી જણાય છે કે તોળી જોતાં સુશ્રુતના ૧૨ ધાન્યમાષ ૫ રતી બરાબર થાય છે. ચક્રદત્ત છેવટ વૈદ્યોને સૂચના કરે છે કે, ૧૦ રતીનો ૧ માષ અને ૬૪ માષનો ૧ પલ એ ચરકસંમત માન વૈદ્યો ચિકિત્સામાં વાપરે છે.

ચક્રદત્તના આ શબ્દો ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, ૧ બંગાળાના જ વૃંદમાધવે સુશ્રુતને અનુસરવાનું પસંદ કર્યું હતું, પણ ચક્રદત્ત ચરકના મતને અનુસરવાનો વૈદ્યોને આગ્રહ કરે છે અને ચક્રદત્ત પછીના બંગાળાના વૈદ્યોએ ચક્રદત્તની આ સૂચના આજ સુધી માન્ય રાખી છે.

રસરત્નસમુચ્ચય (૧૩ મું શતક)માં ૩ ગુંજાનો એક વાલ, ૨ વાલનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ લખ્યો છે. આ રીતે રસરત્નસમુચ્ચયકાર સુશ્રુતના મતને અનુસરે છે; પણ તેઓ હાલ વ્યવહારમાં વપરાતા વાલ અને તોલો શબ્દ પણ વાપરે છે. ૩ રતીનો ૧ વાલ ગણે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. રસરત્ન સમુચ્ચયકાર સિંધમાં થઈ ગયા છે. એના વખતમાં સિંધમાં મુસલમાનો આવી ગયા હતા.

શાર્ઙ્ગધર ઇ. સ. ૧૩ મા શતકમાં થઇ ગયા છે, તેઓ દાક્ષિણાત્ય હતા. એમણે બે માન-પરિભાષા આપી છે. એકને તેઓ માગધ કહે છે અને બીજીને કાલિઙ્ગ કહે છે. માગધ પરિભાષામાં શાર્ઙ્ગધર ૪ યવની ૧ ગુંજા, ૬ ગુંજાનો ૧ સુવર્ણમાષ અને ૧૬ સુવર્ણમાષનો ૧ કર્ષ ગણે છે.

અને કાલિઙ્ગ પરિભાષામાં ૨ યવની ગુંજા, ૩ ગુંજાનો ૧ વાલ, ૮ ગુંજાનો ૧ માષ, ૪ માષનો ૧ શાણ, ૬ માષનો ૧ ગદિયાણો, અને ૧૦ માષનો ૧ કર્ષ ગણે છે. આ પરિભાષામાં હાલ વપરાતા વાલ, અને ગદિયાણો શબ્દ છે. આ રીતે ૮૦ ગુંજાનો કર્ષ થયો. ૮૦ ગુંજાનો ૧ કર્ષ એ આયુર્વેદેતર પરંપરાનું માન છે. સુશ્રુત પણ ૧૯૨ ધાન્યમાષથી ૮૦ ગુંજા જ કહેવા માગે છે. અર્થાત્ શાર્ઙ્ગધર સૌશ્રુત માન-પરિભાષાને કાલિઙ્ગ ગણે છે. પણ જેને એ મગધ કહે છે તેમાં

૯૬ ગુંજાનો કર્ષ થાય છે એટલે એ ચરકોક્ત તો નથી જ. કેટલાકે ૮૦ ગુંજાના કર્ષને સૌશ્રુત કાલિઙ્ગ અને ૯૬ ગુંજાના કર્ષને સૌશ્રુત માગધ કહ્યો છે. મતલબ કે, શાર્ઙ્ગધરની બેય પરિભાષા સૌશ્રુત ધોરણને જ અનુસરે છે. માત્ર ગુંજા ઓછાવધુ વજનની જોઈને બે પરિભાષા આપી હોય એમ જણાય છે. શાર્ઙ્ગધરે ગદિયાણાને અર્ધા કર્ષ બરાબર નથી ગણ્યો એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. ૪૮ ગુંજાનો ૧ ગદિયાણો ગણ્યો છે. અર્થાત્ હાલની પેઠે ગદિયાણાને અર્ધા તોલા બરાબર માનીએ, તો શાર્ઙ્ગધરના વખતમાં વપરાતો તોલો તો ૯૬ ગુંજા બરાબર થતો હતો એમ માનવું પડશે. આ રીતે શાર્ઙ્ગ-ધરની માગધ પરિભાષાનો કર્ષ અને કાલિઙ્ગ પરિભાષાનો ૧ ગદિયાણો સરખા જ છે.

બંગસેન ૧૨ મા શતકમાં બંગાળામાં થઇ ગયા છે. તેઓ ૩ યવની ૧ ગુંજા, ૧૦ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહે છે; અર્થાત્ ચક્રદત્તની ચરકસંમત ૧૬૦ ગુંજાના ૧ કર્ષની પરિભાષા કબૂલ રાખે છે.

ભાવમિશ્ર ૧૬ મા શતકના મધ્યમાં થઈ ગયા. તેઓ કાન્ય-કુબ્જ બ્રાહ્મણ હતા. એમણે શાર્ઙ્ગધર પેઠે માગધ ને કાલિઙ્ગ બે પરિ-ભાષા આપી છે. ભાવમિશ્ર ચરકોક્ત માનને માગધમાન ગણે છે. અને એ માનને સામાન્ય રીતે વૈદ્યસંમત ગણે છે. આ ભાવમિશ્રની માગધ પરિભાષામાં ૪ યવની ૧ ગુંજા, ૬ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહ્યો છે. આને ભાવમિશ્ર ચરકોક્ત માને છે. પણ શાર્ઙ્ગધરના માગધ માનને મળતું જ આ ભાવમિશ્રનું માગધમાન ચરકોક્ત તો નથી જ. ભાવમિશ્રની કાલિઙ્ગ માન–પરિભાષા શાર્ઙ્ગધરોક્ત કાલિઙ્ગને મળતી જ છે. એણે પણ વાલ અને ગદિયાણો શબ્દ વાપર્યા છે. એ ઉપરાંત ૭, ૮ ગુંજાનો પણ માષક થાય એમ કહ્યું છે. माषो गुंजाभिरष्टाभिः सप्तभिर्वा भवेत् क्वचित्. વૃંદમાં ૭ ગુંજાનો માષક કહ્યો છે એ અહીં યાદ કરવા જેવું છે. બીજું કાલિઙ્ગ માન–પરિ-ભાષા આપતાં શરૂઆતમાં કહે છે કેઃ—

> ૧. यतो मन्दाग्नयो ह्रस्वा हीनसत्त्वा नराः कलौ ।
> अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुश्रुसंमता ॥

અર્થઃ—કળિયુગમાં માણસો મંદ અગ્નિવાળાં, ટૂંકાં અને હીન

સત્ત્વવાળાં હોય છે, માટે તેમને યોગ્ય વિદ્વાનોને સંમત માન હવે કહેવાય છે.

આ રીતે મંદાગ્નિવાળાં માટે જેમાં ઓછી માત્રા આવે એવી પરિભાષા કાલિઙ્ગ ગણાય છે. પણ એ બેના કર્ષ વચ્ચે ૧૬ કે ૨૬ ચણોઠીભારનો ફેર પડે છે. માગધ કરતાં કાલિઙ્ગ કર્ષ ૧૬ કે ૨૬ ચણોઠીભાર નાનો છે. પછીનાં વજનો તો કર્ષના ચતુર્ગુણ છે.

ભૈષજ્ય રત્નાવલિ ગ્રન્થ બંગાળામાં ૩૦૦ કે તેથી પણ ઓછાં વર્ષ પહેલાં લખાયો છે, અને હાલમાં બંગાળાના કવિરાજો એને જ મોટે ભાગે અનુસરે છે.

ભૈષજ્ય રત્નાવલિમાં ૩ યવની ૧ ગુંજા, ૫ ગુંજાનો, ૬નો, ૭નો, ૮નો, ૧૦નો અને ૧૨નો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહ્યો છે. અર્થાત્ પહેલાંના ગ્રન્થકારોએ ગણાવેલા બધી જાતના માષ ગણાવ્યા છે, પણ ૧૦ ગુંજાનો માષ ચરકસંમત છે અને ચરકથી અર્ધો સુશ્રુતનો માષ છે એમ કહ્યું છે. ભૈષજ્ય રત્નાવલિ ઉપર ટિપ્પણી લખનાર વિનોદ લાલસેન ગુપ્ત માષકની વિવિધતા દેશભેદથી છે એમ ખુલાસો કરે છે. ભૈષજ્યરત્નાવલિના માન–પરિભાષાના શ્લોકો ઉપરથી જે કોષ્ટક એ ગ્રન્થમાં આપ્યું છે, તેમાં ૧૨ રતીનો માષ, ૮ માષનો ૧ શાણ અથવા ૧ તોલો અને ૨શાણનો ૧ કર્ષ અથવા ૨ તોલા લખ્યા છે. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે, ચક્રદત્તને અનુસરી ભૈષજ્ય રત્નાવલિએ ચરકોક્ત ૧૬૦ ગુંજાનો કર્ષ માન્યો છે; પણ વ્યવહારમાં હાલમાં વપરાતા ૧ તોલા સાથે એનો મેળ આવે એટલા માટે ૯૬ ગુંજાનો તોલો અને ૨ તોલાનો કર્ષ ગણે છે.

યોગરત્નાકર મહારાષ્ટ્રમાં જ રચાયેલો અને મહારાષ્ટ્રમાં બહુ વપરાતો ગ્રન્થ છે. લખાયે બહુ વર્ષો નથી થયાં. આ યોગરત્નાકરમાં પણ માગધ અને કાલિઙ્ગ એ પરિભાષા આપી છે. માગધમાં ૪ યવની ૧ ગુંજા, ૬ ગુંજાનો ૧ માષ અને ૧૬ ગુંજાનો ૧ કર્ષ લખ્યો છે, અને કાલિઙ્ગમાં ભાવપ્રકાશોક્ત કાલિઙ્ગમાન ઉતાર્યું છે.

અર્થાત્ યોગરત્નાકર શાર્ઙ્ગધર અને ભાવપ્રકાશને અનુસરે છે. હાલમાં મહારાષ્ટ્રના વૈદ્યો ૮ ગુંજાનો માષ અને ૧૨ માષનો કર્ષ ગણે છે.

આટલે સુધી માનવિષયક પરિભાષાના આયુર્વેદિક તથા આયુર્વેદેતર સંસ્કૃત સાહિત્યનું સિંહાવલોકન કર્યું; એ ઉપરથી એટલો નિશ્ચય થાય છે કે જૂનાં વખતમાં તોલવાના વજનોનું મૂળ સુવર્ણ અથવા કર્ષ હતું.

જો કે એ વખતમાં સોનાના સિક્કાઓ, આ દેશમાં વપરાતા ન હતા, પણ તાંબાના સિક્કાઓ ૮૦ રતીના વજનના ધોરણને અનુસરતા અને રૂપાના ૩૨ રતીના ધરણના ધોરણને. કર્ષની નીચે અર્થશાસ્ત્ર અને સુશ્રુતના વખતમાં કર્ષનો ૧૬મો ભાગ સુવર્ણમાષક અને સુવર્ણ-માષકનો ૫મો ભાગ ચણોઠી કે ૧૦મો ભાગ અડદના દાણા વપરાતા. કર્ષની ઉપર ૪ કર્ષનો પલ, ૧૦૦ પલની તુલા અને ૨૦ તુલાનો ભાર. બાકીનાં વજન માટે માષકના, કર્ષના અને પલના ગુણક વપરાતા. માષક નામનો ૫ રતી વજનનો સિક્કો પણ ચાલતો. ભાસના નાટકમાં માષકનો ઉલ્લેખ છે. પલથી મોટાં કુડવ, પ્રસ્થ વગેરે મૂળ માપનાં નામો છે. કૌટિલીય અર્થશાસ્ત્રમાં એને માપ જ ગણ્યાં છે અને અમર-કોષમાં પણ એને માપ જ કહ્યાં છે:-

अस्त्रियां आढकद्रोणौ खारी वाहो निकुञ्चकः ।
कुडवः प्रस्थ इत्याद्या परिमाणार्थकाः पृथक् ॥

આ શ્લોક ઉપર ટીકા કરતાં ટીકાકાર લખે છે કે:—

आढकादयः शब्दाः परिमाणार्थकाः परिमाणविशेषवाचकाः ॥

આ પ્રમાણે જોતાં ૫ રતીનો ૧ માષક, ૧૬ માષકનો ૧ કર્ષ, ૪ કર્ષનો ૧ પલ; પછી ૧૦ પલ–૨૦ પલ એ રીતે ૧૦૦ પલ સુધી. પલના ગુણકો પછી ૧૦૦ પલની ૧ તુલા અને ૨૦ તુલાનો ૧ ભાર એ પ્રમાણે વજનો કૌટિલીય અર્થશાસ્ત્ર અને સુશ્રુતના વખત સુધી વપરાતાં; પણ સુશ્રુતે કુડવ વગેરે માપને કર્ષ, પલ, તુલા વગેરે વજનોથી જુદાં પાડયાં નથી અને આયુર્વેદના પાછળના સમગ્ર સાહિત્યમાં પણ કુડવ, પ્રસ્થ વગેરે પણ ચતુર્ગુણ વજનો હોય એવી રીતે લખ્યાં છે.

પાછળથી ગુંજાથી ઓછાં વજનનાં ૮ ત્રસરેણુ=૧ લીક્ષા; ૮ લીક્ષા=૧ રાજસર્ષપ, ૮ રાજસર્ષપ=૧ ગૌરસર્ષપ, ૬ ગૌરસર્ષપ=૧ યવ અને ૩ યવ=૧ રતી એટલાં વજનો કલ્પાયાં. આ પ્રમાણે ૧ ત્રસરેણુ ૧ ગુંજાનો ૯૨૧૬મો ભાગ થાય છે. જો કે ચણોઠી નાનીમોટી હોય છે, પણ ૮૦ ગુંજાને ૧૪૦ ગ્રેન બરાબર ગણેલ છે. એ પ્રમાણે એટલે ૧$\frac{3}{4}$ ગ્રેનની ૧ ચણોઠી ગણીએ તો ૧ ત્રસરેણુ ૧ ગ્રેનનો લગભગ ૫૨૬૬મો ભાગ થાય. જો કે હાલમાં ૧ ગ્રેનના ૧૦ હજારમા અને તેથી પણ નાના ભાગનું વજન કરવાનાં સાધનો છે. પણ આ દેશમાં જૂના કાળમાં એવાં સાધનો હશે કે કેમ, અને એટલાં બારીક વજનો કોઈ વખત

વપરાતાં હશે કે કેમ એ વિષે શંકા છે; અને તેથી જ પાછળના શુક્રનીતિ જેવા અર્થશાસ્ત્રના ગ્રન્થોમાં તથા આયુર્વેદના કેટલાક ગ્રન્થોમાં એ છોડી દીધાં છે. પણ કેટલાક આયુર્વેદિક ગ્રન્થોમાં યે ધર્મશાસ્ત્રને અનુસરી ગુંજાથી સૂક્ષ્મ વજનોનું વર્ણન આપ્યું છે. દાખલા તરીકે શાર્ઙ્ગધર અને ભાવપ્રકાશમાં લખ્યું છે કે, ત્રીશ પરમાણુઓ=૧ ત્રસરેણુ, ૬ ત્રસરેણુ=૧ મરીચિ, ૬ મરીચિ=૧ રાજીકા, ૩ રાજીકા=૧ સર્ષપ, ૮ સર્ષપ=૧ જવ, ૪ યવ=૧ ગુંજા. આ પ્રમાણે ૧ પરમાણુ એ ૧ ચણોઠીનો ૧૦૩૬૮૦મો ભાગ છે. જેમ જુદા જુદા ગ્રન્થકારોની ગુંજામાં તફાવત છે, તેમ મનુ અને ભાવમિશ્રના ત્રસરેણુમાં પણ તફાવત છે.

આ રીતે ૧ ચણોઠીના ૧૦૩૬૮૦મો ભાગ=૧ પરમાણુથી એક આચિત અથવા ૧ શાકટ એટલે ૬૪૦૦૦૦ ચણોઠી સુધીનાં વજનોની પરિભાષા પ્રાચીન ગ્રંથોમાં મળે છે. એ વખતનો ૧ કર્ષ એટલે ૮૦ ગુંજા અથવા ૧૪૦ ગ્રેન, ૧ પલ=૫૬૦ ગ્રેન, ૧ તુલા=૫૬૦૦૦ ગ્રેન અથવા ૮ રતલ. ૧ ભાર=૧૬૦ રતલ અને ૧ શાકટ=૧૬૦૦ રતલ. આ ઉપરથી એ વખતે ગાડામાં ૪૦ મણ ભાર ભરવામાં આવતો એમ જણાય છે. આ મુખ્ય વજનો મગધમાં તથા મગધ સામ્રાજ્યની સીધી છાયામાં આવેલા દેશના મોટા ભાગમાં એક કાળે ચાલતાં હશે. ચણોઠી નાનીમોટી હોવાથી કોઈ સ્થળે ૫ ચણોઠીનો કોઈ સ્થળે ૬નો, ક્યાંક ૭નો માષક ગણાતો; પણ કર્ષ અને પલના વજનોમાં ફેર ન હતો. સાધારણ રીતે કર્ષ તો ૧૪૦ ગ્રેનનો જ ગણાતો. આ મતમાં એક જ અપવાદ છે; ચરકમાં આથી બમણા વજનનો કર્ષ કહ્યો છે. કોઈ ભાગમાં સામાન્ય કર્ષથી બમણા વજનનો કર્ષ ચાલતો હોય એ સંભવિત છે.

આ ધોરણે ચરકની તુલા ૧૬ રતલની અને ચરકનો ભાર ૩૨૦ રતલનો થાય.

જ્યાં સુધી બજારમાં ચાલતા સિક્કાનું વજન ૧૪૦ ગ્રેનની આસપાસ રહ્યું, ત્યાં સુધી તોળવાનાં વજનોનું કોષ્ટક ઉપર આપ્યું છે તે પ્રમાણે રહ્યું; પણ મુસલમાની વખતમાં સિક્કાના વજનના ધોરણમાં ફેરફારો થયા. અને શેરશાહ સૂરે (ઇ. સ. ૧૫૪૦થી ૧૫૪૫) છેવટ ૧૮૦ ગ્રેનના વજનના રૂપિયા પાડવા માંડયા; જે ધોરણ મોગલ સમયમાં ચાલુ રહ્યું હતું, કંપની સરકારે પણ ચાલુ રાખ્યું અને હાલમાં ૧૮૦ ગ્રેનના જ રૂપિયા પડે છે. આ પ્રમાણે ૧૮૦ ગ્રેનના રૂપિયાના ધોરણ

ઉપર શેર, મણુ વગેરે વજનો મોગલ સમયમાં વપરાવા લાગ્યાં. પછી વૈદ્યોએ પણુ વ્યવહાર સાથે પોતાની એકતા કરવા માટે ૯૬ ગુંજાનો કર્ષ તે ૧ રૂપિયાભાર એમ સમજવા માંડયું. અર્થાત્ સુશ્રુત–શાર્ઙ્ગધરનો કર્ષ એટલે ૧ રૂપિયાભાર અને ચરક–ભૈષ્યજ્ય રત્નાવલિનો કર્ષ એટલે ૨ રૂપિયાભાર એ રીતે ધોરણુ બાંધીને બાકીનાં વજનોને વાપરવાનું મોગલ સમયથી વૈદ્યોએ ચાલુ કર્યું છે અને હજી એ પ્રમાણે જ ચાલે છે. આ પ્રમાણે ગુજરાત–મહારાષ્ટ્રના હાલના વૈદ્યો ૧ કર્ષ = ૧ તોલો = ૯૬ ગુંજા ગણે છે, અને બંગાળાના વૈદ્યો ૧ કર્ષ = ૨ તોલા = ૧૯૨ ગુંજા ગણે છે. ૧ ગુંજા = ૧$\frac{૮}{૧૫}$ ગ્રેન.

આટલા વિવેચનથી પ્રાચીન તોલ અને એનું ધોરણ સમજવું કંઈક સહેલું થશે. મુસલમાની વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં શેર, મણુ વગેરે જે વજનો ચાલતાં, તે એ વખતના મુસલમાની સાહિત્યમાં નોંધાયેલ છે. તેમ જ દક્ષિણુ હિંદુસ્તાનમાં સિક્કાનું અને વજનનું ધોરણુ પહેલેથી ઉત્તરથી જુદું જ હતું; પણુ એ વિષય અહીં ચર્ચવાનો નથી.

## માપ

માપ વિષે સંસ્કૃત સાહિત્યમાં જૂનામાં જૂનો ઉલ્લેખ અર્થશાસ્ત્રમાં જ મળે છે. અર્થશાસ્ત્રમાં મગધમાં આવવાની વસ્તુઓનું, મગધમાંથી બહાર જવાની વસ્તુઓનું, અન્તઃપુરનું એમ જુદાં જુદાં માપ હતાં. પણુ સામાન્ય રીતે ૪ કુડવ = ૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ = ૧ આઢક, ૪ આઢક = ૧ દ્રોણુ, ૨૦ દ્રોણુ = ૧ કુમ્ભી, ૧૦ કુમ્ભી = ૧ વહ, એ પ્રમાણે માપો હતાં. હવે ૨૦૦ પલ અડદ સમાય એવડું માપ એ દ્રોણુ એમ અર્થશાસ્ત્ર કહે છે. આ રીતે દ્રોણુ ઉપરથી તે નીચેનાં આઢક, પ્રસ્થ, કુડવ માપો ઠરાવ્યાં છે; પણુ પાછળના ખાસ કરીને આયુર્વેદિક ગ્રંથકારોએ એથી ઊલટું કુડવનું ધોરણુ ઠરાવી એ ઉપરથી બીજાં માપ ગોઠવ્યાં છે.

સુશ્રુતમાં કર્ષનું વજન કહ્યા પછી લખ્યું છે કે, "એથી ચાર ચારગણું વધારતાં પલ, કુડવ, પ્રસ્થ, આઢક અને દ્રોણુ થાય છે." અર્થાત્ ૪ કર્ષ=૧ પલ, ૪ પલ=૧ કુડવ, ૪ કુડવ= ૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ=૧ આઢક અને ૪ આઢક = ૧ દ્રોણુ. આ માપની પરિભાષા વજનોની પરિભાષાથી જુદી નથી પાડી એ પહેલાં કહ્યું જ છે. છતાં કુડવ–માપ

કેવડું હોવું જોઈએ એનું પ્રમાણ પાછળના ગ્રંથકારોએ આપ્યું છે. દાખલા તરીકે બંગસેને કુડવનું પ્રમાણ નીચે પ્રમાણે આપ્યું છેઃ—

वैणवाक्षायसादीनां भाण्डं तु चतुरङ्गुलम् ।
विस्तीर्णमथवृत्तं च कुडवं तं विनिर्दिशेत् ॥

શાર્ઙ્ગધરે કુડવનું પ્રમાણ નીચે પ્રમાણે આપ્યું છેઃ—

मृद्वृक्षवेणुलोहादे र्भाण्डं यच्चतुरङ्गुलम् ।
विस्तीर्णं च तथोच्चं च तन्मानं कुडवं मतम् ॥

અર્થઃ–માટી, લાકડું, વાંસ કે લોઢાનું ચાર આંગળ ઊંડું અને ચાર આંગળ ગોળ ઠામ એ કુડવ.

શુક્રનીતિમાં કુડવનું પ્રમાણ આથી જુદું લખ્યું છે.

पञ्चाङ्गुलावटं पात्रं चतुरङ्गुलविस्तृतम् ।
प्रस्थपादं च तज्ज्ञेयं परिमाणे सदा बुधैः ॥

વિદ્વાનોએ પાંચ આંગળ ઊંડા અને ચાર આંગળ પહોળા પાત્રને પ્રસ્થનો ચોથો ભાગ (કુડવ) ગણવો.

शु. अ. २, श्लो. ३८७

આ રીતે આયુર્વેદિક ગ્રન્થોના અને શુક્રનીતિના કુડવમાં થોડો ફેર છે. ભાસ્કરાચાર્ય તો ખારીને માપનું મૂળ ગણે છેઃ—

धान्यादिके यत्घनहस्तमानं ।
शास्त्रोदिता मागधखारिका सा ॥

લીલાવતી.

અર્થાત્ એક ઘન હસ્તનું માપ તે દાણા વગેરે માપવા માટેની ખારિકા. આ ખારિકાનો ૧૬ મો ભાગ તે દ્રોણ, દ્રોણનો ચોથો ભાગ તે આઢક, આઢકનો ચોથો ભાગ તે પ્રસ્થ અને પ્રસ્થનો ચોથો ભાગ તે કુડવ.

ટૂંકામાં માપ વિષેના આયુર્વેદિક તથા આયુર્વેદેતર સાહિત્યમાંથી પ્રાચીન માપ વિષે વિચાર કરતાં મુખ્ય મુશ્કેલી કુડવ અથવા તો ખારિકા કેવડી હોવી જોઇએ એ નિશ્ચિત કરવામાં છે. એ વિષયના સાહિત્યમાં જ મતભેદ છે. પણ એ કુડવનો નિશ્ચય એક વાર થાય તો પછીનાં માપો માટે કાંઈ મુશ્કેલી નથી. આ વિષે વિચાર કરતાં હસ્ત કેટલા ઈંચનો ગણવો તે નક્કી કરવું પડે. કુદરતી હાથ લાંબા-

ટૂંકા હોય છે. એ પ્રમાણે કુદરતી આંગળાં પણ એકસરખાં ન હોય. સામાન્ય રીતે ૧૮ કે ૧૯ ઈંચનો એક હાથ ગણવો જોઈએ એમ તજ્જ્ઞ મત છે. ૧૮ ઇંચનો હાથ ગણીએ તો આયુર્વેદિક કુડવ ત્રણ ઇંચ ઊંડું અને ત્રણ ઇંચ વ્યાસની ગોળાઈવાળું હોવું જોઈએ. બંગસેનમાં સ્પષ્ટ वृत्त વિશેષણ છે, એટલે માપ ગોળ હશે એમ માનવું પડે છે.

આ પ્રમાણે ત્રણ ઇંચ ઊંડાં અને ત્રણ ઇંચ વ્યાસના વાસણમાં ચાર પલ લગભગ ૨૪૪૦ ગ્રેન વસ્તુ રહેવી જોઇએ. હાલમાં તો વજન અને માપનું ધોરણ શુદ્ધ પાણી (Distilled water)થી ઠરાવવામાં આવે છે. જૂના વખતમાં પણ એમ જ હશે ? અર્થશાસ્ત્રમાં धान्यमाषद्विपलशतं द्रोणमायमानम् એ રીતે ૨૦૦ પલ અડદ જેમાં માઇ શકે તેવડું માપ તે દ્રોણ; અને આઢક, પ્રસ્થ તથા કુડવ દ્રોણથી અનુક્રમે ચોથા ચોથા ભાગના એ રીતે લખ્યું છે એ ઉપરથી તો અમુક વજનના પાણીના માપનું ધોરણ નહિ હોય, પણ અમુક વજનના દાણાના માપનું ધોરણ હશે એમ લાગે છે.

માપના સાહિત્યમાં ઝાઝો વિસંવાદ નથી, જે છે તે ઉપર કહ્યો છે. બાકી વૈદ્યોએ તો માપ વાપરવાં જ મૂકી દીધાં હોય એમ લાગે છે. કારણ કે કુડવથી વજન અને માપ માટે એક જ પરિભાષા છે. વેપારમાં માપ વપરાતાં પણ દેશકાળ અને રાજ્યના ફેરફાર પ્રમાણે એમાં ફેરફાર થતો ગયો અને સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રમાં ગણાવાથી એમાં કોષ્ટકો એનાં એ જ રહ્યાં.

આ વિષયનું ઘણાં વર્ષો પહેલાં કોલબ્રૂકે પોતાના નિબંધોમાં કેટલુંક વિવેચન કર્યું છે. ગોપાલ ભટ્ટના સંખ્યા પરિમાણમાંથી તથા રઘુનંદનના દિવ્ય તત્ત્વમાંથી તોલ અને માપના ઉતારાઓ કર્યા પછી આઈ-ને-અકબરીમાંથી ૧૦ યવ=૧ રતી અને ૨૪ રતીનો એક ટંક (૦। તોલો) એ કોષ્ટક આપ્યું છે. કોલબ્રૂક ૪૨૦ ટ્રોય ગ્રેનનો ૧ પલ ગણે છે. અર્થાત્ ૧૦૫ ટ્રોય ગ્રેનનો ૧ કર્ષ. ગોપાલ ભટ્ટે અને એમાંથી કોલબ્રૂકે ઉતારેલાં પુરાણોક્ત માપનાં કોષ્ટકોમાં સામાન્ય રીતે ઉપરોક્તથી ઝાઝો ફેર નથી, છતાં ભવિષ્ય પુરાણનું માપનું કોષ્ટક નીચે આપ્યું છે.

| | |
|---|---|
| ૨ પલ=૧ પ્રસૃતિ | ૪ પ્રસ્થ=૧ આઢક |
| ૨ પ્રસૃતિ=૧ કુડવ | ૪ આઢક=૧ દ્રોણુ |
| ૪ કુડવ=૧ પ્રસ્થ | ૨૦ દ્રોણુ=૧ કુમ્ભ |

૧૬ દ્રોણુ=૧ ખારિકા.

પદ્મપુરાણુમાં ૧૦ કુમ્ભનો ૧ વાહ એટલું વધાર્યું છે. આ રીતે ૧ કુડવથી ૧ વાહ સુધીનાં માપ પ્રચારમાં હતાં. જો ૧ કુડવને ૧૬ તોલા બરાબર ગણીએ તો ૧ વાહ લગભગ ૨૦૪૮૦૦ તોલા બરાબર થાય.

આયુર્વેદિક પરિભાષામાં ૪ દ્રોણને ૧ વાહ મનાય છે અને ૨૦૦૦ પલની એક ખારી મનાય છે. એટલે પુરાણોક્ત વાહ અને ખારી આયુર્વેદિક વાહ અને ખારીથી મોટાં છે. ઉપર્યુક્ત માપના શબ્દોનો વિચાર કરતાં કોલબ્રૂકની એક નોંધ ખાસ યાદ આવે છે. કોલબ્રૂક કહે છે કે, આ પુરાણોક્ત કુમ્ભ ઉપરેથી અંગ્રેજી કૉમ્બ શબ્દ Comb=૪ બુશલ કદાચ નીકળ્યો હોય.

કોલબ્રૂક પછી હાલમાં બંગાળાના પ્રખ્યાત વૈજ્ઞાનિક પંડિત વ્રજેન્દ્રનાથ સીલે પોતાના Positive Sciences of the Ancient Hindus નામના ગ્રન્થમાં પ્રાચીન તોલમાપનું પણ વિવેચન કર્યું છે. આ પુસ્તકમાં વ્રજેન્દ્રનાથ સીલ લખે છે કે, જો હાલમાં ૮૦ રતીને ૨૧૦ ટ્રોય ગ્રેન બરાબર ગણવામાં આવે છે (કલકત્તાના વૈદ્યોમાં) પણ ખરી રીતે ૮૦ રતી (૧ કર્ષ) ૧૦૫ ટ્રોય ગ્રેન બરાબર થાય છે. અર્થાત્ ૩૨૦ રતીનો ૧ પલ ૪૨૦ ટ્રોય ગ્રેન બરાબર ગણવો જોઇએ. રતીથી નાનાં વજનો માટે વ્રજેન્દ્રનાથ સીલ લખે છે કે, ૧૨૯૬ ત્રસરેણુ ૧ રતી બરાબર થાય છે. માટે ૧ ત્રસરેણુ $\frac{૭}{૯૯૧૨}$ ટ્રોયગ્રેન બરાબર રહેવો જોઈએ. આથી વધારે વજનો માટે એમણે કાંઇ લખ્યું નથી. અર્થાત્ વ્રજેન્દ્રનાથ કોલબ્રૂકને અનુસરે છે. પણ મારો મત ૮૦ ગુંજા=૧૪૦ ગ્રેન માનવાનો છે અને તે ઉપર સકારણ દર્શાવ્યો છે.

માપના સંબંધમાં વ્રજેન્દ્રનાથ સીલ લખે છે કે, " માપનું ધોરણ કુડવ ઉપર હતું." કુડવ ૩ આંગળ લાંબુ, ૪ પહોળું અને ૧$\frac{૧}{૨}$ આંગળ ઊંડું અર્થાત્ ૧૩$\frac{૧}{૨}$ ઘન આંગળનું કરવામાં આવતું. વળી ૪ પલનો

કુડવ મનાતો અને નિઃસંશય કુડવમાં મૂળ તો ૪ પલ પાણી માઈ શકતું હોવું જોઈએ. અને જો એક હસ્તને ૧૯ ઇંચનો ગણીએ તો ખરેખર ૩૦ સેન્ટીગ્રેડની ગરમીએ લગભગ ૪ પલ પાણી કુડવમાં સમાઈ શકે. વ્રજેન્દ્રનાથ સીલના આ વિધાનમાં કેટલીક શંકાઓ ઊઠે છે. પહેલું તો કુડવ ગોળ નહિ પણ ચતુષ્કોણ હતો એમ માનવાનું કારણ સમજાતું નથી. ઉપર લખ્યું છે તેનું માન પણ ક્યાંથી કાઢ્યું તે સમજાતું નથી. વળી ૪ પલ પાણી ૧ કુડવમાં સમાવું જોઇએ એ તો વર્તમાન રિવાજ ઉપરથી કરેલી કલ્પના લાગે છે. ૪ પલ દાણા જ ઉદ્દિષ્ટ હશે એમ અર્થશાસ્ત્રના શબ્દો ઉપરથી તો અનુમાન થાય છે. આગળ ચાલતાં વ્રજેન્દ્રનાથ સીલ કબૂલ કરે છે કે, "વર્તમાન વૈદક વ્યવહારમાં કુડવ બધી બાજુએ ચાર આંગળનો ગણાય છે. આ રીતે ગણતાં હસ્તને ૧૮ ઇંચ માનીએ તો કુડવ ૨૭ ઘન ઇંચનું વાસણ ઠરે. કવિરાજો કુડવને ૮ પલ બરાબર ગણે છે. (કલકત્તાના કવિરાજોમાં મુખ્યત્વે વપરાતા ભૈષજ્ય રત્નાવલિ નામના વૈદક ગ્રન્થમાં ૪ પલનો જ કુડવ કહ્યો છે, છતાં અહીં વ્રજેન્દ્રનાથ સીલ આઠનો શી રીતે કહે છે તે સમજાતું નથી) અને ૧ પલ=૩૨૦ ગુંજા અને ૮૦ ગુંજાને આપણે ૨૧૦ ગ્રેન બરાબર ગણીએ છીએ. એટલે ૨૭ ઘન ઇંચના વાસણમાં ૬૭૨૦ ગ્રેન પાણી રહેવું જોઇએ, આ લગભગ બરાબર છે. કારણ કે ૩૦ ડિગ્રીએ ૧-૩ ટકા ઓછા છે."

આ વિષયના ઉપસંહારમાં મારે થોડું જ કહેવાનું છે. પ્રાચીન તોલમાપનો ઉપયોગ સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ જ સામાન્ય જનસમાજ માટે તો છે; પણ વૈદ્યો હજી પ્રાચીન પરિભાષાથી જ વૈદક વ્યવહાર કરે છે. આ જમાનામાં ધંધો કરનારા વૈદ્યોએ પોતાના તોલમાપમાં ચોકસાઇ તથા એકસરખાપણું લાવવાં જોઇએ. આખા ભારતવર્ષમાં આયુર્વેદના એક જ ગ્રન્થો ઉપર વૈદું થાય છે, તો પછી તોલમાપમાં પણ આખા હિંદુસ્થાનમાં એકસરખાપણું હોવું જોઈએ. આ વિષયમાં મુખ્ય નિર્ણય એ બાબતનો જ કરવાનો છે.

(૧) ગુંજા કેટલા ગ્રેનની ગણવી? અને કેટલી ગુંજાનો કર્ષ ગણવો?

**મારી સુચના—૧$\frac{7}{8}$ ગ્રેનની ૧ ગુંજા અને ૯૬ ગુંજા અથવા ૧૮૦ ગ્રેનનો ૧ કર્ષ ગણવાથી ચાલુ વ્યવહાર સાથે એકતા થશે.**

(૨) માપમાં કુડવનું ૩ ઇંચ વ્યાસનું તથા ૩ ઇંચ ઊંડું માપ તૈયાર કરાવવું અને એમાં કેટલા તોલા પાણી તથા દાણા સમાય છે તે બધું જોયા પછી કુડવનું માપ નક્કી ઠરાવી, એને અનુસરી પ્રસ્થ વગેરે બધાં માપો કરાવવાં અને તે પ્રચારમાં આણવાં.

વજન અને માપ આખા હિંદુસ્થાનના વૈદ્યોએ એકસરખાં વાપરવાં.

આ સૂચનાઓ વૈદ્યસંમેલન આગળ કરવા યોગ્ય છે એ હું જાણું છું અને કરવા ધારું છું; પણ ઐતિહાસિક શોધખોળના અંગ તરીકે પ્રાચીન તોલ અને માપનો વિચાર સાહિત્ય પરિષદ પણ કરી શકે એમ ધારીને બંગીય સાહિત્ય સંમેલને એક વખત વિચાર કર્યો હતો, અહીં આ સૂચનાઓ કરી છે.



# ગુજરાતનું વૈદ્યક સાહિત્ય*

**રા**. રા. શ્રીયુત રણજિતરામ વાવાભાઇએ ગુજરાતનું વૈદક સાહિત્ય એ વિષય ઉપર સાહિત્ય પરિષદ માટે એક નિબંધ લખવાની સૂચના કરી, ત્યારે મેં એ તરત સ્વીકારી લીધી. પાછળથી એ વિષયમાં વધારે ઊંડાં ઊતરતાં જણાયું કે, વૈદ્યના ગ્રન્થોમાં ગ્રન્થકારના નામ સિવાય એને વિષે બીજી હકીકત ભાગ્યે જ લખી હોય છે, એટલે કયો ગ્રન્થકાર કયા દેશકાળમાં થઈ ગયો એ જાણવાનાં સાક્ષાત્ સાધનો પ્રાયઃ મળતાં નથી. બીજું વૈદ્યના ઘણા ગ્રન્થો હજી છપાયા ન હોવાથી તથા હસ્તલિખિત પ્રતો મોટે ભાગે દુર્લભ હોવાથી, કેટલાક ગ્રન્થો જોવાનું મારાથી બની શકયું નથી. એટલે જે થોડી હકીકત એકઠી થઇ શકી છે, તે જેવી છે તેવી આ સરસ્વતીદેવીના પદ-કમળમાં નમ્ર ભાવથી અર્પણ કરું છું.

### ગુજરાતની મર્યાદા

ભૂગોળના કેટલા ભાગને ગુજરાત ગણવો, એ પ્રશ્ન મોટો છે. પણ ત્રીજી સાહિત્ય પરિષદમાં વંચાયલા ‘ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય’ એ વિષયના પોતાના નિબંધમાં સાક્ષરવર્ય આનંદ-શંકર બાપુભાઇ ધ્રુવે ઉપલા પ્રશ્નનો જે તોડ કાઢ્યો છે, તેમાં અનેક મુશ્કેલીઓ સહેજે દૂર થતી હોવાથી ગુજરાતની વર્તમાન મર્યાદાને જ, ભૂતકાળને માટે પણ, સ્વીકારીને હું આગળ ચાલું છું.

### ભૂતકાળમાં સાહિત્યની ઉપેક્ષા

ગુજરાતના ભૂતકાળના ઇતિહાસમાં દૂર દૃષ્ટિ નાખતાં સાહિત્ય તરફ ગુજરાતીઓની ઉપેક્ષાવૃત્તિ સ્પષ્ટ દેખાય છે. ઈ. સ. પૂર્વે પાંચમા–છઠા શતકમાં પણ ગુજરાત પોતાનાં બંદરો મારફત દૂર

* સૂરતની પાંચમી સાહિત્ય પરિષદ ૧૯૧૫માં આપેલો નિબંધ.

દેશાવરો સાથે વેપાર કરતું દેખાય છે. અને તે પછીનાં ૨૪૦૦ વર્ષોમાં પણ ગુજરાતે વેપારી તરીકે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી છે. પણ વેપારમાં અગ્રેસર ગુજરાત સાહિત્યમાં પાછળ રહી ગયું છે. એ જૂના કાળમાં જ્યારે આર્યાવર્તમાં જીવન્ત સાહિત્યનો સર્વ દિશામાં અપૂર્વ વિકાસ થતો હતો, ત્યારે ગુજરાતે આ દેશની અક્ષર સેવા બિલકુલ કરી નથી; અને તે પછી પણ ગુજરાતે જેટલી લક્ષ્મીની ઉપાસના કરી છે તેટલી સરસ્વતીની કરી નથી. ઈ. સ. ના છઠ્ઠા શતકથી ગુજરાત સામાન્ય સંસ્કૃત સાહિત્યમાં ભાગ લેતું દેખાય છે.

### ઈ. સ. ૧૨ મા શતક પહેલાં ગુજરાતમાં વૈદક સાહિત્યનો અભાવ

પણ વૈદક સાહિત્યમાં તો ઈ. સ. ના બારમા શતક પહેલાં ગુજરાતમાં ઘોર અંધકાર દેખાય છે. ઈ. સ. બારમા શતક પહેલાં ગુજરાતમાં લખાયેલો વૈદ્યનો કોઈ ગ્રન્થ મળતો નથી, માટે તે પહેલાં અહીં વૈદ્યો નહિ હોય એમ કહેવાનો આશય નથી. વૈદ્યો હશે, પણ એઓએ કંઈ લખ્યું નહિ હોય, અથવા એમનું લખેલું 'કાલ-મહોદધિ' માં તણાઇ ગયું હશે.

### ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં ગુજરાતમાં વૈદ્યોનો સંભવ

મહારાજા અશોકના શિલાલેખોમાં એક એવો ઉલ્લેખ છે કે, "દેવોના પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યમાં અને સિલોન, સતીત-પુત્ત, કેરલપુત્ત વગેરે પાડોશી રાજ્યોમાં સર્વત્ર મનુષ્યો અને પશુઓ માટે ચિકિત્સા-સ્થાનો (ઇસ્પિતાલો) બંધાવ્યાં હતાં અને દવાઓ મગાવીને રાખી હતી તથા રોપાવી હતી." સૌરાષ્ટ્ર દેશ અશોકના રાજ્યમાં હતો અને ગિરિનગરમાં રહેતા પ્રિયદર્શી મહારાજાના પ્રતિ-નિધિએ સુદર્શન તળાવની નહેરો બંધાવી હતી એમ રુદ્રદામન લેખથી જણાય છે. પાડોશીના રાજ્યમાં પણ ઇસ્પિતાલો બંધાવનારે સૌરાષ્ટ્રમાં નહેરો બંધાવી તેમ ઇસ્પિતાલો નહિ બંધાવી હોય એમ કહી શકાતું નથી; અને જો ઇસ્પિતાલો હોય તો વૈદ્યો પણ હોવા જોઇએ. પણ ઈ. સ. પૂર્વે ત્રીજા શતકનું વૈદક સાહિત્ય ચરક, સુશ્રુત અને ભેડમાં સમાઇ ગયું છે; એટલે એ કાળના ગુજરાતના વૈદ્યોનું અક્ષરજીવન જોઈ શકાતું નથી.

તે પછી ક્ષત્રપ, ગુપ્ત અને વલભી રાજ્યના સમય માટે અશોકના વખત માટે જે કહ્યું તેથી જુદું કાંઈ કહેવાનું નથી. છઠ્ઠા-

સાતમા શતકમા સિંધમાં વાગ્ભટ્ટ, તીસટ અને ચંદ્રટને હાથે વૈદાના મોટા ગ્રન્થો લખાય છે; અને આઠમાથી અગિયારમા શતક સુધીમાં બંગાળામાં માધવકર, વૃંદ અને ચક્રદત્ત દ્વારા વૈદાનો પ્રદેશ અનેકધા ખેડાય છે. પણ ગૂજરાતમાં જેનાં દેશકાળ સંદિગ્ધ છે એવી એક વ્યક્તિ સિવાય વૈદક સાહિત્યમાં પ્રવૃત્તિ કરનાર કોઈ દેખાતું નથી.

### નાગાર્જુન

બૌદ્ધ સાહિત્યમાં, જૈન સાહિત્યમાં અને વૈદક સાહિત્યમાં સિદ્ધ નાગાર્જુન એક મહાન આચાર્ય, રસવૈદ્ય અને મહાપુરુષ ગણાય છે; પણ આ ત્રણે સાહિત્યમાં કહેલા નાગાર્જુન એક કે ભિન્ન ભિન્ન એ કહી શકાતું નથી. વૈદક સાહિત્યમાં જોઇએ તો સુશ્રુતના ટીકાકાર ડલ્હણ "સુશ્રુતના પ્રસિદ્ધકર્તા નાગાર્જુન જ છે," એમ કહે છે. રસ સંપ્રદાયમાં નાગાર્જુન એક રસસિદ્ધ મનાય છે. વૃંદ અને ચક્રપાણિ 'અમુક પાઠો નાગાર્જુને કહ્યા છે' એમ કહે છે. નાગાર્જુનના આરોગ્ય-મંજરી નામના ગ્રન્થમાંથી માધવના ટીકાકાર વિજયરક્ષિત ઉતારો કરે છે. નાગાર્જુનના ગણાતા રસરત્નાકર નામના ગ્રંથની હસ્તલિખિત પ્રત મળી છે; અને આ બે ઉપરાંત કક્ષપુટ તંત્ર નામનો ત્રીજો ગ્રન્થ નાગાર્જુનનો ગણાય છે. હવે બૌદ્ધ સાહિત્યમાં, મહાયાન શાખાના એક આચાર્ય તરીકે બોધિસત્ત્વ નાગાર્જુનની કીર્તિ ઘણી જ છે. જૈન-સાહિત્યમાં પણ પાદલિપ્તાચાર્યના શિષ્ય નાગાર્જુન પ્રસિદ્ધ છે અને એની અનેક કથાઓ પ્રચલિત છે.

૧૧ મા શતકના પ્રથમ ભાગમાં આ દેશમાં રહી જનાર એલ્બીરૂની એક નાગાર્જુન માટે નીચે પ્રમાણે લખે છેઃ—"રસવિદ્યાના નાગાર્જુન નામના એક પ્રખ્યાત આચાર્ય હતા. જે સોમનાથ પાસે દૈહકમાં રહેતા હતા. એ રસવિદ્યામાં પ્રવીણ હતા અને એમણે એ વિષયનો એક ગ્રન્થ લખ્યો છે. અમારા વખત પહેલાં ૧૦૦ વર્ષ ઉપર એ થઈ ગયા છે." જો એલ્બીરૂનીનું કહેવું ખરું હોય તો નવમા શતકના અંતમાં અને દશમા શતકના પ્રથમ ભાગમાં ગુજ-રાતમાં એક નાગાર્જુન થઈ ગયા હોવા જોઇએ.

હવે એલ્બીરૂનીથી ૪૦૦ વર્ષ પૂર્વે હિંદુસ્થાનમાં મુસાફરી કરનાર ચીનાઈ મુસાફર હિયોન્થીસિગ આયુર્વેદમાં પારંગત અને સાતવાહન રાજાના મિત્ર બોધિસત્ત્વ નાગાર્જુનનું બહુ માનપૂર્વક સ્મરણ કરે છે.

એ મુસાફરના સમકાલીન બાણ કવિ પણ એને ટેકો આપે છે. નાગાર્જુન નામના બે મહાપુરુષો જુદા જુદા કાળમાં થઇ ગયા હોય તો જ હિયોન્‌થીસિંગ અને એલ્બીરૂનીના પરસ્પર વિરુદ્ધ કથનો સત્ય હોઇ શકે. બેથી પણ વધારે નાગાર્જુન નામના પંડિતો થયા હોય એ સંભવ છે. છતાં સાતવાહનના મિત્ર બોધિસત્ત્વ નાગાર્જુન તો ગુજરાતના ન જ ગણાય. પણ બીજા નાગાર્જુન રસરત્નાકર કે એવા જ બીજા કોઈ ગ્રંથના લેખક હોવાનો સંભવ છે. જો આ તર્ક ખરો હોય તો બીજા નાગાર્જુન માટે ગુજરાત સાભિમાન દાવો કરી શકે. પ્રભાવક ચરિત વગેરે જૈન ગ્રંથોમાં જે નાગાર્જુનની વાત છે, તે આ ગૂજરાતના નાગાર્જુન વિષે હોવાનો સંભવ છે. પણ નાગાર્જુનના વ્યક્તિત્વ માટે તથા એના દેશકાળ માટે ચોક્કસ પ્રમાણોથી નિર્ણય ન થાય ત્યાં સુધી એમને માટે વધારે વિચાર કરવો અસ્થાને છે.

### હેમચંદ્ર ઇ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩

અણહિલપુર પાટણમાં ગુજરાતની રાજ્યધાની સ્થપાયા પછીના આ દેશના ઇતિહાસમાં જોતાં જણાય છે કે, મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના વખતથી આરમ્ભીને કરણઘેલાના વખતમાં ગૂજરાત લૂંટાયું ત્યાં સુધીના કાળમાં લક્ષ્મી અને વિદ્યાની લહેરોમાં મહાલતા ગુજરાતની જાહોજલાલી સ્પૃહણીય હતી. એ અપૂર્વ જાહોજલાલીના સમયમાં જ ગુજરાતમાં આયુર્વેદનો સ્પષ્ટ પ્રવાહ શરૂ થયો છે. એ શરૂઆતના પ્રવાહમાં એ વખતની દીપ્યમાન સ્ફૂર્તિ સ્પષ્ટ દેખાય છે. ઈ. સ. ના બારમા શતકથી ગુજરાતમાં વૈદક સાહિત્યનો જે સ્થિર પ્રવાહ શરૂ થાય છે, તે ઈ. સ. ના ૧૭ મા શતક સુધી અવિચ્છિન્ન રીતે વહે છે. આ શતકની શરૂઆતથી જ ‘ કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રના પ્રકાશથી ગુજરાત દેદીપ્યમાન દેખાય છે.’ એ સર્વજ્ઞ બિરુદધારી મહાપુરુષનું અક્ષરજીવન ઘણું વિશાળ છે પણ એમાં વૈદ્યનોયે સમાવેશ થયો છે. એમણે નિઘણ્ટુશેષ નામનો એક વૈદ્યનો કોષ લખ્યો છે. હેમચંદ્રનું જીવન એટલું જાણીતું છે કે, એ વિષે વધારે બોલવાની જરૂર નથી અને આ કોષ વૈદ્યના બીજા નિઘણ્ટુઓ જેવો જ છે. એમાં ખાસ નવું કાંઇ નથી. પણ જે પ્રવાહ આવા સમર્થ પુરુષની બુદ્ધિમાંથી પ્રગટ થયો, તે પ્રવાહમાં એમની તેજસ્વી દષ્ટિનો પ્રભાવ આવ્યો છે, એમ હવે પછીના અવલોકનથી દેખાયા વિના રહેશે નહિ.

**સોઢલ : ઈ. સ. ૧૨ મું શતક**

ઈ. સ. ના બારમાં શતકમાં જ વૈદ્ય સોઢલ થઈ ગયા હોય એમ અનુમાન થાય છે. હેમચંદ્ર પેઠે સોઢલને વૈદુ ગૌણ ન હતું. સોઢલ તો વૈદ જ હતા. છતાં હેમચંદ્ર પેઠે સોઢલની બુદ્ધિ પણ સર્વગ્રાહી હતી. હેમચંદ્રની દૃષ્ટિ જેમ સંસ્કૃત સાહિત્યના સર્વ પ્રદેશ ઉપર ફરી વળે છે, તેમ સોઢલની દૃષ્ટિ આયુર્વેદના સર્વ પ્રદેશ ઉપર ફરી વળે છે. અને આયુર્વેદના અગાધ સમુદ્રમાંથી ગુજરાતના સાધારણ વૈદ્યોને ઉપયોગી સર્વ વિષયોનો નિષ્કર્ષ કાઢી લઇને એમણે એક સંગ્રહ ગ્રન્થ લખ્યો છે. અને આયુર્વેદમાં સાધારણ રીતે વપરાતી વનસ્પતિઓ ઉપરાંત ગુજરાતમાં થતી વનસ્પતિઓની શોધ તથા અભ્યાસ કરીને એક નિઘંટ લખ્યો છે.

આ વૈદ્ય સોઢલ નંદન વૈદ્યના પુત્ર તથા વત્સગોત્રી રાયકવાળ બ્રાહ્મણ હતા, એટલી હકીકત એમણે પોતે ગ્રન્થાન્તે આપી છે. રાયકવાળ બ્રાહ્મણોની વસ્તી મોટે ભાગે ગુજરાતમાં હોવાથી સોઢલ ગુજરાતી હોવા જોઈએ એમ ગદનિગ્રહના પ્રકાશક વિદ્વાન વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય સહેતુક તર્ક કરે છે. સોઢલના ગુણસંગ્રહ નામના નિઘંટમાં બીજા નિઘંટોમાં ન લખેલી એવી ગુજરાતમાં ઉત્પન્ન થતી અનેક વનસ્પતિઓનું વર્ણન કરેલું છે. આ ગુજરાતની વનસ્પતિઓનાં નામો પણ હાલમાં પ્રચલિત નામોને મળતાં આવે છે. આ આંતર પ્રમાણથી વૈદ્યરાજ જાદવજીભાઇના તર્કને બળવાન ટેકો મળે છે. અને સોઢલના ગુજરાતીપણા માટે કોઈ જાતની શંકા રહેતી નથી. સોઢલના કાળનિર્ણય માટે કાંઇ બાહ્ય સાધન મળતું નથી. પણ એના ગદનિગ્રહમાંથી ૧૬ મા શતકના ભાવમિશ્રે તથા ૧૩ માના શાર્ઙ્ગધરે અનેક ઉતારાઓ કર્યા છે. માટે એ ૧૩ મા શતક પહેલાં હોવા જોઈએ. વળી શાર્ઙ્ગધરે તથા એના પૂર્વજ ૧૩ મા શતકના યશોધરે અફીણ વાપર્યું છે; સોઢલે એ નથી વાપર્યું. વળી ૧૩ મા ૧૪ મા શતકના ગ્રંથકારોએ વૈદ્યામાં રસોનો બહોળો ઉપયોગ કર્યો છે. ગદનિગ્રહમાં રસો નથી. ગદનિગ્રહનો પ્રયોગખંડ શાર્ઙ્ગધરના મધ્યમ ખંડ જેવો જ છે. બેયમાં ચૂર્ણ-ગુટિકા—અવલેહ વગેરે બનાવટોના અધ્યાયો છે. પણ શાર્ઙ્ગધરના ૧૨ મા રસસંગ્રહના અધ્યાયને મળતો રસાધિકાર ગદનિગ્રહમાં નથી, સર્વ રીતે વિચાર કરતાં આયુર્વેદના સાહિત્યમાં ગદનિગ્રહના કર્તાનું

સ્થાન શાર્ઙ્ગધરના પૂર્વ કાળમાં દેખાય છે, એટલુંજ નહિ પણ ૧૩મા શતકના યશોધરથી અફીણ અને રસો ન વાપરનાર સોઢલ પ્રાચીન હોવા જોઇએ. બીજી બાજુથી ૧૧ મા શતકના ચક્રદત્તના ગ્રન્થમાંથી સોઢલે ઉતારાઓ કર્યા છે, માટે એથી અર્વાચીન છે. ૧૩ મા શતકથી પ્રાચીન અને ૧૧ મા શતકથી અર્વાચીન સોઢલ ૧૨ શતકમાં થયા હોવા જોઈએ.[1] બંગાળાના બંગસેન અને ગુજરાતના સોઢલ સમકાલીન હોવા જોઇએ એમ એ બેયના ગ્રંથો જોતાં જણાય છે; પણ બંગસેન કરતાં સોઢલનો ગદનિગ્રહ વધારે વ્યવસ્થિત અને ઘણી રીતે ચડિયાતો છે.

વૈદ્ય સોઢલે ગુજરાતની અપૂર્વ વૈદ્યક સેવા કરી છે. એણે ગદનિગ્રહ નામના મોટા ગ્રથમાં પ્રયોગ કાયચિકિત્સા, શલ્ય, શાલાક્ય ભૂતવિદ્યા, બાલતંત્ર, રસાયન, વાજીકરણ, વિષતંત્ર અને પંચકર્મ એ રીતે ૧૦ ખંડો પાડીને વૈદ્યના સર્વ વિષયોનો એકત્ર સંગ્રહ કર્યો છે. ગ્રન્થના વિભાગની આ પદ્ધતિ આયુર્વેદના સાહિત્યમાં નવીન જ છે. જો કે સોઢલે આ વિભાગ પાડવામાં કેટલીક ગડબડ કરી નાંખી છે. જેમકે અશ્મરી, ઉદર વગેરે શલ્યતંત્રના રોગોને કાયચિકિત્સામાં નાખી દીધા છે. પણ એની ગ્રન્થ–વિભાગની આ નવી કલ્પના ખરેખર પ્રશંસનીય છે. વળી સોઢલે આયુર્વેદીય સાહિત્યમાં બીજી નવીનતા એ દાખલ કરી છે કે, પ્રયોગોને ચિકિત્સાથી જુદા પાડી નાખ્યા છે. શારીર, નિદાન વગેરે વિષયોને બાદ કરીને માત્ર ચિકિત્સાનો સંગ્રહ કરવાની પદ્ધતિ તો તીસટ વૃન્દ વગેરેથી શરૂ થઈ હતી. પણ એ બધાએ જ્વરચિકિત્સા, રક્તપિત્ત ચિકિત્સા એમ રોગવાર પ્રકરણો પાડયાં છે. પણ સોઢલે કાયચિકિત્સા વગેરેમાં જૂનું ધોરણ રાખ્યું છે. તો પ્રયોગખંડમાં ચૂર્ણ, ગોળી, અવલેહ, ઘૃત, તેલ, આસવ વગેરે બનાવટોને અનુસરીને પ્રકરણો પાડયાં છે. આ રીતે બનાવટ અનુસાર પ્રયોગોનો સંગ્રહ કરવાનો આ પ્રથમ પ્રયત્ન છે. સોઢલે પહેલાં કોઇએ એ જાતનો પ્રયોગ કર્યો નથો. એ પછી શાર્ઙ્ગધર વગેરેએ એ દિશામાં સુધારાવધારાવાળા પ્રયાસો કર્યા છે. દવા બનાવવામાં આ ધોરણ અનુકૂળ છે અને એ જ કારણથી શાર્ઙ્ગધર લોકપ્રિય થયા છે. પણ શાર્ઙ્ગધર પહેલાંનો ગુજરાતનો ગદનિગ્રહ જન્મભૂમિમાં જ કેમ

---

૧. સં. ૧૨૫૬, ભીમે જે જોષી સોઢલના પુત્ર આશાધરને દાન આપ્યું છે, તે આ જ સોઢલ હોય તો એના સમયના ઉપલા અનુમાનને પુષ્ટિ મળે છે.

અંધારામાં રહી ગયો એ સમજાતું નથી. રસોનો અભાવ કદાચ કારણ હોય. આ રીતે પ્રયોગસંગ્રહ Pharmacopœaના પ્રચારની શરૂઆત કરવાનું માન ગુજરાતને છે. સોઢલે પ્રયોગખંડમાં સંગ્રહેલા પ્રયોગો સારા છે અને કેટલાક તો બીજે મળતા નથી.

સોઢલનો બીજો ગ્રન્થ ગુણસંગ્રહ નામનો નિઘંટ છે. આમાં પણ સોઢલે પોતાની વિશેષતા દાખલ કરી છે. સાધારણ રીતે બીજા નિઘંટકારોએ જૂના ગ્રન્થોમાં વપરાયેલી દવાઓના ગુણો લખ્યા છે. જ્યારે સોઢલે એ ઉપરાંત પોતાના દેશમાં થતી જૂના ગ્રન્થોમાં અપ્રયુક્ત છતાં લોકોમાં પ્રચલિત ૧૦૦ નવી વનસ્પતિઓના ગુણો લખ્યા છે. સોઢલનો ગદનિગ્રહ છપાઇ રહેવા આવ્યો છે. એનો નિઘંટ હજી છપાયો નથી; પણ ગુજરાતના જ રુગનાથજી ઇંદ્રજીએ પોતાના નિઘંટ-સંગ્રહમાં સોઢલ નિઘંટમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે.

**ગોવિંદાચાર્ય : ઈ. સ. ૧૩ મું શતક**

૧૨ મા શતકમાં બીજો કોઈ વૈદક ગ્રન્થકાર થયો હોય એમ જણાતું નથી. આ શતકમાં હેમચંદ્રે અને સોઢલે ગુજરાતમાં આયુર્વેદનો પ્રચાર કર્યો, ત્યારે ઇ. સ. ના ૧૩મા શતકમાં ગોવિંદાચાર્ય અને યશોધરે ગુજરાતમાં રસવિદ્યાનો પ્રચાર કર્યો છે. આમાંથી ગોવિંદાચાર્ય કાળક્રમમાં યશોધરના પૂર્વજ લાગે છે. અને વૈદ્યના વિકાસક્રમમાં તો પૂર્વજ છે જ. એમણે રસસાર નામનો રસશાસ્ત્રનો ગ્રન્થ લખ્યો છે. એ ગ્રન્થના અન્તમાં ગ્રન્થકારે પોતાને માટે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

मोढज्ञातिसमुत्पन्न आचार्य सहदेवकः
तदुत्पन्नस्तु यः सुनुः सरादित्यः कृती भुवि
तत्संभवः सुतः ख्यातो गोविन्दः शिववन्दकः
शिष्यः श्रीधीरदेवस्य रसकर्मसु कोविदः

આ શ્લોકો ઉપરથી જણાય છે કે, ગોવિદાચાર્ય આચાર્ય સહદેવના પૌત્ર; સુરાદિત્યના પુત્ર શ્રીધીરદેવના શિષ્ય અને મોઢ જ્ઞાતિના શિવભક્ત બ્રાહ્મણ હતા. પોતાના ગુરુ ધીરદેવ માટે એઓ અભયપાલના પુત્ર તથા અંતર્વેદી–ગંગાયમુનાના મધ્ય પ્રદેશમાં ઉત્પન્ન થયેલા સારસ્વત બ્રાહ્મણ હતા. એટલી ઓળખાણ ગોવિદાચાર્યે આપી છે. તથા પોતે એ ગુરુની પ્રસાદીથી જ રસશાસ્ત્રનો અનુભવ લીધો છે એમ મુક્તકંઠે સ્વીકાર્યું છે.——**अनुभूतं च यत्सत्यं धीरदेवप्रसादतः ॥**

પોતાના ગુરુની જન્મભૂમિનું સ્પષ્ટ કથન કરનાર ગોવિંદાચાર્યે પોતાની જન્મભૂમિનું સૂચન કર્યું નથી. પણ મોઢ બ્રાહ્મણોની વસ્તી ગુજરાતમાં જ છે, માટે એ ગુજરાતના જ હોવા જોઈએ એમ રસસારના પ્રકાશક વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે સકારણ તર્ક કર્યો છે.

આચાર્ય ગોવિંદના સમયનિર્ણય માટે કાંઇ બાહ્ય સાધન નથી. પણ એના ગ્રન્થમાં ધાતુવાદ–(Chemistry)નું જ મુખ્ય વર્ણન છે. માટે આ ગ્રન્થ રસવિદ્યાનો વૈદામાં બહોળો ઉપયોગ થવા લાગ્યો, તે પહેલાંનો–એટલે રસશાસ્ત્રના વિકાસક્રમમાં તાંત્રિક સમયનો છે. અર્થાત્ ઈ. સ. ૧૩૦૦ ની આસપાસના રસરત્નસમુચ્ચયની પહેલાંનો છે, અને આમાં અફીણનું વર્ણન છે માટે ઈ. સ. ૧૨૦૦ પછીનો છે. હિંદુસ્તાનમાં અફીણ મુસલમાનો સાથે આવ્યું છે; અને ૧૩ મા શતક પહેલાંના કોઈ ગ્રંથમાં અફીણનું વર્ણન મળતું નથી.

હવે ૧૪ મા શતક પહેલાંના ગુજરાતના જ યશોધરને અફીણનો સારો પરિચય દેખાય છે. જ્યારે ગોવિંદાચાર્યને અફીણ શી ચીજ છે અને ક્યાં થાય છે એની ખબર નથી. માટે ગોવિંદાચાર્ય યશોધર પહેલાં અર્થાત્ ૧૩મા શતકના પૂર્વાર્ધમાં થયા હોવા જોઈએ. ડૉ. પ્રફુલ્લચંદ્રરાય પણ ગોવિંદાચાર્યને ૧૩મા શતકમાં મૂકે છે. ગોવિંદાચાર્યે એ પોતે જ કહે છે તેમ જૂનાં તંત્રોમાંથી ધાતુવાદનો વિષય લઈને એક નવો સંગ્રહગ્રન્થ રચ્યો છે. એણે કાંઈ નવી શોધ કરી નથી કે એના ગ્રન્થની રચનામાં કાંઇ નવીનતા નથી; પણ ગુજરાતમાં એ જાતનો એ પહેલો ગ્રન્થ છે. ગોવિંદાચાર્યના વખતમા ટિબેટ ભૂતાન વગેરે પ્રદેશના બૌદ્ધોમાં રસવિદ્યાનો વધારે પ્રચાર હતો એમ એના એકએ વાક્ય ઉપરથી જણાય છે.

एतद्बौद्धा विजानन्ति भोटदेशनिवासिनः ।
बौद्धं मतं तथा ज्ञात्वा रससारः कृतो मया ॥

### યશોધરા : ૧૩ મું શતક

યશોધર ૧૩ મા શતકના પાછલા ભાગમાં થયેલા જૂનાગઢના શ્રીગોડ બ્રાહ્મણ હતા, એમ એમણે પોતે જ કહ્યું છે. રસપ્રકાશ સુધાકરના અન્તમાં યશોધરે પોતાની ઓળખાણ નીચે પ્રમાણે આપી છેઃ—

देशानां सुरराष्ट्रमुत्तमतमं तत्रापि जीर्णाभिधः
प्राकारोऽस्ति स वेदशास्त्रनिरतैर्विप्रैश्च संशोभितः ।

तस्मिन्विष्णुपदारविन्दरतिकृच्छ्रीपद्मनाभः स्वयं ।
तत्पुत्रेण यशोधरेण कविना ग्रन्थः स्वयं निर्मितः ॥

અર્થ–દેશોમાં સુરરાષ્ટ્ર–સોરઠ–ઉત્તમ છે, અને તેમાં પણ એક જીર્ણ નામનો ગઢ છે, જે વેદશાસ્ત્રમાં પ્રીતિવાળા વિપ્રોથી સુશોભિત છે. ત્યાં વિષ્ણુના ચરણકમલમાં પ્રીતિવાળા શ્રી. પદ્મનાભ રહે છે. તેના પુત્ર કવિ યશોધરે આ ગ્રન્થ રચ્યો છે.

આ શ્લોકમાં કહેલો જીર્ણ પ્રાકાર તે જૂનાગઢ જ એમાં કાંઈ શંકા નથી. આ યશોધર શ્રીગોડ બ્રાહ્મણ હતા એમ એમણે પોતે જ બીજા શ્લોકમાં લખ્યું છે—

श्रीगौडान्वयपद्मनाभसुधियः ।

રસપ્રકાશ સુધાકરના અંતમાં લખેલા ઉપલા તથા બીજા બે શ્લોકોમાંથી ગ્રંથકાર માટે નીચેની હકીકત મળે છે કે, યશોધર સોરઠમાં જૂનાગઢમાં રહેતા હતા. એમના પિતાનું નામ પદ્મનાભ હતું. એઓ શ્રીગોડ બ્રાહ્મણ હતા અને વિષ્ણુભક્ત હતા.

આ યશોધરના સમય માટે કાંઇ ચોક્કસ પ્રમાણ નથી. પણ ૧૪ મા શતકમાં રચાયેલા રસરત્નસમુચ્ચયના આરંભમાં આપેલાં ૨૭ રસસિદ્ધોનાં નામોમાં એક યશોધન નામ છે. આ યશોધન નહિ પણ યશોધર હોવું જોઇએ, એમ પ્રખ્યાત રસાયનશાસ્ત્રી પ્રફુલ્લચંદ્ર રૅાય મહાશય ધારે છે. તે ગમે તેમ હો પણ આપણા યશોધરના રસપ્રકાશસુધાકરમાંથી ઘણો ભાગ રસરત્નસમુચ્ચયમાં ઊતરેલો છે એ નિર્વિવાદ છે. માટે પ્રસ્તુત ગ્રંથકાર ૧૪ મા શતક પહેલાં થયા હોવા જોઇએ. અને યશોધરે અફીણ વાપર્યું છે, માટે ઈ. સ. ૧૨૦૦ થી અર્વાચીન છે. હવે એ જ શતકના ગોવિંદાચાર્યની તથા રસેન્દ્ર ચૂડામણિકાર સોમદેવની પછી યશોધર થયા છે. માટે ઈ. સ. ના ૧૩મા શતકના પાછલા ભાગમાં થયા હોવા જોઈએ.

યશોધરે પોતાના રસપ્રકાશ–સુધાકરમાં પારાના ૧૮ સંસ્કાર, તેની બન્ધન ક્રિયા તથા ભસ્મ ક્રિયા, સુવર્ણ, રૌપ્ય, લોહ, નાગ, બંગ, વગેરે ધાતુઓ; અભ્રક, માક્ષિક, વૈક્રાન્ત, વગેરે આઠ મહારસો તથા હરિતાલ, મણશિલ, અંજન વગેરે આઠ ઉપરસો, એ સર્વનાં શોધનમારણ વગેરે તથા યન્ત્રો, મુષા, પુટ વગેરેનાં લક્ષણો વગેરે રસશાસ્ત્રના સર્વ વિષયોનું સારું વિવચન કર્યું છે. તે ઉપરાંત ૧૦૦ રસ-

પ્રયોગો અને કેટલાક વાજીકરણના યોગો પણ લખ્યા છે. રસાર્ણવ રસેંદ્ર ચૂડામણિ, વગેરે જૂના તાંત્રિક ગ્રંથોમાંથી યશોધરે ઘણો વિષય લીધો છે. છતાં કેટલીક શોધ પોતે કરી છે, એમ એ કહે છે.

स्वहस्तेन कृतं सम्यक् जारणं न श्रुतं मया ।

અને એનો એ દાવો ખોટો નથી, એમ એની પહેલાંના તથા પછીના ગ્રંથો જોતાં જણાય છે. રસરત્નસમુચ્ચય જેવો ગ્રંથ લખનારે જસતની કાચી ધાતુ (रसक)માંથી જસત કાઢવાની રીત આ ગ્રન્થકારના ગ્રન્થમાંથી લીધી છે. આ રીત ઉપર વિવેચન કરતાં આ દેશના રસાયનશાસ્ત્રનો ઇતિહાસ લખનાર મહાશય પ્રફુલચંદ્ર રૉય કહે છે કે, "એ વર્ણન એવું આબાદ છે કે હાલના રસાયનશાસ્ત્રના કોઈ ગ્રન્થમાં લગભગ અક્ષરશઃ મૂકી શકાય."

૧૪ મા શતકમાં ગુજરાતમાં શાંતિ ન હતી, અને રાજ્યવિપ્લવના એ દારૂણ સમયમાં સાહિત્યની આશા રાખવી એ ખોટી છે; છતાં એ સમયમાં વૈદક પ્રવૃત્તિ સર્વથા બંધ પડી નહોતી. ઈ. સ. ૧૩૨૦ માં લખાયેલી બંગસેનની એક પ્રત પાટણના ભંડારમાંથી મળી છે. પણ એ વખતે અન્યત્ર લખાયેલા ગ્રન્થો ઉતારવાની અને ભણવાની જ પ્રવૃત્તિ ગુજરાતમાં થઈ છે; અને નવા ગ્રન્થો લખવાની પ્રવૃત્તિ બિલકુલ નથી થઈ એવું કાંઈ નથી.

**૧૪ મું શતક**

દેવદત્ત નામના એક ગ્રંથકાર, એ શતકમાં થયા હોય એવું અનુમાન છે અને ગુજરાતની એ વખતની સ્થિતિ જોતાં ૧૪ મા શતકના પાછલા ભાગમાં થયા હોવાનો સંભવ છે. આ દેવદત્તે ધાતુરત્નમાળા નામનો એક નાનો ગ્રન્થ લખ્યો છે. જેમાં ટૂંકામાં પાંચ પાંચ છ છ શ્લોકોમાં જ રૌપ્ય, સુવર્ણ, તામ્ર, નાગ, બંગ, લોહ, ખર્પર, અભ્રક, મૌક્તિક, પ્રવાલ, હરિતાલ, મણશિલ, માક્ષિક, ગંધક, પારો અને હીરો, એટલા પદાર્થોની મારણ ક્રિયાનું વર્ણન કર્યું છે. આ ગ્રંથમાં ખર્પરને જસતનો પર્યાય ગણ્યો છે.

जगत्यां गुर्जरी खंडे देवदत्तो हि धर्मवित्

हरेर्नामाभिधानस्य सुतस्तस्य भिषग्वरः ॥

तेन शास्त्रविधिज्ञेन कृता रत्नस्य मालिका

આ શ્લોકો ઉપરથી એટલું જણાય છે કે, ધાતુરત્નમાળાના કર્તા ગુજરાતના રહેવાસી અને હરિના પુત્ર હતા. એના ગ્રન્થની

રચના, ગ્રંથનો વિષય તથા રસવિદ્યાના વિકાસક્રમમાં એનું સ્થાન એ બધા ઉપરથી એ ૧૪મા શતકથી પ્રાચીન નથી, એમ રસશાસ્ત્રના ઇતિહાસકાર મહાશય પ્રફુલ્લચંદ્ર રૅાય કહે છે. આ ગ્રન્થ મરાઠી ભાષાંતર સાથે છપાઈ ગયો છે. આ ગ્રન્થના પ્રકાશક પાસે શકે ૧૭૨૩ની પ્રત હતી.

આ દેવદત્તના પિતા હરિવૈદ્યે રસરત્નમાળા નામનો એક ગ્રંથ લખ્યો છે, જેની એક ત્રુટિત પ્રત સ્વર્ગસ્થ રસશાસ્ત્રજ્ઞ વૈદ્ય ત્ર્યંબક ગુરુનાથ કાલે પાસે હતી. આ પછી ઈ. સ. ના ૧૫મા શતકમાં ગુજરાતમાં શાંતિ પસરેલી દેખાય છે. અમદાવાદમાં મુસલમાની રાજધાની થતાં એ જ શહેરમાં વિદ્યાકળા પણ ફાલે છે, અને ગુજરાત આખામાં સાહિત્યનો પ્રવાહ જોરથી વહેવા માંડે છે.

### લક્ષ્મીનૃસિંહ–૧૫ મું શતક

ઈ. સ. ના ૧૫ મા શતકમાં અમદાવાદમાં લક્ષ્મીનૃસિંહ નામના એક સારા વૈદ્ય હતા. એમણે કોઈ ગ્રંથ લખ્યો જણાતો નથી. પણ એમણે વાગ્ભટ્ટની સર્વાંગ સુંદર ટીકા અમદાવાદમાં સંવત્ ૧૫૪૪ ઈ. સ. ૧૪૮૬માં મહમદ બાદશાહના વખતમાં પોતાને માટે ઉતરાવેલી એમ એ ટીકાની એક હસ્તલિખિત પ્રતના અંતમાં લખેલું મળે છે. ત્યાં આ લક્ષ્મીનૃસિંહને સર્વ શાસ્ત્રાર્થવિદ્‌ભિષક્ કહેલા છે.

### નારાયણ–૧૫ મું શતક

આ જ સૈકામાં, વૃન્દમાધવની શ્રીકંઠે રચેલી વ્યાખ્યા કુસુમાવલિ નામની ટીકાની પૂર્તિ કરનાર નારાયણ વૈદ્ય થઈ ગયા હોય એમ અનુમાન થાય છે. કારણ કે વ્યાખ્યા કુસુમાવલિના અંતમાં નીચે પ્રમાણે શ્લોકો લખેલા મળે છેઃ—

> श्रीकंठदत्तभिषजा ग्रन्थविस्तरभीरुणा ।
> टीकायां कुसुमावल्यां व्याख्या मुक्ता क्वचित् क्वचित् ॥
> रत्नं नागरवंशस्य भिषग्भामलनन्दनः
> नारायणो द्विजवरो भिषजां हितकाम्यया ।
> टीकापूर्तिं व्यधात्सम्यक् तेन नन्दन्तु साधवः ॥

આ શ્લોકોમાંથી નીચેની હકીકત મળે છે કે, વૈદ્ય શ્રીકણ્ઠે ગ્રન્થ મોટો થઈ જવાની બીકથી વ્યાખ્યા કુસુમાવલિ નામની ટીકામાં કેટલેક સ્થળે ટીકા મૂકી દીધેલી, તે નાગરવંશના રત્ન અને ભામલ્લના પુત્ર વૈદ્ય નારાયણે પૂરી કરી. વ્યાખ્યા કુસુમાવલિની ટીકાપૂર્તિ કરનાર

આ નારાયણ ક્યારે થયા એ ચોક્કસ જણાયું નથી. પણ શ્રીકણ્ઠ ૧૩મા શતકમાં બંગાળામાં થયા છે, માટે નારાયણ ૧૩મા શતક પછી હોવા જોઇએ. અને શક ૧૫૫૮ એટલે ઈ. સ. ૧૬૩૦ની હસ્તલિખિત પ્રત મળે છે, માટે એ પહેલાંના છે. શ્રીકણ્ઠની ટીકાને ગુજરાતમાં આવતાં કાંઈક વખત લાગવો જોઇએ. તેમ શ્રીકણ્ઠની ટીકા સાથે આ પૂર્તિને મળી જવા માટે એ બે વચ્ચે બહુ લાંબો ગાળો ન હોવો જોઇએ. એ જોતાં ૧૩મા અને ૧૭મા શતકની મધ્યમાં એટલે ઈ. સ. ના ૧૫મા શતકમાં નારાયણ થયા હોય એમ અનુમાન થાય છે. ૧૩મા શતકમાં બંગાળામાં લખાયેલી વાગ્ભટની ટીકાનો ૧૫ મા શતકમાં ગુજરાતમાં અભ્યાસ થયો હતો એ આપણે ઉપર જોયું છે. તે જ રીતે વૃન્દ માધવની ટીકાનો એ જ સમયમાં અભ્યાસ થતો હોય અને તેમાં જણાતી ઊણપ પૂરવાનો કોઈએ પ્રયાસ કર્યો હોય તો એ સંભવિત છે. આ નારાયણ નાગર હોવાથી ગુજરાતી હોવા જોઇએ એમ અનુમાન છે. સંસ્કૃત વૈદક ગ્રંથોની આટલી બધી ટીકાઓ છે, તેમાંથી કોઈ ગુજરાતમાં લખાયેલી નથી; માટે આ ટીકાપૂર્તિ કરનાર નારાયણનું ગુજરાતના વૈદક સાહિત્યમાં ખાસ સ્થાન છે.

### શાર્ઙ્ગધર–૧૫ મું શતક

ત્રિશતીના કર્તા દ્વિરાજના પુત્ર શાર્ઙ્ગધર પણ આ જ શતકમાં થયા હોય એમ લાગે છે. કારણ કે ત્રિશતીના પ્રકાશક વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પાસે સંવત્ ૧૬૮૬ (ઇ. સ. ૧૬૩૦)માં લખાયેલી ત્રિશતીની એક હસ્તલિખિત પ્રત હતી. એટલે ૧૭મા શતકની શરૂઆત પહેલાંનો આ ગ્રન્થ હોવો જોઇએ. પણ ૧૬મા શતકમાં મહાન અકબરના રાજ્યકાળમાં થઈ ગયેલા ભાવમિશ્રે પોતાના ભાવપ્રકાશમાં આ ગ્રન્થમાંથી કેટલાક ઉતારા કર્યા છે. માટે આ ગ્રન્થકાર ભાવમિશ્ર પહેલાંના છે. ભાવમિશ્ર પર્યંત આ નાના ગ્રન્થને પહોંચવા માટે અને એ મોટા ગ્રન્થમાં સ્થાન પામવા જેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે કાંઈક વખત લાગવો જોઇએ. એ જોતાં શાર્ઙ્ગધર ૧૬મા શતકથી પ્રાચીન હોવા જોઇએ. આ શાર્ઙ્ગધર પ્રખ્યાત શાર્ઙ્ગધર-સંહિતાના કર્તા દામોદરના પુત્ર શાર્ઙ્ગધરથી જુદા છે, એ તો એ બેયના પિતાના નામ ઉપરથી જ જણાય છે. બે ય શાર્ઙ્ગધરોએ અમુક રોગો ઉપર અફીણ અને રસો વાપર્યા છે. માટે બે ય ૧૩મા શતકથી અર્વાચીન હોવા જોઇએ.

સંહિતાકાર શાર્ઙ્ગધર ૧૪મા શતકમાં થઇ ગયા છે, એ નિશ્ચિત છે. હવે ત્રિશતીકાર શાર્ઙ્ગધરે સન્નિપાતોનું જે વર્ણન કર્યું છે, એ ઉપરથી એઓ સંહિતાકારથી અર્વાચીનકાળમાં એટલે ૧૫મા શતકમાં થયા હોય એમ અનુમાન થાય છે. આ શાર્ઙ્ગધરે ગ્રન્થાન્તે પોતાની નીચે પ્રમાણે ઓળખાણ આપી છેઃ—

सुधीरभूत्संसदि भूपतीनां ।
सन्मान्भाक् नागर वंशजन्मा ॥
दोषज्ञमान्यः सुकविः कलावान् ।
दयानिधानं भुवि देवराजः ॥
तस्यात्मजः शार्ङ्गधरस्त्रिलोकी ।
पतिं त्रिनेत्रं त्रिपुरां च शाश्वत् ॥
ध्यायन्निमां वैद्यमुदे त्रिदोष-
ज्वरच्छिदे च त्रिशतीं चकार ॥

इति श्रीमद्यतिवरवैकुण्ठाश्रमश्रीचरणशिष्येण राउलशार्ङ्गधरेण कृता त्रिशती संपूर्णा ॥

આ અન્તિમોક્તિથી નીચેની હકીકત માલૂમ પડે છે કે, શાર્ઙ્ગધર યતિવર વૈકુણ્ઠાશ્રમના શિષ્ય હતા, અને શિવ–પાર્વતીના ભક્ત રાવળ કુળના નાગર હતા. નાગર હોવાથી ગુજરાતી હશે એમ અનુમાન થાય છે. આ નાગર વૈદ્યે પોતે નવા રચેલા ૩૨૮ શ્લોકોમાં જ્વરની નિદાનસહિત ચિકિત્સા લખી છે. જ્વરના દરેક ભેદનાં લક્ષણો જુદાં જુદાં આપ્યાં છે અને ચિકિત્સા પણ જુદી જુદી લખી છે. વળી સન્નિપાત–જ્વરના બે જાતના તેર તેર ભેદો આ ગ્રન્થમાં લક્ષણ સાથે વર્ણવેલા છે, અને એ દરેકની જુદી જુદી ચિકિત્સા લખી છે. ભાવમિશ્રે જ્વર પ્રકરણનો ઘણો ભાગ આ ત્રિશતીમાંથી અક્ષરશઃ ઉતારી લીધો છે. વળી ત્રિશતીના શ્લોકો નવા છે, જ્યારે ભાવમિશ્રે સંગ્રહ કર્યો છે. આ નાગર વૈદ્યની કવિતા પણ સારી છે. એ પોતે પણ પોતાના ગ્રન્થનો આદર થવા માટે કવિતા ઉપર કંઇક આધાર રાખે છે.

कवित्वभुतिकौतुकात् आद्रियध्वं मनोरमाम्

ગુજરાતમાં આ વખતમાં કવિત્વશક્તિવાળા અને રાજસભાઓમાં માન ભોગવતા નાગરો વૈદું પણ કરતા એમ આ ગ્રંથકારના કહેવાથી જણાય છે. શાર્ઙ્ગધરના પિતા દેવરાજ પણ સારા વૈદ્ય હતા.

### રણકેશરી

રણકેશરી નામના બીજા એક નાગર વૈદ્ય જેના સમયનિર્ણય માટે કંઈ જ સાધન મળતું નથી, તેને વિષે ઉપરના બે નાગરોના અનુસંધાનમાં અહીં જ લખવું અનુચિત નહિ ગણાય. આ નાગરે ગ્રંથના આરંભમાં પોતાને વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.

> गणेश्वरं तामपि हंसगामिनीं विरञ्चिनारायणपार्वतीपतिं ।
> धन्वन्तरिं सुश्रुतवाग्भटादीन् प्रणम्य सम्यक्परमप्रमोदात् ॥
> ततः परं समुद्धृत्य सुश्रुतादपि वाग्भटात् ।
> हारीतादग्निवेशाच्च करिष्ये योगदीपिकाम् ॥
> नागरान्वयसंभूतो सुवैद्यो रणकेशरी ।
> विलोक्यानेकतंत्राणि पण्डितो वदति स्फुटम् ॥

આ શ્લોકો ઉપરથી આ રણકેશરી નાગર હતા અને એમણે સુશ્રુત, અગ્નિવેશ, વાગ્ભટ્ટ વગેરેના ગ્રન્થોમાંથી સમુદ્ધાર કરીને યોગદીપિકા કરી છે એટલી હકીકત મળે છે. આ નાગર વૈદ્યે ત્રિમૂર્તિને પ્રણામ કર્યા છે એટલે એઓ સ્માર્ત્ત હતા એમ અનુમાન થાય છે. યોગદીપિકામાં એક એક બબ્બે શ્લોકોમાં નિદાન અને ત્રણ ત્રણ ચાર ચાર શ્લોકોમાં દરેક રોગની ચિકિત્સા લખી છે. કુલ ૩૯૦ શ્લોકો છે. शतानि त्रीणि नवतिः कृतेयं योगदीपिका રોગના નિદાનના શ્લોકો માધવનિદાનમાંથી ઉતાર્યા છે. ચિકિત્સાના કેટલાક શ્લોકો નવા છે. ઉપર ગણાવ્યા છે તે સિવાય બીજા કોઇ ગ્રંથકારનું નામ અંદર આવતું નથી. બીજા ગ્રન્થોમાંથી કાળસૂચક ઉતારાઓ પણ નથી. ગ્રન્થમાં રસચિકિત્સા બિલકુલ નથી. અફીણ પણ નથી દેખાતું, માત્ર ઔષધચિકિત્સા જ છે. આ ઉપરથી તો ગ્રન્થ ૧૩ મા શતક પહેલાંનો ઠરે; પણ માત્ર આ મૌનન્યાય–Argumentum ex silentii ઉપરથી જ સમયનો ખરો નિર્ણય ન થઇ શકે–કેમકે આવા નાના ગ્રંથમાં જાણી કરીને પણ રસ ચિકિત્સા ન લખી હોય એમ સંભવે; તેમ પૂર્વકાલીન ગ્રન્થમાં અમુક વસ્તુ હોય અને પશ્ચાત્કાલીન ગ્રન્થમાં એ ન હોય એવા ઘણા દાખલાઓ છે.

૧૫ મા શતકમાં નાગરોએ વૈદામાં ઘણી પ્રવૃત્તિ કરી છે તથા ૧૪ મા શતક પછી આવા નાના યોગસંગ્રહો વધારે થયા છે. એ સામ્ય ઉપરથી નાગર વૈદ્ય રણકેશરીને અહીં મૂક્યા છે. આ

યોગદીપિકાની એક હસ્તલિખિત પ્રત વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પાસે છે.

ઈ. સ. નું ૧૬ મું શતક પણ તદ્દન સૂનું નથી. ગંગાધર યતીન્દ્રની લખેલી યોગરત્નમાળાની અમદાવાદમાં લખાયેલી એક પ્રતમાં સંવત્ ૧૬૩૦ (ઈ. સ. ૧૫૭૪)ની સાલ લખેલી છે. એ પ્રમાણે ઇંડિયા ઑફીસની લાયબ્રેરીના કેટલોગમાં નોંધ છે. આ ગ્રન્થ છપાયો નથી તેમ એ કેટલોગની નોંધ ઉપરથી ગંગાધર યતીન્દ્ર ક્યાંના હતા તથા ક્યારે થઇ ગયા એ બાબત કાંઈ પત્તો લાગતો નથી. પણ ઈ. સ. ૧૭૫૪ માં વૈદાનો એક ગ્રન્થ ઉતારવામાં આવ્યો હતો એ તો નિઃસંદેહ. મને તો એ નોંધ ઉપરથી એ સાલ ગ્રન્થ ઉતાર્યાની નહિ પણ રચાયાની લાગે છે; પણ એ ચોક્કસ કહી શકાય નહિ માટે એને હું અહીં ગણુતો નથી.

### કલ્યાણ-ઈ. સ. ૧૬ મું શતક

ઉપરની સાલ પછી ૧૪ વર્ષે સંવત્ ૧૬૪૪ (ઈ. સ. ૧૫૮૮) માં એક બાલતંત્ર નામનો ગ્રંથ રચાયો છે, જેના કર્તાના દેશકાળ માટે શંકાનું કાંઈ કારણ નથી. આ બાલતંત્રના કર્તા કલ્યાણ વૈદ્ય ગ્રંથાન્તે પોતાનો પરિચય નીચેના શ્લોકોમાં આપે છે-

अहिछत्रान्वेये जातः पंडितैकशिरोमणिः ।
रामचंद्रार्चनरतो रामदासः सतां प्रियः ॥
विद्वज्जनाल्हादकरो मनस्वी महीधरः सर्वजनाभिवंद्यः ।
लक्ष्मीनृसिंहाघ्रिसरोजभृंगस्तदात्मजो ऽभूद्विदितागमार्थः ॥
कल्याण इत्युद्गतनामधेयस्तदात्मजो ग्रंथवरान्विलोक्य ।
परोपकाराय बबंध तंत्रं सतां समालोकनयोग्यमेतत् ॥
युगवेदरसाकारमिते वर्षे नभे रवौ ।
पूर्णिमायां चकारेदं लिलेख च शिवालये ॥

આ શ્લોકમાંથી નીચેની હકીકત મળે છે:—"આ ગ્રન્થના કર્તા કલ્યાણના પિતાનું નામ મહીધર હતું, અને એઓ લક્ષ્મીનૃસિંહના ઉપાસક તથા વેદોનો અર્થ જાણનાર હતા. એમના પિતાનું નામ રામદાસ હતું. અને એઓ રામચંદ્રના ભક્ત હતા." છેલ્લા શ્લોકમાં ગ્રન્થ રચ્યાની સાલ આપી છે, એટલે આ ગ્રન્થકારના

સમય માટે તો કોઈ જાતની શંકા રહેતી નથી. ખેમરાજ શ્રીકૃષ્ણદાસ તરફથી છપાયેલા બાલતંત્રમાં અહિક્ષેત્ર શબ્દ છે, પણ એ ભૂલ છે. અહિછત્ર જોઈએ, કારણ કે આ કલ્યાણના પિતા મહીધરે અન્યત્ર અહિછત્ર જ લખેલ છે. આ મહીધરાચાર્યે કાશીમાં રહીને ગ્રન્થો લખ્યા છે. શુકલ યજુર્વેદનું વેદદીપ નામનું ભાષ્ય લખનાર એક મહીધર પ્રસિદ્ધ છે; તે અને આ કલ્યાણના પિતા મહીધર એક કે ભિન્ન ભિન્ન એ ચોક્કસ કહેવાતું નથી; પણ મંત્રમહોદધિ વગેરેના કર્તા અને આ કલ્યાણના પિતા મહીધર તે તો એક જ પુરુષ એમ મંત્ર મહોદધિના અંતમાં લખેલા શ્લોકોથી ચોક્કસ જણાય છે.

> अहिछत्रो द्विजछत्रो वत्सगोत्रसमुद्भवः ।
> आसीद्रत्नाकरो नाम विद्वान्ख्यातो धरातले ॥
> तत्तनुजो रामभक्तः ... ...
> महीधर स्तदुत्पन्नः संसारासारतां विदन् ।
> निजदेशं परित्यज्य गतो वाराणसीं पुरीं ॥
> सेवमानो नरहरिं तत्र ग्रन्थमिमं व्यधात् ।
> कल्याणाभिधपुत्रेण तथान्यैर्द्विजसत्तमैः ॥
> संप्रार्थितः स्वमत्यासौ नाम्ना मंत्रमहोदधिः ।
> अब्दे विक्रमतो जाते वेदबाणनृपैर्मिते ॥
> ज्येष्ठाष्टम्यां शिवस्याग्रे पूर्णो मन्त्रमहोदधिः ।

આ શ્લોકોથી કલ્યાણના કથનને ટેકો મળે છે કે મહીધર નૃસિંહના ઉપાસક હતા, તથા એના પિતા રામભક્ત હતા. તે ઉપરાંત મહીધરભટ્ટ જાતે જ સ્વદેશ છોડીને કાશીએ આવેલા એટલી નવી હકીકત મળી છે. મહીધરે ૧૬૪૫માં મંત્રમહોદધિ પૂરો કર્યો, અને એ ગ્રંથ લખવાની પ્રેરણા કરનાર પુત્ર કલ્યાણે ૧૬૪૪માં બાલતંત્ર પૂરું કર્યું. આ રીતે પિતાપુત્ર બન્ને એક જ સમયે સાહિત્યસેવા કરતા હતા. બન્નેએ પોતાના ગ્રંથો શિવાલયમાં જ લખ્યા છે. આ મહીધરના પૌત્રના પૌત્ર તર્કવાગીશ ભટ્ટાચાર્ય કવિ વેણીદત્તે ઈ. સ. ૧૭૧૮માં રસતરંગિણીની રસિકરંજની નામની ટીકા લખી છે, તથા અલંકારચંદ્રોદય નામનો અલંકારનો ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથના અંતમાં આપેલી વંશાવળીમાંથી નીચે પ્રમાણે મહીધરની પુત્રપરંપરા મળે છે. મહીધરના પુત્ર કલ્યાણ, તેના પુત્ર આનંદરામ, તેના પુત્ર લક્ષ્મણ, તેના પુત્ર વીરેશ્વર,

અને તેના પુત્ર વેણીદત્ત. આ વેણીદત્ત પણ પોતાને વત્સગોત્રી અહિચ્છત્ર કહે છે. એ કાળમાં અનેક બ્રાહ્મણો સ્વદેશ છોડી મોક્ષની કે વિદ્યાની ઇચ્છાથી કાશીએ જતા અને પછી ત્યાં જ સ્થાયી રહી જતા; તેમ મહીધર ભટ્ટ કાશીએ ગયા અને ત્યાં જ સ્થિર થઈ ગયા. પણ એમનો સ્વદેશ કયો ? એમણે પોતે કાંઈ લખ્યું નથી, પણ કાઠિયાવાડ ગુજરાતમાં વસતા પ્રશ્નોરા નાગર બ્રાહ્મણો હાલમાં પોતાને અહિચ્છત્ર કહેવરાવે છે. એ જ રીતે ૫૦ વર્ષ પહેલાંના પ્રશ્નોરાઓ કહેવરાવતા અને ઈ. સ. ૧૭૩૮ માં ગુજરાતીમાં ગરબો લખનાર ભાલના લાલજી પ્રશ્નોરા પોતાને અહિચ્છત્ર કહે છે. 'અહિચ્છત્રા ઉજળી નાત' એ રીતે એ પોતાની નાત કહે છે. જો ઈ. સ. ૧૭૩૮ માં પ્રશ્નોરા પોતાને અહિચ્છત્ર કહેતા હોય તો તે પહેલાં ૨૦ વરસે જ પોતાને અહિચ્છત્ર કહેનાર વેણીદત્ત પ્રશ્નોરા ન હોય તો કોણ હોય ? ભાલમાં જ નારાયણેશ્વર નામના મહાદેવના મંદિરના લેખમાં પ્રશ્નોરા માટે અહિચ્છત્ર શબ્દ વાપર્યો છે. ભૂતકાળના પ્રશ્નોરા પોતાને મોટે ભાગે અહિચ્છત્ર કહે છે, અને હિંદુસ્થાનમાં બીજી કોઈ નાતનું અહિચ્છત્ર નામ પ્રસિદ્ધ નથી. માટે આ વેણીદત્ત અને તેના વૃદ્ધ પ્રપિતામહ મહીધર ભટ્ટ પ્રશ્નોરા હતા એ નિઃસંશય. પ્રશ્નોરાની વસ્તી કાઠિયાવાડ–ગુજરાતમાં વધારે છે અને જયપુર વગેરે સ્થળે જે પ્રશ્નોરાઓ હાલમાં વસે છે, તેઓ ૨૦૦ વર્ષ પહેલાં ગુજરાતમાંથી જ ગયા છે. એ જ રીતે કાશીએ પણ ગુજરાતમાંથી જ ગયેલા. વળી આ વેણીદત્ત અને મહીધર માટે જૂનાગઢ જામનગરના વત્સગોત્રના પ્રશ્નોરામાં એવી દંતકથા ચાલે છે કે, એ મહીધર એમના પૂર્વજ હતા અને જૂનાગઢથી જ કાશીએ ગયા હતા. આ મહીધરનો વેણીદત્ત સુધી દેખાતો વેલો હાલ નષ્ટ થઈ ગયો છે અને કાશીમાં જે એક જ છે તો મહીધરના પુત્ર કલ્યાણને પણ આપણે ગુજરાતી ગણી શકીએ. કલ્યાણ વૈદ્યે બાલતંત્રમાં બાળકોના રોગો તથા એની ચિકિત્સા લખી છે. સુશ્રુતમાં બાળકોના રોગોમાં ગ્રહ–બાધાઓ વધારે છે અને કલ્યાણે પણ એનો જ વિસ્તાર વધારે કર્યો છે. ગ્રહ–બાધાની ચિકિત્સામાં સુશ્રુતમાં ન લખેલી શાંતિઓ લખી છે, અને એ પ્રસંગે મંત્રમહોદધિ લખનારના પુત્રે મંત્રશાસ્ત્રનો તથા જ્યોતિષનો ઘણો પરિચય પ્રગટ કર્યો છે. ગ્રહ–બાધાઓ ઉપરાંત ઝાડા, અર્શ, ઉધરસ વગેરે બાળકોના

રોગોનું પણ વર્ણન કર્યું છે. માત્ર બાળકોની જ ચિકિત્સાના જુદા ગ્રંથો સંસ્કૃતમાં બેચાર જ છે; અને તેમાં આ ગુજરાતીનો લખેલો ગ્રંથ મુખ્ય છે. એ વિષયનો એ એક જ ગ્રન્થ છપાયો છે. પ્રશ્નોરાઓ હાલમાં ઘણે ભાગે વૈદું કરે છે અને પોતે વૈદ્યની જ નાત હોય એવો દાવો કરે છે; પણ પ્રશ્નોરાનો લખેલો વૈદ્યનો આ એક જ ગ્રંથ મને મળ્યો છે.

## દેવેશ્વર-૧૭ મું શતક

ગૂજરાતમાં વૈદ્યક સાહિત્યની પ્રવૃત્તિ ૧૨મા ને ૧૩મા સૈકામાં જોરથી શરૂ થઇ હતી. ૧૪ મા, ૧૫ મા અને ૧૬મા સૈકામાં એ પ્રવૃત્તિ મંદ મંદ ચાલતી હતી, તે ૧૭મા સૈકામાં વળી પ્રજ્વળી ઊઠે છે. ૧૬ મા શતકના અન્તમાં જેમ ખાસ બાલવિષયક બાલતંત્ર રચાયું છે, તેમ એ જ અરસામાં કે એ પછી થોડે વખતે ૧૭ મા સૈકાના આરંભમાં ખાસ સ્ત્રીવિષયક સ્ત્રીવિલાસ નામનો ગ્રન્થ લખાયો છે. માત્ર સ્ત્રેણ વિષયોને જ ચર્ચનારાં વૈદ્યનાં પુસ્તકો સંસ્કૃત સાહિત્યમાં ગણ્યાગાંઠ્યાં જ છે, એટલે આ સ્ત્રીવિલાસનું ખાસ સ્થાન છે. એ ગ્રન્થના કર્તા દેવેશ્વરે વૈદ્યના ગ્રન્થોમાંથી. કામશાસ્ત્રના ગ્રન્થોમાંથી અને તાંત્રિક ગ્રન્થોમાંથી સ્ત્રીઓને લગતા વિષય એકઠા કરીને આ ગ્રન્થ રચ્યો છે. આ ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત ડેક્કન કૉલેજની લાયબ્રેરીમાં છે. આ ગ્રન્થમાં કુલ સાત તરંગો છે. પ્રદર, મૂઢગર્ભ વગેરે સ્ત્રીઓનાં દરદો અને વાજીકરણ વગેરે વિષયો એ જમાનાના પ્રમાણમાં ઠીક ચર્ચેલા છે. કેટલાક પ્રયોગો તો તદ્દન નવા છે. પ્રત્યેક તરંગના અન્તમાં આ ગ્રન્થના કર્તાએ પોતાનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છેઃ—इति श्री गौड ज्ञातीय मुरारि सूनु उपाध्याय देवेश्वर कृते स्त्रीविलासे । આ અન્ત વાક્ય ઉપરથી દેવેશ્વર જ્ઞાતે શ્રીગોડ અને મુરારિના પુત્ર હતા એટલી હકીકત મળે છે. શ્રીગોડ હોવાથી ગુજરાતી હશે એમ અનુમાન થાય છે. અને મૂઢગર્ભ માટે છોડ जातिपत्री માટે જાવત્રી વગેરે ગુજરાતી શબ્દોના ઉપયોગથી એમના ગુજરાતીપણાની ખાતરી થાય છે. ગ્રન્થાન્તે કાંઇ સાલ લખી નથી. પ્રત લખાયાની પણ સાલ નથી. એટલે ગ્રન્થકારના સમય માટે સાક્ષાત્ પ્રમાણ મળતું નથી. ગ્રન્થના આરંભમાં સુશ્રુત, વાગભટ્ટ, અત્રિ, ચરક, ઉડ્ડીશતંત્ર, પુરુહૂત, જાળ (ઇદ્રજાળ) યોગિનીમત, વૃંદ, બંગ, રસાર્ણવ,

અને ચક્ર એટલા ગ્રંથકારો કે ગ્રન્થોનું સ્મરણ કર્યું છે. એ ઉપરથી તેરમા શતકથી પ્રાચીન નથી એમ નિશ્ચય થાય છે. કેટલાક પ્રયોગો રસરત્નસમુચ્ચયમાંથી લીધેલા છે અને અફીણનો તથા રસોનો બહોળો ઉપયોગ કર્યો છે, માટે ૧૪ મા શતકથી અર્વાચીન છે. પણ ૧૪ મા ૧૫ મા શતક જેટલી પ્રાચીનતા આ ગ્રંથ માટે મનાવી કઠણ છે. કારણ કે એમાં ગુજરાતી શબ્દો પુષ્કળ વપરાયા છે. મૂઢગર્ભ માટે હાલમાં કાઠિયાવાડમાં છોડ શબ્દ વપરાય છે એ શબ્દ ૧૭ મા શતકના અન્ત ભાગના એક ગુજરાતી વૈદ્યક ગ્રંથમાં વાપરેલો દેખાય છે, પણ સંસ્કૃત વૈદ્યક ગ્રન્થોમાં વપરાયો દેખાયો નથી. એ એક જ શબ્દથી આ ગ્રન્થ ૧૭ મા શતકથી પ્રાચીન નહિ હોય એમ જણાય છે. ૧૬ મા શતકના બાલતંત્ર, ભાવપ્રકાશ વગેરે ગ્રન્થોમાં આ વિષયનું કંઈક વર્ણન છે છતાં આ સ્ત્રીવિલાસનો પરિચય દેખાતો નથી. એ ઉપરથી પણ ઉપરના અનુમાનને ટેકો મળે છે. આ જ ગ્રન્થકારના રસેંદ્રરત્નકોષ નામના બીજા ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત બુંદીના રાજવૈદ્ય પાસે છે.

### ઉપાધ્યાય માધવ–૧૭ મુ શતક

આયુર્વેદ પ્રકાશના તથા બૃહત્પાકાવાલના કર્તા ઉપાધ્યાય માધવ પણ આ ૧૭ મા શતકમાં જ થઇ ગયા હોય એમ અનુમાન થાય છે. આયુર્વેદપ્રકાશ આયુર્વેદ ગ્રન્થમાળાના સંપાદક રા. રા. જાદવજી ત્રિકમજી આચાર્ય તરફથી છપાઈ ગયો છે અને બીજો ગ્રન્થ હજી છપાયો નથી. સંસ્કૃત સાહિત્યના જુદા જુદા પ્રદેશમાં પ્રવૃત્તિ કરનારા માધવ નામના ઘણા પુરુષો ભૂતકાળમાં થઈ ગયા છે, અને નામના ઐકયથી ઘણો ગોટાળો થયો છે. આ ઉપાધ્યાય માધવ નિદાનકાર ઇન્દુકરના પુત્ર માધવકરથી તથા વેદનાં ભાષ્યો રચનાર સમર્થ માધવાચાર્યથી ભિન્ન અને આધુનિક છે. વેદભાષ્ય રચનાર માધવાચાર્ય અને નિદાનકાર માધવ એક જ છે એમ હજી ઘણા વૈદ્યો માને છે. પણ વેદોનાં ભાષ્યો લખનારે માધવાચાર્ય વિજયનગરના મહારાજા પહેલા વીરબુક્ક (ઈ. સ. ૧૩૫૪ થી ૧૩૭૧) ના પ્રધાન હતા એમ એમણે પોતે જ લખ્યું છે. આ ઉપરથી એઓ ૧૪ મા શતકમાં દક્ષિણમાં થઈ ગયા છે એમ નિશ્ચય થાય છે.

જ્યારે નિદાનકાર માધવકર બંગાળામાં ઈ. સ. ૮૦૦ પહેલાં થઇ ગયા છે; એટલે આ બે માધવ વચ્ચે દેશકાળનું જબરું અંતર છે. અને આ ઉપાધ્યાય માધવ તો સૌરાષ્ટ્ર દેશમાં ૧૬ મા શતક પછી થયા

છે. सौराष्ट्र देशोद्भव એમ એમણે પોતે જ લખ્યું છે, અને ભાવપ્રકાશ વગેરે ૧૬ મા શતકના ગ્રન્થોમાંથી એમણે નામ સાથે ઉદાહરણો આપ્યાં છે, એટલે એમના દેશકાળ માટે કાંઈ શંકા રહેતી નથી. છતાં ઓફ્રેટના કેટેલોગ્સ કેટલોગમથાં માધવ નામ નીચે રુગ્વિનિશ્ચય (નિદાન) અને આયુર્વેદપ્રકાશ એ ય ગ્રન્થોનાં નામો છે. પ્રસ્તુત ગ્રંથકાર ઉપાધ્યાય માધવ સારસ્વત બ્રાહ્મણ હતા અને કાશીએ જઇને રહેલા એમ એમણે પોતે જ લખ્યું છે. इतिश्री सौराष्ट्र देशोद्भवसारस्वतकुलावतंसकाशी निवासी उपाध्यायमाधवविरचित आयुर्वेदप्रकाशे ।

આયુર્વેદપ્રકાશમાં માધવે રસના સંસ્કારો, ધાતુઓ, ઉપધાતુઓ મહારસો, મણિઓ વગેરેનાં શોધન, મારણ તથા વિષ, ઉપવિષનાં જાતિ લક્ષણ અને પરિહારો વગેરે રસશાસ્ત્રના સર્વ વિષયો સ્પષ્ટતાથી વર્ણવ્યાં છે. એ પરંપરામાં આ ગ્રન્થ છેલ્લો હોવાથી એમાં ઘણા ગ્રન્થોનો સાર પાછળથી થયેલા સુધારાવધારા સાથે ખેંચાઈ આવ્યો છે. ઉપાધ્યાય માધવમાં બીજાથી વિલક્ષણ એક ખાસ ખૂબી છે. જૂના કાળના ઘણા ગ્રન્થકારોએ પોતાથી પૂર્વકાલીન ગ્રંથોમાંથી અક્ષરશ: ઉતારાઓ કરીને જ આખા ગ્રંથો રચ્યા છે, છતાં એ લોકો કયાં ય મૂળની સૂચના કરતા નથી. જ્યારે ઉપાધ્યાય માધવે ગ્રન્થકારનાં કે ગ્રન્થના સ્પષ્ટ સૂચન સાથે ઉતારાઓ કર્યા છે. આ રીતે માધવે, રસપદ્ધતિ, વાગ્ભટ રસરત્નાકર (નિત્યનાથ રચિત) ભાસ્કર, રસચિંતામણિ મહેશ્વર, રસાર્ણવતંત્ર, બૃહદ્‌શિષ્ટ પુરાણ, રસરાજ લક્ષ્મી, શાર્ઙ્ગધર ત્રિવિક્રમ, સિદ્ધ લક્ષ્મીશ્વરતંત્ર, ભગવદ્ગોવિન્દપાદ, રસચિન્તામણિ, આત્રેય, રસમંજરી, વાર્તિકકાર, ભાવપ્રકાશ, લઘુ યોગતરંગિણી. રાજનિઘંટુ, રામરાજ, ભાલુકિ, હારિત, અગ્નિવેશ, વિષ્ણુધર્મોત્તરપુરાણ, ગૌરીમત એટલાં નામો લખ્યાં છે.

૧૭ મા શતકના વૈદક સંસ્કૃત ગ્રંથો લખનારાઓએ શ્લોકોમાં ગુજરાતી શબ્દો વાપર્યા છે, એમ ઉપર દેવેશ્વરના પ્રસંગમાં કહ્યું છે. આ ઉપાધ્યાય માધવે પણ ગુજરાતી શબ્દો વાપર્યા છે. એણે લખેલો વીંછીનું વિષ ઉતારવાનો એક ગુજરાતી મંત્ર નમૂના તરીકે જોવા જેવો છે.

"ૐ કાલો વિંછુ કર્તરીયાલો સોનાની ચાંચ રૂપાનો પજોરો, બિછુ ઉતરે તો ઉતારૂ ન તો ગરૂડ મો હંકારૂં. ઓવેગો મોર ખાવેગો

તોડ બિછુ વિનરે તો હાક હલોલા કરે મેરી ભક્તિ ગુરુ કી શક્તિ પૂરો મંત્ર ઈશ્વરોવાચ."

### નયનશેખર-ઈ. સ. ૧૬૮૦

આ જ શતકમાં ગુજરાતી ભાષામાં લખાયેલો એક વૈદ્યનો ગ્રન્થ મળ્યો છે. અંચળગચ્છની એક શાખાના આચાર્ય જ્ઞાનશેખરના શિષ્ય નયનશેખર નામના એક જૈને સંવત ૧૭૩૬ (ઈ. સ. ૧૬૮૦) માં યોગરત્નાકર નામનો ગ્રંથ લખ્યો છે. ગ્રન્થકારે ગ્રન્થાન્તે પોતાની હકીકત નીચેના શબ્દોમાં લખી છે:—

છુટક યોગ હતા તે કવ્યા ચોપાઈ માંહે કીધા સામટા,
યૂયૂઆ ગુરુના મુખથી સાંભળી તેહની ચોપાઈ કીધી.
સંવત્ સત્તર છત્રસો જાણ ઉત્તમ શ્રાવણ માસ વખાણ,
શુકલપક્ષ તિથિ તૃતિયાવલી બુધવાર શુભ વેળા ભલી.
શ્રીઅંચલગચ્છ ગીરૂઆ ગચ્છપતિ મહા મુનીશ્વર મોટા યતિ,
શ્રીઅમરસાગર સૂરીશ્વર જાણ ઉત્તમ શ્રાવણ માસ વખાણ.
યુગપ્રધાન બિરુદ જેહને રાયરાણા માને તેહનઇ,
તાસ તણી પખી શાખા ઘણી એ કરમાંહે આધેકી ભણી.
તે શાખામાંહે અતિભલી પાલીતણા શાખા ગુણનીલી,
પાલિતાચાર્ય હોય તે હુઆ ગચ્છપતિ જે ગુણગેહ.
અનુક્રમે તેહને પાટે જાણ શ્રીપુણ્ય તિલક સૂરીસ વખાણુ,
તેહને સોલમઈ પાટે જાણ સુમતિ શેખર વાચક ગુણધાર.
તાસ શિષ્ય છે વાચકપદે સૌભાગ્યશેખર પુણ્યવંદરિદે,
તાસ ચરણાંબુજ સેવે જેહ જ્ઞાનશેખર વાચક ગુણગેહ.
સત્તાવીસ ગુણે અભિરામ જ્ઞાનશેખર વાચક પ્રધાન,
તે સહી ગુરુનો લહીપસાય હીયડે સમરી સરસ્વતીમાય.
યોગરત્નાકર નામ ચોપાઇ નયણશેખર સુની ઈણુપર કહી,
ઉછો અધિકો અક્ષર જેહ પંડિત હાસ્ય મ કરજો તેહ.

ઈ. સ. ના ૧૭ મા સૈકાની ભાષાના નમૂના તરીકે આ લાંબો ઉતારો કર્યો છે. આ ગ્રન્થ સામાન્ય સાહિત્યનો નહિ પણ વૈદ્યનો હોવાથી એ વખતની ભાષામાં જળવાઇ રહ્યો હોય એ સંભવિત છે.

આ યોગ રત્નાકર મોટો ગ્રન્થ છે. એમાં વૈદ્યના સર્વ વિષયો સમાવ્યા છે. વળી આ ગ્રંથકાર જૈન હોવાથી જૈન વૈદ્યોમાં પ્રચલિત

ઘણા નવા પ્રયોગો એણે લખ્યા છે તેમ જ હકીમોમાં પ્રચલિત યુનાની દવાઓનો પણ એણે સંગ્રહ કર્યો છે.

હિતોપદેશના કર્તા શ્રીકણ્ઠ, રસાવતારના કર્તા માણિકચંદેવ, યોગચિંતામણિના કર્તા હર્ષકીર્તિ સૂરિ વગેરે અનેક જૈનોએ વૈદાના સંસ્કૃત ગ્રંથો લખ્યા છે. જેમાંના કેટલાએક તો છપાઈ ગયા છે. પણ જૈનો ગૂજરાતની બહાર ઘણે સ્થળે રહેતા અને રહે છે; એટલે જૈન હોય એ ઉપરથી એના દેશ માટે કાંઈ અનુમાન ન નીકળે. વળી ઘણા જૈનોએ ગુજરાતી ભાષામાં નાનામોટા વૈદાના ગ્રન્થો લખ્યા હશે પણ એનું અસ્તિત્વ મને જણાયું નથી. મને જૈનોનો લખેલો ગુજરાતી ભાષાનો ઉપર કહેલો યોગરત્નાકર નામનો એક જ ગ્રન્થ મળ્યો છે. જો કે ગ્રન્થકાર પોતે "ગ્રંથ સમુદ્ર અછેપાર, તેહતણો નવિ લીજેપાર, તેહ ગ્રંથ થકી ઉધરી પ્રાકૃત ભાષા ચોપાઈ કરી." એ રીતે પોતે કાંઈ નવું નથી કર્યું એમ કહે છે, પણ એ યોગરત્નાકર એ વિષયના ગૂજરાતી જૈન સાહિત્યનો બેશક ઉત્તમ નમૂનો છે. આ ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પાસે છે. જૈનોની વૈદકપદ્ધતિ જેને જોવી હોય તેણે જોવા જેવો આ ગ્રંથ છે.

### જૈન ગોરજી મોતીચંદ

ઉપર કહેલા ગુજરાતના જૈને જેમ વૈદાનો ગૂજરાતી ગ્રંથ લખ્યો છે, તેમ કચ્છના જૈન ગોરજી મોતીચંદે વૈદ્યમંજરી નામનો એક સંસ્કૃત ગ્રંથ લખ્યો છે; જેમાં મરકીનો ઉપાય લખ્યો છે એમ ઈ. સ. ૧૯૦૮ ના એક 'વૈદ્યકલ્પતરુ'માં નોંધ કરેલી છે. આ ગ્રંથ છપાયો નથી. મેં જોયો પણ નથી. એ ક્યારે લખાયો એ માટે અનુમાન કરવાનું કાંઈ સાધન નથી.

### માધવ

સંસ્કૃતમાં ગુજરાતીને હાથે લખાયેલા યોગસમુચ્ચય નામના એક નાના વૈદકગ્રંથની એક ત્રુટિક હસ્તલિખિત પ્રત રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી પાસે છે. એ લેખના લેખક માધવ પોતે જ કહે છે તેમ સુશ્રુતમાંથી, યોગસમુચ્ચયમાંથી, ત્રિમલ્લશાસ્ત્રમાંથી, બોપદેવમાંથી અને શાર્ઙ્ગશાસ્ત્રમાંથી, યોગસમુચ્ચયયમાં સંગ્રહ કરેલો છે. અને ત્રિમલ્લ પછી થયેલા આ માધવ ૧૭ મા શતકના અંતમાં કે

૧૮ મા શતકની શરૂઆતમાં થયા હશે. એઓ વટપત્તનના રહેવાસી ગોપજિતના પૌત્ર અને હરિરામના પુત્ર તથા શ્રીગોડ બ્રાહ્મણ હતા એમ એમણે પોતે જ ગ્રંથારમ્ભે કહ્યું છે. આ માધવના પિતા હરિરામ પણ સારા વૈદ્ય હતા એમ માધવ કહે છે.

૧૮ મું શતક ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના અન્ત સાથે હિંદુસ્થાનની શાંતિનો પણ અસ્ત થાય છે. ઈ. સ. ના ૧૮ મા શતકના આરંભથી જ ગુજરાતમાં પણ એવી અંધાધૂંધી વ્યાપક થઈ જાય છે કે, એ વખતે સાહિત્ય અસંભવિત લાગે છે. ૧૮ મા શતકનો જ ચોક્કસ રીતે કહી શકાય એવો કોઈ વૈદ્યનો ગ્રન્થ મળ્યો નથી; પણ એ શતકમાં જ કાઠિયાવાડ-ગુજરાતના ઘણાં વૈદ્ય કુટુંબોમાં વૈદ્યનો અવતાર થયો છે. કાઠિયાવાડના પ્રસિદ્ધ મહાપુરુષ ઝંડુ ભટ્ટજીના કુટુંબમાં વૈદ્યનો પ્રવેશ એ શતકના મધ્ય ભાગમાં થયો છે. દિલ્હી તરફથી કોઈ શાહજાદા સાથે આ તરફ આવેલા દિનમણિ નામના વૈદ્ય ઝંડુ ભટ્ટજીના પ્રપિતામહ રણછોડજી ભટ્ટને વૈદું ભણાવ્યું, તે દિવસથી આજ સુધી એ કુટુંબમાં વૈદું અવિચ્છિન્ન ચાલે છે. એ જ રીતે સિદ્ધ ભૈષજ્ય મણિમાળાના કર્તા કૃષ્ણરામ શર્માના પ્રપિતામહ લક્ષ્મીરામ પણ એ વખતના ૧૮ મા શતકના સારા વૈદ્ય હતા. એઓ અમદાવાદના મેવાડા બ્રાહ્મણ હતા અને મહારાજાધિરાજ પ્રતાપસિંહના વખતમાં એઓ જયપુર ગયા તથા ત્યાં સારું માન મેળવ્યું. એમના પ્રપૌત્ર કૃષ્ણરામ શર્મા જયપુરની સંસ્કૃત પાઠશાળાનાં આયુર્વેદના અધ્યાપક હતા. એમણે ઉપર કહેલો સિદ્ધ ભૈષજ્ય મણિમાળા નામનો ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખ્યો છે. ૧૯ મી સદીમાં સંસ્કૃતમાં લખાયેલા વૈદ્યના ગ્રન્થોમાં આ ઉત્તમ છે.

### વર્તમાનકાળ

ઈ. સ. ના ૧૯ મા શતકમાં બ્રિટિશ રાજ્ય નીચે ફરી શાંતિ સ્થપાતાં દેશમાં નવી જાગૃતિ આવી છે, ગુજરાતમાં સારા વૈદ્યો ઉત્પન્ન થયા છે અને અનેક નિરનિરાળી વૈદ્યક પ્રવૃત્તિઓ શરૂ થાય છે. આ પ્રવૃત્તિઓ પરંપરાએ સાહિત્યને ઉત્તેજક હોવાથી અહીં ગણાવા યોગ્ય છે.

### વિઠ્ઠલ ભટ્ટની પ્રવૃત્તિ—ઈ. સ. ૧૮૨૦ થી ૧૮૫૦

એ વૈદ્યક પ્રવૃત્તિઓની વિવિધતા અને વિસ્તીર્ણતા જોતાં એ

સર્વનું સવિસ્તર અવલોકન અહીં અશક્ય છે. તેમ ૧૯ મા શતકના પાછલા ભાગની પ્રવૃત્તિઓનું અવલોકન કરવાનો સમય હજી આવ્યો નથી. માટે ગઈ સદીના પહેલા ભાગના મને જાણીતા બેચાર મોટા વૈદ્યોની પ્રવૃત્તિઓ તથા એ સદીના પાછલા ભાગના વૈદ્યોની સાહિત્યવિષયક સેવાના માત્ર પ્રકારો જ ગણાવી જઇશ. આમાં ઘણા સારા વૈદ્યો રહી જશે, કારણ કે એઓને જાણવાનું કાંઈ સાધન નથી; પણ હું જેને વિષે બે શબ્દો કહેવા માગું છું, તેઓ એ વખતના વૈદ્યોમાં પહેલા વર્ગના વૈદ્યો હતા. છતાં મારા અજ્ઞાનથી કોઇને અન્યાય મળે તો હું ક્ષમા માગી લઉં છું. જેના કુટુંબમાં જૂના કાળમાં સારા વૈદ્યો થયા હોય એઓ જો પોતાના પૂર્વજોની હકીકત બહાર પાડે તો મારા જેવાને ક્ષમા માગવાનો પ્રસંગ ન આવે. મુંબઈમાં અને અન્યત્ર ઘણા લોકો પોતાને જામનગરના વૈદ્ય કહેવરાવવા ખાસ ઇચ્છે છે. અત્યારે જામનગરના વૈદોની સ્થિતિ ગમે તે હોય, પણ આવી વાસના જગાડે એવી જામનગરની પ્રતિષ્ઠા જે વૈદ્યોને લીધે બંધાઈ તેને વિષે ટૂંકામાં બોલવા ઇચ્છા છે. ૧૯ મી સદીની શરૂઆતમાં ઈ. સ. ૧૮૧૦ થી ૧૮૫૦ સુધીમાં મહારાજા રણમલજામની કારકિર્દીમાં ઝંડુ ભટ્ટજીના પિતા વિઠ્ઠલ ભટ્ટ એક સારા રાજવૈદ્ય ગણાતા. એ વખતે જામનગરમાં બીજા વૈદ્યો હશે પણ આમની કીર્તિ ઘણી હતી. વિઠ્ઠલ ભટ્ટ એ જમાનામાં વિદ્વાન વૈદ્ય ગણાતા. એમના વખતમાં વિદ્વત્તાનું માપ આજના જેટલું ઊંચું ન હતું. એ વખતે વૈદાના આટલા ગ્રન્થો પ્રકાશમાં નહોતા આવ્યા અને વિદ્યા મેળવવા માટે આટલી સગવડો ન હતી. ત્યારે ભાવપ્રકાશ અને શાર્ઙ્ગધર જાણનારા વિદ્વાન ગણાતા. આજે ચરક–સુશ્રુત ન જાણનાર વિદ્વાન ગણાતો નથી. માટે આજની દૃષ્ટિથી વિઠ્ઠલ ભટ્ટની વિદ્વત્તા જોવાની નથી. એઓ સારા પૌરાણિક તથા કવિ હતા. એમની રોગ પારખવાની શક્તિ ઘણી વખણાતી. એમની ખ્યાતિ બહાર પસરવાથી ઘણા વિદ્યાર્થીઓ બહારગામથી વૈદું શીખવા એમની પાસે આવતા. તેમાંથી ચાર વૈદ્યોએ ગઇ સદીના પાછલા ભાગમાં ઘણી પ્રખ્યાતિ મેળવી હતી. વિઠ્ઠલ ભટ્ટજીના પુત્ર કરુણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટ જૂનાગઢના પ્રશ્નોરા રુગનાથજી ઇંદ્રજી, જામનગરના નાગર ગ્રહસ્થ વિજયશંકર ઉર્ફે બાવાભાઇ અચળજી તથા પોરબંદરના પ્રશ્નોરા ગ્રહસ્થ પ્રભુરામ જીવનરામ

ે ચારે વિઠ્ઠલભટજીના શિષ્યો. એમને ગુરુ પાસેથી કાંઈક એવી ાસાદી મળી કે એ ચારેયે વૈદાના પ્રદેશમાં જુદું જુદું કાર્ય કરીને ે વખતને દીપાવ્યો હતો. અને એ વખતમાં એમની પ્રતિષ્ઠા ણી હતી.

**ઝંડુ ભટ્ટજી ઈ. સ. ૧૮૩૧ થી ૧૮૯૯**

ઈ. સ. ૧૮૩૧ માં જન્મેલા ઝંડુ ભટ્ટજીએ ૧૬ વર્ષની ઉંમરથી ાતાની પરંપરાનો વૈદકનો ધંધો સ્વીકાર્યો હતો; અને એ વખતથી તે . સ. ૧૮૯૮ માં પોતે સ્વર્ગસ્થ થયા ત્યાં સુધી એમણે અથાગ ામ કર્યો અને તન, મન ને ધનનો અનેકધા ભોગ આપ્યો. એમણે . સ. ૧૮૬૫ માં પદ્ધતિસર દેશી દવાઓ બનાવવા માટે જામનગરમાં સશાળા સ્થાપી. અત્યારે દવાઓ બનાવવાનાં આ દેશમાં અનેક ારખાનાંઓ છે, તેમાં જૂનામાં જૂનું દવાઓ બનાવવાનું કારખાનું આ ામનગરની રસશાળા છે. ઝંડુ ભટ્ટજી જામનગરના મહારાજા વિભા- ામના રાજવૈદ્ય હતા; પણ ગરીબોની ચિકિત્સા કરવાનો અપૂર્વ ત્સાહ રાખતા. ગરીબોને મફત દવાઓ આપતા એટલું જ નહિ, પણ રૂર પડે તો ગરીબ દરદીને ખાવાનું પહોંચાડતા અને વારંવાર પોતાને ર રાખીને પથ્ય પળાવી દવા કરતા. વળી ઝંડુ ભટ્ટજીએ પોતાના ાના ભાઈઓને, ભત્રીજાઓને તથા ઘણા પ્રશ્નોરાઓને પોતાની ાસે રાખીને વૈદું શીખવ્યું હતું. એમના ભાઈઓએ કાઠિયાવાડનાં દાં જુદાં રાજ્યોમાં તથા મુંબઈમાં પણ સારી પ્રતિષ્ઠા મેળવી છે.

**બાવાભાઈ અચળજી–ઈ. સ. ૧૮૨૪ થી ૧૮૯૩**

વૈદ્યરાજ બાવાભાઈ પણ જામનગરના મહારાજા વિભાજામના ાજવૈદ્ય હતા. અને એમણે કાઠિયાવાડ ઉપરાંત કચ્છ, ઉદેપુર વગેરે ાજસ્થાનમાં પણ પ્રખ્યાતિ મેળવી હતી. એમણે એક બે ગ્રંથો ખ્યા છે પણ એ હજી પ્રસિદ્ધ થયા નથી. એમણે પણ રસશાળાને નુસરી ઈ. સ. ૧૮૭૬ માં રાજકોટમાં રુદ્ર–પ્રાસાદ ઔષધાલય થાપ્યું હતું. એમના પુત્રો હાલમાં જુદે જુદે સ્થળે પ્રતિષ્ઠાપૂર્વક દું કરે છે.

**પ્રભુરામ જીવનરામ–ઈ. સ. ૧૮૩૬ થી ૧૯૦૨**

વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે મુંબઈમાં વૈદામાં સારી ખ્યાતિ ળવી અને પછી આયુર્વેદનો પદ્ધતિસર અભ્યાસ વધે એવી ઇચ્છાથી

મુંબઈમાં એક આયુર્વેદ વિદ્યાલયની સ્થાપના કરી. એ વિદ્યાલય સાથે એક ઇસ્પિતાલ હોવાથી વિદ્યાર્થીઓને આજ સુધી પ્રત્યક્ષ જ્ઞાન મળી શકતું. આ ત્રણે વૈદ્યોના સંક્ષિપ્ત ચરિત્રો અગ્રેસર ગુર્જર ચિત્રાવલિ વગેરે ગ્રંથોમાં પ્રસિદ્ધ થઈ ચૂકયાં છે.

## રુગનાથજી ઇંદ્રજી

ઉપર કહેલા ૧૯મી સદીના ત્રણે વૈદ્યોએ વૈદાના પ્રદેશમાં ઘણું કાર્ય કર્યું છે, પણ વૈદ્યક સાહિત્ય માટે કાંઈ કર્યું નથી; ત્યારે ચોથા રુગનાથજી ઇંદ્રજીએ વૈદક સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે. વૈદરાજ રુગનાથજી ઇંદ્રજીને વનસ્પતિવિદ્યાનો ઘણો શોખ હતો અને એઓ જૂનાગઢમાં રહેતા હોવાથી ગિરનારનાં જંગલોમાં ફરી ફરીને એમણે વનસ્પતિ-રાજ્યનું ઘણું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હતું. એમના વખતના બીજા કોઈ પણ વૈદ્ય કરતાં એઓ વનસ્પતિઓને વધારે ઓળખી શકતા. એમણે ઉપયોગી વનસ્પતિઓના તાજા નમૂનાઓનો એક મોટો સંગ્રહ કર્યો હતો. જે હાલમાં અયોગ્ય સ્થાને પડ્યો છે. આ રુગનાથજી ઇંદ્રજીએ પોતે મેળવેલા જ્ઞાનનો લોકોને લાભ આપવાની ઇચ્છાથી નિઘંટ સંગ્રહ નામનો એક નિઘંટ ઈ. સ. ૧૮૯૩ માં રચીને બહાર પાડ્યો છે. નિઘંટોની જાતનો આ એક ઉત્તમ ગ્રંથ છે અને વૈદ્યોમાં પ્રમાણભૂત મનાય છે. જો કે હજી એ પ્રદેશમાં ઘણું કરવાનું બાકી છે, પણ એ વખતના પ્રમાણમાં એમણે એક મોટું કાર્ય કર્યું છે. આ ગ્રંથમાં એમણે જૂના ઘણા ન છપાયેલા નિઘંટોમાંથી બહુ મહેનત કરીને સંગ્રહ કર્યો છે. આ રુગનાથજી ઇંદ્રજીના ભાઈ જૂની શોધખોળ માટે યુરોપપર્યંત પ્રખ્યાત થયેલા પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પણ વનસ્પતિશાસ્ત્રનું સારું જ્ઞાન ધરાવતા અને વૈદું પણ કરતા.

છેલ્લાં પચીશ વર્ષોમાં ગુજરાતમાં ઘણા વૈદ્યો બહાર આવ્યા છે. જેમાંથી કેટલાક તો ઉપર કહેલા ચારમાંથી કોઇ એની પરંપરામાં ઊછરેલા છે. એ સમયમાં વૈદક સાહિત્ય સંબંધી અનેક પ્રવૃત્તિઓ શરૂ થઈ છે. તેમાં મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે.

અંગ્રેજી પુસ્તકોમાંથી ભાષાંતરરૂપે કે સારોદ્ધારરૂપે પાશ્ચાત્ય વૈદક ગુજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન થયો છે. આ દિશામાં બંગાળામાં જે કાર્ય થયું છે તેનો શતાંશ પણ ગુજરાતમાં થયો નથી. આ જાતનાં માત્ર બેચાર પુસ્તકો બહાર પડ્યાં છે. પણ અંગ્રેજી તથા દેશી

વૈદ્દામાંથી વૈદ્યોને સાધારણ રીતે ઉપયોગી અનેક વિષયોનો એકત્ર સંગ્રહ કરીને કેટલાક ગ્રંથો લખાયા છે. આ જાતના સાહિત્યમાં ડૉક્ટર ત્રિભુવનદાસનું શારીર અને વૈદક અને વૈદરાજ જટાશંકર લીલાધરનું ઘરવૈદું એ બે વિશેષ લોકપ્રિય થયાં છે.

હાલના ઘણા નવા વૈદો એ ઉપરથી વૈદું કરે છે. સંસ્કૃત વૈદક ગ્રંથોમાં ભાષાન્તરો કરવાની પ્રવૃત્તિ ઘણા વખતથી શરૂ થઈ છે અને હજી ચાલે છે; પણ સારાં ભાષાન્તરો એકબે જ થયાં છે. આ દિશામાં પણ હજી ઘણું કરવાનું બાકી છે. ઘણા ગ્રંથો હજી ભાષાન્તર થયા વગરના છે, પણ ખોટાં ભાષાંતરો થાય એ કરતાં તો ભાષાંતરો ન હોય એ સારૂં; કારણ કે વૈદામાં જીવના જોખમની વાત છે.

વૈદક માસિકો દ્વારા લોકમાં એ વિષયનો રસ ફેલાયો છે. રસેશ વૈદ્યવિજ્ઞાન નામનું એક માસિક રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી તરફથી ઘણાં વર્ષો પહેલાં નીકળ્યું હતું; પણ એ થોડો વખત ચાલીને બંધ થઇ ગયું. એ પછી અનેક માસિકો નીકળ્યાં છે અને અનેક બંધ થયાં છે, પણ આ વિષયની ચર્ચા મેં અન્યત્ર કરી છે.

અપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રન્થોને પ્રકાશિત કરવામાં બંગાળાએ, ઉત્તર હિંદુસ્થાને અને મહારાષ્ટ્રે ઘણી પ્રવૃત્તિ કરી છે. ગુજરાતે હમણાં સુધી એ દિશામાં કંઈ જ કર્યું ન હતું. પણ છેલ્લાં ત્રણચાર વર્ષથી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય અત્યંત શ્રમપૂર્વક સંશોધન કરીને અનેક અપ્રસિદ્ધ ગ્રન્થોને બહાર પાડે છે. ગ્રન્થોના સંશોધનમાં પ્રકાશકની વિદ્વત્તા અને શ્રમ સ્પષ્ટ દેખાય છે.

અંગ્રેજી રીતે દેશી ઔષધોનું દ્રવ્યગુણશાસ્ત્ર લખવાનો પણ પ્રયાસ થયો છે. આ જાતના સાહિત્યમાં ડૉ. વીરજી ઝીણા રાવળનું ઔષધશાસ્ત્ર લોકપ્રિય છે. વનસ્પતિશાસ્ત્રના વિષયમાં બરડાની જડી-બુટ્ટી અથવા બરડામાં થતી વનસ્પતિઓનું વનસ્પતિશાસ્ત્ર એ ગુજરાતી ભાષામાં લખાયેલા એ જાતના ગ્રન્થોમાં નિ:શંક શ્રેષ્ઠ છે. એ જાતનાં બીજાં બેચાર પુસ્તકો છે, પણ આ વનસ્પતિશાસ્ત્રનું સ્થાન ઘણું ઊંચું છે. એ ગ્રંથના કર્તા રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજી જેવો વનસ્પતિ-શાસ્ત્ર Botany નો અભ્યાસી ગુજરાતમાં બીજો નથી. અંગ્રેજી Flora ની ઢબથી ઉપરોક્ત વનસ્પતિશાસ્ત્ર લખાયું છે, અને તેમાં દરેક વનસ્પતિનું વર્ણન જાતે જોઈને કરેલું છે.

આ ઉપરાંત છેલ્લા પચીશ વર્ષોમાં અનેક નાના મોટા વૈદક ગ્રન્થો બહાર પડ્યા છે. એટલે એ સર્વનું વિવેચન તો શું પણ એની સાદી ટીપ આપવાને પણ હું સમર્થ નથી; પણ આ ગ્રન્થોનો મોટો ભાગ ગુજરાતી સાહિત્યને પ્રતિષ્ઠા આપે એવો નથી.

### ઉપસંહાર

આ રીતે ઈ. સ. ના બારમા શતકથી આરમ્ભી વર્તમાનકાળ પર્યંતના ગુજરાતી વૈદક વિકાસનું ટૂંકું અવલોકન કર્યું. આ અવલોકનમાં સાધનોના અભાવથી, મારા અજ્ઞાનથી અને બીજાં અનેક કારણોને લીધે ઘણું રહી ગયું હશે. હાલના ઘણા પરંપરાગત વૈદ્યો પાસે પોતાના કુટુંબમાં વપરાતા પ્રયોગની સંસ્કૃત કે ગુજરાતીમાં લખેલી નોટો હશે. શુકલતીર્થના અધ્યારુ આશારામ નાગેશ્વરના વડવા વલ્લભરામ નિત્યારામે લખેલા વૈદાના એક પુસ્તકમાંથી હાલમાં છગનલાલ વિદ્યારામ રાવળે બહાર પાડેલા વૈદક–વિલાસમાં ઘણા ટુચકાઓનો સંગ્રહ કરેલો છે. આ જાતનું ઘણું સાહિત્ય ઘણા વૈદ્યોના ઘરમાં પડ્યું હશે, પણ એ મળવું કઠણ છે તેમ એમાં કાંઈ નવું હોવાનો સંભવ નથી.

આટલા અવલોકનથી આપને લાગ્યું હશે કે ગુજરાતના વૈદ્યોએ જો કે પહેલાં પ્રમાદ રાખ્યો ખરો પણ પાછળથી વૈદક સાહિત્યના ઘણાખરા પ્રદેશનાં પ્રવૃત્તિ કરી છે. પ્રાચીન આયુર્વેદી ચિકિત્સાનો સંગ્રહ, રસવિદ્યા, સ્ત્રીરોગ, બાલરોગ વગેરે વિષયો ઉપર લખાયેલા છૂટા છૂટા ગ્રન્થો ગુજરાતમાં મળે છે. વૈદક સાહિત્યમાં આ રીતે ગુજરાતે જે ભાગ લીધો છે તે જો કે પંજાબ, પૂર્વ, અને બંગાળ કરતાં ઓછો છે પણ મહારાષ્ટ્ર અને મદ્રાસ સાથે સગર્વ સરખાવી શકાય એટલો છે. પંજાબ અને પૂર્વનો તો ઇતિહાસ જ લાંબો છે. એની સાથે સરખામણી અશક્ય છે. પણ બંગાળાએ ભૂતકાળમાં પણ વધારે કામ કર્યું છે અને વર્તમાનમાં વધારે કરે છે. બંગાળામાં બી. એ. અને એમ. એ. થયા પછી પણ ઘણા વૈદું કરે છે, એટલું જ નહિ પણ એલ. એમ. એન્ડ એસ. થયા પછી પણ કેટલાક દેશી વૈદું કરે છે. અહીંના દેશી દાક્તરોને દેશી વૈદા તરફ જે સૂગ છે તે સાથે બંગાળાની ઉપલી સ્થિતિ સરખાવવાથી દેશી વૈદાનો ત્યાં કેટલી પ્રતિષ્ઠા છે તેનો ખ્યાલ આવશે. બંગાળામાં જેટલા અને જેવા વિદ્વાન વૈદ્યો છે તેટલા અને

તેવા ગુજરાતમાં નથી. શારીર Anatomy જેવા વિષયને પ્રાચીન પરિભાષાને અનુસરતી સુંદર સંસ્કૃત ભાષામાં ઉતારનાર કવિરાજ ગણુનાથ સેન એમ. એ; એલ. એમ. એન્ડ એસ. બંગાળી છે. એ કવિરાજનો જોટો આખા હિંદુસ્થાનમાં નથી. બંગાળાની આ ઉન્નત સ્થિતિનાં અનેક કારણો હશે, પણ મને નીચેની સ્થિતિ એક મોટું કારણ લાગે છે. બંગાળામાં જૂના કાળથી વૈદ્યોની એક નાત છે. વૈદાના ધંધાની ગુરુપરંપરા એ નાતમાં જળવાઈ રહી છે. બીજા કોઈ પ્રાંતમાં વૈદ્યોની એવી નાત નથી. દાખલા તરીકે ગુજરાતમાં એક રાયકવાળ, બે શ્રીગોડ, ત્રણ નાગર, એક મોઢ, એક પ્રશ્નોરા, બે જૈન, એક સારસ્વત એ રીતે વૈદ્યો જુદી જુદી નાતોમાં વહેંચાઇ ગયા છે. આ જમાનામાં નાતનો કિલ્લો બંધાય એ સંભવિત નથી, તેમ ઇષ્ટ પણ નથી. પણ ગુજરાતે બંગાળા સાથે હરીફાઈ કરવાનો શુભ પ્રયત્ન કરવો જોઇએ એટલી સૂચના અયોગ્ય નહિ ગણાય.

છેવટ મને આ કાર્યમાં મદદ કરનારાઓનો ઉપકાર માનીને સમાપ્ત કરું છું. પ્રથમ તો રા. રા. રણજિતરામભાઈએ આ વિષય લખવાની પ્રેરણા કરી અને પછી એક યાદી મોકલી અને વારંવાર પ્રોત્સાહન આપ્યું, એ માટે એમનો ઉપકાર માનું છું. પછી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે પોતાની પાસેના હસ્તલિખિત ગ્રંથો જોવા આપી તથા અનેક ઉપયોગી સૂચનાઓ કરી, મને ઘણી મદદ કરી છે; એ માટે એમનો તથા પોતાના સંગ્રહનો ઉપયોગ કરવા દીધો તથા અનેક સૂચનાઓ કરી તથા રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ જે મદદ કરી છે તે માટે એમનો આ સ્થળે ઉપકાર માનું છું.



# પ્રાચીન સમયમાં ક્ષૌરકર્મનો રિવાજ

આ દેશના પ્રાચીન ઇતિહાસના એક અભ્યાસી સાથે વાતચીતના પ્રસંગમાં એમણે કહ્યું કે, પ્રાચીન કાળમાં આર્યો સામાન્ય રીતે દાઢી રાખતા. વળી ઋષિઓ એટલે દાઢી અને જટાવાળા પુરુષો, એવી કાંઈક કલ્પના સામાન્ય જનસમૂહના ચિત્તમાં રૂઢ થઈ ગઈ છે. આથી વિરુદ્ધ અસ્ત્રા માટે 'ક્ષુર' શબ્દ તથા નરેણી માટે 'નખનિકૃન્તન' શબ્દ છેક જૂના ઉપનિષદ્‌માં પણ વપરાયેલ છે; તથા વૈદ્યના જૂનામાં જૂના ગ્રન્થ–ચરકમાં હજામતનો વિધિ છે એટલું મને યાદ હતું. હજામતનો રિવાજ બિલકુલ ન હોય તો ક્ષુર તથા નખનિકૃન્તનનો ઉલ્લેખ પણ ન હોય; માટે ઉપનિષત્કાળમાં કોઈક વર્ગમાં તો હજામતનો રિવાજ હોવો જ જોઈએ. વધારે અભ્યાસ કરતાં હજામતના રિવાજની વિશેષ પ્રાચીનતા તથા વિશેષ વ્યાપકતા જોવામાં આવી.

ઋગ્વેદમાં[1] તથા તે પછીના વૈદિક સાહિત્યમાં[2] श्मश्रु શબ્દ છે. દાઢી અને મૂછ બેયનો श्मश्रुમાં જ સમાવેશ થાય છે. એથી જુદા માથાના વાળને केश કહ્યા છે.[3] માથાના વાળ (केश)નો અથર્વવેદ વગેરે સંહિતાઓમાં તથા બ્રાહ્મણોમાં ઘણી વાર ઉલ્લેખ આવે છે.[4] વૈદિક આર્યો વાળની બહુ દરકાર રાખતા. અથર્વવેદના કેટલાક મંત્રોમાં

---

१. ऋ. २–११–१७; ८–३३–६; १०–२३–१; १०–२६–७; १०–१४२–४.

२. अ. वे. ५–१९–१४; ६–६८–२; वा. सं. १९–९२; २०–५.

३. श. ब्रा. २–५–२–४८.

४. अ. वे. ५–१९–३; ६–१३६–३; वा. सं. १९–२२; २०–५; श. ब्रा. २–५–२–४८.

વાળ વધારવાની ઇન્તેજારી દેખાય છે.[1] કેશ વધારનાર કોઇક ઔષધનું પણ અથર્વવેદ સૂચન કરે છે. પણ આ રીતે વાળ વધારવાની ઇચ્છા સ્ત્રીઓ માટે હશે. આજ પણ સ્ત્રીઓ માથાના વાળ વધારનાર દવા શોધે છે; અને વૈદિકકળામાં પણ સ્ત્રીઓ વાળને મજબૂત કરવા (ખરી ન પડે એવા રાખવા), ન ઊગતા હોય તો ઉગાડવા તથા વધારવા ઇચ્છતી. અર્થાત્ સ્ત્રીઓની મનોવૃત્તિમાં ત્રણચાર હજાર વર્ષમાં યે ઝાઝો ફેર પડયો જણાતો નથી. બ કી પુરુષોએ લાંબા વાળ રાખવા એ સ્ત્રૈણ ગણાતું.[2] જો કે કેટલાક પુરુષો એ વખતે યે શોખથી લાંબા વાળ રાખતા હશે તથા એને ગૂંથીને જુદી જુદી રીતે માથા ઉપર બાંધતા હશે એમ કેટલાક વચનો ઉપરથી જણાય છે. આ રીતે ગૂંથીને બાંધેલા વાળ માટે વેદમાં कपर्द શબ્દ છે. રુદ્રદેવનું નામ कपर्दिन् છે એ તો ઘણાઓને યાદ હશે. ઋગ્વેદમાં એક સ્થળે એક યુવતીને चतुष्कपर्दा[3] એટલે ચાર અંબોડાવાળી કહી છે. વળી सिनीवाली દેવીને सुकपर्दा (સારા અંબોડાવાળી) કહી છે.[4] આ રીતે સ્ત્રીઓનાં વિશેષણ તરીકે कपर्द શબ્દનો ઉપયોગ જોતાં હાલ પેઠે જૂના વખતમાં પણ સ્ત્રીઓ એક કે વધારે અંબોડા જુદી જુદી સુંદર રીતે વાળતી હશે એમ અનુમાન થાય છે. પણ[5] पूषन् તથા रुद्र[6] બન્ને દેવોને कपर्दिन् કહ્યા છે. વળી વાસિષ્ઠ ઋષિઓને પણ दक्षिणतः कपर्दाः જમણી તરફ જટાવાળા કહ્યા છે.[7] આ બધા ઉપરથી એમ જણાય છે કે કેટલાક દેવો તથા કેટલાક ઋષિઓ લાંબા વાળ રાખતા હશે, અને

---

૧. જુઓ નીચેના મંત્રોઃ—

> दंह प्रत्नान् तनया जातान् ।
> जातान्वर्षीयसस्कृधि ॥ 	अ. वे. ६–१३६–२.
> यां जमदग्निरखनद् दुहित्रे केशवर्धनाम् ।
> 	अ. वे. ६–१३७–१.

૨. श. ब्रा. ५–१–२–१४.

૩. ऋ. १०–११४–३.

૪. वा. सं. ११–५६.

૫. ऋ. ६–५५–२; ९–६७–११.

૬. ऋ. १–११४–१; वा. सं. १९, १० વગેરે.

૭. ऋ. ७–३३–१.

એની અમુક રીતે માથા ઉપર ગાંઠ બાંધતા હશે; કેટલાક વાળ રાખતા હશે પણ તેની ગાંઠ નહિ બાંધતા હોય. આ પદ્ધતિને पुलस्ति કહી છે.[1]

માથાના વાળ વિષે કેટલાક પુરુષો વાળ રાખતા અને કેટલાક ન રાખતા એવો વિકલ્પ જેમ દેખાય છે તેમજ દાઢી-મૂછ માટે પણ વિકલ્પ જણાય છે. ઇન્દ્રને તથા પૂષન્‌ને ઋગ્વેદમાં श्मश्रु (મોટી દાઢી-મૂછવાળા) કહ્યા છે.[2] વળી तै. सं. ના એક વચન[3] પ્રમાણે દાઢી મૂછ પુરૂષત્વનું લક્ષણ ગણાતું; વળી મેગેસ્થેનિસે કહ્યું છે કે, હિંદીઓ મરણદિનપર્યંત પોતાની દાઢીની સંભાળ રાખે છે.[4] આ ઉપરથી પ્રાચીન કાળમાં દાઢી મૂછ (श्मश्रु) પણ કેટલાક રાખતા હશે અને કેટલાક નહિ રાખતા હોય એમ નીચેના પુરાવા ઉપરથી સાબિત થાય છે.

હજામતના કામમાં મુખ્ય સાધનરૂપ અસ્ત્રા માટે क्षुर (જે ઉપરથી હજામત માટે क्षौर શબ્દ નીકળ્યો છે.) શબ્દ સંસ્કૃત ભાષામાં આજ સુધી સામાન્ય છે. આ क्षुर શબ્દ ઋગ્વેદમાં ત્રણ સ્થળે વપરાયો છે.[5] એક[6] મંત્રમાં તો પાનાં (છરી તરવાર વગેરેનાં)નો સામાન્ય અર્થ હોય એમ જણાય છે. હોપ્કિન્સના માનવા પ્રમાણે મહાભારતમાં क्षुरनो અર્થ માત્ર છરી પણ થાય છે.[7] બીજા એક[8] મંત્રમાં પણ એટલો જ અર્થ કદાચ હશે. ત્રીજા સ્થળમાં[9] સરાણ (भूरिजोः) ઉપર અસ્ત્રાને સજવા વિષે ઉલ્લેખ હોય એમ સ્પષ્ટ દેખાય છે. भूरिज્‌નો દ્વિવચની પ્રયોગ બે બાજુઓને લક્ષીને હોવો જોઇએ; એવું પિશલનું

---

૧. कपर्दिने च पुलस्तये नमः । वा. सं. १६-४३

૨. ऋ. १०-२३-१; १०-२६-२७.

૩. तै. सं. ५-५-१-१.

૪. Diodorus. iii, 63.

૫. Vedic Index, Vol. I, p. 208.

૬. ऋ. १-१६६-१०. पविषु क्षुराः "ધારવાળું પાનું" એટલો જ કે 'અસ્ત્રો' એમ પણ વિવક્ષિત હોય. સંદિગ્ધ છે.

૭. Journal of the A. O. Society 17, 61, 69.

૮. ऋ. १०-२८-९. સાયણ 'પંજો' અર્થ કરે છે.

૯. ऋ. ८-४-१६. सं नः शिशीहि भुरिजोरिव क्षुरम्=સરાણ ઉપર અસ્ત્રા પેઠે અમને ખૂબ તીક્ષ્ણ બનાવો.

યથાર્થ લાગે છે. અથર્વવેદમાં ભૂરિજ સાથે ક્ષુરનો પ્રયોગ છે.[1] તે પણ આ અર્થને જ અનુકૂળ છે. અથર્વવેદમાં અન્યત્ર[2] ક્ષુરથી હજામતની ક્રિયાનો ઉલ્લેખ છે. એટલે ત્યાં તો ક્ષુરનો અસ્ત્રો અર્થ નિઃસંદિગ્ધ છે; બીજાં ઘણાં વચનોમાં અસ્ત્રો અર્થ સ્પષ્ટ છે.[3] યજુર્વેદમાં ક્ષુરો ભૂજ્વાન્[4] એ રીતે પ્રયોગ આવે છે; બ્લૂમફિલ્ડ એનો અર્થ સલ્લી સાથે અસ્ત્રો એવો કરે છે; તે વાજબી જણાય છે. ક્ષુરધારા[5] એટલે અસ્ત્રાની ધાર. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં[6] અસ્ત્રાની ઝીણી ધારનો દાખલો આપ્યો છે; જ્યારે કઠોપનિષદ્‌માં અસ્ત્રાની સજેલી ધારનો દાખલો આપ્યો છે.[7] કૌષીતકિ ઉપનિષદ્‌માં અસ્ત્રાને રાખવાની ડાબલી (ક્ષુરધાન)નો ઉલ્લેખ છે.[8]

અસ્ત્રો, અસ્ત્રાને સજવાનાં સલ્લી, સરાણ વગેરે સાધનો, અસ્ત્રાની સજેલી સ્થિતિ તથા અસ્ત્રો રાખવા માટે ડાબલી, હજામતનાં સાધનો વિષેના આ બધા શબ્દોનો વૈદિક સાહિત્યમાં દૃષ્ટાંત તરીકે તથા બીજી રીતે આટલો બધો ઉપયોગ હજામતનો રિવાજ સામાન્ય હોવાનું સાબિત કરે છે.

---

१. ओष्ठे जिह्वा चर्चरीति
क्षुरो न भुरिजोरिव । अ. वे. २०–१२७–४.
હોઠ ઉપર જીભ પેઠે, સરાણ ઉપર ક્ષુર ફરે છે.

२. येनावपन् सविता क्षुरेण
सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ।
तेन ब्रह्माणो वपतेदमस्य
गोमानश्ववानभमस्तु प्रजावान् ॥ अ. वे. ६–६८–३
તથા अ. वे. ८–२–७.

३. श. ब्रा. २–६–४–४; ३–१–२–७ વગેરે; तै. सं. २–१–५–७; ५–५–६–१: मै. सं. २–८–७; वा. सं. १५–४; अ. वे. १२–५–२०. (क्षुरपवि).

४. तै. सं. ४–३–१२–३; वा. सं. १५–४; श. ब्रा. ८–५–२–४

५. जै. उ. ब्रा. ३–१३–९.

६. तथावती क्षुरस्य धारा यावद्वा मक्षिकायाः पत्रम् । बृ. उ. ३–३–२

७. क्षुरस्य धारां निशिता दुरत्यया । कठ. उ. १–३–१४

८. यथा क्षुरः क्षुरधाने हितः । कौ. उ. ४–१९

પણ વૈદિક સમયમાં હજામનું તથા તેના ધંધાનું અસ્તિત્વ પૂરવાર કરવા માટે આ આડકતરા પુરાવા ઉપરાંત वप्तृ (હજામ) તથા वप् (હજામત કરવી) શબ્દોમાં સાક્ષાત્ પુરાવો પણ છે.

वप्तृ શબ્દનો ઋગ્વેદમાં તથા પાછળનાં વૈદિક સાહિત્યમાં હજામત કરનાર–હજામ અર્થ થાય છે.[1] અને હજામતની ક્રિયા માટે वप् ધાતુમાંથી જ નીકળેલો वपन શબ્દ વૈદિક સાહિત્યમાં વપરાયો છે.[2]

હજામ, હજામત તથા તેનાં સાધનો વૈદિક સાહિત્યમાં હતાં, પણ એ સમયની આ દેશની પ્રજાનો કયો વર્ગ હજામત કરાવતો તથા શરીરના કયા ભાગની હજામત કરાવતો તે ઉપરનાં વચનોથી સ્ફુટ થતું નથી. આ બાબતનું સ્પષ્ટ વર્ણન વૈદિક સાહિત્યમાં હોવાનો સંભવ નથી. પણ અથર્વવેદમાં "સૂર્યે સોમની જે અસ્રાથી હજામત કરી તે અસ્રાથી આ યજમાનની હજામત કરો." (જુઓ ટિપ્પણી ૨, પાનું ૪) એમ કહ્યું છે; એટલા જ ઉપરથી આર્યોમાં હજામતનો રિવાજ સામાન્ય તથા એ ધંધો અનિંદ્ય મનાતો હોવો જોઇએ; નહિ તો સૂર્ય જેવા શ્રેષ્ઠ, આર્યોના પણ ઉપાસ્ય દેવ માટે, ઉપર પ્રમાણે કહેવાય નહિ.

શરીરના કયા ભાગની હજામત કરાવવાનો પ્રાચીનકાળમાં રિવાજ હતો ? ઋગ્વેદમાં એક સ્થળે લખ્યું છે કે, "હજામ પેઠે દાઢીની હજામત કરે છો." (वप्तेव वपति श्मश्रु । ऋ. १०–१४२–४) અને અથર્વવેદમાં એક સ્થળે કેશ અને શ્મશ્રુ બેયની હજામતનો ઉલ્લેખ છે.[3] આ ઉપરથી માથાના વાળ અને દાઢી–મૂછ બન્નેની હજામત કરાવવાનો રિવાજ હશે. વળી હજામત કરાવેલો ચહેરો સારો લાગે એવી પણ કેટલાકમાં માન્યતા હોવાનું અથર્વવેદના शुभं मुखं શબ્દો સૂચન કરે છે. હજામત વિષેનાં આ બધાં વચનોને ઉપર કેશ અને શ્મશ્રુ વિષેનાં વચનો સાથે વિચારવાથી એવું ફલિત થાય છે કે, વૈદિકકાળમાં કેટલાક આર્યો માથાના વાળ વધારતા તથા તેની ગાંઠ પણ બાંધતા, કેટલાક લાંબી દાઢી રાખતા;

---

१. ऋ. १०–१४२–४; अ. वें. ८; तै. ब्रा. १–६–३

२. तै. सं. २–७–१७–१: श. ब्रा. ३–१–२–१

३. यत्क्षुरेण मर्चयता सुतेजसा
वप्ता वपसि केशश्मश्रु ।
शुभं मुखं मा न आयुः प्रमोषीः । अ. वे. ८–२–१७

જ્યારે બીજા કેટલાક માથાના વાળ તથા દાઢીમૂછ કઢાવી નાખતા. માથાના વાળ કપાવતાં માથું તદ્દન સ્વચ્છ કરી નાખતા કે આજ પેઠે શિખા રાખતા એ કાંઈ સમજાતું નથી; તેમ જ દાઢીમૂછ કાઢતાં હાલના અગ્નિહોત્રી પેઠે તથા અંગ્રેજી (clean shave) રીતે મોઢું તદ્દન સ્વચ્છ કરી નાખતા કે મૂછ અથવા દાઢીનો અમુક ભાગ રાખતા એ સ્પષ્ટ કરે એવું કોઈ વચન મળતું નથી.

વૈદિક સમયથી અર્વાચીન કાળનાં પણ પ્રાચીન જ ગણાય એવાં સંસ્કૃત સાહિત્યમાંથી તથા બીજાં સાધનોમાંથી આ વિષય ઉપર શો પ્રકાશ પડે છે તે જોઈએ. ઉક્ત સમયનાં સમગ્ર સાહિત્યનું નિરીક્ષણ કરવાની જરૂર નથી. માત્ર તે સમયના રિવાજનું સામાન્ય તથા વિશ્વસનીય ચિત્ર જેમાં હોય એવાં બેચાર શિષ્ટ પ્રમાણો બસ છે.

### મહાભારત

મહાભારતના સમયના રિવાજનું વર્ણન કરતાં શ્રી. વૈદ્ય લખે છે કે, ઘણું કરીને બ્રાહ્મણોમાં માથાની તથા દાઢીની હજામત કરાવવાનો રિવાજ સાધારણ હતો અને ક્ષત્રિયો માથાના તથા દાઢીના વાળ વધારતા. તપસ્વીઓ વાળને ઓળતા કે ધોતા નહિ, પણ જટા બાંધી રાખતા. રામે વનવાસ ભોગવવા વનમાં જતી વખતે વડનું છીર નાખીને જટા બાંધી હતી.[1] તપસ્વીઓ દાઢી પણ રાખતા. મહાભારત કે રામાયણમાં કોઈ સ્થળે કોઈ ક્ષત્રિયની કે કોઇ તપસ્વીની દાઢીનું વર્ણન મળતું નથી. એ જરા વિચિત્ર છે. કદાચ આજના કવિઓ કે નવલકથાકારો પેઠે પાત્રોનાં બાહ્યસ્વરૂપનાં બારીક વર્ણનમાં મહાભારત–રામાયણના કવિઓને રસ આવતો નથી. પણ એરિયને સ્પષ્ટ કહ્યું છે કે, હિંદીઓ દાઢી રાખે છે અને તેને જુદા જુદા રંગથી રંગે છે. એ લખે છે કેઃ—

Some dye their beards white to make them look as white as possible but others dye them blue, while some others prefer a red tint, some purple, others a rank green. "

"આજે જેમ હિંદુઓ શિખા રાખે છે, તેમજ ભારતકાલીન હિંદુઓ રાખતા હોય એવો ભારતમાં કોઈ કોઈ સ્થળે શિખાનો

---

१. जटाः कृत्वा गमिष्यामि न्यग्रोधक्षीरमानय । अयो. ५२–५८

ઉલ્લેખ છે એ ઉપરથી લાગે છે. પણ રામના તો આખા માથા ઉપર વાળ હોવા જોઈએ; કારણ કે માત્ર ક્ષીર લગાડીને તેઓ જટા બાંધી શક્યા છે." (Epic India, P. 150)

રા. રા. વૈદ્યનાં ઉપરનાં વચનોનો સાર એ છે કે, શિખા રાખવાના આજ સુધી ચાલ્યા આવતા રિવાજને બાદ કરીએ તો, મહાભારત અને રામાયણમાં માથાના તથા દાઢીના વાળનું હિંદુઓ શું કરતા તે વિષે સ્પષ્ટ વર્ણન કોઇ સ્થળે નથી. ઉપર જે લખ્યું છે તે રા. વૈદ્ય અનુમાનથી લખ્યું છે. એમણે ગ્રીક લેખક એરિયનનું વચન ઉતાર્યું છે, પણ આ પરદેશીઓનાં વચનો બહુ વિચારપૂર્વક ગ્રહણ કરવાં જોઇએ. કારણ કે એક ખંડ જેવડા આ વિશાળ દેશના કયા ભાગના લોકો વિષે એરિયને દાઢી રંગવાનું લખ્યું છે તે જાણવામાં નથી; એ વખતે તથા આજે પણ કોઈ જંગલી લોકો દાઢી રંગતા હોય તો એ સંભવિત છે. બીજા એક ગ્રીક લેખકે લખ્યું છે કે, "તેઓ માથાના વાળ વારંવાર ઓળે છે પણ ભાગ્યે જ કપાવે છે. હડપચી ઉપર દાઢીનો ભાગ તેઓ કદી કપાવતા નથી, પણ ચહેરાના બાકીના ભાગના વાળની તેઓ હજામત કરાવે છે તેથી ચહેરો સ્વચ્છ લાગે છે."[1] પરદેશીનાં વચનો વિષે ઉપર કરેલી ટીકા આને પણ લાગુ પડે છે.

મહાભારત–રામાયણનો કાળ ઘણો લાંબો અને અચોક્કસ છે. એનો જૂનામાં જૂનો ભાગ ઇ. સ. પૂર્વે ૪૦૦ જેટલો જૂનો અને નવામાં નવો ભાગ ઈ. સ. ૩૦૦ થી ૪૦૦ ની આસપાસનો હોવાનો સંભવ વિદ્વાનોને બહુમતે મનાય છે. જો કે ઈ. સ. પૂર્વે ૪૦૦ થી ઘણા પ્રાચીન કાળની કેટલીક વાતો મહાભારતમાં હશે, તેમ ઈ. સ. ૪૦૦ પછી પણ ઘણા શ્લોકો અને અધ્યાયોનો પણ મહાભારતમાં પ્રક્ષેપ થયો હોવાનો સંભવ છે, પણ સ્થૂલ રીતે ઈ. સ. પૂર્વે ૪૦૦–૫૦૦ થી ઇ. સ. ૩૦૦–૪૦૦ સુધીનો અર્થાત્ સાહિત્યની દૃષ્ટિએ વૈદિક સાહિત્યના છેવટના ભાગના સમયથી તે કાવ્યો–નાટકોના સમય સુધીનો કાળ તે મહાભારત–રામાયણનો કાળ એમ ગણીએ, તો એ કાળના રિવાજને જાણવાનાં બીજાં સાધનો છે.

---

૧. Curtius Rufus, Invasion of India by Alexander, Maccrindle, Page 188.

વૈદ્યક સાહિત્યમાં પ્રાચીનતમ ગ્રન્થ ચરક મનાય છે. મૂળ પુનર્વસુ આત્રેયે અગ્નિવેશને ઉપદેશ આપ્યો, એનો ચરકે પ્રતિસંસ્કાર કર્યો અને પાછળથી ખૂટતા ૪૩ અધ્યાયો ઉમેરી પંચનદના દૃઢબલે ગ્રન્થને પૂરો કર્યો; આ હાલનો ચરક. દૃઢબલના ઉમેરેલા ૪૩ અધ્યાયોને બાદ કરીએ તો પણ ચરકમાં ત્રણ થર દેખાય છે; અને વૈદિક સાહિત્યમાં આવેલા આયુર્વેદિક ઉલ્લેખો સાથે તુલના કરતાં તથા સાહિત્યની પૂર્વાપરતાનો વિચાર કરતાં, ચરકનો પ્રાચીનતમ થર ઈ. સ. પૂર્વે ૪૦૦-૫૦૦ નો જણાય છે. અને છેક અર્વાચીન ભાગ નાવનીતક (બોઅર મેન્યુસ્ક્રીપ્ટ)થી જૂનો અર્થાત્ ઇ. સ. ૩૦૦ થી જૂનો છે. આટલું નિઃસંદેહ સાબિત થયું છે. ચરકમાં ભારત જેવું પ્રક્ષિપ્ત અસંભવિત છે.[1]

ચરકના સૂત્રસ્થાનમાં (જેમાં દૃઢબલનો ઉમેરેલો ભાગ આવતો નથી.) આર્યોના સદ્વૃત્તનો ઉપદેશ કરતાં કહ્યું છે કેઃ—

त्रिःपक्षस्य केशश्मश्रुलोमनखान्संहारयेत् । चरक सू. अ. ८

"પખવાડિયામાં ત્રણ વખત કેશ, દાઢી, રૂંવાડાં અને નખ ઉતરાવવાં." અર્થાત્ પાંચ પાંચ દિવસે હજામત કરાવવાનો આયુર્વેદના પરમ આચાર્યે ઉપદેશ આપ્યો છે. પણ બધા પાંચ પાંચ દિવસે હજામત કરાવવાનું પસંદ નહિ પણ કરતા હોય. અગ્નિવેશના ગુરુભાઇ ક્ષારપાણિનું વચન છે કે, त्रिर्मासस्य लोमनखान्संहारयेत् । "મહિનામાં ત્રણ વખત રૂંવાડાં અને નખ ઉતરાવવા." (જુઓ; ચરકની ચક્રપાણિ દત્તની ટીકા. નિ. સા. ની આવૃત્તિ પા. ૫૫)[2]

હજામત કરાવવાના ઉપદેશ સાથે જ ચરકમાં વાળ ઓળેલા રાખવાનો ઉપદેશ આપ્યો છેઃ—प्रसिद्धकेशः (स्यात्) चरक सू. अ. ८

---

૧. ચરક-સુશ્રુતનો કાળનિર્ણય મારો 'આયુર્વેદનો ઇતિહાસ' જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી છપાય છે તેમાં સવિસ્તર વિચાર કર્યો છે.

૨. હજામતને ચરકસુશ્રુતે તંદુરસ્તી વધારનાર માની છે.

જુઓઃ—

पौष्टिकं वृष्यमायुष्यं शुचिरूपं विराजनम् ।
केशश्मश्रुनखादीनां कर्तनं संप्रसाधनम् ॥ चरक सू. अ. ५

તથા पापोपशमनं केशनखरोमापमार्जनं ।
हर्षलाघवसौभाग्यकरमुत्साहवर्धनम् । सुश्रुत चि. अ. २४

આ બે વચનોનો મેળ એવી રીતે જ બેસે કે હજામત કરાવ્યા પછી શિખારૂપે જેટલા વાળ માથા ઉપર રાખવા તેટલા ગમે તેમ અવ્યવસ્થિત નહિ પણ સ્વચ્છ રીતે ઓળેલા રાખવા.

ચરકની અર્થાત્ પ્રાચીન આર્યોની આરોગ્યદૃષ્ટિએ જે આચાર આવશ્યક ગણાયેલો તે જ આચાર સૌંદર્યની દૃષ્ટિએ પણ પ્રાચીન આર્યોને માન્ય હતો. વાત્સ્યાયન કામસૂત્રનો સમય જો કે તદ્દન ચોક્કસ નથી થયો, પણ ઈ. સ. ૨૦૦–૩૦૦ થી વધારે અર્વાચીન તો એ ગ્રંથ નથી જ. સાક્ષરશ્રી કેશવ હર્ષદ ધ્રુવ તો કામસૂત્રકાર વાત્સ્યાયન અને અર્થશાસ્ત્રકાર ચાણક્યને એક ગણે છે, એટલે કામસૂત્રને ઈ. સ. પૂર્વે ચોથા શતકનું માને છે. શરીરનો કયો સંસ્કાર ક્યારે કરવો એ ટૂંકામાં દર્શાવતાં વાત્સ્યાયન કહે છે કે:—

नित्यं स्नानं, द्वितीयकमुत्सादनं, तृतीयकः फेनकः, चतुर्थकमायुष्यं, पञ्चमकं दशमकं वा प्रत्यायुष्यमित्यहीनम् ॥१७॥ कामसूत्र अ. धि. २ अ. ४

"હંમેશાં નાહવું, એકાંતરે સુગંધી મસાલાવાળું તેલ ચોળાવવું, ત્રીજે દિવસે સાથળમાં ફીણ લાવનાર પદાર્થ ચોળવો, ચોથે દિવસે આયુષ્ય કર્મ કરાવવું, પાંચમે દિવસે અથવા દશમા દિવસે પ્રત્યાયુષ્ય કર્મ કરાવવું. આટલું તો (નાગરિકે) જરૂર કરવું જોઈએ."

વાત્સ્યાયનના આ સુત્ર ઉપર ટીકા કરતાં જયમંગલ ટીકાકાર "चतुर्थकमायुष्यं" એનું વિવેચન નીચે પ્રમાણે કરે છે:—

"चतुर्थकमिति त्रिः पक्षस्य च श्मश्रुनखरोमाणि वर्धयेदित्ययमागमः। अत्र केषांचिन्नागरकाणामुपायभेदात्कालभेदः। तत्र आयुष्यं श्मश्रुकर्म क्षुरेण तच्चतुर्थेह्नि स्यात्। दिनत्रयान्तरितमित्यर्थः। कर्तर्या तु पञ्चमकमेव स्यात् प्रत्यायुष्यमिति यद् गुह्ये क्षुरेण कर्म तत्पञ्चमेऽहनि यत्तु लोम्नामुत्पाटनेन तद्दशमे स्यादित्याह......तथा चोक्तम्...

आयुष्यं तच्चतुर्थेऽह्नि स्याद्यत्तु क्षुरकर्मणा।
प्रत्यायुष्यं यदुद्धाराल्लोम्नां तद्दशमेहनि॥

ટીકાકારનાં ઉપરનાં વચનોનો ભાવાર્થ એટલો જ છે. જો કે, પખવાડિયામાં ત્રણ વખત દાઢી, નખ અને રોમ ઉતરાવવાં એવો શાસ્ત્રનો મત છે, પણ કેટલાક નાગરિકોમાં ચોથે દિવસે સજિયાથી દાઢી બોડાવવાનો (आयुष्यक), પાંચમે દિવસે ગુહ્યભાગના વાળ ઉતરાવવાનો તથા દશમે દિવસે બીજાં રોમ ઉતરાવવાનો પણ રિવાજ છે.

આ રીતે પખવાડિયામાં ત્રણ વખત હજામતનો વિધિ ધર્મશાસ્ત્ર અને આયુર્વેદ બતાવે છે. એથી પણ ઓછા દિવસે શોખીનો (નાગરિકો) હજામત કરાવે એ સમજી શકાય એવું છે. કામશાસ્ત્ર ઉપરથી બીજી બે બાબત દેખાય છે; એક તો દાઢીની હજામત માટે आयुष्यक શબ્દ વાપર્યો છે. એ ઉપરથી હજામતને આર્યો આયુષ્ય વધારનાર માનતા એમ જણાય છે; બીજું કામશાસ્ત્રકાર નિત્ય સ્નાન પેઠે જ ચોથે (કે પાંચમે) દિવસે હજામતને કર્તવ્ય ગણે છે. આ ઉપરથી એવું અનુમાન થાય કે, આ દેશોના દ્વિજોમાં હંમેશાં નાહવાનો રિવાજ પ્રાચીનકાળમાં જેમ સામાન્ય હતો તેમ હજામતનો (શહેરીઓમાં તો ખાસ) રિવાજ પણ સામાન્ય હતો.

આયુર્વેદ અને કામશાસ્ત્રનાં પ્રમાણો જોયાં, ધર્મશાસ્ત્ર અને આયુર્વેદનો એક મત છે એમ જયમંગલા ટીકાના લેખકે આગમનું વચન કહ્યું છે તેટલાથી જ સાબિત થાય છે; છતાં હવે ધર્મશાસ્ત્ર જોઈએ.

ગોભિલ લખે છે કે, શિખા સિવાય કેશ, શ્મશ્રુ, લોમ અને નખોની હજામત કરાવવી. આયુર્વેદાચાર્ય ચરક પેઠે ધર્મશાસ્ત્રકાર મનુ ભગવાન લખે છે કે, "માથાના કેશ, નખ અને શ્મશ્રુ કપાવેલાં હોય એવો વેષ સ્નાતક વિપ્રે રાખવો."[1] હજામત ક્યારે અને કેટલે દિવસે કરાવવી એ વિષે આયુર્વેદ સાથે ધર્મશાસ્ત્ર એકમત હશે. બૌધાયન તો સ્નાતકનાં કર્તવ્યો દર્શાવતાં લખે છે કેઃ-

[2]पर्वसु च केशश्मश्रुलोमनखवापनम् । बौ. २-५-७

પણ હજામતનો પ્રચાર આર્યોમાં કેવો વ્યાપક થઈ ગયો હતો એ સિદ્ધ કરવા માટે ચૂડાકર્મસંસ્કાર એક જ સમર્થ છે.

---

१. केशश्मश्रुलोमनखानि वापयीत शिखावर्जनम् । गोभिल.

क्लृप्तकेशनखश्मश्रुर्दान्तः शुक्लाम्बरः शुचिः ।
स्वाध्याये चैव युक्तः स्यात् नित्यमात्महिते रतः ॥

मनु० अ. ४ श्लो. ३६

૨. પણ પાછળનાં ધર્મશાસ્ત્રો પર્વમાં હજામત કરાવવાની ખાસ ના કહે છે. મનુના એક પ્રક્ષિપ્ત મનાતા શ્લોકમાં પણ કહ્યું છે કેઃ—

षष्ठ्यष्टम्यौ त्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।
वर्जयेत् पौर्णमासीं च तैले मासे भगे क्षुरे ॥ मनु० अ. ४

આ સંસ્કારનો ઉલ્લેખ ઇ. સ. પૂર્વે ત્રીજાચોથા શતકનાં ગૃહ્ય એવાં સૂત્રોમાં છે:—

तृतीये वर्षे चौलम् ॥ आ० ग० १

सांवत्सरिकस्य चूडाकरणम् । पा. गृ. काण्ड २

આ વચનોને અનુસરી મનુ ભગવાન પણ પહેલે કે ત્રીજે વર્ષે બધા જ દ્વિજ માટે, ચૂડાકર્મનો ઉપદેશ કરે છે.[1]

ચૂડાકર્મસંસ્કારને લગતા મંત્રો તો ઉપર વૈદિક સમયના અવલોકનમાં આપણે જોયા છે.

ચૂડાકર્મસંસ્કાર પછી હંમેશાં કેટલા અથવા કેવા વાળ રાખવા એ માટે ધર્મશાસ્ત્ર કહે છે કે, यथामङ्गलं केशशेषकरणम् । અર્થાત્ દેશાચારને અનુસરી ઇચ્છામાં આવે તો વચ્ચે થોડી શિખા રાખે અને બાકીના ભાગમાં હજામત કરાવે અથવા આખા માથા ઉપર જટા રાખે. પરંતુ સાધારણ રીતે મહાભારતકાળમાં ગૃહસ્થ સ્નાતકો મોઢાને સ્વચ્છ રાખતા અને માથે નાનીમોટી શિખા રાખતા; બ્રહ્મચારીઓ તથા વાનપ્રસ્થો આખા માથા ઉપર જટા તથા દાઢી રાખતા;[2] અથવા સંન્યાસીઓ પેઠે આખે માથે મુંડન કરાવતા. જો કે તેઓ પણ શિખા રાખી હજામત કરાવે તો ખાસ બાધ ન હતો. સંન્યાસીઓ તો મુંડન કરાવતા.[3]

આ આર્યોની વાત થઈ. પણ આ દેશમાં આર્યો એકલા નહોતા વસતા. આ ઉપરાંત આર્યોના સંસર્ગમાં આવેલા ગુલામ તરીકે કે સ્વતંત્ર રીતે રહેતા શૂદ્રો માટે આ ધર્મશાસ્ત્રો જ લખે છે કે, આર્યાધિષ્ઠિત અથવા ન્યાયને રસ્તે ચાલનારા શૂદ્રોએ ૧૫ દિવસે કે મહિને

---

૧. चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ।
प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥

મનુ० અ० ૨, શ્લો० ૩૫

૨. मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।

મનુ० અ० ૨, શ્લો० ૨૧૯

૩. क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।

મનુ० અ० ૬, શ્લો. ૫૨

એક વાર હજામત કરાવવી.[1] આ ઉપરથી એમ લાગે છે કે, દ્વિજ વધારે હજામત ચડાવે તે શૂદ્ર સમાન ગણાતો હશે. અને આર્યોથી અનધિષ્ઠિત અર્થાત્ છૂટા દ્રાવિડ, વગેરે અનાર્યો તથા અન્યાયથી વર્તનારા શૂદ્રો એટલે લૂંટફાટથી જીવનારા જંગલી અનાર્યો બિલકુલ હજામત ન કરાવતા હોય એવો અર્થ ઉપરનાં વચનમાંથી લઇએ, તો એરિયન કર્ટિયસ જેવા યવનો (ગ્રીકો) દાઢીવાળા હિંદીઓની જે વાત કરે છે, તે આ છૂટા શૂદ્રો અથવા જંગલી લોકોને લાગુ પડતી હોવી જોઇએ. આર્યાવર્તના આર્યોનો સામાન્ય રિવાજ વૈદ્યકશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર–ત્રણેયના એકમતથી વિરુદ્ધ હોવાનો સંભવ નથી. ચરક, બૌધાયન, વાત્સ્યાયન ત્રણેયનો સમય ઈ. સ. પૂર્વે ૪૦૦ થી ઈ. સ. ૩૦૦ વચ્ચે છે. પરદેશી યવનો એ જ વખતની વાત કરે છે.

છેવટ એક જુદા પ્રકારનું પ્રમાણ જોઇએ. દેશના શિષ્ટ પુરુષોનાં આકૃતિ તથા પહેરવેશ એ સમયની શિલ્પ તથા ચિત્રકળામાં સાધારણ રીતે ચીતરવામાં આવે એ સ્વાભાવિક છે. આ દેશની પ્રાચીન કળામાં તે વ્યક્તિનું નહિ પણ તે તે સમયના શિષ્ટ સમાજનું પ્રતિબિમ્બ જ વધારે દેખાય છે એ સુપ્રસિદ્ધ છે. તો પ્રાચીન કળાના હયાત નમૂનાઓમાં પુરુષોને દાઢીવાળા ચીતર્યા છે કે દાઢી વગરના તે જોઇએ. જુદા જુદા દેવોની હજારો મૂર્તિઓ પ્રાચીન મંદિરોમાં ખાસ કરીને ગુફાઓમાં મળી આવે છે. જેમાંની કેટલીક ઈ. સ. ચોથાપાંચમા શતક જેટલી જૂની છે. શિવ અને વિષ્ણુનાં વિવિધ રૂપોની દેશના જુદા જુદા ભાગોમાં આવેલી આ જૂની મૂર્તિઓ દાઢી વગરની છે. ભગવાન બુદ્ધની હજારો મૂર્તિઓ (કેટલીક ગાંધારમાંથી મળી આવેલી તો ઈ. સ. બીજા શતક જેટલી જૂની છે.) દાઢી વગરની જ છે. ગાંધારની અનેક મૂર્તિઓ તો મૂછોવાળી પણ દાઢી વગરની છે. (જુઓ કલકત્તા મ્યૂઝિયમ). મહાવીર અને બુદ્ધ ત્યાગી હોવાથી અને ત્યાગીઓ માટે બૌદ્ધ અને જૈન ધર્મોમાં મુણ્ડનનો વિધિ હોવાથી, ભગવાન બુદ્ધ

---

૧. शूद्राणामार्याधिष्ठितानामर्धमासि मासि वा वपनमार्चेवदाचमन कल्पः ।

बौ० १–१०–२

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् ।

मनु० अ० ५, श्लो० ४०

અને મહાવીરની મૂર્તિઓ દાઢી વગરની હોય એ સમજી શકાય એવું છે; પણ પેશાવર પાસેના ભાગમાંથી મળી આવેલી બોધિસત્ત્વની મૂર્તિઓ પણ દાઢી વગરની છે. વળી અજન્તાની ગુફામાં બોધિસત્ત્વનાં અનેક ચિત્રોમાં દાઢી નથી એટલું જ નહિ પણ યક્ષને પણ દાઢી નથી. જ્યારે લગભગ એ જ સમયમાં એ જ ગુફામાં ચિતરાયેલા ઇરાનના શાહની દાઢી સ્પષ્ટ દેખાય છે. (ગુફા નં. ૧)

અજન્તાની ગુફાનાં બીજાં ચિત્રોમાં પણ આર્યોને દાઢી વગરના ચીતર્યા છે, (જુઓ; દૂતનું ચિત્ર ગુફા નં. ૨) આ હકીકત ઘણી સૂચક છે. એથી એમ સિદ્ધ થાય છે કે, દાઢીનું ન હોવું એ કળાની રૂઢિ (convention)નું પરિણામ નથી, પણ એ વખતના સમાજનું વાસ્તવ ચિત્ર છે. પણ અજન્તાનાં ચિત્રો ઈ. સ. પહેલાબીજા શતકથી જૂનાં નથી. બુદ્ધની મૂર્તિઓનું પણ તેમજ છે. આથી જૂના વખત માટે ભરહત અને સાંચી સ્તૂપોમાં પથરાઓમાં કોતરેલ મનુષ્યોની આકૃતિ તપાસવાની જરૂર છે.

રાજા પ્રસેનજિત્, રાજા અજાતશત્રુ વગેરે ભગવાન બુદ્ધના કાળની વ્યક્તિઓની તથા બીજા ગૃહસ્થ ઉપાસકોની જે અનેક આકૃતિઓ ભરહત સ્તૂપના પથરાઓમાં કોતરી છે તે બધી દાઢી વગરની છે. (જુઓ; Bharahat Tope Pl. XIII, વગેરે). એ વખતની પાઘડીના વિવિધ આકારો સ્પષ્ટ રીતે જૂના કારીગરોએ કોતરેલા છે, પણ દાઢી દેખાતી નથી. (જુઓ; Bharahat Tope, Pl. XXIV, Buddhist India p. 95 and 97.)

ભરહત સ્તૂપમાં યક્ષરાજ કુબેરની તથા નાગરાજની જે આકૃતિઓ કોતરેલી છે તે દાઢી વગરની છે. (જુઓ; Bharahat Tope, pl. XXII તથા Cunningham's Stup of Bharahat, Pl. XXI Fig 3). ભરહત અને સાંચી સ્તૂપના આ દાખલા ઈ. સ. પૂર્વે ત્રીજા શતકની સ્થિતિ દર્શાવે છે. આથી જૂના કાળના કળાના નમૂના જીવતા રહ્યા નથી. પણ ચરક, કામસૂત્ર, ધર્મશાસ્ત્રો તથા શિલ્પકળા ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, ભારતકાળમાં–ભારત–રામાયણ રચાયાં તે વખતમાં ઈ. સ. પૂર્વે ૪૦૦–૫૦૦ થી ઈ. સ. ૩૦૦–૪૦૦ સુધીના વખતમાં દાઢોનો અને શિખા રાખીને માથાની હજામત કરાવવાનો તથા નખ કપાવવાનો રિવાજ આર્યોમાં સાધારણ થઇ ગયો હતો.

ઉપસંહારઃ—વૈદિકથી પણ જૂના કાળમાં જ્યારે ઇરાની આર્યો અને આ દેશમાં પાછળથી જે આવ્યા તે આર્યો સાથે વસતા હશે ત્યારે, માથાના તથા દાઢીમૂછના વાળ વધારવાનો રિવાજ સામાન્ય હશે; કારણ કે ઇરાનીઓમાં પાછળથી ઘણા કાળ સુધી એ રિવાજ ચાલુ રહ્યો છે. આ દેશમાં આવ્યા પછી આર્યોમાં ધીમે ધીમે હજામતનો રિવાજ દાખલ થવા લાગ્યો, છતાં માથાના વાળ કેટલા રાખવા કે એને કેમ બાંધવા, દાઢીમૂછ રાખવાં કે ન રાખવાં, એ બાબત કાંઇ સામાન્ય ધોરણ દેખાતું નથી. એ વિષયમાં સ્વેચ્છાચાર પ્રવર્તતો હશે. એટલું ખરું કે નવા વિચારના આર્યો દાઢીમૂછ મૂંડાવી નાખતા હશે. ( જુઓ; અથર્વવેદનાં વચનો) ધીમે ધીમે હજામતનો પ્રચાર વધતો ગયો. ભારતકાળનું આર્યજનસમાજનું ચિત્ર વૈદિક કાળથી જુદું જ દેખાય છે.

ભારતકાળમાં જટા અને દાઢી બ્રહ્મચારીઓ તથા વનવાસીઓ (અનાર્ય વનવાસીઓ તથા તપસ્વી આર્ય વનવાસીઓ—व्रतिनां तु जटाः सटाः अमर)—બન્નેમાં જ દેખાય છે. જો કે તેઓ પણ તીર્થવાસની નિશાની તરીકે મુંડન કરાવતા હશે.[1] ત્યાગીઓ, સંન્યાસીઓ, બૌદ્ધ શ્રમણો તથા જૈન સાધુઓ (જેની સંખ્યા ઘણી વધી ગયેલી દેખાય છે ) કેશ, દાઢી તથા મૂછરહિત મુણ્ડિત વેષે આ દેશના વસ્તીવાળા તથા વસ્તી વગરના બધા ભાગમાં પરિવ્રજ્યા કરતા નજરે પડે છે. જ્યારે દ્વિજ-ગૃહસ્થો પખવાડિયામાં ત્રણ કે વધુ ઓછી વાર માથાની તથા દાઢીની હજામત કરાવતા, માથે નાનીમોટી શિખા રાખતા, અને જુદી જુદી રીતે ઓળી એક કે વધારે ગાંઠ બાંધતા દેખાય છે. આજના અગ્નિહોત્રીઓમાં જે મૂછો કઢાવી નાખવાનો રિવાજ છે, તે પણ ભારતકાળથી ચાલ્યો આવતો હશે. ઘણી પ્રાચીન મૂર્તિઓમાં મૂછો નથી. જ્યારે ગાંધારની ઘણી મૂર્તિઓમાં સાફ કાતરેલી મૂછો છે ( જુઓ; કલકત્તા મ્યૂઝિયમ ). એટલે તે દિવસે યે મૂછો કઢાવવાનો રિવાજ સામાન્ય નહિ હોય. ઘણા પુરુષત્વનું ચિહ્ન ગણી

---

૧ તીર્થમાં જનાર ગૃહસ્થે ત્યાં એક દિવસ ઉપવાસ કરવો તથા મુંડન કરાવવું એવો રિવાજ પ્રાચીનકાળથી આજ સુધી ચાલ્યો આવે છેઃ—
मुण्डनं चोपवासश्च सर्वतीर्थेष्वयं विधिः ।

મોટી મૂછો રાખતા હશે. વાનપ્રસ્થ ધર્મથી કે શોખથી દાઢી રાખનારા પણ કેટલાક હશે. પણ શીખ પેઠે ભારતકાલીન આર્યપુરુષો મોઢાને તથા માથાને અસ્ત્રો ન અડાડતા એવી કલ્પના તો ઐતિહાસિક પ્રમાણોથી તદ્દન વિરુદ્ધ છે. બાકી જંગલી અનાર્યોમાંથી જેઓ આર્યોના પરિચયમાં આવ્યા હશે, તેઓ ઘણે દિવસે-લાંબે કાળે હજામત કરાવતા હશે અને તદ્દન જંગલી સ્થિતિમાં રહેલાને અસ્ત્રાનો કે કાતરનો સ્પર્શ નહિ જ થતો હોય. આ લોકો માથાના વાળને જુદી જુદી વિચિત્ર રીતે બાંધતા હશે અને દાઢીના વાળ રંગતા હશે.

ઈ. સ. ૪૦૦–૫૦૦ પછીની સ્થિતિની પરંપરા મોટે ભાગે આજ સુધી ચાલી આવે છે, અને અંગ્રેજ લોકો આ દેશમાં આવ્યા પછી આ દેશની રુચિમાં જે ફેરફાર થયો છે તે સુવિદિત છે.



# ઐતિહાસિક સંશોધન

ખંડ છઠ્ઠો

## ગુજરાતનાં તીર્થસ્થાનો

# ગુજરાતનાં તીર્થસ્થાનો

## પ્રવેશક

તીર્થયાત્રાનું સ્થાન હિંદુધર્મમાં ઘણું મોટું છે. ધર્મિષ્ઠ હિંદુ પુરુષો તથા સ્ત્રીઓ જિંદગીમાં એક વખત તીર્થયાત્રા કરવા ઇચ્છે છે. પૈસો પૈસો એકઠો કરીને સંગ્રહેલી આખી જિંદગીની કમાણી છેલ્લી અવસ્થામાં તીર્થયાત્રામાં ખરચી નાખીને હિંદુ પોતાને કૃતકૃત્ય માને છે. તીર્થયાત્રાની આ ભાવના વેદકાલીન નથી. મહાભારતમાં તીર્થનો ઉલ્લેખ મળે છે અને વનપર્વમાં આખું તીર્થયાત્રાપર્વ છે; જેમાં આ દેશના તે કાળે જણાયેલાં તીર્થોનું વર્ણન છે; અને તીર્થોનાં પોતાનાં વર્ણન કરતાં આ પર્વમાં બીજી પૌરાણિક કથાઓ પણ પુષ્કળ છે. પરંતુ આ તીર્થયાત્રા પર્વ તથા તે પછીનું માર્કંડેય સમસ્યાપર્વ આ બન્ને પર્વો મહાભારતના છેક છેલ્લા થરના સમયનાં છે. અનુશાસનપર્વથી આ તીર્થયાત્રાપર્વ પ્રાચીન તો નથી જ, પણ કદાચ અર્વાચીન હોય તો નવાઈ નહિ. ગુપ્ત-સમયના ઉત્કીર્ણ લેખોમાં મહાભારતના અનુશાસનપર્વમાંથી દાનમહિમાના શ્લોકો ઊતરેલા છે. એટલું જ નહિ પણ ઈ. સ. ૫૩૨ ના ખોહના લેખમાં 'પરમર્ષિ વેદવ્યાસની શતસાહસ્રી સંહિતામાં કહ્યું છે' એ રીતે સ્પષ્ટ વચન છે. વળી યવનોને પણ ચોથા શતકમાં મહાભારતનો મહાગ્રંથ જાણવામાં હતો. એ બધું જોતાં ઈ. સ. ચોથા શતક પહેલાં–અર્થાત્ ગુપ્ત–સમયના આરંભ પહેલાં મહાભારત આખું પૂરું થઈ ગયું હતું એ તો નિઃસંદેહ. પણ આ રીતે મહાભારત પૂરું–લાખ શ્લોકનું થયા પછી, એની પર્વાનુક્રમણી તૈયાર થઈ ગયા પછી તેમાં પ્રક્ષિપ્ત શ્લોકો હજારોની સંખ્યામાં ઉમેરાયા છે, એટલે મહાભારત ઉપરથી તીર્થભાવનાના ઇતિહાસ ઉપર ખાસ પ્રકાશ પડતો નથી અને બીજાં સ્વતંત્ર ઐતિહાસિક સાધનોનો આશ્રય લેવો પડે છે. ગુપ્ત–સમયના જ એટલે ચોથા અને પાંચમા શતકના લેખોમાં ગોદાનના, હિરણ્યદાનોના, ભૂમિદાન–માહાત્મ્યના તથા

બુદ્ધ, વિષ્ણુ, શિવ, સૂર્ય, ભગવતી પિષ્ટપુરી, કાર્તિકેય વગેરે દેવોનાં મંદિરો બંધાવ્યાના ઉલ્લેખો મળે છે. ઈ. સ. ચોથા શતકના મધ્ય ભાગના સમુદ્રગુપ્તના જ લેખ ઉપર મહાભારતના શાન્તિ અને અનુશાસન-પર્વની અસર દેખાય છે. અને પછીના લેખોમાં આ ઉપરાંત પૌરાણિક શિવવિષ્ણુ આદિની ભક્તિની અસર દેખાય છે. પણ તીર્થસ્થાન કે તીર્થયાત્રાનો ઉલ્લેખ નથી. ઉજ્જયનીમાં મહાકાલીનું મંદિર હોવાનું મહાકવિ કાલિદાસ (ઈ. સ. ૪૦૦) અને બાણ કવિ (ઈ. સ. ૬૨૫) સ્પષ્ટ કહે છે, પણ એમાંથી એકે ય કવિ એને તીર્થસ્થાન કહેતા નથી. પણ એટલા જ ઉપરથી બાણના વખતમાં–ઈ. સ. સાતમા શતકમાં 'તીર્થ' શબ્દ હાલના અર્થમાં અપરિચિત હતો એમ નથી કહેવાતું.

## તીર્થ શબ્દનો અર્થ

અમરકોષમાં તીર્થ શબ્દના નીચે પ્રમાણે અર્થો આપ્યા છે.

निपानागमयोस्तीर्थमृषिजुष्टजले गुरौ ॥ ८६ ॥

અર્થઃ–"ઘાટ માટે, આગમ માટે, ઋષિઓએ સેવેલ પાણી માટે અને ગુરુ માટે તીર્થ શબ્દ વપરાય છે." આમાંથી વેદ અને ગુરુ માટે તીર્થ શબ્દનો ઉપયોગ પ્રસિદ્ધ છે. પણ એનો અહીં સંબંધ નથી. બાકીના બે ય અર્થો પરસ્પર સંબદ્ધ અને તીર્થ શબ્દના રૂઢ અર્થના મૂળરૂપ લાગે છે. નાસિકની ગુફાઓના એક લેખમાં તીર્થ શબ્દ માત્ર ઘાટના અર્થમાં વપરાયો છે. (જુઓ નાસિક ગુફાનો ઉષવદત્તનો સંસ્કૃત લેખ.)

ઋષિઓએ સેવેલ જળ જ તીર્થ; એ તીર્થની ઘણી સંકુચિત વ્યાખ્યા છે. પણ એ ઉપરથી એટલું લાગે છે કે, પહેલાં મોટી નદીઓના અને તળાવોના ઘાટોના અર્થમાં તીર્થ શબ્દ વપરાતો હશે; પછી એ નદીઓનાં પાણી પણ તીર્થ કહેવાવા લાગ્યાં. પણ અત્યારે તીર્થસ્થાનમાં મુખ્ય વસ્તુ દેવમંદિરો હોય છે. જો કે પાસે નદી કે તળાવ ન હોય એવું તીર્થ ભાગ્યે જ હશે; છતાં તીર્થયાત્રામાં મુખ્ય લક્ષ્ય મંદિરોમાં દેવદર્શનનું હોય છે. પણ જૂના કાળમાં અમુક પવિત્ર મનાતી નદીમાં સ્નાન અને તે નદીના જળથી પિતૃતર્પણ એ વાત મુખ્ય હશે. ઉત્તર હિંદુસ્થાનનાં પ્રાચીનતમ તીર્થો–પ્રયાગ, હરદ્વાર, પુષ્કર વગેરે આવાં જળતીર્થો જ છે. અલબત્ત અત્યારે બધે મંદિરો મળે છે, પણ પ્રયાગ જેવાં તીર્થોનું માહાત્મ્ય મંદિરોને લીધે નથી. કાશીમાં કાશીવિશ્વનાથનું માહાત્મ્ય ઘણું છે, પણ ગંગાસ્નાનનું માહાત્મ્ય એથી ય વધારે છે. આ વિષયનું સાહિત્ય પણ

ઉપરના તર્કને ટેકો આપે છે. મહાભારતના ઉપર કહેલા વનપર્વના તીર્થયાત્રાપર્વમાં જે તીર્થોની વાત છે, તેમાં અમુક ઋષિના આશ્રમ પાસેના સરોવરમાં, કે નદીમાં સ્નાન કરવાની તથા એ સ્થળે તર્પણ કરવાની વાત મોટા પ્રમાણમાં છે.

## બૌદ્ધ અસર

તીર્થની ભાવના મૂળ કેવી રીતે વિકાસ પામી એ વિષે ઉપર જે તર્ક કર્યો તે અધૂરો છે. તીર્થની ભાવના કાંઈ કેવળ બ્રાહ્મણોએ વિકસાવેલી નથી. તીર્થની ભાવનાના વિકાસમાં બૌદ્ધધર્મનો હિસ્સો ઘણો મોટો છે. કદાચ તીર્થયાત્રાની ભાવના માટે હિંદુધર્મ બૌદ્ધધર્મનો ઋણી પણ હોય. ભગવાન બુદ્ધ જે સ્થળે જન્મ્યા, જે સ્થળે પીપળાના ઝાડ નીચે એમને જ્ઞાન થયું, જે સ્થળે ભગવાન બુદ્ધે પ્રથમ ધર્મોપદેશ કર્યો અને જે સ્થળે પોતે પરિનિર્વાણ પામ્યા, તે સ્થળો એમના પરિનિર્વાણ પછી તરતમાં જ પવિત્ર મનાવા લાગ્યાં હશે. મહારાજા અશોકે આ સ્થળે તથા બીજાં અનેક સ્થળોએ ભગવાન બુદ્ધના શરીરના અવશેષો ઉપર સ્તૂપો બંધાવ્યા હતા એ પ્રસિદ્ધ છે. એટલે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકથી આ દેશનાં કેટલાંક સ્થળો બૌદ્ધધર્માનુયાયીઓમાં ખાસ પવિત્રસ્થાનો–તીર્થસ્થાનો મનાવા લાગ્યાં હતાં. પછી જ્યાં કોઈ પ્રાચીન સ્તૂપ હોય અથવા પ્રાચીન ચૈત્યો અને વિહારો હોય, ત્યાં બૌદ્ધભિક્ષુઓની સારી સંખ્યા સ્વાભાવિક રીતે વસતી હોવાથી લોકો એ ભિક્ષુઓ પાસે ધર્મોપદેશ સાંભળવા પણ આવતા હશે; એ રીતે બૌદ્ધધર્મે તીર્થભાવનાને નવું રૂપ આપ્યું. ઈ. સ. સાતમા શતક સુધીમાં ફાહ્યાન હિયેન્થીસંગ વગેરે ચીનાઈ બૌદ્ધ યાત્રાળુઓ કેટલું કષ્ટ સહન કરીને આ દેશમાં બૌદ્ધતીર્થોની યાત્રા કરવા તથા બૌદ્ધધર્મગ્રંથોનો અભ્યાસ કરવા આવતા હતા, એ હકીકતનો વિચાર કરવાથી બૌદ્ધધર્મમાં તીર્થયાત્રાની ધર્મભાવનાએ કેવું સ્થાન લીધું હતું એનો ખ્યાલ આવશે.

હવે મહાભારતમાં તીર્થયાત્રાના પર્વના આરંભમાં જ તીર્થમાહાત્મ્યનું પુલસ્ત્ય ઋષિ ભીષ્મ પાસે વર્ણન કરે છે; એ અધ્યાયો વાંચતાં સ્પષ્ટ દેખાય છે કે, વૈદિકકાળમાં જે સ્થાન યજ્ઞનું હતું તે સ્થાન તીર્થયાત્રાને આપવાનો આ માહાત્મ્યમાં ચોખ્ખો પ્રયાસ દેખાય છે. પુલસ્ત્ય કહે છે:– "હે ભીષ્મ, મનુષ્યને તીર્થયાત્રા કરવાથી જે ફળ થાય છે, તે ઘણી

દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરવાથી પણ થતું નથી. ” વળી તીર્થોના વર્ણનના આરંભમાં જ પુષ્કર તીર્થનું માહાત્મ્ય વર્ણવતાં કહે છે કેઃ—

“ વળી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્રજાતિનો જે કોઈ મનુષ્ય પુષ્કરજીમાં એક વખત પણ સ્નાન કરે, તે ફરીથી જન્મ પામે નહિ.”

म. वनपर्व अ. ८२

મહાભારતમાંથી વધારે ઉતારા કરવાની જરૂર નથી; પણ મહાભારતના શાંતિપર્વ અને અનુશાસનપર્વો સાથે આ તીર્થયાત્રા પર્વને જોતાં એમ જણાય છે કે બૌદ્ધ, જૈન વગેરે નવા ધર્મોની લોકો ઉપરની અસર જોઈને બ્રાહ્મણોએ વૈદિક યજ્ઞમાર્ગના ધર્મમાં જે સુધારાવધારા કર્યા, તેમાં ગોરક્ષા અને ગોપૂજા, બ્રાહ્મણપૂજા, દાન માહાત્મ્ય (ગોદાન, સુવર્ણદાન અને ભૂમિદાન મુખ્ય) વાવ, કૂવા, તળાવ વગેરે ખોદાવવાનો ધર્મ અને તીર્થયાત્રા મુખ્ય જણાય છે.

### તીર્થભાવનાનું મૂળ

બૌદ્ધધર્મના યે ઉદય પહેલાં ઉન્નત હૃદયવાળા, ધર્મતત્ત્વના અથવા આત્મતત્ત્વના અત્યંત જિજ્ઞાસુ બ્રાહ્મણો અને ક્ષત્રિયો ગામ કે શહેરથી દૂર, નદી કે તળાવકાંઠે અથવા કોઈ ભવ્ય પર્વતના ઉત્તુંગ શિખર ઉપર કે મધ્યમાં કોઇ સ્વાભાવિક ગુફામાં—ગમે ત્યાં રમણીય શાંત અને એકાંત સ્થાનમાં વિચાર કરવા અથવા તપ કરવા બેસતા હશે. બ્રાહ્મણોના, જૈનોના અને બૌદ્ધોના પ્રાચીન સાહિત્યમાં આવા તપસ્વીઓના આશ્રમોનાં વર્ણનો મળે છે. ભગવાન બુદ્ધને પણ આવા જ એકાંત સ્થાનમાં બોધિવૃક્ષ નીચે જ્ઞાન થયું વર્ણવ્યું છે. મતલબ કે રમણીય, એકાંત, ભવ્ય અને કંઈક અંશે દુર્ગમ અને ભયંકર સ્થળો તરફ મનુષ્યોને જે સ્વાભાવિક આકર્ષણ રહ્યું છે, તે આકર્ષણ સર્વ દેશકાળનાં અપામર મનુષ્યો ઓછેવત્તે અંશે અનુભવે છે. ઔપનિષદ—કાળના ઋષિઓની અતિ સૂક્ષ્મ મનોવૃત્તિઓને આ આકર્ષણે ઘણી અસર કરી જણાય છે અને પાછળથી એનો અતિયોગ થયો હશે એવું પણ લાગે છે. ખાસ કરીને રમણીય અને શાંત કરતાં દુર્ગમ અને ભયંકર સ્થાન પસંદ કરીને, તેમાં વિચાર કરવા બેસવાને બદલે દેહને અત્યંત કષ્ટ આપે એવું તપ કરવા બેસવાનો પ્રચાર વધ્યો હશે. પણ અતિયોગ લોકવૃત્તિને સ્વાભાવિક રીતે અરુચિકર હોવાથી લાંબું જીવ્યો નહિ અને મૂળનો રમણીય અને ભવ્ય સ્થળમાં આશ્રમ સ્થાપી વસવાનો પ્રચાર

ધીમે ધીમે વધતો ગયો. બૌદ્ધવિહારો માટે કેવાં રમણીય સ્થળો પસંદ કરવામાં આવતાં એ અજન્તા વગેરે ગુફાઓનાં સ્થળો ઉપરથી દેખાય છે. પાછળથી હિંદુ તીર્થસ્થાનોમાં રમણીય અને દુર્ગમ, બન્ને પ્રકારની પસંદગી જળવાઈ રહેલી દેખાય છે. અમુક ભયંકર ક્રિયાઓવાળા પંથોનાં તીર્થસ્થાનો દુર્ગમ પર્વતો અને ઝાડીઓમાં, જંગલી જનાવરો અને જંગલી મનુષ્યો વચ્ચે, આ જમાનામાં પણ જોવામાં આવે છે; પણ આ માર્ગ સામાન્ય રીતે લોકપ્રિય તો નથી જ થયો.

આ રીતે મહાન નદીઓને કાંઠે, નદીઓના કે નદી અને સમુદ્રના સગમ ઉપર કે ભવ્ય પર્વતનાં શિખરો ઉપર આશ્રમો બાંધીને તપ, યોગ કે જ્ઞાનની સાધના કરતા મહાપુરુષોનાં સ્થાન તરફ એ લોકોના જીવતાં, એમની પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કે ધર્મલાભની ઇચ્છાથી અનેક મનુષ્યો જતા હોય એ સ્વાભાવિક છે. ઉપનિષદોમાં અને પ્રાચીન બૌદ્ધસાહિત્યમાં રાજાઓથી આરંભી ઝાડુ કાઢનાર સુધીના બધી જાતના લોકોને આવા આશ્રમો તરફ જવાનું કેટલું બધું આકર્ષણ હતું એ જોઈ શકાય છે. મહાપુરુષનો દેહ પડી ગયા પછી એ આશ્રમનું સ્થાન તે મહાપુરુષ ઉપર અત્યંત ભક્તિભાવવાળા શિષ્યોને ખાસ પવિત્ર લાગવાનો સંભવ છે. પણ ઋષિના મરણ પછી એ સ્થાનની પવિત્રતાની ભાવના ક્યારે ઉત્પન્ન થઈ એ પ્રશ્નનો ઉત્તર કઠણ છે. ભગવાન બુદ્ધના મરણ પછી તરત જ બુદ્ધગયા, કુશીનારા વગેરે સ્થળો–પવિત્રસ્થાનો–તીર્થસ્થાનો મનાવા લાગ્યાં હોય એવો સંભવ નથી; પણ મહારાજા અશોકે બુદ્ધના જન્મસ્થાન આગળ "અહીં ભગવાન જન્મ્યા હતા" એ શબ્દો કોતરીને સ્તંભ મુકાવ્યો છે તથા બીજાં એવાં બુદ્ધનાં સ્મરણોથી તીર્થરૂપ સ્થળોએ સ્તંભો ઊભા કર્યા છે. આ ઉપરથી અશોકના વખતમાં તીર્થની ભાવના પ્રચારમાં હોય એમ જણાય છે. ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી અને અશોક પહેલાં આ તીર્થભાવનાનો જન્મ થયો હશે. આથી વધારે ચોક્કસ રીતે સમયનો નિર્ણય તો ભવિષ્યમાં કાંઈ નવાં સાધનો પ્રગટ થશે ત્યારે થશે.

ઈ. સ. પૂર્વે ત્રીજા કે ચોથા શતકમાં જન્મેલી તીર્થભાવના બૌદ્ધધર્મના પ્રચાર સાથે વધતી ગઈ. અને જેમ જેમ બૌદ્ધધર્મ દૂર દૂર ફેલાતો ગયો, તેમ તેમ દૂરના લોકોની બૌદ્ધધર્મના જન્મસ્થાન તરફની પૂજ્યબુદ્ધિ પણ વધતી ગઈ.

## બ્રાહ્મણધર્મમાં તીર્થભાવનાનો સ્વીકાર

બ્રાહ્મણધર્મે આ તીર્થભાવનાનો સ્વીકાર ક્યારે કર્યો એ નક્કી કરવું લગભગ અશકય છે. ઈ. સ. પૂર્વે ત્રીજાચોથા શતકમાં જ કે તે પહેલાં, બ્રાહ્મણોમાં પણ વૈદિક મહર્ષિઓનાં પ્રાચીન આશ્રમસ્થાનો તરફ પૂજ્યબુદ્ધિ ફેલાવા માંડી હતી એમ તર્ક કરવો સહેલો છે, પણ એ માટે કશો પુરાવો નથી. મહાભારતનું તીર્થયાત્રાપર્વ પુરાવા તરીકે નિરુપયોગી છે. રામાયણના બાલકાંડમાં ગંગાવતરણની કથા છે, અને ગંગાનદીની પવિત્રતા સ્થાપિત થયા પહેલાં આવી કથા ચાલે નહિ; પણ રામાયણના બાલકાંડમાં ઘણી પૌરાણિક કથાઓ છે અને એ કાંડ અશોક પહેલાંનો છે એમ કહેવાતું નથી.

બધાં પુરાણો તીર્થોને માને છે, પણ એટલું ખરું કે પાછળનાં પુરાણોમાં તીર્થોની વાત વધારે છે. ટૂંકામાં બ્રાહ્મણધર્મના જૂના સાહિત્યમાં તીર્થભાવનાને લગતા જે ઉલ્લેખો છે, તેમાંનો કોઈ નિશ્ચિત રીતે અશોક પહેલાંનો નથી. વળી બ્રાહ્મણધર્મનું સ્વરૂપ જોતાં પ્રાચીન યજ્ઞમાર્ગમાં તીર્થભાવનાનો અવકાશ પણ ઓછો છે. જ્યારે બૌદ્ધધર્મમાં પહેલેથી ધમ્મ અને સંઘ સાથે બુદ્ધને શરણે જવાની વાત હોવાથી, એ માર્ગમાં તીર્થભક્તિનો પ્રવેશ સહેલાઈથી થઈ શકે એ સ્વાભાવિક છે. સાંચી સ્તૂપ વગેરેનાં પ્રાચીન શિલાચિત્રો જોતાં પણ એ વખતે બૌદ્ધધર્મમાં તીર્થભાવના રૂઢ થઈ ગઈ જણાય છે. અને મહાયાનધર્મના પ્રચાર સાથે તો તીર્થયાત્રાનું જોર ઘણું વધ્યું હશે.

## ભક્તિમાર્ગ સાથે તીર્થભાવનાનો મેળ

ટૂંકામાં બ્રાહ્મણધર્મમાં ભક્તિમાર્ગના ઉદય પહેલાં તીર્થભાવનાનો ઉદય માનવાનું કાંઈ કારણ નથી. ભક્તિમાર્ગનો ઉદય ઉપનિષદોના છેલ્લા થર વખતે થયો છે,[1] પણ ભક્તિમાર્ગે જોર પાછળથી કર્યું. ઈ. સ. પૂર્વે બીજા શતકમાં પુષ્યગુપ્ત વગેરે શુંગવંશના રાજાઓના વખતમાં વિષ્ણુ અને શિવભક્તિનો સારો પ્રચાર થયો હોય એમ યવનો અને શકો પણ એ ધર્મ સ્વીકારે છે એ ઉપરથી લાગે છે.[2] આ વખતમાં બૌદ્ધોની ભાવના જોઇને એ વખતના બ્રાહ્મણ ભક્તોએ પણ પ્રાચીન

---

૧. વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. બીજી, પૃ. ૫૮

૨. એજન પૃ. ૩૯ તથા શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. બીજી, પૃ. ૪૧

સંસ્કારવાળાં સ્થાનોને તીર્થરૂપ આપવા માંડયું હશે એમ અનુમાન થાય છે. અને મહાભારત તથા પુરાણો ઉપરથી એમ લાગે છે કે પહેલાં ઋષિઓના આશ્રમો, પ્રાચીનકાળમાં જ્યાં મોટા યજ્ઞો થયેલા તેવાં સ્થાનો, ગંગા વગેરે મહાનદીઓ, એ નદીઓના સંગમો, પર્વતો વગેરે પ્રાચીન સંસ્મરણોવાળાં સ્થાનો તીર્થ મનાવા લાગ્યાં અને પછી વિષ્ણુભક્તિ, શિવભક્તિ વગેરે ભક્તિમાર્ગોના પ્રચાર સાથે તે તે દેવોનાં મંદિરો બંધાવા લાગ્યાં અને એમાંનાં જૂનાં મંદિરો તીર્થરૂપ થવા લાગ્યાં. મતલબ કે પહેલાં ઘાટના અને ગુરુના અર્થમાં વપરાતો તીર્થ શબ્દ આગમ અને ગુરુ પેઠે પવિત્ર ઋષિસેવિત જલના અર્થમાં વપરાવા લાગ્યો અને પછી બધાં પુણ્યસ્થાનો માટે રૂઢ થઈ ગયો. આ પ્રમાણે તીર્થ શબ્દમાં સામાન્ય પુણ્યસ્થાનનો અર્થ રૂઢ થયો હોવો જોઈએ. અમરકોષનો સમય ઈ. સ. પાંચમા શતકનો મનાય છે. મહાકવિ કાલિદાસે મેઘદૂતના પહેલા જ શ્લોકમાં રામગિરિ આશ્રમનું 'સીતાએ સ્નાન કરેલ હોવાથી જેનાં પાણી પવિત્ર થયાં હતાં.' जनकतनयास्नानपुण्योदकेषु । એ રીતે વર્ણન કર્યું છે. અર્થાત્ કાલિદાસના વખતમાં પવિત્ર માણસોના સ્નાનથી તે નદી કે ઝરાનાં પાણી પવિત્ર થઈ જાય છે એ ભાવના પ્રચારમાં આવી ગઈ હતી. કાલિદાસ ઈ. સ. ૪૦૦ થી અર્વાચીન નથી.

આ પ્રમાણે આપણાં ભૃગુતીર્થ વગેરે પ્રાચીન તીર્થો ઈ. સ. પૂર્વે બીજાથી ઈ. સ. ચોથા શતક સુધીમાં (કાલિદાસના વખત પહેલાં) પુણ્યસ્થાન મનાવા લાગ્યાં હશે. મહાભારતના તીર્થયાત્રાપર્વનો મૂળ ભાગ પ્રક્ષિપ્ત વગરનો આ વખતમાં લખાયો હશે. પછી શૈવવૈષ્ણવાદિ ધર્મોના પ્રચાર સાથે તે તે ધર્મનાં તીર્થો ઊભાં થવા લાગ્યાં.

## શિવવિષ્ણુવાદિ દેવોનાં તીર્થો

ઈ. સ. પૂર્વે પહેલાબીજા શતકમાં યે શિવ અને વિષ્ણુનાં સ્થાનો હોવાનો સંભવ છે. (જુઓ; ભીટાનું શિવલિંગ અને વેસનગરનો ગરુડધ્વજ) પણ ગુપ્ત-સમયમાં ઈ. સ. ચોથાપાંચમા શતકમાં વૈષ્ણવ અને શૈવધર્મે ઘણું જોર કર્યું. એ વખતમાં આ દેશમાં સ્થળે સ્થળે શિવનાં, વિષ્ણુનાં, સૂર્યનાં, દેવીનાં, કાર્તિકેયનાં વગેરે મંદિરો ઊભાં થયાં છે. વળી ગુપ્ત-સમયની બ્રાહ્મણસંસ્કૃતિ પાંચમા શતકમાં જ દક્ષિણમાં ફેલાઈ ગઈ; અને એ સંસ્કૃતિના પડછામાં શૈવ, વૈષ્ણવ વગેરે ધર્મો પણ દક્ષિણમાં

ફેલાયા. આ ધર્મોના પ્રથમ આન્દોલનના જોરથી દક્ષિણમાં ભક્તોનાં વૃંદો પ્રકટ થયાં. આ ભક્તો–આલવારોની તીર્થયાત્રાની વાતો તામીલ સાહિત્યમાં મળે છે. જેમ ચીનના બૌદ્ધોને બૌદ્ધધર્મના મૂળ સ્થાન તરફ એક જાતનું આકર્ષણ રહેતું, તેમ દક્ષિણના ભક્તોને એ ભક્તિપ્રવાહના મૂળ સ્થાનરૂપ ઉત્તરનાં મંદિરો તરફ સ્વાભાવિક આકર્ષણ રહ્યું હશે. આ રીતે ગુપ્ત–સમયનાં ચોથાપાંચમા શતકનાં મંદિરો કાલિદાસના શબ્દોમાં 'પુણ્યધામો' જ સો–બસ્સો વર્ષમાં તીર્થસ્થાનો થઈ પડયાં. પણ દક્ષિણમાં યે ઘણી ઝડપથી શૈવ અને વૈષ્ણવ મંદિરો ઊભાં થવા લાગ્યાં હતાં. સાતમા શતકની શરૂઆતથી જ કાંચી વગેરે સ્થળોએ મંદિરો દેખાવા માંડે છે અને તરત જ એ મંદિરો તીર્થરૂપ બની જાય છે. કારણ કે એ સમયમાં છઠ્ઠાસાતમા શતકોમાં મંદિરોમાં દેવદર્શન એ ભક્તિનું મુખ્ય લક્ષણ મનાવા માંડયું.

ટૂંકામાં પ્રાચીન સાહિત્યને તથા ઉત્કીર્ણ લેખો વગેરે ઐતિહાસિક સાધનોને સમગ્ર રીતે જોતાં એમ લાગે છે કે, તીર્થસ્થાનનો અત્યારે જે અર્થ હિંદુધર્મમાં થાય છે તે અર્થ ઈ. સ. છઠ્ઠાસાતમા શતકમાં રૂઢ થયો છે; અને હિદુધર્મમાં તીર્થયાત્રાનું જે સ્થાન અત્યારે છે, તે પણ એ સમયમાં જ તીર્થયાત્રાને મળેલું છે.

તીર્થયાત્રાની ઉત્પત્તિનો ઇતિહાસ આવો લાગે છે. બુદ્ધ પૂર્વકાળના તપસ્વી અને યોગી ઋષિઓના આશ્રમસ્થાનોને બ્રાહ્મણોએ અશોક પછીના સૈકાઓમાં પવિત્ર સ્થાનો ગણવા માંડયા; પછી વૈષ્ણવોએ અને શૈવોએ પહેલાં પોતાના ઇષ્ટદેવની મૂર્તિને સ્થાપવી કે તે દેવનું મંદિર ઊભું કરવું એને પુણ્યકાર્ય ગણ્યું અને પછી એ મંદિરની યાત્રા કરવી એને પણ પુણ્યકાર્ય માન્યું. અર્થાત્ ગુપ્ત–સમયમાં પુણ્યધામો ઊભાં થયાં અને પછી થોડા વખતમાં એ ધામોની યાત્રા શરૂ થઈ. લગભગ સાતમા શતક પછીના રાજાઓ અને શ્રીમંતો જાતે પુણ્યધામો ઊભાં પણ કરતા હતા, અને જૂનાંની યાત્રા પણ કરતા હતા. જ્યારે સામાન્ય ગરીબ માણસો એ પુણ્યધામોની યાત્રા કરીને જ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. ૧૩૦૦ વર્ષ ઉપર શરૂ થયેલો આ પ્રવાહ આજે પણ ચાલે છે. નવાં મંદિરો બંધાય છે અને જૂનાંની લોકો યાત્રા કરે છે. શ્રી. વલ્લભસંપ્રદાયના અનુયાયીઓ ગામેગામ હવેલી બાંધે છે; પણ યાત્રા કરવા શ્રીનાથજી કે ગોકુળમથુરા જાય છે. આખા પ્રવાહમાં મૂળ

ભાવના અનેક ફેરફારો થયા છતાં કેવી અનુસ્યૂત રહી છે! ઋષિએ સેવેલ જળને અમરસિંહ તીર્થ કહે છે. અત્યારના વૈષ્ણવો ૪૦૦ વર્ષ પહેલાં શ્રીવલ્લભાચાર્યે સેવેલ શ્રીનાથજીને તીર્થ કહે છે. ભાવનાનું તત્ત્વ એક જ છે.

## ભારતવર્ષનાં તીર્થો

આ દેશના લાંબા ઇતિહાસમાં હિંદુધર્મમાં જેમ જેમ નવા નવા ફાંટા પડતા ગયા, તેમ તેમ નવાં નવાં તીર્થો ઉત્પન્ન થયાં અને ધીમે ધીમે આ વિશાળ દેશનો કોઈ ખૂણો એવો ન રહ્યો કે જ્યાં કોઈક તીર્થ ન હોય. પણ આ દેશના ઇતિહાસે અનેક વારાફેરા પણ જોયા, એટલે નવાં તીર્થોના જન્મ જોયા તેમ જૂનાના નાશ પણ જોયા. જેના જીર્ણોદ્ધાર ન થઈ શકયા એવાં ગુપ્ત-સમયનાં ઉત્તરહિંદુસ્થાન (યુક્તપ્રાંત વગેરે હિંદી ભાષા બોલનારા પ્રદેશ)નાં કેટલાં તીર્થસ્થાનોનો મુસલમાનોને હાથે નાશ થયો હશે? જે પ્રદેશમાં ગુપ્ત-સામ્રાજ્યની જમાવટ હતી, તે જ પ્રદેશ ઉપર મુસલમાનોની સત્તા સૈંકડો વર્ષ સુધી વધારેમાં વધારે રહી. પરિણામે સપાટ પ્રદેશનાં અનેક પવિત્ર અને સુંદર સ્થાનોનાં નામનિશાન પણ ન રહ્યાં.

મહાભારતે વર્ણવેલ આશ્રમરૂપ તીર્થો હિંદુધર્મમાં ફેરફાર થતાં પોતાની મેળે ભુલાઈ ગયાં; પછીનાં ગુપ્તકાલીન તીર્થોનો મોટો ભાગ નાશ પામ્યો અને બાકીનો રૂપાંતર પામ્યો, પણ ગુપ્તસમયમાં ચાલેલો પ્રવાહ અટકયો નહિ. નવાં નવાં મંદિરો બંધાયે જ ગયાં. જે મન્દિરો તૂટયાં તેના જીર્ણોદ્ધાર થયા, મઠો સ્થપાયા, મંદિરોને અને તેના પૂજારીઓને સેંકડો અને હજારો ગામો દાનમાં મળ્યાં; મંદિરોનાં જ મોટા મોટા કિલ્લાઓ અને ગોપુરોવાળાં ગામો થયાં; એ મંદિરોમાં રહેનારા પંડિતોને હાથે પુરાણો લખાયાં અને પુરાણોમાં તે તે તીર્થસ્થાનોનાં માહાત્મ્યો દાખલ થયાં. આ રીતે આ પ્રવાહ વિઘ્નોના પર્વતો નડયા છતાં ચાલુ રહ્યો છે. મધ્યકાળમાં રામાનુજાદિ જે સંપ્રદાયો નીકળ્યા તેઓએ પણ આ તીર્થના પ્રવાહને નવું જોર આપ્યું. જૂનાં પુરાણોમાં તીર્થવર્ણન ભાગ્યે જ જોવામાં આવે છે, ત્યારે પાછળનાં પુરાણોમાં તીર્થવર્ણન અને તીર્થમાહાત્મ્ય જે રીતે દાખલ થઇ ગયાં છે, તે ઉપરથી ધીમે ધીમે હિંદુધર્મમાં તીર્થયાત્રાએ કેવું મહત્ત્વનું સ્થાન લીધું છે તે દેખાય છે. અલબત્ત આ તીર્થમાહાત્મ્ય

દ્વારા તે તે સ્થાનના ભક્ત બ્રાહ્મણોએ નવાં તીર્થસ્થાનને પૌરાણિક કથાઓનો સંબંધ લગાડીને જે પ્રાચીનતા અર્પી છે, તેથી કોઇ પણ તીર્થસ્થાનનો સમય નક્કી કરવા માટે અત્યંત મુશ્કેલી પડે છે; અને સ્વતંત્ર ઐતિહાસિક સાધન ન મળે તો સમય અંધારામાં જ રહે છે. પુરાણીઓની માન્યતા પ્રમાણે બધાં તીર્થસ્થાનો અત્યંત પ્રાચીન જ છે, પણ અત્યારે સાધારણ રીતે હિંદુઓ તીર્થમાત્રની યાત્રા ભાગ્યે જ કરે છે. અલબત્ત એવાયે હજારો સાધુઓ અને કેટલાક યાત્રારસિકો નીકળે કે જેઓ બધાં ધામોની યાત્રા કરે. કોઇ કોઇ તો પગે ચાલીને એ કરે છે. પણ સાધારણ રીતે સામાન્ય હિંદુ સ્ત્રીપુરુષો પોતાના સંપ્રદાયનાં તીર્થસ્થાનોની યાત્રા કરવા ખાસ ઇચ્છે છે અને તે ઉપરાંત બની શકે તો સર્વમાન્ય ગણાતાં પુષ્કર, પ્રયાગ વગેરેની યાત્રા પણ કરે ખરાં.

## ગુજરાતનાં તીર્થો

આખો દેશ તીર્થરૂપ કહેવાય એટલાં તીર્થસ્થાનો આ દેશમાં છે. એટલે આ ભરતખંડનાં તીર્થસ્થાનોનું તો ટૂંકું દિગ્દર્શન કરવું પણ અહીં શક્ય નથી. માટે ગુજરાત ઉપર દૃષ્ટિ કરીશું. ગુજરાતમાં યે તીર્થસ્થાનો ઓછાં નથી. તેમ લગભગ બધા માર્ગોનાં પ્રતિનિધિરૂપ તીર્થસ્થાનો આપણા ગુજરાતમાં મળી આવે છે. વળી પ્રાચીનકાળથી જ ગુજરાતનાં કોઈ કોઈ સ્થાનની તીર્થ તરીકે ગણતરી થવા માંડી હતી.

મહાભારતના ઉપર કહેલા તીર્થયાત્રાપર્વમાં ધૌમ્ય ઋષિ પશ્ચિમનાં તીર્થસ્થાનો ગણાવતાં પહેલી જ નર્મદાને ગણાવે છે. પછી વૈદુર્ય શિખર, મૈનાક પર્વત, અસિત પર્વત, અક્ષસેનનો આશ્રમ, તથા ચ્યવનાશ્રમ ગણાવી એકદમ પુષ્કરને ગણાવે છે. (म. वनपर्व अ. ८९) આ અધ્યાયને પ્રાચીન માનીએ તો પણ એ વખતે પશ્ચિમમાં નર્મદા સિવાય કશું જાણવામાં ન હતું એમ કહેવું મુશ્કેલ છે. હવે આ જ પર્વમાં પુલસ્ત્ય ભીષ્મ પાસે તીર્થોનું વર્ણન કરે છે, એ આખું પ્રકરણ એમાં વારંવાર મહાદેવનાં તથા વિષ્ણુનાં દર્શન કરવાની વાત આવે છે. એ ઉપરથી ઉપરના ધૌમ્યના વર્ણનના અધ્યાયો કરતાં પાછળનું લાગે છે. આ પુલસ્ત્યના વર્ણનમાં પહેલાં નર્મદા જ આવે છે. પછી "હિમાદ્રિ પર્વતના પુત્ર અર્બુદ પર્વતમાં વસિષ્ઠ ઋષિના આશ્રમનો ઉલ્લેખ કર્યો છે. પછી એકદમ પ્રભાસનો, (પ્રભાસના વર્ણનમાં સોમનાથનો ઉલ્લેખ જ

નથી). પછી દ્વારકાનો, પછી પિંડતારક તીર્થનો ઉલ્લેખ કર્યો છે. આગળ ચાલતાં આ જ પર્વમાં પાંડવોની પોતાની યાત્રાના પ્રસંગમાં એકદમ સૂર્પારક (સોપારા) તીર્થ પછી સમુદ્રકાંઠે ચાલતાં પાંડવો પ્રભાસ આવે છે એટલી જ વાત છે. ટૂંકામાં મહાભારતને આ તરફનાં તીર્થોમાં નર્મદાની અને પ્રભાસની વધારે ખબર છે. પછી દ્વારકા તીર્થરૂપ થાય છે. પણ પુરાણોને ગુજરાતનાં ઘણાં તીર્થોની ખબર છે. સ્કંદપુરાણના પ્રભાસખંડ, નગરખંડ, ધર્મારણ્ય વગેરે ભાગોમાં પશ્ચિમ હિંદુસ્થાનનાં અત્યારનાં ઘણુંખરાં તીર્થસ્થાનોનો ઉલ્લેખ મળે છે. બાકીનાં કેટલાંકનો પદ્મપુરાણમાં ઉલ્લેખ છે. આ બે પુરાણોના આ ભાગો ઇ. સ. નવમાદસમા શતકથી પ્રાચીન નથી.

પણ ગુજરાતમાં કેવળ વૈષ્ણવ અને શૈવતીર્થો જ નથી, બધા માર્ગોનાં તીર્થો આપણા પ્રાંતમાં મળી આવે છે. અશોકના અને તે પહેલાંના સમયમાં ઉજ્જયન્ત–ગિરનાર પર્વત પ્રખ્યાત હતો. મહારાજા અશોકે ત્યાં સુદર્શન તળાવ સમરાવ્યું અને લેખ કોતરાવ્યો, ત્યારે જેની તળેટીમાં ગિરિનગર વસ્યું હતું તે પર્વત ઉપર બૌદ્ધ ભિક્ષુઓ જરૂર રહેતા હશે; કાઠિયાવાડમાં કેટલેક સ્થળે બૌદ્ધ સમયની ગુફાઓ મળે છે. આ તરફ બૌદ્ધ ધર્મ ઝાઝું ટક્યો નહિ અને જૈન ધર્મનું જોર વધતું ગયું. એટલે જૈનોએ ગિરનારને પોતાનો–નેમિનાથનો કરી લીધો. જૈનો ત્યાં ગયા પહેલાં ગુપ્ત–સમયમાં ઈ. સ. ૫ મા શતકમાં સુદર્શનને કાંઠે વિષ્ણુનું મંદિર બંધાયું હતું. એટલે ગિરનાર એ વખત પછી વૈષ્ણવ તીર્થ બન્યો હશે. પણ કાળબળથી જેમ સુદર્શન તળાવની નિશાની ન રહી, તેમ આ જૂના મંદિરની પણ ન રહી. ગિરનાર ઉપર જૈનોએ પહેલવહેલું કયારે સ્વામિત્વ સ્થાપ્યું તે કહેવું મુશ્કેલ છે, પણ ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં ગિરનાર ઉપર હાલનાં જૈન મંદિરો બંધાયાં છે. ગિરનારનું અંબાજીનું મંદિર એ જ વખતનું છે, અને ગિરનાર ઉપરનાં તથા આસપાસનાં બીજા પંથોનાં મંદિરો તે પછીનાં છે.

આપણો ગુજરાત દેશ ખરું જોતાં સોલંકી રાજાઓના વખતમાં જ હાલનું રૂપ પામ્યો છે. ગુજરાતનાં અત્યારનાં તીર્થસ્થાનો કાં તો એ સમયમાં ઉત્પન્ન થયાં અથવા જીર્ણોદ્ધાર થઈને હાલનું રૂપ પામ્યાં છે. જૈન ધર્મનાં આબુ, ગિરનાર અને શેત્રુંજા ઉપરનાં તીર્થસ્થાનો ઈ. સ. ૧૦૦૦ પછીનાં છે. પ્રભાસ તીર્થ હતું જૂના કાળમાં, પણ સોમનાથનું

ધામ થયું પાછળથી અને એની જાહોજલાલી તો દશમા શતકમાં શિખર ઉપર હતી. સિદ્ધપુરમાં રુદ્રમાળ પણ સોલંકીઓએ બાંધ્યો. કાઠિયાવાડમાં, ભિન્નમાળમાં તથા માળવામાં સૂર્યપૂજા જૂના કાળમાં હતી, પણ અત્યારે જે એક જ મંદિરનો ભગ્નાવશેષ જળવાઇ રહ્યો છે, તે મોઢેરાનું મંદિર સોલંકીઓના વખતનું છે. દ્વારકાપુરી મહાભારતના કાળમાં હશે, પણ તે તો સમુદ્રમાં કે કાળસમુદ્રમાં ડૂબી ગઈ અને અત્યારનું પશ્ચિમનું ધામ દ્વારકા તો સોલંકીઓના વખતમાં ઊભું થયું, અને ડાકોરજી તો હમણાંના છે. દેવીભક્તિ પણ ગુજરાતને અજાણી નથી. અંબાજી આખા ગુજરાતનું તીર્થસ્થાન છે અને બહુચરાજીની યે આસપાસના પ્રદેશમાં ઘણી ખ્યાતિ છે.

ટૂંકામાં કાઠિયાવાડ ગુજરાતમાં જૈનોનાં, વૈષ્ણવોનાં, શૈવોનાં દેવીપૂજકોનાં અને સૂર્યપૂજકો કોઈ હોય તો તેઓનાં તીર્થસ્થાનો છે.

આ વિભાગમાં ગુજરાતનાં તીર્થો માત્રની નોંધ કરવાનો ઉદ્દેશ રાખ્યો નથી. તેમ યાત્રા કરનારને મદદરૂપ થાય એવાં રેલવેભાડાં, તે તે સ્થાને ઊતરવા–ફરવાની સગવડોઅગવડો, ગોરનાં નામ, રૂપ વગેરે વ્યવહારુ માહિતી આપવાનો પણ ઉદ્દેશ નથી. રેલવે ગાઈડ તથા બીજાં સાધનો છે. વળી તીર્થયાત્રા ઉપર **હિંદુસ્થાનની તીર્થયાત્રા** (કર્તા જેઠાલાલ ડી. દવે મૂલ્ય રૂ. ૭) વગેરે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

અહીં તો ગુજરાતનાં સેંકડો તીર્થસ્થાનોમાંથી જુદા નમૂનાનાં થોડાંનું વર્ણન કર્યું છે. કોઇનું ઐતિહાસિક સ્થળની ઉપર નજર રાખીને, કોઇનું તીર્થપણું ધ્યાનમાં રાખીને, કોઈનું કળાની દષ્ટિએ, આ રીતે દષ્ટિબિંદુ વિવિધ રાખ્યું છે. વાંચનાર એ જ સ્થળનો બીજી દષ્ટિથી અવલોકન કે કલ્પના દ્વારા રસાસ્વાદ લઈ શકે–લે એવી ઇચ્છાથી આ વિવિધતા ગ્રહણ કરી છે.

ખાસ તીર્થસ્થાન ન હોય એવાં સ્થળો પણ જોવા યોગ્ય હોય છે અને યાત્રાળુઓ તીર્થયાત્રા કરતાં કરતાં વિવિધ રમણીય સ્થળો, વિવિધ નગરો જોતા જાય, એ દ્વારા પોતપોતાના વિષયના લાભો પણ મેળવે. વિદ્યાર્થી કોઇ નવી વિદ્યા મેળવી લે, વ્યાપારી વેપારનો લાભ લઈ લે, વગેરે દેશાટનના અવાંતર લાભોને પણ તીર્થયાત્રાને ધાર્મિકરૂપ આપનારાઓએ ધ્યાનમાં રાખ્યા હોય એ સંભવિત છે. પણ અમદાવાદ વગેરે શહેરો વિષે ઘણી માહિતી છપાઈ ગઈ છે. એટલે જિજ્ઞાસુ

યાત્રાળુ મેળવી શકશે. ટૂંકામાં આ ભાગને સર્વસંગ્રાહી કરવાનો નહિ પણ દિગ્દર્શક કરવાનો પ્રયત્ન કર્યો છે.

આમાં દાખલ કરેલાં વર્ણનોમાં કેટલાંક ગુજરાતમાં તથા બીજે એક વખત છપાઈ ગયાં છે. આપણા ઘરડાઓની તીર્થયાત્રા કરવાની ધાર્મિકવૃત્તિ આપણામાંથી ઘસાતી જાય છે અને પાશ્ચાત્યોની દેશાટન વાસનાનો ઉદય હજી થયો નથી એટલે આપણે માટે ઘરકુકડી થઈ જવાનો ભય છે. આ કાળમાં ગુજરાતનાં સ્ત્રીપુરુષોમાં તીર્થયાત્રા–દેશાટનની રસવૃત્તિ બળવાન રૂપમાં જાગે એવી શુભેચ્છાથી આ સંગ્રહને પુસ્તકરૂપે પ્રગટ કર્યો છે.

તા. ક.—સંવત ૧૯૮૨માં પઢિયાર સ્મારક–ગ્રન્થ તરીકે આ ‘ગુજરાતનાં તીર્થસ્થાનો’ પ્રસિદ્ધ થયું ત્યારે આ પ્રકરણ લખાયું છે.

**તીર્થયાત્રા માટે સામાન્ય સૂચના**

ગુજરાતમાં તીર્થયાત્રા કરવા ઇચ્છનારે ગુજરાતના પાટનગર અમદાવાદને મધ્યસ્થળ રાખી યાત્રાની યોજના ઘડવી. અમદાવાદથી દક્ષિણનાં સ્ટેશનો પસંદ કરી આણંદથી, ડાકોરના ઠાકોરનાં દર્શન કરી આવવાં. વડોદરા જોઈ વિશ્વામિત્રીથી ડભોઇ, ચાણોદ, કરનાળી વગેરે નર્મદાનાં તીર્થોમાં સ્નાન કરી લેવું, અને ઇચ્છા થાય તો એ નદી ઉપરનાં સૂરપાણેશ્વર વગેરે રમણીય સ્થાનો જોઈ આવવાં. પછી પાછું બી. બી. સી. આઈમાં જ ભરૂચ ઊતરી શુકલતીર્થ જેવાં પ્રાચીન ગામડાની શોભા અને કબીર વડ જોઇ અંકલેશ્વર ઊતરવું. છેવટ સુરત કે નવસારી આગળ દક્ષિણ ગુજરાતની મર્યાદા બાંધી પાછા ફરવામાં વાંધો નથી.

વળી પાછું અમદાવાદથી ઊપડી, પાટણ, સિદ્ધપુર, બહુચરા, મોઢેરા અને છેક અંબાજી તથા આબુ પરનાં જૈન દેરાંઓ જોયાં એટલે એ દિશાનું પર્યટન પૂરું થયું. પછી અમદાવાદથી વીરમગામ થઇ, કાઠિયાવાડમાં દ્વારકાધીશનાં દર્શન કરી, ગિરનાર ચડી, શેત્રુંજાની શોભા જોઇ, આધુનિક ભાવનગર થઇને વઢવાણ રસ્તે પાછું અમદાવાદ આવવું.

આ રીતે ત્રણ મુસાફરીમાં ગુજરાતની યાત્રા પૂરી થઈ શકે એમ છે. શિયાળાની ઋતુ પસંદ કરી હોય તો ઓછામાં ઓછો ત્રાસ પડે, અને જુદાં જુદાં સ્થળોમાં રખડવાની અનુકૂળતા રહે.

રસ્તામાં ક્યાં ક્યાં શહેરો જોવાં, ક્યાં કેટલા દિવસ ભાંગવા, જૂનાંને સમજવામાં વધારે વખત ગાળવો કે નવાંનો રસ લેવામાં; જૂની સંસ્થાઓનો અભ્યાસ કરવો કે નવીનો; સ્થળની રમણીયતા ઉપર લક્ષ રાખવું કે ધાર્મિક પ્રતિષ્ઠા ઉપર; મુસાફરીથી આર્થિક લાભ શોધવો, જ્ઞાનલાભ શોધવો કે સૌન્દર્યોપભોગથી તૃપ્ત થવું; વગેરે વગેરે પ્રશ્નોનો નિર્ણય દરેક સંસ્કારી અને બુદ્ધિશાળી પ્રવાસી પોતાની મેળે કરી લે એ જ યોગ્ય છે.

લગભગ ઘણાંખરાં યાત્રાનાં સ્થળોમાં તથા મોટાં શહેરોમાં ધર્મશાળાઓ હોય છે, અને જૂની રહેણીકરણીવાળાં કુટુંબો થોડીઘણી અગવડ વેઠીને ધર્મશાળાઓમાં ખુશીથી રહી શકે છે. તે ઉપરાંત યાત્રાનાં ઘણાં સ્થળોમાં ગોર લોકો પોતાનાં ઘરમાં કે ઇલાયદી રહેવા વગેરેની સગવડ આપે છે. સાહેબશાઇ રીતે રહેનારાઓ માટે ડાક બંગલાઓ ઘણે ઠેકાણે હોય છે, પણ આગળથી અમલદારો મારફત બંદોબસ્ત કરવો જોઈએ. કાઠિયાવાડનાં તથા મહીકાંઠાનાં દેશી રાજ્યોમાં મહેમાનો માટે ગેસ્ટ–હાઉસો હોય છે અને વગ હોય તો મહેમાનગતિ પણ થાય છે. બાકી તો દેશાટનથી ચતુરાઈ વધે છે એ વાત ખરી, પણ થોડા સાહસના અને સહનશીલતાના ગુણો વગર દેશાટનનો વિચાર જ કરવા જેવો નથી.



## ભૃગુપુર—ભરૂકચ્છ—ભરૂચ

**દન્તકથા** કહે છે કે, ઉનાળામાં એક અતિ તાપવાળા દિવસે ભગવાન શંકરને શરીરે ખૂબ પરસેવો છૂટચો અને એ પરસેવામાંથી એક અતિ રૂપાળી કન્યા પ્રગટ થઇ. આ શંકરપુત્રી તેજ નર્મદા કે રેવા. આ કારણથી જ રેવા રુદ્રદેહા કહેવાય છે. આ રુદ્રકન્યા રેવાનો જન્મ વૈશાખ સુદિ પૂનમે થયો મનાય છે.

નર્મદા નદીની લંબાઈ લગભગ સાડા સાતસો માઇલ છે. એ અમરકંટકના ૩૫૦૦ ફીટ ઊંચા પહાડમાંથી નીકળી, વિન્ધ્યાદ્રિ અને સાતપુડા પર્વતની વચ્ચેથી પસાર થઇ ગુજરાતમાં આવે છે. નર્મદા મહાનદી છે. દર વર્ષે કેટલું પાણી નર્મદા લઇ આવે છે એનો ખ્યાલ આવવા માટે કહેવું જોઇએ કે, જો ચોમાસામાં ૩૬ ઇંચ વરસાદ પડયો હોય તો આખા વર્ષ દરમ્યાન નર્મદામાં એટલું પાણી આવે કે એ પાણીથી ૩૨૪ ચોરસ માઇલ ક્ષેત્રફળનું અને ૧૦૦ ફીટ ઊંડું સરોવર ભરાઈ જાય. નર્મદા ગુજરાતમાં મોટામાં મોટી નદી છે. અને ભારતવર્ષની મહાનદીઓમાંની એક છે. પણ એની આકર્ષકતા એ એક જ કારણથી નથી; પણ બંને કાંઠે પહાડો તથા ભયંકર જંગલોની વચ્ચે ઊંડી ખીણમાં પથરાઓ ઉપર પછડાતી, ઊછળતી, ઠેકડા મારતી, ખરાડા પાડતી નર્મદાની રમણીય ભવ્યતા અને ભયંકરતા એ રુદ્રકન્યાને ઘણી આકર્ષક બનાવે છે. તેમાં ય કેટલાંક સ્થળો અતિશય રમણીય છે. અમરકંટકથી જોરમાં નીચે ઊતરતી નર્મદા ૨૦૦ માઇલ દોડયા પછી જબલપુરથી નવ માઇલ નીચે આરસપહાણના ખડકોમાં જે ઊંડો કૂદકો મારે છે, તે કૂદકો–ધોધ અને એ આરસપહાણના ખડકો એ દેખાવ અદ્ભુત છે. આ પહેલાં પણ કેટલાક ધોધ આવી જાય છે અને પછી પણ ચાળીસ ચાળીસ ફીટના બેત્રણ ધોધો આવે છે. નદી ક્વચિત્ પહાડો વચ્ચે, પથરાઓમાં પછડાતી ચાલે છે, તો

ક્વચિત્ ઊંચાં ભવ્ય વૃક્ષો વચ્ચે શાંત રીતે ચાલી જાય છે. ક્વચિત્ વિશાળ પ્રદેશમાં પથરાઈ જાય છે તો ક્વચિત્ પોતાનો પટ સંકેલી લઇ હરણની ફાળમાં સમાઈ જાય છે. સેંકડો માઈલ સુધી ભયંકર જંગલો વચ્ચે ચાલ્યા પછી ગુજરાતના ફળદ્રૂપ પ્રદેશને વધારે ફળદ્રૂપ કરતી વાડીઓ અને ખેતરો વચ્ચેથી જ્યારે આ રુદ્રકન્યા પસાર થાય છે ત્યારે જાણે એનું રૂપ જ બદલાઈ જાય છે, એના પિતાનું રુદ્રત્વ શાંત થઈ શંકરત્વ પ્રગટ થાય છે. નદીનાં પાણી પણ ક્યાંક સો સો ફીટ ઊંડાં છે તો ક્યાંક વેંતભર છે.

ભયંકર જંગલો, પહાડો અને મહાનદી ત્રણેનો જ્યાં યોગ થયો, ત્યાં રમણીયતા અને ભવ્યતાના ભક્ત આર્યોને તીર્થની કલ્પના વીજળીના વેગથી સ્ફુરતી. વળી નર્મદા તો આર્યાવર્તની એક કાળે સીમા જેવી હતી. દક્ષિણ તરફ ધસ્યે જતા આર્યો વિંધ્યાચળ અને નર્મદા આગળ અટકી જતા. આ રીતે અટકેલા આર્યોએ નર્મદાની આકર્ષકતા નિરાંતે અવલોકી હોય એ સ્વાભાવિક છે. તીવ્રતમ તપની ઇચ્છાથી વસ્તીથી દૂર ને દૂર જતા, અતિશય ભયાનક તથા અગમ્ય સ્થાનો શોધતા તપસ્વીઓ નર્મદાના કાંઠા ઉપરનાં જંગલોને તપોભૂમિ માની, ત્યાં જ તપ કરવા બેસી ગયા હોય એ પણ સંભવિત છે. આવા મહાન તપસ્વીઓનાં દર્શન કરવા અતિશય શ્રમ તથા જોખમ ખેડીને જે ભાવિકો નર્મદાકાંઠે આવતા હશે, તેઓને ગંગા-યમુના ઘણે દૂર મૂકયા પછી એ મૈયાઓ સાથે સ્પર્ધા કરે એવી આ મહાનદીને જોઈને કેટલો આનંદ થયો હશે એની કલ્પના આ રેલવેની જોખમ કે શ્રમ વગરની મુસાફરીના સમયમાં આવવી સંભવિત નથી. મહાતપસ્વીઓનાં દર્શનથી તથા ભવ્ય અને ભયાનક જંગલો વચ્ચે વહેતી પુણ્યસલિલા રુદ્રદેહાનાં દર્શનથી, એનાં અને જળમાં સ્નાનથી તૃપ્ત થયેલા ભક્તોએ નર્મદાને પણ પવિત્ર નદી માનવા માંડી હશે. ગંગાથી આટલે દૂર આવ્યા પછી રેવાજીને પવિત્ર ન માને તો આર્યો જીવે કેમ ? બીજી તરફથી સાહસિક ક્ષત્રિય વીરોએ નર્મદા આગળ અટકીને માળવા-ગુજરાતનાં રાજ્યો જમાવ્યાં, એટલે નર્મદાનું માહાત્મ્ય બેવડું વધ્યું. ધર્મ અને અર્થ બેયના આશ્રયરૂપ નર્મદાની તીર્થરૂપતા વધતી ગઇ. પહેલાં જ્યાં યોગીઓ અને તપસ્વીઓ યોગ અને હઠની સાધના કરવા બેસતા ત્યાં મોટા યજ્ઞો થવા લાગ્યા. અને યજ્ઞોનું સ્થાન દેવપૂજાએ

લીધું, એટલે નર્મદાના કાંઠા ઉપર દેવો આવીને બેઠા. રુદ્રકન્યાના કાંઠા ઉપર ભગવાન રુદ્ર સિવાય બીજું કોણ હોય? છેક મૂળથી મુખ સુધી નર્મદાના કાંઠા ઉપર સ્થળે સ્થળે અનેક શિવમંદિરો ઊભાં થઇ ગયાં. રેવાજીની પવિત્રતાના ગ્રન્થો લખાયા. યાત્રાઓ અને પરિક્રમાઓ થવા લાગ્યાં. ભગવતી ભાગીરથીનો એક કાંઠો—કાશી તરફનો કાંઠો પવિત્ર—મુક્તિદાયક મનાય છે, ત્યારે બીજો કાંઠો અપવિત્ર મનાય છે. આની સરખામણીમાં રેવાભકતો રેવાને ઉભયતટપાવની ગણે છે અને કહે છે કે, સરસ્વતીમાં ત્રણ દિવસ સ્નાન કરવાથી, યમુનામાં સાત દિવસ અને ગંગામાં એક દિવસ સ્નાન કરવાથી સર્વ પાપો ધોવાઇ જાય છે, પણ રેવામાનાં તો દર્શનથી જ પાપ ધોવાઈ જાય છે. વળી યમુના અને ગંગાની પવિત્રતા કલિયુગનાં અમુક વર્ષો ગયા પછી ક્ષીણ થઈ જશે, પણ નર્મદાની તો અનંતકાળપર્યંત રહેશે. રેવાભકતોની માન્યતા પ્રમાણે કેવળ રેવાજીનું જ પાણી નહિ, પણ એના ઉતર કાંઠા ઉપર ૧૬ ગાઉ સુધી અને દક્ષિણ કાંઠા ઉપર આઠ ગાઉ સુધી કૂવા—તળાવનાં પાણી પણ રેવાજળ સમાન પાવનકારી મનાય છે. વધારે શું? પોતાની પુત્રી ઉપર ભોળા શંભુની એટલી કૃપા છે કે નર્મદામાં સર્વત્ર પોતે વાસ કરીને રહે છે; એટલે 'નર્મદાના કંકર એટલા શંકર' એવી કહેવત પડી છે અને નર્મદામાંથી મળેલા બાણની શિવભકતો બહુ શ્રદ્ધાથી પૂજા કરે છે.

જો કે નર્મદાનો પોતાનો ખાસ મેળો ભરાતો નથી; પણ અમુક અમુક દિવસે તથા ગ્રહણ વગેરે પર્વોમાં નર્મદામાં નહાવાથી વધારે પુણ્ય થાય છે એમ મનાય છે; અધિક માસ વગેરેમાં નર્મદાની પંચતીર્થી કરવામાં આવે છે. જો કે ભરૂચનું નર્મદાનું મન્દિર તદ્દન આધુનિક સીત્તેર—પંચોતેર વર્ષ પહેલાંનું છે, પણ નર્મદાના કાંઠા ઉપરનાં કેટલાંક મન્દિરો પ્રાચીન છે, અને જુદે જુદે સ્થળે જુદે જુદે વખતે મોટા મેળાઓ ભરાય છે. રેવાજીના સૌથી મોટા ભકતો એની પરિક્રમા (પ્રદક્ષિણા) કરે છે. આવી રીતે રેવાજીના મૂળથી મુખ સુધી પ્રદક્ષિણા કરવા દૂર દૂરના લોકો આવે છે. નર્મદાના કાંઠા વચ્ચે ઘણા ભાગમાં જંગલી જનાવરોથી ભરેલાં જંગલો આવતાં હોવાથી મોટે ભાગે સાધુઓ, બાવાની જમાતો અને કવચિત્ બધી રીતે પામતા પહોંચતા ગૃહસ્થસંઘો જ આવી પરિક્રમા કરી શકે છે. આખી પરિક્રમામાં લગભગ

દોઢ-બે વર્ષ લાગે છે. આ પરિક્રમાવાસીઓ પણ પવિત્ર મનાય છે. રસ્તામાં જે ગામમાં તેઓ ઊતરે ત્યાંના લોકો આ યાત્રાળુઓનાં દર્શન કરવા જાય છે. આવી જમાતોનું ખર્ચ ગામનાં મહાજનો ચાર ચાર મહિના સુધી ચલાવે છે. જે લોકો આ પ્રમાણે પરિક્રમાનું સાહસ કરી શકતા નથી, તે પણ જો બને તો મછવામાં બેસીને કે જમીન રસ્તે નદીના મૂળ તરફ ઠીક પડે ત્યાં સુધી રસ્તામાં કાંઠા ઉપરનાં દેવોનાં દર્શન કરતા જાય છે. નર્મદાની તીર્થમયતાનો ખ્યાલ આવવા માટે એટલું કહેવું બસ થશે કે ભરૂચની આસપાસ મહારુદ્ર સુધીની પાંચ માઇલની જ પંચતીર્થીમાં ૫૫ તીર્થો આવે છે. તો ૭૦૦-૮૦૦ માઇલ લાંબા નર્મદાના કાંઠાનું શું પૂછવું?

### ભરૂચ

અમરકંટકથી નીકળેલી નર્મદા નદી ખંભાતના અખાતમાં મળે છે. નદીનો સમુદ્ર સાથેનો સંગમ થયો એટલે એ તીર્થ થયું. મહાનદીના સંગમ નજીક શહેર હોય તો વેપાર માટે બહુ અનુકૂળ બંદર થાય. આ બેવડા વિચારથી ઘણા જૂના કાળમાં નર્મદાના સમુદ્રસંગમ આગળ શહેર વસવું જોઇએ અને ખરેખર બન્યું છે પણ તેમજ. આ સ્થળે પહેલું શહેર કોણે અને કયારે વસાવ્યું? કથા તો કહે છે કે 'જે ટેકરી ઉપર હાલમાં ભરૂચ વસ્યું છે, તે ટેકરી ઉપર પહેલાં લક્ષ્મીજીએ શ્રીનગર નામનું પોતાને વસવા યોગ્ય શહેર વસાવ્યું હતું; પણ પાછળથી ઉજ્જડ થઇ ગયું અને ત્યાં કેવળ જંગલ રહ્યું. આ જંગલ હેડંબા નાનની રાક્ષસીની પુત્રી હાટિકાના તાબામાં હતું. આજે મહી અને તાપી વચ્ચેનો જે પ્રદેશ ધનધાન્ય, સમૃદ્ધિ અને વસ્તીથી ભર્યો છે, તે પ્રદેશ હિંસક પશુઓથી ભરેલા ગીચ જંગલોથી ભરેલો હતો. જે વખતે આ નર્મદાકાંઠાના જંગલમાં આવવાની કોઇ માણસ હિંમત નહિ કરી શકતું હોય, ત્યારે સાહસિક તપસ્વી ભૃગુઋષિ આવીને સમુદ્રસંગમ આગળ એક ટેકરી ઉપર રહ્યા; અને પાછળથી સ્થળ યોગ્ય લાગવાથી પોતાના શિષ્યોનાં કુટુંબો વગેરે અઢાર હજાર માણસો સાથે હેડંબાવનમાં આવ્યા અને "નંદન સંવત્સરની માઘ સુદિ પાંચમે નર્મદાના ઉત્તર કિનારા ઉપર કૂર્મની પીઠ ઉપર વિશ્વકર્માનું સ્મરણ કરીને ભૃગુઋષિએ મોટું નગર વસાવ્યું. ભૃગુએ વસાવેલા નગરની સ્થાપના કૂર્મની પીઠ ઉપર હોવાથી એ

ભૃગુકચ્છ એવે નામે ઓળખાવા લાગ્યું" (રેવાખંડ)

ભરૂચની સ્થાપના સંબંધી આ પૌરાણિક વાતોમાં ઐતિહાસિક તત્ત્વ કેટલું હશે?

લક્ષ્મીજીના શ્રીનગરની કથા તો ભૃગુકચ્છની એક કાળની અસાધારણ સમૃદ્ધિનું રૂપક લાગે છે. હેડંબાવન અને હાટિકાના તાબામાં આ દેશ, એ આ પ્રદેશ જે કાળે જંગલમય હતો તે કાળની વસ્તુસ્થિતિ દર્શાવે છે. તે કાળે નર્મદાકાંઠાના લાટ પ્રદેશમાં પણ જંગલ, જંગલી જનાવરો અને જંગલી માણુસો-રાક્ષસો-એ સિવાય કશું ન હતું. આવા જંગલમાં પ્રથમ ભૃગુઋષિ આવ્યા અને તેમણે તથા તેમના વિદ્યાર્થીસંઘે-ટોળાંએ આ પ્રદેશને સાફ વસવા યોગ્ય બનાવ્યો; છેવટે શહેર વસાવ્યું. ઉપલી કથામાં આટલી ઐતિહાસિક હકીકત લાગે છે. ભૃગુઓ કોણ? કયાંથી કયે રસ્તે આવ્યા? ઉત્તરમાં માળવા રસ્તે આવેલા આ કોઈ આર્યો હશે? કોકણમાંથી જમીન રસ્તે આવેલા મિશ્ર આર્ય દ્રાવિડો હશે કે દરિયા રસ્તે આવેલી ઇરાકના આર્યોની કોઇ બીજી ટોળી હશે? કાંઇ નક્કી કહેવાતું નથી. સમુદ્રરસ્તે પણ આ પ્રદેશમાં વસવાટ થવાનો ઘણો સંભવ છે. પણ નિશ્ચય કરાવે એવા કોઈ પુરાવા નથી. વળી શ્રી. ક. મા. મુનશી કહે છે તેમ ભરૂચ વસ્યા પહેલાં કોઈક યુગમાં નર્મદા અને સમુદ્રના સંગમ આગળ માહિષ્મતીપુરી હોય, તો એ પણ અસંભવિત નથી. તેઓ કહે છે કે, કાર્તવીર્ય સહસ્રાર્જુનની માહિષ્મતીપુરી સંબંધી બધા પૌરાણિક ઉલ્લેખો, એ પુરી ભરૂચ હાલમાં છે ત્યાં કે તેથી પણ નીચાણમાં નર્મદાના સંગમ આગળ હોય એમ સ્પષ્ટ સૂચવે છે. આ માહિષ્મતી નગરીનો સહસ્રાર્જુનનો નાશ કરનાર પરશુરામે નાશ કર્યો કે સમુદ્રે નાશ કર્યો, એ કાંઇ જાણવામાં નથી. પછી ઐતિહાસિક કાળમાં ભરૂચનું દેદીપ્યમાન અસ્તિત્વ દેખાય છે. ગુજરાતનાં જૂનામાં જૂનાં શહેરોમાંનું એક ભરૂચ છે. વૈદિક સમયમાં એનું નામનિશાન દેખાતું નથી, પણ બૌદ્ધજાતકોમાં, જૂનાં પુરાણોમાં તથા જૂનાં ગ્રીક-રોમન લખાણોમાં ભરૂકચ્છ (બારીગાઝા)ના ઉલ્લેખો જોવામાં આવે છે. અર્થાત્ ઈ. સ. પૂર્વેના એક બે સૈકાઓમાં ભરૂચ ભારતવર્ષના પશ્ચિમ કાંઠાનું એક મુખ્ય શહેર હતું. એ વખતે છાષ્ટી (સાલસેટ)માં સુપારક, નર્મદાકાંઠે ભરૂચ અને સુરાષ્ટ્રમાં પ્રભાસ એ ત્રણ પશ્ચિમ ભારતનાં મુખ્ય બંદરો હતાં.

## ભરૂચનો ઇતિહાસ

મૌર્ય પહેલાંના સમયની ખબર નથી, પણ મૌર્ય સમયમાં સુરાષ્ટ્ર પેઠે ભરૂચ પણ મૌર્યોના તાબામાં હોવું જોઈએ. દંતકથા તો કહે છે કે ચાણક્ય કૌટિલ્ય અને મૌર્ય ચંદ્રગુપ્ત પાછલી અવસ્થામાં પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા રેવાકાંઠે શુકલતીર્થમાં આવીને રહ્યા હતા. (રેવાખંડ) આ દંતકથામાં કાંઈ તત્ત્વ જણાતું નથી, મૌર્યોના સંબંધની સ્મૃતિ હોય તો ભલે. અશોકનાં સામ્રાજ્યમાં ભરૂચનો—લાટનો સમાવેશ હતો એ નિઃસંદેહ (જુઓ ગિરનારના લેખો). પછી શુંગોના હાથમાં ગુજરાત રહ્યું લાગતું નથી. પણ મિનેન્ડરના તથા ઍપોલોડોટસના સિક્કાઓ મળે છે; એટલે કદાચ એ યવનોના હાથમાં થોડો વખત લાટ પણ રહ્યું હોય; પછી ક્ષત્રપોના હાથમાં ગયું એમ રુદ્રદામનના ગિરનારના શિલાલેખ પરથી તથા ક્ષત્રપ સિક્કાઓ ભરૂચમાંથી મળ્યા છે તે પરથી સાબિત થાય છે. ક્ષત્રપોના સમયમાં વચ્ચે થોડો વખત આન્ધ્ર રાજાઓના હાથમાં ગયું હોય એ સંભવિત છે. ક્ષત્રપો પાસેથી ગુજરાત ગુપ્તોના તાબામાં ગયો. ગુપ્તોના સિક્કાઓ પણ ભરૂચમાંથી મળ્યા છે. 'પૅરિપ્લસ'નો લેખક તથા ટૉલેમી ભરૂચ શહેર (Barugaza ભરૂકચ્છ)ની ખાસ નોંધ લે છે. પૅરિપ્લસના કહેવા પ્રમાણે ભરૂચ શહેરથી આરંભી સિંધુ સુધીનો દેશ ભરૂચ નામથી ઓળખાતો. ગુપ્તો પાસેથી ભરૂચ વલભીઓના તાબામાં આવ્યું નથી લાગતું. એ વખતના ભરૂચના ગુર્જર રાજાઓ દક્ષિણના ચાલૂક્યોના ખંડિયા રાજા હોય કે સ્વતંત્ર પણ હોય; પરંતુ ભરૂચના રાજા તરીકે પહેલવહેલો ઉલ્લેખ આ ગૂર્જર રાજાઓનો મળે છે. આ ગૂર્જર રાજાઓ વિશે એમનાં દાનપત્રોમાંથી જે માહિતી મળે છે એથી વિશેષ કાંઈ જાણવામાં આવ્યું નથી. પણ લગભગ ઈ. સ. ૬૩૦ થી ૭૩૫ સુધીનાં લાટના ગૂર્જર રાજાઓનાં દાનપત્રોમાંથી આશ્રમેશ્વર (જમ્બૂસર તાલુકો) નો તથા શિહુગ્રામ (હાલનું શીગામ), ગોલી આવલી (હાલનું ગોલેલ), જમ્ભ (હાલનું જામડી) વગેરે ગામોનો ભરૂકચ્છ વિષયનાં ગામો તરીકે ઉલ્લેખ મળે છે. વળી શિરીષપદ્રક (સીશોદ્રા) અક્રૂરેશ્વર (હાલના અંકલેશ્વર) તાલુકામાં હોવાનો તથા જમ્બૂસરના બ્રાહ્મણોને દાન આપ્યાનો ઉલ્લેખ છે.

આ ઉપરાંત વર્નેરા (હાલનું વલનેર) સરથુઆ (હાલનું સુરથાન)

વગેરે ગામોનો ઉલ્લેખ મળે છે. આ બધા ઉપરથી તે વખતે પણ ભરૂચ જિલ્લામાં હાલના ભરૂચ, વાગરા, અંકલેશ્વર, જમ્બૂસર અને આમોદ તાલુકાઓનો સમાવેશ થતો હતો એમ જણાય છે. વળી ભરૂચ જિલ્લો—લાટ એ વખતમાં ઈ. સ. સાતમા શતકમાં સારી રીતે વસેલો દેખાય છે. અલબત્ત પાછળથી ફેરફારો થયા હશે, પણ અત્યારની ભરૂચ જિલ્લાની વસ્તીનું મૂળ આ ગૂર્જર રાજાઓના વખતમાં મળે છે.

ઈ. સ. છઠ્ઠા શતકના જ્યોતિષી વરાહમિહિરે પશ્ચિમ ભારતના એક દેશ તરીકે ભૃગુકચ્છનો ઉલ્લેખ કર્યો છે. સાતમા શતકનો યુવાનચુઆંગ પણ નોંધ કરે છે. એ ચીનાઇ મુસાફર ભરૂચમાં દશ સંઘારામો તથા કેટલાંક મન્દિરો હોવાનું કહે છે. એ જ શતકમાં આરબોએ ભરૂચ ઉપર હુમલો કર્યો હતો. આ વખતે લાટ દેશ દક્ષિણના ચાલૂકયોના હાથમાં હોય એમ જણાય છે, અને ચાલૂકયો પાસેથી આઠમાનવમા શતકમાં માલખેડના રાષ્ટ્રકૂટોના હાથમાં આવ્યો. રાષ્ટ્રકૂટ રાજાઓનાં અનેક દાનપત્રો લાટમાંથી મળ્યાં છે. આ રાષ્ટ્રકૂટોએ લાટનાં ગામોનાં દાનો કર્યાં છે. લાટના રાષ્ટ્રકૂટ—સામંતો પાછળથી પણ માલખેડથી સ્વતંત્ર થયા નથી.[1] પણ અણહિલવાડના સોલંકીઓએ-મૂળરાજથી કર્ણ સુધી પ્રયત્ન કરીને લાટને છેવટનું ગુજરાત સાથે જોડી દીધું અને ગુજરાતે એને અપનાવી લીધું. જૂના લેખોમાં ગૂર્જરથી લાટની ભિન્નતા દેખાય છે તે નીકળી ગઈ. લાટે પણ ગુજરાતથી જુદી અસ્મિતા છોડી દીધી; ગુજરાતના મુખ્ય સંસ્કારો સ્વીકાર્યા અને એ વખતથી જૂની ગુજરાતી ભાષા સ્વીકારી લીધી. લાટની જૂની વસ્તી ગમે ત્યાંથી આવી હોય પણ ચાલૂકય રાષ્ટ્રકૂટોના વખતમાં કોકણની કેટલીક વસ્તી લાટમાં આવી હશે. કોકણના રીતરિવાજો અને સંસ્કારોની અસર પણ લાટ ઉપર થઈ હશે, પણ અણહિલવાડના સોલંકીઓના વખતમાં ગુજરાતનું એવું સંગઠન થયું કે અત્યારે કાઠિયાવાડ મધ્ય ગુજરાતથી કોઇ કોઇ રીતરિવાજમાં જુદું પડતું લાટ સંપૂર્ણ રીતે ગુજરાતી છે. વર્તમાન ગુજરાતીની અસ્મિતા સોલંકીઓના વખતમાં જન્મી છે અને હજી ચિરંજીવ છે. કાઠિયાવાડ, મધ્ય ગુજરાત અને

૧. જુઓ; મારો ગુ. મ. રા. ઇ. વિ. ૧ મા પ્ર. ચોથું, જેમાં ગુજરાતના આ રાષ્ટ્રકૂટોનો સવિસ્તર ઇતિહાસ આપ્યો છે.

લાટ એ ત્રણુ અંગોવાળા ગુજરાતરૂપી શરીરમાં આત્મા એક જ સ્ફુરે છે. ગુજરાતની સ્વતંત્રતા ગયા પછીના ભરૂચના ઈતિહાસ વિશે કશું કહેવાનું નથી; કારણુ કે પછીથી ગુજરાતથી જુદો ભરૂચનો ઇતિહાસ જ નથી. ઈ. સ. ૧૩૦૦ પછી મુસલમાન સૂબાઓ, પછી અમદાવાદના સુલતાનો (ઇ. સ. ૧૩૯૧ થી ૧૫૭૨) પછી મોગલો અને પછી મરાઠાઓ આવ્યા. ઈ. સ. ૧૭૩૬ માં ભરૂચનો મુસલમાન સૂબો લગભગ સ્વતંત્ર નવાબ થયો. ઈ. સ. ૧૭૭૨ માં અંગ્રેજોએ ભરૂચ લીધું અને વચ્ચે થોડાં વર્ષ સુધી સિંધિયા સરકારને પાછું આપ્યા પછી ઈ. સ. ૧૮૦૩ માં છેવટનું લીધું તે હજી સુધી બ્રિટિશ સરકારના હાથમાં છે.

### ભરૂચનો વ્યાપાર

ભરૂચ બે હજાર વર્ષ પહેલાંનું બંદર છે. બે હજાર વર્ષ ઉપર એ મોટું બંદર હતું એ ઉપર કહ્યું જ છે. ઇ. સ. ના આરંભમાં રોમના બાદશાહ ઑાગસ્ટ સીઝર પાસે આ દેશમાંથી જે એલચીઓ ગયેલા, તેમાં એક ભરૂચનો વતની ઝારમેનિસિગસ (કદાચ શ્રમણાચાર્ય) હતો; જે ઍથેન્સમાં ચિતા ખડકાવી બળી મૂઓ હતો એમ રોમન લેખકોએ નોંધ કરી છે. એ વખતે ભરૂકચ્છના બંદરે અરબસ્તાન, ઇજિપ્ત, ઇરાન અને આ દેશનાં બીજાં બંદરોનાં અનેક વહાણો આવીને લંગર કરતાં. અને અફઘાનિસ્તાન, પૂર્વ તથા મધ્ય હિંદુસ્તાનનો માલ જમીન રસ્તે સિંધ અને ઉજ્જેન થઈ અને દક્ષિણાપથનો પૈઠણુ થઈ ભરૂચ આવી, અરબસ્તાન વગેરે પરદેશ તરફ જતો; અને ઇજિપ્ત, અરબસ્તાન, રોમ વગેરે પરદેશનો માલ એ જ રસ્તે આ દેશના અંદરના ભાગમાં જતો. આ વેપારથી રોમનું પુષ્કળ સોનું આ દેશમાં ઘસડાઈ આવતું. એ વખતે ભરૂચ કેવળ માલની લેવડદેવડથી જ સંતુષ્ટ નહોતું થતું; પણુ અનેક પ્રકારનો માલ જાતે તૈયાર કરતું. છેક જૂના કાળમાં પણુ ઝીણું, સુંદર કારીગરીવાળું કાપડ તૈયાર કરવા માટે ભરૂચ પ્રખ્યાત હતું. ભરૂચની આ ખ્યાતિ આખા ઐતિહાસિક સમય દરમ્યાન ચાલુ રહી છે. ૧૭ મા શતકના આરંભમાં, ડચ લોકોએ તથા અંગ્રેજોએ ભરૂચમાં કોઠી નાખી એ ભરૂચની આ ખ્યાતિથી આકર્ષાઇને જ. સત્તરમા શતકના મધ્ય ભાગ વિશે લખાયું છે કે, એ વખતે (૨૫૦ વર્ષ પહેલાં) દુનિયાના કોઈ પણુ ભાગમાં ભરૂચ જેટલા ક્ષેત્રફળમાં ભરૂચ જેટલું

કાપડ નહોતું તૈયાર થતું. આ દેશમાં સુતરાઉ કાપડની પેદાશમાં બંગાળા, એ વખતે બધાથી ચડિયાતું હતું, પણ ભરૂચ બંગાળાની હરીફાઇમાં ઊંચું માથું રાખીને ઊભું રહ્યું હતું. ધીમે ધીમે ભરૂચના આ વણકરોની પડતી થતી ગઈ; જે સ્થિતિ ૧૭ મા શતકમાં હતી તે અઢારમામાં ન રહી અને અઢારમામાં હતી તે ૧૯ મા શતકમાં ન રહી. કેટલા પ્રકારનું કાપડ અઢારમા શતકની છેલ્લી પચ્ચીશીમાં ભરૂચમાં તૈયાર થતું હતું એનું વર્ણન મી. ફૉર્બ્સે લખ્યું છે એ વાંચવા જેવું છે. ઈ. સ. ૧૮૨૦ માં કર્નલ વિલિયમ લખે છે કે, એ વખતે ભરૂચમાં પરદેશ ચડાવવા માટે દર વર્ષે ચાર લાખ પચ્ચીશ હજાર રૂપિયાનું કાપડ તૈયાર થતું. ઈ. સ. ૧૮૪૯ માં મી. ડેવિઝ લખે છે કે, "છેલ્લાં ૨૯ વર્ષમાં ભરૂચની સ્થિતિ તદ્દન ફરી ગઈ છે. હાલમાં અહીં ભાગ્યે જ દશ હજાર રૂપિયાનું કાપડ તૈયાર થાય છે. પારસી વણકરો વધારે કમાવા ગામ છોડી ગયા છે, સૂતર વિલાયતી વપરાય છે અને પચ્ચીશ વર્ષ પહેલાં અરબસ્તાન જેટલો માલ જતો હતો, તેનો હજારમો ભાગ અત્યારે જતો નથી." આ રીતે વિલાયતી સસ્તા કાપડે આ દેશના વણકરોના ધધાને તોડી નાખ્યો. પછી તો મુંબઈ–અમદાવાદમાં મિલો થઈ; (હાલમાં ભરૂચમાં યે મિલો છે.) ધીમે ધીમે રેંટિયા યે ચાલતા બંધ થયા. ભરૂચ બંદરનો વેપાર પણ ધીમે ધીમે સૂરતે ખેંચી લીધો, અને છેવટ તો મુંબઈ બંદરના હાથી પગલામાં ભરૂચ, સૂરત બધાં ડૂબી ગયાં. આ રીતે અણહિલવાડના સોલંકીઓના વખતથી ૧૧મા ૧૨મા શતકથી તે ૧૭ મા શતક સુધી સમૃદ્ધિશાળી, સુખી અને સાહસિક વેપારોથી ભરેલા ગુજરાતના મુખ્ય બંદર તરીકે ભરૂચનું જે સ્થાન હતું તે નીકળી જઈ અત્યારે ગુજરાતનું બીજા વર્ગનું શહેર થઈ રહ્યું છે; અને રૂની 'સીઝન' ઉપર મુખ્યત્વે જીવે છે. ભરૂચનું રૂ તો પહેલેથી વખણાતું અને હજી વખણાય છે.

## ભરૂચ શહેર

પૂર્વ–પશ્ચિમ અર્ધા ગાઉના પટમાં વહેતી મહાનદી નર્મદાના ઉત્તર કાંઠા ઉપર એક ઊંચા ટેકરા ઉપર ભરૂચ પાઘડીપને વસેલું છે. અને રેલવેમાં બેઠાં સામે કાંઠેથી કે રેલવેના પુલ ઉપરથી જોનારને અથવા નદીમાં મછવામાં બેસીને જોનારને રમણીય લાગે છે. ખાસ કરીને રાતનો દેખાવ સરસ લાગે છે. નર્મદા ભરૂચની આબાદી અને તંદુરસ્તી

બન્નેનું સાધન છે. નર્મદા ઉપરથી આવતો પવન ભરૂચની હવાને તંદુરસ્ત રાખે છે.

ભરૂચ ગુજરાતનું જૂનામાં જૂનું શહેર છે; પણ પહેલેથી એ આ સ્થળે જ અને આટલા જ વિસ્તારમાં વસેલું હશે કે કેમ એ કહેવાતું નથી. જો કે ઝાઝો ફેરફાર થયો હોય એમ જણાતું નથી; માત્ર એટલું લાગે છે કે ભરૂચને ફરતો કોટ થયો તે પહેલાં ઝાડેશ્વરી દરવાજા બહારનો ભાગ વધારે વસેલો હશે. પછી તો સિદ્ધરાજ કે કુમારપાળના વખતમાં કોટ બંધાયો એટલે શહેર અને પરાંઓ એમ બે ભાગમાં શહેર વહેંચાઈ ગયું. અત્યારે મ્યુનિસિપાલિટીની હદ પ્રમાણે ભરૂચ અઢી માઈલ લાંબુ અને ૢ માઈલ પહોળું છે. પણ એની પૂરી આબાદીના વખતમાં મહારુદ્રથી કાળી તલાવડી સુધી સાડા ચાર માઈલની લંબાઈમાં વસેલું હશે.

ભરૂચની વસતી ઈ. સ. ૧૭૭૭ માં શહેરમાં ત્રીશ હજાર અને પરાંઓમાં વીશ હજાર મળી કુલ પચાશ હજારની હતી. ૧૮૪૧ માં ઘટીને ૩૧ હજાર થઈ હતી; પણ હાલમાં લગભગ ૪૫ હજાર છે. તેમાં ૨૬ હજાર હિંદુઓ, ૧૩ હજાર મુસલમાનો અને બે હજાર પારસીઓ છે. ભરૂચ પ્રાચીન નગર અને તીર્થસ્થાન છે; પણ નર્મદાની પવિત્રતા સિવાય એનું તીર્થપણું ભરૂચ જિલ્લા બહાર ઝાઝું જણાતું નથી. એટલે સામાન્ય દેખાવ તીર્થસ્થાન જેવો નથી લાગતો, ગોરોનો કાંઈ જ ત્રાસ નથી. તેમ એની પ્રાચીનતાના પુરાવારૂપ પણ કાંઈ જીવતું રહ્યું નથી. સલ્તનતોના ફેરફારોએ, પોર્ટુગીઝોની તથા મરાઠાઓની લૂંટોએ અને નર્મદાની મોટી રેલોએ એવા ફેરફારો—વિનાશો ભૂતકાળમાં કર્યા છે, કે જૂનું કાંઈ જીવતું રહેવાનો સંભવ જ નથી. અત્યારે જે ભરૂચ શહેર દેખાય છે તે દોઢસો-બસો વર્ષ જૂનું છે. જૂનામાં જૂનાં ઘરો દોઢસો વર્ષથી જૂનાં ભાગ્યે જ હશે; પણ એ વખતનાં લલ્લુભાઈની હવેલી જેવાં જે જૂનાં મકાનો છે તેમાંનું લાકડાંનું કોતરકામ અમદાવાદ, સૂરતનાં એ જ પ્રકારનાં ઉત્તમ કામને મળતું છે. શહેરમાં મંદિરો ઘણાં છે, પણ બધાં સો—દોઢસો વર્ષની અંદર બંધાયેલાં છે. અલબત્ત ભૃગુઋષિના મહાદેવ, ગંગનાથ, અવિમુકતેશ્વર, સોમનાથ વગેરે નદીકાંઠાનાં બાણો પ્રાચીન હશે; વળી હાલનાં શૈવમંદિરોનાં આંગણાંમાં જે જૂની કારીગરીની વરાહની, ચતુર્ભુજ વિષ્ણુની વગેરે મૂર્તિઓ જોવામાં આવે છે. તેનાં પણ મંદિરો પ્રાચીન

મધ્યકાળમાં હશે. તે પહેલાં કદાચ બૌદ્ધમંદિરો પણ હોય, પરંતુ એ બધું સ્થાપત્ય કાળમહોદધિને તળિયે બેસી ગયું છે. અને જૂનાં મંદિરોને સ્થાને બ્રિટિશ સમયમાં હાલનાં સાદાં કળાશૂન્ય મંદિરો ઊભાં થયાં છે.

આ રીતે બધું જૂનું અદશ્ય થઈ ગયા છતાં જે કાંઈ ચારપાંચ જૂની નિશાનીઓ જળવાઈ રહી છે, તેમાં પહેલો કોટ. નદીના ઓવારા તથા ઘાટ સાથે પહેલાં ભરૂચને ફરતો કોટ હતો; ઘણુંકરી સોલંકીઓએ બંધાવેલો અને સોળમા શતકમાં બહાદુરશાહે સમરાવેલો. હાલમાં એ કોટનો ફક્ત નદી તરફનો ભાગ મોજૂદ છે. બીજી જુમા મસ્જિદ મૂળ વિશાળ હિંદુમંદિરના થાંભલાઓ એમ ને એમ રાખી આ મસ્જિદ કરી દીધી છે. થાંભલાઓ ઉપરની કારીગરી જોવા જેવી છે. મૂળ મંદિર અગિયારમા–બારમા શતકનાં ગુજરાતનાં મંદિરોનો સુંદર નમૂનો હશે. હાલમાં આ જીર્ણ મકાન ફકીરોની ધર્મશાળા તરીકે વપરાય છે. આ જ રીતે જૂની મદરેસાના થાંભલાઓ પણ મૂળ હિંદુમંદિરના છે. શહેરની ઉત્તરમાં બાવા રહાનની કબર છે, જેને દતકથાને આધારે મી. ફોર્બ્સ અગિયારમા શતકના અંતની ગણે છે. એ કબરની પૂર્વે પીર છત્રની કબર છે. ઈદગા પણ ચૌદમા શતકમાં મહમદ તઘલખે બંધાવી છે એમ મનાય છે. નવાબની કબર તો દોઢસો વર્ષ ઉપરની છે. આ ઉપરાંત ડચ લોકોની કોઠી જેમાં એક 'સનડાયલ' છે અને ડચ લોકોની કબરો (ઇ. સ. ૧૬૫૪ થી ૧૭૭૦)પણ જૂના અવશેષો છે. શહેરની વચ્ચે એકાદ નાનું મંદિર પણ જૂનું હશે. વલ્લભ ભટ્ટનું વિ. સં. ૧૬૬૨ ની સાલનું છે અને એ જૂનામાં જૂનું ગણાય છે. પણ કેટલાંક નવાં મંદિરોમાં પૂજાતી તથા ન પૂજાતી મૂર્તિઓ જૂની બેસાડેલી છે, પણ એનો કાળની દષ્ટિએ હજી અભ્યાસ થયો નથી. વળી જૂના ટેકરાઓનું પદ્ધતિસર ખોદકામ કરવામાં આવે તો કાંઈક પ્રાચીન વસ્તુઓ મળે ખરી.

ભરૂચમાં જ્ઞાતિઓ તો ઘણી છે, પણ ભાર્ગવ બ્રાહ્મણ અને લાડ વાણિયાઓ બીજા કરતાં ભરૂચના જૂના વતની જણાય છે.

લાટનો ઘણો ભાગ છેક સાતમા શતકમાં વસ્યો હતો એ ઉપર કહ્યું જ છે. વળી નર્મદાકાંઠો ઘણા કાળથી તીર્થરૂપ મનાય છે, એટલે ભરૂચ જિલ્લામાં બીજાં પણ નાનાંમોટાં તીર્થો હોવાનો સંભવ દેખીતો છે.

### કરોદ

ભરૂચ અને શુકલતીર્થ વચ્ચે પંદર ઝૂંપડાંનું એક નાનું ગામ છે.

અહીં વીશ વર્ષે એક વખત જ્યારે અધિક માસ વૈશાખ માસમાં આવતો હોય, ત્યારે કોટેશ્વર કે કોટિલિંગેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. મેળો નર્મદાને કાંઠે ભરાય છે, અને મેળામાં આખા મહિના દરમિયાન ત્રણ-ચાર લાખ માણસો આવે છે.

### કાવી

આ જમ્બુસર તાલુકાનું ૧૫૦૦ ઘરનું મહી નદીના કાંઠા ઉપર ગામ છે. આ જૈનોનું જાત્રાસ્થાન છે. ગિરનાર કે પાલીતાણે જતા જૈનો અહીં એકાદ દિવસ રોકાય છે. જૂનાં જૈનમંદિરોના બેચાર અવશેષો ઉપરાંત બેત્રણ નવાં મંદિરો છે.

### બાવા રુસ્તમનો મેળો

બાવા રુસ્તમનો મેળો વાળીએજ પાસે તથા જમ્બુસરમાં એમ બે સ્થળે ભરાય છે. બે ય સ્થળે દરગા છે. અંકલેશ્વર તાલુકાના પીર પારડીમાં પણ મુસલમાનોનો એક મેળો ભરાય છે.

### ભાડભૂત

ભરૂચથી આઠ માઇલ પૂર્વમાં નર્મદાકાંઠે ૨૫૦ ઘરનું નાનું ગામ છે. અહીં ૧૯–૨૦ વર્ષે જ્યારે અધિક માસ ભાદરવામાં આવે, ત્યારે ભાડવેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. અહીં પણ કરોડ જેટલાં માણસો આવે છે; આખો મહિનો જાત્રા ચાલે છે. અને અમાસને દિવસે તો પચાસસાઠ હજાર માણસો એકઠાં થઈ જાય છે.

### શુક્લતીર્થ

ભરૂચ જિલ્લાની કદાચ સૌથી મહત્ત્વની જાત્રા શુક્લતીર્થમાં ભરાય છે. ૬૧૬ ઘરનું આ તીર્થનું ગામ ભરૂચથી ૧૦ માઇલ પૂર્વમાં નર્મદાકાંઠે છે. અહીં દર વરસે કાર્તિકી પૂર્ણિમા ઉપર મેળો ભરાય છે. મેળો પાંચ દિવસ ચાલે છે અને લગભગ ૨૫૦૦૦ માણસો એકઠાં થાય છે. ગામમાં ફક્ત એક જ ઓંકારેશ્વરનું મંદિર છે. મંદિર તો જૂનું નથી, પણ એ મંદિરમાં જે આદિનારાયણની મૂર્તિ છે તે જૂની જણાય છે. કદાચ જૂના કાળમાં અહીં વિષ્ણુનાં પણ મન્દિરો હશે. શુક્લતીર્થ નાનું છતાં તીર્થસ્થાન જેવું જ લાગે છે. ઘણા જૂના કાળથી તીર્થસ્થાન મનાય છે એ તો કહ્યું છે. ચંદ્રગુપ્ત અને ચાણાક્યની દંતકથા ઉપર આપી છે. પણ અગિયારમા શતકના આરમ્ભમાં અણહિલ-વાડના રાજા ચામુંડ પુત્રમરણના શોકથી રાજગાદી છોડી દઇને મરણ-

પર્યંત શુકલતીર્થમાં વાસ કર્યાની વાતમાં ઐતિહાસિક સંભવિતતા છે. છેવટની જિન્દગી નર્મદાકાંઠે ગાળવાની ઇચ્છાવાળાં માણસો અંતે શુકલતીર્થમાં આવીને વસતાં હશે એટલી વાત ખરી લાગે છે. શુકલતીર્થ રમણીય સ્થળ છે.

આ ઉપરાંત બેચાર ગામોમાં સ્થાનિક મેળાઓ ભરાય છે. બેચાર ગામોની આબાદી સારી છે અને જૂનાં ગામો તો ભરૂચ જિલ્લામાં ઘણાં છે.

### ચાણોદ, કરનાળી—નર્મદાનો કાંઠો

નર્મદાનો કાંઠો ગુજરાતમાં જૂનામાં જૂનું તીર્થ છે એ કહ્યું જ છે. નર્મદાકાંઠાનાં ભરૂચ અને શુકલતીર્થનાં દર્શન કર્યાં, હવે આગળ ચાલીએ. નર્મદા નદીને જ કાંઠે ઉપરવાસ સિનોરના અંગારેશ્વર તથા ભંડારેશ્વર મહાદેવોને દૂરથી નમસ્કાર કરી, માલસરનો આશ્રમ જોઇ, ચાણોદ–કરનાળી તરફ દૃષ્ટિ કરીએ.

બી. બી. સી. આઇ. રેલવેના વિશ્વામિત્રી સ્ટેશનથી બ્રેન્ચ લાઇનમાં ૧૯ માઇલ ઉપર ડભોઇનું સ્ટેશન આવે છે. ડભોઈ જૂનું ગામ છે. ગુજરાતમાં રજપૂત રાજાઓની જાહોજલાલીનો ડભોઇનો કિલ્લો એક અવશેષ છે; પણ હાલમાં એ કિલ્લાનો ઘણોખરો ભાગ પડી ગયો છે. એની જોડીનો ઝિંઝૂવાડાનો કિલ્લો એકાંત સ્થળમાં હોવાથી વધારે બચી ગયો છે, અને એ જોવાથી ડભોઇનો કિલ્લો કેવો હશે એનો ખ્યાલ આવે છે. ડભોઇનો કિલ્લો ઝિંઝૂવાડાના કિલ્લા કરતાં પ્રમાણમાં ઓછું ધ્યાન રાખીને બાંધ્યો લાગે છે. બાકી આકારમાં અને વિસ્તારમાં બંને સરખા હશે. ડભોઈનો કિલ્લો લગભગ એક હજાર વાર લાંબો અને ૮૦૦ વાર પહોળો છે. જો કે પહોળાઇની એક બાજુ બીજી બાજુ કરતાં લાંબી છે. ડભોઇનો કિલ્લો ઝિંઝૂવાડાના કિલ્લા કરતાં નીચો છે અને તેના ત્રણ દરવાજા સાધારણ છે; પણ ડભોઇનો ચોથો દરવાજો ઝિંઝૂવાડાના દરવાજાઓ કરતાં કારીગરીમાં ઘણો ચડિયાતો છે.

ડભોઈનો ચોથો દરવાજો જે હીરા ભાગોળ કહેવાય છે, તે કદમાં યે ઘણો મોટો છે. આ દરવાજાની રચનાકળા અને ઉપરની કોતરણી બંને સુંદર છે. ગુજરાતનાં પ્રાચીન જોવાલાયક બાંધકામોમાં આ દરવાજો એક મુખ્ય બાંધકામ છે. ચોક્કસ કહેવાતું નથી, પણ ઝિંઝૂવાડાનો

અને ડભોઇનો બન્ને કિલ્લાઓ ઘણુંકરી ઉદયન મંત્રીના બાંધેલા છે.

### ચાણોદ

ડભોઈથી સાત માઇલ ચાણોદનું સ્ટેશન છે. ચાણોદ તીર્થનું ગામ છે. ગામમાં પાંચેક હજાર માણસની વસ્તી છે. ગુજરાતના મધ્યભાગના આ તીર્થસ્થાનનું ગુજરાતમાં ઘણું માહાત્મ્ય મનાય છે. શ્રદ્ધાળુ લોકો ગંગાકાંઠાના કાશી સાથે નર્મદાકાંઠાના ચાણોદને સરખાવે છે. "વ્યોમદીપ" સાથે "ઘરદીવડાં"ની સરખામણી જેવી જ આ સરખામણી ભક્તિમૂલક છે.

ચાણોદમાં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. જેનો મોટો ભાગ અત્યારે જાત્રાળુઓ ઉપર નભે છે; પણ હજી યે ગામમાં સારા વેદપાઠી બ્રાહ્મણો મળે ખરા, અને પહેલાં તો સારા વેદપાઠી બ્રાહ્મણો માટે જ ચાણોદ પ્રખ્યાત હતું. બધું જોતાં એમ લાગે છે કે, નર્મદાકિનારાના શુકલ-તીર્થ પેઠે ચાણોદને પણ વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણોએ જ પહેલાં તીર્થરૂપ બનાવ્યું હશે. અત્યારે ચાણોદમાં અથર્વવેદી અને બરકાલ ગામમાં સામવેદી બ્રાહ્મણો વધારે મળે છે. ચાણોદ જેવા નાના ગામને પાદર નદીને આટલા બધા બાંધેલા ઘાટ હોય એ હકીકત જ એ સ્થાનનો તીર્થ તરીકે કેટલો બધો મહિમા છે એ દર્શાવવા પૂરતી છે.

ચાણોદ વૈષ્ણવતીર્થ છે કે શૈવતીર્થ ? સાધારણ રીતે નર્મદાનો કાંઠો શૈવ તીર્થસ્થાનો માટે પ્રખ્યાત છે, પણ ચાણોદમાં જે એક જ દર્શને જવા યોગ્ય મન્દિર છે, તે તો શેષનારાયણનું છે. આ વિશાળ મન્દિર ગામની વચ્ચે ટેકરા ઉપર છે. અંદર શેષ ઉપર સૂતેલી નારાયણની ભવ્ય રમણીયાકૃતિ શ્યામ મૂર્તિ છે; જેની લક્ષ્મીજી ચરણ-સેવા કરે છે. આ મૂર્તિ દક્ષિણના રામાનુજ–સંપ્રદાયી મન્દિરોની મૂર્તિઓની યાદ આપે છે. ગુજરાતમાં બારમા–તેરમા શતકમાં આ પ્રકારની વિષ્ણુમૂર્તિઓનાં મન્દિરો બંધાયાં છે અને આ મન્દિર ગામની વચ્ચે ટેકરા ઉપર છે. એ ઉપરથી આ શેષશાયી નારાયણની પૂજા બારમાતેરમા શતકથી અહીં ચાલે છે એમ માનવામાં વાંધો નથી. મૂળ બ્રાહ્મણોનું ગામ; સોલંકી સામ્રાજ્યના વખતમાં કોઇ રામાનુજમતના વૈષ્ણવને આ સ્થાન પસંદ આવવાથી વૈષ્ણવ મંદિર ઊભું થયું. પછી બાલાજી વગેરે બીજાં મન્દિરો થયાં અને આ રમણીય સ્થાન ગુજરાતનું એક તીર્થસ્થાન બની ગયું. આ રીતે આ જૂનું

ઋષિસેવિત જળતીર્થ કે વૈષ્ણવતીર્થ ગણાય, પણ શૈવો એને પોતાનું માને છે. આ સ્થળનું માહાત્મ્ય કૂર્મપુરાણમાં છે.

હવે આ સ્થાન વિશે દંતકથાઓ જોઇએ. ચાણોદથી ચાર ગાઉ ઉપર નર્મદાની વચ્ચે બેટ ઉપર વ્યાસનું મન્દિર છે, અને ચાણોદ પાસે નર્મદાને ઓર નામની નાની નદી મળે છે. નદીઓના સંગમ તીર્થભાવનામાં ખાસ પવિત્ર ગણાય છે. ઓરસંગમનું પણ ખાસ માહાત્મ્ય હોવું જોઇએ. એટલે નીચેની દંતકથા ઉત્પન્ન થઈ કે વ્યાસ-પુત્ર શુકદેવને ગર્ભમાં જ જ્ઞાન થયું હતું, એટલે ૧૬ વર્ષની ઉમ્મરે જન્મતાં જ ઓર સાથે ચાલી નીકળ્યા. વ્યાસજી પુત્રની પછવાડે ચાલ્યા. શુકદેવની પછવાડે એને વીંટાયેલી ઓરમાંથી જે નદી ચાલી તે ઓર કહેવાય છે. આ ઓર નદી જે સ્થાને નર્મદાજીને મળી જાય છે, ત્યાં આગળ શુકદેવજીને વ્યાસજીએ પાછા વળાવા માટે ઘણું સમજાવ્યા, પણ પાછા ન વળ્યા એટલે વચ્ચે નર્મદાને રાખી એક તરફ વ્યાસજીએ તપ કરવા માંડયું અને બીજી તરફ શુકદેવે. નર્મદાના બેટમાં વ્યાસનું મન્દિર છે અને તેમાં મહાદેવની તથા વ્યાસનારાયણની મૂર્તિ છે; અને દક્ષિણમાં સામે કાંઠે શુકદેવનું મન્દિર છે, તેમાં શુકદેવ મહાદેવ પૂજાય છે. ઉપરની દંતકથા અને આ સ્થાનો આધુનિક લાગે છે. ઓર નદી ઉપરથી દંતકથા ગુજરાતીઓએ જોડી લાગે છે. શ્રીભાગવતમાં તો શુકદેવ હસ્તિનાપુર પાસે પર્યટન કરતા હોવાનું વર્ણન છે.

ઓરસંગમ આગળ ઓર નદી ઊતરી આગળ જતાં કરનાળી ગામ આવે છે. ચાણોદ–કરનાળી એમ સાથે બોલાય છે. કરનાળીમાં સંન્યા-સીઓ વધારે દેખાય છે. તેમ કરનાળી ચોખ્ખું શૈવતીર્થ છે. સોમનાથ, કુબેરેશ્વર, પાવકેશ્વર વગેરે શિવાલયોથી આ સ્થાન શોભે છે.

ચાણોદ–કરનાળી ગુજરાતનું પ્રસિદ્ધ તીર્થ છે. નર્મદાજીમાં સ્નાન કરવા ઇચ્છનાર મોટે ભાગે ભરૂચ કે બીજે નહિ પણ ચાણોદ-કરનાળી જ જાય છે. ગુજરાતની મહાનદી નર્મદા છેક મહાભારત-કાળથી તીર્થ ગણાય છે. પહેલાં આ તરફ આવનાર ભૃગુઓએ જ આ નદીની પવિત્રતા ગાઇ હશે. અત્યારે પણ નર્મદા ઉપર ગુજરાતી-ઓની ભક્તિ એવી જ છે અને એ ભક્તિ ચાણોદ–કરનાળીની યાત્રાથી તૃપ્ત થાય છે. પણ નર્મદાકાંઠાનાં ગામોમાં વસતાં મનુષ્યોની રેવા-ભક્તિ આટલી ઓછી નથી. આ રેવાભકતોને હંમેશાં નર્મદામાં

નાવાથી કે ચાણોદ–કરનાળી જવાથી સતોષ થતો નથી. તેઓનાં ચિત્તમાં પનાઈમાં બેસી નર્મદામાં ચાલતાં ચાલતાં કે વહેતાં વહેતાં છેક અમરકંટક સુધી, નહિ તો છેવટ શૂલપાણેશ્વર સુધી, જિંદગીમાં એક વખત જઈ આવવાની વાસના રહે છે. અને આવા ભક્તોની શ્રદ્ધાના બળથી ચાણોદથી આગળ નર્મદાને કાંઠે છેક શૂલપાણેશ્વર સુધી થોડે થોડે અંતરે શિવાલયો જોવામાં આવે છે. હનુમન્તેશ્વર, રામેશ્વર, કુંભેશ્વર, કેદારેશ્વર, તિલકેશ્વર, ગૌતમેશ્વર, મણિનાગેશ્વર, મંગળેશ્વર, ગરુડેશ્વર વગેરેનાં દર્શન કરતા કરતા યાત્રાળુઓ પનાઈમાં જ શૂલપાણેશ્વર સુધી જાય છે.



# સોમનાથ

સુરાષ્ટ્ર અથવા સૌરાષ્ટ્રનો ઉલ્લેખ ઘણાં જૂનાં લખાણોમાં મળે છે. મહાભારતમાં અને પાણિનિના ગણપાઠમાં સુરાષ્ટ્ર નામ છે. એ જ નામ રુદ્રદામ (વિ. સં. ૨૦૬)ના તથા સ્કંદગુપ્ત (સં. ૫૧૨)ના શિલાલેખોમાં તથા અનેક વલભી તામ્રપત્રોમાં મળે છે. સુરાષ્ટ્રનું પ્રાકૃત રૂપ સુરઠ પુલુમાયીના ઈ. સ. પૂર્વે ૨૫ ના નાસિકના લેખમાં છે. આ પ્રદેશનો પરદેશીઓમાં પહેલો ઉલ્લેખ સ્ટ્રેબો (સં. ૬ થી સં. ૭૬) એ સુરોસ્થસ (Suraostus) નામથી અને પ્લીની (સં ૧૩૩) એ ઓરેતુરા (Oratura) નામથી કર્યો છે. ઇજિપ્તના મહાન પ્રાચીન ભૂગોળશાસ્ત્રી ટૉલેમી (સં ૨૦૬) અને ગ્રીક લેખક પૅરિપ્લસ (સં. ૧૩૬) સુરાષ્ટ્રેણુ (Suratrene) કહે છે. ચીનાઇ મુસાફર યુવાનચંગ વલભીરાજ્યને તથા સુરાષ્ટ્રને જુદાં રાજ્યો તરીકે વર્ણવે છે. કેટલા ભાગને જૂના વખતમાં સુરાષ્ટ્ર કહેતા હશે એ કહેવું મુશ્કેલ છે. આજે આખો દ્વીપકલ્પ કાઠિયાવાડ કહેવાય છે અને માત્ર દ્વીપકલ્પનો છેક દક્ષિણ ભાગ સોરઠના જૂના નામથી ઓળખાય છે. પણ કાઠિયાવાડ નામ તો મરાઠાઓએ પાડયું છે. તે પહેલાં મુસલમાનો તો આખા દ્વીપકલ્પને સોરઠ કહેતા.

આખા કાઠિયાવાડનું ક્ષેત્રફળ અત્યારે બાવીસ હજાર ચોરસ માઈલ અને વધારેમાં વધારે લંબાઈ ૧૬૦ માઇલ અને પહોળાઇ ૨૧૫ માઈલ છે. પૂર્વમાં ખંભાતના અખાતથી, ઉત્તરમાં કચ્છના અખાતથી અને પશ્ચિમમાં તથા દક્ષિણમાં અરબ્બી સમુદ્રથી બંધાયેલો આ દ્વીપકલ્પ ખંભાત અને કચ્છના અખાત વચ્ચે ગુજરાત સાથે જોડાયેલો છે; અને આ બે અખાતને જોડનારી સીધી લીંટી નળ નામથી ઓળખાય છે. આ નળ ઘણા જૂના કાળમાં કોઈ મોટી નદીનું તળિયું હોય એવો લાગે છે; અને ભૂસ્તરશાસ્ત્રીઓએ નિશ્ચય કર્યો છે કે,

ઘણા જૂના વખતમાં સિંધુ નદી એ નળના સ્થાનમાં થઇને ખંભાતના અખાતને રસ્તે સમુદ્રને મળતી હતી. એ સમયે કાઠિયાવાડ બેટ હતો. બેટમાંથી દ્વીપકલ્પ ક્યારે થયો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે; પણ એક કાળે બેટરૂપ અને અત્યારે દ્વીપકલ્પરૂપ આ પ્રદેશ કેટલીક રીતે ગુજરાતથી જુદો પડે છે. જમીન, ઝાડપાન, જનાવરો અને માણસો ગુજરાતથી જુદાં તરી રહે છે. આખા હિંદુસ્તાનમાં સિંહ તો કાઠિયાવાડ ( ગીર )માં જ છે.

આ કાઠિયાવાડ કે સોરઠ દેશ ઘણા જૂના કાળથી પશ્ચિમ હિંદુસ્તાનનો પ્રખ્યાત પ્રદેશ છે. પ્રાચીન કાળમાં એ 'દૂધ અને મધની નદીઓનો' દેશ ગણાતો. એની સમૃદ્ધિથી આકર્ષાઇને અરબસ્તાન, તુર્કસ્તાન, ઉત્તર આફ્રિકા અને યુરોપના અગ્નિ ખૂણાના ભાગનાં વેપારી વહાણો સુરાષ્ટ્રનાં બંદરોમાં આવતાં. એ વખતના ખાસ કરીને અલેકઝાંડ્રિયાના વેપારીઓએ સોરઠનાં જે બંદરોનાં નામો લખ્યાં છે, તેનો બરાબર નિશ્ચય થતો નથી. પણ ટૉલેમી (સં. ૨૧૭)નું મોંગ્લોસન (Monglosson) તો આજનું માંગરોળ જ લાગે છે.

પ્રાચીન અવશેષો તથા પ્રાચીન દેશી અને પરદેશી ઉલ્લેખો જોતાં એમ લાગે છે કે, આખા કાઠિયાવાડમાં એનો દક્ષિણ પ્રદેશ-ઘણું કરી ઉત્તરમાં ભાદર નદી, પશ્ચિમમાં માધવપુર, પૂર્વમાં તુળશીશ્યામ અને દક્ષિણમાં સમુદ્રથી બંધાયેલો નાનો પ્રદેશ જ—પ્રાચીન કાળમાં સભ્ય આર્યોથી વસાયલો હશે. આ પ્રદેશને જ પુરાણો 'પ્રભાસક્ષેત્ર' કહે છે. એ પ્રદેશમાં જ ખેડાયેલાં ખેતરોવાળાં ગામડાં અને ધીકતા વેપારવાળાં શહેરો તથા બંદરો હતાં. આ પ્રદેશનાં જ સમુદ્રકાંઠાનાં બંદરોનો દૂર દૂર અરબસ્તાન, આફ્રિકા અને યુરોપ સાથે વેપારી સંબંધ હતો. આ પ્રદેશના સભ્ય અને સંસ્કારી આર્યોને જ ભારતવર્ષના ખાસ કરીને કુરુપાંચાલના આર્યો જોડે નિકટ સંબંધ હતો. ઘણુંકરી આ દક્ષિણ પ્રદેશની ફલદ્રૂપતા અને સમૃદ્ધિને લીધે જ સુરાષ્ટ્ર નામ પડયું હશે. બાકીનો કાઠિયાવાડ તો અણખેડેલી જમીન, જંગલો અને જંગલી જનાવરો તથા જંગલી મનુષ્યોથી ભર્યો હશે એમ સ્પષ્ટ દેખાય છે; અને બાકીના કાઠિયાવાડ ઉપર દક્ષિણ ભાગનું ઘણા કાળ સુધી આધિપત્ય રહ્યું છે. આ સ્થિતિમાં વલભી રાજ્ય (સં. ૫૫૬

ની આસપાસ)ના ઉદયથી ફેરફાર થયો અને એ વખતથી કાઠિયાવાડનો બાકીનો ભાગ વધારે વસવાલાયક થવા લાગ્યો.

ઉપર કહેલા પ્રભાસક્ષેત્રના દરિયાકાંઠાના ભાગને હાલમાં નાઘેર કહે છે. કાઠિયાવાડમાં અત્યારે સૌથી વધારે ફળદ્રૂપ પ્રદેશ એ છે. એ ભાગમાં જ સમૃદ્ધ બંદરો જૂના વખતમાં હતાં. આ લીલાછમ નાઘેરનું મુખ્ય નગર એક કાળે પ્રભાસપાટણ હતું. કદાચ સુરાષ્ટ્રની રાજધાની કોઈ વખત એ સ્થળે હશે. આ પ્રભાસ બંદર રાતો સમુદ્ર, ઇરાની અખાત, ઉત્તર આફ્રિકાનો કિનારો અને હિન્દુસ્તાન વચ્ચેના વેપારનું મુખ્ય મથક હતું. અર્વાચીન સમયમાં બધાં જૂનાં બંદરોની જૂની સમૃદ્ધિ જતી રહી છે. અને આ બંદર, બાજુમાં વેરાવળ તરીકે વધ્યું ત્યારથી પડી ભાંગ્યું છે. પાટણ અત્યારે તીર્થસ્થાન તરીકે જ જીવતું રહ્યું છે. એની વસતી ૭ હજારની આસપાસ છે. આ તીર્થસ્થાન પાટણ સોમનાથ, પ્રભાસપાટણ, દેવ પાટણ અને રાવળ પાટણના નામથી પણ ઓળખાય છે.

### પ્રભાસ

ગુજરાત વિષે પ્રાચીનતમ પૌરાણિક કથામાં આનર્તનો ઉલ્લેખ છે. આનર્ત મનુનો પૌત્ર અને શર્યાતિનો પુત્ર હતો. તેના નામ ઉપરથી ગુજરાતના કેટલાક ભાગનું નામ આનર્ત પડયું છે એમ પુરાણો કહે છે. તે આનર્ત રાજાનો પુત્ર રેવત કુશસ્થલી અથવા દ્વારકા નામના રાજધાનીના શહેરમાં રહીને આખા આનર્ત ઉપર રાજ્ય કરતો હતો. આનર્તનું મુખ્ય શહેર દ્વારકા કહ્યું છે, અને પાછળથી વલભી તામ્રપત્રોમાં વડનગરને આનર્તપુર કહ્યું છે. એ ઉપરથી વિદ્વાનો એમ ધારે છે કે, કાઠિયાવાડ સહિત આખો ગુજરાત તે કાળે આનર્ત કહેવાતો હશે, અને આનર્તનો એક ભાગ કાઠિયાવાડ કે સુરાષ્ટ્ર. જૂના કાળમાં પશ્ચિમ હિંદના કેટલા ભાગને આનર્ત કહેતા હશે તે નક્કી કહેવું મુશ્કેલ છે. સુરાષ્ટ્ર અને મહીથી સરસ્વતી વચ્ચેનો હાલના ગુજરાતનો ભાગ તો આનર્તમાં હોવો જ જોઇએ. એ વખતમાં આનર્તાન્તગત સુરાષ્ટ્રનાં મુખ્ય બે શહેરોનો ઉલ્લેખ મહાભારતમાં ય મળે છે: (૧) દ્વારકા અને (૨) પ્રભાસ. હાલનું દ્વારકા પાછળથી વસેલું જણાય છે. જૂનું દ્વારકા દરિયામાં ડૂબી ગયું છે એમ પુરાણો કહે છે, તે પ્રભાસથી

બહુ છેટે ન હોવું જોઇએ. મારી માન્યતા પ્રમાણે જૂનું દ્વારકા જૂનાગઢ જ્યાં છે ત્યાં હતું.[1]

આનર્તના વંશજો–રેવતો પછી દ્વારકામાં મથુરાના યાદવોનું રાજ્ય થયું. યાદવોની કથાઓમાં પ્રભાસનો ઉલ્લેખ મળે છે. અર્જુન ભગવાન કૃષ્ણને મળવા દ્વારકા જાય છે ત્યારે અપરાંતથી પ્રભાસ, ત્યાંથી રૈવતાચળ અને ત્યાંથી દ્વારકા જાય છે, એમ મહાભારત વર્ણવે છે. પ્રભાસને મહાભારતમાં તીર્થસ્થાન ગણ્યું છે. મહાભારતના યુદ્ધ પછી ૩૬ મે વર્ષે યાદવો મદ્યપાન કરીને અંદરઅંદર લડી મૂઆ તે પણ પ્રભાસ આગળ; અને ભગવાન શ્રીકૃષ્ણનો પારધીના બાણથી પીપળા નીચે દેહાંત થયો તે પણ પ્રભાસ આગળ. શ્રીકૃષ્ણનું દેહાંત-સ્થળ પ્રભાસ અને વેરાવળ વચ્ચે આજે બતાવવામાં આવે છે. મહાભારતના આ અને બીજા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે, મૌર્યોની પણ પહેલાં દ્વારકા અને પ્રભાસ સુરાષ્ટ્રનાં જ નહિ પણ આનર્ત–ગુજરાતનાં પ્રખ્યાત સ્થાનો હતાં.

ભારતકાળમાં પ્રભાસ તીર્થસ્થાન હતું; પણ સોમનાથ ભગવાનને લીધે નહિ. એ સ્થળે સરસ્વતી, હિરણ્યા અને કપિલા એ ત્રણ નદીઓનો સમુદ્રના કાંઠા ઉપર સંગમ થતો હોવાથી એ તીર્થ થયું હશે. એ પ્રદેશ પણ ઘણો રમણીય લાગે છે.

પ્રભાસ એટલે અતિશય પ્રકાશમાન. વળી પ્રભાસક્ષેત્રનું બીજું નામ ભાસ્કરક્ષેત્ર છે. તથા પુરાણોમાં એક કથા એવી છે કે, "સૂર્ય પ્રભાસમાં પોતાની પૂરી કળાથી પ્રકાશતા હતા. એ પ્રકાશ એવો અસહ્ય હતો કે સૂર્યની સ્ત્રી છાયા પણ પાસે જઇ શકતી નહિ. આથી સૂર્યે પોતાની ૧૬ કળામાંથી બાર કળા પ્રભાસ ક્ષેત્રનાં બાર સૂર્ય-મંદિરોને આપી દીધી. અને ચાર પોતે રાખી." આ ઉપરથી પ્રભાસક્ષેત્રમાં જૂના વખતમાં સૂર્યપૂજા પ્રચલિત હશે એમ સ્પષ્ટ દેખાય છે. કાઠિયાવાડમાં એક કાળે સૂર્યપૂજાનો જબરો પ્રચાર હતો એમ દેખાડનારા ઘણા અવશેષો મળ્યા છે. માટે પ્રભાસક્ષેત્રમાં સૂર્ય-મંદિરો હોવાનું માનવામાં વાંધો નથી. આજે પણ એક સૂર્યમંદિર ત્યાં છે. સૂર્યપૂજાનો પ્રચાર આ દેશમાં ઓછો થવા માંડ્યો, ત્યાં પ્રભાસની કીર્તિ શૈવતીર્થ તરીકે આખા દેશમાં પ્રસરી ગઇ.

---

[1] જુઓ; પ્રાચીન દ્વારકાપુરી નામનો લેખ. ઉપર પૃ. ૩૭૭

જૂનું સાદું તીર્થ ક્યારે સૂર્યપૂજાનું સ્થાન થયું એ કહેવું મુશ્કેલ છે. એની કંઈ નિશાનીઓ પણ રહી નથી. છેવટની શિવપૂજામાં બધું ઢંકાઈ ગયું છે.

## સોમનાથ

મહાભારતમાં પ્રભાસનો તીર્થસ્થાન તરીકે ઉલ્લેખ છે, પણ સોમનાથનો ઉલ્લેખ નથી. એ ઉલ્લેખ તો પુરાણોમાં જ મળે છે: અર્થાત્ પુરાણોના વખતમાં સોમનાથના સ્થાન તરીકે પ્રભાસ શૈવતીર્થ થયું જણાય છે. પ્રભાસમાં સોમનાથની કેવી રીતે સ્થાપના થઈ એ વિષે પૌરાણિક કથાનો સાર નીચે આપ્યો છે. (અલબિરુનીએ પણ આ કથા આપી છે).

સોમનાથ એટલે સોમ–ચંદ્રમાના નાથ. અર્થાત્ પ્રભાસમાં સોમનાથની સ્થાપના પણ પહેલી ચંદ્રે કરી હોવી જોઇએ. આ વ્યુત્પત્તિ ઉપર પૌરાણિક કથા ઊભી થઈ લાગે છે; "ચંદ્ર દક્ષ પ્રજાપતિની ૨૭ કન્યાઓને પરણ્યો હતો. પણ એમાંથી માત્ર એક રોહિણી ઉપર જ તે પ્રેમ રાખતો. આ પક્ષપાતથી રિસાયલી બીજી ૨૬ સ્ત્રીઓએ પોતાના પિતા પાસે ફરિયાદ કરી. દક્ષે ચંદ્રને બધી સ્ત્રીઓ ઉપર એક સરખો સ્નેહ રાખવાની શિખામણ આપી, પણ ચંદ્રે માન્યું નહિ. એટલે દક્ષે શાપ આપ્યો કે, 'જા તને ક્ષય રોગ થશે.' હવે ચંદ્રને પશ્ચાતાપ થવા લાગ્યો. એણે બધાં તીર્થોમાં ભમવા માંડયું; છેવટ પ્રભાસમાં આવી શિવની ભક્તિ કરવા માંડી. ભોળા શિવે પ્રસન્ન થઈને અનુગ્રહ કર્યો કે ચંદ્રની કળાનો ૧૫ દિવસ ક્ષય થશે અને ૧૫ દિવસ સુધી એ કળા વધતી જશે. ચંદ્રે આ અનુગ્રહથી ખુશી થઈને તે સ્વયંભૂ શિવલિંગ ઉપર સોનાનું મંદિર બંધાવ્યું."

## સોમનાથનું પહેલું મંદિર કોણે બંધાવ્યું?

પ્રભાસપાટણના જ ભદ્રકાળીના મંદિરની ભીંતમાંથી મળી આવેલા ભાંગેલા પથરા ઉપર સોમનાથની ભાવ બૃહસ્પતિની સં. ૧૨૨૫ માં લખાયલી એક પ્રશસ્તિ છે; જેમાં સોમનાથ વિશે એવી દંતકથા લખી છે કે, "સોમનાથનું મંદિર પ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું; પછી રાવણે રૂપાનું બંધાવ્યું, પછી કૃષ્ણે લાકડાનું બંધાવ્યું, અને છેવટ ભીમદેવે પથ્થરનું બંધાવ્યું." આ દંતકથા ઉપરથી એટલી ઐતિહાસિક

હકીકત મળે છે કે, અણહિલવાડના ભીમદેવ રાજા ( સં. ૧૦૭૮ થી ૧૧૨૦ ) એ પથ્થરનું મંદિર બંધાવ્યું, તે પહેલાં સોમનાથનું લાકડાનું મંદિર હતું. પણ લાકડાનું મંદિર કયારે બંધાયું? જૂના વખતમાં આપણા દેશમાં મોટે ભાગે લાકડાનાં મંદિરો થતાં એ સુપ્રસિદ્ધ છે. ગુફામંદિરો સિવાય પથ્થરનાં મંદિરો નવમાદશમા શતક પહેલાં પશ્ચિમ ભારતમાં ભાગ્યે જ મળે છે; એ વખતે પથ્થરની ઊભણી ઉપર લાકડાનાં મંદિરો બંધાતાં હતાં. સોમનાથનું લાકડાનું મંદિર પહેલવહેલું વલભી રાજાઓ ( સંવત ૫૫૬ થી ૮૧૬ )ના વખતમાં બંધાયું હોય એમ લાગે છે. વલભીના રાજાઓ મોટે ભાગે મહેશ્વર–શિવભક્ત હતા એમ એમનાં તામ્રપત્રો ઉપરથી જણાય છે. મૂળથી તીર્થ ગણાતા અને વલભી સમયમાં સૂર્યતીર્થ તરીકે પ્રખ્યાત થયેલા પ્રભાસમાં વલભી રાજામાંના કોઈએ સોમનાથનું મંદિર બંધાવ્યું હોય એ સંભવિત છે. એ વખતે પ્રભાસમાં સૂર્યપૂજક ચાવડાઓની સત્તા હશે. વલભી રાજાઓએ આ ચાવડાઓની સત્તા ઓછી કરી હશે અને પાટણને શિવપૂજાનું સ્થાન બનાવ્યું હશે.

વલભી સમયમાં બંધાયેલું સોમનાથનું મંદિર કેવું અને કેવડું હશે તે જાણવાનું કંઇ સાધન નથી; પણ સમય સાથે એની પૂજ્યતા વધતી ગઈ હશે. અને મહમુદ ગઝનવીએ સં. ૧૦૮૧ ( ઈ. સ. ૧૦૨૫ )માં એનો નાશ કર્યો ત્યારે એની સમૃદ્ધિ અને ખ્યાતિ આખા ભારતવર્ષમાં અસાધારણ હતી. પોતાનાં દાનપત્રોથી જ ઇતિહાસમાં ઓળખાયેલા દાનવીર વલભી માહેશ્વરોનાં દાનોએ સોમનાથનો મહિમા વધારી દીધો હતો; અને તે પછીના ગુજરાતના સોલંકી રાજાઓ પણ સોમનાથની ભક્તિમાં વલભીઓથી ઊતરે એવા ન હતા. સોમનાથના યાત્રાળુઓને સોરઠનો આભીર રાજા ગ્રાહરિપુ હેરાન કરતો હતો. એ બહાનાથી મૂલરાજે ગ્રાહરિપુ ઉપર ચઢાઇ કરી હતી, એમ દ્વયાશ્રમાં લખ્યું છે. મૂળરાજ પછી ચામુંડ અને દુર્લભ ( સં. ૧૦૫૩ થી ૧૦૭૮ ) પણ શિવભક્ત હતા. મહમુદે જે મંદિર તોડયું તે સો વર્ષ પહેલા બંધાયું હતું એમ મુસલમાન તવારીખ–લેખક અલબિરુની લખે છે. વલભીઓના વખતનું મંદિર ગમે તેવું હોય, પણ ઈ. સ. ના દશમા શતકમાં તો મુસલમાન તવારીખ–લેખકોએ વર્ણન કરેલું ભવ્ય મંદિર વિદ્યમાન હતું.

ઈબ્નઅસીરે (સં. ૧૨૧૬ થી ૧૨૮૫) સોમનાથનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે:—

"સં. ૧૦૮૦ (ઈ. સ. ૧૦૨૪) માં મહમદે હિંદનાં ઘણાં શહેરો અને કિલ્લાઓ સર કર્યા તથા સોમનાથની મૂર્તિ ભાંગી. હિંદમાં આ સૌથી મોટી (પૂજ્યતમ) મૂર્તિ છે. દરેક ગ્રહણ વખતે લગભગ એક લાખ હિંદુઓ ત્યાં જાત્રા કરવા એકઠા થાય છે. હિંદુઓ માને છે કે, મરણ પછી જીવાત્માઓ સોમનાથમાં એકઠા થાય છે અને સમુદ્રભરતીનાં પાણી દ્વારા શિવની પૂજા કરે છે. હિંદમાં જે કંઈ કીમતી ચીજ થતી હોય તે સોમનાથમાં આવે છે. આ મંદિરને દશ હજારથી વધારે ગામો દાનમાં મળ્યાં છે. અદ્ભુત અને અમૂલ્ય જવાહિરો મંદિરમાં એકઠાં થયાં છે. જો કે પવિત્ર ગંગાનદી અને સોમનાથ વચ્ચે ૧૨૦૦ માઈલનું અંતર છે, છતાં હંમેશાં ગંગાના પાણીથી મૂર્તિને નવરાવાય છે.[૧] હંમેશાં એક હજાર બ્રાહ્મણો આ મૂર્તિની સેવા કરે છે તથા યાત્રાળુઓને દર્શન કરાવે છે. યાત્રાળુઓના તીર્થમુંડન માટે ત્રણસો હજામો રોકાય છે. સાડાત્રણસો ગાનારીઓ સોમનાથ આગળ હંમેશાં ગાન અને નૃત્ય કરે છે. આ બધાને પગાર મળે છે."

મુસલમાન તવારીખ-લેખકોના કહેવા પ્રમાણે સાગના ૫૬ થાંભલાઓ ઉપર સોમનાથનું મંદિર ઊભું હતું. મૂર્તિ અંધારા ઓરડામાં હતી. થાંભલા ઉપર ઊભેલું મંદિર તે સભામંડપ અને અંધારો ઓરડો તે ગર્ભગૃહ. આ વર્ણન ઉપરથી ઈંટ અને લાકડાનું મંદિર હશે એમ સ્પષ્ટ દેખાય છે. પણ આ થાંભલાઓમાં કીમતી રત્નો જડયાં હતાં. એના ઉપર કોતરકામ પણ અદ્ભુત હશે. દરેક થાંભલા ઉપર હિંદના જુદા જુદા રાજાનું નામ હતું.

સોમનાથનું લિંગ જમીનની બહાર પાંચ ફૂટ ઊંચુ હતું અને બે હાથ જમીનની અંદર હતું. આ લિંગની ગોળાઇ પણ ત્રણ હાથ જેટલી હતી. હાલ બરડામાં આવેલું બીલેશ્વરનું પુરાણું લિંગ જોવાથી સોમનાથનું લિંગ કેવું હશે એનો કંઈક ખ્યાલ આવી શકે. મંદિરના

૧. અલબિરુની પણ કહે છે કે, કાશ્મીરથી ફૂલ અને (ગંગોત્રીથી) ગંગાનું પાણી હંમેશાં આવે છે. એવી રીતે બેપિયા ગોઠવે છે કે હંમેશાં એક કાવડ આવ્યા કરે.

ગર્ભગૃહમાં રાતદિવસ રત્નજડિત મશાલો બળ્યા કરતી. મંદિરમાં બસ્સો મણ વજનની સોનાની સાંકળે મોટા ઘંટો લટકતા હતા. આ મંદિરને લગતી તિજોરીમાં દેવના અલંકારો, રત્નખચિત સુવર્ણની મૂર્તિઓ તથા બીજી અમૂલ્ય વસ્તુઓ હતી. મહમુદને મંદિરની લૂંટમાંથી ૨૦ લાખ દીનાર કરતાં વધારે કિંમતનો માલ મળ્યો હતો.

સં. ૧૦૮૧ માં મહમુદ આવ્યો. ભીમ અણહિલવાડથી ભાગી ગયો, વિજેતા મુસલમાને ગુજરાતની રાજધાની લૂંટી, બાળી અને એ ગુજરાતનું–હિન્દુસ્તાનનું–નાક કાપવા સોમનાથ પર ધસ્યો. ઈ. સ. ૧૦૨૫ના જાન્યુઆરીની ૩૦ મીએ મહમુદ સોમનાથ પહોંચ્યો. પચાસ હજાર હિન્દુઓને કાપીને સોમનાથ લૂંટયું, મંદિરને તોડયું, બાળ્યું, લિંગ તોડી નાખ્યું, અને લૂંટેલી સમૃદ્ધિ લઈને તરતજ મહમુદ પાછો ગયો. કહે છે કે મહમુદને પ્રભાસ બંદરનો ચીન અને આફ્રિકાને જોડનાર બહોળો વેપાર જોઈને ત્યાં કાયમ રહેવાનું મન થયું હતું, પણ છેવટ દાભી શાલીમ નામના હાકેમને નીમી તે ચાલ્યો ગયો.

મહમુદે હજી હિંદુસ્થાન બહાર તો પગે નહિ મૂકયો હોય ત્યાં ભાવિક હિંદુઓએ મુસલમાન હાકેમને કાઢી મૂકયો અને સોમનાથનો જીર્ણોદ્ધાર શરૂ કરી દીધો. જીર્ણોદ્ધાર ભીમદેવે જ કરાવ્યો હશે. એ વખતના વિમળશાહના દેલવાડાના મંદિરની અદ્દભુત અને ભવ્ય રમણીયતા જોઈને દંડ નાયક વિમળશાહના રાજા ભીમે ભક્તિથી બંધાવેલું સોમનાથનું મંદિર કેવું હશે એ કલ્પી શકાય છે. હિદુ સ્થાપત્યકળાનો જે સુંદર ભગ્નાવશેષ અત્યારે સમુદ્રકાંઠે દેખાય છે, તે આ ભીમદેવના મંદિરનો અવશેષ હોવાનો સંભવ છે. ભીમદેવે બંધાવેલા મંદિરની કુમારપાલે તથા ભીમદેવ બીજાએ મોટા પાયા ઉપર મરામત કરાવી હતી અને એમાં ઘણા સુધારાવધારા કર્યા હતા. આ મંદિર એવું મજબૂત હતું કે, છેલ્લા ૯૦૦ વર્ષના કાળના ઘસારા સામે તથા એટલા વખતમાં થયેલા પાંચ મુસલમાની હુમલા સામે એનો કેટલોક ભાગ ટકી રહ્યો છે.

એક સંસ્કારી લેખકના કહેવા પ્રમાણે આ ભગ્નાવશેષનું યથાર્થ વર્ણન કરવું મુશ્કેલ છે. એ મહાન અને ભવ્ય ખંડેર છે. એનું ગર્ભગૃહ અષ્ટકોણ છે. આના પથરાઓ સમપ્રમાણતા ઉપર અચૂક દૃષ્ટિ રાખીને કાપવામાં આવ્યા છે. અને પથરાના બહારના ભાગ

ઉપરના કોતરકામની સુંદરતા વિશે તો કળાદષ્ટિએ શું કહેવું ? આ ભગ્નાવશેષના દરેક પથરામાં ભારતની સ્થાપત્યકળાના શ્રેષ્ઠ સમયનું પ્રતિબિંબ ઝળકે છે.

ભીમદેવના આ ભવ્ય મંદિરે પાશુપાત આચાર્યોના હાથ નીચે અઢીસો વર્ષ સુધી અસાધારણ જાહોજલાલી ભોગવી હતી. છેવટે સં. ૧૩૫૬ માં અલ્લાઉદીનના સરદાર અલફખાને ગુજરાત જીત્યા પછી સોમનાથ લીધું તથા લૂંટયું. સોમનાથ સં. ૧૩૭૪ માં બીજી વાર લૂંટાયું ત્યારે જૂનાગઢના રા' ખેંગાર ચોથા (સં. ૧૩૮૧ માં ગાદીએ બેઠો )એ સોમનાથનો જીર્ણોદ્ધાર કર્યો. પણ વળી સં. ૧૪૫૧ માં ૧૫૧૧ માં અને ૧૫૬૭ માં મુસલમાનોના હાથે સોમનાથનો નાશ થયો. અલફખાનની લૂંટ પછી સોમનાથે પહેલાંની જાહોજલાલી તો કદી પ્રાપ્ત ન કરી; એનો વેપાર ક્ષીણ થઇ ગયો. છેક ચીનથી અને આખા પૂર્વ હિંદુસ્તાનથી ઉજ્જેન રસ્તે આવતો માલ લેવા છેક પૂર્વ આફ્રિકાથી પ્રભાસના બંદરમાં આવતાં વહાણો વેપાર ક્ષીણ થઇ જવાથી અને ચાંચિયાની બીકે બીજે જવા લાગ્યાં. શહેરની વસ્તી ઘટી ગઈ. સોમનાથના મંદિરની સમૃદ્ધિ તો રહીજ નહિ. છેલ્લા નાશ પછી તો સોમનાથ સાવ તેજહીન થઇ ગયું. એ મંદિરનો જૂનાને મળતો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર પડતો મુકાયો. કેટલાં વર્ષ સુધી પ્રભાત સોમનાથ સૂનું રહ્યું હશે એ ખબર નથી, પણ જૂના ખંડેરથી થોડે દૂર હાલનું નવું દહેરું તો સં. ૧૮૩૯ માં અહલ્યાબાઇએ બંધાવ્યું છે.

### સોમનાથ પાશુપતમતનું ધામ

ભીમદેવ પહેલાના વખતથી તે ગુજરાતના છેલ્લા રાજા કર્ણ વાઘેલાના વખત સુધી સોમનાથ આખા ભારતવર્ષના શૈવધર્મનું ધામ હતું. એનું એક કારણ એના બંદરની સમૃદ્ધિ તથા એની પૂજ્ય પ્રાચીનતા એ ખરું, પણ એનું બીજું અને મોટું કારણ પાશુપતમતનું એ ધામ હતું એ છે. શૈવધર્મનો પાશુપતમત જૂનામાં જૂનો સંપ્રદાય છે. એક કાળે પશ્ચિમ હિંદુસ્તાનમાં પાશુપતમતનું જબરું જોર હતું પાશુપત સંપ્રદાયના મૂળ આચાર્ય નકુલીશ પાશુપત લાટમાં—કારવણમાં જન્મ્યા હતા; પણ એનું જોર સૌરાષ્ટ્રમાં જામ્યું જણાય છે. ઈ. સ. ના દશમા શતકમાં જ પાશુપતમતનું પશ્ચિમ હિંદમાં જોર થવા માંડયું

હોય એમ અનેક લેખો ઉપરથી જણાય છે. એ વખતથી બંધાવા માંડેલાં અનેક સુંદર અને ભવ્ય શિવમંદિરો સાથેના મઠોમાં પાશુપત આચાર્યો તથા એમના શિષ્યો વસતા હતા. ગુજરાતના પડોશી મેવાડ રાજ્યમાં આવેલા એકલિંગજીના પૂજારી તથા મેવાડના રાણાઓના ગુરુઓ હારિતરાશિ વગેરે કુશિક શાખાના પાશુપત આચાર્યો હતા, એમ એકલિંગજીના મંદિરની પાસે નાથમંદિરની સં. ૧૦૨૮ની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. ગુજરાતમાં ગાર્ગ્ય શાખાના પાશુપત આચાર્યો રહેતા હતા; આબુ ઉપર અને ઉજ્જેનમાં પણ પ્રખ્યાત મઠો હતા. ઉજ્જેનમાં સં. ૧૨૬૫ માં કેદારરાશિ મઠપતિ હતા. છેક મહીસુર સુધી પાશુપતમતનો પ્રચાર થયો હતો.

ગુજરાતમાં પાશુપતમતના નાના નાના તો અનેક મઠો હતા, પણ મુખ્ય મઠો બે હતા. એક સિદ્ધપુરમાં અને બીજો પાટણમાં. બન્ને મઠોના આચાર્યો ઉપરની ગુજરાતના સોલંકી રાજાઓની ઉજ્જવલ ભક્તિનો પ્રકાશ આખા હિંદમાં ઝળકતો હતો. આ બેમાં યે સોમનાથની કીર્તિ તથા ત્યાંના મઠના પાશુપત આચાર્યોનું જોર વધી જાય. એ વખતે પ્રભાસક્ષેત્ર ગુજરાતના સોલંકી રાજાઓને ખંડણી ભરતા રાજાઓને તાબે હતું.[1] પણ પ્રભાસક્ષેત્રના જ નહિ પણ આખા ગુજરાતની શૈવ પ્રજાના હૃદયના રાજા અને ભક્તિભાજન તો સોમનાથના આચાર્યો હતા. રાજાઓના મુકુટ એમના ચરણમાં નમતા.

પાશુપતમતનું સવિસ્તર વિવરણ કરવાનો અહીં અવકાશ નથી, (એ માટે જુઓ શૈવધર્મનો ઇતિહાસ) પણ સોમનાથ દ્વારા પાશુપત શૈવ ધર્મનો ગુજરાતમાં કેવો પ્રચાર તે કાળે થયો હશે એ બતાવવા પૂરતા ઐતિહાસિક ઉલ્લેખો નીચે આપ્યા છે:—

ગુજરાતના પહેલા સોલંકી રાજા મૂળરાજે સોમનાથની યાત્રા કરી હોવાની દંતકથા છે. મૂળરાજ શિવભક્ત હતો. એણે જ સિદ્ધપુરમાં રુદ્રમહાલય બંધાવ્યો હતો. મૂળરાજે એક વચ્છકાચાર્ય નામના શૈવ આચાર્યને સં. ૧૦૩૦ માં દાન આપ્યાનું તામ્રપત્ર કહે છે. આ આચાર્ય કયાંના હતા એ જાણવામાં નથી. પછી સં. ૧૨૨૫ માં

---

૧. જૂનાગઢના ચૂડાસમાઓની સત્તા નાઘેર અને પાટણ સુધી લાંબો વખત પહોંચી હોય એમ જણાતું નથી, ત્યાં તો સ્થાનિક ઠાકોરનું જોર રહ્યું હતું.

સોમનાથની ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ લખાયલી છે. આ પ્રશસ્તિનો ભાંગેલો પથરો પાટણમાં જ ભદ્રકાળી આગળના મંદિરની એક દીવાલમાંથી મળ્યો છે. પ્રશસ્તિમાં સોમનાથના મંદિરની પ્રખ્યાત દંતકથા આપી છે. પ્રશસ્તિના શ્લોકોમાં લખ્યું છે કે, "સોમનાથનું મંદિર પ્રથમ સોમે (ચંદ્ર) સોનાનું બંધાવ્યું છે. પછી બીજા યુગમાં રાવણે રૂપાનું બંધાવ્યું, કૃષ્ણે લાકડાનું બંધાવ્યું અને ભીમદેવે પથ્થરનું બંધાવ્યું." અને છેવટ કુમારપાલના વખતમાં સોમનાથના એ મઠપતિ ભાવ બૃહસ્પતિની દેખરખ નીચે મોટા પાયા ઉપર આ મંદિરની મરામત કરાવવામાં આવી.

રાજા કુમારપાળે આચાર્ય ભાવ બૃહસ્પતિને બ્રહ્મપુરી ગામ દાનમાં આપ્યું એમ આ પ્રશસ્તિ કહે છે. પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિને પોતાને માટે પણ થોડી વિગત આપી છે. "ભાવ બૃહસ્પતિ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, માળવાના રાજાના ગુરુ હતા (માળવાના રાજાઓ પણ શિવભક્ત હતા), અને સિદ્ધરાજ જયસિંહના મિત્ર હતા. એમણે બીજાં અનેક શિવ મંદિરો બંધાવ્યાં હતાં અને અનેકનો જીર્ણોદ્ધાર કર્યો હતો. સોમપુરની આસપાસ કિલ્લો બંધાવ્યો, બ્રાહ્મણો માટે ઘરો બંધાવ્યાં અને સોમનાથના રસ્તામાં વાવ-કૂવાઓ ખોદાવ્યા."

આ શબ્દો ઉપરથી સોમનાથ ભગવાનના મંદિરમાં જ નહિ પણ પાટણમાં યે આચાર્યની સત્તા ચાલતી હતી એમ જણાય છે.

સં. ૧૨૭૩માં લખાયલી સોમનાથની એક બીજી પ્રશસ્તિ પાટણમાં જ કાજીના ઘર પાસેથી મળી આવી છે.

સં. ૧૩૨૦ ના વેરાવળના હરસિદ્ધિમાતાના મંદિરના શિલાલેખમાં

---

વાજાઓ પાસેથી અલફખાને પ્રભાસ ક્ષેત્ર જીતી લીધું ત્યારથી દરિયાકાંઠા ઉપર મુસલમાની સત્તા થઈ. મહમુદ બેગડે જૂનાગઢ લીધું ત્યાં સુધી દિલ્હીથી સોરઠ ઉપર હાકેમો નિમાતા. એ વખતે તળ સોમનાથમાં તો વાજાઓનું રાજ્ય હતું, પણ પછી ગુજરાતના સુલતાનોની સત્તા જામી અને અકબરે સોરઠ જીત્યું, ત્યારથી સોમનાથ પાટણ મોગલોના હાથમાં ગયું. મુગલસત્તા પડી ભાંગી ત્યારે કસ્બાતીઓના હાથમાં ગયું. પછી માંગરોળના શેખે અને પોરબંદરના રાણાએ દબાવ્યું; છેવટ દીવાન અમરજીએ પાટણ જીતી લીધું અને ત્યારથી તે જૂનાગઢને તાબે છે. મુસલમાની વખતમાં મુસલમાનો મક્કા અને મદીનાની હજ કરવા માટે પાટણથી વહાણમાં બેસતા એટલે તેની કૈંક કીર્તિ જળવાઇ રહી હતી.

એ વખતે પાટણના મઠમાં પરમ પાશુપતાચાર્ય મહાપંડિત ગંડશ્રી પરવીર ભદ્ર મહત્તર (મહંત) હોવાનો ઉલ્લેખ છે.

વિ. સં. ૧૩૨૮ ની નાનાકની પ્રશસ્તિમાં વિશલદેવે સોમનાથની યાત્રા કર્યાનો ઉલ્લેખ છે. નાનાક પોતે પણ સોમનાથનો ભક્ત હતો.

સં. ૧૩૪૩ ની સારંગદેવના વખતની ત્રિપુરાંતકેશ્વર પ્રશસ્તિ (જે સીન્ત્રા પ્રશસ્તિ નામથી ઓળખાય છે તે) જોવા જેવી છે. એ વખતે સોમનાથની જાહોજલાલીનું શિખર આવી ગયું હતું. તેર જ વર્ષ પછી ગુજરાતનું હિંદુ રાજ્ય અને સોમનાથનું મંદિર છિન્નભિન્ન થઇ જવાનાં હતાં એની કોઇને કલ્પના પણ નહોતી.

આ પ્રશસ્તિમાં શિવસ્તુતિના ત્રણ શ્લોક પછી દશ શ્લોકોમાં વિશલદેવ ( विश्वमल्ल ), અર્જુનદેવ અને સારંગદેવ રાજાની પ્રશસ્તિ છે. એ વખતના ગુજરાતના વાઘેલા રાજા સારંગદેવનાં વખાણ કરતાં લખ્યું છે કે, "તેણે મોટા લશ્કરવાળા યાદવ (જૂનાગઢના ચૂડાસમા) અને માળવાના રાજાને પોતાના બળથી યુદ્ધમાં ક્ષીણબલ કરી નાખ્યા."[1]

૧૪ મા શ્લોકથી આચાર્ય ત્રિપુરાંતક પોતાની વાત શરૂ કરે છે. એ કહે છે કે, "તપ અને ક્રિયાકાંડનું ફળ આપનાર ભગવાન શંકરે જાતે વિશ્વ ઉપર અનુગ્રહ કરવા માટે ભટ્ટારક શ્રીલકુલીશરૂપે અવતાર લીધો (શ્લો. ૧૪) અને લાટના ભૂષણરૂપ કારવણમાં આવીને રહ્યા. (૧૫) પાશુપતનાં જુદાં જુદાં વ્રત આચરવા માટે કુશિક, ગાર્ગ્ય, કૌરુષ અને મૈત્રેય નામના તેના ચાર શિષ્યો થયા; (૧૬) ચાર શિષ્યોમાંથી ચાર જાતનાં પાશુપત ગોત્રો થયાં; (૧૭). આમાંથી ગાર્ગ્ય ગોત્રના અલંકારરૂપ કાર્તિકરાશિ સ્થાનાધિપતિ (મઠપતિ) થયા. [કયાંના ?] એના શિષ્ય વાલ્મીકરાશિ થયા. આ વાલ્મીકરાશિએ એક યુવાન તપોધનને ત્રિપુરાંતક નામથી પોતાનો શિષ્ય કર્યો; (૧૯, ૨૦, ૨૧.) ૨૨ થી ૩૦ શ્લોક સુધીમાં ત્રિપુરાન્તકનું વર્ણન છે. ૩૧ મા શ્લોકમાં કહ્યું છે કે, છેવટ ત્રિપુરાંતક ઉપશમના સ્થાનરૂપ શ્રીદેવપત્તન (પ્રભાસપાટણ) આવ્યા. (૩૧) સરસ્વતી અને સાગરના સંયોગથી જેનો

---

૧. युधि यादवमालवेश्वरावकृत क्षीणयलौ बलेन यः ।
पृथुविग्रहधारिणौ पुरा पतगेन्द्रो गजकच्छपाविव ॥
પ્રશસ્તિ શ્લોક ૧૩

પ્રદેશ સુંદર લાગે છે અને સોમનાથના કપાળ ઉપરના બાલચંદ્રની પ્રભાથી જે પ્રકાશે છે, તે જગતના ભૂષણરૂપ સોમનાથમાં બધાં તીર્થોમાં નાહવાથી જાતે જ સર્વ તીર્થરૂપ જેનું શરીર થઈ ગયું છે એવા આ ત્રિપુરાન્તક આવ્યા (૩૨. ૩૩). અહીં સાક્ષાત્ શંકરરૂપ શ્રી-ગંડશ્રીબૃહસ્પતિએ એમને છઠ્ઠા મહંત કર્યા, અને આ સ્થાનનો પોતાના વિશુદ્ધ ચરિત્રથી આ ઉદ્ધાર કરશે એમ જાણીને ગંડબૃહસ્પતિ ખુશી થયા. (૩૫).[૨]આ ત્રિપુરાંતક દુઃખી દરિદ્રોને પુષ્કળ ધન આપતા. કારણ કેઃ– सतां प्रपन्नार्तिहरा हि संपदः। (શરણે આવેલાંનાં દુઃખ હર-વામાં જ સજ્જનોની સંપત્તિ વપરાય છે). (શ્લો. ૩૭). આ ત્રિપુરાંતકને રમા નામની વહાલી પત્ની હતી (૩૮).

ચાળીસમા શ્લોકથી જે માટે આ પ્રશસ્તિ લખવામાં આવી છે, તે દેવસ્થાન ઊભાં કરવાનું વર્ણન શરૂ થાય છે. પ્રશસ્તિ–લેખક કહે છે કે, "સોમેશ્વરના મંદિરના મંડપની ઉત્તરે, જીર્ણઘટિકાના સ્થાનની પાસે, શંકરનાં પાંચ મુખથી જાણે અધિષ્ઠિત ન હોય એવાં પાંચ શિવાલયો કરાવ્યાં.[૩] પોતાની માતા માલ્હણુ દેવીના નામથી માલ્હણેશ્વર, પોતાના ગુરુના નામથી ગંડ શ્રીબૃહસ્પતીશ્વર, બૃહસ્પતિની સ્ત્રી ઉમાના નામથી ત્રિપુરાંતકેશ્વર અને પોતાની પ્રિયાના નામથી રમેશ્વર એમ પાંચ શિવમંદિરો કરાવ્યાં, (૪૧ ની ૪૪) અને આ પાંચ મંદિરોના વચલા ભાગમાં ગોરક્ષકનું, ભૈરવનું, સરસ્વતીનું અને સિદ્ધિ વિનાયકનું સ્થાન

---

૨. सरस्वतीसागरसंप्रयोगविभूषिताभोगमथागमद्यः ।
सोमेशचूडावलमानबालचन्द्रप्रभासंवलितं प्रभासम् ॥ ३२
इह महीतलतीर्थविगाहनादखिलतीर्थमयीं दधदाकृतिम् ।
भुवनभूषणभूतमभूषयन्नगरमिन्दुकलाभरणस्य यः ॥ ३३ ॥
इह साक्षादुमाकान्तः श्रीमान्गण्डबृहस्पतिः ।
आर्यमेनं विनिर्माय षष्ठं चक्रे महत्तरम् ॥ ३४ ॥
स्थानकं निजविशुद्धचरित्रैरुद्धरिष्यति महत्तर एषः ।
इत्यवेत्य मुमुदे हृदि चातुर्जातकेन गुणजातरसेन ॥ ३५ ॥

३. सोमेश्वरायतनमण्डपमुत्तरेण
श्रीमाञ्जि जीर्णघटिकालयसंनिधाने ।
येनार्मियन्त कृतिनायतनानि पंच ॥ ४० ॥

કરાવ્યું, (૪૫) અને ઉત્તરના દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણુ કરાવ્યું (૪૬). શ્લોક ૪૭ થી કયા માણુસોએ શું કામ કરવું એની કૈંક વિગતવાર સૂચના છે; હંમેશાં નૈવેદ્ય માટે કોઠારમાંથી કઈ કઈ વસ્તુઓ કેટલી કેટલી કાઢી આપવી એ પણુ લખ્યું છે. છેવટ ૭૪ મા શ્લોકમાં આ પાશુમત મહંત ત્રિપુરાંતકની સ્તુતિ છે અને ૭૫ માં પ્રશસ્તિ રચનાર કવિએ પોતાની ઓળખાણુ આપી છે. ધન્ધના પુત્ર ધરણીધરે આ પ્રશસ્તિ લખી છે. અંતે આ પ્રમાણે મિતિ લખી છેઃ–**श्रीनृपविक्रम सं. १३४३ वर्षे माघ शुद्धि ५ सोमे लिङ्ग-प्रतिष्ठामहोत्सवः समजनि ॥**

## ટીપ્પણી

આ ૭૬ શ્લોકની કવિ ધરણીધરે લખેલી ત્રિપુરાંતક–પ્રશસ્તિ વાંચતાં સારા સંસ્કૃત મહાકાવ્યનો એકાદ સર્ગ વાંચતા હોઇએ એવો રસ આવે છે. ભાષા અને પદ્યરચના મધુર છે. ગુજરાતની સ્વતંત્રતા ગયા પહેલાંનાં છેવટનાં વર્ષોમાં સોમનાથની સ્થિતિ કેવી હતી, એનો આબાદ ખ્યાલ આ પ્રશસ્તિમાંથી આવે છે. ત્રિપુરાંતકે સં. ૧૩૪૩ માં નવાં મંદિરો બંધાવ્યાં અને લિંગપ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો. તે પહેલાં સોમનાથના મૂળ મંદિરની આસપાસ કેટલાં મંદિરો હશે એ ચોક્કસ જાણુવામાં નથી. પણુ ત્રિપુરાંતક પહેલાંના મહંતોએ પણુ ઘણુા સુધારા-વધારા કર્યાનું જુદી જુદી પ્રશસ્તિઓ ઉપરથી જણુાય છે; એટલે સોમનાથનું મંદિર વિક્રમની ૧૪ મી સદીના પહેલાં અર્ધા ભાગમાં મંદિરોનું શહેર જ લાગતું હશે.

ત્રિપુરાંતક પોતાને છઠ્ઠા મહન્ત કહે છે. દરેક મહંતની કારકીર્દિ પચીસ વર્ષની જ માનીએ તો તો સં. ૧૨૨૫ની પ્રશસ્તિવાળા ભાવ બૃહસ્પતિ જ પહેલા મહંત હોવા જોઇએ; પણુ કંઈ ચોક્કસ ન કહેવાય. સં. ૧૩૫૬માં અલફ્ખાને ગુજરાત લીધા પછી સોમનાથની સ્થિતિ કેવી રહી હતી અને ત્યાં કોઇ મહંત હતા કે નહિ એ જાણુવામાં નથી. પણુ એ પહેલાં દોઢસો વર્ષથી ચોક્કસ અને ઘણું કરીને ત્રણુસો વર્ષથી સોમનાથનું મંદિર પાશુપત આચાર્યોના હાથમાં હતું. મહમુદ ગઝનવી આવ્યો તે પહેલાં મહંતો હતા કે નહિ એ જાણુવામાં નથી; અને સં. ૧૩૫૬ પછી પણુ અંધારો પડદો પડી જાય છે. જો કે રા' ખેંગાર ચોથાએ સોમનાથની ફરી પ્રતિષ્ઠા કરી ત્યારે કોઈ મહંતને

સ્થાપ્યો હોય એ સંભવિત છે; અને સં. ૧૪૪૫ થી ૫૬' ૫૭ સુધી વાજરાજા શિવગણુમિત્રનું રાજ્ય હતું, એટલે એ વખતે સોમનાથમાં કોઇ મહંત હોવાનો સંભવ છે. છેવટ મુસલમાનોના વારંવાર હુમલાથી અને શૈવધર્મમાં જ અંતર્ગત ફેરફારથી પાશુપતમત ૧૫ મા શતકમાં અસ્ત થઈ ગયો જણાય છે. જ્યારે પાશુપત શૈવધર્મ અસ્ત થવામાં હતો, એ વખતમાં જ વૈષ્ણુવ ધર્મનું ગુજરાતમાં જોર થવા લાગ્યું, એ પણ વખતે કારણ હોય.

આજે જૂના સોમનાથનું કંઈ રહ્યું નથી. આજે બાર જ્યોતિર્લિંગ માંના એક સોમનાથનાં દર્શન કરવા કરતાં નારાયણબલિ સરાવવા લોકો વધારે જાય છે. પ્રભાસનો મહિમા એ સંબંધમાં જ હવે રહ્યો છે. સોમપુરા બ્રાહ્મણો અને સોમપુરા સલાટોનાં નામમાં જૂના સોમપુરનો ભણકાર સંભળાય છે.



# માતૃગયા સિદ્ધપુર

ગુજરાતનાં તીર્થસ્થાનોમાં સિદ્ધપુર પણ એક મોટું સ્થાન છે. સરસ્વતી નદીને કાંઠે અણહિલવાડ પાટણથી ઉપરવાસ સત્તર માઇલ ઉપર સિદ્ધપુર આવેલું છે. સરસ્વતી નદીના પશ્ચિમકાંઠા ઉપર જરા ઊંચાણમાં આવેલું આ શહેર સામે કાંઠેથી સુંદર દેખાય છે. સરસ્વતી નદી વાગ્દેવતાનું સ્વરૂપ મનાય છે. અને ઘણા પ્રાચીન કાળથી આપણામાં પૂજ્ય તથા પવિત્ર મનાય છે. ઋગ્વેદમાં સરસ્વતીની સ્તુતિના મંત્રો છે. ઋગ્વેદની સરસ્વતી નદી તો ઉત્તર હિન્દુસ્તાનમાં હોવી જોઇએ. થાણેશ્વર પાસે વહેતી અને ઘર્ઘરને મળતી નદી તે ઋગ્વેદની સરસ્વતી હોય એ સંભવિત છે.

ગુજરાતની આ નદીનું નામ સરસ્વતી કોણે અને શા માટે પાડ્યું એ જાણવાનું કંઈ સાધન નથી; પણ ઘણા જૂના કાળથી સરસ્વતી વિશે જે જે કથાઓ પુરાણોમાં છે, તે તે આ સરસ્વતીને લાગુ પાડવામાં આવી છે. અને સિદ્ધપુર આગળ સરસ્વતીનો પ્રવાહ પૂર્વ તરફ વહેતો હોવાથી કે કોઇ બીજા ગૂઢ કારણથી સિદ્ધપુર પાસેની સરસ્વતી ખાસ પવિત્ર ગણાય છે. પુરાણોક્ત કપિલાશ્રમ સિદ્ધપુર પાસે જ હતો. ભગવાન કપિલે પોતાની માતા દેવહુતીને બ્રહ્મજ્ઞાન આપ્યું તથા જ્ઞાનથી દેવહુતી જલરૂપ થઈ ગયાં એ પ્રસંગ સિદ્ધપુર પાસે જ બનેલો. વળી પિતાની આજ્ઞાથી પોતાની માતા રેણુકાનું માથું કાપી નાખનાર ભગવાન પરશુરામ કપિલાશ્રમના બિન્દુ સરોવરમાં સ્નાન કરીને તથા એ સરોવરના જલ વડે પોતાની માતાનું શ્રાદ્ધ કરીને પાપમુક્ત થયા હતા; વગેરે કથાઓની અસરથી આ તીર્થમાં માતૃશ્રાદ્ધ કરવાથી માતા પાપમુક્ત થાય છે અને પુત્ર માતૃઋણમાંથી છૂટે છે એવી માન્યતા ચાલી છે. જેમ ગયાજી પિતૃગયા મનાય છે અને ગયામાં પિંડદાન કરવું એ પિતૃભક્ત પુત્રની ફરજ ગણાય છેઃ **गयायां पिण्डदानेन त्रिभिः पुत्रस्य पुत्रता।**

તેમજ માતૃગયા–સિદ્ધપુરમાં પિંડદાન કરવાની માતૃભક્ત પુત્રની ફરજ મનાય છે. સિદ્ધપુરને માતૃગયાનું પદ આપી આ દેશમાં મુખ્ય તીર્થસ્થાનોમાં મોટું સ્થાન અપાવનાર તો ઉપર સૂચન કરેલી પૌરાણિક કથાઓ જ હશે. હાલમાં સિદ્ધપુરનું માહાત્મ્ય વર્ણવતાં ત્યાંના બ્રાહ્મણો કહે છે કે, "સર્વ તીર્થોમાં એક તીર્થ શ્રીસ્થલ (સિદ્ધપુર) છે એમ પ્રાચીન ઋષિઓ કહી ગયા છે. એ સર્વ પ્રકારની સમૃદ્ધિ આપે છે. માત્ર એના દર્શનથી મોક્ષ મળે છે. ગયા આગળ સ્વર્ગ એક યોજન દૂર છે, અને સિદ્ધપુર આગળ તો ફક્ત એક હાથ દૂર છે." સિદ્ધપુરનું પ્રાચીન નામ શ્રીસ્થલ હોય એમ જણાય છે. અને ઉત્તર હિંદુસ્તાનમાંથી મૂળરાજે બોલાવેલા તથા શ્રીસ્થલમાં રાખેલા બ્રાહ્મણોએ તેને સિદ્ધપુર નામ આપ્યું હોય એ સંભવિત છે; જો કે દંતકથા તો એવી ચાલે છે કે, મૂળરાજે શરૂ કરેલો રુદ્રમહાલય સિદ્ધરાજ જયસિંહે પૂરો કર્યો, ત્યારે એના માનમાં બ્રાહ્મણોએ રાજાના નામના પહેલા બે અક્ષરો લઈ આ તીર્થસ્થાનનું નામ પાડ્યું.

જો કે સિદ્ધપુર ગુજરાતનું તીર્થસ્થાન છે, પણ માતૃગયા તરીકે એની ખ્યાતિ થવાથી બીજા પ્રાંતોના પણ ઘણા યાત્રાળુઓ માતૃશ્રાદ્ધ કરવા અહીં આવે છે. આ કારણથી આ શહેરમાં બ્રાહ્મણોની મોટી વસ્તી છે, જે સિદ્ધપુરિયા નામથી બહાર ઓળખાય છે. આ શહેરમાં બ્રાહ્મણો સિવાય વોરાઓની વસ્તી વધારે દેખાય છે. તેઓ વટલેલા બ્રાહ્મણો છે એમ કહેવાય છે. સિદ્ધપુરમાં કુલ વસ્તી ૧૯૨૧ ની ગણતરી પ્રમાણે ૧૫૪૪૭ માણસની છે. સરસ્વતીના કાંઠા ઉપર બ્રાહ્મણો તથા શિવભક્તોએ ઊભા કરેલા અનેક મઠો દેખાય છે, જેમાં સૌથી સરસ અહલ્યાબાઇનો (ઇ. સ. ૧૭૯૫માં) બંધાવેલો છે.

સિદ્ધપુરની જાત્રા કરવા જનાર સરસ્વતીમાં સ્નાન કરે છે, તેને કાંઠે એક દિવસ શ્રાદ્ધ કરે છે, બીજે દિવસે શહેરની પશ્ચિમે એક ગાઉ ઉપર આવેલા કપિલાશ્રમમાં જઇ જ્ઞાનવાપિમાં, અલ્પ સરોવરમાં અને બિન્દુ સરોવરમાં સ્નાન કરે છે તથા ત્યાં જ માતૃશ્રાદ્ધ કરે છે. આ જ્ઞાનવાપિ વગેરે નામો સુંદર છે, પણ એનાં પાણી ચોમાસા સિવાયની ઋતુમાં લીલાં થઇ ગયેલાં તથા ગંધાઇ ગયેલાં હોય છે, જેથી એમાં નાહવાના વિચારથી પણ ત્રાસ થાય છે. આપણાં

તીર્થસ્થાનોને સ્વચ્છ તથા સુંદર રાખીને ખરેખરાં તીર્થરૂપ કરતાં આપણે ક્યારે શીખીશું?

બિન્દુ સરોવર કહેવાય છે સરોવર પણ છે એક ચોરસ કુંડ. તે ચારે તરફ પથ્થરથી બાંધેલો છે. એની દક્ષિણ બાજુએ એક લાંબું સળંગ મંદિર છે, તેમાં કર્દમજીની, દેવહુતીની, કપિલદેવની અને ગરુડ ઉપર બેઠેલા વિષ્ણુભગવાનની વગેરે મૂર્તિઓ છે. પશ્ચિમ બાજુના મંદિરમાં શંકરની મૂર્તિ છે. બિન્દુ સરોવરમાં સ્નાન કર્યા પછી યાત્રાળુ આ દેવોનાં દર્શન કરે છે.

બિન્દુ સરોવરની પાળ પાછળ એક લંબચોરસ કુંડ છે, તેને અલ્પ સરોવર કહે છે. એ બન્ને કુંડોનો નીચેથી એકબીજા સાથે સંબંધ છે. આ કુંડ અલ્પ સરોવર શા માટે કહેવાય છે એ વિષે જુદા જુદા અર્થહીન ખુલાસા સાંભળવામાં આવે છે.

આ સ્થાન આગળ કાર્તિક સુદિ પૂનમે મોટો મેળો ભરાય છે. બાવા લોકો આ મેળામાં વધારે દેખાય છે. આશરે એક લાખ માણસ ભેગાં થતાં હશે.

સિદ્ધપુરની યાત્રામાં આથી વિશેષ કંઈ નથી. યાત્રાળુ એકાદ દિવસ સરસ્વતીને કાંઠે મઠો જોવામાં તથા ત્યાંનાં મંદિરોમાં દેવોનાં દર્શન કરવામાં ગાળી પાછો ફરે છે; પણ ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં સિદ્ધપુરનો તીર્થસ્થાન તરીકે એટલો બધો મહિમા જેને લીધે થયો તે ભવ્ય મંદિરોના અવશેષો જોવા રડયાખડયા ઇતિહાસરસિકો સિવાય થોડા જ જતા હશે.

સરસ્વતી નદી પવિત્ર મનાતી હોવાથી જૂનું સિદ્ધપુર અથવા શ્રીસ્થલ મૂળરાજ સોલંકીના વખત પહેલાં પણ તીર્થ મનાતું હશે. કદાચ ત્યાં કોઈ ચમત્કારિક મનાતું શૈવમંદિર પણ હશે; પરંતુ શ્રીસ્થલ (સિદ્ધપુર)ની વર્તમાન પ્રખ્યાતિનું મૂળ મૂળરાજ સોલંકીના વખતમાં દેખાય છે.

### રુદ્રમહાલય

ગુજરાતમાં સ્થાપત્યની, શિલ્પની તથા ભવ્ય ધર્મસ્થાનો ઊભાં કરવાની પ્રેરણા મૂળરાજે આપી છે. અત્યંત ત્રુટિત સ્થિતિમાં પણ મૂળરાજે બંધાવેલાં મહાલયોના જે અવશેષો હજી છે, તે જોતાં મૂળરાજની ઉત્કૃષ્ટ કલ્પના તથા એ કલ્પનાના બળથી ગુજરાતમાં

સ્થાપત્યના અપૂર્વ ઉત્કર્ષનો આરંભ કેવા વેગથી થયો હતો તે સમજાય છે. ૪૦ વર્ષ પછી દેલવાડા (આબુ)માં બંધાયેલાં ગુજરાતના સ્થાપત્યના કીર્તિસ્તંભરૂપ વિમલશાનાં મંદિરની અતિ રમણીય તથા મહાભવ્ય સ્થાપત્યકલાના વિકાસનો પ્રારંભ મૂળરાજના વખતમાં જ થયો છે.

મૂળરાજે વીરમગામથી વાયવ્યે મંડલી અથવા માંડલમાં મૂલેશ્વર અથવા મૂળનાથ દેવના નામથી એક શૈવમંદિર બંધાવ્યું અને એને લગતો મઠ બાંધ્યો; તથા એ મંદિરને કંબોઇ નામનું ગામ આપ્યું. માંડલના આ મઠમાં પાશુપત આચાર્યને રાખ્યા હશે. આ વખતમાં ગુજરાતમાં પાશુપત શૈવધર્મનું જબરું જોર થવા લાગ્યું જણાય છે. સોમનાથનું મંદિર પણ પાશુપત આચાર્યોના તાબામાં હતું. ઔદિચ્ય બ્રાહ્મણો તથા નાગરો પેઠે પાશુપત આચાર્યો મૂળરાજના આશ્રયથી જ જોરમાં આવ્યા હશે, અને ગુજરાતમાં શિવભક્તિના મૂળ પ્રચારક આ પાશુપત આચાર્યો જ જણાય છે.

મૂળરાજે પાછલી અવસ્થામાં પોતાની શિવભક્તિનાં બાહ્ય ચિહ્નોના શિખરરૂપે સિદ્ધપુરમાં રુદ્રપ્રાસાદ અથવા રુદ્રમહાલય બંધાવવા માંડયો.

ઉપરના વર્ણન ઉપરથી જો કે મૂળરાજ મહા શિવભક્ત જણાય છે, પણ રાજાના સામાન્ય ધર્મ પ્રમાણે એણે પોતાની પ્રજામાં પ્રચલિત સર્વ ધર્મોને ઉત્તેજન આપ્યું છે. પાટણમાં એણે મૂલવસહિકા તથા ત્રિપુરુષપ્રાસાદનું મદિર બંધાવ્યાનું પ્રબંધચિંતામણિ કહે છે. પોતાની પાછલી અવસ્થામાં રાજ્યભાર પોતાના પુત્ર ચામુંડને સોંપી, ધર્મચર્યા તથા તપશ્ચર્યામાં મૂળરાજે વધારે સમય શ્રીસ્થલ (સિદ્ધપુર)માં જ ગાળવા માંડયો હતો. શ્રીસ્થલનું મૂળરાજે પવિત્ર બ્રાહ્મણોને દાન કરી દીધું હતું. અને આ બ્રાહ્મણોનો ઉપદેશ સાભળતાં પવિત્ર સરસ્વતીને કાંઠે જ મૂળરાજનો દેહ વિ. સં. ૧૦૫૨માં પડી ગયો.

સિદ્ધપુરમાં રુદ્રમહાલય બંધાવવાની શરૂઆત તો મૂળરાજે વહેલી કરેલી, પણ દેશ સર કરવાનાં તથા રાજ્યનાં બીજાં નાનાંમોટાં કામોમાં આ વિશાળ યોજનાવાળું રુદ્રમહાલયનું કામ મૂળરાજની હયાતીમાં પૂરું ન થયું. મંદિરમાં દેવની પ્રતિષ્ઠા મૂળરાજના વખતમાં જ કરવામાં આવી હતી; કારણ કે વિ. સં. ૧૦૪૩માં રુદ્રમહાલય દેવને પૂજીને

મૂળરાજે દાન આપ્યાનું એક તામ્રલેખમાં લખ્યું છે, પણ મહાલય અધૂરો હતો. પાછળથી બેદરકારીને લીધે કે બીજાં કારણોથી મહાલયના કેટલાક ભાગો પડી ગયા હશે. લગભગ પોણાબસો વર્ષ પછી સિદ્ધરાજ જયસિંહે સિદ્ધપુરના રુદ્રમહાલયનો જીર્ણોદ્ધાર કર્યો; સિદ્ધરાજે કદાચ નવેસરથી મોટા પાયા ઉપર આ મંદિર આખું ફરી બંધાવ્યું હશે. વિ. સં. ૧૧૯૯ માં સિદ્ધરાજના મરણ વખતે રુદ્રમહાલયનું કામ ભાગ્યે જ પૂરું થયું લાગે છે.

રુદ્રમહાલયની વિશાળતાની યથાર્થ કલ્પના આજે આવવી મુશ્કેલ છે. પણ એના ખંડેરની જે નિશાનીઓ હજી સુધી જીવતી રહી છે તે ઉપરથી ૩૦૦ ફીટ લાંબા તથા ૨૩૦ ફીટ પહોળા મંદિરના આંગણાની વચ્ચે બેત્રણ માળનું મંદિર હતું; જેની સામે ૫૦ ફીટ ચોરસ સભામંડપ હતો. આ સભામંડપને ચારે દિશાએ ચાર દ્વાર હતાં. મુખ્ય મંદિરની આસપાસ અગિયાર નાનાં મંદિરો હતાં. ચોકમાં ફરતી નાની નાની ઓરડીઓ હશે અને પૂર્વદિશામાં મુખ્ય દ્વારથી સરસ્વતીના પાણી સુધી બાંધેલા ઘાટ હશે.

આ ભવ્ય મંદિરનો વિ. સં. ૧૩૫૬ માં ઉલુઘખાનની સરદારી નીચે મુસલમાનોએ અતિ ક્રૂરતાથી પહેલી વાર નાશ કર્યો, અને અહમદશાહની સરદારી નીચે ઈ. સ. ૧૪૧૫ માં બીજી વાર નાશ કર્યો. આ પ્રમાણે ધર્માંધ માણસોની ઘેલછાથી નાશ પામેલા ભવ્ય મંદિરના જે થોડા ખંડો કાલની કરુણાથી બચી ગયા છે, તેમાં મંડપના ઉત્તર તરફના દ્વારના ચાર થાંભલાઓ, પૂર્વના દ્વારના પાંચ થાંભલાઓ, એક સુંદર કીર્તિસ્તંભ કે તોરણ પછવાડેનું એક ગર્ભગૃહ તથા બીજાં ત્રણ ગર્ભગૃહોના કેટલાક થાંભલાઓ તથા દ્વારો આટલું જ દેખાય છે. તેમાંથી છેલ્લાં ગર્ભગૃહોને તો મસીદમાં મેળવી દેવામાં આવ્યાં છે.

રાજસ્થાનની કીર્તિને ચિરંજીવ કરનાર કર્નલ ટૉડ કહે છે કે, એમને આ મંદિર વિશે બે લેખો પણ મળ્યા હતા. જેમાંના એકમાં વિ. સં. ૧૨૦૨ માઘ કૃષ્ણપક્ષ ચોથે મંદિર પૂરું થયાની નોંધ હતી; પણ આ લેખો પાછળથી કોઈ શોધખોળ કરનારને મળ્યા નથી એ ઘણું શોચનીય છે; પણ આ રુદ્રમહાલયની પ્રશસ્તિરૂપ એક ગુજરાતી કવિત ટૉડે સાંભળ્યું હતું. અને બર્જેસે પણ 'સિદ્ધપુરમાં કોઈ

પાસે એને મળતું કવિત સાંભળી તેનું અંગ્રેજી ભાષાંતર ગુજરાતના જૂના સ્થાપત્યના વર્ણનના પ્રસંગમાં (Archaeological survey Northern Gujarat pp. 60-61) આપ્યું છે. અહીં મૂળ રા. પરમાનંદ ભોળાભાઇએ છપાવેલી કવિતાનો અમુક કટકો રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતાએ ગુજરાતમાં છપાવેલો છે તે ઉતાર્યો છે. જુઓ; ગુજરાત ૧૯૭૯ ના આશ્વિનનો અંકઃ—

કાશી ગયા ગોદાવરી, સબ તીરથ કો સાર;
કર્દમ દેવહુતિ વસે જહાં, ભયો કપિલ અવતાર.
બિંદુ સરોવર વિમલ જલ, માતૃગયા કર નહાય;
કોટિ જન પામર પતિત, પળમાં પાપ પળાય.
સંવત નવ નવાણુંએ, મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુલ ચાવડો, પામ્યો પાટણરાજ.
સંવત દશ વર્ષ સાઠત્રીસો, માઘ દ્વીતિયા ગુરુવાર;
રુદ્રમાળ આરંભિયો, ખરચત દ્રવ્ય અપાર.
રુદ્રમાળ શુભ આદર્યો, મૂળદેવ મહારાજ;
વરસ બહોત વીતી ગયે, રહ્યો અધૂરો કાજ.
તા પીછે સધરો ભયો, સોલંકી કુલ આપ;
રુદ્રમાળ પૂરણ કિયો, કરી પ્રતિષ્ઠા થાપ.
સંવત અગિયારે આદર્યો મૂળદેવ મહારાજ;
સંવત બાર બિલોતરે, સધરે સધાયો કાજ.
સંવત બાર વૃષ બગો, માસ શુભ માઘ પ્રમાણે;
કૃષ્ણપક્ષ અતિ અનુપમ, ચતુર્દશી તિથિ વખાણે.
વાર સોમ અતિ સાર, શ્રવણ નક્ષત્ર વિરાજિત;
યોગસહિત વરિયાંણ, કરણ શકુની છવિ છાજત.
ચોઘડીઓ ચિત્ત શુભન, લગન મૂરત લાયક લિયો;
સિધરસિંધ રુદ્રમાલ મેં, શિવશંકર સ્થાપન કિયો.
માલ સહિત ષટ્પંચ, ઊંચ અસ્માન પ્રમાણું;
ચતુર દ્વાર ચહુદિસે, તિન હિ તિન મંડપ વખાણું.
પારસનો કૈલાસમાં સુવર્ણ સિંહલદ્વીપઃ
સ્વર્ગ વિષે ચાંદી તણો, પાષાણ શ્રીસ્થળ સમીપ.

ઓર દિવાલ અનેક, ચઉંદિસ રહે બિરાજિત,
વિવિધ વિવધ કે કાલ, જડિત કે દેખિ લગે હિત.
એકાદશ મહારુદ્ર કો, મંદિર મધ્ય બિચ થાપ કર્યો:
સિધ્ધરસિંધદ્વિજ સબ મિલિ,રુદ્રમાલ ઇસ નામ ધર્યો.
સિદ્ધરાય જયસિંધને રુદ્ર કે પ્રાસાદ પર;
ચૌદ ક્રોડ મહોર ખર્ચ, કાગદે ચડાઈ હે.
મોહોર તણું માપું કર્યું, સોલ રૂપેયે એક;
રુદ્રમાલ કરતે વાત્તરી, કવિજન કિયો વિવેક.
વરસ એકસો ત્રેસડ, રહ્યો રુદ્રમાલ કો ધામ;
ફિર હિ અલાદિ અસુરને, કિનો ફના મકાંમ.
દિલ્લી તખત પર ભયો, પાતશાહ ખૂની અલાદિ,
કાંઉ ઓલિયે કે પાસ, કરામત સિખો ઉપાદિ.
દેવલ દેખ કે જાય, તાજીને તીન લગાવે;
સાચે કર હિ સલામ, ઓર સબ મારગી રાવે.
ગુજરદેશ આયો ફિરત, કામ કરોડા પરખિયો,
રુદ્રમાલ સિધરાય કો, અસુરે પાડી પાધર કિયો.
સંવત ત્રયોદશ પાંસઠે, આયો ખૂની અલાદ;
રુદ્રમાલ પાધર કિયો, ઉતાર્યો નાદ.
માઠો કિયો મલેચ્છને, દેવલ દિયો ગિરાય;
દેવીદેવ નરપતિત, ઓર રહ્યો હેં છિપાય.

આ ગુજરાતી કવિતા ઘણી જૂની હોવાનો સંભવ નથી. છતાં પોતે આપેલ કવિતમાં કરેલા મંદિરના વર્ણનના બર્જેસના ભાષાંતરનો સાર નીચે આપ્યો છે. બર્જેસના ભાષાંતરનો કેટલોક ભાગ ઉપલી કવિતામાં નથી.

'રુદ્રમહાલયની શરૂઆત મૂળરાજ મહારાજે સારી રીતે કરી હતી પણ તે પૂરો ન થયો. પછી સોલંકી વંશમાં સિદ્ધરાજ આવ્યા. તેમણે રુદ્રમાળ પૂરો કર્યો તથા પ્રતિષ્ઠા પણ પૂરી કરી, સિદ્ધરાજરૂપે શિવેજ અવતાર ધારણ કર્યો છે..................................મૂળરાજે સં. એક હજારમાં રુદ્રમહાલયનો આરંભ કર્યો. અને સં. ૧૨૦૨ ના માઘ કૃષ્ણપક્ષ ૧૪ ને સોમવારે સિદ્ધરાજે રુદ્રમાળ પૂરો કરી શિવની સ્થાપના કરી.

"એમાં ૧૬૦૦ તો થાંભલાઓ હતા; માણેક અને મોતીઓથી જડેલી અઢાર હજાર મૂર્તિઓ બેસારી હતી; ૩૦ હજાર સોનાના કળશો અને ૧૭૦૦ ધજાઓ ઊડતી હતી; ૫૬ લાખ તો ઘોડાઓ અને અનેક હાથીઓ ઝૂલતા હતા. સવા લાખ કોતરેલી જાળીઓ હતી. ૭૨૦૦ ધર્મશાળાઓ હતી. સિદ્ધરાજ જયસિંહે ૧૪ કરોડ મહોર ખર્ચી હતી. શિવના કૈલાસ સરખો રુદ્રમાળ શોભતો હતો. તેમાં જડેલાં રત્નો અને હીરાઓ છેટેથી દીપમાલા પેઠે ઝગમગતાં હતાં; મેરુ પર્વત પેઠે રુદ્રમાળ સોને મઢેલો હતો, એનાં દ્વાર રત્નજડિત હતાં.

"ચારે દિશામાં ચાર દ્વાર અને ત્રણ મંડપનું તો વર્ણન કર્યું; બીજાં તો ચારે તરફ અસંખ્ય નાનાં મંદિરો હતાં અને વચમાં અગિયાર રુદ્રનાં અગિયાર મંદિરો હતાં. સિદ્ધસિંહે ત્યાં મળેલા બ્રાહ્મ-ણોની અનુમતિથી એનું રુદ્રમહાલય નામ પાડ્યું."

જૈન પ્રબંધલેખકો શૈવમંદિર વિશે લાંબું વર્ણન કરે એ સંભવિત નથી; પણ પ્રબંધચિંતામણિમાં મેરુતુંગે રુદ્રમહાલય વિશે નીચે પ્રમાણે નોંધ કરી છે.

"પછી એક વખત સિદ્ધપુરમાં રુદ્રમહાકાલનું મંદિર બાંધવાની સિદ્ધરાજને મરજી થવાથી તેણે અમુક સ્થપતિને એ કામ સોંપ્યું તથા અમુક વખત પછી મંદિર પૂરું થયું ત્યારે સિદ્ધરાજે નૃપતિ, અશ્વપતિ, ગજપતિ વગેરેની મૂર્તિઓ બેસારી તેની સામે પોતાની બે હાથ જોડેલ પ્રતિકૃતિ ઊભી રાખી સૂચવ્યું કે, "હે ભવિષ્યના રાજાઓ તમે આ દેશ ઉજજડ કરો તો ભલે પણ એક આ મંદિર રહેવા દેજો. આ મંદિર ઉપર ધજા ચઢાવતી વખતે સિદ્ધરાજે બધાં જૈન મંદિરોની ધજા નીચે ઉતરાવી હતી. જેમ માળવામાં મહાકાલની ધજા ઊડતી હોય ત્યારે કોઈ પણ જૈન મંદિરને ધજા ચઢાવવા દેવામાં આવતી નથી."

મેરુતુંગના ઉપરના કથન પ્રમાણે તો સિદ્ધરાજના વખતમાં જ એટલે વિ. સં. ૧૧૯૯ પહેલાં છેવટ ૧૧૯૮માં રુદ્રમહાલય પૂરો થવો જોઈએ. અર્થાત્ ઉપર કહેલી ગુજરાતી કવિતાની બીજી અતિશયો-ક્તિઓ બાજુએ રાખીએ, પણ તેની સાલ પણ ખોટી છે. સિદ્ધરાજની મંદિરને બચાવવાની પ્રાર્થના સફલ થઈ નથી.

રુદ્રમહાલયનું મંદિર શૈવમંદિર હતું એ તો નામ ઉપરથી જ જણાય છે. માળવાના ઘણા પ્રાચીનકાળથી દેશ આખામાં પ્રખ્યાત

થયેલા તથા પોતાની ખ્યાતિથી આખા માળવાને ઉજ્જ્વલ કરતા મહાકાળેશ્વરના મંદિરની હરીફાઇમાં ગુજરાતની કીર્તિ ચારે તરફ વધારે એવું ભવ્ય શૈવમંદિર પુરાણા તીર્થસ્થાનમાં બંધાવી, ગુજરાત તરફ એ વખતના હિંદુ સમાજનું ચિત્ત આકર્ષવાનો મૂળરાજ અને સિદ્ધરાજનો વિચાર હોય એમ રુદ્રમહાલયની વિશાળ કલ્પના ઉપરથી અનુમાન થાય છે. સોમનાથના મંદિરનો પણ સુંદર જીર્ણોદ્ધાર, પાશુપત આચાર્યોને એ મંદિરની સોંપણી, એ મંદિરના નિર્વાહ માટે પુષ્કળ સંપત્તિનું તથા ગામોનું દાન એ બધું સૂચક છે. જો કે જૈન પ્રબંધલેખકોએ જૈન ધર્મના પ્રચાર વિશે ઘણું ઘણું લખ્યું છે; જ્યારે એ જ સમયમાં વૈષ્ણવ અને શૈવધર્મના પ્રચાર વિશે બેચાર શિલાલેખો તથા થોડાં છૂટક વર્ણનો સિવાય કાંઈ લખાણ મળતું નથી. પણ સોમનાથનો ફરી ફરી થયેલો જીર્ણોદ્ધાર તથા સિદ્ધપુરમાં રુદ્રમહાલયની આવી વિશાલ કલ્પના ગુજરાતમાં પાશુપત શૈવધર્મના પ્રચારના મુખ્ય કીર્તિસ્તંભો છે. એ વખતમાં બીજાં નાનાં નાનાં તો અસંખ્ય શૈવમંદિરો ઊભાં થયાં હશે.

સોલંકી રાજાઓની શિવભક્તિના કીર્તિધ્વજરૂપ રુદ્રમહાલય મુસલમાનોના મૂર્તિભંજક ઝનૂનથી સેંકડો વર્ષ પહેલાં છિન્નભિન્ન થઈ ગયો છે અને હિંદુઓએ જીર્ણોદ્ધારનો પ્રયાસ કર્યો નથી. પણ મુસલમાનોની બેદરકારીને લીધે એમાંથી ઉપર કહ્યું તેમ છૂટા છૂટા થોડા થાંભલાઓ, એક તોરણ વગેરે જે કટકાઓ બચી ગયા છે, તે ઉપરથી રાસમાલાના કર્તા ફાર્બસ સાહેબ, જૂની શોધખોળ કરનાર કઝીન સાહેબ વગેરે પરદેશી વિદ્વાનોએ મૂળ મંદિરનો નકશો તૈયાર કરવાનો પ્રયાસ કર્યો છે. પણ આ બાબતમાં વિદ્વાનો પૂરેપૂરા એકમત થતા નથી. પણ આ મંદિર કેટલું વિશાળ હશે તે તો એના જુદા જુદા કટકા કેટલે દૂર ઊભા છે, તે જોવાથી સમજી શકાય એમ છે. ઉપર વિસ્તારનો ખ્યાલ આપ્યો છે.

રુદ્રમહાલયની ખરેખરી વિશાળતા કલ્પવાનું તો આજે કંઈ સાધન રહ્યું જ નથી. મુખ્ય મંદિરની તથા એના આંગણામાં બીજાં અનેક નાનાં નાનાં મંદિરો હોવાની માહિતી મળે છે. પણ એની આસપાસ રુદ્રમહાલયના મઠના એક પછી એક આચાર્યોએ, એ વખતના સોલંકી રાજાઓના શૈવ સામંતોએ, અમાત્યોએ તથા ગૃહસ્થોએ પોતપોતાનાં

માતપિતા, ગુરુ વગેરેને અમર કરવા જે જુદાં જુદાં મંદિરો બંધાવ્યાં હશે, તેનો કે મંદિરની આસપાસ મઠાધિપતિઓએ સ્થાપેલ પાઠ-શાળાઓ, ધર્મશાળાઓ વગેરે ધાર્મિક ઉપસંસ્થાઓનો તો આજે ખ્યાલ આવવો જ મુશ્કેલ છે.

આ રીતે રુદ્રમહાલયની વિશાળતા કે ભવ્યતાનો ભલે ખ્યાલ ન આવે, પણ એના કારીગરોની ઉમદા કલાનો તથા ઊંચી કુશળતાનો ખ્યાલ જે બચ્યા છે તે થાંભલાઓ ઉપરનું કોતરકામ જોવાથી તથા કડિયાની દૃષ્ટિએ બાર બાર ફીટ ઊંચાઇના પથરાઓની ગોઠવણી જોવાથી સમજી શકાય. થાંભલાઓ નીચેથી ઉપર સુધી સુંદર કોતર-કામથી ભરેલા છે. એમાં વચ્ચે કરેલા ગોખમાં બેસાડેલ દેવદેવીઓની મૂર્તિઓ પણ બેદરકારીથી કોતરેલ નથી.

આ જમાનામાં તો સિદ્ધપુરની યાત્રા માત્ર રુદ્રમહાલયના અવ-શેષોનાં દર્શન કરવા જ કરવી જોઇએ, છતાં કપિલાશ્રમમાં માતૃશ્રાદ્ધ કરવા જનાર ગામનાં આધુનિક મંદિરોમાં ગયા વગર ભાગ્યે જ રહે.

સિદ્ધપુરમાં સિદ્ધપુર, હાટકેશ્વર, ભૂતનાથ મહાદેવ, સતીની દેરીઓ અને બ્રહ્માંડેશ્વરનાં દેવાલયો મુખ્ય ગણાય છે.

સિદ્ધપુર મહાદેવનું મોટું મંદિર મધુપાવડી ઘાટ ઉપર આવેલું છે. આ મન્દિર કાઠિયાવાડમાં મુલકગિરિ કરનાર શ્રીમંત ગાયકવાડ સરકારના સેનાપતિ બાબાજી આપાજીએ સં. ૧૮૬૨માં બાંધ્યું છે. કહે છે કે, પહેલાં આ જગ્યાએ મુસલમાનોનું કબરસ્તાન હતું.

હાટકેશ્વર મહાદેવનું નાનું દેવળ નાગરોએ બંધાવેલું કહેવાય છે.

બ્રહ્માંડેશ્વર મહાદેવની જગ્યા નદીના સામા કિનારા ઉપર છે, અને ત્યાં શ્રાવણ મહિનાના સોમવારોએ મેળો ભરાય છે.

ઉપર મઠોનો ઉલ્લેખ કર્યો છે. આ મઠોની પરંપરા રુદ્રમહાલયને લગતા પાશુપત આચાર્યોના મઠોમાંથી ઊતરી આવી હશે. અત્યારે રાજભારથીનો મઠ જોવા જેવો છે. આ મઠમાં મોટાં ભવ્ય મકાનો છે, તેમાં બાવાઓ રહે છે. એના તાબામાં એક ઇનામી ગામ છે. આ મઠમાં પુષ્કળ પૈસો છે એમ મનાય છે.

વૈષ્ણવ મંદિરોમાં ગોવિંદ માધવનું મન્દિર મુખ્ય છે. આ ઉપરાંત સહસ્રકાલકા માતા, ગોપીનાથજી, સત્યનારાયણ, અર્બુદેશ્વર,

વાલુકેશ્વર, રણછોડરાયજી, રઘુનાથજી વગેરે દેવોનાં મંદિરો છે. વળી સ્વામીનારાયણસંપ્રદાયનું, પુષ્ટિસંપ્રદાયનું અને રામાનુજસંપ્રદાયનું પણ એક એક મંદિર છે.

ગામમાં બીજી વિશેષતા થોડી જ છે. ગુજરાતી સાહિત્યમાં ભીમકવિના જન્મસ્થાન તરીકે સિદ્ધપુર પ્રસિદ્ધ છે.

સંવત ૧૫૪૧ માં હરિલીલા ષોડષ કલા નામનું અનુવાદરૂપ ગુજરાતી કાવ્ય લખતાં ભીમકવિ પોતાના વતન માટે લખે છે કેઃ—

> સિદ્ધક્ષેત્ર, માધવ, સરસ્વતી,
> રુદ્રદેવ, શ્રીકર્દમયતિ,
> અલક્ષ ગણેશ, ઈશ કેદાર
> ગોવિંદ સ્વામી ભક્તિ સાધાર.

( જુઓ; સયાજી બાળજ્ઞાનમાળામાં છપાયેલ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ )



## દ્વારકાપુરી

अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका ।
पुरी द्वारामती चैव सप्तैता मोक्षदायिका ॥

**ભગવાન** દ્વારકાધીશની દ્વારકાપુરી ગુજરાત કાઠિયાવાડનું એક મહાન તીર્થ છે. પુરાણોમાં દ્વારકાની ઉત્પત્તિ નીચે પ્રમાણે કહી છેઃ–

"ભગવાન મનુના પુત્ર યયાતિને એક પુત્રી (સુકન્યા) અને ઉત્તાનબર્હિ, આનર્ત અને ભૂરિષેણ ત્રણ પુત્રો થયા." પતિવ્રતા સુકન્યાનું આખ્યાન જૂના કાળથી લોકપ્રિય છે અને હમણાં શ્રી. મુનશીએ એનું નાટક લખીને એને ઠીક ચર્ચાસ્પદ બનાવ્યું છે. "આ સુકન્યાના ભાઇ આનર્તના પુત્ર રેવતે સમુદ્રની વચ્ચે નગર સ્થાપીને તેમાં પોતાની રાજધાની કરીને આનર્તદેશ ઉપર રાજ્ય કર્યું. આ રેવતે સ્થાપેલી નગરી કુશસ્થલી તેજ દ્વારકાપુરી."

"આ રેવતને કકુદ્મી વગેરે સો પુત્રો થયા. કકુદ્મી અથવા રૈવતને એક રેવતી નામે કન્યા હતી. આ કન્યા કોને આપવી એ પૂછવા રાજા રૈવત બ્રહ્મલોકમાં બ્રહ્મા પાસે ગયા. બ્રહ્મલોકમાં ગાંધર્વનું સંગીત ચાલતું હતું. એટલે થોડી વાર રૈવતને ઊભા રહેવું પડયું; પછી અવકાશ મળતાં બ્રહ્માને પૂછયું, ત્યારે પિતામહે જવાબ આપ્યો કે તમે જે છોકરાઓની વાત કરો છો એની તો પેઢીઓ ચાલી ગઇ અને એ ગોત્રોનાં તો હવે નામ પણ સંભળાતાં નથી. પૃથ્વી ઉપર તો ૨૭ યુગો વહી ગયા. માટે હવે તમે જશો ત્યારે દ્વારકામાં પૃથ્વીનો ભાર ઉતારવા અવતરેલા શ્રીકૃષ્ણના ભાઇ દેવાંશી નરરત્ન બલદેવ છે તેને આ કન્યા આપજો. રૈવતે પણ દ્વારકામાં આવી બલદેવને પોતાની કન્યા રેવતી આપી. (ભા. ૯ અ. ૩. શ્લો. ૨૭ થી ૩૬).

આ કથા વિષ્ણુપુરાણ (અંશ ૪), મત્સ્યપુરાણ અને હરિવંશમાં પણ છે. આ પ્રાચીન પૌરાણિક કથાનું રહસ્ય શું હશે!

આધુનિક ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ તો એમ લાગે છે કે, આનર્તમાં આર્યો આવ્યા ત્યારે પહેલાં રૈવતક પર્વત તરફ ગયા. રૈવતક એ ગિરનારનું એક નામ છે. કાઠિયાવાડ ગુજરાતમાં ઘણા જૂના કાળથી ગિરનાર પ્રસિદ્ધ છે. પહેલી વસ્તી રૈવતક–ગિરનારની તળેટીમાં થઈ હશે અને ત્યાંથી બીજા ભાગમાં ફેલાઈ. બીજો અર્થ પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ કર્યો છે કે, પહેલાં રેવતે કોઇક રીતે પોતાનું રાજ્ય ખોયું અને દૂર નીકળી ગયો; પછી એના વંશનો કોઈ પુરુષ રૈવત વર્ષો પછી પાછો દ્વારકામાં આવ્યો; એ વખતે દ્વારકામાં યાદવો રાજ્ય કરતા હતા. રૈવતે પોતાની કન્યા યાદવ બલદેવને આપી અને આ રીતે દ્વારકાના બે રાજવંશો વચ્ચે સંબંધ બંધાયો. ( જુઓ; બોમ્બે ગેઝીટિયર પુ. ૧ ભા–૧ ).

દ્વારકા વિશે વધારે પ્રસિદ્ધ પૌરાણિક કથા એવી છે કે, મથુરા ઉપર એક તરફથી દક્ષિણનો કાલયવન અને બીજી તરફથી મથુરાનો રાજા જરાસંધ ચડી આવવાથી મથુરાથી ભાગીને ભગવાન કૃષ્ણ સાથે યાદવો દ્વારકા આવ્યા. ભાગવત દશમસ્કંધમાં ( અ. ૫૦ થી ૫૨ ) આ કથા વિસ્તારથી કહી છે. હરિવંશમાં પણ છે. મહાભારત પણ દ્વારકામાં વસતા યાદવોની નોંધ કરે છે. મહાભારતના આદિપર્વમાં અર્જુનની તીર્થયાત્રાનું વર્ણન છે. તેમાં બીજાં તીર્થોમાં ફરતા ફરતા અર્જુન અપરાન્ત ( પશ્ચિમકાંઠા ઉપર )માં આવ્યા, ત્યાંથી પ્રભાસ ગયા. પ્રભાસમાં પોતાના સખા અને ગુરુ શ્રીકૃષ્ણને મળ્યા. પ્રભાસથી કૃષ્ણ અને અર્જુન બે ય રૈવતક પર્વત ( ગિરનાર ) ઉપર ગયા; ત્યાં યથેચ્છ વિહાર કર્યા પછી રથમાં બેસીને દ્વારકા ગયા; વગેરે પ્રસંગ છે.

છેવટ બ્રહ્મશાપથી, પ્રભાસ આગળ ખૂબ મદ્ય પીને યાદવો અંદર અંદર લડી મૂઆ અને ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાસ પાસે જ પીપળાના ઝાડ નીચે વધ થયો. છેલ્લી ક્ષણે ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં સારથિને સંદેશો કહ્યો કે:—

> गच्छ द्वारवतीं सूत ज्ञातिनां निधनं मिथः ।
> संकर्षणस्य निर्याणं बन्धुभ्यो ब्रूहि मद्दशाम् ॥
> द्वारकायां च न स्थेयं भवद्भिः स्वस्वबन्धुभिः ।
> मया त्यक्तां यदुपुरीं समुद्रः प्लावयिष्यति ॥
>
> भा. ११ अ. ३० श्लो. ४६–४७.

"તું દ્વારવતી–દ્વારકા જા અને યાદવોનો પરસ્પર નાશ, સંકર્ષણનું પરલોકગમન અને મારી દશા ત્યાં બંધુઓને કહેજે. વળી તમારે તમારા કુટુંબો સાથે દ્વારકામાં ન રહેવું, કારણ કે મારા ગયા પછી સમુદ્ર યદુપુરી–દ્વારકાને ડુબાડી દેશે."

આ શબ્દો સ્પષ્ટ છે. કેટલાકના મત પ્રમાણે, સમુદ્રના કાંઠા ઉપર હોવાથી અને કદાચ સમુદ્રમાર્ગે આવતા પરદેશીઓને ઊતરવાનું બંદર હોવાથી દ્વારામતી કહેવાતું નગર ઘણું જૂનું છે. એ તીર્થસ્થાન પણ જૂના વખતથી ગણાય છે. મહાભારતે જ દ્વારકાને પુણ્યસ્થળ કહ્યું છે. ( पुण्या द्वारवती यत्र. म. वन. अ. ८६ )

પ્રાચીન યવન લેખક એરિયન જેને બારાકી (Barake) કહે છે, તે આ દ્વારકા જ હોવાનો સંભવ છે. પણ પુરાણો કહે છે તેમ જૂના કાળમાં જ દ્વારકાનો સમુદ્રથી કે બીજા કોઈ કારણથી નાશ થયો હોય એમ લાગે છે. ઉપર ભાગવતમાંથી ઉતારો કર્યો છે. બીજાં પુરાણો એ જ વાત કહે છે અને મહાભારત આ પૌરાણિક કથાને ટેકો આપે છે. ભાટોની વાર્તાઓ પણ દ્વારકા સમુદ્રમાં ડૂબી ગયાનું કહે છે. મતલબ કે પ્રાચીન દ્વારવતી જીવતું રહ્યું નથી. હાલનું દ્વારકા ક્યારે સ્થપાયું તેની પણ ચોક્કસ માહિતી મળતી નથી. પણ પ્રાચીન દ્વારકા ક્યાં હતું એ ભુલાઈ ગયા પછી હાલનું સ્થપાયું હોવું જોઈએ. કારણ કે હાલમાં ઘણાં સ્થળો મૂળ દ્વારકા હોવાનો દાવો કરે છે. કોડીનારથી ત્રણ માઈલ દક્ષિણે મૂળ દ્વારકા નામથી એક પ્રખ્યાત સ્થળ છે. અહીં એક વિષ્ણુ–મંદિરનું ખંડેર છે. એ તરફના લોકોમાં એવી દંતકથા પ્રચલિત છે કે, મૂળ જૂનું દ્વારકા એ સ્થળે હતું. વળી પોરબંદરને મિયાણી વચ્ચે શ્રીનગર પાસેની જગ્યા માટે તથા માધવપુર માટે આવી દંતકથાઓ પ્રચલિત છે.[૧] જૂનું દ્વારકા ક્યાં હતું એ ભુલાઈ ગયા પછી જ જુદાં જુદાં સ્થળો માટે આવી વાતો ચાલી હોવી જોઇએ. વળી શ્રીમદ્ ભાગવતની રચના થઈ ત્યાં સુધી તો નવું દ્વારકા પ્રસિદ્ધ થયું જણાતું નથી. નહિ તો ભાગવતકાર દ્વારકા ડૂબી ગયાની વાતથી અટકત નહિ.

---

૧. આધુનિક સંશોધકોએ પ્રાચીન દ્વારકાના સ્થાન માટે ભિન્નભિન્ન મતો આપ્યા છે.

સમુદ્રની હદ આગળપાછળ થયાના દાખલાઓ પણ કાઠિયાવાડના ઇતિહાસમાં જોવામાં આવે છે. ઈ. સ. પાંચમા શતકમાં વલભીનગર ઘણું કરી બંદર હતું. આજે એ સ્થળ સમુદ્રથી સાત માઈલ છેટે છે. દીવ આજે બેટ છે. બારસો વર્ષ ઉપર એ મુખ્ય જમીન સાથે જોડાયેલો દ્વીપકલ્પ હતો. સમુદ્રના આવા ફેરફારોમાં જૂનું દ્વારકા આવી ગયું હોય તો એ સંભવિત છે.

ઐતિહાસિક પુરાવા તપાસીએ તો સમગ્ર રીતે ગુજરાત કાઠિયાવાડ વિશે અશોકના ગિરિનાર પાસેના શિલાલેખથી જૂનો કોઇ લેખ અહીં મળ્યો નથી; પણ ગિરિનગર વિશે અશોકના લેખથી આરંભીને આજ સુધી લગભગ ચાલુ ઐતિહાસિક ઉલ્લેખો મળ્યા કરે છે. દ્વારકા વિશે ઉપર કહેલા પૌરાણિક ઉલ્લેખો સિવાય જૂના સાહિત્યમાં વિ. સં. ૧૨૦૦ સુધી તો બિલકુલ ઉલ્લેખ જોવામાં આવતો નથી. વળી જૂના વખતમાં રાજાઓ તરફથી કોઇ પણ જાતનાં દાનો તેને મળેલાં નથી. તેમ મુસલમાનોએ પણ એનો નાશ કર્યો નથી. એટલે મહમદ ગઝનવીના સમય સુધી દ્વારકા સોમનાથ જેવું તો પ્રખ્યાત નહિ જ, પણ સામાન્ય તીર્થ પણ ગણાતું હોય એમ પણ જણાતું નથી. કદાચ એ સ્થળે ગામ અને મંદિર હશે, પણ તીર્થ તરીકેની એની ખ્યાતિ નહિ હોય. સાહિત્યના પુરાવા ઉપરથી “ વિ. સં. ૧૨૦૦ પછી દ્વારકા વૈષ્ણવ તીર્થરૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે.”×

(સદ્ગત તનસુખરામ મ. ત્રિપાઠીનો લેખ, બુદ્ધિપ્રકાશ ૧૯૧૫)

વિ. સં. ૧૨૮૮માં સોમેશ્વર દેવે રચેલા ‘ ઉલ્લાસ રાઘવ ’ની પ્રસ્તાવનામાં श्रीद्वारकालंकारः नीलमणे श्रीकृष्णदेवस्य पुरतः એ રીતે શબ્દો છે. એટલે એ વખતે દ્વારકા અને એમાં શ્રીકૃષ્ણ-મંદિર બન્ને હોવાં જોઈએ. પંદરમા શતકથી તો વૈષ્ણવતીર્થ તરીકે દ્વારકાએ ઘણું મોટું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ચૈતન્યે અને મીરાંબાઈએ દ્વારકાની યાત્રા કરેલી. એ વખતના વૈષ્ણવો વૃંદાવન પેઠે દ્વારકાની યાત્રાને આવશ્યક માનતા. ટૂંકામાં ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં દ્વારકાએ તીર્થ તરીકે નવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અને ધીમે ધીમે સાત મોક્ષદાયક પુરીઓમાં સ્થાન મેળવ્યું.

---

× જૂનું દ્વારકા ગિરનાર પાસે જૂનાગઢની જગ્યાએ હતું એમ મારું તો માનવું છે. જુઓ; પ્રાચીન દ્વારકાપુરી લેખ. પૃ. ૩૭૭

દ્વારકાની—અથવા ઓખામંડળની રાજકીય સ્થિતિએ પણ અનેક વારાફેરા જોયા છે. અને પૌરાણિક કાળ પછી ઐતિહાસિક હકીકતો નથી મળતી, પણ ભાટો વાર્તાઓ કહે છે અને કલ્પનાથી ભગવાન કૃષ્ણથી આજ સુધીના કાળને સાંધી દે છે. આ કથાઓનો ટૂંકો સાર નીચે આપ્યો છે. આખા સૌરાષ્ટ્રમાં એક કાળે કાબા વગેરે જંગલી લોકો વસતા હતા આર્યોએ પ્રભાસ, ગિરિનગર વગેરેમાં વસવાટ કર્યો એટલે આ જંગલી લોકોને વચલા ભાગનાં જંગલોમાં રહેવું પડ્યું. અને કૃષ્ણનાં સ્ત્રીબાળકોને લઈ જતા અર્જુનને કાબાઓએ રસ્તામાં લૂંટયો એવી કથા છે, તે આ જંગલી લોકો માટેજ. પાછળથી કાબાઓ અદૃશ્ય થઇ ગયા છે પણ અત્યારના વાઘેરો આ જંગલી લોકોના વારસોજ હોવા જોઈએ. આ જંગલી ટોળાંઓના નાયક કાલયવનને જીતીને ભગવાન કૃષ્ણે દ્વારકામાં રાજ્ય સ્થાપ્યું; અને એમના સ્વધામ ગયા પછી દ્વારકાની ગાદી ઉપર કૃષ્ણના પૌત્ર વજ્રનાભ બેઠા. એ વજ્રનાભે જ દ્વારકાધીશનું મંદિર ત્રિલોકસુંદર—બાંધ્યું. અને આ વજ્રનાભના પુત્ર શતવીર પાસેથી જંગલી લોકોએ ઓખામંડળ પાછું કબજે કર્યું એમ ઓખાના ભાટો કહે છે. પણ આ દંતકથા વિશ્વસનીય નથી. શ્રીમદ્ ભાગવત સ્પષ્ટ કહે છે કે, "હરિએ તજેલી દ્વારકાને સમુદ્રે એક ક્ષણમાં ડુબાડી દીધી: માત્ર ભગવાનનું ઘર બાકી રાખ્યું, અને અર્જુને વજ્રનાભનો ઇન્દ્રપ્રસ્થમાં અભિષેક કર્યો." ( ભા. ૧૧ અ. ૩૧) ભાગવત રચાયું ત્યારે ગુપ્તોએ બંધાવેલું મંદિર કદાચ ઊભું હશે.

આ પછી ઓખામંડળનો સક્કુરબેલિમ વગેરે પરદેશીઓએ કબજો લીધો, પણ એના હાથમાં ઓખામંડળ રહ્યું નહિ. એ લોકો સિંધ તરફ ચાલ્યા ગયા અને ઓખામંડળના મૂળ વતનીઓ જ એ પ્રદેશના સ્વામી રહ્યા. છેવટ ઈ. સ. છઠ્ઠા શતકમાં ચાવડા રજપૂતોએ વાઘેરોને તાબે કરી ચાવડા પાદર વસાવ્યું. આ ચાવડા વંશના કનકસેને કનકપુર વસાવ્યું, અને જૈન મંદિરો બંધાવ્યાં. અત્યારે આ સ્થળે નાનું ગામડું અને મંદિરમાં ખંડેરોનો ટિંબો છે. આ મધ્યકાળમાં પરમારો પણ ઓખામંડળમાં આવ્યા જણાય છે. પછી સૈકાઓ સુધી ચાવડાઓ અને પરમારો વચ્ચે ટંટાઓ ચાલ્યા કર્યા. ઇ. સ. ૧૩મા શતકના મધ્યમાં રાઠોડો આવ્યા અને ચાવડાઓને તથા પરમારોને ઉખેડી ઓખામંડળના ધણી થયા.

રાઠોડોમાંથી વેરાવળજીએ આરમડા વસાવી ત્યાં પોતાની ગાદી કરી. વેરાવળજીથી ૧૧મા સાંગણજીએ આરમડાના રાજ્યને ખૂબ વધાર્યું. એણે છેક ખંભાળિયા સુધીનો મુલક કબજે કર્યો. આ સાંગણજીના પુત્ર ભીમજીએ મક્કા જતા મુસલમાન જાત્રાળુઓને લૂંટીને એટલો બધો ત્રાસ વર્તાવ્યો કે, અમદાવાદના સુલતાન મહમદ બેગડાને ઓખામંડળ ઉપર ચઢી આવવું પડયું. પરિણામે આરમડાના રાજ્યનો મુસલમાનોને હાથે નાશ થયો.

પણ ઓખામંડળમાં મુસલમાનોની સત્તા લાંબો વખત ન ટકી. આરમડા પાછું ભીમજીના હાથમાં આવ્યું; છેવટે વાઢેલો અને વાઘેરોએ મળી જઇને ઓખામંડળ પોતાને હાથ કર્યું. આ વાઢેલ રાજા–શિવ રાજાએ ઈ. સ. ૧૫૯૨માં ગુજરાતના સંતાતા ફરતા સુલતાન મુસલમાન મુઝફ્ફરને આશ્રય આપ્યો, અને પરિણામે અકબરના લશ્કરના હાથે તે માર્યો ગયો. પણ દ્વારકાના વાઘેરોએ ભેગા થઇને મુસલમાન છાવણીને ઉઠાડી મૂકી અને આરમડાની ગાદી ઉપર વાઢેલ સાંગજીને બેસાડયો.

આ સાંગાજીનો દીકરો અખેરાજજી જેણે પોતાની પુત્રી જામનગરના જામને આપી હતી, તે ઈ. સ. ૧૬૬૪માં મરી ગયો. અઢારમા શતકમાં વાઢેલ રાજા અને તેના મળતિયા વાઘેરોએ કાઠિયાવાડમાં એવી લૂંટફાટ ચલાવી કે નવાનગર, ગોંડલ અને પોરબંદરે ભેગા થઈ વાઘેરોને દબાવ્યા. આ વખતે ઇ. સ. ૧૭૧૫થી ૧૭૧૮ સુધીમાં વાઘેરોનો ઘણો મુલક આ રાજ્યોએ ખાસ કરીને જામનગરે દબાવ્યો. એટલે વાઘેરોની સત્તાની રણની પશ્ચિમે હદ બંધાઇ ગઇ. આ પછી વાઘેરો રાજા કરતાં લૂંટારા તરીકે રહ્યા. અનેક વખત અંગ્રેજોની મદદથી ગાયકવાડ, જામનગર વગેરેએ દબાવ્યા છતાં આ લોકોએ પોતાનો ધંધો તજ્યો નહિ. છેવટે ઇ. સ. ૧૮૪૫થી ૧૮૫૯ સુધી આ લોકોએ એવું તોફાન મચાવ્યું અને બરડાનો આશ્રય લઈને જામનગર તથા ગાયકવાડને એવા હંફાવ્યા કે, ઈ. સ. ૧૮૫૯માં બ્રિટિશ સરકારને લશ્કરી ટુકડી મોકલવી પડી અને એ જ વર્ષની આખરમાં વાઘેરો વિખેરાઈ ગયા; અને વાઘેરોનો નાયક પ્રખ્યાત જોધો નાયક ગીરમાં ગીરના તાવથી મરણ પામ્યો. ઇ. સ. ૧૮૬૭માં જોધા માણેકના ભાઇના પૌત્રો મૂળુ માણેક અને દેવ માણેકે તોફાન જગાવ્યું, પણ તેઓ યે અંતે માર્યા ગયા. આ જોધા અને મૂળુનાં પરાક્રમોની ઘણી વાતો કાઠિયાવાડમાં ચાલે છે.

ઓખામંડળના ઇતિહાસની ઉપર જે ટૂંકી રૂપરેખા આપી છે, તેમાં છેલ્લાં છસ્સોએક વર્ષની વાતો ઐતિહાસિક લાગે છે, તે પહેલાંની મોટે ભાગે દંતકથાઓ છે. ગયા સૈકામાં વાઘેરોએ વર્તાવેલો ત્રાસ ભુલાઈ ગયો છે, પણ એ લોકોનાં અદ્દ્‌ભુત સાહસોની, એમનાં પરાક્રમોની અને શૂરાતનોની વાતો ખૂબ લોકપ્રિય થઇ છે.

હાલમાં ઓખાના રણની દક્ષિણે જામનગરનો મુલક છે અને દ્વારકા તથા બસોપચાસ ચોરસ માઇલ ક્ષેત્રફળનો ઓખામંડળનો પ્રદેશ ગાયકવાડને તાબે છે. આખો પ્રદેશ લૂખો લાગે છે. વચ્ચે વચ્ચે થોર અને નાના નાના ટિંબાઓ સિવાય કશું મનોરંજક દેખાતું નથી. ઓખામંડળમાં એક પણ નદી નથી, માત્ર ગોમતીની ખાડી છે જેને લોકો નદી કહે છે. ગોમતીના જમણા કાંઠા ઉપર દ્વારકા છે. આખા ઓખામંડળના ખાસ કરીને દ્વારકા, આમરડા, પોસીત્રા વગેરેના કૂવાઓનું પાણી ભાંભરું છે. અલબત્ત વરવાળામાં થોડાક મીઠા પાણીના કૂવાઓ છે.

દ્વારકાની હવા ખુશનુમા રહે છે. શિયાળામાં ઠંડી સાધારણ હોય છે. અહીં ઉનાળામાં અસહ્ય ગરમી જણાતી નથી. રાતના સમુદ્ર ઉપરથી ઠંડો તંદુરસ્ત પવન વાયા કરે છે, અને શહેરને જો કે જાત્રાળુઓ ગંદું કરી મૂકે છે, પણ હવા ખાવાનું સ્થળ ગણાય એવી સરસ આબોહવા છે.

ઓખામંડળ એક કાળે જંગલી મનુષ્યો પેઠે જંગલી પશુઓનું નિવાસસ્થાન હતું. ૧૦૦ વર્ષ પહેલાં એ પ્રદેશમાં દીપડાઓ ફરતા, પણ અત્યારે હરણાં, શિયાળ, સસલાં અને વરુઓ જોવામાં આવે છે. આ આખા પ્રદેશમાં મુખ્ય અને પ્રસિધ્ધ શહેર દ્વારકા છે. ઓખામંડળની કુલ વસ્તી વીસ હજારથી વધારે નહિ હોય. એમાંથી માત્ર દ્વારકામાં પાંચ હજારની વસ્તી છે. વસ્તીમાં વાઘેરો, રજપૂતો (વાઢેલ) સિંધી, મેર, બ્રાહ્મણો, વાણિયા, લોહાણા, મેમણ, રબારી અને ચારણ વગેરે જાતો મુખ્ય છે. બાકી તળ દ્વારકામાં ગુગળી બ્રાહ્મણોનું જોર ઘણું જણાય છે.

ઓખામંડળનો બહારનો વેપાર મુંબાઈ, સુરત, કરાંચી અને ઝાંઝીબાર સાથે મુખ્યત્વે છે. કાંઠો ખરાબ હોવાથી સ્ટીમરો નજીક આવી શકતી નથી, પણ દૂર ઊભી રહે છે; અને યાત્રાળુઓ ઘણી વાર હેરાનગતિ કબૂલ કરીને પણ મુંબાઇથી કે પોરબંદરથી સ્ટીમરમાં દ્વારકા

જાય છે. આ રીતે દ્વારકા જવા માટે સમુદ્રરસ્તો વપરાય છે. હમણાં તો વળી ઓખાબંદરને ખૂબ સુધાર્યું છે. છતાં વધારે તો જમીનરસ્તો પહેલાં વપરાતો અને હજી યે વપરાય છે. પોરબંદર અથવા સુદામાપુરીનો રસ્તો અને જામનગરનો રસ્તો બે પ્રખ્યાત રસ્તાઓ છે. જામનગરનો રસ્તો પોરબંદર કરતાં લાંબો ખરો પણ વધારે સગવડવાળો હોવાથી એ વધારે વપરાય છે. પહેલાં ગુજરાતમાંથી આવનાર યાત્રાળુઓ વઢવાણથી રાજકોટ રસ્તે જામનગર આવી, જામનગર બને તો વિસામો લઈ, ખંભાળિયા રસ્તે દ્વારકા જતા. હવે તો જામનગરથી રેલવે થઈ ગઈ છે એટલે મુખ્યત્વે જામનગરનો જ રસ્તો વપરાય છે. કોઈ બાવાસાધુઓ જતાં કે વળતાં સુદામાપુરીનો રસ્તો વાપરતા હોય તો જુદી વાત. બીજા સુદામાપુરીના આગ્રહી યાત્રાળુઓ જામનગર પાછા આવી રેલવેરસ્તે સુદામાપુરી જાય છે.

આજની દ્વારકાપુરી—ભાગવતના× કહેવા પ્રમાણે જે બાર યોજનના ઘેરાવાની નગરી સમુદ્રની વચ્ચે ભગવાન કૃષ્ણે બાંધી હતી, જેની શિલ્પકળા અદ્ભુત હતી, જે નગરીમાં અંદર અને બહાર અનેક બગીચાઓ હતા, જેમાં ગગનસ્પર્શી અટારીઓ, સુવર્ણકલશો અને

---

× इति संमन्त्र्य भगवान् दुर्गं द्वादशयोजनम् ।
अन्तः समुद्रे नगरं कृत्स्नाद्भुतमचीकरत् ॥
दृश्यते यत्र हि त्वाष्ट्रं विज्ञानं शिल्पनैपुणम् ।
रथ्याचत्वरवीथीभिर्यथावास्तुविनिर्मितम् ॥
सुरद्रुमलतोद्यान विचित्रोपवनान्वितम् ॥
हेमशृंगैर्दिविस्पृग्भिः स्फटिकाट्टालगोपुरैः ॥
राजतारकटैः कोष्ठैर्हेमकुम्भैरलंकृतैः ।
रत्नकूटैर्गृहैर्हैमैर्महामरकतस्थलैः ॥

भा. १० अ० ५० श्लो. ५० थी ५३.

વળીઃ—

पुष्पितोपवनाराम द्विजालिकुलनादिताम् ।
उत्फुल्लेन्दीवरांभोज कल्हारकुमुदोत्पलैः ॥
छुरितेषु सरस्सूच्चैः कुजितां हंससारसैः ।
प्रासादलक्षैर्नवभिर्जुष्टां स्फाटिकराजतैः ॥

अ० ६९ श्लो. २ थी ४

સ્વચ્છ અગાસીઓવાળા નવ લાખ પ્રાસાદો હતા; જ્યાં ખીલેલાં કમળોવાળાં અનેક સરોવરો હતાં; જેમાં છપ્પન કોટિ યાદવો વસતા હતા, તે દ્વારકાપુરી ક્યાં અને આજનું પાંચ હજારની વસ્તીનું ગંદુ ભૂખડીબારસ દ્વારકા ગામ ક્યાં ?

અત્યારે દ્વારકાની જે કૈં સ્થિતિ છે તે તીર્થસ્થાન તરીકે છે. ગામની વસ્તીનો કેટલોક ભાગ યાત્રાળુઓ ઉપર જીવે છે. અને દ્વારકામાં યાત્રાળુઓ માટે જે કંઈ છે તે દ્વારકાધીશનું મંદિર છે. બીજાં નાનાં દેવળો છે પણ તે ઘણાં ગૌણ. આ મંદિરો સિવાય તો ગામ અત્યંત ગંદું, દુર્ગંધવાળું અને ભુખાળવું લાગે છે. દ્વારકાધીશ અથવા રણછોડરાયનું આ ત્રિલોકસુંદર મંદિર ભગવાન કૃષ્ણના પૌત્ર વજ્રનાભે બંધાવ્યું કહેવાય છે. પણ એ દંતકથામાં કૈં તત્ત્વ નથી. કેટલાક લોકો ગુપ્તકાળમાં બંધાયેલું માને છે. સ્થાપત્યકળાની દૃષ્ટિએ આપણાં ઘણાંખરાં જૂનાં મંદિરો જેવું આ પણ છે. ગોમતી ઉપરથી પગથિયાં ચઢતાં આ મંદિર ખરેખર ભવ્ય લાગે છે. ઘણી ઊંચી ઊભણી હોવાથી મંદિરમાં જવા માટે ચઢવા પડતાં લાંબાં પગથિયાં ઉપરથી દેખાવ સરસ લાગે છે. મુખ્ય મંદિરના ગર્ભગૃહ ઉપર ૧૭૦ ફીટ ઊંચું ૭ માળવાળું શિખર છે. અને સામે વિશાળ પાંચ માળનો મંડપ છે, જેનો ઘુમ્મટ ૬૦ થાંભલા ઉપર ઊભો છે. આ મંડપની ઊંચાઈ ૧૦૦ ફીટ છે અને ૭ માળના શિખર ઉપર જવા માટે અંદર સીડી પણ છે.

બહારથી આખા મંદિર ઉપર ખૂબ કોતરકામ કરેલું છે. અને અંદરથી તદ્દન સાફ કોતરકામ વગરની સાદી રચના છે. જૂનાં મંદિરો બીજે પણ આ પ્રથાનાં જોવામાં આવે છે. આ મંદિરમાં મુખ્યત્વે ચૂનાનો પથ્થર વપરાયો છે. અલબત્ત કોતરકામ માટે આ પથ્થર સરસ છે પણ કાળ સામે ટકી રહેવા માટે નકામો છે. આ મંદિરમાંથી પથ્થર ખરતો જાય છે. મંદિરને બેવડો કોટ છે; અને ભીંતોની વચ્ચે પરિક્રમા કરવાની જગ્યા છે. કોટને દક્ષિણ બાજુએ સ્વર્ગદ્વાર નામનો અને ઉત્તરે મોક્ષ દ્વાર નામનો એમ બે દરવાજા છે. આ દરવાજાઓ બંધ કરીને વાઘેરોએ આ મંદિરનો પણ આશરો લીધેલો. ગોમતીમાં સ્નાન કરીને મંદિરમાં જતાં માર્ગમાં પગથિયાં ઉપર હનુમાનજી વગેરેનાં દર્શન થાય છે.

મુખ્ય મંદિરના ગર્ભગૃહમાં ચાંદીનાં પતરાંથી મઢેલ સિંહાસન ઉપર રણછોડરાય અથવા દ્વારકાધીશની ત્રણ ફૂટ ઊંચી શ્યામ ચતુર્ભુજ મૂર્તિ છે. યાત્રાળુઓ મંદિરની અંદર જઈ, ચરણસ્પર્શ કરી ચરણો ઉપર પુષ્પો તથા તુલસી ચઢાવે છે. આ મંદિરના ઉપલા માળમાં અંબાજીની મૂર્તિ છે. સભામંડપના એક ખૂણામાં બળદેવજીની મૂર્તિ છે.

રણછોડજીના મંદિરના આંગણામાં મુખ્ય મંદિરથી તદ્દન જુદું ત્રિવિક્રમજીનું શિખરબંધ મંદિર એક બાજુએ છે અને બીજી બાજુએ પ્રદ્યુમ્નજીનું શિખરબંધ મંદિર છે. ત્રિવિક્રમજીની પાસે બલિરાજાની તથા બ્રહ્મસનકાદિ પુત્રોની નાની મૂર્તિઓ છે અને પ્રદ્યુમ્નની પાસે અનિરુદ્ધની નાની મૂર્તિ છે. મંદિરના કોટના ઉત્તર તરફના દરવાજાથી પશ્ચિમ તરફ કુશેશ્વર મહાદેવનું મંદિર છે.

આ મંદિરના આંગણામાં કોટની પશ્ચિમની ભીંત પાસે ઉત્તર તરફથી દક્ષિણ તરફ જતાં કુશેશ્વર મહાદેવ, અંબાજી માતા, પુરુષોત્તમજી, ગુરુ દત્તાત્રેય, દેવકી માતા, લક્ષ્મીનારાયણ, અને માધવજીનાં મંદિરો, ઉત્તર તરફની ભીંત પાસે મોક્ષદ્વાર, દરવાજાથી પૂર્વે કોલા ભક્તનું મંદિર, અને પૂર્વ તરફની ભીંત પાસે એક બાજુ સત્યભામા, રુક્મિણી, જાંબુવંતી, રાધા અને લક્ષ્મીનારાયણનાં મંદિરો તથા શંકરાચાર્યની ગાદી છે.

આ કમ્પાઉન્ડની દક્ષિણે શારદામઠના તાબાનો રણછોડજીનો ભંડાર છે; તેમાં ભોગની સામગ્રી તૈયાર કરીને શારદામઠ તરફથી દેવને ઠરાવેલે વખતે ભોગ ધરાવવામાં આવે છે. આ ભંડારની દક્ષિણે શંકરાચાર્યનો શારદામઠ છે આ મઠના અધિપતિ શંકરાચાર્ય જ્યારે દ્વારકામાં હોય ત્યારે રણછોડજીની આરતી પણ ઉતારે છે. ભારતવર્ષમાં શંકરાચાર્યના ચાર મઠ ગણાય છે, તેમાંનો આ એક મઠ છે: દ્વારકામાં મઠ કયારે આવ્યો, શી રીતે આવ્યો એ ઇતિહાસનો કંઈ પત્તો લાગતો નથી. વધારે સંભવ તો એવો છે કે, આ રણછોડરાયના મંદિરની ગાયકવાડ સરકાર મારફત નવી વ્યવસ્થા થઇ તે પહેલાં કોઇ સમર્થ શાંકરમતવાદી સંન્યાસીએ આ મઠ સ્થાપ્યો હોય. આ મઠપતિઓની તકરારો, ગાયકવાડ સરકારનું વચ્ચે પડવું, વગેરે બધો ભવાડો જગતને તદ્દન મિથ્યા અને કેવળ બ્રહ્મને સત્ય માનનારા ભગવાન શંકરાચાર્યની ગાદીનો દાવો કરનારને શી રીતે શોભે છે ?

દ્વારકામાં મુખ્ય તો રણછોડજીનું મંદિર છે. એ પોતે જ દેવોના ગામ જેવું છે. યાત્રાળુઓ અહીં જ લાંબો વખત ગાળે છે. પણ બાકીના વખતમાં બહારનાં મંદિરોમાં દર્શન તથા પરિક્રમા કરે છે. રણછોડરાયના મંદિરના કોટની બહાર લક્ષ્મીનારાયણનું મંદિર છે; જેમાં નારાયણની બે હાથ ઊંચી શ્યામ ચતુર્ભુજ મૂર્તિ છે, અને તેની બાજુમાં લક્ષ્મીજીની નાની મૂર્તિ છે. લક્ષ્મીનારાયણના મંદિરની બાજુમાં વાસુદેવનું મંદિર છે; જેમાં વાસુદેવની શ્યામવર્ણું ચતુર્ભુજ મૂર્તિ છે.

ગોમતીસ્નાન અને રણછોડરાયજીના મંદિરનાં દર્શન ઉપરાંત યાત્રાળુઓ નગરની પરિક્રમા કરે છે. તેમાં ગોમતીઘાટ ઉપરથી સંગમ-ઘાટ, ત્યાંથી ચક્રતીર્થ, તેની ઉત્તરે રત્નેશ્વર મહાદેવ, એથી આગળ દ્વારકા શહેરની બહાર સિદ્ધનાથ મહાદેવ, ત્યાંથી જ્ઞાનકુંડ નામની વાવ આવે છે; ત્યાંથી આગળ અક્ષયવડ, અઘોરકુંડ, ભદ્રકાળી, આશાપુરી અને કૈલાસકુંડ આવે છે. આ કુંડથી આગળ સૂર્યનારાયણનાં દર્શન કરી, શહેરના પૂર્વ તરફના દરવાજા પાસે જયવિજયનાં દર્શન કરી, નિષ્પાપકુંડથી આગળ, વચ્ચે આવતા દેવોનાં દર્શન કરી, દક્ષિણ દરવાજેથી રણછોડજીના મંદિરમાં પાછા આવે, એટલે પરિક્રમા પૂરી થાય છે.

દ્વારકાથી દોઢ ગાઉ રામલક્ષ્મણનું મંદિર છે, ત્યાં મહાપ્રભુજીની બેઠક છે; ત્યાંથી એક ગાઉ ઉપર સીતાવાડી છે, તેમાં પાપપુણ્યની બારી છે. આ પરિક્રમામાં આવતા કુંડોનાં પાણીમાં સ્નાન કરવાથી પુણ્ય થાય એવું મનાય છે, પણ પાણી એવું ગંદુ હોય છે કે પાસે ઊભું ન રહેવાય.

દ્વારકાની યાત્રામાં ત્રાસ ઓછો નથી. બધે તીર્થસ્થાનોમાં હોય છે તેમ ગોરોનો, ગંદકીનો વગેરે ન ગણીએ પણ કરવેરાનો ત્રાસ ઘણો છે. ગોમતીમાં સ્નાન માટે ગાયકવાડ તરફથી કર લેવાય છે, અને જામનગરથી દ્વારકાની ટિકિટ લેતાં અંદર કરના પૈસા આવી જતા તે વળી હમણાં નીકળી ગયા એટલું અહોભાગ્ય! પછી દ્વારકામાં અને બેટમાં દર્શન કરવા માટે ગાયકવાડનો કર આપવો પડે છે. પછી પૂજારીઓને કર આપે ત્યારે ચરણસ્પર્શ થાય અને ગૃહસ્થો તો ભાગ્યે જ લેતા હશે પણ બાવાઓ દ્વારકા તાબે આરંભડામાં દ્વારકાની તપ્તમુદ્રાની શંખચક્રની છાપ લે છે. તે માટે પણ કર આપવો પડે

છે. આ બાવાઓના હાથ ઉપરના છાપના ફોલ્લા જોઈને એમના ઉપર દયા અને એમની શ્રદ્ધા માટે માન ઉત્પન્ન થાય છે. લોકો મશ્કરીમાં ખરું જ કહે છે. "દંડ મુંડને ડામ એ ત્રણ રણછોડિયાનાં કામ."

દ્વારકામાં યાત્રાળુઓ માટે અનેક ધર્મશાળાઓ છે, અને ગામ આ તાલુકાનું મુખ્ય ગામ હોવાથી સરકારી કચેરીઓ દવાખાનું ઇસ્પિતાલ વગેરે આધુનિક ઠાઠ પણ છે.

દ્વારકાથી યાત્રાળુઓ બેટ જાય છે. દ્વારકાથી ૨૦ માઇલ દૂર કચ્છના અખાતમાં જમીનથી બે માઈલ દૂર બેટ દ્વારકા નામનો એક નાનો બેટ છે.

### બેટદ્વારકા

બેટદ્વારકા બેટશંખોદ્ધાર પણ કહેવાય છે. દ્વારકાથી રેલવે-રસ્તે જ બેટ જવાય છે. ખાડીને કાંઠે ઊતરી પછી વહાણમાં બેસવું પડે છે. બેટના ટાપુના ઉત્તર કિનારા પાસે બેટ ગામ છે. તેમાં સર્વ વસ્તુઓ મળી શકે છે તથા ધર્મશાળાઓ પણ છે. આ નાના બેટમાં રણછોડસાગર, રત્નતળાવ વગેરે અનેક તળાવો છે; અને મોર-લીમનોહરનું મંદિર, નીલકંઠ મહાદેવ, પદ્મેશ્વર વગેરે અનેક મંદિરો છે. રણછોડસાગર સુંદર ઘાટોવાળું બાંધેલું તળાવ છે.

આ બેટમાં મુખ્ય બે સ્થાન છે (૧) રણછોડજીનું મંદિર અને (૨) શંખોદ્ધાર. રણછોડજીનું મંદિર દ્વારકાના મંદિર જેવું શિખરબંધ મન્દિર નથી, પણ પુષ્ટિમાર્ગની હવેલીઓ પેઠે સાદા ઘર જેવો વિશાળ મહેલ છે. ફરતા કોટવાળા વિશાળ ચોકમાં બે અને ત્રણ માળના પાંચ મહેલો છે. આ મહેલમાં દાખલ થવા માટે ગાયકવાડ સરકારને કર આપવો પડે છે. દ્વારકા પેઠે દેવના ચરણસ્પર્શ કરવા માટે તથા દેવને સ્નાન કરાવવા માટે પણ કર આપવો પડે છે. કોટની અંદર અંદરના દરવાજામાં થઈ સીધા પૂર્વ તરફ જતાં જમણી બાજુએ કૃષ્ણભગવાનનો મહેલ છે, પછી ઉત્તર તરફ પ્રદ્યુમ્નજી, પછી રણ-છોડજી, પછી ત્રિવિક્રમજી, એથી આગળ પુરુષોત્તમજી, તેની બાજુએ દેવકીજી, અને પછી માધવજીનું મન્દિર છે. કોટની દક્ષિણ પાસે પશ્ચિમ તરફ અંબાજીનું મન્દિર અને તેની પૂર્વે ગરુડજી બિરાજે છે. વચ્ચે નાનું ચોગાન છે. રણછોડજીના મહેલની બાજુએ સત્યભામા અને જાંબુવતીનો મહેલ છે. પૂર્વ તરફ સાક્ષીગોપાલનું મન્દિર છે. અને

રુક્મિણીના મહેલમાં ગોવર્ધનનાથજીનું પણ મન્દિર છે. આ મહેલોમાં કૃષ્ણ ભગવાનનો મહેલ સૌથી વિશાળ છે. અહીં ઠાકોરજીની સામગ્રીમાં ઘણું ખર્ચ થાય છે. રાતદિવસ મળીને ૧૩ વખત ભોગ ધરાવાય છે, સમાસમાનાં દર્શન થાય છે અને નવ આરતી ઊતરે છે. રુક્મિણી, જાંબુવતી, સત્યભામા અને રાધા ચારેના ભંડારો જુદા છે. અને ભંડારોના માલિકો બ્રહ્મચારીઓ જુદા છે. આ રાણીઓના ભંડારોમાં તૈયાર થયેલી સામગ્રી બધા દેવો પાસે જાય છે અને છેવટ એ ધરાવેલી સામગ્રીનો યાત્રાળુઓને પ્રસાદ મળે છે.

શંખોદ્ધાર–બેટ ગામ તો નાનું છે. ગામના કૃષ્ણ મહેલથી દોઢ માઈલ ઉપર શંખતળાવના કાંઠા ઉપર શંખનારાયણનું જૂનું અને નવું મન્દિર છે. શંખનારાયણના મન્દિરમાં છે તે મત્સ્યાવતારની મૂર્તિ છે. જો કે નારાયણની મૂર્તિના શરીરમાં દશ અવતારની મૂર્તિઓ છે અને હાથમાં શંખ છે. શંખનારાયણના નવા મન્દિરની બાંધણી જૂના જેવી છે અને જૂનાની બાંધણી દ્વારકાના રણછોડજીના મન્દિર જેવી પણ નાના ઘાટની છે. નવું મન્દિર સવાસો વર્ષ પહેલાં કચ્છના રાવે બંધાવ્યું છે. જૂનું મધ્યકાળનું હશે. બાકી દંતકથા તો એવી છે કે, સત્યયુગમાં બેટના ઋષિઓને પીડતા શંખાસુર દૈત્ય અને મત્સ્યાવતાર વચ્ચે યુદ્ધ થયું, તેમાં શંખાસુરનો નાશ થયો અને ઋષિઓએ પોતાના રક્ષક શંખનારાયણનું મન્દિર બંધાવ્યું.

બેટમાં પણ પરિક્રમા કરવામાં આવે છે. અને બેટ જતાં કે ત્યાંથી વળતાં જાત્રાળુઓ ગોપીતળાવ જાય છે. ગોપીતળાવ બેટના રસ્તામાં જ દ્વારકાથી ૧૩ માઈલ છે. ગોપીતળાવની માટી તે જ ગોપીચંદન; યાત્રાળુઓ ગોપીચંદનના ગોળાઓ તળાવમાંથી હાથે કાઢીને કે દ્વારકામાંથી વેચાતા લઈ જાય છે. અહીં એક નાનું ગામ છે, ત્યાં ધર્મશાળાઓ છે. પાસે ગોપીનાથનું મંદિર, મહાપ્રભુજીની બે બેઠકો અને રાધાકૃષ્ણનાં મંદિરો છે.

**પિંડારક**–દ્વારકાની યાત્રા કરવા જનાર પિંડારક પણ જાય છે. પિંડારક ખંભાળિયા તાબાનું ખંભાળિયાથી પશ્ચિમે ૨૪ માઈલ ઉપર આવેલું સમુદ્રકાંઠાનું ગામ છે. પિંડારક નામ પિંડતારક ઉપરથી પડેલું હોવાનો તર્ક છે. પિંડારકમાં મુખ્ય તીર્થસ્થાનરૂપ એક તળાવ છે.

લોકો આ તળાવને કાંઠે શ્રાદ્ધ કરીને તળાવમાં પિંડ મૂકે છે. આ પિંડો પાણી ઉપર તરે છે. અને એ આ તળાવનો–કે તીર્થનો મહિમા છે.

આ પિંડારક જૂનું તીર્થસ્થાન છે. મહાભારતમાં એનું નામ મળે છે. પહેલાં મોટું શહેર હશે. એ જૂના શહેરનું ખંડેર હાલના ગામની બહાર દેખાય છે. હાલનું પિંડારક ગામ તો ૫૦૦–૬૦૦ માણસની વસ્તીનું નાનું ગામડું છે. આ તીર્થસ્થાનમાં પણ કપાલમોચન મહાદેવ, મોટેશ્વર મહાદેવ, અને બ્રહ્માનાં મન્દિરો છે. છેલ્લા મન્દિરમાં એક અગ્નિકુંડ છે, જે દુર્વાસા ઋષિનો કહેવાય છે.

આ પ્રમાણે લોકો દ્વારકાની યાત્રા કરે છે અને પશ્ચિમનું એ મહાધામ કહેવાય છે. ઘણા જૂના કાળમાં કદાચ કાઠિયાવાડનાં જંગલો કાપી છેક છેડે જતાં આ બેટમાં કોઇ શૈવસાધુઓનાં કે શૈવમૂર્તિઓનાં દર્શન થતાં હશે. પછી ભારતકાળમાં વૈષ્ણવ યાદવોએ પોતાનું થાણું કાઠિયાવાડના જંગલી લોકોને તથા જંગલી જાનવરોને વશ કરી આ બેટમાં નાખ્યું. પણ યાદવો લાંબો વખત ટક્યા નહિ અને ફરી એ સ્થાન જંગલી લોકોના હાથમાં જઇ પડ્યું. ગુપ્તોના સામ્રાજ્યકાળે જે સ્કંદગુપ્તે ગિરિનગર (જૂનાગઢ)માં સુદર્શન તળાવને કાંઠે વૈષ્ણવ-મન્દિર બંધાવ્યું તે પરમ ભાગવત રાજાએ આ જૂના તીર્થમાં–દ્વારકામાં યે ભગવાન કૃષ્ણની યાદગીરીમાં વૈષ્ણવ મંદિર બંધાવ્યું હોય એ સંભવિત છે. સ્કંદગુપ્તના મરણ પછી આ ભૂમિએ કૈંક વારાફેરા જોયા. તેમાં ગિરિનગરના મન્દિરની નિશાનીયે નથી મળતી, તો દ્વારકાનું મન્દિર જીવતું રહ્યું હોય એમ માનવાનું કારણ નથી. પણ પાછળથી ગુજરાતના સોલંકીઓના સમયમાં ગુજરાતી સ્થાપત્યના એ સુવર્ણયુગમાં દ્વારકાધીશનું નવું મન્દિર બંધાયું અને આ જૂના તીર્થે નવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. અલબત્ત પાછળથી મન્દિરમાં સુધારાવધારા–જીર્ણોદ્ધાર વગેરે થયું હશે, પણ મુખ્ય યોજના કાયમ રહી અને ધીમે ધીમે આ તીર્થની કીર્તિ વધતી ગઇ. દ્વારકાધીશના હાલના મન્દિરની બાંધણી સોલંકીઓના કાળની જ લાગે છે. આ જૂના તીર્થનો નવો મહિમા કોણે ચલાવ્યો એ ગહન પ્રશ્ન છે. જવાબ આપવા માટે કશાં સાધનો નથી. હાલનું મન્દિર અને એમાંની તથા બેટની મૂર્તિઓ વગેરે જોતાં એમ તર્ક થાય છે કે, કદાચ રામાનુજમતના કોઇ ભક્તોએ કે સાધુઓએ આ જૂના તીર્થમાં ગુજ-

રાતના સોલંકી રાજાઓની સહાયથી પોતાના પૂજ્ય દેવની સ્થાપના કરી જૂના ગુપ્તકાળના ખંડેરનો જીર્ણોદ્ધાર કર્યો હોય તો એ સંભવિત છે. દેવોનાં નામો વગેરે રામાનુજમતનાં જણાય છે. ગુજરાતના રાજાઓએ આ રીતે પોતાના રાજ્યને નવી ધાર્મિક પ્રતિષ્ઠા મળતી જોઈ મદદ પણ કરી હોય. આ તર્ક બરાબર હોય, તો બારમા શતકમાં જ દ્વારકાની નવી રચના થઈ હોવી જોઇએ. પછી તો ગુજરાતમાંથી રામાનુજનું જોર ક્ષીણ થઈ ગયું અને આ મન્દિરો સાધારણ પૂજારીઓના હાથમાં પડી ગયાં. શંકરાચાર્યે પણ પોતાની ગાદી જમાવી, એમ દ્વારકાએ પહેલેથી અનેક વારાફેરા જોયા. પણ એ પશ્ચિમનું મહાધામ રહ્યું અને અત્યારે પણ એક વખત યાત્રા કરી આવવા યોગ્ય છે.



# ડાકોરજી

**ડાકોર** ગુજરાતનું એક અસાંપ્રદાયિક વૈષ્ણવતીર્થ છે. દ્વારકા ભારતવર્ષનું તીર્થ છે પણ ડાકોરજી ગુજરાતનું પોતાનું છે. ડાકોર આણંદથી ૧૯ માઇલ છે, અને આણંદથી ગોધરા જતી ગાડીમાં જવાય છે. ડાકોરજીમાં મુખ્ય મંદિર રણછોડજીનું છે અને ડાકોરના મંદિરની રણછોડજીની મૂર્તિ દ્વારકાથી જ આવી છે એમ કહેવાય છે. એ માટે એવી દંતકથા પ્રચલિત છે કે, વજેસિંગ અથવા બોડાણો નામનો એક રજપૂત ડાકોરમાં રહેતો હતો, તે દ્વારકાધીશનો પરમ ભક્ત હતો. એણે રણછોડજીને ચડાવવા માટે પોતાના હાથમાં તુલસી ઉગાડયાં હતાં, એમ કહેવાય છે. એ બોડાણો દર છ મહિને દ્વારકા જતો હતો. એમ કરતાં એ વૃદ્ધ થયો, ત્યારે એની ભક્તિ અને વૃદ્ધ અવસ્થા જોઇને દેવને દયા આવી અને રણછોડજીએ બોડાણાને કહ્યું કે, "તારે અહીં સુધી ન આવવું, હું તારી સાથે તારે ગામ આવીશ." આ ઉપરથી બોડાણાએ એક રાતમાં મૂર્તિ ગાડામાં મૂકીને ડાકોર તરફ ભાગવા માંડયું. સવાર થતાં દ્વારકાધીશના પૂજારી ગુગળીઓને ખબર પડી એટલે તેઓ કાબાઓને સાથે લઈ બોડાણાની પાછળ પડ્યા. બોડાણો તો ભગવાનની સત્તાથી મળસકું થતાંમાં ડાકોર પહોંચી ગયો. રસ્તામાં ઉમરેઠ ને ડાકોર વચ્ચે ગાડું ઊભું રાખેલું ત્યાં ભગવાનનાં પગલાં છે તથા લીમડાના ઝાડની ડાળ ભગવાને ઝાલેલી તેથી એ લીમડાની ડાળ મીઠી થઈ ગઈ એવી દંતકથા છે.

બોડાણાએ ડાકોર આવી, ભગવાને સ્વપ્નમાં કહ્યા પ્રમાણે રણછોડજીની મૂર્તિ ગોમતી તળાવમાં પધરાવી દીધી અને પાછળ પડેલા કાબાઓનું તીર વાગવાથી તેણે વૈકુંઠવાસ કર્યો. પણ એટલેથી દ્વારકાથી આવેલા ગુગળીઓ પાછા ન ગયા, અને તળાવકાંઠે લાંઘવા બેઠા. છેવટ રણછોડજીએ બોડાણાની સ્રીને સ્વપ્નમાં કહ્યું કે,

"મારા વજન જેટલું સોનું આપીને બ્રાહ્મણોને વિદાય કરી દે." બિચારા ગરીબ ભક્તના ઘરમાં એટલું સોનું કયાંથી હોય? પણ ભક્તવત્સલ ભગવાન એની સોનાની વાળી બરાબર વજનમાં થયા; અને દ્વારકાથી આવેલા બ્રાહ્મણો વીલે મોઢે પાછા ગયા. દ્વારકામાં બ્રાહ્મણોને દામોદર વાવમાંથી એક રણછોડજીની મૂર્તિ મળી, જેને તેઓએ મુખ્ય મંદિરમાં પધરાવી.

આ દંતકથામાં કેટલો સત્યાંશ હશે એ કહેવાતું નથી. પણ ડાકોરની મૂર્તિ દ્વારકાથી આવેલી એટલી વાત માનવામાં વાંધો નથી લાગતો. પણ આ વાત કયારે બની, એનો બરાબર પત્તો લાગતો નથી. સદ્ગત તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ સં. ૧૮૦૦ ની સાલ આપી છે. (કાવ્યદોહન ભાગ ૭ પા. ૩૮) પણ એમણે શા ઉપરથી એ સાલ આપી છે એ સમજાતું નથી. ખેડા ગેઝીટિયર (પા. ૧૬૭) માં ઇ. સ. ૧૧૫૫ ની સાલ આપી છે. શા ઉપરથી એ સાલ લખી છે તે એમાં કહ્યું નથી. કવિ ગોપાલદાસે "સંવત એ વિક્રમરે બારોતરાબાર, પુષ્ય નક્ષત્ર જોગ સીધો વાર કારતક સુદિ પૂનમને ગુરુવાર, અમૃત ચોઘડીએ પ્રભુજી પધાર્યા નિરધાર"

(કાવ્યદોહન ભાગ ૭ પા. ૮૦૧) એ રીતે વિ. સં. ૧૨૧૨ની સાલ આપી છે, તે ઉપરથી ગેઝીટિયરમાં ઇ. સ. ૧૧૫૫ લખાઈ હોય તો ભલે. પણ આટલા જૂના કાળમાં દ્વારકાથી આ મૂર્તિ ડાકોર આવી હોય એમ માનવા માટે આ કરતાં વધારે ચોક્કસ પુરાવાની જરૂર છે. ડાકોરનું હાલનું મંદિર તો પેશ્વાના શરાફ, સતારાના ગોપાળ જગન્નાથ તાંબેકર નામના ગૃહસ્થે ઇ. સ. ૧૭૭૨માં બંધાવ્યું છે. ડાકોરનું મંદિર દ્વારકાના મન્દિર પેઠે અસાંપ્રદાયિક પૌરાણિક વૈષ્ણવધર્મનું છે.

ડાકોરમાં રણછોડજીનું મન્દિર મોટું અને ૧૮ મા શતકના મન્દિરોના નમૂનારૂપ છે; તેને પશ્ચિમે અને ઉત્તરે બે બાજુ દરવાજા છે. મોટા દરવાજામાંથી અંદર પેસીએ તો વિશાળ ચોકની વચ્ચે મન્દિર દેખાય છે. આ મન્દિરનાં થોડાં પગથિયાં ચડીને સભા-મંડપમાં જતાં રણછોડજીનાં દર્શન થાય છે. મન્દિરની પાછલી બાજુએ ગર્ભગૃહમાં જવાની બારી છે, ત્યાં જવાથી રણછોડજીનાં

દર્શન પાસેથી થાય છે તથા ભેટ ચરણસ્પર્શ, પૂજા વગેરે થઈ શકે છે. રણછોડજીની મોટી શ્યામ મૂર્તિ દ્વારકાની મૂર્તિને મળતી છે.

શ્રીવલ્લભસંપ્રદાયમાં બાલકૃષ્ણની પૂજા થાય છે, એટલે એ સંપ્રદાયનાં મન્દિરોમાં બધે મૂર્તિઓ નાની હોય છે. અપવાદરૂપ ફક્ત શ્રીનાથજીની મૂર્તિ છે. તે શ્રીગોવર્ધનધારી કૃષ્ણની મૂર્તિ છે, એટલે સ્વાભાવિક રીતે પણ મોટી છે. પણ શ્રીવલ્લભસંપ્રદાયના સમય પહેલાં બાલકૃષ્ણની નહિ પણ મોટી ઉમ્મરના કૃષ્ણની પૂજા થતી. રામાનુજસંપ્રદાય નારાયણ અથવા વાસુદેવના નામથી કૃષ્ણને ભજે છે. અને રામાનુજ સંપ્રદાયના દક્ષિણનાં મન્દિરોમાં મોટી મોટી શેષશાયી વિષ્ણુની કે ઊભેલી અથવા બેઠેલી પાર્થસારથિ, વાસુદેવ વગેરેની મૂર્તિઓ પૂજ્નય છે. શ્રીવલ્લભસંપ્રદાયના ઉદય, પહેલાં ગુજરાતમાં પણ એવી જ મોટી ચતુર્ભુજ શંખ, ચક્ર, ગદા અને પદ્મધારી, ઊભી, બેઠી કે શેષશાયી મૂર્તિઓ પૂજાતી, એમ જૂનાં ખંડેરો ખોદાતાં નીકળેલી મૂર્તિઓ જોવાથી જણાય છે. ચાણોદમાં શેષ-શાયીના મન્દિરની મૂર્તિ છે તે તથા બીજી મૂર્તિઓ આ શ્રીકૃષ્ણની મૂર્તિરચનાના ઇતિહાસની બાબતમાં જોવા જેવી છે. વળી દ્વારકામાં તો શ્રીકૃષ્ણ રહેતા હતા તે વખતની ઉમ્મરની જ પૂજા હોય અને દ્વારકા તો મથુરાથી મોટી ઉંમરે ભગવાન શ્રીકૃષ્ણ આવેલા એટલે દ્વારકામાં પહેલેથી દ્વારકાધીશની મોટી મૂર્તિઓ જ પૂજાતી હશે. દ્વારકાની મૂર્તિના પ્રતિનિધિરૂપ દ્વારકાધીશની, કલ્યાણજીની, ત્રીકમજીની વગેરે મૂર્તિઓ ડાકોરજીની પેઠે જામનગરમાં, તથા બીજા જે જે ગામોમાં છે તે તે ગામોમાં એ જ પ્રકારની મોટી મૂર્તિઓ છે. દ્વારકાની મૂળ મૂર્તિ તો દ્વારકામાં કે ડાકોરમાં કયાંય હોય એમ મને લાગતું નથી. કોઇ કુવામાં કે ટેકરામાં દટાયેલી હોય કે નષ્ટ થઇ ગઈ હોય એવો સંભવ છે.

ડાકોરમાં મુખ્ય તીર્થ સ્થાન તો આ રણછોડજીનુ મન્દિર છે, પણ એની સામે જ રસ્તો ઓળંગતાં ગોમતી તળાવ છે. આ તળાવના ઘાટ ઉપરથી રણછોડજીનાં દર્શન થઈ શકે છે. તળાવ મોટું છે પણ એમાં ઉનાળામાં પાણી થોડું અને ગંદું હોય છે. તળાવને બાંધેલા ઘાટ છે. યાત્રાળુઓ ગોમતી તળાવમાં નાહીને રણછોડજીનાં દર્શન કરવા જાય છે. ગોમતી ઉપર ડંકનાથ મહાદેવનું દેવાલય છે. અને તળાવ વચ્ચે એક સ્થાન છે, ત્યાં પગલાં છે.

રણછોડજીના મન્દિરની પશ્ચિમે થોડે વેગળે ગોમતીના કિનારા ઉપર ત્રીકમજીનું મન્દિર છે, ત્યાં બાવાઓનો અખાડો છે. રણછોડજીના મન્દિરથી ઉત્તર બાજુ થોડે દૂર ખાંચામાં લક્ષ્મીજીનું મન્દિર છે. ત્યાં જતાં બોડાણાનું તથા ગંગાબાઇનું મંદિર પણ આવે છે. બસ ડાકોરમાં આટલાં સ્થાનો છે. યાત્રા કરવા આવનાર સવારે જ ઊતરી ગોમતી તળાવમાં સ્નાન કરી, રણછોડજીનાં દર્શન વગેરે કરી, જો તીર્થયાત્રાના આવશ્યક વિધિરૂપ ઉપવાસ ન કર્યો હોય-मुण्डनं चोपवासश्च सर्व तीर्थेष्वयं विधिः મુંડન અને ઉપવાસ એ બધા તીર્થોનો સામાન્ય વિધિ છે—તો જમવાની સગવડ કરવામાં પડે અને જમ્યા પછી ડંકનાથ ત્રીકમજી વગેરેનાં દર્શન કરી, રાતે જ કે બીજી સવારે ચાલ્યો જાય, એમ બને એવું છે.

ડાકોર ગામમાં ઘણી વસ્તી બ્રાહ્મણોની—શ્રીગોડ તથા તપોધનોની છે. અહીં ગોર ત્રવાડી મેવાડા બ્રાહ્મણો છે, અને યાત્રાળુઓ ધર્મશાળામાં અથવા ગોર લોકોને ઘેર ઊતરે છે. ગોરો ત્રાસ ઘણો ઓછો આપે છે અને સગવડ ઠીક આપે છે. ગુજરાતની વ્યવહારદક્ષતા એ લોકોમાં પણ છે. કનડીને નહિ પણ રાજી કરીને પૈસા લેતાં એ લોકોને આવડે છે.

ડાકોરમાં દર પૂનેમે મેળો ભરાય છે. તેમાં આસો સુદ પુનેમનો મેળો સૌથી મોટો થાય છે. એ વખતે ઘણી સ્પેસ્યલ ટ્રેનો આવે છે. અને હજારો માણસો આવ્યે જાય છે. રાત્રે ભજનમંડળીઓ ચાંદનીમાં ભજનની ધૂન લગાવે છે.

ડાકોર ગામમાં કાંઈ ખાસ વેપાર નથી, પણ યાત્રાળુઓ ઉપર લોકોનો નિર્વાહ ચાલે છે. ડાકોરમાં રથયાત્રાને દિવસે તથા દર શુક્રવારે વરઘોડો નીકળે છે. દ્વારકા પેઠે અહીં પણ શંકરાચાર્યનો મઠ છે. દ્વારકાની ગાદીનો જ આ ફણગો છે.

ડાકોરમાં બીજું જોવા જેવું કાંઈ નથી. પણ ડાકોરથી ગોધરા જતી ગાડીમાં ટૂવાનું સ્ટેશન આવે છે. ત્યાં સ્ટેશનથી થોડે દૂર ટાઢા—ઊના પાણીના કુંડ છે.

વળી ડાકોરના વાયવ્ય ખૂણામાં સૂઇ નામનું ગામ છે, ત્યાં સુરેશ્વર મહાદેવનું મંદિર છે. પૂર્વ દિશાએ ૧૦૦ ધનુષ્ય પર રક્ષાપુર નામનું ધામ છે. અને ત્યાં રણમુક્તેશ્વર મહાદેવનું મંદિર છે.

એ જ દિશામાં ગાલવ ઋષિનો આશ્રમ છે અને પાસે ગાલવી ગંગા છે. ડાકોરથી અગ્નિ ખૂણામાં એક યોજન કરતાં જરા દૂર નૈષધ નામના વનમાં હનુમાન વિરાજે છે. પશ્ચિમે નીલકંઠ મહાદેવનું મંદિર છે.

ડાકોર વિષે ગુજરાતની અસ્મિતાથી ગુજરાતના જૂના કવિએ કહ્યું છે કેઃ—

જેમ કો કાશી કેદાર જાય, ડાકોર જઈને ગોમતી નહાય;
જે કોઇ રાખશે એનો વિશ્વાસ, મનના મનોરથ પૂરશે આશ.

અને કવિ ગોપાલદાસે ગાયું છે કેઃ—

ધન્ય બોડાણો ધન્ય એ જાત, ધન્ય નગરી વ દેશ ગુજરાત;
ધન્ય પરગણું ધન્ય એ ગામ, ધન્ય ગોમતી ડાકોર નામ.



# ગુજરાતનાં દેવીતીર્થો

વિષ્ણુ અને શિવની ભક્તિ પેઠે દેવી-માતાની ભક્તિ પણ ગુજરાતમાં સારી રીતે પ્રચલિત છે. જો કે નાનાં નાનાં ગામડાંમાં યે એકાદ શિવાલય અને એકાદ રામજીમંદિર હોય છે, તેમ માતાનું મંદિર નથી હોતું; પણ મોટાં ગામોમાં અને શહેરોમાં માતાનું એકાદ મંદિર તો જરૂર હોય છે. દેવીભક્તિ બંગાળમાં તો વ્યાપક છે, પણ ગુજરાતમાં નથી એમ નથી.

શાક્તદર્શન શૈવદર્શન સાથે ગાઢ રીતે સંકળાયેલું છે; અને બીજી તરફથી મહાયાન બૌદ્ધમત સાથે તંત્રવિદ્યાનો પ્રચાર થયો છે. મહાન બૌદ્ધઆચાર્ય નાગાર્જુન રસસિદ્ધ મનાય છે. વળી ભગવાન શંકરાચાર્યના પરમ ગુરુ ગૌડપાદાચાર્ય "તંત્રવાદી હતા અને એમણે શક્તિસૂત્રો લખેલાં છે. શંકરાચાર્ય પોતે સગુણ બ્રહ્મવાદની વ્યાવહારિક ભૂમિકામાં શક્તિવાદના હિમાયતી હતા, એમ તેમનો સૌંદર્યલહરી નામનો અપૂર્વ ચમત્કૃતિવાળો કાવ્યગ્રન્થ જોવાથી જણાય છે." એમ રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા કહે છે. ( જુઓ; હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉત્તરાર્ધ પા. ૬૭ )+

આ શાકતદર્શનનો બૌદ્ધમત સાથે કે શૈવભક્તિ સાથે ગુજરાતમાં જૂના કાળમાં પ્રચાર થયો હોય તો એ સંભવિત છે; પણ ઈ. સ. ૧૦૦૦ પહેલાંની કોઈ નિશાની મારા જાણવામાં નથી. ઈ. સ. નવમા શતક પછી કાશ્મીરમાં અને બંગાળામાં પુષ્કળ તાંત્રિક સાહિત્ય ઉત્પન્ન થયું છે, પણ ગુજરાતમાં તો છેક ઇ. સ. ૧૭૨૪માં ભાસ્કરરાય નામના તાંત્રિકાચાર્ય થઈ ગયાની નોંધ રા. રા. નર્મદાશંકર

---

+ શ્રીશંકરાચાયના ભાષ્યગ્રંથો જોતાં રા. નર્મદાશંકર દે. મહેતાનું આ વિધાન મને તો આધાર વગરનું લાગે છે. શંકરાચાર્યનાં કહેવાતાં સ્તોત્રો વિષ્ણુ-શિવનાં પણ મળે છે.

દેવશંકર મહેતાએ લીધી છે. (હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ. પા. ૬૯) આ તાંત્રિકાચાર્યે સુરતમાં તાંત્રિક દીક્ષા લીધી હતી.

ગુજરાતમાં આવા કોઈ તાંત્રિક વિદ્વાનો થયા હશે, પણ મોટે ભાગે તો માર્કંડેય પુરાણાન્તર્ગત દેવી માહાત્મ્ય (સપ્તશતી–ચંડીપાઠ) એ દેવીભક્તોનો મુખ્ય ગ્રંથ છે. અને નાગરો મારફત તથા જાડેજા વગેરે રજપૂતો મારફત દેવીભક્તિનો પ્રચાર થયો છે. જ્યાં જ્યાં નાગરોનું જોર હોય ત્યાં ત્યાં અંબાજીનું મંદિર અને જાડેજાઓનાં શહેરોમાં આશાપુરાનું મંદિર, એ નિયમ જોવામાં આવે છે. ધીમે ધીમે દેવીભક્તિ આ ઊંચ વર્ણોમાંથી કણબીઓમાં અને નીચલા વર્ણોમાં પણ ફેલાઈ છે. ભીલોની માતા–ભક્તિ તો કદાચ ઘણી જૂની હશે, અને આર્યોની દેવીભક્તિના મૂળમાં આદિ વતનીઓની માતા-ભક્તિ હોય તો નવાઇ નહિ.

### અંબાજી

ગુજરાતમાં આરાસુરનાં અંબાજીની માન્યતા ઘણી છે. અંબાજીનું સ્થાન આરાસુરના ડુંગરમાં અરવલ્લી પર્વતના ઘાટની નૈઋત્ય કોણમાં છે. આબુરોડ સ્ટેશનથી લગભગ બાર ગાઉ પર આરાસુર નામનું ગામ છે, અને આ ગામમાં અંબાજીનું મંદિર છે. અંબાજીનું મંદિર અને આરાસુર ગામ દાતાના રાણાની હદમાં છે. આરાસુર ગામમાં મુખ્ય મંદિર, એની આસપાસ ધર્મશાળાઓ, મોદીની દુકાનો અને મોટે ભાગે જંગલી પહાડી લોકો જેને ભાઉડાં કહે છે, તેઓનાં ઝૂંપડાં દેખાય છે. જાત્રાળુનું કામકાજ પણ આ ભાઉડાંજ કરે છે. અંબાજીના મંદિરમાં કાંઈ વિશેષતા નથી. મૂળ મન્દિર બેઠા ઘાટનું નાનું છે પણ આગળ મોટો મંડપ છે. અને ગર્ભગૃહમાં માતાજીનો ગોખ છે. અહીં માતાની મૂર્તિ નથી, પણ ગોખમાં એવી રીતે વસ્ત્રાલંકારો અને મુખવટો ગોઠવવામાં આવે છે કે જેથી દર્શન કરનારને સવાર બપોર ને સાંજ જાણે વાઘ ઉપર માતાજી બેઠાં હોય એવાં જુદી જુદી જાતનાં દર્શન થાય છે. પાસે ઘીના બે અખંડ દીવા બળે છે.

માતાજીનાં દર્શન સવારે અંદરનું બારણું ઉઘડતાં થાય છે. બે ય વખત આરતી વખતે પણ દર્શન થાય છે. બ્રાહ્મણો અંદર જઈ માતાજીની પૂજા કરી શકે છે. બાકીના વખતે મંદિરના અંદરના ખંડને જાળીવાળાં રૂપાનાં પતરાં મઢેલાં બારણાં વાસે છે, તો પણ

બહાર રહી આખો દિવસ દર્શન થઇ શકે છે. મંદિરના આગલા ભાગ ઉપર ધાબું છે, તેના ઉપર ત્રણ ત્રિશૂળ છે. માતાની ઊપજ દાંતાના રાણાને મળે છે.

અંબાજીના મંદિરની સામી બાજૂએ ચાચરનો ચોક છે. માતાજીને ચાચરના ચોકવાળી કહે છે. આ ચાચરના ચોકમાં હોમહવન કરવામાં આવે છે, યાત્રાળુઓ હવન વખતે પુષ્કળ ઘી હોમે છે, પણ ઘણી વાર તો ભાઉડાઓ રસ્તામાંથી ઘીની તપેલી ઝૂંટવી લઈ ઘી કાઢી લઈ તપેલી યાત્રાળુને પાછી આપે છે.

અંબાજીની બે વિશેષતા ખાસ ધ્યાન ખેંચે છે; એક તો અંબાજીમાં કોઈ પણ કામમાં તેલ વાપરવાનો રિવાજ નથી, બાળવામાં તો ઘી જ જોઈએ. તેલ ખવાય તો નહિ જ પણ માથામાંયે ન નખાય, ઘી નાખવું જોઈએ. બીજું આ માતાજીના સ્થાનમાં સ્ત્રીની પવિત્રતા ખાસ જાળવવી જોઇએ. કોઈ પણ પુરુષથી કોઈ પણ સ્ત્રીની મશ્કરી ન થાય, વ્યભિચાર તો દૂર રહ્યો પણ પોતાની સ્ત્રી સાથે પણ જેટલા દિવસ આ ગામમાં રહે તેટલા દિવસ કોઇથી સંગ ન થાય. સ્ત્રીસંગ કરનાર ઉપર માતાજી ગુસ્સે થાય છે, અને એને મોટું નુકસાન થાય છે એવી લોકોની અચળ શ્રદ્ધા છે. આ શ્રદ્ધાના બળથી યાત્રાળુઓ આ સ્થાનમાં પવિત્રતાથી રહે છે.

અંબાજીમાં વર્ષમાં બેત્રણ મેળા ભરાય છે, અને મેળા વખતે ભવાઈ થાય છે. અંબાજીની માન્યતા નાગર જેવી સંસ્કારી કોમમાં ઘણી હોવા છતાં આ ભવાઇનો રિવાજ ચાલુ છે એ નવાઈ જેવું છે.

આરાસુરનું અંબાજીનું મંદિર દંતકથામાં શ્રીકૃષ્ણથી યે જૂના કાળનું મનાય છે. શ્રીકૃષ્ણના પોતાના બાલમોવાળા આ ઠેકાણે ઉતરાવવામાં આવ્યા હતા, અને રુક્મિણીએ આ માતાજીની પૂજા કરી હતી, એમ કહેવાય છે. પણ આ દંતકથાઓને છોડી દઇને ઐતિહાસિક પુરાવાઓ તપાસીએ તો માનસરોવરના કિનારા ઉપરના મંદિરમાં મહારાણા શ્રીમાલદેવનો વિ. સં. ૧૪૧૫ (ઈ. સ. ૧૩૫૯) નો લેખ મળે છે. અંબાજીના અંદરના મંડપના દ્વારમાં એક સં. ૧૬૦૧ નો લેખ છે, તેમાં રાવ ભારમલ્લની રાણીએ માતાને કેટલીક વસ્તુઓ અર્પણ કર્યાની નોંધ છે. દેરાની અંદરના સ્તંભ ઉપર બીજા ઘણા લેખો છે તે સોળમા શતકના છે. એક બીજા સં. ૧૭૭૯ ના લેખમાં

એક ધર્મશાળા બંધાયાની વિગત છે. મતલબ કે, ઈ. સ. ૧૪ મા શતકથી તો આરાસુરનાં અંબાજીની માન્યતા સતત ચાલી આવે છે; પણ તે પહેલાંનાં બસ્સોત્રણસો વર્ષથી આ સ્થાનનો મહિમા ચાલુ હોવાનો સંભવ છે. કારણ અંબાજીની નજીકમાં એક કુંભારિયા કરીને ગામ છે, જેમાં વિમળશાહનાં બાંધેલાં ધોળા આરસપહાણનાં જૈન દેરાસરો છે. આ દેરાસરો વિષે એવી દંતકથા છે કે, અંબાજીએ આપેલા ધનથી આ જગ્યાએ વિમળશાહે ૩૬૦ દેરાં બંધાવ્યાં. પણ માતાજીએ પૂછ્યું કે. 'આ દેરાં કોના પ્રતાપથી બંધાયાં?' ત્યારે વિમળશાહે જવાબ આપ્યો કે, "ગુરુના પ્રતાપથી" આ જવાબથી ગુસ્સે થઇને માતાજીએ દેરાં બાળી નાખ્યાં અને માત્ર પાંચ રહેવા દીધાં. આ દંતકથામાં કદાચ કાંઈ તથ્યાંશ ન હોય, પણ દેલવાડામાં વિમળશાહે બંધાવેલાં મંદિરમાં કોતરેલા લેખમાં અંબિકાની સ્તુતિ છે. (જુઓ શ્લો. ૯) એ જોતાં વિમળશાહના વખતમાં અંબાજીની પૂજા પ્રચલિત હોય એ સંભવિત છે. વળી વિમળશાહ માતાના ભક્ત હોઇને તેણેજ એ મંદિર બંધાવેલું કહેવાય છે, છતાં તેના જૈન મંદિરો જેવું આ અંબાજીનું મંદિર ભવ્ય નથી. અને કુંભારિયામાં એક પાળિયા ઉપર વિ. સં. ૧૨૫૬ (ઈ. સ. ૧૨૦૦) નો લેખ છે તેમાં અર્બુદના ધણી શ્રીધારાવર્ષદેવે આરાસુર પુરમાં એક વાવ બંધાવ્યાનો ઉલ્લેખ છે. (જુઓ; રાસમાળા ભાષાંતર ભા. ૧ પા. ૫૩૦) એ ઉપરથી આરાસુર ગામ ઇ. સ. ૧૨૦૦ પહેલાંનું લાગે છે. વળી આરાસુરનાં અંબાજી દાંતાના પરમાર રાણાઓનાં કુળદેવી છે. અને દંતકથા પ્રમાણે મુસલમાનોએ સિંધ કબજે કર્યા પછી જસરાજ નામના રાણાના વખતમાં અંબાજી આરાસુરમાં પાછાં આવ્યાં છે. દંતકથાઓનું કાંઈ ઠેકાણું નથી. પણ રાસમાળાના ભાષાંતરની એક ટિપ્પણીમાં સદ્ગત રા. રા. રણછોડભાઈ ઉદયરામે ચંદ્રાવતીના પરમારોની 'રાજકાલનિર્ણય' ઉપરથી વંશાવળી આપી છે. તેમાં લખ્યું છે કે "વિ. સ. ૮૬૫ માં રવપાળજી નગર ઠઠ્ઠામાં રાજ્ય કરતા હતા. એનાથી ૧૪ મી પેઢીએ દામોજી થયા. તેના કુંવર જસરાજે નગર ઠઠ્ઠાથી આવી ગુજરાતમાં ગબ્બરગઢમાં રાજધાની કરી" રાસમાળા ભા. ૧ પા ૨૪૯ (ટીપ) આ ગબ્બરગઢ અંબાજીની પશ્ચિમે બે માઇલ ઉપર જ છે. આ રાજકાલનિર્ણયવાળી વંશાવળીનાં

નામો અને તેની સાલો તો અવિશ્વસનીય છે; પણ ગુજરાતના રાજા ભીમદેવ પહેલાંના વખતના ચંદ્રાવતીના પરમારના બીજીત્રીજી પેઢીના પૂર્વજો જે ગબ્બરગઢથી ચંદ્રાવતી આવ્યા, તેમણે પોતાનું રાજ્ય ગબ્બરમાં હતું, ત્યારે આરાસુરમાં પોતાની કુળદેવી અંબિકાનું મંદિર બંધાવેલું હોય એટલી વાત માનવા જેવી લાગે છે. અને વિમળશાહ આ પ્રદેશના શાસક થવાથી, તેમણે એ પ્રદેશમાં જૈન મંદિરો બંધાવ્યાં; ત્યારે પ્રદેશના મૂળ રાજાઓની કુળદેવીની પણ સ્તુતિ કરી.

## ગિરનારનાં અંબાજી

ગુજરાતને એક છેડે આવેલું આરાસુર કાઠિયાવાડના લોકોને દૂર પડે, માટે કૃપા કરી અંબાજી ગિરનાર ઉપર અને બરડા ઉપર બિરાજ્યાં છે. ગિરનાર અત્યારે તો જૈનોનો પહાડ હોય એવું દેખાય છે. એ નાના શંકુ આકારના પહાડના શિખરનો સારામાં સારો ભાગ જૈન મંદિરોથી રોકાયેલો છે. અને હિન્દુ દેવોને કાં તો ગિરનારના કોટથી ઉપરની નાની નાની ટૂંકો પસંદ કરવી પડી છે. અથવા તળેટીમાંજ રહેવું પડયું છે. ગિરનાર ઉપરનાં બધાં હિંદુ દેવસ્થાનોમાં સૌથી વધારે જૂનું અને વધારે માન્યતાવાળું સ્થાન અંબાજીનું જણાય છે. જૈન મંદિરોવાળા સ્થાનથી લગભગ ત્રણસો ફૂટ ઊંચે કાંઇક પહોળા શિખર ઉપર અંબાજીનું મંદિર છે. અને ત્યાં જવા માટે પગથિયાં છે. નવરાત્રિની અષ્ટમીએ ત્યાં મોટો હવન થાય છે, અને જૂનાગઢથી ઘણા શ્રદ્ધાળુ લોકો દર્શને જાય છે. અલબત્ત શહેરથી દૂર અને ત્રણ હજાર ફૂટ ચડવાનું હોવાથી પ્રમાણમાં થોડાં માણસો હોય એ સ્વાભાવિક છે. મોટો ભાગ તો જૂનાગઢમાં જ વાઘેશ્વરીનાં દર્શન કરીને સંતોષ માને છે. નવાં પરણેલાં જોડાંને અંબાજીને પગે લગાડવા તો લોકો દૂરદૂરથી જાય છે. આ મંદિરનું સ્થાન અને તેનું સ્થાપત્ય એ મંદિર જૂનું છે એમ સાબિત કરે છે. જૈનો આ મંદિર વસ્તુપાળનું બંધાવેલું માને છે. (વસ્તુપાળે ગિરનાર ઉપર બંધાવેલાં જૈન મંદિરો વિ. સ. ૧૨૮૮ નાં છે.) આ વાત સાચી હોય કે ન હોય, પણ આ મંદિર બારમાતેરમા શતકનું છે એમાં શંકા નથી. અને આ પથ્થરનું મંદિર બંધાયા પહેલાં એ જગ્યાએ જુનાગઢના કોઇ રા નું બંધાવેલું લાકડાનું મંદિર હોય તો એ સંભવિત છે.

## પાવાગઢનાં મહાકાળી

માતાઓના ગરબાઓમાં ‘ પાવાગઢની મા ’ પ્રસિદ્ધ છે. વડોદરેથી ગોધરે જતી ગાડીમાં ચાંપાનેર ગાડી બદલાવી ચાંપાનેર સ્ટેશન જવાય છે. સ્ટેશનથી થોડે દૂર ચાંપાનેર ગામ આવે છે. એક વખત આ મોટું શહેર હતું. અને પવનગઢ કે પાવાગઢ નામના પર્વત ઉપર કિલ્લો હતો. આ કિલ્લો તુટી ગયો છે અને આસપાસનાં મકાનો ખંડેર થઈ ગયાં છે. પણ કાળકા માતાનું સ્થાન હજી ઊભું છે. આ માતાજીનાં દર્શન કરવા ઘણા યાત્રાળુઓ જાય છે. નવરાત્રિમાં અહીં મોટો મેળો ભરાય છે. જાત્રા કરવા જનાર સવારમાં પાવાગઢ ઉપર ચઢવા માંડે તો લગભગ દશ વાગે ઉપર પહોંચી જાય. રસ્તામાં એકબે તળાવો અને એક દરવાજો આવે છે, જેને બુઢિયા દરવાજો કહે છે. પછી કેટલાંક ખંડેરો દેખાય છે. એક તરફ નીચે ખાઇમાં ઊતરવાનો માર્ગ છે. છેક ઉપર જતાં દૂધિયું તળાવ આવે છે. અહીંથી કેટલાંક પગથિયાં ચઢી પર્વતના શિખર ઉપર જતાં માતાજીનું મંદિર આવે છે. અંદર મહાકાળીની પ્રતિમા છે. દેરાંની ઉપર મુસલમાનોએ પીરની સ્થાપના કરેલી છે.

મહાકાળીનાં દર્શન કરી પાછા ઊતરતાં થોડે નીચે ઊતર્યા પછી એક બાજુ બીજી ટેકરી ઉપર જવાય છે; ત્યાં ભદ્રકાળી માતાનું મંદિર છે.

માતાના પૂજારીઓ નીચેના ગામમાં રહે છે. ગામમાં બીજા ગોરો પણ રહે છે અને યાત્રાળુઓ સાધારણ રીતે ગોરને ત્યાં ઊતરે છે, ગામમાં ધર્મશાળા પણ છે.

આ પાવાગઢનું સ્થાન પ્રાચીન ગણાય છે. કેટલું પ્રાચીન એ નક્કી કહી શકાતું નથી. દંતકથા પ્રમાણે વનરાજના સાથી ચાંપાએ ચાંપાનેર વસાવ્યું છે, પણ પાવાગઢ ઉપર મહાકાળી કયારે બેઠાં એ જાણવાનું સાધન નથી. મહમદ બેગડાના વખતમાં પાવાગઢ રાવળ પતાઈ જયસિંહના હાથમાં હતો. મહમદ બેગડાએ પાવાગઢ વિ. સં. ૧૫૫૧ ( ઈ. સ. ૧૪૯૫ )માં લીધું. આગલે વર્ષે ગુજરાતના કેટલાક ભાગમાં દુકાળ હતો, પણ ચાંપાનેરના મુલકમાં પાક સારો હોવાથી આસપાસના સુલતાનના મુલકમાંથી મહમદ બેગડાનો સરદાર ચાંપાનેરના મુલકને લૂંટવા લાગ્યો. આના બદલામાં ચાંપાનેરના રાવળે

મહમદના સરદારને હરાવી મારી નાખ્યો. એના લશ્કરનો લગભગ નાશ કર્યો તથા બે હાથી અને કેટલાક ઘોડા કેદ કર્યા. આ ખબર મળતાં મહમદ બેગડો પોતે રાવળ ઉપર લશ્કર લઈને ચડ્યો. વડોદરે આ લશ્કર પહોંચતાં રાવળે સલાહ માટે દૂતો મોકલ્યા. પણ મહમદની મૂળથી ચાંપાનેર ઉપર નજર હતી, એટલે એણે માન્યું નહિ. આ તરફથી રાવળે પણ તૈયારી કરવા માંડી. ઈ. સ. ૧૪૮૩ના માર્ચની ૧૭ મી તારીખે મહમદના લશ્કરનો આગલો ભાગ પાવાગઢની તળેટીમાં પહોંચ્યો. પછી મહમદે આવીને પાવાગઢને ઘેરો ઘાલ્યો. રજપૂતોએ ઘેરો ઘાલી બેઠેલા મુસલમાનો ઉપર હંમેશાં હલ્લા કરવા માંડયા. અને એક વખત એવું શૂરાતન દેખાડયું કે તેઓ સામે લડવા માટે મહમદને એક વખત ઘેરો ઉઠાવવાની ફરજ પડી. પણ મહમદે દઢતાથી ઘેરો ચાલુ રાખ્યો અને રાવળને ઘાસદાણા ન મળે એવો સખ્ત બંદોબસ્ત કર્યો. છેવટે ઇ. સ. ૧૪૮૪ ના નવેમ્બરની ૧૭ મી તારીખે રજપૂતો સવારમાં સ્નાનાદિ નિત્યકર્મ કરવામાં રોકાયેલા હોય છે એ જોઈ ને સવારમાં મહમદે મોટો હલ્લો કર્યો, એટલે બીજો રસ્તો ન જોઈને રજપૂતોએ ધોરણ પ્રમાણે રાણીઓ, બાળકો અને ધનમાલને અગ્નિમાં હોમી દઈ ને કેસરિયાં કર્યાં. આ છેલ્લા યુદ્ધમાં રાવળ જયસિંહ અને તેનો પ્રધાન ડુંગરસી ઘવાયેલા મહમદના હાથમાં પકડાયા અને મુસલમાની ધર્મ ન સ્વીકારવા માટે તેમને મારી નાખવામાં આવ્યા.

પાવાગઢના આ વિનાશના કારણ તરીકે ભાટ લોકો એક દંતકથા આપે છે કે, એક વખત નવરાત્રમાં મહાકાળી ગઢ ઉપરથી ઊતરી શહેરમાં સામાન્ય સ્ત્રીવેષે ગરબે રમવા ગયાં. આ વખતે ગરબો જોવા આવેલા પતાઈ જયસિંહ રાવળે માતાજીનું રૂપ જોઈ ને એના ઉપર કામવિકારવાળી માગણી કરી. માતાજીએ રાજાને ખૂબ સમજાવ્યો, પણ રાજા ન સમજ્યો તેથી માતાએ શાપ આપ્યો કે, " જા તારો અને તારા નગરનો નાશ થશે. "

આ દંતકથાને વલ્લભ ભટ્ટે સરસ ગરબીમાં ઉતારી છે. એ ગરબી પ્રસિદ્ધ છે, પણ નીચે એમાંથી આ પ્રસંગને લગતી થોડી પંક્તિઓ ઉતારી છે.

" રાયજીએ છેડલો સાહ્યો હાથ, કે માજી પ્રસન્ન થયાં રે લોલ "

અને રાજાને વરદાન માગવાનું કહ્યું, અને રાજાએ ભાન ભૂલી માગ્યું કેઃ—

"માંગું માગું એટલું વરદાન કે મહોલે પધારીએ રે લોલ"

માતાએ આ વિનાશકારક માગણી છોડી દેવા વિનવતાં કહ્યું કે

"માગ માગ ગુજરાત સરખી ગાદી કે ભદર બેસણું રે લોલ"

"માગ માગ દક્ષિણ સરખાદેશ કે કિલ્લા અતિઘણા રે લોલ"

"માગ માગ નવેખંડનું રાજ કે ચાંદો સુરજ તપે રે લોલ,"

પણ રાજાનો વિનાશ પાસે આવ્યો હતો એણે "મહોલે પધારીએ રે લોલ" એ માગણી જ ચાલુ રાખી અને માતાએ શાપ આપ્યો કે:—

"ફટ ફટ પાવાના રાજન કે એ શું માગીયું રે લોલ"

"આજથી છઠે ને છ માસે કે મૂળ તારૂં જશે રે લોલ"

**ચાંપાનેરનું રજપુત રાજ્ય**

આ રીતે મહમદ બેગડાને હાથે આ સ્થાનનો અને એ રાજ્યનો નાશ થયો. તે પહેલાં ચાંપાનેર અને પાવાગઢની સ્થિતિ સારી હોવી જોઈએ. જોકે પાવાગઢનો જૂનો સળંગ ઇતિહાસ જોઈએ તેવો મળતો નથી. પણ એ સ્થાનની ગુજરાતમાં ઐતિહાસિક અગત્ય જોતાં જે છૂટક માહિતી મળે છે તેનો સાર નીચે આપ્યો છે. પાવાગઢનો જૂનો ઇતિહાસ ચાંપાનેર સાથે જોડાયેલો છે. ચાંપાનેર નામને વનરાજના સાથી ચાંપા જોડે દંતકથા જોડે છે એ ઉપર કહ્યું જ છે. પણ તે પછીનાં પાંચસો વર્ષ સુધી ચાંપાનેરનું કે પાવાગઢનું નામ ઇતિહાસમાં મળતું નથી. પછી ઈ. સ. ૧૩૦૦ની આસપાસમાં અલ્લાઉદીને રણથંભોરનો ઘેરો ઘાલ્યો ત્યારે ચહુઆણો ત્યાંથી ભાગ્યા. એમાંનો કોઈ ખીચી હમીરનો વંશજ પાલનદેવ ગુજરાતમાં આવ્યો, અને તેણે પાવાગઢમાં ગાદી સ્થાપી એમ રા. રમણલાલ વસંતલાલ દેશાઈ કહે છે. એમણેજ હાલોલ ગામ પાસે નાની ઉમરવાણ નામના ગામમાં આવેલા એક કૂવાના પથરા ઉપર કોતરેલા વિ. સં. ૧૫૨૫ના જયસિંહદેવના વખતના લેખમાં આવેલી પાવકદુર્ગ—અથવા પાવાગઢના રાજાઓની વંશાવળી ઉતારી છે. [જુઓ 'પાવાગઢ' પા. ૫૯] તેમાં પૃથ્વીરાજપ્રમુખ ચહુઆણ વંશમાં હમીરદેવકુલમાં રામદેવ, ચાંગદેવ, શ્રીસોનંગદેવ પાલણસિંહ, જીતકરણ, કુંપરાઉલ, વીરધવલ, શિવરાજ રાઘવદેવ, ત્રંબકભુપ, ગંગરાજેશ્વર, અને જયસિંહ દેવ એ રીતે વંશાવળી આપી છે આમાં જયસિંહ પહેલાના આઠમા પુરુષનું

નામ પાલ્હણુસિંહ આપ્યું છે; અને એજ જો પાવાગઢની ગાદી સ્થાપનાર હોય તો એ બનાવ વિ. સ. ૧૫૧૫થી લગભગ એકસો સાઠ વર્ષ પહેલાં વિ. સ. ૧૩૫૬ની આસપાસ બન્યો હોય એ સંભવિત લાગે છે, આ પ્રમાણે વંશપરંપરાથી ચૌહાણ રાજાઓ ચાંપાનેરમાં શાંતિથી રાજ્ય કરતા હતા; પણ મુસલમાનોએ ગુજ-રાતમાં સલ્તનત સ્થાપ્યા પછી પાવાગઢ ઉપર તેનો ડોળો ફર્યો. ઈ. સ. ૧૪૨૧માં અહમદશાહે પાવાગઢને ઘેરો ઘાલેલો પણ રજપૂતોના પરાક્રમ આગળ એ ફાવ્યો નહીં; અને પછી મહમદશાહ અને એ વખતના પાવાગઢના રાજા ગંગરાજેશ્વર વચ્ચે ઇ. સ. ૧૪૪૯ના અરસામાં લડાઇઓ થઈ પણ ગંગરાજેશ્વર પરાક્રમી અને બુદ્ધિમાન મુત્સદ્દી હોવાથી મહમદ ફાવ્યો નહીં; પછી જયસિંહ ગાદીએ આવ્યો એને જ લોકો પતાઈરાજા કહે છે. પતાઈ પાવાપતિનું ટૂંકું રૂપ છે એમ પાવાગઢના લેખક કહે છે તે સાચું લાગે છે. આ જયસિંહ પાસેથી મહમદ બેગડાએ વિ. સં. ૧૫૪૧ માં પાવાગઢ લીધો એ ઉપર કહ્યું જ છે.

મુસલમાનોના હાથમાં ગયા પહેલાં લગભગ ૧૮૫ વરસ સુધી ચાંપાનેર હિંદુ રાજાઓના હાથમાં હતું, પરંતુ હાલનું ચાંપાનેર ગામ જે ઠેકાણે છે તે ઠેકાણે એ ચાંપાનેર ન હતું. રજપૂતોના વખતનું ચાંપાનેર પાવાગઢની ઉત્તર તરફની તળેટીમાં પર્વતને અડીને વસેલું હતું. હાલ એ ભાગ તદન ઉજ્જડ છે. માત્ર પડી ગયેલા મહેલોનાં ખંડેરો, કૂવા તળાવની તૂટેલી પાળો, કોટના અવશેષો, વગેરે જૂની નિશાનીઓ દેખાય છે.

### હાલનું ચાંપાનેર

વર્તમાન ચાંપાનેર પણ ભાંગી ગયેલું ગામ છે. એ ચાંપાનેર મુસલમાની વખતમાં વસ્યું છે. મહમદ બેગડાને આ સ્થળની હવા પસંદ આવવાથી તેણે જ હાલનું ચાંપાનેર વસાવ્યું. રાજપૂત ચાંપાનેરથી આ એક ગાઉ દૂર છે અને પાવાગઢની તળેટીમાં પર્વતના ચઢાવથી અર્ધા ગાઉ દૂર સમચતુષ્કોણ કિલ્લાની અંદર આ મોટે ભાગે નિર્જન સરખું ગામ વસેલું છે. મૂળ શહેરના એક નાના ભાગમાં માંડવીના અને હાલોલના દરવાજાની વચમાં જ હાલનાં ક્ષુદ્ર મકાનોની હાર નજરે પડે છે. પણ એક વખત એવો હતો કે જ્યારે સુંદર મહેલો

બાગબગીચાઓ વગેરે બાદશાહી ઠાઠથી શોભતું ચાંપાનેર ગુજરાતનું એક મુખ્ય શહેર ગણાતું હતું. એ વખતે હાલોલ ચાંપાનેરનું એક પરું હતું. એ હાલોલનો બગીચો પ્રખ્યાત હતો. ચાંપાનેરના કિલ્લાની અંદર શહેર વસેલું અને કિલ્લાની બહાર પરાંઓ હતાં. મતલબ કે મહમદના વખતમાં અમદાવાદ નામનું રાજધાનીનું શહેર રહ્યું અને સાચી રાજધાની તો ચાંપાનેર–મહમદાબાદમાં હતી. આ મહત્તા બહાદુરશાહના મરણ સુધી ટકી. ઈ. સ. ૧૫૩૫ માં મોગલ બાદશાહ હુમાયુંએ બહાદુરશાહને હરાવી ચાંપાનેર તથા પાવાગઢ જીતી લીધાં. પણ બહાદુરશાહે એજ વર્ષમાં પાછાં લીધાં. આ પછી લગભગ ચાળીસ વર્ષે અકબરે પાવાગઢ જીત્યો અને ગુજરાતની સ્વતંત્ર મુસલમાની સલ્તનતનો અંત આણ્યો. પછીનાં દોઢસો વર્ષ સુધી પાવાગઢ ઉપર મુગલાઈ સત્તા રહી, પછી મરાઠાઓએ આ કિલ્લાનો કબજો લીધો. આ મરાઠા સરદાર ત્યાંથી ઊતરી ગુજરાતમાં અને મારવાડમાં લૂંટફાટ ચલાવતો પછી થોડો વખત સિંધીયા પાસે પાવાગઢ રહ્યો. અને ઈ. સ. ૧૮૫૩ થી બ્રીટીશ સરકારના હાથમાં છે.

પતાઈ રાવળનો જ્યેષ્ઠ પુત્ર રાયસિંહ પિતાની હયાતીમાં જ ગયો હતો, પણ તેના બે દિકરા પૃથ્વીસિંહ અને ડુંગરસિંહ બચી ગયેલા. તેમણે નર્મદાની ઉત્તરે લૂંટફાટ કરી સુલતાનને એવો કાયર કર્યો કે તેને કેટલાંક ગામની ચોથ આપવી પડી અને છેવટે બંને ભાઈએ કેટલોક મુલક દબાવી વહેંચી લીધો. તેમાં પૃથ્વીરાજને ભાગે છોટા-ઉદેપુર આવ્યું અને ડુંગરસિંહના ભાગમાં દેવગઢ બારીઆ આવ્યું, જ્યાં તેઓના વંશજો હજી રાજ્ય કરે છે.

ચાંપાનેરના મુસલમાની કાળના અવશેષોમાં જુમા મસ્જીદ કદાચ સર્વશ્રેષ્ઠ છે. એનું પાવાગઢના લેખકે વિસ્તારથી વર્ણન કર્યું છે. આ શિવાય હાલોલનો દરવાજો, માંડવી, વહોરા મસ્જીદ, ગોધરિયો દરવાજો અને શેખનું મંદિર જોવા જેવાં સ્થળો છે. શેખનું મંદિર જૂનું નથી લાગતું. એમાં એક કબર છે. પણ આ મંદિરનો પૂજારી પાટીદાર છે. આ મંદિર શેખમતનું છે. પણ ઘણા હિંદુઓ આ મુસલમાની મતના અનુયાયી જણાય છે. જો કે તેઓ મહાભારત, રામાયણ અને ભાગવત પણ વાંચે છે. અમદાવાદમાં આ મતનું મુખ્ય ધામ છે.

આ શેખના મંદિરથી આગળ કોટની બાજુએ ચાલતાં ચાંપનાથ મહાદેવનું દેવાલય આવે છે. આ દેવાલયની આસપાસ પડેલાં મકાનો બહુ જોવામાં આવે છે. કોઈ ગંજાવર મહેલના ખંડેરો ઉપર આપણે ઊભા હોઈએ એવું લાગે છે. મુસલમાન બાદશાહોનો મહેલ આ સ્થળે હશે એવું રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈ અનુમાન કરે છે.

ચાંપાનેરની મુસલમાની જાહોજલાલી ગુજરાતના સુલતાનોની સાથે ગઈ અને મુગલાઈ કાળમાં તેની વસ્તી ઘટી જવાથી અને તેનો વ્યાપાર ઉદ્યોગ પડી ભાંગવાથી આસપાસ જંગલોનો ભાગ વધી ગયો. પરિણામે ચાંપાનેર અને પાવાગઢ શિકારી પ્રાણીઓનાં સ્થાન થઈ પડયાં. વાઘ, ચિત્તા, દીપડા, રીંછ અને જંગલી હાથીઓ માટે આ સ્થાન પ્રખ્યાત થયું. ઈ. સ. ૧૬૧૬માં જહાંગીર બાદશાહ હાથીના શિકાર માટે પંચમહાલય આવ્યો હતો. ઈ. સ. ૧૬૪૫માં દાહોદના અને ચાંપાનેરના જંગલમાંથી ૬૪ હાથીઓ પકડાયા હતા. અંગ્રેજો આવ્યા પછી જગલ ઓછું થયું, ખેતી વધી, હિંસક વશુઓ પણ ઘટયાં, હાથીઓ હવે બિલકુલ નથી અને વાઘ દીપડાનો ભય હજી પાવાગઢમાં ગણાય છે; પણ વસ્તુતઃ હવે ખાસ ભય નથી. છતાં થોડાં વર્ષ પહેલાં વાઘ દીપડા વારંવાર દેખાતા.

### પાવાગઢ

ચાંપાનેરમાંથી પાવાગઢ જતાં નીચેથી પાવાગઢનો દેખાવ રમણીય લાગે છે. પાવાગઢ જવા માટે સૌથી અનુકૂળ સમય આસો-કાર્તિક અથવા ફાગણ-ચૈત્ર મહિનાઓ છે. પાવાગઢનો ચડાવ અર્ધા ભાગ સુધી ઘણો સારો છે, અને બાકીના અર્ધા ભાગનો ચડાવ જરા અઘરો છે પણ સામાન્ય તંદુરસ્તીવાળાં માણસો ચડી શકે એવો છે. અને જે ન ચડી શકે તેને ડોળીની સગવડ ચાંપાનેરમાં મળી શકે છે.

ઉપર ચડતાં શરૂઆતમાંજ પાવાગઢની મજબૂત કિલ્લેબંધીનો નીચલો કોટ આવે છે. આ કોટની દિવાલ મોટા મોટા પથ્થરોની બાંધેલી છે. અને ઠેકાણે ઠેકાણે મજબૂત બુરજો બાંધેલા છે. આ કોટમાંથી આગળ પર્વત ઉપર ચડવા માટે 'અટક' દરવાજામાં પ્રવેશ કરવો પડે છે. દરવાજો બેવડો છે પણ આગલો દરવાજો પડી ગયો છે. આ દરવાજો મૂકીને આગળ ચાલતાં હીના તળાવ નામનું તળાવ આવે છે. તળાવ વચ્ચે કોઈ પુરાતન ઇમારતનો અવશેષ દેખાય

છે; જેને હીના મહેલ કહે છે. આથી આગળ ચાલતાં બીજો કોટ આવે છે. એ કોટની અંદર થઈને આગળ જવા માટે ચાર દરવાજા-માંથી પસાર થવું પડે છે., આ સ્થળે રસ્તો વાંકોચૂંકો સર્પાકાર છે અને દરવાજાઓની બાંધણી એવી છે કે ઉપરના દરવાજાથી નીચેનો દરવાજો બરાબર દેખાય અને તેનું રક્ષણ થઈ શકે. આમાંનો સહુથી નીચેનો દરવાજો બુઢિયા દરવાજો કહેવાય છે. આ ચાર દર-વાજામાંથી સહુથી ઊંચો ભાલાપૂલ દરવાજો છે. એ બુઢિયાથી ૧૦૦ હાથ ઊંચાણમાં છે. ચારે દરવાજા મજબૂત દિવલોથી જોડાયેલા છે. આ દિવાલ પર્વતના કડણ ચઢાવ વાળા ભાગને ઘેરતી ઉપર ચાલી આવે છે. કિલ્લેબંધીના ઉપલા ત્રીજા ભાગને મળી જાય છે. ભાલાપૂલ દરવાજાના ઉપરના ભાગમાં જમણે હાથે બાંધેલા બુરજ છે, જેના ઉપરથી નીચેનો ભાગ બરાબર દેખાય છે. કિલ્લેબંધીની ત્રીજી હારમાં પ્રવેશ કરવા માટે સદનશાહના દરવાજામાંથી પસાર થવું પડે છે. આ દરવાજો પણ એવડો છે.

આ પ્રમાણે કિલ્લો બાંધવામાં ત્રણ મોટાં અને ઊંચાં શિખરો મજબૂતીથી બાંધી લીધેલાં છે. દક્ષિણમાં કિલ્લાઓનો પાર નથી અને લોહગઢ, સિંહગઢ, રાયગઢ વગેરે અનેક કિલ્લાઓ ઇતિહાસ મશહૂર છે. ગુજરાતમાં ડુંગર ઉપરના કિલ્લાઓ વિરલ છે. ગિરનારનો કોટ સાધારણ છે. ખરી રીતે દક્ષિણના ડુંગરી કિલ્લાઓને મળતો ગુજ-રાતમાં આ પાવાગઢનો એકજ કિલ્લો છે.

સદનશાહનો દરવાજો મૂકી મુખ્ય રસ્તાની જમણી બાજુએ લગભગ સો સવાસો વાર સુધી સપાટ જમીન આવે છે. અને ત્યાં આ શિખર અટકી જઈને એકદમ ઘણી ઊંડી, મોટી અને આખા પર્વતને બે ભાગમાં વહેંચી નાખતી ખીણ આવે છે. આ ખીણ આગળ જ એક ઝવેરીના મહેલને નામે ઓળખાતો ખીણમાં નીચે ઊતરતો મહેલ છે. જેમાં સાત મજલા હતા એમ કહેવાય છે. ઉપરના ચાર ઊડી ગયા છે, પણ નીચે એક પછી એક ત્રણ એક એક ઓરડા-વાળા મજલા છે. આ ખીણ સાથે સામા પર્વતની કરાડો જોડાતાં થતા ખૂણામાંથી વિશ્વામિત્રી નીકળે છે.

સદનશાહના દરવાજાથી સોએક વાર ઉપર પર્વતના મધ્ય ભાગે માંચી હવેલી નામનું મકાન આવે છે. આ મકાન સિંધીઆએ બંધાવેલું

છે. એમાં કળાની દૃષ્ટિએ કાંઈ માલ નથી, પણ હાલોલના મહાલ-કારીની પરવાનગીથી એમાં મુસાફરો રહી શકે છે. આ મકાનની પછવાડે તળાવ છે તેના પાણીનો રંગ તેલ જેવો હોવાથી તે તેલિયું કહેવાય છે. અહીંથી કાલિકા માતાનું દેવળ દેખાય છે. પણ ચડાવ પણ અઘરો લાગવા માંડે છે.

માંચીથી દોઢેક હજાર હાથ ઉપર ચઢતાં ' મકાઈકોઠાર ' નો દરવાજો આવે છે. દરવાજાની અંદર મકાઈકોઠારનું મોટું મકાન ડાબે હાથે ઊભું છે. મકાઈકોઠારથી રસ્તો જમણી પાસ ફંટાય છે. અને વિશ્વામિત્રીની ખીણ ઉપર ઊભા ટેકરાઓમાંથી સર્પાકારે છેક ટોચ સુધી ચાલ્યો જાય છે, થોડેક ઊંચે ચઢતાં પાટિયા પૂલનો દરવાજો આવે છે. આ દરવાજામાં પ્રવેશ કરતા પહેલાં ખાઈ ઓળંગવી પડે છે. આ ખાઈ ઉપર ખસેડી લેવાય એવો પાટિયાંપૂલ હમણાં સુધી હતો. અને એક કાળે ખાઈ ઊંડી હશે.

પાટિયા દરવાજાથી આગળ ચાલતાં ' તારા ' દરવાજો આવે છે, આથી આગળ સૂરજ દરવાજો અને પછી ટંકારખાનાનો દરવાજો આવે છે. ટંકારખાનાનાં દરવાજામાં પ્રવેશ કરીને આપણે પાવા-ગઢના સૌથી ઊંચા શિખર ઉપર પહોંચી જઈએ છીએ. ચારે બાજુ-એથી ખુલ્લું આ મેદાન ઉત્તર દક્ષિણ અર્ધો ગાઉ લાંબુ અને પૂર્વ પશ્ચિમ પા ગાઉ પહોળું છે. આ આખા મેદાનની આજુબાજુએ થોડો કિલ્લો રહેલો છે. ટંકારખાનાના દરવાજાની બંને બાજુએ પંદર પંદર હાથ ઊંચી દિવાલો છે. તે પડતી પડતી પણ પોતાની મજબૂતી દર્શાવે છે.

આ શિખર ખરેખર દુર્ગમ છે. અને ત્યાં આવવાનો પહાડી રસ્તો કોટથી અને દરવાજાઓથી રક્ષાયેલો છે. આ મેદાનની વચ્ચે દક્ષિણ તરફ અઢીસો હાથ ઊંચું શિખર આવેલું છે. પર્વતનો આ સર્વથી ઊંચો ભાગ છે. અને તેની ટોચ ઉપર કાલિકા માતાનું દહેરુ આવેલું છે. એ શિખર તરફ જવાના રસ્તામાં જૈનોનાં જૂનાં દેવળો ભાંગી તૂટી હાલતમાં દેખાય છે. એકાદબેનો જૈનોએ હમણાં જીર્ણોદ્ધાર કર્યો છે. વચમાં એક તળાવ છે જે છાશિયું તળાવ કહેવાય છે, આથી સહેજ ઊંચાણમાં ખડકોની વચ્ચે અતિશય સુંદર સ્વચ્છ, દૂધ સરખા પાણીવાળું દૂધિયું તળાવ આવે છે. ભર ઉનાળામાં આ

તળાવનું પાણી બરફ સરખું ઠંડું હોય છે. આ તળાવને કિનારે ચાલતાં જમણા હાથ ભણી માતાના શિખરના પગથિયાં શરૂ થાય છે. પગથિયાં બસો છવીસ છે. ખડકની અંદર કાપી કાઢેલાં આ પગથિયાં પ્રખ્યાત મહાદજી સિંધીઆએ બંધાવેલાં છે.

કાળકામાતાના મંદિરની બાંધણી નાની અને સાદી છે. રંગ-મંડપ ઉપર ઘૂમટ છે. અને ગર્ભગૃહમાં ત્રણ મૂર્તિઓ છે. ડાબી બાજુએ મહાકાળીની મૂર્તિ, જમણી બાજુએ બહુચરા માતાનું યંત્ર, અને વચમાં આ સ્થાનના અધિષ્ઠાત્રી કાલકા માતાની મૂર્તિનો મુખ-ભાગ. આ કલિકાની સ્થાપના વિશ્વામિત્રે કરેલી કહેવાય છે. વિશ્વામિત્રી નદી જે પર્વતમાંથી નીકળે તે પર્વત ઉપર વિશ્વામિત્ર ઋષિ જ હોય ના ? આબુ વશિષ્ઠનું સ્થાન, પાવાગઢ વિશ્વામિત્રનું સ્થાન, ભૃગુક્ષેત્ર ભૃગુ ઋષિનું, ગિરનાર દત્તાત્રેયનું; ગુજરાતમાં આર્યો આવે તો આર્ય ઋષિઓનાં સ્થાનોએ પણ ગુજરાતમાં આવવું જ જોઈએ. સંસ્કૃતિપ્રચાર જ એમ થાય.

કાલિકા માતાના મંદિરની અગાશી ઉપરથી આસપાસનું માઈલો સુધી પથરાયેલું દૃશ્ય અદ્ભુત લાગે છે. હાલોલના ખજાનામાંથી રૂ. ૨૯૦૦ અને દેવગઢબારીઆ તરફથી લગભગ રૂ. બે હજાર એ પ્રમાણે માતાના વંશપરંપરાના પૂજારીને વર્ષાસન મળે છે. અને એમાંથી માતાજીનો થાળ, ચોઘડિયાં, ચોપદાર, શતચંડી વગેરે તથા પૂજારીનો પગાર વગેરે ખર્ચ નીકળે છે.

કાળકાના શિખર ઉપરથી ઊતરી મુખ્ય શિખર ઉપર આવી પગથિયાં આગળથી પશ્ચિમ બાજુથી ઉત્તર તરફ જતી પગથારને રસ્તે મૌલિયા શિખરને એક છેડે આવેલા નવલખા કોઠાર પાસે જવાય છે. એ કોઠારમાંના ચાર ઓરડાઓ અને ઘૂમટો હજી સારી હાલતમાં છે. બાકીનો ભાગ પડી ગયો છે. પાછા ફરતાં ટંકારખાનાને દર-વાજેથી ઊતરી મકાઈકોઠાર આગળથી એક જુદો રસ્તો ફંટાય છે. તે રસ્તે જતાં દક્ષિણ તરફના છેડા ઉપર ભદ્રકાળીનું નાનું મંદિર આવે છે. ભદ્રકાળીની મૂર્તિ કાલિકાની મૂર્તિ જેવી છે. પણ કાલિકાની મૂર્તિ ઉત્તરાભિમુખ છે અને ભદ્રકાળીની દક્ષિણાભિમુખે છે. ગરબે રમવા જવાની ભદ્રકાળીએ ના પાડેલી છતાં કાલિકા ગઈ એ માટે બંને દેવીઓ રીસાઈને મોઢું ફેરવીને બેઠી છે એમ લોકો કહે છે.

પાવાગઢ ઉપર આ ઉપરાંત ભોંયરાં, કુંડો, મહેલોના ખંડેરો, વગેરે ઘણું જોવા જેવું છે. આસપાસમાં વનસ્પતિ પણ વિવિધ અને પુષ્કળ થાય છે અને વનસ્પતિશોખીનોને આનંદ આવે એવો પર્વત છે. પણ આ પુસ્તકના વાંચનાર માટે આટલું બસ છે. વધારે વાંચવાની ઇચ્છા હોય તેણે સયાજી બાળજ્ઞાનમાળામાં છપાયેલું રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈનું લખેલું 'પાવાગઢ'નું નાનું પુસ્તક જોવું. આ વર્ણનમાં પણ એમાંથી ઘણું ઉતાર્યું છે.

### બહુચરાજી

અમદાવાદથી મહેસાણા થઈ બહુચરાજી જવાય છે. ગુજરાતના જૂના પાટનગર પાટણની આસપાસ જે કેટલાંક સ્થાનો છે. તેમાંનું આ એક બહુચરાજી છે. બહુચરાજીનું માહાત્મ્ય ગુજરાતના એ ભાગમાં ઘણું છે. અને હવે ગાડીઓની સગવડ હોવાથી આસપાસનાં ગામોમાંથી સેંકડો માણસો દર્શન કરવા જાય છે. ઘણાં લોકો છોકરાંઓની બાધા ઉતારવા જાય છે. નવરાત્રમાં અહીં યાત્રા ભરાય છે, અને ભવાઈ થાય છે.

બહુચરાજી એ ખરી રીતે માતાનું જ ગામ છે. માતાજીના સ્થાને ઘણી વિશાળ જગ્યા રોકી છે. વચ્ચે મંદિર ફરતો કોટ અને મોટા દરવાજાઓથી સ્થાન સરસ લાગે છે. દેવાલય પૂર્વાભિમુખે છે. ઊંચી ઊભણી ઉપર આખું મંદિર છે. ગર્ભગૃહ આગળ વિશાળ મંડપ છે. મંડપના ઘૂમટમાં અને થાંભલાઓ ઉપર રંગેલી પુતળીઓ છે. કળાની દૃષ્ટિએ બહુચરાજીનું આધુનિક મંદિર અને ત્યાંથી ચાર પાંચ ગાઉ દૂર આવેલું મોઢેરાનું પ્રાચીન મંદિર સરખાવવાથી આપણી કળાની વર્તમાન સ્થિતિનો બરાબર ખ્યાલ આવશે. બહુચરાજીના સ્થાનની વ્યવસ્થા હાલમાં ગાયકવાડ સરકાર તરફથી થાય છે. બહુચરાજીના દેવાલય પાસે જ માનસરોવર છે. એ સરોવરમાં નહાવાથી છોકરી છોકરો થઈ ગઈ એવી દંતકથા ચાલે છે. પણ હવે તો લોકો નિર્ભય રીતે આ સરોવરમાં નાહીને માતાજીના દર્શન કરવા જાય છે. મંદિર પાસેજ અનેક ધર્મશાળાઓ છે, તેમાં યાત્રાળુઓ ઊતરે છે. મંદિરના આશ્રિત જેવા પાવૈયાઓ પણ અહીં પુષ્કળ જોવામાં આવે છે.

બહુચરાજીનું મૂળ સ્થાન ગણાતું શંખલપુર અહીંથી બહુ દૂર

નથી. અને એ ગામની બહાર વાડીમાં માતાજીનું સ્થાન છે. સ્થાનમાં ખાસ કાંઈ નથી.

### આશાપુરી

ગુજરાતના જુદા જુદા ભાગમાં જુદા જુદા નામથી માતા પૂજાય છે અને કુલદેવી તરીકે જેનાં દર્શને જીંદગીમાં એક વખત જવું જ પડે એવું હોય તેનું સ્થાન બહુ દૂર ન હોવું જોઈએ, એ કારણથી કદાચ જુદા જુદા વિભાગના મધ્યમાં આશાપુરી બીરાજે છે. પેટલાદ પાસે ધર્મજ અને પીપળાવ એ બે ગામો જોડાજોડ છે. તેમાં પીપળાવ ગામની ભાગોળે મોટું તળાવ છે અને તળાવને કિનારે આશાપુરી માતાનું વિશાળ મંદિર છે. ઘણી નાતોની આશાપુરી કુળદેવી છે. અહીં માઘ મહિનામાં સંઘ આવે છે ત્યારે ભવાઈ થાય છે. ઘણા લોકો પોતાના છોકરાઓની બાધા અહીં ઉતરાવે છે. ભાદરવા સુદ આઠમે અહીં મોટો મેળો ભરાય છે. દર શનિવારે આસપાસનાં ઘણાં ગામોથી અહીં યાત્રાળુઓ આવે છે.

### બરડાનાં આશાપુરી

નવાનગર રાજ્યની દક્ષિણે જેઠવાઓનું પ્રાચીન પાટનગર ઘૂમલી છે. બરડાને એક છેડે બરડાની છાયામાંજ ભાણવડથી દક્ષિણે ચાર માઈલ ઉપર બરડાની એક ખીણને બન્ને છેડે પ્રાચીન ખંડેરની નિશાનીઓ છેક ઉપર શિખર સુધી જોવામાં આવે છે અને શિખર ઉપર તો એક કાળે કિલ્લો હશે એવું દેખાય છે. આ કિલ્લામાં કેટલાક મકાનોની દિવાલો અત્યારે પણ ઊભી છે. અલબત્ત એમાં વસ્તી તો જંગલી જનાવરોનીજ છે. બરાબર શિખરને મથાળે આશાપુરી માતાનું મંદિર છે. આશાપુરી જાડેજાઓની કુળદેવતા ગણાય છે; એ યાદ રાખવા જેવું છે.

પોરબંદરી પરંપરા પ્રમાણે જેઠવાઓ પહેલાં શ્રીનગરમાં રાજ્ય કરતા હતા. શ્રીનગર પોરબંદરથી નજીક જ છે. પછી મોરબી અને છ પેઢી પછી ઘૂમલીને રાજધાની કરી. જેઠવાઓની પૂરી જાહોજલાલી વખતે ઘૂમલી રાજધાની, એટલે એની શોભા દિનપ્રતિદિન વધતીજ ગઈ. પણ સંવત ૧૩૬૯ (ઇ. સ. ૧૩૧૩)માં સિંધમાંથી આવેલા લશ્કરે આ સુંદરશહેરને ભાંગ્યું, ઘૂમલી ભાંગતાં જેઠવાઓ છાયામાં ગયા, અને છાયામાંથી હાલનું પોરબંદર થયું. ઈ. સ. ૧૮૮૨માં કર્નલ ટોડે ઘૂમલી

જોયું હતું; અને ૧૮૩૭માં કેપ્ટન લી. જેકબ સાહેબે જોયું હતું. એ વખતે એટલું જંગલ ઊગી નીકળ્યું હતું કે મકાનોની નિશાનીઓ મેળવવી મુશ્કેલ પડતી હતી, છતાં એ વખતે જેટલી નિશાનીઓ દેખાતી હતી, તેટલીએ અત્યારે નથી. ફરતા કોટના પથરાઓમાંના ઘણા ઊપડી ગયા છે. એ દરવાજામાંનો એક પહેલાં થોડો ઊભો હતો તે હવે નથી.

અત્યારે જે છે તેમાં નવલખાનું સૂર્યમંદિર છે. ખંડેરની મધ્યમાં આ મંદિર છે. પ્રાચીન કળાના નમૂનારૂપ આ સુંદર અને ભવ્ય મંદિર છે. ૧૫૦ ફીટ લંબાઈની અને ૧૦૨ ફીટ પહોળાઈની ઊભણીવાળા આંગણામાં વચ્ચે મંદિર છે. મંદિરને ફરતો કોટ અદશ્ય થઈ ગયો છે અને પ્રવેશદ્વારનાં પગથિયાં અને તોરણના થાંભલાના નીચેના કટકા રહ્યા છે. મંડપના ઊંબરથી તે ગર્ભગૃહ પાછળની પ્રદક્ષિણાની પીઠ સુધીની મંદિરની પોતાની લંબાઈ ૬૭ ફીટ અને ૮ ઇંચ છે. અને મંડપના ઉત્તર અને દક્ષિણ દ્વારની વચ્ચેની પહોળાઈ ૫૫ ફીટ અને ૭ ઇંચ છે. મંદિર પોતે આંગણાંથી સારી પેઠે ઊંચું છે; અને ત્રણે દ્વારમાં પેસવા માટે પગથિયાં ચડવાં પડે છે. મંડપ બે થાળનો છે અને વચ્ચે ૨૨ મોટા અને આસપાસ ૩૦ નાના થાંભલા ઉપર છત રહેલી છે. મંડપનો વચલો સ્વચ્છ ચોક ૨૯ ફીટ ચોરસ છે. આની પશ્ચિમ દિશામાં ગર્ભગૃહ છે. અને બાકીની ત્રણે દિશાઓમાં પોર્ટીકો છે. ગર્ભગૃહ અંદરથી ૯ ફીટ, એક ઇંચ ચોરસ છે. અને તેના ઉપર ઘૂમટ છે. આ મંદિરમાં જે લિંગ હતું તે પોરબંદરના કેદારનાથના મંદિરમાં છે, એમ કહેવાય છે. ગર્ભગૃહને ફરતો ત્રણ ફીટ પહોળો પ્રદક્ષિણા માર્ગ છે. સામાન્ય કદના ચૂનાના પથ્થરનું આ મંદિર બાંધેલું છે. મંડપના વચલા અષ્ટકોણ ઉપર માળ છે, પણ ત્યાં જવાનો રસ્તો દેખાતો નથી. બહારથી લાકડાંનો દાદર મૂકીને જવાતું હોય તો જુદી વાત. બીજા માળના થાંભલા ઉપરનાં કીર્તિમુખો જુદા જુદા આકારનાં છે. મંડપના થાંભલાઓ ઉપર મૂર્તિઓ કોતરેલી છે, પણ આ મંદિરમાં મુખ્ય ધ્યાન ખેંચનાર તો બહારના ભાગનું કોતરકામ છે. મોઢેરાનું સૂર્યમંદિર વગેરે પ્રાચીન મંદિરોના બહારના ભાગમાં જે રીતે નીચેથી એક પછી એક હારમાં પશુઓ, પક્ષીઓ, માણસો અને દેવ-દેવીઓ વગેરે કોતરેલાં જોવામાં આવે છે, તેજ રીતે આમાં પણ

કોતરેલાં જોવામાં આવે છે. શિવપુરાણની કથાઓના પ્રસંગો આલેખેલા જોવામાં આવે છે. એટલે મંદિર શૈવ હોવું જોઈએ, એટલું નક્કી લાગે છે. અલબત્ત બહુ નહીં પણ ક્યાંક ખૂણાઓમાં કામશાસ્ત્રનાં ચિત્રો છે અને અન્યત્ર રાજપૂત પુરુષોનાં દાઢીવાળાં ચિત્રો છે. ટૂંકામાં મોઢેરા સાથે સરખાવી શકાય એટલું સુંદર કોતરકામ નથી, પણ મધ્યકાલીન શૈલીનો સારો નમૂનો છે. આ શિવાય આસપાસ પુષ્કળ કોતરેલા પથરા પડયા છે, પણ ક્યાંય લેખ જોવામાં આવ્યો નથી, કે મંદિરના સમય માટે અનુમાન કરી શકાય એવું સાધન બર્જેસ વગેરે તજ્જ્ઞ પંડિતોને મળ્યું નથી. પણ સ્થાપત્ય શૈલી ઉપરથી એ દશમા કે અગિયારમા શતકના પૂર્વાર્ધનું નહીં પણ ૧૧ માના ઉત્તરાર્ધનું કે બારમાની શરૂઆતનું હોવું જોઈએ એમ બર્જેસ કહે છે. (પા. ૧૮૧) આ મંદિરની દક્ષિણપશ્ચિમે થોડા વારને છેટે જેને ટોડે ગણપતિનું મંદિર ધારેલું અને જેકબે હનુમાનનું ધારેલું તેના પથરાઓ પડયા છે. એની અત્યારની સ્થિતિમાં એ મંદિર કયા દેવનું હશે એ કહી શકાય તેમ નથી; વચ્ચે ગાબડાં પડેલું દ્વાર વગરનું અને ત્રણ કે ચાર થાંભલા એટલું બર્જેસે જોયેલું, પણ એની શૈલી ઉપરથી એ પ્રાચીનતર–સોન કંસારીના મંદિરની હારનું આઠમા અથવા નવમા શતકથી અર્વાચીન ન હોવું જોઈએ. આની પૂર્વમાં જેઠાણી વાવ નામની એક પ્રાચીન ઢબે બાંધેલી વાવ છે, પણ તેયે તૂટી ગઈ છે અને તેના પથરા ઊપડી ગયા છે. આ વાવમાંના એક પથરા ઉપર તૂટેલો લેખ છે તેમાં સંવત ૧૩૯૩ છે. આવી ભવ્ય વાવ કોઈ રાજાએજ બંધાવી હોવી જોઈએ અને આ તારીખ ખરી હોય તો ઘૂમલીનો નાશ તે પછી થયો હોવો જોઈએ. કારણ કે જેઠવાઓએ ઘૂમલીને ફરી વસાવવાનો તો પ્રયત્નજ કર્યો નથી. મતલબ કે ૧૩૬૯ માં ઘૂમલીનો નાશ થવાની ચાલતી આવતી દંતકથા યથાર્થ નથી લાગતી. એટલું ખરું કે ૧૩૮૩ પછી થોડા વખતમાં ઘૂમલી પડયું હશે. આખા પ્રદેશ ઉપર નાનાં નાનાં મંદિરના ખંડેરોના ઢગલા પડયા છે. આ બધા બારમાતેરમા શતકનાં મંદિરો હશે. ઉપર ચડતાં જ્યાંથી આસપાસ બધે નજર પડી શકે એવા ઊંચા સ્થળ ઉપર ત્રણ જૂનાં મંદિરો છે. આમાંનું પહેલું વૈષ્ણવ મંદિર હશે. એનું માત્ર ગર્ભગૃહ ઊભું છે. આના દ્વારના ભરોટિયા ઉપર વિષ્ણુ વગેરેની મૂર્તિઓ છે. સામે મંડપના થાંભલા ઊભા છે.

એની પાસે બીજું મંદિર છે. એની સામે મંડપ હતો. અત્યારે શિખર અને મંડપના ચાર થાંભલા છે, પણ શિખર તદ્દન ખંડેર થઈ ગયેલું હોવા છતાં ચૈત્ય બારી શૈલીનું હતું એટલું દેખાય છે. અને આ શૈલી આઠમા શતકથી અથવા તેથીયે પહેલાંથી તે ૧૦ મા અથવા ૧૧ મા શતક સુધી પ્રચારમાં હતી. ટેકરીના છેક શિખર ઉપર આશાપુરી માતાનું મંદિર છે. આની આસપાસ જૂનાં ઘરોની તૂટેલી દિવાલો દેખાય છે. અને ફરતી કિલ્લાની જાડી દિવાલ છે. આ કિલ્લાનો રામપોળ દરવાજો જે જેકબના વખતમાં ઊભો હતો તે પાછળથી પડી ગયો છે, અને આ દરવાજાની બહાર પાળિયો છે. આમાંના એક પાળિયા ઉપર જેકબે સંવત ૧૧૧૮ વાંચેલ એમ એ કહે છે.

રામપોળની બહાર દેરાણીવાવ છે, અહીંથી ૩૫૦થી ૪૦૦ ફીટ છેટે સોન કંસારીનું મંદિર છે. અને તેના પશ્ચિમ છેડા ઉપર વીશેક નાનાં નાનાં મંદિરો છે. પણ આ બધાં નવલખા કરતાં જૂનાં આઠમાથી દશમા શતક સુધીનાં છે. ઘણાંખરાં પડી ગયાં છે પણ એમાંનાં જે જળવાઈ રહ્યાં છે તેમાંનાં એક મોટા વૈષ્ણવ જણાતા મંદિરના મંડપમાં ચાર થાંભલા ઊભા છે, મંડપમાં એક વિષ્ણુની ૪ાા ફુટ ઊંચી મૂર્તિ છે, જે રાજકોટના કે મુંબઈના મ્યુઝીઅમમાં લઈ જવા જેવી છે એમ બર્જેસ કહે છે. મુંબાઈની રોયલ એશીઆટિક સોસાયટીના મ્યુઝીઅમમાં જે ત્રિમૂર્તિ જેકબે રાખેલી હતી તે આ મંદિરોમાંથી મળેલી હતી.

ઘૂમલીથી ઉત્તરે ગોપ નામનું ગામડું છે. તેની દક્ષિણપશ્ચિમે પાસે જ ગોપ નામની ટેકરી છે. એની પૂર્વમાં જૂનું ગોપ છે, આ જૂનું ગોપ કોઈ કાળે મોટું શહેર હશે, આમાં એક જૂના મંદિરનું ખંડેર બર્જેસે જોયું હતું; જેની રચના ઉપરથી તથા એના એક પથરા ઉપર કોતરાયલા બરાબર અર્થ ન સમજાતા અક્ષરો ઉપરથી એ ઘણું જૂનું જણાય છે. બર્જેસના ધારવા પ્રમાણે આ જૂના ગોપનું મંદિર કાઠિયાવાડમાં જૂનામાં જૂનું-છઠ્ઠા શતકનું કે તેથી પણ જૂનું મતલબ કે ગુપ્ત કાળનું હોવું જોઈએ.

### બીલેશ્વર અને કીલેશ્વર

બરડાનાં પ્રાચીન સ્થાનોમાં બીલેશ્વર અને કીલેશ્વર પણ જોવા જેવાં છે, અને બીલેશ્વર તો હજી એક રીતે તીર્થસ્થાન છે. પોરબંદર

જતી ગાડીમાં સખપર સ્ટેશને ઊતરી ગાડામાં બેસી બીલેશ્વર જવાય છે. આ સ્થળ બરડાની શરૂઆતમાં જ આવેલું છે, એટલે ખાસ ચઢાવ ચડવો પડતો નથી. તેમ સ્ટેશનથી ચાર પાંચ માઈલ કરતાં વધારે દૂર નથી.

બીલેશ્વર પ્રાચીન તીર્થ સ્થળ છે. ભગવાન શ્રીકૃષ્ણે એ સ્થળે તપશ્ચર્યા કરીને શિવને પ્રસન્ન કર્યા હતા એમ પુરાણો કહે છે, પણ મંદિરની બાંધણી ઉપરથી બીલેશ્વરનું મંદિર હજાર વર્ષ ઉપરનું છે એમ તજ્જ્ઞો માને છે. આસપાસ છેટે છેટે નાના નાના ડુંગરાઓની વચ્ચેથી બીલેશ્વરી નદી ચાલી જાય છે. આ નદી છે તો ઝરણ અને એમાં ચોમાસા સિવાય ભાગ્યેજ પાણી રહેતું હશે, પણ લોકો એને નદી કહે છે અને મંદિરની સાથે જ બાંધેલો ઘાટ છે, ત્યાં પાણી હોય ત્યારે નાહીને મંદિરમાં દર્શન કરે છે.

બીલેશ્વર ગામમાં તો કાંઈ નથી. જે છે તે બીલેશ્વરનું મંદિર જ છે. મંદિરની આસપાસ વિશાળ આંગણું અને ફરતો કોટ છે. આગળ માઢમેડીવાળો દરવાજો છે. જૂના કાળમાં અહીં પણ પાશુપત આચાર્યનું જોર હોય તો સંભવિત છે. બીલેશ્વરનું શિવલિંગ ઘણું મોટું કાળા પથ્થરનું જોવા જેવું છે. આ લિંગ આખું નથી પણ ફાટેલું છે. અને લોકો કહે છે કે મહમદે મંદિર તોડયું અને લિંગ ભાંગવા માંડયું ત્યાં અંદરથી ભમરાઓ નીકળ્યા અને મહમદનું લશ્કર ભાગી ગયું. આવી દંતકથાઓ શ્રદ્ધાળુ લોકોમાં ઘણા સ્થળ માટે પ્રચલિત છે, તેથી આ લિંગ મૂળથી જ આવું અણઘડ છે કે પાછળથી તૂટેલું છે એ કહેવુ પણ મુશ્કેલ છે.

શ્રાવણ મહિનાના સોમવારોએ બીલેશ્વરમાં મેળો ભરાય છે જેમાં આસપાસના ઘણા લોકો આવે છે.

બીજું સ્થળ કીલેશ્વરનું છે. કીલેશ્વરનું મૂળ સ્થળ પ્રાચીન છે. છેક જામનગરથી અને મોડપરથી સીધું આવી શકાય અને ખાસ ડુંગર ઓળંગવો ન પડે એવી રીતે સપાટ પ્રદેશની નજીક જ પણ ચારે તરફ ઊંચા પર્વતોથી ઘેરાયેલું કીલેશ્વરનું મેદાન છે. બીલેશ્વરનું સ્થાન પોરબંદર રાજ્યની હદમાં છે. ત્યારે કીલેશ્વરનું જામનગર રાજ્યની હદમાં છે.

કીલેશ્વરની એક તરફ જામનગરના બરડાનું ઊંચામાં ઊચું

આભપરાનું શિખર દેખાય છે. ત્યારે બીજી તરફ પોરબંદરનો હડિયો આવી રહ્યો છે. જે એક તરફ થોડો ખુલ્લો ભાગ છે તે રસ્તે છેક જામનગરથી મોટર ચાલી શકે એવો ૩૦ ગાઉનો રસ્તો જામ સાહેબે બાંધ્યો છે. ચારે તરફ ઊંચાં ઊંચાં વાદળાંઓથી ઘેરાયલાં શિખરો વચ્ચે ઝીણી લીટી જેવી દેખાતી ઝરા અને લીલાંછમ ઝાડોથી ખીચોખીચ ભરેલા પડધારાની વચ્ચે નાનું સપાટ મેદાન કુદરતી રીતે રમણીય અને આકર્ષક લાગે છે.

આ સ્થળની કુદરતી રમણીયતાથી આકર્ષાઈને પ્રાચીન ભક્તિભાવવાળા લોકોએ ત્યાં એક તરફના ડુંગરને અડીને ફીલેશ્વરી નદીના કાંઠા ઉપર જ એક શિવમંદિર બાંધ્યું હતું. દંતકથા તો એ મંદિરને પાંડવોના વખતનું ગણે છે. અને જામશ્રી રણજીતસિંહે એ મંદિરનો જીર્ણોદ્ધાર કરી ચોડેલી તખ્તીમાં આ દંતકથાનો ઉલ્લેખ કર્યો છે. પણ એ અને એવી બીજી દંતકથાઓમાં કશું ઐતિહાસિક તત્ત્વ નથી એ પ્રસિદ્ધ છે. પણ બીલેશ્વરના મંદિરના કાળનું આ ફીલેશ્વર હોય તો પણ જૂનું ગણાય. પણ બીલેશ્વરનું મંદિર અખંડિત ઊભું છે જ્યારે ફીલેશ્વરનું મંદિર તો ઘણા વખતથી સાવ ખંડેર થઈ ગયેલું. પચાસેક વર્ષ પહેલાં બરડાની મુસાફરીએ ગયેલા સદ્‌ગત પ્રાણશંકર પ્રેમશંકર પટ્ટણી લખે છે કે "દેવળ ઘણું પ્રાચીન અને પડી ગયેલું હતું. તેનું મુખ પશ્ચિમ દિશા તરફ હતું, મહાદેવનું લિંગ અપૂજિત જણાતું હતું." હાલમાં એ ખંડેરનો જીર્ણોદ્ધાર કરી નવું હાલની ઢબનું મંદિર જામ સાહેબે બંધાવ્યું છે, અને તેમાં નવા લિંગની સ્થાપના કરી છે, અને એમણે જ એની પૂજાની પણ વ્યવસ્થા કરી છે. પણ આ મંદિરથી આ સ્થળની ખ્યાતિ તો પ્રાચીનકાળમાં હતી. આ કાળમાં તો જામશ્રી રણજીતસિંહજીના ગિરિભવનથી આ સ્થળની ખ્યાતિ છે. જામ સાહેબે પોતાને અને પોતાના રાજવી પરોણાઓને સુખપૂર્વક રહેવા લાયક સગવડવાળાં મકાનો બાંધ્યાં છે. જ્યાં એક વખત ૫૦ કુટુંબોનો નેસમાત્ર હતો તે સ્થળે નેસ ઊડી ગયો છે, અને આસપાસ સુંદર બગીચાઓવાળો બંગલો અને બીજાં માણસોને રહેવા માટે પાકાં મકાનો બંધાયાં છે.

મંદિરની બાજુમાંથી ફીલેશ્વરી નદી વહે છે. તેને પાક્કા નીચે દરવાજાવાળો બંધ બાંધીને એક બાજુ પાણી રોકવાની યોજના કરી

છે. અને આ બંધ જ મંદિરમાં જવા માટે પૂલની ગરજ સારે છે. આ તળીમાં જ એક પાતાળ કૂવો ખોદાવી તેના ઉપર પંપ મૂકી બંગલામાં તથા બગીચામાં નળની યોજના કરી છે. મારા ધારવા પ્રમાણે વીજળીની તથા જામનગરથી ટેલીફોનની ગોઠવણ પણ કરેલી છે. પચ્ચીસ વર્ષ પહેલાં ડુંગરની મધ્યમાં આવેલું આ સ્થાન જેણે જોયું હોય તે આજે જુએ તો આશ્ચર્યચકિત થાય એમાં નવાઈ નથી. જો કે હમણાં હમણાં જામ સાહેબને આ સ્થળ કરતાં સમાણા વધારે ગમ્યું જણાય છે.

## પોરબંદર

પોરબંદર શહેર ધોળા પોરબંદરી પથરાઓથી બાંધેલું હોઈને આખું શ્વેત લાગે છે. એ પ્રાચીન સુદામાપુરી છે એમ કહેવાય છે, પોરબંદરના રાણાઓની દોઢસો વર્ષથી એ રાજધાની છે એ ઉપર કહ્યું છે. આ શહેરમાં લગભગ ૧૯ હજાર માણસની વસ્તી છે, બહાર કમાણી કરી આવીને મેમણો, ભાટિયા, લુહાણા વગેરે પોરબંદરમાં પોરબંદરના જ દૂધ જેવા ધોળા ચૂનાના પથ્થરનાં મોટાં મોટાં મકાનો બાંધે છે. જો કે આ મકાનોમાં વસ્તી ભાગ્યે જ જોવામાં આવે છે.

સુદામાપુરી તરીકે પોરબંદર પણ તીર્થસ્થાન ગણાય, પરંતુ બાવાઓ સિવાય બીજાઓ તીર્થ તરીકે ત્યાં ભાગ્યે જ જાય છે, સુદામાપુરી નામને સાર્થક કરતું એક સુદામાજીનું મંદિર પણ છે. હાલના મંદિરનો જીર્ણોદ્ધાર થોડાં વર્ષો ઉપર જ થયો છે. બીજાં જૂનાં મંદિરોમાં કેદારનાથનું મુખ્ય છે. આ કેદારનાથને સુદામાજી સાથે લેતા આવ્યા હતા એમ કહે છે. આ સિવાય બીલેશ્વર મહાદેવનું મંદિર, હિંગળાજ માતાનું મંદિર ગાયત્રી તથા બીજા નાનાં મંદિરો છે. પણ બધાં આધુનિક છે. માત્ર ખાડીમાં પોરવાઈ માતાના મંદિરનું એક ખંડેર છે, એ જૂનું છે. આ જીર્ણ મંદિર ૭૦૦-૮૦૦ વર્ષ જૂનું હોવાનો તર્ક તજ્જ્ઞો કરે છે. આ પોરવાઈ માતા અને પોરબંદર એક સમયના હોય એ સંભવિત છે, પણ જેઠવાઓએ રાજધાની કરી તે પહેલાં તો ખારવાઓનાં થોડાં ઝુપડાંવાળું નાનું ગામ હશે.

## માધવતીર્થ

પોરબંદરથી ૪૦ માઈલ ઉપર સમુદ્રને કિનારે માધવપુર નામનું બંદર છે, આ માધવતીર્થમાં બ્રહ્મકુંડ અને શ્રીકૃષ્ણનું

મંદિર છે. આ સ્થળે શ્રીકૃષ્ણે રૂક્મિણી સાથે લગ્ન કર્યું હતું એમ કહેવાય છે. લોકો આને કુંડિનપુર કહે છે, પણ પ્રાચીન કુંડિનપુર વરાડમાં હતું એ પ્રસિદ્ધ છે. માધવરાય અને રૂક્મિણીના મંદિરથી થોડે દૂર મહાદેવનું જૂનું મંદિર છે.

### મૂળદ્વારકા

પોરબંદરથી બાર માઈલ ઉપરે દ્વારકા જવાની સડક પાસે મૂળ દ્વારકા નામનું ગામ છે, અહીં ઘણાં જૂનાં મંદિરો છે.

### કાંટેલા

પોરબંદરથી સાત માઈલ છેટે દરિયાકાંઠા ઉપર દ્વારકાના રસ્તામાં નાનું ગામ છે. ગામની ઉત્તરમાં રેવતીકુંડ છે અને રેવતેશ્વર મહાદેવનું મંદિર છે. અહીંના મહાકાળેશ્વર મંદિરના ઉત્કીર્ણ લેખમાં વિ. સં. ૧૩૨૦માં ગુજરાતના રાજા વીશલદેવે નીમેલા સૌરાષ્ટ્રના સામન્તે દ્વારવતી સ્વામીના માર્ગમાં રેવતીકુંડ સમરાવ્યાનું તથા ત્યાં નવું મંદિર બંધાવી શિવની તથા વિષ્ણુની મૂર્તિ પધરાવ્યાનું લખ્યું છે (જુઓ 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,' આ. ૨. પા. ૩૫૬). એ ઉપરથી દ્વારકા જવાનો આ પ્રાચીન માર્ગ હતો અને કાંટેલા ગામ લગભગ ૮૦૦ વર્ષ જૂનું છે એમ જણાય છે.

# મોઢેરાનું સૂર્યમંદિર

**પ્રાચીન** આર્યોએ ઇન્દ્ર, વરુણ, અગ્નિ, વગેરે દેવો સાથે સૂર્યનાં પણ સ્તોત્રો ગાયાં છે. ઋગ્વેદમાં ઇન્દ્ર, અગ્નિ અને વરુણથી ઊતરતું પણ વિષ્ણુ વગેરે બીજા ઘણા દેવોથી ચઢિયાતું સ્થાન સૂર્યનું છે. ખરી રીતે તો વિષ્ણુ પણ સૂર્યનું જ એક સ્વરૂપ છે, પણ કાલક્રમે આર્યોની ધર્મરુચિ પલટાતાં સૂર્યનો બીજા અનેક દેવો સાથે વિષ્ણુમાં અન્તર્ભાવ થઈ ગયો અને ભારતકાળમાં શિવ અને વિષ્ણુની પૂજા વ્યાપક થઈ જતાં સૂર્ય ભુલાઈ ગયા. માત્ર પ્રાચીન પરંપરાને દૃઢતાથી વળગી રહેનાર બ્રાહ્મણોએ ત્રિકાલસંધ્યા દ્વારા સૂર્યની ઉપાસના જાળવી રાખી. જો કે સંધ્યામાં ઉપયોગમાં આવતા 'ગાયત્રી' વગેરે મંત્રો સુંદર તથા ગંભીર અર્થથી ભરેલા છે. પણ હાલના બ્રાહ્મણોના મોટા ભાગના જીવનમાં આ મંત્રોના પોપટિયા ઉચ્ચારણ સિવાય સૂર્યપૂજાના ચિહ્નરૂપે કાંઇ જીવતું રહ્યું નથી. પણ વચલા કાળમાં ભારતયુગ પછી અને મુસલમાનોના સામ્રાજ્યકાળ પહેલાં, ગુપ્ત સમયમાં તથા તે પછી પણ કેટલાક કાળ સુધી આ દેશમાં ખાસ કરીને પશ્ચિમ હિંદુસ્તાનમાં સૂર્યપૂજા ઘણા જોરથી પ્રચલિત હતી એમ ચોક્કસ જણાય છે. કાઠિયાવાડ ગુજરાતમાં સૂર્યમંદિરોનાં અનેક ખંડેરો શોધખોળ કરનારની નજરે પડે છે.

### સૂર્યદેવનું સ્વરૂપ

કોઈપણ સૂર્યમંદિરની વિશિષ્ટતાનો ખ્યાલ આવવા માટે અહીં અતિશય ટૂંકામાં કહેવાથી મંદિરોનું વર્ણન સમજવું સહેલું પડશે. આદિત્ય, સવિતા, માર્તણ્ડ, મિત્ર, ભાનુ, વગેરે સૂર્યનાં પ્રસિદ્ધ નામો છે. સૂર્ય સાત મોઢાવાળો એક ઘોડો જોડેલા કે સાત ઘોડા જોડેલા રથમાં બેસીને આકાશમાં મુસાફરી કરે છે. એના સારથીનું નામ અરુણ છે. પુરાણોમાં અરુણને લંગડો કહ્યો છે. જુનાં વૈદિક

કાળમાં ૭ ઋતુઓના ૭ આદિત્યો હતા. કોઈ વખત સાત પણ કહ્યા છે. પણ પાછળથી વર્ષના બાર મહિના ઉપરથી બાર આદિત્યો થયા. સૂર્યદેવ વિશે કેટલીક વૈદિક તથા પૌરાણિક કથાઓ પણ છે, પણ એનો વિસ્તાર અહીં અસ્થાને છે.

મોઢેરાનું સૂર્યમંદિર ગુજરાતની પૂરી જાહોજલાલીના વખતમાં બંધાયેલું હોવાથી ઉત્તમ પ્રતિનું છે. અને એના ટૂંકા વર્ણનથી એક કાલે ગુજરાતમાં (પશ્ચિમ હિંદુસ્તાનમાં) સૂર્યપૂજાનો કેવો પ્રચાર હતો તથા સ્થાપત્ય (Architecture) અને શિલ્પકળા (Sculpture)ની કેટલી ઉન્નતિ થઈ હતી એ બેય વાતો વાંચનારના ખ્યાલમાં સ્હેજે આવી જશે.

### મોઢેરાપુર

મોઢેરા નામનું એક નાનું ગામડું વડોદરા રાજ્યમાં પાટણથી દક્ષિણે ૧૮ માઈલ ઉપર એક ધાર ઉપર આવેલું છે. એની આસપાસ બધો સપાટ પ્રદેશ છે. આગળ જતાં રૂપેણ નદીને મળી જતા, પુષ્પાવતી નદી નામથી પ્રખ્યાત એક નાના વોંકળાના ડાબા કાંઠા ઉપર ગામ વસ્યું છે. મોઢેરામાં હમણાં તો થોડાં ઝૂપડાંજ દેખાય છે. પણ એક કાલે આ સ્થળે કોઈ પ્રખ્યાત શહેર હશે એવાં લક્ષણો જોનારને જડે તેમ છે. નદીના કાંઠા ઉપર પશ્ચિમે નીચાણમાં જૂના વજનની ઇંટો તથા કોતરેલા પથરાઓ—મૂર્તિઓ, થાંભલાઓ વગેરેના અવશેષો, જમીન ઉપર બધે પથરાએલા દેખાય છે. ખાસ કરીને નદી પાસેની તથા મહાન સૂર્યમંદિરની આસપાસની જમીન કૃત્રિમ અર્થાત ઇંટોથી બાંધેલી દેખાય છે. અને આ ઇંટો પુરાતન પ્રકારની અને અસાધારણ મોટા કદની છે. આ દેશમાં જૂના કાળમાં ઘણા મોટા કદની ઇંટો વાપરવાનો રિવાજ હતો.

મોઢેરા અથવા મોઢેરાપુર એ મોઢ બ્રાહ્મણોનું મૂળ સ્થાન હતું. અને રામસીતાના લગ્ન પ્રસંગે મોઢ બ્રાહ્મણોને એ કૃષ્ણાર્પણ મળેલું એવી દંતકથા મોઢેરામાં ચાલે છે. મોઢ બ્રાહ્મણો મોટે ભાગે મોઢ વાણિયાઓનું ગોરપદું કરે છે. અમદાવાદ તથા ખેડા જીલ્લામાં તેઓની મોટી વસ્તી છે. સાધારણ રીતે ઘણી જ્ઞાતિઓનાં નામો મૂળ વતન ઉપરથી પડેલાં છે. એ રીતે મોઢેરાના વતની તે મોઢ એમ માનીએ તો કાંઈ ખોટું નથી. અને જૈનોના મહાન

આચાર્ય હેમાચાર્ય ( વિ. સં. ૧૧૪૫થી ૧૨૨૯ )નાં માબાપ ધંધુકાનાં મોઢ હતાં. એ ઉપરથી એક હજાર વરસ પહેલાં મોઢેરા મોટું શહેર હોવું જોઈએ, અને ત્યાંના વતનીઓ બીજે જતાં પોતાને મોઢેરાના વતની–મોઢ તરીકે–ઓળખાવવા ઇચ્છે એટલું તે પ્રખ્યાત હોવું જોઈએ એમ સાબિત થાય છે. મોઢ જ્ઞાતિઓની ઉત્પત્તિની હકીકત ગમે તેમ હોય પણ જૂના કાલમાં મોઢેરા સૂર્યપૂજકોનું એક મોટું તીર્થ-સ્થાન હતું એટલું તો ચોક્કસ.

આ મોટું શહેર પહેલવહેલું કયારે વસ્યું તથા છેવટ કયારે ભાંગી પડ્યું એ ચોક્કસ જાણવામાં નથી; પણ હાલમાં એની એક વખતની જાહોજલાલીની નિશાની રૂપે એક સૂર્યમંદિરનું ખંડેર તથા એક જીર્ણ તળાવ નજરે પડે છે. ગામની પશ્ચિમે આ તળાવ છે. તળાવ મોટું છે, અને એક કાલે એની બધી બાજુએ પગથિયાં બાંધેલાં હશે તથા એની ફરતાં કદાચ મંદિરો હશે એમ લાગે છે. પણ આ જીર્ણ તળાવના પગથિયાંના તથા જે મંદિરો એની આસ-પાસ હશે તેના પથરાઓ પણ ઘણા વખત પહેલાં લઈ જવામાં આવ્યા છે. આ તળાવના ઈશાન ખૂણામાં હિન્દુ બાંધણીની તથા સમાનાન્તરે ૧૮ થાંભલાઓવાળી એક મસ્જિદ છે. આ મસ્જિદથી જરા આગળ પશ્ચિમમાં જતાં સૂર્યમંદિર દેખાય છે. મંદિરની આગળ એક લંબગોળ કુંડ છે. મંદિરનું સ્થલ પણ સુંદર લાગે છે. આ ભવ્ય મંદિર સૂર્યનું હતું એમાં કાંઈ શંકા નથી; અને અત્યારે જીર્ણ ખંડેર જેવી સ્થિતિમાં પણ આવાં ખંડેરોમાં ભાગ્યે જ દેખાતી ભવ્ય રમણીયતા આ મહાન મંદિરમાં દેખાય છે. ઉત્તર ગુજરાતમાં પ્રાચીન બાંધ-કામના આથી વધારે સુંદર કે આકર્ષક કોઈ અવશેષ નથી. ઝાલાવાડમાં થાન પાસે એક પ્રાચીન સૂર્યમંદિર છે, આખા પશ્ચિમ હિંદુસ્થાનમાં એ એકજ કદાચ આ મોઢેરાના સૂર્યમંદિર સાથે સરખાવી શકાય એવું છે. આ ભવ્ય મંદિરની મૂર્તિઓનાં નાક, કાન ભાંગી નાખીને જ મુસલમાનોને સંતોષ થયો નથી પણ તેઓએ જમીનમાં સુરંગ ખોદી એમાં દારુની કોથળીઓ ભરી મંદિરના શિખરને ઉડાડી દીધું છે એમ કહેવાય છે.

### મંદિરનો સમય અને સૂર્યપૂજાનો પ્રચાર

વૈદિક સમયમાં આર્યો, ઇન્દ્ર, અગ્નિ સાથે સૂર્યને પણ પૂજતા

એ ઉપર કહ્યું છે. ભારતકાલમાં વિષ્ણુ અને શિવમાં બધા વૈદિક દેવો સમાઈ ગયા એટલે સૂર્યપૂજા કેવળ સંધ્યોપાસનમાં રહી પણ ઈ. સ. ચોથાપાંચમા શતકમાં આ દેશમાં હૂણો વગેરે અનેક પરદેશી જાતિઓ દાખલ થઇ, અને એ વખતે આપણા હીંદુ સમાજનો જીવનપ્રવાહ જીવતો વહેતો હોવાથી એમાં ભળી ગઈ. એ જૂની ભેળસેળ વખતે અહીંના હીંદુઓ તથા એ પરદેશીઓ વચ્ચે રિવાજોનો પુષ્કળ વિનિમય થયો, પરિણામે આ પરદેશીઓએ ચાર વર્ણુમાંથી પોતાને અનુકૂલ વર્ણ તથા શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન વગેરે ધર્મોમાંથી રુચતો ધર્મ પણ સ્વીકાર્યો. એથી ઊલટું અહીંના હીંદુઓએ પરદેશીઓનાં કેટલાંક ધર્મતત્ત્વો સ્વીકાર્યાં. સૂર્યપૂજા પણ આ રીતે ચોથાપાંચમા શતકમાં આ દેશમાં દાખલ થઇ જણાય છે. અને વૈદિક કાળમાં સૂર્યપૂજા પોતાનામાં હોવાથી આપણા પૂર્વજોને આ પરદેશીઓની સૂર્યપૂજાના સ્વીકારમાં પરધર્મનો સ્વીકાર નહિ લાગ્યો હોય છતાં સૂર્યપૂજાનું વિદેશીપણું છૂપું રહેતું નથી.

વરાહમિહિર (ઈ. સ. છઠ્ઠું શતક) કહે છે કે સૂર્યના પૂજારીઓ મગ બ્રાહ્મણો હોવા જોઇએ ('બૃહત્સંહિતા' ૬૦–૧૯) વળી સૂર્યની મૂર્તિ કેવી હોવી જોઈએ તેનું વર્ણન કરતાં એજ ગ્રન્થકાર કહે છે કે "સૂર્યની મૂર્તિનાં નાક, કપાળ, જંઘા, સાથળ, ગાલ અને છાતી ઊંચાં હોવાં જોઈએ, એનો પહેરવેશ ઉત્તર દેશના રહેવાશી જેવો જોઇએ, છાતી ઉપર માલા, કાનમાં કુંડળ અને કેડ ઉપર કંદોરો (**वियङ्ग**)[1], સૂર્યની મુખાકૃતિ, સફેત કમલના ગર્ભ જેવી સુંદર અને ચહેરો હસતો તથા શાંત અને માથે રત્નખચિત મુકુટ, આવી સૂર્યમૂર્તિ બનાવનારને સુખકર નીવડે છે."

'સૂર્યપૂજારીઓ મગ[2] બ્રાહ્મણો' તથા 'સૂર્યમૂર્તિનો પહેરવેશ

---

૧. આ વિયંઙ્ગ શબ્દ જરા વિચિત્ર છે. બાકત્રીઆના આવ્યોંઘ (Auvyao ngha) શબ્દને મળતો લાગે છે, એ પણ સૂચક છે.

૨. સૂર્યના પૂજારી બ્રાહ્મણોનું 'મગ' નામ વિચિત્ર છે. એ નામ પરદેશી જેવું ખરી રીતે ઇરાની માજી (magi)ને મળતું કે એ ઉપરથી નીકળેલું લાગે છે. વળી ભિન્નમાલમાં એક જૂનાં સૂર્યમંદિરનું ખંડેર છે. તથા એ ગામમાં ઓસવાળ વાણિયાના ગોર સેવક નામના બ્રાહ્મણોનાં કેટલાંક ઘરો છે. આ લોકોની આકૃતિ જરા વિચિત્ર રીતે જુદી પડે છે. આ લોકો જૂના મગ બ્રાહ્મણોમાંથી

ઉત્તરવાસીઓ જેવો ', વગેરે સૂચનાઓ તથા અત્યારે મળી આવતી જૂની સૂર્યમૂર્તિઓના પીંડી સુધી પહોંચતા પરદેશી જોડાઓ સૂર્યપૂજાનું મૂલ પરદેશીપણું સ્પષ્ટ દર્શાવે છે. 'શિવ, વિષ્ણુ વગેરે બીજા દેવોની મૂર્તિઓના પગમાં જોડા નથી હોતા એ ધ્યાનમાં રાખવા જેવું છે. આ દેશમાં જે વખતે સૂર્ય મંદિરો ઉભાં થતાં દેખાય છે તે વખતે દુનિયામાં બીજે પણ સૂર્યપૂજાનો જબરો પ્રચાર હતો. ઈ. સ.ના આરંભમાં ગ્રીસમાં તથા પશ્ચિમમાં સૂર્યપૂજાનો બહોળો પ્રચાર હતો. પૉસેનીયસ (ઇ. સ. ૧૭૦) સૂર્યપૂજાનાં સ્થાનોનો ઉલ્લેખ કરે છે. ઓરેલીયસે રોમમાં એક ભવ્ય સૂર્યમંદિર બંધાવ્યું હતું. તથા પામીરમાં પોતાના સૈનિકોએ ઈ. સ. ૨૭૩માં જમીનદોસ્ત કરેલાં સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરવાની આ પાદશાહની ઘણી ઇચ્છા હતી.

મોઢેરાના સૂર્યમંદિરના સમય પહેલાં ઘણા વખતથી આ દેશમાં પશ્ચિમ હિંદુસ્તાનમાં ખાસ કરી સૂર્યમંદિરો ઊભાં થવા લાગ્યાં હતાં. ઇ. સ. ૪૩૭માં રેશમ વણનારાઓના એક ગણે દશપુર (માળવાનું દશોર)માં એક સૂર્યમંદિર બાંધ્યું હતું અને ૪૭૩માં એને સમરાવ્યું હતું. આ ગણ લાટથી દશપુર ગયો હતો. (જુઓ દશપુરનો લેખ ઇ. એ. વો ૧૫, પા. ૧૩૬). કાશ્મીરના લલિતાદિત્ય મુક્તાપીડે ઈ. સ. આઠમા શતકના પહેલા ભાગમાં કાશ્મીરમાં પ્રખ્યાત માર્તંડ (સૂર્ય) મંદિર બંધાવ્યું હતું, એમ રાજતરંગિણીમાં કહ્યું છે. આ મંદિરનો ભગ્નાવશેષ હજી ઊભો છે; અને પોતાની પ્રાચીન ભવ્યતાની છાયા દેખાડે છે. સાતમા શતકમાં યુવાનચંગ મુલતાનમાં સૂર્યનું એક પ્રખ્યાત મંદિર હોવાનું કહે છે. અને ૧૧મા શતકમાં અલબેરૂની એ જ મંદિરની નોંધ કરે છે. મુલતાનનો સૂર્યમૂર્તિ સોનાની હતી એમ યુવાનચંગે લખ્યું છે, જ્યારે અલબેરૂની કહે છે કે મૂર્તિ લાકડાની હતી તથા ઉપર ચામડું ઓઢાડયું હતું. એની પૂજા મગ બ્રાહ્મણો કરતા તથા એ સ્થળે સામ્બપુર યાત્રા નામનો મેળો ભરાતો એમ અલબેરૂની કહે

ઊતરી આવેલા લાગે છે. જો કે તેઓ હાલમાં વૈષ્ણવ છે પણ પહેલાં સૂર્યપૂજક હતા. એઓની ઉત્પત્તિ 'સૂર્યપુરાણ'માં કહી છે એમ તેઓ માને છે. સૂર્ય તથા ભવિષ્યપુરાણમાં આ સેવકોને શક લોકોના દેશમાથી ગરુડ લઈ આવ્યા તથા તેઓ અગ્નિ તેમજ સૂર્યના પૂજક હતા એમ કહ્યું છે એ યાદ રાખવા જેવું છે. ('બોમ્બે ગેઝેટીઅર,' . ૧, ભા. ૧, પા. ૪૬૫.)

છે. (જુઓ સચાઉકૃત 'અલબેરૂનીઝ ઇન્ડિઆ') યુવાનચંગે કનોજમાં પણ એક સૂર્યમંદિર હોવાનું કહ્યું છે. કચ્છમાં કંથકોટમાં એક જૂનું સૂર્યમંદિર છે અને સોરઠની દક્ષિણે પ્રાચીકુંડ પાસે ભિન્નમાલ તથા મોઢેરાના માપનું એક બીજું સૂર્યમંદિર છે. વળી એલાપુરની ભાજાની તથા ખંડગિરિની ગુફાઓમાં સૂર્યની મૂર્તિઓ છે. આ બધાં ચિન્હો ઈ. સ. ચોથાપાંચમા શતકથી ઇ. સ. અગિઆરમા બારમા શતક સુધી સૂર્યપૂજાનો આ દેશમાં ઘણો પ્રચાર હતો એમ બતાવે છે.

## મોઢેરાના સૂર્યમંદિરનો સમય

મોઢેરાનું સૂર્યમંદિર એની રચનાના તથા કલાના પ્રકાર ઉપરથી ઇ. સ. ૧૧મા શતકનું–અર્થાત્ ભીમદેવ (ઇ. સ. ૧૦૨૨થી ૧૦૬૬)–ના વખતનું હોય એમ જણાય છે. ગુજરાતમાં ઈ. સ. ૧૧મા, ૧૨ મા તથા ૧૩ મા શતકમાં સ્થાપત્યકલાનો ઘણો વિકાસ થયો હતો. આ શતકોમાં ગુજરાત પરમ સમૃદ્ધિથી દીપતું હતું. એના રસિક શ્રીમંતો ધર્મકાર્ય–મંદિરો બંધાવવાં, વાવતળાવો ખોદાવવાં, ધર્મશાળાઓ બંધાવવી, વગેરે–માં પોતાનું ધન ખરચવા અતિ આતુર હતા. અને ગુજરાતના કારીગરો શ્રીમંતોનું ધર્મકાર્ય દીપાવે એવા કાર્યદક્ષ હતા. ગુજરાતના કારીગરોની કીર્તિ તો જાવા પર્યંત પ્રસરી હતી. આરસ ઉપર ગુજરાતના કારીગરોનું ઝીણું કોતરકામ કોઈ પણ દેશના કે યુગના આ જાતના કામ સાથે હરીફાઈ કરે એવું છે. મોઢેરાનું સૂર્યમંદિર પણ આ ઉજ્જવલ સમયનું છે અને ઈ. સ. ૧૦૩૨ માં ભીમદેવના મહામાત્ય વિમળશાએ આબુ ઉપર બંધાવેલા ઋષભદેવના મંદિર સાથે સરખાવી જોતાં મોઢેરાનું મંદિર એજ વખતનું હોય એમ જણાય છે. વળી મી. કઝીને આ મંદિરમાંના એક પથરા ઉપર "વિક્રમ સંવત ૧૦૮૩" એ રીતે અક્ષરો કોતરેલા વાંચ્યા હતા. બધી રીતે વિચાર કરતાં આ સૂર્યમંદિર મહમદ ગજનવીએ સોમનાથ તોડ્યું તે પછી બે વર્ષની અંદર ઇ. સ. ૧૦૨૬ માં બંધાયું છે એમ માનવામાં કાંઈ વાંધો નથી. આબુ ઉપરના વિમળશાના મંદિરનું તથા પાટણની રાણીની વાવનું એ સમકાલીન છે. વિમળશાનું મંદિર અનુકૂલ સંયોગોને લીધે ૯૫૦ વર્ષ પછી પણ હજી આબાદ ઊભું છે, એની શોભા આખા હીંદુસ્તાનની કલાના નમૂનારૂપ છે. એની શોભા ઉપરથી આ મોઢેરાનું મંદિર અખંડિત ઊભું હશે ત્યારે કેવું ભવ્ય લાગતું હશે તે કલ્પી લેવું.

## મોઢેરાનું મંદિર

આખું મંદિર ગર્ભગૃહ, અંતરાલ તથા સભામંડપ કે રંગમંડપનું બનેલું છે, આગળ એક કુંડ છે, હાલમાં લોકો સભામંડપને સીતાની ચાવડી અને કુંડને રામકુંડ કહે છે. આ મુખ્ય મંદિરની આસપાસ કેટલાંક નાનાં ગૌણ મંદિરો હતાં જે જમીનદોસ્ત થઈ ગયાં છે. એની અખંડિત સ્થિતિમાં આ મંદિર શિલ્પશાસ્ત્રાનુસાર ઉત્તમ પ્રકારના મંદિરના સર્વ અંગોથી સંપૂણુ તથા યોગ્ય પ્રમાણવાળું હશે. આખું મંદિર ૫૧ ફીટ ૯ ઇંચ લાંબું અને ૨૫ ફીટ ૮ ઇંચ પહોળું છે. ગર્ભગૃહની ભીંતો તથા મંદિરની બહારની ભીંતોની વચ્ચે પ્રદક્ષિણા માર્ગ છે. આની ઉપર શિખર હતું. ગર્ભગૃહની સામે જ સભા મંડપ છે એ મંડપની છતને ૧૩ ફીટ ૬ ઇંચ ઊંચા આઠ થાંભલાઓ ઉપર ટેકવેલ છે. સભા મંડપના મધ્યભાગ ઉપર બહુ સુંદર કોતરકામવાળો ઘૂમટ હતો. જે બધો પડી ગયો છે. આ ઘૂમટ હાલમાં મંદિરોના મંડપ ઉપર જોઈએ છીએ તેવો ઉપરથી ગોળ આકારનો નહિ પણ એક ઉપર એક થર મૂકયા હોય તેવી જાતનો આબુનાં તથા ગિરનારનાં જૈન મંદિરોના ઘૂમટ જેવો હતો. આ ઘૂમટની બરાબર વચ્ચેથી અંદરના ભાગમાં પથ્થરમાંથી કોતરેલું એક ઝુંમર લટકાવેલું દેખાય છે. આ ઝુંમર એવું ઝીણું કોતરેલું હોય છે કે એ જોઇને પથ્થરનું હોવા છતાં પાસાઓવાળા કાચનું હોય એવું લાગતું હોવાથી કારીગરના કામ માટે ધન્યવાદ આપ્યા વગર રહી શકાય નહિ. મંડપની અંદરની દીવાલો બહારની સરખામણીએ કોતરકામ વગરની છે, પણ આ દીવાલોમાં સ્થલે સ્થલે ગોખ રાખેલા છે જેમાં સૂર્યની મૂર્તિઓ છે. આ બધી મૂર્તિઓના પગમાં પરદેશી ('હેસીઅન') બુટ છે. આ બુટના ચામડા ઉપર લીટાઓ પાડેલા છે.

મંડપના થાંભલાઓને નીચેથી ઉપર સુધી કોતરકામથી ભરી લીધા છે. થાંભલાઓ નીચેથી અષ્ટકોણ છે પણ ઉપર જતાં ગોળ થઈ જાય છે. થાંભલાઓ ઉપરના આડા પથરાઓને પણ કોતરેલા છે.

ગર્ભગૃહ તદ્દન પડી ગયું છે, માત્ર દીવાલો ઊભી છે. આ ગર્ભગૃહને બે માળ હોય એમ જણાય છે. નીચેનું ગર્ભગૃહ ઉપરનાથી ૧૧½ ફીટ નીચું હશે. આ ગર્ભગૃહમાંથી કચરો દૂર કરતાં સૂર્યમૂર્તિની બેઠક દેખાય છે. બેઠકના આગલા ભાગ ઉપર સૂર્યના રથના સાત ઘોડા કોતરેલા છે. આ નીચેના ગર્ભગૃહમાં શી રીતે ઉતરાતું હશે તે સમ-

જાતું નથી. કદાચ ઉપરથી સીડી મૂકીને ઊતરાતું હશે. અમરનાથના શિવમંદિરમાં ગર્ભગૃહ ઉપરના મંડપની સપાટીથી ૭ ફીટ નીચે હતું, પણ ત્યાં ઉપર માળ ન હતો; અને સીડીથી નીચે ઊતરવું પડે એવાં ઊંડાં ગર્ભગૃહો તો ઘણે સ્થલે છે, પણ આ મોઢેરામાં તો નીચેનું ભોંયરું કિંમતી વસ્તુઓના ભંડાર તરીકે રાખ્યું હોય એવું લાગે છે. ગર્ભગૃહની દીવાલો કોતરકામ વગરની છે પણ તેના ઘૂમટના જે કટકાઓ નીચે પડયા છે તે ઉપરથી ઘૂમટ સુંદર કોતરકામથી શોભાયમાન હશે એમ લાગે છે. ગર્ભગૃહનો દ્વારમાર્ગ સારી રીતે કોતરણીવાળો છે. કોતરકામમાં સૂર્યમૂર્તિ વારંવાર દેખાય છે. પ્રદક્ષિણામાર્ગમાં ગર્ભગૃહની ત્રણ દીવાલોના બહારના ભાગમાં સ્થલે સ્થલે ગોખો મૂકેલા હતા જેમાં બેસારેલી મૂર્તિઓ નષ્ટભ્રષ્ટ થઈ ગઈ છે. મંડપની દરેક બાજુની બારીઓમાં કોતરેલા પથ્થરની જાળીઓ બેસારેલી હતી પણ એમાંનો મોટો ભાગ પડી ગયો છે. આજ પ્રમાણે પ્રદક્ષિણામાર્ગમાં પ્રકાશ આવવા રાખેલી ત્રણ બારીઓ પણ અદ્દશ્ય થઈ ગઈ છે.

મંદિરની દીવાલોનો બહારનો ભાગ મૂર્તિઓ કોતરીને ભરી દીધો છે. મંડપની દીવાલો ઉપર આડી લીંટીમાં અને શિખરની દીવાલો ઉપર ઊભી લીંટીમાં મૂર્તિઓ કોતરી છે. વળી બીજી રીતે પણ વિવિધતા આણવાનો પ્રયત્ન કર્યો છે. અષ્ટભદ્ર અથવા તારકાકૃતિ મંદિરોમાં આ રીતે જ કોતરકામની શોભા ગોઠવવાનો રિવાજ હતો. સૂર્યના પ્રકાશમાં મંદિરની દિવાલો ઉપરની મૂર્તિઓના ઊભા ચહેરા જે ભવ્યતાથી ઝળહળી ઊઠતા હશે તેનો ખ્યાલ આજે આવવો મુશ્કેલ છે.

આખું મંદિર ઊંચા પીઠ ('પ્લેટફૉર્મ') ઉપર ઊભું છે. બહારની દીવાલોની ત્રણેય બારીઓની બેય બાજુના મોટા ગોખોમાં સૂર્યની ઊભેલી મૂર્તિઓ રાખી છે અને એના પગ નીચે સાત ઘોડાઓ છે. બાજુમાં સ્ત્રીઓ છે, જે કદાચ સૂર્યપત્નીઓ હશે. મંડપ અને ગર્ભગૃહના દ્વારને મથાળે સૂર્યમૂર્તિઓ બેસારી છે. વળી પ્રદક્ષિણામાર્ગને ફરતી દીવાલમાં ૭ ગોખમાં ૭ અને મંડપની અંદરની દીવાલના ૭ ગોખમાં ૭ બીજી, એ રીતે બાર આદિત્યની બાર મૂર્તિઓ દેખાય છે. વળી ગર્ભગૃહની બહારની દિવાલમાં બાર આદિત્યની મૂર્તિઓ છે. સૂર્યની મૂર્તિઓને મોટે ભાગે બે હાથ છે, જે લાંબા રાખેલા હોવાથી ઘણેખરે સ્થલે ભાંગી ગયા છે. બીજા દેવોની મૂર્તિઓ ચાર હાથવાળી છે.

ઉત્તર તરફની દીવાલમાં ત્રણ મુખ, ત્રણ હાથ અને ત્રણ પગ વાળી એક મોટી ઊભી મૂર્તિ છે, જેને ગામના લોકો કાલભૈરવ કહે છે અને દર અઠવાડિયે તેલ તથા સિંદૂર ચઢાવે છે. ઘણું કરી આ અગ્નિની મૂર્તિ હોવી જોઈએ, કારણ કે ત્રણ પગ એને જ હોવાનો સંભવ છે. પણ આ મૂર્તિ ઊપર તેલ અને સિંદૂર એટલાં ચડેલાં છે કે એનું બરાબર સ્વરૂપ ઓળખાતું નથી. આ મૂર્તિથી આગળ ખૂણામાં નંદી સાથે શિવ ઊભા છે, બીજી પણ સ્ત્રી, પુરુષ તથા નાગદેવોની ખંડિત મૂર્તિઓ છે.

પણ આ મંદિરનો સૌથી સુંદર તથા અતિશય શોભીતો કરેલો ભાગ તો સભામંડપ કે ચાવડી છે. સભામંડપ ગર્ભગૃહની સામે જ છે. એની વચ્ચે સાંકડો રસ્તો છે.

સભાગૃહના સ્તંભો અને એની ઊપર બે સ્તંભોની વચ્ચેનાં તોરણો સભામંડપની શોભામાં ઘણો વધારો કરે છે. પણ મંદિરની ઊપરનો ઘૂમટ પડી ગએલો હોવાથી તોરણોના પણ ખંડિત કટકા નજરે પડે છે. સભાગૃહના સ્તંભો ખરેખર ઘણા સુન્દર દેખાય છે, એના ઉપરનું કોતરકામ આકર્ષક છે.

સભામંડપમાં પેસવાના પૂર્વ દિશાના દ્વાર સામે, સૂર્યકુંડમાં ઊતરવાનાં પગથિયાંની ઉપર જ બે સ્તંભો ઊભા છે જેના ઉપરનું તોરણ નીચે ઢગલો થઈ તૂટી પડ્યું છે, આ સ્થળે અનેક સુન્દર તોરણો કે કીર્તિસ્તંભો હતા તેમાંથી કોઈક જ જીવતા રહ્યા છે. વડનગર, સિદ્ધપુર તથા કપડવંજના કીર્તિસ્તભો જેવા જ આ પણ છે.

સભામંડપની પૂર્વમાં હાલમાં રામકુંડ તરીકે ઓળખાતો સૂર્યકુંડ આવેલો છે. સભામંડપથી પાણીની કોર સુધી પગથિયાં બાંધેલાં છે. આ કુંડ જો કે હાલમાં ઘણો તૂટી ગયો છે પણ મૂળ સંપૂર્ણ કુંડનાં સર્વ લક્ષણોવાળો હતો. આ કુંડમાં ઊતરતાં વચ્ચે ગોખોમાં મૂર્તિઓ બેસાડેલી છે, અને કુંડ ઉપર નાનાં નાનાં મંદિરો છે જેમાં મોટે ભાગે વૈષ્ણવ મૂર્તિઓ છે. કુંડની પૂર્વમાં મુખ્ય મંદિરની સામેના મંદિરમાં શેષશાયી વિષ્ણુની મૂર્તિ છે. બીજી મૂર્તિઓમાં એક વામન અવતારની તથા એક શીતળાદેવીની તથા એક કમલાસના લક્ષ્મીની છે.

મંદિર તથા કુંડનું ચણતરકામ ચૂનો વાપર્યા વગર કરેલું છે. જૂના વખતમાં ઘણાં મકાનો આ રીતે જ બાંધવામાં આવતાં. કુંડનું

પાણી હાલમાં વાપરવા યોગ્ય દેખાતું નથી. છતાં કોઈ કોઇ ભાવિકો એમાં નાહ્યા વગર રહેતા નથી. સૂર્યના ઘોડાએ ખણવાથી આ કુંડ થયો છે એમ દંતકથા છે.

મોઢેરાના આ સૂર્યમંદિરની દિશા એવી રીતે ગોઠવેલી છે કે મુખ બરાબર પૂર્વ દિશાની સામે હોઇને વસંત તથા શરદમાં સૂર્યનો પ્રકાશ આખા સભામંડપને વીંધીને બરાબર ગર્ભગૃહમાં પડે; સૂર્યના ઊગતા પ્રકાશથી સભામંડપના થાંભલાની મૂર્તિઓ, ગર્ભગૃહના દ્વારની શોભા તથા સૂર્યની મૂર્તિ પોતે, બધું એક સાથે ઝગઝગી ઊઠતું હશે ત્યારે દેખાવ શું ભવ્ય લાગતો હશે!

ઈ. સ. ૧૮૦૯માં સર્વેયરજનરલ કર્નલ મોનીઅર વીલિયમે મોઢેરાનું આ મંદિર પહેલવહેલું જોયું ત્યારે એના મોઢામાંથી જે ઉદ્‌ગારો નીકળેલા તે એના 'જર્નલ'માં નોંધાયા છે. આ ઉદ્‌ગારો આ મંદિરની રમણીયતાનો ટૂંકમાં સારો ખ્યાલ આપે છે:—

"હિંદુ સ્થાપત્યના મેં જોએલા શ્રેષ્ઠ નમૂનાઓમાંનું એક મોઢેરાનું મંદિર છે. જો કે બાંધણીમાં એ આજના મંદિરોને ઘણી રીતે મળતું છે, પણ એને એટલું બધું શણગારવામાં આવ્યું છે કે આને જોતાં આ મંદિરના સ્થાપનારના મનમાં આને માણસની કલાથી બની શકે તેટલું સંપૂર્ણ બનાવવાની વાસના કેવી તીવ્ર હશે એ સમજાય છે, ઉપલો બધો ભાગ થાંભલાઓને આધારે રહ્યો છે. આ થાંભલાઓ અતિશય સુંદર કોતરકામથી શોભાયમાન કરેલા તથા સૌથી સરસ પ્રકારના છે એટલું જ નહિ પણ આ સુધરેલા જમાનામાં પણ શુદ્ધ રસવૃત્તિની કલ્પના તથા કુશળ કારીગરીરૂપે ગણાય એવા છે................

આ મંદિરનું અવલોકન કરવામાં અમે કેટલાક દિવસો ગાળ્યા, પણ એની સુંદરતામાં એવી વિવિધતા છે કે એનું સંપૂર્ણ અવલોકન કરવા માટે કે એની સામાન્ય રૂપરેખાનો ઝાંખો પણ ખ્યાલ બાંધવા માટે અમારી પાસે ફાજલ હતા તેથી વધારે દિવસોની જરૂર હતી. ઘણી મૂર્તિઓ દેવદેવીની પૌરાણિક કથાઓનું ચિત્ર રજૂ કરે છે. આખા મંદિરની બહારની બાજુ ૧૮ ઇંચ પહોળો એક પટ્ટો પુરુષો, સ્ત્રીઓ, ઘોડાઓ અને બીજાં જનાવરોના જુદા જુદા સ્થિતિમાં કોતરેલા આકારોદ્વારા કોઈ પૌરાણિક કથાનું સમગ્ર ચિત્ર દેખાડે છે અને જમીન ઉપરથી પીઠની શરૂઆતમાં જ મકાનની પીઠને પોતાના અવયવોથી આધાર આપતી એક આખી હાથીઓની હાર છે."

## ઉપસંહાર

આવું ભવ્ય અને સુંદર સૂર્યમંદિર પાટણ પડયા પછી અને ગુજરાત મુસલમાનોના હાથમાં ગયા પછી એમને જ હાથે ભાંગ્યું હશે. અને પછી એ અરસામાં વૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર થવા માંડતાં ફરી એકવાર સૂર્યનો વિષ્ણુમાં અન્તર્ભાવ થતાં સૂર્યની જુદી પૂજા નીકળી ગઈ એટલે પાછલા કાળમાં નવાં સૂર્યમંદિરો થયાં નથી કે જૂનાના જીર્ણોદ્ધાર થયા નથી (આ અન્તર્ભાવસૂચક સૂર્યનારાયણનું મંદિર સોમનાથ પાટણમાં છે).

મોઢેરાનું સૂર્યમંદિર તથા એ કાલનાં બીજાં મંદિરો જોતાં એક કાળે આપણા જ પૂર્વજોએ પ્રાપ્ત કરેલી કલાની ઉન્નત સ્થિતિ, હાલની કેવળ અધોગતિ તથા કાળની સર્વભક્ષકતા યાદ આવ્યા વગર રહેતાં નથી.



## બ્રહ્મા

**બ્રહ્મા**, વિષ્ણુ અને શિવ એ ત્રણ હિંદુ ધર્મમાં મોટા દેવ છે. વૈદિક મંત્રોમાં અગ્નિ, ઇંદ્ર, વરુણ, મિત્ર વગેરે દેવોનાં સ્તોત્રો જ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશની પૂજા નથી. 'ઋક્‌સંહિતા'માં વિષ્ણુ દેવતા પર થોડા મંત્રો છે પણ ત્યાં વિષ્ણુનું સૂર્યરૂપ ચોખ્ખું દેખાય છે. અને સૂર્યદેવ પણ 'ઋગ્વેદ'માં અગ્નિ અને ઇંદ્ર કરતાં ગૌણ દેવ છે. રુદ્રને તો વેદમાં અનાર્યોના અને જંગલોના દેવ કહ્યા છે, પણ 'યજુર્વેદ'માં રુદ્રનું મહત્ત્વ વધ્યું દેખાય છે. જો કે રુદ્રનું રૌદ્ર રૂપ **नमस्ते रुद्रमन्यवे** વગેરે મંત્રોમાં સ્પષ્ટ દેખાય છે, પણ એવા રુદ્રને માનનારા લોકોની સંખ્યા ધીમે ધીમે વધી હશે ખરી. બ્રહ્માનું મૂળ કદાચ વિષ્ણુ અને શિવ કરતાં વધારે વૈદિક લાગે છે. બ્રહ્મ શબ્દ નપુંસકલિંગમાં 'મંત્ર' 'સ્તુતિ' જેવા અર્થમાં ઋચાઓમાં વપરાયો છે. અને તે મંત્રોના પતિ–**ब्रह्मणस्पति** નામના એક અગ્નિ સૂર્ય કરતાં વધારે અમૂર્ત દેવની કલ્પના વેદમાં મળે છે. તેમજ પ્રજાપતિ અને હિરણ્યગર્ભ નામના બે દેવોનાં નામ વેદના પાછલા થરમાં મળે છે. ઉપનિષદોમાં મૂળ મંત્રવાચક બ્રહ્મશબ્દ પરમતત્ત્વવાચક થઈ ગયો. પણ બ્રહ્મમાંથી પુંલિંગ બ્રહ્મા શબ્દ થયો તે દેવવાચક તરીકે ક્વચિત્ વપરાયો છે. બીજી તરફથી બ્રાહ્મણ-કાળમાં વિષ્ણુનું સ્થાન જેમ ધીમે ધીમે ઊંચું આવ્યું છે તેમ જ પ્રજાપતિનું સ્થાન પણ ઊંચું આવ્યું. તે ત્રીસ દેવોમાં ઇંદ્ર અને પ્રજા-પતિ શ્રેષ્ઠ છે અને કયાંક તો પ્રજાપતિ તો સર્વશ્રેષ્ઠ છે એવાં વચનો બ્રાહ્મણોમાં મળે છે.

ટૂંકામાં બ્રાહ્મણ યુગના અંતમાં–ભારતયુગના આરંભમાં બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર ત્રણે દેવો વૈદિક અગ્નિ, ઇંદ્ર, મિત્ર, વરુણને દાબી દઈને ઉપર આવે છે. જે વખતે સમાજના શ્રેષ્ઠ વિચારકો ઔપનિષદ બ્રહ્માત્મૈક્યનો વિચાર કરતા હતા તે વખતે હિંદુસમાજના સામાન્ય

લોકો આ ત્રિમૂર્તિને પૂજતા હતા. જો કે સવિસ્તર વિચાર કરવાની અહીં જગ્યા નથી. પણ બ્રહ્માનું સ્વરૂપ ઉપર ગણાવેલ બ્રહ્મણસ્પતિ, પ્રજાપતિ અને હિરણ્યગર્ભ ત્રણેયની ભાવનાઓ એકઠી થઈને બંધાયું લાગે છે, અને આ ત્રણે દેવોની અંતર્ગત અમૂર્તતા બ્રહ્માને પણ વળગી રહી છે. વિષ્ણુ અને શિવ કરતાં બ્રહ્મા વધારે અમૂર્ત દેવ છે.

હિરણ્યગર્ભ શબ્દમાં જ તેજોમય સૂર્યનો અર્થ રહ્યો છે. સૂર્યને દેવત્વ આપવા, સજીવ કરવા હિરણ્યગર્ભ શબ્દ યોજાયો છે, પણ એનું સૂર્યત્વ ઢંકાતું નથી. વૈદિક શબ્દો તો પારદર્શક છે. પૌરાણિક બ્રહ્મામાં પણ હિરણ્યગર્ભનું સૂર્યત્વ ઊતરી આવ્યું છે.

हिरण्यगर्भः समवर्तताग्रे
भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां
कस्मै देवाय हविषा विधेम ॥

એ પ્રસિદ્ધ મંત્રથી શરૂ થતા 'ઋક્‌સંહિતા'ના દશમા મંડળના સૂક્તમાં હિરણ્યગર્ભને પ્રજાપતિ શબ્દથી સંબોધન કરેલું મળે છે.

આ બ્રહ્મા અથવા પ્રજાપતિનું વ્યક્તિત્વ તો પૌરાણિક કથાઓથી ખીલ્યું છે. પૌરાણિક ત્રિમૂર્તિમાં વિષ્ણુ સત્વગુણયુક્ત અને જગતની સ્થિતિ જાળવનાર, રુદ્ર તમોગુણયુક્ત અને જગતનો પ્રલય કરનાર અને બ્રહ્મા રજોગુણયુક્ત તથા જગતને ઉત્પન્ન કરનાર ગણાય છે. બ્રહ્મા ચતુર્મુખ છે, સૃષ્ટિ પેઠે વેદો પણ બ્રહ્માએ ઉત્પન્ન કર્યા છે. બ્રહ્મામાંથી સૃષ્ટિનો વિસ્તાર કેવી રીતે થયો તે પુરાણોમાં વિસ્તારથી કહેલું છે, પણ અહીં ઉતારવાની જરૂર નથી.

મહાભારતકાળમાં જ વિષ્ણુ અને શિવની પૂજા જોરમાં આવતી ગઈ અને બ્રહ્માની પૂજાની લોકપ્રિયતા ઘટતી ગઈ. કદાચ શક્તિ-પૂજામાં પણ બ્રહ્માપૂજાનો અન્તર્ભાવ થયો હોય. ગમે તેમ હોય પણ વિષ્ણુ, શિવ અને શક્તિના મોટા માર્ગો આ દેશમાં ઘણા કાળથી ચાલે છે, જ્યારે બ્રહ્માનો કોઈ માર્ગ ચાલતો નથી. પણ પ્રાચીન બ્રહ્માભક્તિના ચિહ્નરૂપે આ બ્રહ્માનું આખા ભારતમાં એક તીર્થ અત્યારે ઊભું છે, પુષ્કરજીનું. પણ ગુજરાતેય એક બ્રહ્માનું તીર્થ રાખ્યું છે અને તેનું નામ છે **ખેડબ્રહ્મા.**

અમદાવાદથી પ્રાંતીજ લાઈનમાં ખેડબ્રહ્મા જવાય છે. આ લાઈનમાં અમદાવાદથી ૪૪ માઈલ ઉપર પ્રાંતીજ સ્ટેશન છે. પ્રાંતીજથી

છએક ગાઉ ઉપર ખડાયતા વાણિયા અને ખડાયતા બ્રાહ્મણોના ઇષ્ટ દેવ કોટયર્ક ભગવાનનું સ્થાન છે. આ સ્થાન વિજાપુરથી ત્રણ ગાઉ દૂર છે, અને વિજાપુરથી પણ ત્યાં જવાય છે. અહીં મંદિરમાં કોટયર્ક ભગવાનની ગૌરરંગની ચતુર્ભુજ મૂર્તિ છે, પાસે ત્રિકમરાયજીની અને ઘનશ્યામજીની મૂર્તિઓ તથા લક્ષ્મીજીની મૂર્તિ છે. આ સ્થાન પૌરાણિક પ્રકારનું હોવા છતાં અહીં પૂજા શ્રીવલ્લભ સંપ્રદાયને અનુસરીને થાય છે. અહીં ખડાત ગામ છે, તે ઉપરથી ખડાયતા નામ પડેલું. અહીં ખડાયતા વાણિયા અને ખડાયતા બ્રાહ્મણોની કુળદેવીઓ છે. આ કુળદેવીઓનાં જુદાં જુદાં નામથી ખડાયતા જ્ઞાતિના પેટા વિભાગોનાં નામો પડેલાં છે. મોઢ વાણિયાઓના જેમ મોઢ બ્રાહ્મણો ગોર હોય છે, તેમ ખડાયતા વાણિયાના ખડાયતા બ્રાહ્મણો ગોર હોય છે. વળી જેમ મોઢેરા ગામથી નીકળેલા વાણિયા તે મોઢ વાણિયા અને મોઢેરાથી નીકળેલા બ્રાહ્મણો તે મોઢ બ્રાહ્મણો તેમજ ખડાયતા વાણિયા અને બ્રાહ્મણો પણ આ ખડાત ગામના મૂળ રહેવાશી હોવા જોઈએ. અને મોઢેરા પેઠે આ ખડાત પણ જૂના વખતમાં મોટું શહેર હોવું જોઈએ. આસપાસનાં ખંડેરો જોતાં એમ જ જણાય છે. ખડાયતા વાણિયાઓ અને બ્રાહ્મણો કોટયર્કની યાત્રા કરવા આવે છે.

વળી પ્રાંતીજથી આગળ તળોદ પછી હિંમતનગર, ઈડર, વડાલી અને છેવટ ખેડબ્રહ્માનું સ્ટેશન આવે છે. અમદાવાદથી ખેડબ્રહ્માનું સ્થાન ૮૯ માઈલ છે. તે હરણાવ કે હિરણ્યાક્ષી નદીના કાંઠે છે. અહીં એક મંદિરમાં બ્રહ્માની ચતુર્મુખ મૂર્તિ છે. મંદિરની પાસે એક કુંડ છે. આ જગ્યાએ પહેલાં બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો એમ કહેવાય છે. આ સ્થળ માટે જે થોડી દંતકથાઓ સ્થલમાહાત્મ્યમાં મળે છે, તે જૂની નથી જણાતી. જો કે ખેડબ્રહ્માની આસપાસમાંથી જૂની મૂર્તિઓ મળે છે. અહીં મહાશિવરાત્રી ઉપર પંદર દિવસ મેળો ભરાય છે. ખેડબ્રહ્મા પાસે હિરણ્યાક્ષી, કોસંબી અને ભીમાક્ષી નામની નદીઓનો સંગમ થાય છે. નદી ઊતરી સામે કાંઠે ભૃગુઆશ્રમ છે અને બ્રહ્માના મંદિરથી અર્ધો માઈલ ઉપર અંબાજી માતાનું મંદિર છે, ત્યાં ધર્મશાળા છે અને પાસે માનસરોવર છે.

ખેડબ્રહ્માથી દોઢ ગાઉ ઉપર ચામુંડાદેવીનું મંદિર છે, પાસેજ તળાવ છે અને એથી દોઢેક ગાઉ દૂર કોટેશ્વર મહાદેવનું મંદિર છે.



# શામળાજી

ખેડબ્રહ્માથી શામળાજી જવાય છે. અથવા તળોદ સ્ટેશન ઊતરી મોડાસાથી પણ જવાય છે. મોડાસાથી ૧૮ માઇલ ઉપર મેશ્વા નદીને કાંઠે ભીલોડા ગામ પાસે શામળાજીનું સ્થાન છે. આ સ્થાન ઈડર સંસ્થાનનાં જોવાયોગ્ય સ્થાનોમાંનું એક છે. મહીકાંઠા અને મેવાડની સરહદ ઉપર શામળાજીનું સ્થાન છે. શામળાજી એ દશા અને નીમા વાણિયાના ઇષ્ટદેવ છે. અહીં બીજું કાંઈ નથી. તીર્થસ્થાનને અંગે સોએક માણસની વસ્તી હશે. પણ આસપાસનાં ખંડેરો જોતાં એક કાળે આ મોટું તીર્થસ્થાન હશે એમ લાગે છે. સ્થળ ઝાડીવાળું અને રમણીય છે. અત્યારે મુખ્ય મંદિર શામળાજીનું મનાય છે. આ મંદિર ૪૦૦ વર્ષનું જૂનું છે એમ 'ગેઝેટિયર'માં કહ્યું છે (વળી જુઓ 'એન્ટીકવેરિઅન રીમેઈન્સ ઈન ધી ઓમ્બે પ્રેસીડન્સી,' ગ્રં. ૮, પા. ૨૩૨.). પણ કદાચ વધારે જૂનુંયે હોય. શ્રી. ઇમાનદાર બારમા શતકનું કહે છે. પુરાણમાં આ તીર્થની નોંધ છે ('પદ્મપુરાણ', સૃષ્ટિ ખંડ, અ. ૧૧). મંદિર બે માળનું છે. ગર્ભ ગૃહ ઉપર શિખર છે અને મંડપના થાંભલાઓ ઉપર અને બીજે પણ પુષ્કળ કોતરકામ છે. મંદિરને ફરતો કોટ છે અને કોટના દરવાજા આગળ બેય બાજુ બે મોટા હાથીઓ ઊભા છે.

ઈડર સંસ્થાનના વિદ્યાધિકારી શ્રી. પંઢરીનાથ ઇમાનદારે ઇડર સંસ્થાનના પ્રાચીન અવશેષોનો ખાસ અભ્યાસ કર્યો છે[1] અને એમણે વીરભદ્ર, શિવ, ભીલડી વેષમાં પાર્વતીજી, પાર્વતી અને બાળ ગણેશ વગેરેની સુંદર મૂર્તિઓ ઈડર સંસ્થાનનાં જૂનાં સ્થાનોમાંથી શોધી

---

[1] જુઓ 'ઈડર સંસ્થાનના પુરાતન સમયના અવશેષો અને તેનું મહત્વ' નામનો અમદાવાદના બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનમાં આપેલો શ્રી. ઇમાનદારનો નિબંધ.

કાઢી છે. એમના મત પ્રમાણે શામળાજીનાં મંદિરોમાં હરિશ્ચન્દ્રનું મંદિર જૂનામાં જૂનું છે.

ઈડર સંસ્થાનના રોડા ગામમાં એક સૂર્યમંદિર, બે ત્રણ શિવમન્દિરો અને એક વિષ્ણુમન્દિર અને એક શક્તિનું મન્દિર એટલાં જૂનાં સ્થાનો છે.

જૈનો આ મંદિર જૈન મતનું છે એમ કહે છે. અને મંદિરના જૂના ભાગ ઉપરની કારીગીરી જૈનોના દાવાને ટેકો આપે છે એમ 'મહીકાંઠા ગેઝીટીઅર'ના લેખકો કહે છે. મંદિરમાં બે ઉત્કીર્ણ લેખો છે. એમાંના ઉપલા માળના લેખમાં ઈ. સ. ૯૪ તથા ઈ. સ. ૧૦૨ની સાલો છે. પણ એ લેખના અક્ષરો એ વખતના નથી.

બીજો લેખ મંદિરના દરવાજામાં ત્રાંબા ઉપર છે, એમાં ઈ. સ. ૧૭૬૨માં થયેલા જીર્ણોદ્ધારની નોંધ છે. આ બે લેખો ઉપરથી આ મંદિર શામળાજી એટલે કૃષ્ણભગવાનનું નહિ પણ ગદાધર એટલે બળદેવજીનું જણાય છે. છતાં અત્યારે શામળાજીનું કેમ કહેવાય છે અને હાલની કૃષ્ણની મૂર્તિ ક્યાંથી આવી? આ મુખ્ય મંદિરની આસપાસ અનેક જૂનાં મંદિરોનાં ખંડેરો છે તેમાંનાં ત્રણ જોવા જેવાં છે. એક જૂનું શામળાજીનું છે એ જૂનું કહેવાય છે પણ વસ્તુતઃ મુખ્ય મંદિર જેટલું જૂનું નથી; આ સ્થિતિ ઉપરથી તર્ક એવો થાય છે કે મુખ્ય મંદિર મૂળ જૈન સ્થાન હશે, પછી ત્યાં વૈષ્ણવોનું જોર થતાં મુખ્ય મંદિર ગદાધરજીનું મંદિર બન્યું અને પડખેનું બીજું કૃષ્ણનું–શામળાજીનું થયું. પાછળથી કૃષ્ણનું મંદિર જીર્ણ થઇ જતાં એમાંની મૂર્તિ ગદાધરજીના મંદિરમાં પધરાવી હોય એ સંભવિત છે. આ એક કલ્પના છે, ખરેખર શું બન્યું હશે એ કહેવાતું નથી.

બીજાં બે મંદિરોમાં એક સોમનારાયણનું છે. આ મંદિરની બાંધણી અને એની સ્થાપત્યકળા જોવા યોગ્ય છે અને બાંધણી ઉપરથી આ પ્રદેશનું સૌથી જૂનું મંદિર આ હોવાનો સંભવ લાગે છે. ઈ. સ. બારમાતેરમા શતકમાં પશ્ચિમ હિંદમાં આ જાતનાં નારાયણ, ગોગ્ગાનારાયણ, વીરનારાયણ વગેરે નામથી વિષ્ણુનાં તથા બલદેવનાં મંદિરો બંધાયાં હોવાના પુરાવા મળે છે. (જુઓ 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', આ. ૨, પા. ૩૫૪–૩૫૫) એટલે આ સ્થળે

પહેલું મંદિર સોમનારાયણનું બારમાતેરમા શતકમાં ઈડર પરમારોના હાથમાં હતું એ વખતે, બંધાયું હોવાનો સંભવ છે.

આ ઉપરાંત અહીં એક મહાદેવનું મંદિર છે તે ભોંયરામાં છે આ સિવાય બાકી બધાં તદ્દન ખંડેરો છે. મુખ્ય મંદિર પાસે મેશ્વા નદીમાં મોટો ધૂનો છે તેમાં કાર્તિક શુદ ૧૪ ને રોજ નહાવાથી ભૂતનો વળગાડ હોય તો છૂટી જાય એમ મનાય છે.

કાર્તિક શુદ પૂનમે આ સ્થળે મોટો મેળો ભરાય છે.

## ઈડર

અહીં ઈડર વિશે થોડી હકીકત અસ્થાને નહિ ગણાય. ઈડર સંસ્થાન મહીકાંઠા એજન્સીનું એક મુખ્ય રાજપૂત સંસ્થાન છે. એની ઉત્તરમાં શીરોહી અને ઉદેપુરની હદ છે, પૂર્વમાં ડુંગરપુરની અને દક્ષિણમાં તથા પશ્ચિમમાં મુંબાઈ ઈલાકાની અને ગાયકવાડની હદ છે. દક્ષિણપશ્ચિમમાં થોડો પ્રદેશ સપાટ અને રેતાળ છે પણ બાકીનો પ્રદેશ ડુંગરાળ અને ઝાડીઓથી ભરેલો છે. ઈડર સંસ્થાનમાંથી ચાર નદીઓ સાબરમતી, હાથમતી, મેશ્વા, અને વાત્રક પસાર થાય છે. ભાટોની દંતકથા પ્રમાણે ઈડર સંસ્થાનની સ્થાપના ગુહિલોતોએ કરી છે. ગુહિલોતો પહેલાં ઈડરના ધણી હતા અને ત્યાંથી મેવાડ ગયા એમ મનાય છે, ગુહિલોતો ગયા પછી ઈડરમાં ભીલોની સત્તા થઈ. ખરી રીતે આ પ્રદેશમાં કોળી અને ભીલોની વસ્તી ઘણી છે અને જૂના કાળમાં ભીલોની જ સત્તા હોય એ સ્વાભાવિક છે. ભીલોના હાથમાંથી પરમારોએ ઈડર લીધું. ઇ. સ. ૧૦૦૦થી ૧૨૦૦સુધી પરમારોની સત્તા રહી. પરમારોએ બીજે પણ વૈષ્ણવ મંદિરો ઊભાં કર્યાં છે એ જોતાં શામળાજીનું સ્થાન–મૂળ કદાચ સોમનારાયણનું મંદિર—પરમારોના પાછલા વખતમાં પ્રસિદ્ધ થયું હોય તો એ સંભવ છે.

છેલ્લા પરમાર અમરસિંહે મરતી વખતે પોતાના પ્રીતિપાત્ર હાથીસોઢ નામના કોળીના હાથમાં રાજ્યની લગામ સોંપેલી અને એની પછી એનો પુત્ર શામળિયો સોડ ગાદીએ બેઠો. આ કોળી રાજા બહુ જુલમી હતો એટલે એની વિરૂદ્ધ એના મંત્રીઓએ કાવતરું કરીને સામેત્રાના રાવ સોનંગને બોલાવ્યા અને આ રાવને હાથે શામળિયો સોઢ મરાયો. આ બનાવ ક્યારે બન્યો તેની ચોક્કસ

તારીખ મળતી નથી. પણ મને એક કલ્પના આવે છે. આ શામળિયાએ કોઈ મંદિર શામળાજીના સ્થાનમાં બંધાવ્યું હોય અને ત્યારથી એ સ્થાન શામળિયાજીને નામે ઓળખાયું હોય એમ તો નહિ બન્યું હોય? પછી શામળિયાનો બીજો અર્થ ન બેસવાથી લોકોએ કૃષ્ણનો અર્થ કર્યો. આ રાવની બાર પેઢીએ ઈડરમાં રાજ્ય કર્યું એમ કહે છે અને એ વંશના છેલ્લા જગન્નાથને ગુજરાતના સૂબા મુરાદબક્ષે ઈ. સ. ૧૬૫૬માં માર્યો. અને ઈડરની હકૂમત દેશાઈને સોંપી. પછી ઈ. સ. ૧૭૨૮માં જોધપુરના આનંદસિંહ અને રાયસિંહ નામના બે રાઠોડ ભાયાતોએ ઈડરનો કબજો લીધો અને ત્યાં રાજ્ય કરવા માંડયું, પણ દેશાઈની ખટપટથી ગાયકવાડે તથા પેશ્વાએ ઈડરના સૂબા રાઠોડોને સુખે બેસવા ન દીધા. છેવટ બ્રિટિશ રાજ્યે ઈ. સ. ૧૮૪૮માં ઈડરને થાળે પાડયું. અત્યારના ઈડરના રાજા આ રાઠોડ વંશના છે.

ઈડર સંસ્થાનમાં અત્યારે પોણા બે લાખ જેટલી વસ્તી હશે અને ૮૮૪ ગામ છે.



# જૈન તીર્થો

**બાવીશમા** તીર્થંકર નેમિનાથ ભગવાન કૃષ્ણના પિત્રાઈ ભાઈ હતા, અને દ્વારકામાં રહેતા હતા અને ત્યાગ કરીને ગિરનારમાં જઈને રહેલા એમ જૈન દંતકથા કહે છે. આ ગિરનારને જૈનો નેમિનાથ ભગવાનના સ્થાન તરીકે પવિત્ર માને છે. આ ઇતિહાસના કાળ પહેલાંની વાત છે; પણ ભગવાન મહાવીરના સમયમાં કે તે પછી કેટલાક સૈકાઓ સુધી ગુજરાતમાં જૈન ધર્મનું કાંઈ જોર જણાતું નથી. વઢવાણ ને વર્ધમાન સાથે જે કેટલાક જોડે છે તે અજ્ઞાનમૂલક છે. મહાવીર ભગવાને મગધની આસપાસ જ પરિવ્રજ્યા કરી છે. આ તરફ પશ્ચિમમાં આવ્યા જ નથી; પછી ઈ. સ. પૂર્વે પહેલાબીજા શતકોમાં ઉડિયામાં ને મથુરામાં જૈન ધર્મનો ઠીક પ્રચાર હોવાના પુરાવા મળે છે. તે પછી દક્ષિણમાં કર્ણાટકમાં જૈન ધર્મનો ઠીક પ્રચાર થયો. આ રીતે ધીમે ધીમે પ્રસરતો પ્રસરતો જૈન ધર્મ બૌદ્ધ ધર્મ સાથે જ વલભી સમયમાં ગુજરાતકાઠિયાવાડમાં જોરમાં આવ્યો જણાય છે. વલભી સમયમાં જૈન ધર્મની કોઈ ગુફાઓ કાઠિયાવાડના ડુંગરાઓમાં ખોદાઈ હોય કે ક્યાંક લાકડાનાં મંદિરો ઊભાં થયાં હોય તો એ સંભવિત છે. પણ અત્યારે જે નિશાનીઓ મળે છે તે બધી ચૌલુક્ય રાજ્યકાળની મળે છે.

ચાવડા વંશનો મૂળ પુરુષ વનરાજ જૈન યતિનો આશ્રિત હતો એમ જૈનપ્રબંધો કહે છે. પણ ચાવડાઓનું રાજ્ય ઘણું નાનું હતું. ચાવડા વંશનો વિશ્વસનીય વીગતવાર ઇતિહાસ પણ મળતો નથી. અને એ નાના રાજ્યના ઠાકરડાઓના બળથી જૈનો ઝાઝું કરી શક્યા હોય એ સંભવિત નથી. પણ સોલંકીઓના સમૃદ્ધ અને બળવાન રાજ્યની છાયામાં જૈનોનું ધીમે ધીમે જોર ઘણું વધ્યું, અને ગુજરાત-કાઠિયાવાડમાં અસંખ્ય જૈન ધર્મસ્થાનો ઊભાં થયાં. પર્વતો તો બધા જૈનોએ જ કબજે કર્યા છે. આબુ, ગિરનાર, શેત્રુંજો જ્યાં જુઓ ત્યાં જૈન ધર્મનું પ્રાબલ્ય દર્શાવતાં પર્વતની શોભામાં વધારો કરે એવાં સંખ્યાબંધ જૈન દેવળો ઊભાં છે.

# આબુ : અર્બુદગિરિ

**આ** **જમાનામાં** આબુનો પ્રદેશ ગુજરાતમાં ગણાતો નથી. પણ એક કાળે એ પ્રદેશ ગુજરાતમાં ગણાતો અને ગુજરાતીઓએ એને તીર્થરૂપ બનાવ્યો છે. માટે એને ગુજરાતનું તીર્થ ગણવામાં વાંધો નથી લાગતો.

જૂના વખતમાં અંબાજી આગળથી ડુંગરાળ ચડઊતર રસ્તા ઉપરથી આબુ ઉપર જવાતું. એ ચઢાવ મુશ્કેલ પણ રળિયામણો હતો. આબુ ઉપર જવાના બીજા પણ માર્ગો છે. પરન્તુ આ વીસમી સદીમાં એ પુરાણા રસ્તાઓનો કોણ ઉપયોગ કરે ? હવે તો અંબાજીથી આબુ ઉપર જવા પ્રચ્છનાર પાછો આબુ રોડ સ્ટેશને આવી મોટરમાં આબુ ઉપર જાય છે.

આબુ અરવલ્લી પર્વતનો જ એક ભાગ છે. તેનું શિખર લગભગ ૧૪ માઈલ લાંબું અને ૨ થી ૪ માઈલ પહોળું અને સમુદ્રની સપાટીથી લગભગ ચાર હજાર ફીટ ઊંચું છે. આ પહાડ આસપાસની ઘાટી વાંસની ઝાડી અને પર્વતમાંથી વહેતાં ઝરણાંઓને લીધે અતિશય શોભાયમાન લાગે છે; સાથે ઝાડીઓમાં કવચિત્ જંગલી પ્રાણીઓ મળી જવાથી ભયંકર પણ લાગે છે.

આવા રમણીય પણ સામાન્ય માણસોને ભયંકર લાગે એવા પર્વત પ્રદેશો, જૂના વખતમાં તપસ્વીઓને ખાસ પસંદ આપતા. આબુ પણ વસિષ્ઠ ઋષિના આશ્રમસ્થાન તરીકે પહેલાં તીર્થરૂપ મનાવા લાગ્યો હોય એમ જણાય છે. દંતકથા એવી છે કે વસિષ્ઠ ઋષિએ યજ્ઞના અગ્નિકુંડમાંથી પરમાર રજપૂતોનો મૂળ પુરુષ ઉત્પન્ન કર્યો, માટે પરમારો પોતાને અગ્નિકુળના કહેવરાવે છે. આ દંતકથાને અનુસરી પોતાના મૂળ પુરુષ વસિષ્ઠનું સ્થાન પોતાના રાજ્યમાં પરમારોએ સ્થાપ્યું છે. પરમારવંશનો પ્રાચીન પૌરાણિક સૂર્યવંશ

અને ચંદ્રવંશમાં સમાસ ન હોવાથી અગ્નિવંશ શોધાયો જણાય છે. વિ. સં. નવમાદસમા શતકમાં પરમારો જોરમાં આવ્યા છે. અગ્નિમાંથી ઉત્પન્ન થએલા વીર પુરુષની અને ધારાના પરમાર રાજવંશના મૂલ પુરૂષની વચ્ચેની પેઢીઓ વિશે જે અવિશ્વનીય દંત-કથાઓ છે તે પૂરો વંશ આપી શકતી નથી. ખરી રીતે સંસ્કૃત સાહિત્યમાં, ઇતિહાસમાં અને હવે ગુજરાતી સાહિત્યમાં પણ પ્રસિદ્ધ 'પૃથ્વીવલ્લભ' મુંજના ત્રીજા પૂર્વજ ઉપેંદ્ર અથવા કૃષ્ણરાજે ઈ. સ. ૮૫૦–૮૭૫માં ધારાનું રાજ્ય સ્થાપ્યું છે. આ ઉપેન્દ્ર ચંદ્રાવતી કે અચળગઢથી આવેલો હોવો જોઈએ એમ વીન્સેન્ટ સ્મીથ તર્ક કરે છે, (જુઓઃ "ધી અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા," આવૃત્તિ ૩જી, પા. ૩૯૫) પણ દન્તકથાનુસાર ગબ્બરગઢથી એક શાખા ધાર ગઇ હોવાનો વધારે સંભવ છે. આ આબુના પરમાર રાજાઓની રાજધાની ચંદ્રાવતી આબુની તળેટીથી લગભગ બાર માઇલ અને અંબાજી તથા તારંગાની ટેકરીથી એકદોઢ માઇલ દૂર હતી. આજે જંગલોની વચ્ચે એ શહેરનાં ખંડેરો જોવામાં આવે છે. સુંદર બાંધેલી વાવો અને ચારે તરફ ઘાટ બાંધેલા તળાવો પુરાઈ ગયાં છે. તેનાં દેવાલયોનો નાશ થઈ ગયો છે અને ખંડેરોમાંથી આરસપહાણો ઊપડી ગયા છે. એક મેદાનમાં જે વીખરાએલા અવશેષો પડ્યા છે તે ઉપરથી ચંદ્રાવતી શહેરનો વિસ્તાર સારી પેઠે હશે એમ લાગે છે. જ્યારે યુરોપીઅન લોકોના જોવામાં એ જગ્યા પહેલીવાર આવી ત્યારે આરસપહાણની સુંદર ઇમારતોનાં વીસ મકાનોનાં ખંડેરો હજી ઊભાં હતાં, અને એ ખંડેરો જોતાં એક કાળે આ શહેર અત્યંત સમૃદ્ધ હશે એમ અનુમાન થતું હતું. આ ચંદ્રાવતી સ્થાપનાર પરમાર કોણ હતા અને ક્યાંથી આવ્યા એ વિશે ઘણી કલ્પનાઓ ચાલે છે. આબુ ઉપરના વિમળશાહના મંદિરના લેખમાં લખ્યું છે કે ધૂમરાજાનો પુત્ર ધંધુક, ગુજરાતના રાજા પહેલા ભીમદેવના વખતમાં ચંદ્રાવતીમાં રાજ્ય કરતો હતો. એણે શરૂઆતમાં ભીમનું ઉપરીપણું કબૂલ રાખ્યું હશે પણ પછી પોતાના કુળના શ્રેષ્ઠ રાજા, સરસ્વતીના પ્રીતિપાત્ર ભોજની સાથે એ મળી ગયો. આથી માળવાના હંમેશના હરીફ, માળવા સાથે પેઢી દર પેઢી લઢનાર, ગુજરાતના રાજા ભીમદેવે ચંદ્રાવતીના રાજાને વશ કરવા પોતાના મંત્રી વિમળશાહને મોકલ્યો અને પાછળથી ચંદ્રાવતીના

રાજાને હંમેશા વશ રાખવા વિમળશાહને એ પ્રદેશનો દંડનાયક નીમ્યો. વિમળશાહે અચળગઢમાં જ રહેવાનું રાખ્યું અને દેલવાડામાં જૈન મંદિરોની અદ્ભુત સૃષ્ટિ ઊભી કરી.

આબુની આ જમાનામાં જૈન મંદિરોને લીધે જૈનોમાં પ્રસિદ્ધિ હશે પણ લોકમાં વધારે ખ્યાતિ તો હવા ખાવાના સ્થળ તરીકે છે. જયપુર, ભરતપુર, લીંબડી વગેરે અનેક રાજાઓએ આબુ ઉપર બંગલાઓ બાંધ્યા છે. સરકારી અમલદારો માટે બંગલાઓ અને લશ્કરી છાવણી પણ છે. રજપુતાનાના એજન્ટનું આ હવા ખાવાનું સ્થળ છે. છેવટે જૈનો અને પાલીતાણા દરબાર વચ્ચેના કજિયાની દલીલો કાઠિયાવાડના એજંટ વોટસન સાહેબે આબુ ઉપર બેઠાં બેઠાં સાંભળીને એ સ્થાનને છાપે ચઢાવ્યું હતું. કાઠિયાવાડની લાછનદોરી સંબંધી ચર્ચા કરવા પણ એ જ વોટ્સનના પ્રમુખપદ નીચે રાજાઓની સભા આબુ ઉપર જ મળી હતી.

આબુ રોડથી આબુ જવાને જૂને રસ્તે માનપુર મૂકીને આગળ જતાં હૃષીકેશનું મંદિર આવે છે. મથુરાથી દ્વારકા જતાં શ્રીકૃષ્ણ અહીં રાત રહ્યા હતા એમ કહેવાય છે. મંદિર પાસે બે કુંડ છે. થોડે દૂર અંબરીષ રાજાનો આશ્રમ છે. આ જૂનો રસ્તો છોડી દઈ નવે રસ્તે જતાં એક તળાવ આવે છે, જ્યાંથી ચડાવ શરૂ થાય છે. ઠીક ચઢયા પછી સૂર્યકુંડ અને કર્ણેશ્વર મહાદેવ આવે છે. અહીંથી ત્રણેક માઈલ ચાલ્યા પછી એક બાજુ નીચે ઊતરવાનાં પગથિયાં આવે છે. નીચે ઊતરતાં ગોમુખકુંડ અને વસિષ્ઠનું મંદિર દેખાય છે. મંદિરમાં વસિષ્ઠની અરુંધતીની તથા રામલક્ષ્મણની મૂર્તિઓ છે અહીંથી નીચે ત્રણસો ઉપરાંત પગથિયાં ઊતરતાં ગૌતમના આશ્રમે જવાય છે. વસિષ્ઠ આશ્રમ આગળ બળેવે મેળો ભરાય છે.

દેલવાડાનાં જૈન મંદિરોનું વર્ણન બાકી રાખી આબુ ઉપરનાં બીજાં સ્થાનો ઉપર ઊડતી નજર નાખી લેવી એ ઠીક છે.

દેલવાડામાંજ 'કુંવારીકન્યા' અને 'રસિયાવાલમ'નું જીર્ણ મંદિર છે. અને તેની પાસે શેષશાયી વિષ્ણુ તથા મહાદેવનાં જીર્ણ મંદિરો છે. આ સ્થળથી થોડે દૂર પંગુતીર્થ, અગ્નિતીર્થ, પિડારતીર્થ અને પાપકટેશ્વર, તથા યજ્ઞેશ્વર મહાદેવનાં દર્શન થાય છે.

દેલવાડાની પાસે ઓરીઆ કરીને ગામ છે ત્યાં કનખલ તીર્થ છે. અહીં જૈનોના મહાવીરસ્વામીના દેવળ પાસે ચક્રેશ્વર મહાદેવનું પણ મંદિર છે. આષાઢી અગિયારસે અહીં મેળો ભરાય છે.

ઓરીઆથી થોડે દૂર જાવઈ ગામ પાસે નાગતીર્થ છે. અને નાગપંચમીએ ત્યાં મેળો ભરાય છે. ઓરીઆથી ગુરુ દત્તાત્રેયના સ્થાન તરફ જતાં કેદારેશ્વર મહાદેવનું સ્થાન તથા કેદારકુંડ આવે છે. ગુરુ દત્તાત્રેયના સ્થાનનો રસ્તો વિકટ છે. આ સ્થાન એક ટેકરી ઉપર છે. ઉપર દત્તાત્રેયનાં પગલાં છે. ગિરનાર ઉપર પણ આ રીતે ગોરખ-ટૂકની પાછળની ટૂક ઉપર દત્તનાં પગલાં છે.

### અચળેશ્વર

દેલવાડાથી ચાર માઈલ દૂર શાંતિનાથનું મોટું જૈન મંદિર અને તેની સામે અચલેશ્વર મહાદેવનું મોટું દેવાલય છે. આ મૂલ જૈન મંદિર હતું એમ અનુમાન થાય છે. આ દેવાલયમાં મહાદેવની ધાતુની મૂર્તિ છે અને નંદી પણ ધાતુનો છે. મેવાડના રાણા સમરસિંહે અચલેશ્વરની સ્થાપના કરેલી કહેવાય છે. આ મંદિર પાસે રેવતીકુંડ છે. આ સ્થળથી એકાદ માઈલ આગળ ભૃગુઆશ્રમ, ગોમતીકુંડ, પાસે મહાદેવનું દેવાલય અને બ્રહ્માજીની મૂર્તિ છે.

અચળેશ્વરનાં દર્શન કરી અચળગઢ જોવા જવાય છે. આ ગઢની અંદર જૈન મંદિરો છે, કર્પૂરસાગર નામનું તળાવ છે, અને ધર્મશાળા પણ છે.

### નખી તળાવ

આબુ ઉપર આબુના બજારની પાછળ એક સરસ તળાવ છે તેને નખી તળાવ કહે છે. આ તળાવ અર્ધો માઈલ લાંબુ છે. તળાવ ઊંડું પણ સારી રીતે છે. આ તળાવની આજુબાજુ ઘણા રાજાઓ અને ઓફીસરોના બંગલાઓ છે. અને દુલેશ્વર મહાદેવ, રઘુનાથજીનું મંદિર, કપાલેશ્વર મહાદેવ, રામકુંડ, રામગુફા વગેરે જોવા યોગ્ય જગ્યાઓ છે.

### કૃષ્ણતીર્થ

અનાદ્રાને રસ્તે ચારેક માઈલ ઉપર ગીચ ઝાડીમાં થઈને જતાં કૃષ્ણતીર્થ તથા કોટિધ્વજ મહાદેવનું દેવાલય આવે છે. આ જગ્યાએ શ્રાવણ સુદ પૂનમે મેળો ભરાય છે.

### અર્બુદાદેવી

આબુની એક ટેકરી ઉપર પહાડની ગુફામાં અર્બુદાદેવી ઊભાં છે અને ગુફાની બહાર મહાદેવનું દેવાલય છે.

આબુની આસપાસના જૈનેતર દેવસ્થાનોની આ ટૂંકી નોંધ છે; આમાંનાં પ્રાચીન મંદિરો ચંદ્રાવતીના પરમારોએ બંધાવેલાં હશે. વિમળશાહે આબુનો કબજો લીધો તે પહેલાં ત્યાં પરમારોનું રાજ્ય હતું અને વિમળશાહ દંડનાયક થયા છતાં પરમારો ચંદ્રાવતીના રાજા તો રહેલા જ; માત્ર ગુજરાતના રાજાનું આધિપત્ય કબૂલ રાખવું પડયું એટલું જ. ભીમદેવના સમકાલીન ધંધુરાજનો વંશજ યશોધવલ કુમારપાળના વખતમાં ચંદ્રાવતીની ગાદી ઉપર હતો. આ યશોધવલનો પુત્ર ધારાવર્ષ વિ. સં. ૧૨૨૦ થી ૧૨૬૫ સુધી ચંદ્રાવતીની ગાદી ઉપર હતો. ચંદ્રાવતીના પરમારોમાં આ ધારાવર્ષ અતિ પરાક્રમી રાજા તરીકે પ્રખ્યાત છે. એના ભાઈ પ્રલ્હાદન દેવે પાલણપુર વસાવ્યું. આ બધા પરમારોએ આબુની આસપાસ વિષ્ણુનાં, શિવનાં કે અંબાજીનાં મંદિરો ઊભાં કર્યાં હશે. વિ. સં. ૧૩૪૪માં પરમાર પ્રતાપસિંહના બ્રાહ્મણ મંત્રી દેલ્હણે આબુમાં પટ્ટનારાયણનું પ્રાચીન મંદિર સમરાવ્યાની પ્રશસ્તિ અજમેરના સંગ્રહસ્થાનમાં છે ( જુઓ, 'ઇન્ડિઅન એંટીકવેરી,' મે, ૧૯૧૬ ). એ ઉપરથી પણ ઉપરના તર્કને પુષ્ટિ મળે છે. પણ ચંદ્રાવતીના રાજ્યનો નાશ થયા પછી અને પાલણપુર મુસલમાનોના હાથમાં ગયા પછી આબુનાં હીંદુ મંદિરોના જીર્ણોદ્ધાર કોણ કરે ? અને જૈનો આ બાબતમાં બહુ ચીવટવાળા છે. તેઓ પોતાનાં મંદિરોને હમેશાં સમરાવ્યા કરીને નવાં જેવાં જ રાખે છે. એટલે દેલવાડાનાં જૈન મંદિરો ગુજરાતની પ્રાચીન સ્થાપત્યકળાની શોભારૂપે અત્યારે જોઈ શકાય છે ત્યારે જૈનેતર જૂનાં મંદિરો લગભગ ખંડેર જેવાં છે.

### દેલવાડાનાં જૈન મંદિરો

પશ્ચિમ હીંદના સ્થાપત્યના ઉત્તમોત્તમ નમૂનારૂપ છે. કદાચ એ આખા હીંદુસ્તાનના હીંદુસ્થાપત્યના ઉત્તમ નમૂનારૂપ ગણાય. સ્થાપત્યકળાભિજ્ઞો આ મંદિરોને તથા તાજમહાલને એક સાથે ગણે છે. તાજમહાલ બંધાવવા પાછળ એક પ્રેમી શહેનશાહનો ખજાનો અને એક મહાસામ્રાજ્યની અપાર સાધનસંપત્તિ ખરચાયાં છે. જ્યારે આબુનાં મંદિરોને ધર્મપ્રેમથી ગુજરાતના પોરવાડ મંત્રીઓએ બંધાવ્યાં છે.

અલબત્ત, આ મંત્રીઓએ અઢળક ધન ખર્ચ્યું છે અને એ કાળની ગુજરાતની સમૃદ્ધિ એવી હતી કે આ મંત્રીઓ ૧૦–૨૦ ગાઉ દૂરથી સફેદ આરસપહાણના પથ્થરો મગાવી, પર્વત ઉપર એટલે ઊંચે ચઢાવી, આ રમણીય સૃષ્ટિ ઉત્પન્ન કરી શકયા.

દેલવાડામાં પહેલું મંદિર 'વિમલવસહિ' ચૌલુકયરાજા પહેલા ભીમદેવના મંત્રી વિમળશાહે વિ. સં. ૧૦૮૮ (ઈ. સ. ૧૦૩૨)માં બંધાવ્યું છે એમ મંદિરના લેખથી નક્કી થાય છે. આ વિમળશાહ પાટણના જૈનધર્મી પોરવાડ હતા. વિમળશાહના પિતાનું નામ વીર અને માતાનું નામ વીરમતી હતું એમ પ્રબંધો કહે છે. 'વિમલપ્રબંધ'માં શ્રી લાવણ્યસમય કહે છે કે વિમલનો વિદ્યાભ્યાસ પૂરો થતાં એના પિતા દીક્ષા લઈ ચાલી નીકળ્યા; એટલે એની માતા પુત્રને લઈ પોતાના પિતાને ઘેર ગામડામાં રહેવા ગઈ.

એ સમયના જૈનોમાં ઘણાં કુટુંબો મૂલ ક્ષત્રિયોનાં હતાં એટલે તેઓ જૈન થયા છતાં સ્વભાવે ક્ષત્રિયો જ રહેતા. લાવણ્યસમય પણ વિમળશાહની બાણ ફેંકવાની કળાની સ્તુતિ કરે છે અને આ કળા કુળદેવી અંબા માતાની કૃપાથી પ્રાપ્ત થઈ હતી એમ કહે છેઃ–

" શીલ લગઇ તુઠી અંબિકા ત્રીણિવર દીધા પોતિઈયિકા
બાણ પ્રમાણ ગાઉ તે પંચ, હય લક્ષણના લક્ષ પ્રપંચ
નવ નવરૂપ નિરતિઇં નિર્મળા ત્રીજી અદ્ભુત અક્ષર કળા
વર દેઈ દેવી સંચરી વિમલ વધાવિઉં વિદ્યા ધરી. "

—( 'વિમલપ્રબંધ,' ૭૨–૭૩ ).

વિમળના આવા ગુણો જોઈ ને પાટણના નગરશેઠે એને કન્યા આપી પણ વિમળનું મોસાળ ગરીબ હતું. એટલે એનાથી વિમળના લગ્નનું ખર્ચ થઈ શકે એમ ન હતું. પણ એટલામાં ભાગ્યયોગે અથવા પ્રબંધકાર કહે છે તેમ માતાની કૃપાથી એક ખેતરમાંથી દાટેલું ઘણું ધન મળી આવ્યું અને એ પૈસાથી વિમળશાહે પોતાનાં લગ્ન કર્યાં તથા પછી પાટણમાં રહેવાનું રાખ્યું. પ્રબંધકાર કહે છે કે પાટણમાં ભીમને પોતાની બાણકળાથી ખુશી કરીને ધીમે ધીમે પોતાની ચતુરાઈથી વિમળશાહે પોતાના વંશનું જૂનું મહામંત્રીપદ પાછું પ્રાપ્ત કર્યું. શ્રીલાવણ્યસમય ચરિત્રનાયકની પ્રશંસાના વેગમાં વિમલશાહે પૂર્વના રોમ નગરના બાર સુલતાનોને તથા શાકંભરીના,

માળવાના, મેવાડના, તથા જ્વાલાપુર વગેરેના સો રાજાઓને જીત્યા હતા એવું કહે છે. પણ આ તો કવિની કલ્પના લાગે છે. બાકી એટલું ખરું કે વિમલશાહ એક બહાદુર યોદ્ધો અને ચાલાક મુત્સદ્દી હશે અને भूपालशतसेवितः એટલે કેટલાક સામંતો એની આજ્ઞા માનતા હોય એ સંભવિત છે.

વિમલશાહે ચંદ્રાવતીના પરમારને હરાવી એની પાસે ગુજરાતના રાજાનું આધિપત્ય કબૂલ કરાવ્યા પછી દંડનાયક તરીકે પોતાનું રહેવાનું ચંદ્રાવતીમાં જ રાખ્યું અને ધીમે ધીમે પોતાની સત્તા એટલી વધારી કે ભીમદેવને વિમળશાહનું સ્વતંત્ર રાજાપણું સ્વીકારવું પડયું હોય એમ લાગે છે× વિમળશાહને પાછળથી चंद्रावतीश જેવાં બીરુદો લગાડયાં છે.

શ્રી ધર્મઘોષસૂરિની પ્રેરણાથી ચંદ્રાવતીશ વિમલશાહને આબુ ઉપર વિમલવસહિ બંધાવવાનો વિચાર આવ્યો. વિમળશાહને જે જગ્યા પસંદ આવી તે શિવ અને વિષ્ણુના પૂજકોના હાથમાં હતી પણ આ મંત્રીશ્વરે સત્તાના તથા દ્રવ્યના બળથી પોતાને જોઈતી જગ્યા ઉપર પથરાઈ રહે એટલા ટંકાઓ (સિક્કા) આપી જમીન ખરીદી લીધી, અને તે ઉપર અઢળક દ્રવ્ય ખરચી આદિનાથનું રમણીય ચૈત્ય બંધાવ્યું. અને આદિનાથ પ્રભુની અઢાર ભાર પિત્તળની મોટી પ્રતિમા ઘડાવી શ્રીધર્મઘોષસૂરિને હાથે વિ. સં. ૧૦૮૮માં પ્રતિષ્ઠા કરાવી, અને એ સમયે ભાટચારણો, બ્રાહ્મણો અને ગરીબોને પુષ્કળ દાન આપ્યું.

વિમળવસહિનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થાન નથી, પણ ગુજરાતના એક સ્થાપત્યકળાભિજ્ઞ ખરું જ કહે છેઃ " આ દેવળ તેના અણીશુદ્ધ નકશી કામથી પ્રેક્ષકને વિચારમાં ગરક કરી દે છે. તેના વિચારમાં આ મનુષ્યની કૃતિ હશે એમ આવતું નથી. તે એટલાં પૂર્ણ છે કે તેમાં કંઈ પણ ફેરફાર ન જ કરી શકાય. આ મંદિરનો સાધારણ 'પ્લાન' ગિરનાર ઉપરનાં કે બીજાં જૈન મંદિરો જેવો જ છે. વચમાં મુખ્ય મંદિર અને આસપાસ નાની દહેરીઓ. મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર આગળ એક મંડપ છે. અને એ મંડપની આગળ ૪ થાંભલાઓવાળો

× पत्तनेशभीमेन छत्रचामरादिदत्त्वा नृपतिः कृतो विमलः—'પ્રબંધસંગ્રહ.'

જુઓ : 'સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનો રીપોર્ટ', પા. ૬૩થી ૬૮. પણ આ વિષયમાં મારા મત માટે જુઓ 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ,' વિ. ૧, પૃ. ૧૯૨.

એક લંબચોરસ ઓરડો છે. જેમાં વિમળશાહ પોતાના કુટુંબને મંદિર તરફ લઈ જાય છે. આ કલ્પના નવીન છે. આ હાથીનાં પૂતળાં કદમાં નાનાં પણ પ્રમાણસર છે અને અંબાડીનું કામ પણ ઘણું સારું છે."

સામાન્ય રીતે મંદિર અંદરથી બહુ જ સુશોભિત અને કારીગરીથી ભરપૂર છતાં બહારથી જોતાં એની અંદરની શોભાનો બિલકુલ ખ્યાલ આવતો નથી. વિમાનનું શિખર પણ નીચું અને કઢંગું છે. આ મંદિરો કદમાં ખાસ નાનાં રાખવામાં આવ્યાં છે કારણ કે એટલી ઊંચાઈ ઉપર બહુ મોટાં મંદિરો બાંધવાં એ શક્ય નહોતું. વળી આબુના ડુંગરમાં વારંવાર ધરતીકંપ થાય છે, એ વાતની પણ ત્યારના સ્થપતિઓને ખબર હોવી જોઈએ એટલે ઊંચાઈ કે વિશાલતાથી ભવ્યતા આણવાનો વિચાર પડતો મૂકી સ્થપતિઓએ બની તેટલી કળા અંદરના ભાગમાં ખરચી છે.

આ મંદિરમાં સૌથી વધારે નકશીકામ મંડપમાં જોવામાં આવે છે. મંડપ પ્રમાણસર ઊંચાઈનો છે. અને તેની અંદર વાપરેલા સફેદ આરસપરના નકશીકામથી એટલો તો સુંદર લાગે છે કે તેને જોઈને પ્રેક્ષક સ્તબ્ધ થઈ જાય છે. મંડપનો ઘૂમટ અષ્ટકોણાકારે છે. ઘૂમટમાં અને થાંભલા ઉપર એટલું નકશીકામ કરેલું છે કે એની વીગતો જોતાં આપણે થાકી જઈએ અને એટલું ઝીણું કામ કરવાની તો આજના માણસોને ધીરજ જ ન રહે. મંડપમાં ઊભા રહેતાં ચારે તરફ બધો ભાગ કોતરકામના શણગારથી ભરેલો દેખાય છે અને એ કોતરકામ એટલું બારીક છે કે જાણે મીણનાં બીબાંમાં ઉતાર્યું હોય એવું લાગે છે. અને તેથી અર્ધ પારદર્શક કોરની જાડાઈ દેખાતી નથી. આ પછીનાં વસ્તુપાળતેજપાલનાં દહેરામાં કોતરકામ આ વિમળશાહના મંદિર કરતાં ઘણું વધારે છે. પણ કળાની દૃષ્ટિથી જોતાં તજ્જ્ઞોનો એવો મત છે કે વિમળશાહનું મંદિર મુસલમાન પહેલાંની સ્થાપત્યકળાનું શિખર દર્શાવે છે.

આ મુખ્ય મકાનની આસપાસ થોડે છેટે બેવડા થાંભલાની હારોવાળી ઓસરી છે. ને તેમાં ચારે બાજુ દેરીઓ છે. આ ઓશરી પર અગાશી છે.

આ મંદિરના તથા વસ્તુપાળતેજપાલના મંદિરના કોતરકામમાં

જુદી જુદી ભૌમિતિક આકૃતિઓ, વેલફૂલો, પૌરાણિક દેવદેવીઓની કથાઓ વગેરે આલેખેલાં છે.

### વસ્તુપાળતેજપાળનું મંદિર

આ વસ્તુપાળતેજપાળ પણ પોરવાડ વંશના જૈનો અને ગુજરાતના રાજા વીરધવલના મંત્રીઓ હતા. આ મંત્રીઓની કીર્તિ જૈન લેખકોએ ખૂબ ગાઈ છે. અને એનું મુખ્ય કારણ કદાચ આ મંત્રીઓનાં જૈન ધર્માર્થી દાનો હશે. આ મંત્રીઓએ અનેક પ્રકારનાં દાનો કર્યાં હશે પણ એમાંથી મંદિરો સિવાય બીજા કોઇની નિશાની ભાગ્યેજ જીવતી રહી છે. ગુજરાતમાં ચૌલુકય વંશના સ્થાપક મૂળરાજદેવના વખતથી મંદિરો, તળાવો અને કિલ્લાઓ બંધાવવાનું શરૂ થયું હશે; સિદ્ધરાજ અને કુમારપાળે આમાં વધારો કર્યો છે. પણ જૈન ધર્મનાં જેટલાં અને જેવાં મંદિરો આ ભાઈઓએ બંધાવ્યાં છે તેટલાં અને તેવાં બીજા કોઈએ ભાગ્યેજ બંધાવ્યાં હશે. આબુ ઉપર, ગિરનાર ઉપર અને શેત્રુંજા ઉપર આ મંત્રીઓએ બંધાવેલાં મંદિરો હજી પણ ઊભાં છે.

આબુનું મંદિર તેજપાલની સરસ્વતી સરખી પત્ની અનુપમાદેવીની પ્રેરણાથી કેવી રીતે બંધાયાં તેનું ટૂંક વૃત્તાંત રા. રા. ર. છો. પરીખે 'પ્રસ્થાન' (પુ. ૩, અં. ૧)માં જિનહર્ષગણીકૃત 'વસ્તુપાલચરિત'માંથી આપ્યું છે તે જાણવા જેવું છે.

ગુજરાતના મંત્રીઓ થયા એ પહેલાં, અઢળક ધનના દાતા થયા એ પહેલાં, એકવાર બંને ભાઈઓ કુટુંબ સાથે સોરઠ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા. ઘરમાં જે કાંઈ ધન હતું તે સાથે લીધું. રસ્તામાં હડાળા ગામ આગળ મુકામ કર્યો. ત્યાં માલૂમ પડયું કે સોરઠમાં જોઈએ તેવી શાંતિ નથી. સાંજે તે વાણિયાઓએ વિચાર્યું કે બધું ધન સાથે લઈ જવું ઠીક નથી. ભવિષ્ય માટે થોડુંક ધન કયાંક દાટીને જઈએ તો ઠીક. બન્ને ભાઈઓ લક્ષ્મી ગણવા બેઠા. ત્રણ લાખ દામ થયા. તેમાંથી એક લાખ લઈ રાતે દાટવા નીકળ્યા. ઝાડ નીચે ધન દાટવા જમીન ખોદતા હતા ત્યાં નીચેથી સોનાનો ભરેલો એક ઘડો પ્રગટ થયો. બન્ને ભાઈઓ વિચારમાં પડી ગયા કે હવે શું કરવું ! તેઓએ નાનાભાઈ તેજપાલની પત્નીની સલાહ લેવાનો વિચાર કર્યો. તેને બધો વૃત્તાંત જણાવ્યો અને પૂછયું:

आवाभ्यां निधिनानेन किं कर्तव्यं मनः सुखं
मनस्विनि मतिं ब्रूहि परिणामगुणावहाम् ॥

"હવે અમારે આ ધનનું શું કરવું? હે મનસ્વિનિ, પરિણામે ગુણવાળી સલાહ આપ."

અનુપમાદેવીએ વાણિયાઓને માર્મિક વચન કહ્યું:

द्रव्योपार्जनसंजातरजोभाराद्दिवांगिनः ।
अधः क्षिपन्ति सर्वस्वं गन्तुकामा अधोगतिम् ॥
अतो गरीयसि स्थाने स्थापनीयं निजं धनम् ।
जगद्दृग्गोचरे प्रोच्चैः पदवीं स्पृहयालुभिः ॥

"દ્રવ્યઉપાર્જનથી થયેલા રજોભારથી (ધૂળના ભારથી અને પાપના ભારથી) જાણે અધોગતિને પામવાની ઇચ્છાવાળા પોતાનું બધું નીચે નાખે છે (જમીનમાં દાટે છે.)

માટે જગતની દૃષ્ટિમાં ઉચ્ચપદવીની સ્પૃહા હોય તેવાઓએ તો ઉચ્ચ સ્થાને જ પોતાના ધનને સ્થાપવું જોઈએ."

આ રીતે અનુપમાએ ઉચ્ચત્વનો પાઠ આપ્યો. તે બંને ભાઈઓએ સ્વીકાર્યો. જીવનભર એનું પાલન કર્યું. તાત્કાલિક પરિણામ શત્રુંજય અને ગિરનાર ઉપરનાં મંદિરોમાં આવ્યું.

આ પછી બંને ભાઈઓ ગુજરાતના મંત્રીઓ બન્યા. તેઓએ પોતાની બુદ્ધિ અને પોતાના શૌર્યથી, વીંખાતા જતા ગુજરાતને એક તંત્ર નીચે આણ્યું. પોતાની ઉદારતાથી પોતાની કીર્તિ ખૂબ ફેલાવી. પણ છેવટનું મહાકાર્ય હજી બાકી હતું. ત્યાં નાગેન્દ્રગચ્છના નાગેન્દ્ર મુનિએ આબુનું માહાત્મ્ય ગાયું. આ ઉપરથી વસ્તુપાલે મનમાં વિચાર્યું કે "અમે ચાર ભાઈ હતા તેમાંથી બે તો નાનપણમાં જ દેવલોક પામ્યા. તેમાં મલ્લદેવના શ્રેય અર્થે તો શત્રુંજયગિરિ ઉપર અષ્ટાપદ સરખું અષ્ટાપદચૈત્ય બંધાવ્યું. પણ લૂણિગના શ્રેયઅર્થે કૈં કીર્તન કરાવ્યું નથી.'

આ રીતે આબુ ઉપર મંદિર બંધાવવાનો વિચાર ઉદ્ભવ્યો. બંને ભાઈઓએ મળીને નેમિનાથનું ચૈત્ય બંધાવવાનું નક્કી કર્યું, અને ચંદ્રાવતીના રાજાની મદદથી મંદિરનું કામ શરૂ થઈ ગયું. બીજી તરફથી વસ્તુપાલે કસોટીના પથ્થરની નેમિનાથની મૂર્તિ બનાવી આબુ ઉપર મોકલી આપી. પણ મંદિર બાંધવાનું કામ પુષ્કળ દ્રવ્ય ખર્ચવા

છતાં બહુ ધીમે થતું હતું. એક વાર તેજપાળ પૂજાની તૈયારીમાં હતો તે સમયે ચતુરાઈમાં સરસ્વતી સમી અનુપમાદેવીએ કારીગરોની કામમાં મંદતા જોઈ મુખ્ય સ્થપતિ શોભનને બોલાવીને પૂછ્યું કે "જો આ એક સ્તંભ ઊભો કરતાં તને આટલો વિલંબ થયો તો આ પર્વત ઉપર ચૈત્ય ક્યારે તૈયાર થશે ?" ત્યારે આ કાર્યના અધિકારી શોભને જવાબ આપ્યો કે "સ્વામિનિ, આ પર્વત દેવોને પણ ચઢતાં કઠિન પડે એવો છે. અહીં આજે ઉગ્ર ટાઢ પડે છે તેથી સવારનું કામ અટકી જાય છે. બપોરે બધા સ્થપતિઓ રાંધવાના કામમાં પડી જાય છે. જમ્યા પછી જ્યાં કામ શરૂ કરીએ છીએ ત્યાં સાંજે વિઘ્નરૂપ ઠંડી પડવા માંડે છે. વળી ખોરાકમાં શાક અને દૂધ મળતાં નથી, એટલે શરીરમાં જોઈએ તેવી શક્તિ પણ રહેતી નથી. આથી આ પર્વત ઉપર થોડું થોડું કામ થાય છે. સામગ્રી સિવાય ધનથી પણ કાર્યસિદ્ધિ થતી નથી."

આ બંનેમાં આમ વાત ચાલતી હતી ત્યાં તેજપાલ આવી પહોંચ્યો અને શોભનને પુછ્યું, "ભાગ્યશાળી અનુપમાદેવી તમને શું કહે છે ?" તેજપાલે બધી હકીકત જાણી અને પત્નીની સલાહ માગી. અનુપમાએ મુદિત થઈ કહ્યું : "દિવસે અને રાતે જુદા જુદા સ્થપતિઓ નીમો. બધા શિલ્પીઓને અમૃત સમાં યથારુચિ ભોજન જમાડો. તેઓને નહાવાધોવા ને આરામ લેવાની સગવડ કરવા જુદાં જુદાં માણસોની ગોઠવણ કરો. દુનિયામાં આ રીતે જ ધર્મકૃત્યો થાય છે, सर्वः संतोषमायातः सोत्साहः स्यात् क्रियासु यत् 'સર્વને સંતોષ મળતાં કામમાં ઉત્સાહ આવે છે.'"

આ રીતે તાજમહાલની પછવાડે એક પ્રેમપાત્ર સ્ત્રીની યાદગીરી છે, તો આબુનાં મંદિરોની પછવાડે એક ધર્મનિષ્ઠ ઉદારચિત્ત સ્ત્રીની પ્રેરણા છે.

આ મંદિરો માટે રા. ગજાનન વિશ્વનાથ પાઠક કહે છે કે આ દેવળ વિમળશાહના દેવળના ઉત્તરપૂર્વના ખૂણા ઉપર આવેલું છે, અને તે પશ્ચિમાભિમુખ છે. તેના 'પ્લાન'ની વ્યવસ્થા વિમળશાહના દેવળ જેવી છે. પૂર્વ તરફ ઓશરીમાં દહેરીઓને બદલે મંદિર બંધાવનારના કુટુંબનો વરઘોડો બનાવ્યો છે. અને આ ભાગ મુખ્ય મંદિરથી જુદો કરવા વચ્ચે કોતરકામવાળી ભીંત કરી છે. આ કોતર-

કામ નાના ચોરસનું કરેલું છે. આખું મકાન ૧૫૫'×૯૨'નાં લંબ-ચોરસમાં હોઈ વિમળશાહના દેવળ કરતા જરા મોટું છે. તેના મંડપના થાંભલાઓ વધારે અને આઠ જુદી જુદી જાતના છે. જ્યારે વિમળશાહના દેવળમાં ૧૧મા સૈકાના થાંભલા જ બધે છે. મંડપ ઉપરનો ઘુમ્મટ વિમળશાહના દેવળ પેઠે જ રાખેલો છે, પણ તેનું અંદરનું નકશીકામ પહેલાનાં કરતાં ચઢિયાતું છે. ઘુમ્મટના બીજા થરથી ૧૬ બેઠક ઉપર વિદ્યાદેવીની જુદી જુદી પૂતળીઓ મૂકેલી છે. આ ઘુમ્મટની બરોબર મધ્યમાં ઉપરથી એક લોલક કર્યું છે જે બહુ જ સરસ ગણાય છે. બહુ જ કોમળ છે. ગુલાબના મોટા ફૂલને તેની ડાંડલીથી ચતું પકડીને જે આકાર થાય તે આકાર આનો છે. આ લોલક સાથે સરખાવતાં ઇંગ્લાંડનાં ૭મા હેનરીના વખતમાં વેસ્ટ મીન્સ્ટરમાંના લોલકો પ્રમાણ વિનાનાં અને ભારે લાગે છે. આ લોલકની સુંદરતા અને સુકુમારતાનો ખ્યાલ માત્ર નજરે જોવાથી જ આવે ×

આબુ ઉપર આ ઉપરાંત બીજાં બે જૈન મંદિરો છે પણ તેનું વર્ણન કરવા જેવી તેમાં કંઈ વિશેષતા નથી. વળી તારંગા પણ જૈન તીર્થસ્થાન છે. પણ તેનું વર્ણન અહીં કર્યું નથી. હાલના ગુજ-રાતમાં તો આબુનો પણ સમાવેશ થતો નથી, પણ જ્યારે આબુ ગુજરાતમાં ગણાતો ત્યારે ગુજરાતીઓએ આ તીર્થ ઊભું કર્યું છે અને કળાની દૃષ્ટિએ પણ એમાં ગુજરાતની જ એ કળા છે એટલા ખાતર આબુનાં આ મંદિરોનું વર્ણન કર્યું છે.



× જુઓ: 'પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ'નો રિપોર્ટ.

# ગિરનાર અને ગિરિનગર

સૌરાષ્ટ્રનો આ પર્વત ઘણા જૂના કાળથી પ્રસિદ્ધ છે. ભગવાન શ્રીકૃષ્ણે દ્વારકા વસાવ્યું તે પહેલાં પણ આ પર્વત પ્રસિદ્ધ ખરો. આનર્તના પુત્ર રેવતે કુશસ્થલી વસાવ્યાનું પુરાણો કહે છે અને એનો અર્થ રૈવતક પર્વતની તળેટીમાં એક ગામ વસ્યું એવો હું કરું છું. કુશસ્થલી રૈવતક–ગિરનારની તળેટીમાં હતું, અને એ સ્થાને જ યાદવોએ દ્વારવતી વસાવ્યું, એમ મને તો 'મહાભારત,' 'વાયુ-પુરાણ' વગેરેનાં વચનો જોતાં જણાય છે ( આ બાબતના સવિસ્તર પુરાવા માટે જુઓ આઠમી સાહિત્ય પરિષદને મેં આપેલો અને 'પુરા-તત્વ' પુ. ૪, અંક ૧–૨ માં છપાયેલો નિબંધ[1]). એટલે મારા મત પ્રમાણે, વૈદિક સમયમાં તો ગુજરાત અને કાઠિયાવાડનો પ્રદેશ જંગલોથી ભરેલો હતો. અત્યારના સ્થળજળમાં અને એ વખતના સ્થળજળમાં પણ મોટો ફેરફાર હતો. એ વખતે આ પશ્ચિમ હિંદમાં વસ્તી હશે તો કાંઠાના ભાગ ઉપર કોઈ પરદેશી વહાણવટી કે ચાંચિયાઓની અને વચલા પ્રદેશમાં આ દેશના મૂળ જંગલી વતનીઓની હશે. આર્યો તો હજી ગંગાજમનાના પ્રદેશને ઓળંગી આ ભાગમાં આવ્યા જ ન હતા. પછી મહાભારતના આરમ્ભકાળમાં રેવતાચળની તળેટીમાં કુશસ્થલી ગામ વસેલું દેખાય છે. પછી યાદવોએ એ જ સ્થળે–ગિરનારની તળેટીમાં દ્વારવતી વસાવ્યું. આ અરસામાં કાંઠા ઉપર પ્રભાસ પાટણ વસ્યું હતું. દ્વારકાનો શ્રીકૃષ્ણના સ્વધામ પધારવા સાથે નાશ થયો અને પાછું આ પ્રદેશમાં મૂળના જંગલી લોકોનું—કૃષ્ણની સ્ત્રીઓને ઉપાડી જનારા આભીરો—કાબાઓનું જોર જામી ગયું. મારા મત પ્રમાણે આ કાબાઓ પણ ભટકતા યાદવો જ હોવા જોઈએ. પણ ગિરનારની તળેટી

---

૧. જે આ પુસ્તકમાં પણ છાપ્યો છે. જુઓ. પૃ. ૩૭૭–૪૮૬.

લશ્કરી દૃષ્ટિએ ઘણું અગત્યનું સ્થળ હોવાથી તથા આસપાસનો પ્રદેશ અતિશય ફળદ્રુપ હોવાથી એ સ્થળ લાંબો વખત ઉજ્જડ ન રહ્યું. નંદોના કે ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં એ સ્થળે ગિરિનગર નામે શહેર વસ્યું. આ ગિરિનગર જરા આગળ પાછળ હઠયું હશે અથવા થોડું ઘણું બદલાયું હશે પણ તદ્દન ઉજ્જડ થયું નથી. અર્થાત્ હાલનું જુનાગઢ એ ૨૪૦૦ વર્ષ ઉપરના ગિરિનગરનું રૂપાન્તર છે.*

આ સ્થળની વધારે ખૂબી તો એ છે કે પ્રાચીન દ્વારકાપુરીના વખતની નહીં પણ તે પછીના ઇતિહાસના એક પછી એક કાળની થોડી થોડી નિશાનીઓ હજુ સુધી જળવાઈ રહી છે. એટલે ગિરનાર અને જૂનાગઢ વચ્ચે ૨૪૦૦ વર્ષનો ઇતિહાસ જીવતો થતો અત્યારે દેખાય છે. ગુજરાતમાં ભરૂચ વગેરે બીજાં પ્રાચીન સ્થાનો છે પણ કોઈએ આટલી ઐતિહાસિક નિશાનીઓ જાળવી રાખી નથી.

જૂનાગઢના વાઘેશ્વરી દરવાજાથી બહાર નીકળી ગિરનાર જવાની સડકે ચાલતાં જમણે હાથે સડકના કાંઠા ઉપર અશોકના લેખવાળો મોટો પથ્થર જોવામાં આવે છે. વાઘેશ્વરી દરવાજાની બહારથી ગિરનાર સુધીના પ્રદેશને સ્કંદપુરાણાંતર્ગત 'ગિરનારમાહાત્મ્ય'માં વસ્ત્રાપથ-ક્ષેત્ર કહ્યું છે. પણ આ પૌરાણિક માહાત્મ્ય કરતાં આ લેખવાળા પથરાથી આ પ્રદેશનું માહાત્મ્ય ઘણું વધી ગયું છે. આ એક પથરા ઉપરથી આ પ્રદેશનો આઠસો નવસો વર્ષનો ઇતિહાસ વંચાય છે.

મૌર્ય મહારાજા અશોકે આ સ્થળ મોટું તીર્થસ્થાન× ગણાતું હોવાથી અહીં લેખ કોતરાવ્યો હશે. ગમે તેમ હો પણ ગિરનારની

* શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના ૧ લા પુષ્પ તરીકે રા. રા. જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરાએ લખેલા 'ગિરનારગૌરવ' નામના પુસ્તકમાં લખ્યું છે કે "આ શહેરને આદિકાળમાં મણિપુર, સ્મૃતિકાળમાં ચંદ્રકેતુપુર, પછી રૈવતનગર અને કલિકાળમાં પુરાતનપુર પણ કહેતા હતા." (પા. ૩ પાદનોંધ) આ વચન માટે શો આધાર છે તે લેખકે જણાવ્યું નથી.

× આ ગિરિનગર બૌદ્ધો, જૈનો અને હિંદુઓ બધા માટે તીર્થસ્થાન ગણાતું. 'મહાભારત' આને पुण्यगिरौ सुराष्ट्रेषु उज्जयन्ते એ રીતે પુણ્યગિરિ કહે છે (પર્વ ૩, અ. ૮૮). જૈનો ગિરનારને બાવીસમા તીર્થંકર નેમિનાથનો પર્વત ગણે છે અને અશોકના લેખથી અને સ્તૂપથી બૌદ્ધોને મન પણ આ સ્થળ તીર્થસ્થાન થયું હશે. જૂનાગઢની આસપાસમાં બૌદ્ધ ગુફાઓ પણ છે.

તળેટીમાં આવેલું આ શહેર મૌર્યકાળમાંયે પ્રસિદ્ધ હોવું જોઈએ. કારણ કે આ અશોકના લેખવાળા પથ્થર ઉપર જ ઈ. સ. બીજા શતકના મધ્યમાં ક્ષત્રપ રુદ્રદામનનો પણ લેખ કોતરેલો છે. એ લેખમાં આ સ્થળે–ગિરનારની ખીણમાં એક તરફથી બંધ બાંધી લઈને બનાવેલા સરોવરની હકીકત મળે છે. એ લેખ ઉપરથી મૌર્ય ચંદ્રગુપ્તના વખતમાં આ સરોવરની હસ્તી હતી એમ સમજાય છે. પછી અશોકે નીમેલા આ પ્રદેશના સૂબાએ આ તળાવમાંથી ખેતરોને પાણી આપવા માટે નહેરો બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ હાકેમ તુષાષ્પ નામનો યવન (ગ્રીક) હતો. આ ઉલ્લેખો ઉપરથી મૌર્ય વખતમાં સુરાષ્ટ્રની રાજધાની આ ગિરિનગર હતું એમ સાબિત થાય છે. પછી ક્ષત્રપોના વખતમાં ઈશ્વરદત્ત આભીરે ઉજ્જયિની ક્ષત્રપો પાસેથી લઈ લીધું એટલે પશ્ચિમના ક્ષત્રપોએ પોતાની મુખ્ય રાજધાની ગિરિનગરમાં કરી હશે. ક્ષત્રપ રુદ્રદામનના વખતમાં આ સુદર્શન સરોવરની પાળ તૂટી જવાથી રુદ્રદામને એ સમરાવી અને એની પ્રશસ્તિ શક સં. ૭૨ (ઈ. સ. ૧૫૦)માં આ જૂના પથરા ઉપર જ કોતરાવી. ક્ષત્રપને હાંકી પોતાનું આધિપત્ય સુરાષ્ટ્રમાં સ્થાપનાર ગુપ્તોએ પણ પોતાના સુરાષ્ટ્રના સૂબાને ગિરિનગરમાં રાખ્યો હતો. અને મહારાજા સ્કંદગુપ્તના સૂબા ચક્રપાલિતે ઇ. સ. ૪૫૫–૫૬ માં ફરી આ સરોવરની પાળ તૂટી જતાં સમરાવી તથા એના કાંઠા ઉપર વિષ્ણુમંદિર બંધાવી એ કાર્યની પ્રશસ્તિ અશોકવાળા શિલાલેખ ઉપર જ કોતરાવી. આ રીતે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકથી ઈ. સ. પાંચમા શતક સુધીમાં આ મહાન શિલા ઉપર ત્રણ મોટા ઐતિહાસિક લેખો કોતરાયા છે. આ સરોવરનું પછી શું થયું એ ખબર નથી પણ ગુપ્ત વખતની પાળ બસ્સોત્રણસો વર્ષ પછી તૂટી હશે તે કોઈએ ફરી સમરાવી જણાતી નથી અને આ રીતે એક હજાર વર્ષ કે તેથી વધારે વર્ષો સુધી ગિરનારના પાદમાં હિલોળા લેતું તળાવ આજે અદશ્ય થઈ ગયું છે.

આ સુદર્શન તળાવના સ્થાન માટે પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ પહેલી તપાસ કરેલી અને પછી જૂનાગઢના એક વખતના દીવાન રા. અરદેશર શેઠે પાળની નિશાનીઓ શોધી કાઢી છે. અશ્વત્થામાના ડુંગરથી પશ્ચિમમાં છેક ઉપરકોટની દિવાલ સુધી સુવર્ણ રેખા–સોનરેખ અને પલાશિનીને બાંધી લઈને બનાવેલું લગભગ ૨૬૮

એકર ક્ષેત્રફળમાં આ સુદર્શન તળાવ હતું. અને એના એક ખૂણા ઉપર આ અશોકના લેખવાળો પથરો હશે. કદાચ એની પાસે જ ચક્રપાલિતે બંધાવેલું વિષ્ણુમંદિર હશે. ડૉ. ભગવાનલાલ ઈંદ્રજીનો તર્ક સાચો હોય તો આ ગુપ્તસમયના વિષ્ણુમંદિરની મૂર્તિ હાલના દામોદરજીના મંદિરમાં બિરાજે છે. એ મંદિરમાં વપરાયેલા કેટલાક કોતરકામવાળા પથરા, જે મંદિરનો પાયો ખોદતાં નીકળ્યા છે, તે કદાચ આ જૂના મંદિરના હશે.

ઈ. સ. ૪૭૦–૭૫ ની આસપાસમાં હૂણોને હાથે ગુપ્તસામ્રાજ્યનો નાશ થયો અને એ અરસામાં સેનાપતિ ભટ્ટાર્કે વલભીનું રાજ્ય સ્થાપ્યું. આ વલભીરાજ્ય બરાબર ૩૦૦ વર્ષ ચાલ્યું. વલભી-કાળમાં કાઠિયાવાડ ખૂબ આબાદ થયો. કાઠિયાવાડનાં હાલનાં અનેક ગામડાંઓ વલભી વખતમાં વસેલાં છે. ચીનાઈ મુસાફર યુવાનચંગ ઈ. સ. સાતમા શતકમાં કાઠિયાવાડમાં પણ આવેલો અને તેણે કાઠિયાવાડની આબાદીનું વર્ણન આપ્યું છે. વલભીકાળમાં ગિરિનગર વલભીઓના જ હાથમાં હતું કે સ્વતંત્ર હતું એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી પણ સ્વતંત્ર હોવાના પુરાવા ન હોવાથી વલભીને આધીન હતું એમ પુરાતત્ત્વજ્ઞો માને છે ( જુઓ 'ઇન્ડિઅન ઍન્ટીકવેરી,' 'માર્ચ સપ્લીમેંટ,' ૧૯૨૫, પા. ૨૧ ). વલભીના નાશ વખતે વલભીનો ગિરિનગરનો સૂબો સ્વતંત્ર થઈ ગયો અને તેણે ચૂડાસમા વંશની સ્થાપના કરી એમ રા. અનંત સદાશિવ અલ્તેકર તર્ક કરે છે. (એજન). પણ વધારે સંભવ વલભીના સૂબાના કોઈ વંશજ પાસેથી ચૂડાસમાએ જૂનાગઢ લીધું હોવાનો છે. ભાટોની દંતકથા પ્રમાણે સિંધથી આવેલા સમા રજપૂત વંશના ચૂડચંદ્રે વામનસ્થલી-હાલના વણથલીમાં ગાદી સ્થાપી. ચૂડાસમા વંશનો મૂળપુરુષ ચૂડચંદ્ર હોવા બાબત શંકા કરવાનું કારણ નથી. ધંધુસરના ઉત્કીર્ણ લેખમાં પણ ચૂડચંદ્રને મૂળપુરુષ કહ્યો છે. દંતકથા પ્રમાણે નવમા શતકના અંતમાં લગભગ વલભીના નાશ પછી સો વર્ષે વામનસ્થલીમાં ચૂડાસમાનું રાજ્ય સ્થપાયું. આ ચૂડચંદ્રના પૌત્રનો પૌત્ર રાંગ્રાહરિપુ (ઈ. સ. ૯૪૦ થી ૯૮૨) અણહિલવાડના રાજા મૂળરાજના વખતમાં હતો. એ મહા પરાક્રમી રાજા થયો, તેણે જ જૂનાગઢ ઉપર ઉપરકોટ બંધાવ્યો એમ 'દ્વયાશ્રય' કહે છે. અને એ વખતથી સૌરાષ્ટ્રના આ

ચૂડાસમાઓ અને પાટણના સોલંકી વચ્ચે દર પેઢીએ લડવાની શરૂઆત થઈ. ટૂંકામાં સોલંકીઓના વખતથી–ઈ. સ. દશમા શતકથી પાછું જૂનાગઢ પ્રકાશમાં આવે છે. વલભીસમય અને તે પછીનાં થોડાં વર્ષોની એટલે વચલાં ૪૦૦–૫૦૦ વર્ષની કોઈ નિશાનીઓ જૂનાગઢ કે ગિરનારમાં જળવાઈ રહી નથી. પણ દશમા શતકથી પાછી ઐતિહાસિક નિશાનીઓ દેખાવા માંડે છે. દશમા શતકથી શરૂ થયેલો ઇતિહાસ આજસુધી અત્રુટિત ચાલે છે. જૂનાગઢના રા' અને સોલંકીઓ વચ્ચે લડાઈઓ ચાલુ રહેવાથી ગુજરાતના ઇતિહાસમાં જૂનાગઢ દેખાયા જ કરે છે.

આ ચૂડાસમાઓનું રાજ્ય ઈ. સ. નવમા શતકના અન્તથી તે ઈ. સ. ૧૪૭૨ સુધી એટલે લગભગ પાંચસો વર્ષ સુધી રહ્યું અને એ પાંચસો વર્ષના રાજ્યકાળની કેટલીક નિશાનીઓ ઉપરકોટમાં, કેટલીક ગિરનારના રસ્તા ઉપર તો કેટલીક ગિરનાર ઉપર દેખાય છે. જૂનાગઢ અને ગિરનાર ઉપરનાં કૂવાઓ, વાવો, દેવળો, વગેરે બધાં જૂનાં હિંદુ સ્થાનો આ વખતનાં છે.

ઉપરકોટની પાસે જ આવેલાં ખાપરાકોડિયાનાં ભોંયરાં તો ઘણું કરી બૌદ્ધ વિહારો છે અને ક્ષત્રપ વખતનાં હશે. પણ ઉપરકોટની અંદર તો બધી નિશાનીઓ ચૂડાસમા રાજ્યકાળની છે. આ ઉપરકોટ અત્યારે તો મુસાફરોને જોવા લાયક જૂનું સંગ્રહ ખંડેર માત્ર છે પણ લગભગ આઠસો વર્ષ સુધી એ જૂનાગઢના રાજાઓને લડાઈ વખતે ભરાઈ બેસવાનો સુરક્ષિત કિલ્લો હતો. સિદ્ધરાજથી આરંભી દીવાન અમરજી (ઈ. સ. ૧૭૬૦) સુધી વારંવાર આ કિલ્લાને ઘેરો નાખવામાં આવ્યો છે અને વારંવાર એનો જીર્ણોદ્ધાર થયો છે.

ઉપરકોટનો કિલ્લો એક મજબૂત ખડક ઉપર બાંધેલો છે. 'મિરાતે અહમદી'માં એને ત્રણ દરવાજા હોવાનું જણાવ્યું છે પણ હાલમાં બે જ છે. ઉપરકોટની અંદરની સૌથી આધુનિક રચનાઓમાં પાણીની ટાંકીઓ મુખ્ય ગણાય. આ ટાંકીઓ બાંધવા માટે ખોદ કામ કરતાં જૂના વખતની મજબૂત દીવાલો નીકળી તથા કોડાઓ નીકળ્યા. એ ઉપરથી આ મોટા કિલ્લાની અંદર એક નાનો કિલ્લો કોઈ વખત હોય એ સંભવિત છે. વળી કુવા જેવા ઉંડા દાણાના કોઠાર પાકા બાંધેલા નીકળ્યા છે. કિલ્લાને શત્રુનો ઘેરો હોય ત્યારે ઉપયોગમાં આવે એ માટે આવા

કોઠારો રાખ્યા હશે. આ કોઠારોમાંથી જૂનાકાળનો કાળો પડી ગયેલો થોડો બાજરો પણ નીકળેલો. આ ઉપરાંત ખોદકામમાંથી મહારાજા અશોકની તેરમી આજ્ઞા જેના ઉપર અંશતઃકોતરેલી છે, એવી શિલા, કેટલીક પ્રાચીન મૂર્તિઓ, અને કારીગરીવાળાં ધાતુનાં વાસણો મળી આવ્યાં છે. વળી ઉપર કહેલા કોઠારોની નજીક પડેલા એક પથરા ઉપર ગુપ્ત લિપિમાં આંકડાઓ કોતરેલા છે. આ બધા ઉપરથી મૌર્યથી ગુપ્ત સમય સુધી ઉપરકોટની જગ્યાએ મંદિરો, બૌદ્ધ વિહારો, વગેરે હોવાનો સંભવ છે. ગુપ્ત સમયના અન્ત પછી એ મંદિરો વગેરેનો પણ નાશ થઈ ગયેલો. એ જ સ્થળે ચૂડાસમાઓએ કિલ્લો બંધાવ્યો હશે.

ઉપર કોટની જોવા જેવી વસ્તુઓમાં કડાનાળ નામની તોપ જેના ઉપર અરબીમાં 'અલીબીન હંઝા' કોતરેલું છે તથા નીલમ અને માણેક નામની બે ગંજાવર તોપો પહેલી નજરે ચડે છે. નીલમ ઉપર પણ અરબીમાં લેખ કોતરેલો છે. મતલબ કે આ તોપો ગુજરાતના સુલતાન બહાદુર શાહના વખતની છે( ઈ. સ. ૧૫૩૦ની આસપાસ). અત્યારે તો આ તોપો નવાઈની જોવા જેવી ચીજ માત્ર છે પણ દોઢસો વર્ષ પહેલાં એનો કિલ્લાના રક્ષણ માટે ઉપયોગ થતો હશે.

ઉપરકોટની બીજી જોવા યોગ્ય વસ્તુમાં અડીચડીવાવ અને નવઘણ કૂવો છે. જુનાગઢમાં કહેવાય છે કેઃ—

"અડીચડીવાવ ને નવઘણ કુવો
જે નવ જુએ તે જીવતો મુવો."

નવઘણ કૂવાની ઊંડાઈ અને તેમાં ઊતરવાનાં પગથિયાંની રચના જોવા યોગ્ય તો છે જ. આ બન્ને સ્થાનો રા' નવઘણ પહેલા ( ઈ. સ. ૧૦૨૦ થી ૧૦૪૪ ) ના વખતનાં ગણાય છે. ઉપરકોટમાં એક જીર્ણ મસ્જિદ છે. એમાં વપરાયેલા પથરાઓનું કોતરકામ જોતાં એ જૂના હિંદુ મંદિરને તોડીફોડીને બનાવેલી મસ્જિદ લાગે છે.

ઉપરકોટનાં જોવા લાયક સ્થાનોમાં પ્રાચીનતમ તો ભોંયરાંઓ–બૌદ્ધ ગુફાઓ છે. ખાપરાકોડિયાનાં ભોંયરાઓ પણ બૌદ્ધ ગુફાઓ જ છે અને ઉપરકોટની ગુફાઓ તથા એ સમકાલીન હોય એવો સંભવ છે.

ઉપરકોટ શિવાય જૂનાગઢ શહેરમાં હિંદુરાજ્યકાળની નિશાનીઓ ભાગ્યે જ મળે છે. એક વિશળવાવ નામની ઘણી ઊંડી વાવ હિંદુ સમયની ગણાય છે. બાકી ઘણાંખરાં આધુનિક દેવસ્થાનો મુસલમાની

વખતમાં બંધાયેલાં છે. મુસલમાની સમયનાં મસ્જિદો, મકરબાઓ, રાજમહેલો અને બગીચાઓથી જૂનાગઢ શહેરમાંયે ઘણું જોવાનું મળે છે. પણ હિંદુ તીર્થસ્થાન તરીકે જૂનાગઢ જનારને તો શહેર બહાર ગિરનાર તરફ જ જવું પડે છે.

વાઘેશ્વરી દરવાજા બહાર વાઘેશ્વરીનાં દર્શન કરી ગિરનારની સડકે ચાલતાં અશોકનો શિલાલેખ જોઈ આગળ ચાલતાં દામોદરકુંડ આવે છે. સુવર્ણરેખાને બાંધીને આ કુંડ બાંધવામાં આવ્યો છે. આ દામોદરકુંડને દક્ષિણ કાંઠે હિંદુઓનું સ્મશાન છે. દામોદરકુંડના દક્ષિણ કાંઠે ઊભેલા પહાડને રૈવતાચળ, અને દામોદરકુંડની ઉત્તરે આવેલા ડુંગરને અશ્વત્થામાનો ડુંગર કહે છે. 'આ ડુંગરમાં ચિરંજીવ અશ્વત્થામા હજી ફરે છે અને કોઈ કોઈ ભાવિકજનને માથે પાટો બાંધેલા દેખાય છે' એવી વાતો જૂનાગઢમાં ચાલે છે. અશ્વત્થામાના ડુંગરમાં દામોદરકુંડના આથમણા છેડા ઉપર દામોદરજીનું મંદિર છે. આ મંદિરને ફરતો કોટ તથા કુંડ ઉપરથી મંદિરમાં જવાનાં પગથિયાં અમરજી દીવાને બંધાવેલાં છે. આ દામોદરજીનું મંદિર ભગવાન શ્રીકૃષ્ણના પુત્ર વજ્રનાભે બંધાવ્યું છે એમ દંતકથા કહે છે પણ મંદિરની આથમણી બાજુમાં આવેલ રેવતીકુંડના વિ. સં. ૧૪૭૩ના લેખથી હાલનું મંદિર પાંચસો વર્ષ ઉપર બંધાયું છે એમ સાબિત થાય છે. પણ પં. ભગવાનલાલ ઇંદ્રજી તર્ક કરે છે, તેમ આ મંદિરની વિષ્ણુમૂર્તિ સ્કંદગુપ્તના વખતમાં ઈ. સ. પાંચમા શતકમાં સુદર્શન તળાવને કાંઠે બાંધેલા વિષ્ણુમંદિરની વિષ્ણુમૂર્તિ હોવાનો સંભવ છે. કારણ કે અમરજી દિવાને આ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો ત્યારે મંદિરને ફરતા કોટના પાયા ખોદતાં અંદરથી કેટલીક મૂર્તિઓ મળી એટલે એમાંથી એક મૂર્તિ આ મંદિરમાં પધરાવી અને બે મૂર્તિઓને ગિરનારા બ્રાહ્મણોએ લઈ જઈ, બલદેવ અને રેવતીની મૂર્તિ તરીકે, નવું મંદિર ચણાવી તેમાં પધરાવી. આ પાયામાંથી નીકળેલી મૂર્તિઓ મુસલમાનોએ જૂનાગઢ લીધું ત્યારે એની બીકથી દાટી દેવામાં આવેલી હોવાનો સંભવ છે. દામોદરમંદિરના એકાદ થાંભલા ઉપર ગુપ્ત સમયનું કોતરકામ મળે છે( જુઓ 'બોમ્બે ગેઝેટિયર,' ગ્રં. ૧, ભા ૧, પા. ૭૦ ). દામોદરકુંડ પાસે મહાપ્રભુજીની બેઠક છે અને એની એક દીવાલમાં ચૂડાસમા જયસિંહના વખતમાં તેના સેનાપતિ

દામોદરે અહીં મઠ બંધાવ્યો હતો, એવો લેખ મળે છે. આ સ્થાનકો ઉપરાંત અહીં શ્રી બ્રહ્મેશ્વર, શ્રીરાજરાજેશ્વર, અને શ્રીસિદ્ધેશ્વરનાં મંદિરો જોવામાં આવે છે. ટૂંકામાં આ સ્થળ પ્રાચીન મહિમાવાળું દેખાય છે. સ્થળનું દશ્ય પણ રમણીય છે. દામોદર કુંડથી આગળ ચાલતાં ગિરનાર દેખાવા લાગે છે. અને સુવર્ણરેખા ઊતરતાં રસ્તાની ડાબી બાજુ ઉપર શ્રીદૂધેશ્વર મહાદેવની જગ્યા આવે છે. એની પાસે વહેતું ઝરણ આસપાસ પુષ્કળ ખાખરાનાં ઝાડો હોવાથી જ કદાચ પલાશિની નામે ઓળખાય છે. ત્યાંથી આગળ વસ્ત્રાપથેશ્વર મહાદેવનું અને તેની સામે ભવનાથનું મંદિર દેખાય છે. ભવનાથ આગળ દર વર્ષે મહાશિવરાત્રીને દિવસે મોટો મેળો ભરાય છે જેમાં જુદા જુદા પંથના બાવાઓની સંખ્યા ઘણી મોટી હોય છે. સ્કંદ-પુરાણાંતર્ગત 'ગિરનારમાહાત્મ્ય'માં ભવનાથનું તથા એની પાસે આવેલા મૃગીકુંડનું માહાત્મ્ય મળે છે.

ભવનાથથી આગળ ગિરનારનો ચઢાવ શરૂ થાય છે. આગળ દરવાજો બાંધી લેવામાં આવ્યો છે અને દરવાજાની અંદરથી પગથિયાં શરૂ થાય છે. આ પગથિયાં કુમારપાલના વખતમાં વિ. સં. ૧૨૨૨માં બંધાયાં છે, એમ જૂનો લેખ કહે છે.[૧] અલબત્ત તે પછી તેનો વારંવાર જીર્ણોદ્ધાર થયો છે.

ગિરનારનાં પગથિયાં ચડી ઉપર જતાં દરિયાની સપાટીથી ૩૦૦૦ ફીટ ઉપર સૌથી પહેલાં કોટનો દરવાજો આવે છે. આ કોટમાં જૈન દેરાસરો છે. ગિરનારના શિખર ઉપરનો સૌથી વિશાળ સપાટ ભાગ જૈનોના કોટની અંદર આવેલાં દેરાસરોએ રોકેલો છે. ગિરનારની આ ટૂંકને નેમિનાથની ટૂંક કહે છે. આખી ટૂકને ફરતો કોટ છે. આ કોટનો ઇતિહાસ અંધારામાં જ છે. મહાભારતમાં गिरिदुर्ग समाश्रित्य એ રીતે દ્વારકાનું વર્ણન કર્યું છે અને ઉપરકોટનું એક નામ ઉગ્ર-સેનગઢ પણ કહેવાય છે. પણ યાદવોના વખતનું નામ શિવાય કશું જળવાઈ રહ્યું નથી. પણ ચૂડાસમાઓના વખતમાં તો આ કોટ હતો. અને જૂનાગઢ શત્રુઓના હાથમાં ગયા પછી રા' ભાગીને આ કોટમાં ભરાતા હશે.

ગિરનાર ઉપરનાં જૈન મન્દિરોમાં જૂનામાં જૂનું નેમિનાથનું

---

૧ 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ', વિ. ૨, પૃ. ૩૧૪.

દેવળ છે. ગિરનાર પર્વતને જ જૈનો નેમિનાથનો પર્વત કહે છે. એટલે નેમિનાથનું દેવળ સૌથી જૂનું હોય એ સ્વાભાવિક છે. પણ જૈનોએ ગિરનારને પોતાનો કર્યો અને પહેલું દેવળ ક્યારે બાંધ્યું એ જાણવાનું કાંઈ ઐતિહાસિક સાધન નથી. અહીં એક અશોકના પૌત્ર સંપ્રતિ રાજાનું બંધાવેલું ગણાતું પણ નેમિનાથનું દેવળ છે. પણ આ દંતકથાને કાંઈ ઐતિહાસિક આધાર નથી. "પ્રબંધચિંતામણિ" પ્રમાણે રા'ખેંગારને મારી જૂનાગઢ લીધા પછી સિદ્ધરાજે સૌરાષ્ટ્રના દંડનાયક તરીકે નીમેલા સજ્જન મહેતાએ સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની બધી ઊપજ ખર્ચીને ગિરનાર ઉપર નેમિનાથના લાકડાના મંદિરને સ્થાને પથ્થરનું સુંદર મંદિર બાંધ્યું. આ મંદિરમાં પાછળથી ઘણા ફેરફારો થયા છે. પણ નાના દરવાજામાં પેસતાં કોટની ઉગમણી દિવાલ ઉપર વિ. સં. ૧૧૭૬નો સજ્જનના વખતનો ટૂંકો લેખ છે. પણ મૂળ લાકડાનું મંદિર ક્યારે બંધાયું ? રા. રા. જયસુખરાય પુ. જોષીપુરા ઈ. સ. ૬૦૯માં રત્ન નામના એક શ્રાવકે નેમિનાથની મૂર્તિ આ મંદિરમાં પધરાવી હતી એમ કહે છે ( જુઓ "ગિરનારનું ગૌરવ", પા. ૮૧ ) પણ એ તારીખ માટે એમણે કાંઈ આધાર આપ્યો નથી. એટલું ખરું કે વલભીસમયમાં સૌરાષ્ટ્રમાં જૈનોનું અને બૌદ્ધોનું જોર હતું. એટલે એ સમયે કોઈ જૈનોએ ગિરનારની આ ટૂકને પોતાની કરી ઉપર લાકડાનું મંદિર બાંધ્યું હોય એ સંભવિત છે. સિદ્ધરાજ અને કુમારપાળના વખતમાં ગુજરાતકાઠિયાવાડમાં જૂનાં લાકડાંનાં મંદિરોને ઠેકાણે નવાં પથ્થરનાં મંદિરો ઘણે ઠેકાણે બંધાવ્યાં છે, એ પ્રસિદ્ધ છે. પથ્થરનાં મંદિરો બાંધવાની શરૂઆત તો ગુપ્ત સમયમાં થયેલી પણ નવમા શતક સુધી મોટે ભાગે લાકડાનાં મંદિરો જ બંધાતાં. નેમિનાથના મંદિરવાળા નાના કિલ્લામાં કુલ ચાર મંદિરો છે. પછી છૂટું કુમારપાલનું મંદિર આવે છે. એ પછી ઉપર કહેલું સંપ્રતિ રાજાએ બંધાવેલું કહેવાતું નેમિનાથનું મંદિર આવે છે. આ મંદિર આગળથી વસ્તુપાળતેજપાળનાં દેહેરાં તરફ જવાય છે. ગિરનાર ઉપરનાં બધાં જૈન દેહેરાંઓમાં આ સૌથી સારાં છે. એક મુખ્ય મંડપની ત્રણ બાજુ ઉપર વિમાનો ગોઠવેલાં છે. અને તેને ફરતો ઓટલો છે. કળાની દૃષ્ટિથી જોતાં ખાસ કરીને સપ્રમાણતા ('સીમેટ્રી')ની બાબતમાં આ દેવળો ભાઈ ગજાનન વિશ્વનાથ પાઠક કહે છે તેમ ઘણાં

ભવ્ય લાગે છે. આ મંદિરોની રચના અને કળા કેટલીક બાબતમાં એક સરખી હોય છે. જૈન દેવળમાં પદ્માસને બેસારેલી મૂર્તિવાળું ગર્ભગૃહ, તેની આગળ થાંભલાઓવાળો વિશાળ મંડપ અને તેના ઉપર આડા થરોવાળો ઘૂમટ હોય છે. અને ઘૂમટના મધ્યમાં લોલકની રચના હોય છે. આટલું મુખ્ય દેવળમાં હોય છે, પણ ઘણીવાર મુખ્ય દેવળની આસપાસ નાની દેરીઓ કરેલી હોય છે. મંડપના થાંભલાઓનો આકાર જુદો જુદો હોવા છતાં હંમેશાં કળાયુક્ત હોય છે.

આ દેવળો એમની મોટાઈ માટે નહીં પણ એના નકશી કામ માટે પ્રખ્યાત છે. છતમાંથી લટકતું લોલક છતને અપૂર્વ રમણીયતા આપે છે. થાંભલાઓ ઉપરની નકશીથી થાંભલાઓ પણ મંદિરોને ખાસ શોભા આપે છે. વસ્તુપાળતેજપાળનાં મંદિરો ઈ. સ. ૧૨૩૨માં બંધાયેલાં છે. ગિરનાર ઉપર વિ. સં. ૧૨૮૮ના વસ્તુપાળતેજપાળના અનેક લેખો મળે છે. કળાની બાબતમાં આબુ ઉપરનાં મંદિરો શ્રેષ્ઠ છે. જૂના લેખો ગિરનાર ઉપર અને આબુ ઉપર વધારે મળે છે. શેત્રુંજા ઉપર તો ચૌલુક્ય કાળના બહુ જ થોડા લેખો મળે છે. કુમારપાળ સુધીના લેખો શેત્રુંજા ઉપર તો મળતા જ નથી. શેત્રુંજા ઉપર પ્રાચીન મંદિરો હશે પણ તેનો પાછળથી એટલો બધો જીર્ણોદ્ધાર થયો છે કે અત્યારનાં મંદિરો એ પાછલા કાળનાં જ ગણવાં પડે. શેત્રુંજા ઉપર લેખો પણ અકબર પછીના કાળના વધારે મળે છે.

આ પ્રમાણે ચૌલુક્ય સમયની સ્થાપત્યકળાના નમૂના જોવા હોય તો કાંતો આબુ ઉપર જવું જોઈએ અથવા ગિરનાર ઉપર. તેમાં પણ આબુ પ્રાચીનતાની તથા કળાની દૃષ્ટિએ ચડી જાય.

ગિરનાર ઉપર આ જૈન મન્દિરોવાળા કોટની બહાર ઝાઝું જોવાનું નથી. ગૌમુખી, સેવાદાસની જગ્યા, પથ્થરચટ્ટી એ હિંદુ યાત્રાળુઓને ઊતરવા માટે સારાં સ્થાનો છે. પણ એ આધુનિક છે અને ધાર્મિક દૃષ્ટિએ એનું કશું મહત્ત્વ નથી. પથ્થરચટ્ટી આધુનિક પણ રામાનુજ સંપ્રદાયનું મંદિર છે એ ખાસ નોંધવા જેવું ખરું.

અંબાજી વિષે જુદું કહ્યું છે, અને ગોરખનાથની ટૂકનું તથા દત્તાત્રેયની ટૂકનું કાંઈ મહત્ત્વ નથી. કાલિકાની ટૂક ઉપર જવાનો રસ્તો ભયંકર અને તેથી પણ વધારે ભયંકર ત્યાં અઘોરી મનુષ્યભક્ષી બાવાઓ રહેતા હોવાની વાતો છે. કાલિકાનું આકર્ષણ આ દુર્ગમતા જ છે.

★

# શત્રુંજય તીર્થ.

**પાલીતાણા** દરબાર અને જૈનો વચ્ચેની પ્રખ્યાત તકરારને લીધે આ જૈન તીર્થ અજૈન લોકોમાં પણ ખૂબ જાણીતું થયું છે. ઐતિહાસિક રીતે ગિરનાર જેટલું કે આબુ જેટલુંયે આ પ્રાચીન સ્થાન નથી. જો કે એકાદ મંદિર સંપ્રતિ રાજા (અશોકના પૌત્ર)નું કહેવાય છે. પણ એ ઈ. સ. ૧૬૧૮માં બંધાયું છે. આ સ્થાનનો મહિમા જ સોલંકીઓના વખતથી બહુ જૂનો નથી જણાતો. વળી એકાદ બે મંદિરો કુમારપાલના વખતમાં બંધાયાં હશે, પણ મોટો ભાગ તો ઈ. સ. ૧૫મા ૧૬મા શતકનો અને તે પછીનો છે. અને જૂનામાં પણ એટલા સુધારા-વધારા થયા છે કે આબુ અથવા ગિરનાર જેવું સોલંકી વખતની કળાનું દર્શન અહીં થતું નથી. પણ અહીં મંદિરોનું શહેર જ હોય એવો દેખાવ લાગે છે.

શેત્રુંજા ઉપર જવા માટે પાલીતાણા સુધી રેલ્વેમાર્ગ છે. પાલીતાણા ગામથી ટેકરીની તળેટી સુધી જવા માટે સીધો વિશાળ બન્ને બાજુએ વડની સરસ છાયાવાળો રસ્તો છે. વચ્ચે વચ્ચે વાવો અને કુંડો છે. તળેટીમાંથી ઉપર જવા માટે પહોળાં સરસ પગથિયાં છે અને આગળ જ પગથિયાંની બેય બાજુએ પથ્થરના બે હાથી ઊભા છે. અહીં આગળ ચડાવમાં વચ્ચે અને ઉપર ઘણે સ્થળે ગરીબ શ્રાવકોએ તીર્થંકરની પાદુકા ઉપર ઊભી કરેલી દેરીઓ છે. અને જૈનોની ઇતિહાસપ્રિયતાના દાખલા રૂપે આ પાદુકાની આસપાસ લેખ કોતરેલા દેખાય છે. ચડાવમાં વચ્ચે વચ્ચે યાત્રાળુઓ માટે વિશ્રામસ્થાનો કરેલાં છે. પાણીની સગવડ પણ વચ્ચે બધે છે.

શેત્રુંજાના ડુંગરનો ચડાવ ઘણો સીધો છે પણ પગથિયાં એટલાં સારાં છે કે યાત્રાળુ વગર શ્રમે ચડી શકે છે. છતાં વૃદ્ધો, નબળાંઓ અને શ્રીમન્તો માટે ડોળીઓ મળે છે. આ જૈન તીર્થસ્થાન હોવા

છતાં રસ્તામાં એકાદ હિંગળાજ માતાનું અને એકાદ હનુમાનનું મંદિર દેખાય છે. એકાદ દરગાહ પણ છે.

શિખર પાસે પહોંચતાં પગથિયાંના બે ફાંટા પડે છે. આમાંથી જમણા હાથને રસ્તેથી ચડી ઉપર જતાં જે દેખાવ નજરે પડે છે તે અદ્દભુત છે. માણસોએ ભક્તિથી કેટલો શ્રમ લીધો છે એનો વિચાર થતાં મન મુગ્ધ થઈ જાય છે. કિલ્લાની અંદર થોડા કુંડો સિવાય બાકી મંદિરો જ છે. અને એક સાથે શિખરો અને ઘૂમટવાળાં સેંકડો મંદિરો દેખાતાં જે આશ્ચર્ય થાય છે તે અવર્ણ્ય છે. શેત્રુંજાનાં ઘણાં-ખરાં મંદિરો ગોપનાથ આગળથી ખોદેલા ચૂનાના પથ્થરનાં છે પણ કોઈ કોઈ આરસપહાણનાંયે છે ખરાં. આસપાસ તદ્દન શાંતિ, બધે ખૂણેખૂણામાં અસાધારણ સ્વચ્છતા, અને તેની વચ્ચે મુખ્ય મંદિરોના ગર્ભગૃહમાં તથા આસપાસની નાની દેરીઓમાં પદ્માસનસ્થ તીર્થંકરોની વિશાળકાય, ભવ્ય પણ શાંત અને તેજસ્વી હજારો મૂર્તિઓનાં દર્શન કરતો કરતો યાત્રાળુ ચાલ્યો જાય, ત્યારે જો તે એકલો હોય તો એના મન ઉપર કેવી અસર થાય તે કલ્પી લેવું. આવું મંદિરનગર દુનિયામાં બીજું નથી એમ આ વિષયના જાણકાર બર્જેસ કહે છે.

શેત્રુંજાનું શિખર ઉત્તર દક્ષિણ બે પટ્ટીઓમાં વહેંચાયેલું છે. આ દરેક પટ્ટી લગભગ ૩૮૦ વાર લાંબી છે. બન્ને પટ્ટીઓ અને વચ્ચેની ખીણમાં જુદી જુદી કિલ્લેબંધી કરીને અંદર મંદિરો બાંધેલાં છે. પણ આ પટ્ટીઓની પાછી ટૂકો પાડેલી છે. શેત્રુંજા ઉપર આવી કુલ દશ ટૂકો છે. આ નાની મોટી ટૂકોને આસપાસ રક્ષણ માટે કિલ્લા બાંધેલા છે અને તેને મજબૂત દરવાજાઓ રાખેલા છે, જે દરવાજા હમેશાં સાંજે બંધ થાય છે.

બન્ને શિખરોનાં જુદાં જુદાં સ્થળેથી જુદો જુદો દેખાવ નજરે પડે છે. ઉત્તર તરફના શિખરને છેડેથી જોઈએ તો દક્ષિણ તરફનો આખો શિખરભાગ તથા મધ્ય ખીણનાં મંદિરો સ્પષ્ટ દેખાય છે. એ શિખરપટ્ટીને મથાળે આદીશ્વર ભગવાનના મહાન મંદિરનું શિખર દેખાય છે. શેત્રુંજાનું આ પરમ પવિત્ર સ્થાન ગણાય છે.

ઉત્તરપૂર્વ તરફના દરવાજેથી દાખલ થઈ જમણી તરફના નાના દરવાજામાંથી ખરતરવસહિ ટૂકમાં પેસતાં જ જમણા હાથ ઉપર નરસી કેશવજી નાયકનું આ પર્વત ઉપરનાં અર્વાચીનમાંનું એક ઈ.સ. ૧૮૬૨માં

બંધાયેલું મંદિર દેખાય છે. આ મંદિર ખૂબ મોટું અને ધોળું છે. કારણ કે છોને ઘસી ઘસીને એની સપાટી આરસપહાણ જેવી બનાવી છે. છોને ઘસવાની આ કળા આપણે ત્યાં સરસ ખીલેલી હતી, પણ હમણાં હમણાં એનો ઉપયોગ ન થવાથી એ કળા તદ્દન લુપ્ત થઈ જવાની બીક રહે છે. આ મંદિર એ માળનું બીજાં મંદિરોના ઘાટનું જ છે. આ ચોથા તીર્થંકરનું મંદિર છે, અને તેમાં લગભગ ૫૦ મૂર્તિઓ છે.

અહીંથી આગળ અંદરના દરવાજા વાટે પશ્ચિમ તરફ ચાલતાં જમણા હાથ ઉપર પાંચ મંદિરો દેખાય છે. આ નાના મંદિરોમાં ખાસ વર્ણવવા જેવું કાંઈ નથી. તેમાંનું પહેલું ઋષભનાથની માતા મરુદેવીનું છે. તેમાં આરસપહાણના હાથી ઉપર મરુદેવીની મૂર્તિ દેખાય છે. બીજું ઈ. સ. ૧૮૪૮માં મુંબઈના નરસીશેઠે છઠ્ઠા તીર્થંકર પદ્મપ્રભુ માટે બંધાવેલું છે. આ મંદિરમાં પદ્મપ્રભુની અને બીજા તીર્થંકરોની ૨૩ મૂર્તિઓ આરસપહાણની અને સાત ધાતુની છે અને મંડપમાં બે યક્ષની અને ત્રણ શેઠશેઠાણીની છે. જમણા હાથ પરનાં બીજાં ચાર મંદિરો ઈ. સ. ૧૮૩૧થી ૧૮૩૭ વચ્ચે બંધાયેલાં છે.

ડાબા હાથ ઉપરનાં મંદિરોમાંનું એક શા. કમળશી ભણશાળીએ ઈ. સ. ૧૬૧૮માં બંધાવ્યું છે. પણ એ સંપ્રતિ રાજાનું મંદિર કહેવાય છે. બીજાં ત્રણ ઈ. સ. ૧૮૨૮ થી ૧૮૩૧ વચ્ચે બંધાયાં છે, અને પાંચમું વેલબાઈનું મંદિર ઈ. સ ૧૭૩૪માં બંધાયું છે. આ ચૌમુખ મંદિરમાં કુલ ૬૪ મૂર્તિઓ અને આઠ પાદુકાઓ છે.

આ મંદિરો પૂરાં થાય છે ત્યાં પુંડરીક દરવાજો છે. આ દરવાજાની અંદર જતાં સવા સોમજીનો ચોક આવે છે. ખરતર ગચ્છના અમદાવાદના આ શ્રીમંત શ્રાવકે આ ટૂક ઉપરના મંદિરનો ઈ. સ. ૧૬૧૮માં જીર્ણોદ્ધાર કર્યો, અને ચોકની આસપાસ ગઢ ચણાવ્યો. આ કાર્યમાં આ શેઠિયાએ અઢળક પૈસો વાપર્યાનું કહેવાય છે. કહે છે કે માત્ર નીચેથી માલ ઉપર લઈ જવા માટે વપરાયેલા દોરડાઓના જ ચોરાસી હજાર રૂપિયા ખરચાયા હતા. અને મારવાડની આરસપહાણની ખાણમાંથી મૂર્તિઓ માટે આરસ લાવવાના કામમાં લગભગ એટલા જ રૂપિયા ખર્ચાયા હતા. 'મીરાતેઅહમદી' પ્રમાણે આ જીર્ણોદ્ધારના કાર્યમાં આ અમદાવાદી શેઠિયાએ કુલ અડતાળીશ લાખ રૂપિયા ખરચ્યા હતા.

આદીશ્વર ભગવાનના દેવળમાં જવા માટે પુંડરીક દરવાજામાં પેસવું પડે છે. અને આ ટૂક ઉપરનું મુખ્ય દેવળ આદીશ્વર ભગવાનનું જ છે. આ દેવળ ચૌમુખ ઘાટનું આ ડુંગર ઉપરનાં મોટાં મંદિરોમાંનું એક અને બધી રીતે સંપૂર્ણ હોવાથી એનું વર્ણન કાંઈક વિગતવાર કર્યું છે, જેથી શેત્રુંજાનાં મોટાં મંદિરોનો સામાન્ય ખ્યાલ આવી શકશે.

મૂળ આ મંદિર વિક્રમ રાજાએ બંધાવ્યું હતું એમ કહેવાય છે. પણ હાલનું મંદિર તો સવા સોમજીએ ઈ. સ. ૧૬૮૮માં બાંધેલું છે અને એ મતલબનો લેખ પણ કોતરેલો છે.

બે ફીટ ઊંચી ઊભણી ઉપર ઊભેલું આ મંદિર ૫૭ ફૂટ પહોળું અને ૬૭ ફૂટ લાંબું છે. આખું મંદિર બે ચોરસ વિભાગોમાં વિભક્ત છે અને તેની આગળ પૂર્વમાં ચોરસ મંડપ છે. મંડપમાંથી થોડાં પગથિયાં ચઢતાં અંદરથી ચોરસ ૩૧ ફૂટનો અંતરાળ આવે છે. આ અંતરાળ ઉપર બાર થાંભલાઓ ઉપર રાખેલો ઘૂમટ છે. આ થાંભલાઓ એવી રીતે ગોઠવેલા છે કે ખૂણા ઉપરના ચાર બાદ કરતાં બાકીના આઠનો એવો અષ્ટકોણ બને છે કે જેના ઉપર આપણા કારીગરો પોતાની રીતે ઘૂમટ રાખતા. આબુના મંદિરોમાં આવી જ યોજના કરેલી છે. પૂર્વના મુખ્ય દ્વાર ઉપરાંત બાકીની બે દિશામાં આ અંતરાલને મંડપમાં ઊઘડતાં દ્વાર છે અને સામે જ ગર્ભગૃહનું દ્વાર છે. આ ગર્ભગૃહમાં આરસપહાણના સિંહાસનના ખૂણાઓ ઉપર થાંભલાઓ છે. આ મંદિરની કળા માટે એક બાબત ખાસ નોંધવા જેવી છે કે ગર્ભગૃહના થાંભલાઓ અને અંતરાલના થાંભલાઓ અને વચ્ચેનાં અંતરો એક માપનાં છે. ગર્ભગૃહ ઉપર ૯૬ ફૂટ ઊંચું વિમાન છે. ગર્ભગૃહમાં પ્રવેશ કરવા માટે એક દ્વાર અંતરાલમાંથી છે અને બાકીની ત્રણ દિશાઓમાં ત્રણ દ્વાર છે અને ફરતો ચોક છે.

ગર્ભગૃહમાં શુભ્ધ આરસપહાણનું ૧૨ ચોરસ ફૂટનું બે ફૂટ ઊંચું સિંહાસન છે. આ સિંહાસનની ચારે બાજુ ઉપર ખૂબ કોતરકામ છે. સિંહાસન ઉપર જુદી જુદી દિશામાં મુખ રાખીને બેઠેલી આદિનાથ ભગવાનની ચાર મૂર્તિઓ છે. આ મૂર્તિઓ વિશાળકાય સિંહાસનથી ૧૦–૧૧ ફૂટ જેટલી ઊંચી અને પદ્માસન વાળીને બેઠેલી છે. જૈન મૂર્તિઓની ભમર ઉપર રત્નો અને છાતી ઉપર, ખભાઓ ઉપર અને

ગોદણુ ઉપર સોનાનાં પતરાં મઢેલાં હોય છે અને માથા ઉપર કેટલીક-વાર મુકુટ પણુ હોય છે, એવી રીતે અહીં પણુ છે.

ગર્ભગૃહના અને અંતરાલના ગોખલાઓમાં નાની મોટી અનેક આરસપહાણુની પ્રતિમાઓ છે. આમાં શેઠ અને શેઠાણીની પણુ એક સ્થળે છે. ઉત્તર તરફના મંડપની પૂર્વ બાજુએ વિમાન ઉપર જવાનો દાદર છે. આ વિમાનના ઉપલા ભાગને ગયા સૈકામાં નવો ચૂનો લગાડ્યો હોય એમ લાગે છે. અને નીચેના ભાગમાં જૂનું કામ એમને એમ છે. ત્યાં કારીગરી પણુ સરસ છે.

ખરતરવસહિ ટૂક ઉપર ઈ. સ. ૧૬૧૮નાં અને તે પછીનાં આજ સુધીનાં આ સિવાય અનેક નાનાં મોટાં મંદિરો છે. સાત મંદિરો તો ઉપરનાં મંદિર સાથે એક જ વખતે બંધાએલાં, જેમાંનાં બે શાંતિનાથ તીર્થંકરનાં, અમદાવાદના શેઠ સંઘવી ખીમજી સોમજીનું એક પાર્શ્વનાથ તીર્થંકરનું, લાલજી શિવાનું એક ધર્મનાથ તીર્થંકરનું, એમ તીર્થંકરોની મૂર્તિઓવાળાં કે પાદુકાઓવાળાં મંદિરો જોતાં આપણે થાકી જઈએ પણુ એનો પાર ન આવે. એક એક જૈન મંદિરમાં મૂર્તિઓ પણુ ઘણી હોય છે. આ જ ટૂકમાંના ઈ. સ. ૧૭૨૭ના ત્રણુ ચૌમુખ મંદિરોમાં અઢી હજાર પાદુકાયુગલ છે. ઈ. સ. ૧૭૯૯ના મહિમપુરના શા. હકમચંદ ગંગાદાસે બંધાવેલા મંદિરોમાં ૭ પાર્શ્વનાથની મૂર્તિઓ છે. એજ રીતે ઈ. સ. ૧૬૨૫માં જેસલમીરના ભણુશાલી પુનશીએ બંધાવેલા મંદિરમાં ૧૪૫૨ પાદુકા-યુગલ છે. આ ઉપરાંત આ ભાગમાં ઈ. સ. ૧૭૨૫નું એક, ઈ. સ. ૧૭૨૭નું એક ઈ. સ. ૧૮૧૩નું એક, ઈ. સ. ૧૮૧૮નું એક, ઈ. સ. ૧૮૩૪નું એક, અને ઈ, સ. ૧૮૫૫નું એક મંદિર છે. આ ઉપરાંત ગઈ સદીનાં નાનાં નાનાં મંદિરો છે તે જુદાં. આ સવા સોમજીનો ચોક ૨૭૭ ફૂટ લાંબો અને ૧૧૬ ફૂટ પહોળો છે.

આ ચોકમાંથી એક નાની બારીમાં થઈને જમણા હાથ પરની પાંચ પાંડવોની તથા ડાબા હાથ પરની અમદાવાદના શેઠ સાકરચંદ પ્રેમચંદની ટૂક ઉપર જવાય છે. પાંચ પાંડવોની ટૂક એ આ ઉપરની નાનામાં નાની ટૂક છે. એમાં બે જ મંદિરો અને એક રાયણુનું ઝાડ છે. આ ટૂકનું નામ શા. દલીચંદ કીકાવાળાએ ઈ. સ. ૧૮૨૧માં બંધાવેલા મંદિરના નામ ઉપરથી પડયું છે. આ મંદિરમાં પાંચ પાંડ-

લોની માંય, દ્રૌપદીની એક અને કુંતાજીની એક એટલી મૂર્તિઓ છે. બીજું મંદિર આની પછવાડે છે. તે ઈ. સ. ૧૮૦૩માં સુરતના શા. ખુશાલચંદ ડાહ્યાભાઈએ બંધાવ્યું છે અને એમાં સહસ્રકૂટ ઉપર ૧૦૧૪ પ્રતિમાઓ, મેરુ ઉપર ૧૬૯, એક લોકપાલની મૂર્તિ અને સિદ્ધચક્ર એટલું છે.

એમાંથી નીકળીને શેઠ સાકરચંદ પ્રેમચન્દના ચોકમાં પેસાય છે. આ ચોકનો ગઢ અમદાવાદના એ શેઠે ઈ. સ. ૧૮૩૬માં બંધાવ્યો છે. આ ગઢમાંના મુખ્ય મંદિરમાં પાર્શ્વનાથની બાવીશ પ્રતિમાઓ છે, એની પૂર્વમાં શેઠ પ્રેમચંદ દામોદરે બંધાવેલા નાનાં મંદિરમાં પાર્શ્વનાથની જ અગિયાર પ્રતિમાઓ છે. બાજુના શેઠ મગનભાઈના ઈ. સ. ૧૮૪૩ના મંદિરમાં અઢાર પ્રતિમાઓ છે. એજ વર્ષમાં બંધાયેલા અમદાવાદના શેઠ ખીમચંદ જમનાદાસના મંદિરમાં પદ્મપ્રભુની પંદર પ્રતિમાઓ છે. આ મંદિરની પછવાડે છીપાવસહિ ટૂક છે જેમાં મોટે ભાગે નાનાં નાનાં દેવળો છે. આમાંનું એક શા. વાલચંદ સુરચંદે અને બે સુરજમલ્લે ઈ. સ. ૧૭૩૧માં બંધાવેલાં છે.

સાકરચંદ પ્રેમચંદની ટૂકની દક્ષિણે અમદાવાદના હેમાભાઈ વખતચંદની ટૂક છે જેનો ગઢ ઈ. સ. ૧૮૪૦માં બંધાવેલો છે. આ ટૂકમાંનું મુખ્ય મંદિર નંદીશ્વરદ્વીપ કહેવાય છે. એ ચોરસ છે પણ એની રચના જુદા જ પ્રકારની છે. આ મંદિરની દિવાલો જાળી કોતરેલા પથ્થરોની છે અને અંદર ૫૩ વેદિઓ સાથિયાના આકારમાં ગોઠવેલ છે. અને આ મંદિરના ગર્ભગૃહ ઉપર વિમાન નથી પણ મધ્યમાં એક અને ચાર ખૂણે ચાર ઘૂમટો છે. આ ટૂક ઉપરનું એક નાનું મન્દિર ઈ. સ. ૧૮૪૧માં અમદાવાદના શેઠ ડાહ્યાભાઈ અનોપચંદે બંધાવેલું છે. બાજુમાં છ નાનાં મંદિરો છે. ચોકમાં ગોત્રજ દેવી છે.

નંદીશ્વર દ્વીપના દરવાજામાંથી નીકળતાં જરા ઊંચાણમાં હેમાભાઈ વખતચંદની બીજી ટૂક આવે છે, જેમાં આગળ જ મોટો ચોરસ કોઠો છે અને બે તરફનાં તળાવો વચ્ચેનાં પગથિયાં ચડીને ટૂકમાં જવાય છે. હેમાભાઈ વખતચંદની પહેલી ટૂક એની દીકરી જમનાબાઈના નામથી અને આ બીજી એના પુત્ર પ્રેમાભાઈ હેમાભાઈના નામથી ઓળખાય છે. આ ટૂકમાં મુખ્ય મંદિર હેમાભાઈ

વખતચંદના પિતા શા. વખતચંદ ખુશાલચંદે ઈ. સ. ૧૮૨૬માં બંધાવેલું છે. ઉપર એક ચૌમુખ મંદિરનું વર્ણન કર્યું છે એ પ્રકારનું આ પણ છે. આમાં ૧૦૨ પ્રતિમાઓ, ત્રણ પંચતીર્થી, સાત સિદ્ધ-ચક્રો અને શેઠશેઠાણીની પ્રતિમાઓ છે. આની પૂર્વમાં લલ્લુભાઈ પાનાચંદ, નગીનદાસ હેમાભાઈ, નથુ સોભાગની દીકરી ઝવેરબાઈ અને હેમાભાઈ વખતચંદે ઈ. સ. ૧૮૨૯થી ૧૮૩૨ વચ્ચે બંધાવેલાં નાનાં મંદિરો છે. આ ચોક ૯૦ ફીટ લાંબો પહોળો છે અને ફરતી નાનીનાની દહેરીઓ છે. દરવાજાની બહાર બગીચામાં ગૌતમસ્વામીની પાદુકા ઉપર નાનું દહેરું છે.

આ ટૂકની બહાર આવતાં તળાવને કાંઠે થઈ આ શિખર ઉપરની પશ્ચિમ છેડાની અમદાવાદના મોદી પ્રેમચંદ રાયચંદની ટૂક આવે છે. એમાં ત્રણ મંદિરો મુખ્ય છે અને બીજાં નાનાં છે. વચલું મંદિર સૌથી મોટું છે. પૂર્વના મુખ્ય દ્વારમાંથી આ મંદિરમાં પેસતાં આગલા મંડપના થાંભલાઓ દેખાય છે, જેના ઉપર દ્વારપાલો કોતરેલા છે. અને મંડપની દિવાલના મધ્ય ભાગમાં ભવાની, ગણેશ વગેરે હિંદુ દેવોની મૂર્તિઓ ફરતી કોતરેલી છે. આ મૂર્તિઓની વચ્ચેની થોડી જગ્યામાં કામશાસ્ત્રનાં અશ્લીલ ચિત્રો નાના માપનાં કોતરેલાં છે. શેત્રુંજા ઉપર આ પ્રકાર આ મંદિરમાંજ દેખાય છે. મધ્ય મંડપ ઉપર અને પ્રવેશમંડપો ઉપર સાદા ઘૂમટો છે અને ગંભાર ઉપર ત્રણ શિખરો છે. આ મંદિર મોદીએ ઈ. સ. ૧૭૮૬માં બંધાવેલું છે. આ મંદિરમાં આદીશ્વરની ૬૮ મૂર્તિઓ, બે પંચતીર્થી, નવ સિદ્ધચક્રો અને મંડપમાં ૩૪ પ્રતિમાઓ છે. પ્રવેશદરવાજા ઉપર હેમચંદ લાલચંદે ઈ. સ. ૧૭૮૬માં બંધાવેલ પુંડરીક સ્વામીનું મંદિર છે.

આને ડાબે પડખે સુરતના ઝવેરી રતનચંદ ઝવેરચંદે ઈ. સ. ૧૮૦૩માં બંધાવેલું આસમાની આરસનું મંદિર છે. આ મંદિરનો ઘાટ પહેલી નજરે જુદો દેખાય છે પણ વિસ્તાર જોતાં ચૌમુખના સિદ્ધાંત ઉપરજ બંધાયેલ છે. મંદિરની ભૂમિ બધે જેમ અહીં કાળા અને ધોળા આરસની છે. મધ્ય મંડપ ઉપર ઘૂમટ અને ગંભાર ઉપર ધોરણ પ્રમાણે શિખરો છે.

આ મંદિરની સામે સુરતના ઝવેરી પ્રેમચંદ ઝવેરચંદે બંધાવેલું અને એને પ્લાનમાં તથા કદમાં મળતું મંદિર છે. આ ચોકમાં આ ઉપરાંત

બીજાં નાનાં દહેરાં છે. આરસના મંદિરના ચોકમાં પૂર્વમાં ઈ. સ. ૧૮૦૩માં જુદાં જુદાં માણસોએ બંધાવેલાં આઠ દહેરાં છે. અને ચોકને ફરતાં ઈ. સ. ૧૭૦૧થી ૧૮૩૬ સુધીમાં બંધાયેલાં બીજાં ચાળીશ છે.

ઉજમબાઈના મંદિર પાસેથી નીચે ઊતરતાં જરા પશ્ચિમે એક નીચા ઘૂમટવાળું ખડકમાં જ બાંધેલું મંદિર છે. આ મંદિર આધુનિક છે પણ એમાં જે ખડકમાંથી કોતરી કાઢેલી ૧૮ ફૂટ ઊંચી અને ગોઠણથી ગોઠણ સુધી ૧૪ ફૂટ પહોળી બેઠેલી આદિ બુધજીની મૂર્તિ છે તે બર્જેસના મતે ઘણી પ્રાચીન જણાય છે. લોકો એને ભીમ પાંડવની મૂર્તિ પણ કહે છે.

આ ભીમ પાંડવની પછવાડેથી વચલી ખીણના બાલાભાઈના મંદિરનો અને દક્ષિણના શિખરનો સરસ દેખાવ નજરે પડે છે. બાલાભાઈનું મંદિર ૧૫૧ ફૂટ લાંબી અને ૧૦૯ ફૂટ પહોળી ટૂકમાં છે. એ મુંબાઈના શા. કલ્યાણજી કાનજીએ ઇ. સ. ૧૮૩૬માં બંધાવેલું છે અને બીજા ચૌમુખ જેવું છે. આ મંદિરમાં ૩૨ પથ્થરની મૂર્તિઓ, બે ધાતુની, એક સિદ્ધચક્ર, બે પંચતીર્થી અને નવગ્રહનું એક પત્ર અને રંગમંડપમાં ૨૪ તીર્થંકરની મૂર્તિઓ અને એક નાભિ રાજાની છે. દ્વાર આગળ ચક્રેશ્વરી માતા અને ગોમુખ યક્ષની મૂર્તિઓ છે.

બાલાભાઈની ટૂકના ખૂણા પાસેથી ખીણમાં ઉતરાય છે. અહીં મોતીશાની ટૂક ૨૩૧×૨૨૪ ફૂટ છે અને ફરતો, ખૂણાઓ ઉપર મોટા કોઠાઓવાળો મજબૂત ગઢ છે. મુખ્ય દરવાજાની બહાર ડાબા હાથ ઉપર એક કુંડ અને કુન્તાજીનું નાનું મંદિર છે. મોતીશાના ચોકનો ગઢ ઈ. સ. ૧૮૩૫–૩૬માં બંધાયેલો છે. ટૂકમાં પેસતાં જ મુખ્ય મંદિર દેખાય છે જે બાલાભાઈના મંદિરના ઘાટનું છે. આ ચોકનાં મંદિરોનું જુદું વર્ણન નથી કર્યું, કારણ કે ઉપર જે વર્ણન કર્યું છે તેથી સામાન્ય ખ્યાલ આવી ગયો હશે. બાકી આ ચોકનાં બધાં મંદિરનો સરસ દેખાવ ભીમ પાંડવ મંદિરના ઉપલા ભાગ ઉપરથી નજરે પડે છે. લગભગ બધાં મંદિરો ત્યાંથી જોઈ શકાય છે.

શેત્રુંજાના દક્ષિણ શિખરની વિમલવસહિ ટૂકમાં સુગલપોળને દરવાજેથી પેસાય છે. આ સુગલપોળ પાસે જ મોટો કુંડ છે, જમણા હાથ ઉપર વીઘણપોળ છે. વિમળવસહિ ટૂકના બહારના ચોકમાં નાનાં-મોટાં જુદા જુદા ઘાટનાં લગભગ સાઠ મંદિરો છે. આ બધાં મંદિરોનું વર્ણન કરવાની અહીં જગ્યા નથી. પણ આમાંથી ભુલવણીનો મંદિર

સમૂહ નોંધવા જેવો છે. ભુલવણીમાં આગળ જ આદીશ્વર ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કરનાર ચીતોડના દોશી કરમશાએ ઈ. સ. ૧૫૩૦માં બંધાવેલું એક શ્રી ચક્રેશ્વરી માતાનું અને ઈ. સ. ૧૭૬૪માં સુરતના સંઘવી તારાચંદે બંધાવેલું વાઘેશ્વરીનું એમ બે નાનાં મંદિરો છે. પણ આ ભુલવણીનું મકાન મૂળ જૂનું છે, અને એનો વારંવાર જીર્ણોદ્ધાર થયો છે; એટલે જૂના ભાગો અને નવા ભાગો ઘણે ઠેકાણે દેખાય છે. મૂર્તિઓ પણ નવી મૂકવામાં આવી છે. એક મૂર્તિ ઉપરના લેખ ઉપરથી ભુલવણી અમદાવાદના સંઘવી રૂપજી સામાજીએ ઈ. સ. ૧૬૦૮માં બંધાવી હોય એમ અર્થ નીકળે છે. છતાં આ પર્વત ઉપરના જૂનામાં જૂના ભાગો જેટલા, એટલે કે ઈ. સ.ના બારમાતેરમા શતક જેટલા જૂના, આ મંદિરના કોઈક ભાગો હોવાનો સંભવ બર્જેસ માને છે, અને આ ભુલવણી ખરેખર જોવાલાયક છે. વિશાળ મંદિરસમૂહની પછવાડે તળાવ છે. અહીંથી પશ્ચિમમાં આગળ ચાલતાં એક પછી એક મંદિરો જોતાં ઈ. સ. ૧૬૨૯માં અજમેરના જયમલ્લનું મોટાં શિખરોવાળું શતસ્તંભ કહેવાતું ચૌમુખ મંદિર દેખાય છે. ખરી રીતે આમાં ૬૨ થાંભલાઓ જ છે. પાછા ફરીને મોતીચંદ શિવચંદના મંદિર સુધી આવી પશ્ચિમમાં પાછા ફરતાં પાર્શ્વનાથનું અમદાવાદના પારેખ સોમચંદે ઈ. સ. ૧૬૨૫માં બંધાવેલું મંદિર અને એની બાજુમાં જગતશેઠનું ગણાતું સુમતિનાથનું મંદિર દેખાય છે. આ મંદિર જોતાં તો જગતશેઠની ધાર્મિક ઉદારતા માટે બહુ ઊંચો ખ્યાલ આવે એવું નથી. બંગાળના આ શેઠની અઢળક સંપત્તિ વિષે અંગ્રેજ ઇતિહાસ લેખકોએ હેરત પમાડે એવી નોંધો કરી છે. ઈ. સ. ૧૭૪૨માં મુર્શિદાબાદના જગતશેઠના ઘરમાંથી બે કરોડ (આરકોટ) રૂપિયા મરાઠાઓ લૂંટી ગયા છતાં એ શેઠ કાંઈ ન બન્યું હોય તેમ સરકારની એક એક કરોડની હૂંડીઓ દેખાડ થતાં જ ભરી આપતા. બર્ક પાર્લામેંટમાં આ શેઠ વિષે કહેલું કે એનું કામકાજ બેન્ક ઑફ ઇંગ્લંડ જેટલું હતું. ઈ. સ. ૧૭૮૬માં પણ આ શેઠના ઘરમાં બે હજાર માણસો રહેતાં હતાં. દિલ્હીના સુલતાનોએ એને જગતશેઠની પદવી આપેલી. આ જગતશેઠના વંશજોને ઘરના ઘરેણાં વેંચી નિર્વાહ કરવો પડેલો. (જુઓ મિલ અને વિલ્સનકૃત 'હિસ્ટરી ઑફ બ્રીટીશ ઇન્ડિઆ' ગ્રં. ૩ વગેરેમાંથી બર્જેસે શત્રુંજયના 'ગાઈડ'માં પા. ૩૪મે કરેલી ટીપ).

આ મંદિર જગતશેઠના નામથી ઓળખાય છે પણ બર્જેસ કહે છે કે સુમતિનાથથી મૂર્તિની બેઠકના લેખમાં તો સંઘવી કચરા કીકાએ સંવત ૧૭૧૦ (ઈ. સ. ૧૭૫૩)માં બાંધેલું છે એમ લખ્યું છે.

### કુમારપાલનું મંદિર

આ બહારના ચોકમાં જ કુમારપાલનું મંદિર છે. એ ભુલવણીના ઘાટનું પણ એ કરતાં વધારે ઊંચું છે. મંદિરનાં ઝીણી કોતરણીવાળાં પીળા પથ્થરનાં બારશાખ અને વૃષભનાથની મૂર્તિ ઉપરનું આસમાની આરસનું છત્ર સરસ છે. આ મંદિર શેત્રુંજા ઉપરનું જૂનામાં જૂનું મંદિર છે પણ એનો એટલી બધી વાર જીર્ણોદ્ધાર થયો છે અને એમાં એટલો ફેરફાર થઈ ગયો છે, કે અત્યારે મૂળ કુમારપાળના બંધાવેલા મંદિરનો કહી શકાય એવો એક પણ ભાગ બતાવવો મુશ્કેલ છે. આ જ ભાગમાં અમદાવાદના સંઘવી રાઘવજી રામજીએ બંધાવેલું એક મંદિર છે જે દિગંબર સંઘનું છે. આ પર્વત ઉપર દિગંબર સંપ્રદાયનું આ એક જ મંદિર છે.

કુમારપાળના મંદિરની પશ્ચિમે હાથીપોળનો દરવાજો છે. આમાં નાના ચોકમાં એક ગણપતિનું અને એક અન્નપૂર્ણાનું મંદિર છે. આ હાથીપોળમાં અંદર બીજો દરવાજો આવે છે, જેમાંથી અંદર જતાં આ શેત્રુંજાને તીર્થ બનાવનાર પરમ પવિત્ર સ્થાન આદીશ્વર ભગવાનનું મંદિર આવે છે. શેત્રુંજા ઉપરનું સૌથી પ્રાચીન અને સૌથી પવિત્ર સ્થાન આ ચોકમાં જ છે. પણ જૈનોના જ જુદા જુદા તફાઓના પરસ્પર દ્વેષે અને પોતાનો ગચ્છ એ સ્થાનનો સ્થાપક છે એ દર્શાવવાની ઇચ્છાએ આ સ્થાનમાં વિધર્મીઓ કરતાં વધારે નાશ કર્યો છે એમ ટોડ કહે છે અને બર્જેસ ઉમેરે છે કે તપાગચ્છે અને ખરતરગચ્છે આ સ્થાનમાંથી જૂની નિશાની માત્રનો નાશ કર્યો છે. એટલે કે જ્યારે તપાગચ્છનું જોર હોય ત્યારે એ લોકો ખરતરગચ્છનું નામ જેમાં આવે એવા બધા લેખોનો નાશ કરે અને ખરતરગચ્છનું જોર આવે ત્યારે તેઓ એથી ઊલટું કરે. આ રીતે આ પ્રાચીનમાં પ્રાચીન સ્થાનની પ્રાચીનતાની નિશાનીઓ જૈનોને હાથે જ નાશ પામ્યાની હકીકત બર્જેસે શેત્રુંજા ઉપર વિદ્વાન જૈનોને મોઢે જ સાંભળેલી (જુઓ 'ગાઈડ' પા. ૩૮).

આદીશ્વર ભગવાનનું મંદિર ભવ્ય છે. પણ એની બાંધણી વગેરે

બીજાં મંદિરોને એટલાં બધાં મળતાં છે કે વર્ણનની જરૂર નથી. બીજા ચૌમુખમાં અને આમાં ફેર એટલો જ છે કે આ મંદિરનો મંડપ બે માળનો છે. વળી બર્જેસ કહે છે કે શિખર તરફ જોતાં શિખરનો લાકડાના મકાનને મળતો દેખાવ તરત ધ્યાન ખેંચે છે. મૂળ લાકડાના મંદિરની, પ્રથમ પથ્થરનું મંદિર બંધાવનારે નકલ કરી હોય એમ સ્પષ્ટ દેખાય છે. ઋષભનાથથી મુખ્ય મૂર્તિ અસાધારણ મોટા કદની છે.

આ મુખ્ય મૂર્તિ ઉપરાંત તીર્થંકરોની પંચાવન નાની મૂર્તિઓ ગંભારમાં, અને એથી વધારે રંગમંડપમાં છે. ગંભારના દ્વાર આગળ હાથી ઉપર બેઠેલાં નાભિરાજ અને મરુદેવી દેખાય છે. વળી ઉપલે માળે ગંભારમાં ૩૩ મૂર્તિઓ તીર્થંકરોની, એક ગૌતમસ્વામીની, એક મહાલક્ષ્મીની, અને બે તપસ્વીઓની છે, અને માળા ઉપરના મંડપમાં ૯૩ તીર્થંકરોની અને બે તપસ્વીઓની પ્રતિમાઓ છે. કુલ ૨૭૩ પ્રતિમાઓ, પાદુકાઓ, વગેરે આ મંદિરમાં છે.

શેત્રુંજા ઉપરનાં લગભગ ૫૦૦ મંદિરોનું વીગતવાર વર્ણન કરવા માટે જુદું પુસ્તક લખવું જોઈએ; પણ ઉપલા વર્ણનથી આ મંદિરોના શહેરનો અને તેની પ્રતિમા વસ્તીનો સામાન્ય ખ્યાલ તો વાંચનારને જરૂર આવ્યો હશે.

જૈનો તો માને છે કે આ પર્વત ઉપર પહેલું દેવળ ભરતરાજાએ બાંધેલું અને જાવડશાએ વિ. સં. ૧૦૧૮માં એનો તેરમીવાર જીર્ણોદ્ધાર કરેલો. પણ આ હકીકત માટે કશો પુરાવો નથી મળતો; પણ કુમારપાળના અમાત્ય, ઉદયનના પુત્ર વાહડે પિતાની ઇચ્છાને અનુસરી સં. ૧૨૧૧ (ઈ. સ. ૧૧૫૪)માં આ પર્વત ઉપરના આદીશ્વર ભગવાનના મૂળ લાકડાના મંદિરને ઠેકાણે પથ્થરનું મંદિર ચણાવ્યું હોવાનો સંભવ છે. કુમારપાળનું મંદિર પણ કદાચ આ વખતે ચણાયું છે. વાહડે આ વખતે શત્રુંજા ઉપર બે કરોડ ને સત્તાણુ લાખ રૂપિયા ખરચેલા અને એ કામને અંગે તળેટીમાં મજૂરો વગેરેનું વાહડપુર શહેર વસેલું એમ કહેવાય છે. આ પછી વસ્તુપાળે સં. ૧૨૯૬માં શત્રુંજયનાં પગથિયાં બંધાવ્યાનું, સગળપોળમાં દોલાખાડીની દિવાલ ઉપરના લેખથી જણાય છે. વસ્તુપાળે બીજું પણ જીર્ણોદ્ધારનું કામ કર્યું હશે. વળી વસ્તુપાળે પોતાની પત્ની લલિતાદેવીના પુણ્ય સ્મરણાર્થે તળેટીમાં લલિતાસાગર તળાવ બંધાવ્યું હતું.

પછી અલાઉદ્દીનના વખતમાં મુસલમાનોને હાથે શેત્રુંજાના મંદિરોને કેટલુંક નુકશાન થયું હતું અને મૂળ મૂર્તિ ઉપડી ગઈ હતી, તે સં. ૧૩૭૧માં સમરાશાહે નવી બેસાડી તથા મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. પરંપરા પ્રમાણે ૧૬મી વખતનો ઉદ્ધાર સં. ૧૫૮૭(ઈ. સ. ૧૫૩૧)-માં ચીતોડના કરમાશાએ કર્યો છે. અને આ પરંપરાને એક ઉત્કીર્ણ લેખ ટેકો આપે છે. પ્રવેશદ્વાર આગળના બીજા લેખથી ખંભાતના સોની તેજપાળે ઈ. સ. ૧૫૮૯થી ૧૫૯૩ સુધીમાં જીર્ણોદ્ધાર કર્યાનું તથા કેટલીક પ્રતિમાઓની પ્રતિષ્ઠા કર્યાનું સિદ્ધ થાય છે.

આ ચોકમાં બીજાં જે મંદિરો છે તેની નોંધ લેવાની અહીં જગ્યા નથી. ઈ. સ. ૧૬૩૯ માં દીવના સંઘવી ગોવિંદજીએ આદીશ્વર ભગવાનનો સહસ્રકૂટ પીળા આરસનો બંધાવ્યો છે જેના ઉપર ૧૩ હારમાં કુલ ૧૦૨૪ પ્રતિમાઓ બેસારેલી છે. આદીશ્વર ભગવાનની પાદુકા ઉપર અમદાવાદના શેઠ દલપત ભગુભાઈએ બંધાવેલ મંદિર પાસે મહાન મોગલ શહેનશાહે જેને ખૂબ માન આપ્યું હતું તે શ્રી હીરવિજયસૂરિનું ઈ. સ. ૧૫૯૫માં બંધાયેલું મંદિર છે. આ ચોકમાં ઈ. સ. ૧૬મા શતકમાં ઉપર કહેલ ચીતોડના કરમાશાએ તથા બીજાઓએ અને ૧૭ મા શતકમાં પણ બીજા જૈનોએ બંધાવેલાં કેટલાંક મંદિરો છે.

ટૂંકામાં આ ચોકમાં આખા પર્વત ઉપરનાં જૂનામાં જૂનાં મંદિરો છે. આ ચોકમાં ઉપર ગણાવ્યાં છે તે શિવાય ઈ. સ. ૧૧૦૯, ૧૧૩૨, ૧૨૩૭, ૧૨૫૨ અને ૧૨૮૬નાં જૂનાં મંદિરો જૈનો બતાવે છે પણ એ માટે ઉત્કીર્ણ લેખ જેવો પુરાવો બર્જેસને મળ્યો નથી.

શેત્રુંજો પર્વત એ જૈન દેવોનું એક પ્રકારનું સ્વર્ગ છે અને એમાં દેવોની વસ્તી ઘણી મોટી છે. આ એક જ ચોકમાં ૫૦૦૦૦ પ્રતિમાઓ વગેરે છે એ જોઇને સમગ્ર પર્વત ઉપરની સંખ્યાની કલ્પના આવશે.

શેત્રુંજાની પવિત્રતા જૂના કાળથી મનાતી હશે, કદાચ વલભી રાજ્યકાળમાં વલભીપુરમાં વસતા જૈનોએ આ પર્વતને પોતાનો કર્યો હોય તો એ સંભવિત છે. પણ અત્યારે જે મંદિરો વગેરે છે તેમાંથી કોઇનો સમય ઉપર જોઈ ગયા પ્રમાણે કુમારપાળના વખતથી આગળ જતો નથી. વળી બારમાથી સોળમા શતક સુધીનાં જે થોડાં મકાનો થયેલાં, તે અનેક જીર્ણોદ્ધારને લીધે મૂળ રૂપમાં ભાગ્યે જ

જળવાયાં છે. પણ અત્યારે છેલ્લાં ત્રણસો વર્ષમાં થયેલું કામ પૂરેપૂરું દેખાય છે. શ્રીમંત જૈનોએ આ પુણ્યધામ ઉપર જે પુણ્યસ્પર્ધા કરી છે, એ અસાધારણ છે. એક પછી એક સંઘોએ શત્રુંજયતીર્થની જાત્રા કરી એ પવિત્રસ્થાન ઉપર કાંઈકને કાંઈક ઊભું કર્યું છે.

(શત્રુંજય વિષે ઉપર જે હકીકત લખી છે તે મોટે ભાગે બર્જેસના પુસ્તક ઉપરથી લીધી છે, એ ઈ. સ. ૧૮૭૮ માં લખાયેલ. તે પછીનાં લગભગ ૬૦ વર્ષોમાં પર્વત ઉપર કેટલાક ફેરફારો થયા હશે, તે શત્રુંજયનાં દર્શન કરનારે ઉમેરી લેવા.)



# સ્વામીનારાયણ સંપ્રદાયનાં તીર્થો

**સ્વામી**નારાયણ સંપ્રદાય મુખ્યત્વે ગુજરાતમાં પ્રચલિત છે અને એનાં મુખ્ય ધામો પણ ગુજરાતમાં જ છે. ગુજરાત કાઠિયાવાડનાં જે જે ગામ કે શહેરમાં સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી રહેતા હોય તે તે ગામમાં એકાદ સ્વામીનારાયણનું મંદિર હોય જ. વળી કડિયાઓમાંના ઘણા એ સંપ્રદાયના અનુયાયી હોવાથી અને સ્વામીનારાયણના પાળાઓ મજૂરી કરવા તૈયાર હોવાથી સ્વામીનારાયણ સંપ્રદાયનાં મંદિરો વિશાળ અને ઊંચા શિખરોવાળાં હોય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રવર્તક સહજાનંદ સ્વામીએ જાતે જે જે સ્થળમાં દેવની સ્થાપના કરેલી અને જે જે સ્થળોએ પોતે વધારે વખત રહીને ધર્મોપદેશ કરેલો તે તે સ્થળની યાત્રા કરવા તે સંપ્રદાયના અનુયાયીઓ ઇચ્છે એ સ્વાભાવિક છે. પણ વડતાળ અને ગઢડા એને તો સ્વામીનારાયણ સંપ્રદાયનાં ધામ જ ગણવાં જોઈએ. વડતાલ અને ગઢડા એ સ્થળે મોટાં સુંદર મંદિરો છે.

### ગઢડા

વઢવાણથી ધોળા તરફ જતી ગાડીનાં નીંગાળા સ્ટેશનથી પાંચ ગાઉ ગઢડા છે.

જે દાદા ખાચરના દરબારમાં ઢોલિયા ઉપર બેસીને સહજાનંદ સ્વામીએ ઉપદેશ કર્યો હતો તે દાદા ખાચર તથા એના વારસોએ આપેલી જમીન ઉપર ગઢડાનું મંદિર બંધાયું છે. ગઢડાનું મંદિર વિશાળ જગ્યા રોકે છે. અને મંદિર બહાર પણ ઘણી જગ્યા મંદિરના તાબામાં છે. ગઢડાનું મંદિર સ્વામીનારાયણનાં બીજાં મંદિરોના ઘાટનું જ પણ મોટું છે અને મુખ્ય મંદિરની આસપાસ બ્રહ્મચારી સાધુઓને રહેવા માટે તથા મંદિરની પુષ્કળ સમૃદ્ધિને આવશ્યક મોટાં મકાનો છે. વળી સહજાનંદસ્વામીએ જાતે વાપરેલી અનેક ચીજો પણ આ મંદિરમાં સાચવીને રાખેલી છે.

## વડતાલ

આણંદથી આગળ મેઈન લાઈનમાં ૪ માઈલ ઉપર બોરીઆવીનું સ્ટેશન છે, ત્યાંથી ચાર માઈલ દૂર વડતાલ ગામ છે. અહીં સ્વામીનારાયણ સંપ્રદાયનું ગઢડા પેઠે મોટું મંદિર છે. આ મંદિરમાં ઈ. સ. ૧૮૨૪માં સહજાનંદસ્વામીએ પોતે લક્ષ્મીનારાયણની મૂર્તિની સ્થાપના કરેલી. આ લક્ષ્મીનારાયણ ઉપરાંત નરનારાયણની અને સ્વામીનારાયણની પોતાની મૂર્તિઓ છે. સ્વામીનારાયણના મંદિરમાં ઘણું ખરું સ્વામીનારાયણની પોતાની મૂર્તિ હોય જ છે. તત્ત્વજ્ઞાનની બાબતમાં સ્વામીનારાયણ સંપ્રદાયને રામાનુજનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત માન્ય છે અને સેવાનો વિધિ પુષ્ટિમાર્ગને અનુસરતો સ્વીકાર્ય છે, એમ સહજાનંદસ્વામીએ કહ્યું છે (જુઓ 'શિક્ષાપત્રી,' શ્લોક ૮૧) છતાં સ્વામીનારાયણ સંપ્રદાયનાં મંદિરોની મૂર્તિઓના પ્રકારમાં તથા દેવની મૂર્તિ સાથે સહજાનંદસ્વામીની પણ મૂર્તિ પૂજવાના રિવાજમાં રામાનુજ સંપ્રદાયનું અનુકરણ થયું છે.

વડતાલમાં મુખ્ય મંદિરની આસપાસ ત્રણ માળની મોટી હવેલીઓ છે. જેમાં આચાર્ય તથા સાધુઓ અને બ્રહ્મચારીઓ રહે છે. વડતાલમાં પથ્થરથી બાંધેલું એક તલાવ છે જે ગોમતી તળાવ કહેવાય છે.

અમદાવાદનું સ્વામીનારાયણનું મંદિર પણ મોટું અને જૂનું છે. સ્વામીનારાયણ સંપ્રદાય પાસે પૈસો પણ પુષ્કળ છે એમ કહેવાય છે.



# કચ્છનાં તીર્થસ્થાનો

કચ્છ અત્યારે ગુજરાતમાં ગણાય છે, પણ એ સિંધને મળતો પ્રદેશ છે અને એક કાળે સિંધનો જ એક ભાગ હશે. પૌરાણિક ઔદુમ્બર—પ્રાચીન ગ્રીકલેખકોનું Odœmbarae—એ જ કચ્છ એમ કેટલાક પુરાતત્ત્વજ્ઞો માને છે. પણ એ કાળે કચ્છમાં વસ્તી ભાગ્યે જ હશે. સિંધમાંથી કાઠીઓ અને તે સાથે આહીરો પહેલા કચ્છમાં ઊતર્યા જણાય છે. જૂના કાળમાં જંગલી વસ્તી થોડી હોય અથવા રડયાખડયા આર્યો આવ્યા હોય એ સંભવને ન ગણીએ તો કચ્છમાં પહેલા વસનારા કાઠીઓ અને આહીરો છે. ઈ. સ. આઠમા શતકમાં કાઠીઓ કચ્છમાં આવ્યા હશે એમ પુરાતત્ત્વજ્ઞો માને છે. પછી મૂળરાજ સોલંકીએ અણહીલવાડ ચાવડાઓ પાસેથી લીધું એટલે ચાવડાઓ પણ કચ્છમાં ઊતર્યા. અને મૂળરાજ ઉપર અને ભીમદેવ ઉપર જ્યારે બહારનું દબાણ થયું ત્યારે તેઓ પણ કંથકોટમાં ભરાયા હતા.

કાઠીઓ અને આહીરો પછી સમા રજપુતો સિંધમાંથી જ, સિંધમાં મુસલમાનોનું જોર થતાં, ઈ. સ. ૭૧૨થી ૧૦૫૧ સુધીના ગાળામાં જુદે જુદે વખતે જુદાં જુદાં ટોળાંમાં કચ્છમાં ઊતર્યાં છે. (જુઓ 'બોમ્બે ગેઝેટિઅર' ગ્રં. ૪, પા. ૧૩૨-૧૩૩) અને છેવટ ચૌદમા-પંદરમા શતકમાં કચ્છમાં સમાનું બહુ જોર થતાં કાઠીઓને કાઠિયાવાડમાં ઊતરી જવું પડયું. કચ્છની લુવાણા, ભાટિયા વગેરે બીજી ઘણી વસ્તી સિંધમાંથી ઊતરી છે. કચ્છની વસ્તીનો કેટલોક ભાગ મારવાડથી પણ આવ્યો હોવાનો સંભવ છે.

કચ્છનો હાલનો રાજવંશ જાડેજા કહેવાય છે. જામનગર, રાજકોટ, ગોંડલ, મોરબી વગેરેના જાડેજા રાજવંશો મૂળ કચ્છના ફાંટાઓ જ છે. આ જાડેજાઓ પોતાને યાદવ ગણે છે અને પોતાની વંશાવળીને શ્રીકૃષ્ણ સાથે સાંધી દેવાનો પ્રયત્ન કરે છે. પણ યદુના વંશજો—યાદવો શ્રી કૃષ્ણના જ વંશજો હોવા જોઇએ એ તો પાછલા વખતની

ભ્રાંતિ છે. પુરાણોમાં યદુના વંશજોના ઘણા ફાંટાઓ બતાવ્યા છે. કચ્છના જાડેજાઓની વંશાવળીમાં શ્રીકૃષ્ણના સામ્બ, સામ્બના ઉષ્ણિક અને ઉષ્ણિકથી ૧૩૫મી પેઢીએ દેવેન્દ્રને ગણાવેલ છે. આ દેવેન્દ્રને કેટલાક સં. ૩૭૮ની આસપાસ મૂકે છે. આ દેવેન્દ્રને ચાર પુત્રો થયાઃ (૧) અશ્વપતિ (૨) ગજપતિ (૩) નરપતિ અને (૪) ભૂપતિ. આમાંથી નરપતિએ ગજનીની ગાદી મેળવી અને પોતે જામ નામ ધારણ કર્યું. આ નરપતિને સમા નામે પુત્ર થયો. સમાએ સિંધદેશ જીતી લીધો.

આ વંશાવળીમાં ઐતિહાસિક તથ્ય એટલું જ લાગે છે કે સમા રજપૂતો સિંધમાં બહારથી આવ્યા હોવા જોઈએ. આ સમા રજપૂતોમાંથી જાડેજા નીકળ્યા. જાડેજા નામનું મૂળ નીચે પ્રમાણે કહેવાય છે. સમા જામથી દશમો જામ લાખીઆર થયો, તેણે સિંધમાં નગરઠઠ્ઠા વસાવ્યું. આ લાખીઆરથી આઠમો જામ જાડો થયો અને જાડાનો દત્તક દીકરો જામ લાખો થયો. અને તે જાડાનો દત્તકપુત્ર હોવાથી 'જાડેજો' (=જાડાનો–કચ્છી) કહેવાયો અને ત્યારથી એના વંશજો જાડેજા કહેવાવા લાગ્યા. જામ લાખીઆરની પહેલાનાં અને પછીનાં નામો વંશાવળીમાં આપેલાં મળે છે. પણ એમાં વિશ્વાસ રાખવો મુશ્કેલ છે. પણ આ જામ લાખો સાચો ઐતિહાસિક પુરુષ હોય તો પણ એ ક્યારે થયો એ પ્રશ્નનો સાચો જવાબ આપી શકાય એટલો કચ્છના ઇતિહાસનો અભ્યાસ હજી થયો નથી. કચ્છનો ઇતિહાસ, પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ અને બર્જેસે વર્ષો પહેલાં કહેલું તેમ, હજી સાવ અંધારામાં છે. એટલે જામ લાખા ફુલાણીનો સમય નક્કી કરવો કઠણ થઈ પડ્યો છે; સિંધની તવારીખો લખનારા મુસલમાન લેખકોનાં તથા બારોટોનાં પરસ્પર વિરુદ્ધ કથનોમાંથી કાંઈ પત્તો લાગતો નથી. જેમ્સ બર્જેસ ખૂબ મથન કર્યા પછી જાડેજા લાખાને વિ. સં. ૧૪૦૬માં મૂકે છે. (જુઓ 'રીપોર્ટ ઓન ધી એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ', પા. ૧૯૯). 'બોમ્બે ગેઝેટીઅર' એને અનુસરે છે (જુઓ ગ્રં. ૫, પા. ૧૩૪) અને 'કચ્છ મહોદય' તથા કચ્છના શાળોપયોગી ઇતિહાસના આધારે વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજી જામ લાખાને વિ. સં. ૧૨૦૩માં મૂકે છે. અને એ જામ લાખાથી નવમા જામ હમીરજીને સં. ૧૫૨૯.

માં મુકે છે. આ હમીરજીને બર્જેસ પણ સં. ૧૫૨૫માં મૂકે છે, પણ નવ પેઢીમાં ૩૨૫ વર્ષનો ગાળો બર્જેસને ગળે ઊતરતો નથી. હમીરજીના સમય વિષે શંકા રાખવાનું કારણ નથી. કારણ કે આ હમીરજીને જામ રાવળ મારે છે. અને તેણે જ સં. ૧૫૯૬માં જામનગર વસાવ્યું છે. અને હમીરજીના પુત્ર રાઓ ખેંગાર સં. ૧૬૦૫ માં ભુજ વસાવી ત્યાં ગાદી સ્થાપે છે. ખેંગાર પછીની વંશાવળી કચ્છ રાજ્યમાં બરાબર જળવાઈ રહી છે પણ હમીરજી પહેલાંનો ગોટાળો નીકળતો નથી. વળી જો કે બર્જેસ મૂળરાજ સોલંકી સામે લડવામાં જૂનાગઢના રા. ગ્રાહરિપુ સાથે કચ્છનો લાખો ફુલાણી પણ હતો એ દંતકથાને ઉડાડી મુકે છે પણ એ દંતકથાને 'દ્વયાશ્રય' જેવા સં. ૧૪૦૦ પહેલાં ઘણે વખતે લખાયેલા ગ્રંથનો આધાર છે, એટલે મૂળરાજ સોલંકી( વિ. સં. ૯૯૮થી ૧૦૫૨ )ના વખતમાં કચ્છમાં કોઈ જામ લાખો ફુલાણી રાજ્ય કરતો હોય એ સંભવિત લાગે છે.

મતલબ કે જાડેજા જામ લાખાએ સં. ૧૨૦૩માં કચ્છમાં આવી લાખિયાર વિયરો ગામ વસાવી પહેલી ગાદી સ્થાપી, એ કચ્છ મહોદયના કથનમાં સંદેહ પડે છે.* આ સમાવંશમાં ઘણાં નામો એકનાં એક હોય છે તેથી પણ ગોટાળો થયો હોવાનો સંભવ છે. વળી સિંધથી ઉપર કહ્યું છે તેમ ઈ. સ. ૭૧૨થી ૧૦૫૧ સુધીમાં જુદાં જુદાં ટોળાંઓ કચ્છમાં આવ્યાં હોવાનો પણ સંભવ છે. એ બધું જોતાં હમીરજી પહેલાંનો નવમો પુરુષ જામ જાડેજો લાખો, બર્જેસ કહે છે તેમ, સં. ૧૪૦૬માં થઈ ગયો હોય, અને તેનો પાંચમો પૂર્વજ જામ ગોડાણો સં. ૧૩૦૭માં થયો હોય તો તે પહેલાંના ત્રણસો વર્ષમાં જામ ફુલાણીથી જામ ગોડાણા સુધી કોણ કોણ જામ થયા એ વિષે ઐતિહાસિક માહિતી મળવી મુશ્કેલ છે. કારણ કે કચ્છમાં પ્રાચીન ઉત્કીર્ણ લેખો ઉપલબ્ધ થતા જણાતા નથી, એટલે દંતકથાઓ જ બાકી રહે છે. કદાચ મૂળ-રાજ સામે લડનાર જામ ફુલાણી અને હાલના વંશનો મૂળ પુરુષ જામ જાડેજો એક વંશના ન પણ હોય. ટૂંકામાં કચ્છ રાજ્યનો સાચો

* જામ જાડેજા લાખાથી હમીરજી સુધીનાં નામો બન્નેથી એક સરખાં મળે છે: લાખા પછી રામધનજી, ઓઢાજી, જાહોજામ, વેહેણજી, મૂળવોજી, કાયાજી, આમરજી, ભીમજી અને હમીરજી ('કચ્છ સંસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા,' પા. ૧૪-૧૫).

ઇતિહાસ જામ હમીરજીથી અને વિ. સં.ના ૧૬મા શતકથી શરૂ થાય છે. આ હમીરજીને મારીને જામ હાલાના વંશજ અને જામનગરની ગાદીના સ્થાપનાર જામ રાવળે કચ્છ પડાવી લીધેલું ને હમીરજીના પુત્ર રાઓ ખેંગારજીએ અમદાવાદના સુલતાનની મદદથી પાછું લીધું અને આ ખેંગારજી(વિ. સં. ૧૫૬૬થી ૧૬૪૨)ના વખતમાં કચ્છ દેશની વર્તમાન સ્થિતિનો આરંભ થયો. આ ખેંગારજીએ જ સં. ૧૬૦૨-માં અંજાર ગામની, સં. ૧૬૦૫માં ભુજનગરની અને સં. ૧૬૩૬માં રાવર (માંડવી) બંદરની સ્થાપના કરી. આ રાઓ ખેંગારના ત્રાસથી જામ રાવળને કચ્છ દેશ છોડી હાલારમાં આવવું પડ્યું અને તેણે સં. ૧૫૯૬માં જામનગર વસાવ્યું.

હાલનું કચ્છની રાજ્યધાનીનું શહેર ભુજ સં. ૧૬૦૫માં વસાવનાર ખેંગારજીથી સોળમા હાલના મહારાજાધિરાજ મહારાઓ શ્રી. ખેંગારજી (ત્રીજા) સં. ૧૯૨૨માં ગાદી ઉપર બેઠા છે.

### નારાયણ સરોવર

કચ્છમાં બે જ મોટાં સ્થાનો છે. નારાયણ સરોવર અને કોટેશ્વર. આ બેય સ્થાનો કાઠિયાવાડનાં ગિરનાર પ્રભાસ અને દ્વારકા જેવાં પ્રાચીન કે ભારતવિખ્યાત નથી. તેમ તદ્દન આધુનિક પણ નથી. નારાયણ સરોવર વિષે જૂનામાં જૂનો ઉલ્લેખ 'શ્રીમદ્ ભાગવત'માં મળે છે. જે કથાના પ્રસંગમાં આ ઉલ્લેખ આવે છે તે કથા વાયુ, વિષ્ણુ વગેરે બીજાં જૂનાં પુરાણો છે પણ તેમાં નારાયણ સરોવરનો ઉલ્લેખ નથી અને 'શ્રીમદ્ભાગવત'માં તથા તે પછીના 'બ્રહ્મવૈવર્ત'માં છે એ જોતાં 'ભાગવત'ને નવમા શતકમાં રચાયું માનીએ (જુઓ 'ભાગવતનો સમય': 'પુરાતત્વ', પુ. ૫, અં. ૨)[1] તો આ નારાયણ સરોવર એ પહેલાંના સૈકામાં તીર્થ તરીકે પ્રસિદ્ધ થયું હોવું જોઈએ. આથી વધારે ચોક્કસ રીતે નારાયણ સરોવરનો સમય નક્કી કરવાનું કાંઈ સાધન નથી.

'શ્રીમદ્ ભાગવત'માં નીચે પ્રમાણે કથા છેઃ—દક્ષપ્રજાપતિએ હર્યશ્વ નામના દશહજાર પુત્રો ઉત્પન્ન કર્યા. અને તેઓને પ્રજા ઉત્પન્ન કરવા માટે કહ્યું, પણ આ હર્યશ્વો પશ્ચિમ દિશામાં ચાલ્યા ગયા (જુઓ 'ભાગવત,' સ્કંધ ૬, અ. ૫, શ્લો. ૧–૨) અને પશ્ચિમમાં

૧. આ લેખ આ પુસ્તકમાં પણ છે. જુઓ પા. ૧૮૯થી ૨૧૪.

નારાયણ સરોવર નામનું તીર્થ છે, જ્યાં સિન્ધુ અને સમુદ્રનો મુનિઓ અને સિદ્ધોએ સેવેલો સંગમ થાય છે, ત્યાં તપ કરવા લાગ્યા.

[ तत्र नारायणसरस्तीर्थं सिन्धुसमुद्रयोः ।
संगमो यत्र सुमहन्मुनिसिद्धनिषेवितम् ॥

... ... ...

तेपिरे तपं एवोग्रं । भा. ६ । ५ । ३ थी ५ ]

આ વર્ણન હાલના નારાયણ સરોવરનું જ છે. જો કે અત્યારે નારાયણ સરોવર આગળ સિન્ધુ અને સમુદ્રનો સંગમ નથી થતો, પણ સિન્ધુનાં મુખો ઘણાં છે અને એ જૂના કાળમાં ફરતાં રહ્યાં છે. વળી જે કોરી નદીના મુખ આગળ નારાયણસર છે તે કોરી સિંધુનો એક ફાંટો જ છે એ જોતાં ભાગવતકારે સિંધુ અને સમુદ્રના સંગમ આગળ નારાયણસર છે એમ કહ્યું છે એ વાજબી લાગે છે.

ભુજથી ૮૧ માઈલ છેટે રણમાં કોરીના મુખ આગળ નારાયણસર નામનું નાનું ગામ છે. ગામ પાસે નારાયણ સરોવર તળાવ છે. યાત્રાળુઓ એમાં સ્નાન કરે છે. નારાયણસર ગામમાં મધ્યમાં સાત મંદિરો છે, અને તેને ફરતો કોટ છે. આ કોટની આસપાસ ગામલોકોનાં ઘરો છે. નારાયણ સરોવર પાસે આદિનારાયણનું મંદિર જૂના કાળમાં હતું. તે પહેલાં કાનફટા બાવાઓના હાથમાં હતું. એની પાસેથી નારણગર નામના અતીતે સં. ૧૬૦૭માં લઈ લીધું. આ નારણગરે તળાવની આસપાસ ઘાટ અને તળાવને પગથિયાં બાંધ્યાં. પછી કચ્છના રાઓ દેશળજીની રાણી મહાકુંવરે (ઈ. સ. ૧૭૧૮થી ૧૭૪૧) દ્વારકાના પૂજારીઓ સાથે ન બનવાથી એની હરિફાઈમાં નારાયણસર તીર્થનો મહિમા વધારવા અહીં મોટાં મંદિરો બંધાવ્યાં. પહેલાં દ્વારકાનાં મંદિરના ઘાટનાં લક્ષ્મીનારાયણનાં અને ત્રીકમજીનાં મંદિરો બંધાવ્યાં; પછી આદિનારાયણનું, ગોવર્ધનનાથનું, દ્વારકાનાથનું અને લક્ષ્મીજીનું એમ ચાર મંદિરો બંધાવ્યાં; અને પાછળથી સં. ૧૮૮૫માં એજ કોટમાં કલ્યાણરાયનું મંદિર બંધાયું.

આ મંદિરોને રાજ્ય તરફથી જમીનો, ગામ વગેરે મળેલ છે.

### કોટેશ્વર

આ નારાયણસરથી આગળ દરિયાકાંઠે બંદર છે પણ ભરતી વખતે બેટ બની જાય છે. આ બંદર પ્રસિદ્ધ ચીની યાત્રાળુ યુવાનચંગને

જાણીતું હતું એમ મનાય છે. એ વખતે આ સ્થળે શૈવ મંદિર અને પાશુપત સાધુઓ હોવાનું યુવાનચંગના વર્ણન ઉપરથી લાગે છે. આ બંદરની પ્રાચીન મહત્તા નાશ પામી છે. ગામથી કોટેશ્વરનું મંદિર એક માઈલ છેટે ટેકરા ઉપર આવેલું છે. દરવાજા ઉપરના એક લેખથી હાલનું મંદિર સં. ૧૮૭૭માં બંધાયું જણાય છે. આ સ્થળનું પ્રાચીન મંદિર તદ્દન નાશ પામ્યું છે, અને એની કશી નિશાનીઓ નથી જળવાઈ. અત્યારે કોટેશ્વર અને નીલકંઠ એ શૈવ મંદિરો ફક્ત છે, પણ નારાયણસર પણ એક કાળે કાનફટા બાવાઓના હાથમાં હતું એ જોતાં કોટેશ્વર જૂના કાળમાં મોટું તીર્થ હશે અને એ મંદિરના પાશુપત આચાર્યોનું જોર હશે એમ લાગે છે. મતલબ કે નારાયણ સરોવર પહેલાં સરોવર તરીકે પ્રસિદ્ધ અને તીર્થરુપ થયું, પછી એ શૈવ તીર્થ થયું અને છેવટ વૈષ્ણવ તીર્થ થયું છે.

આ સિવાય કચ્છમાં ભદ્રેશ્વરમાં જૈન મંદિરના અવશેષો વગેરે જૂની નિશાનીઓ મળે છે. વળી ભુજથી ૧૩ માઈલ ઉપર ખેડકોટમાં એક પ્રાચીન શૈવ મંદિર છે, જેને બર્જેસ દશમા શતકનું ધારે છે. ('એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ,' પા. ૨૧૨) અને રણને કાંઠે કોટાઈન નામના જૂના ગામમાં એક પ્રાચીન સૂર્યમંદિર છે. આ મંદિર રા લાખા ફુલાણીનું કહેવાય છે અને દંતકથા પ્રમાણે લાખા ફુલાણીની રાજધાની અમુક વખત સુધી આ ગામમાં હતી. બર્જેસ આ મંદિરને દશમા શતકના પહેલા ભાગનું ધારે છે (એજન, પા. ૨૧૪) એ જોતાં આ સૂર્યમંદિરવાળો લાખો ફુલાણી એ જ મૂળરાજ સોલંકી સામે લડનાર લાખો ફુલાણી હોવો જોઈએ.



# પરિશિષ્ટ

ગુજરાતનાં તીર્થસ્થાનોનું વર્ણન અહીં પૂરું થાય છે. પણ ગુજરાતમાં અહીં વર્ણવ્યાં એટલાં જ તીર્થો છે અથવા એ જ મોટાં તીર્થો છે એમ વિવક્ષિત નથી. આપણી તીર્થભાવના ભક્તિપ્રધાન છે એટલે જેની જેના ઉપર ભક્તિ તેને મન તે મોટું તીર્થ. પણ આ વર્ણનમાં તો મેં ઐતિહાસિક દૃષ્ટિ પ્રધાન રાખી છે. દા. ત. મોઢેરામાં મોઢેશ્વરી માતા છે, જેનાં દર્શન કરવા મોઢ લોકો હજી જાય છે, અને જે મોઢેશ્વરી માતાની ભક્તિથી મોઢોએ બંધાવેલ ધર્મશાળામાં મોઢેરાનું સૂર્યમંદિર જોવા જનારાઓને ઉતરવાનું મળે છે તે મોઢેશ્વરી માતાનો ઉલ્લેખ પણ નથી કર્યો, અને મોઢેરાના જે સૂર્યમંદિરની અત્યારે પૂજ્યસ્થાન તરીકે લોકોના મનમાં કાંઈ કિંમત નથી તેનું વિસ્તારથી વર્ણન કર્યું છે. છતાં હાલના ગુજરાતનાં મુખ્ય તીર્થો દ્વારકા, સિદ્ધપુર, ગિરનાર, શત્રુંજય, વગેરેનું વર્ણન કર્યું જ છે પણ તેમાં યે મુખ્યત્વે ઐતિહાસિક દૃષ્ટિ રાખી છે.

વળી આ ગ્રંથને સંપૂર્ણ કરવાનો પ્રયાસ નથી કરી શકયો. ખાસ તીર્થસ્થાન નહિ પણ અતિ પ્રાચીન હોય એવાં ઘણાં નાનાં ગામો ગુજરાત–કઠિયાવાડમાં છે, અને એવાં ગામોમાં એકાદ દેવમંદિર હોવાનો સંભવ ખરો એ જોતાં કોઈક કાળે આસપાસના પ્રદેશમાં એ પ્રાચીન ગામે તીર્થપદ પ્રાપ્ત કર્યું હોય એ બનવા જોગ છે. પણ આવાં પ્રાચીન ગામોની નોંધ જુદી થાય એ જ ઇષ્ટ લાગે છે અને એવી એક નોંધ તૈયાર થઈ પણ છે.

પણ પ્રાચીનતાના કશા ખાસ દાવા વગર ઘણાં દેવસ્થાનો આસપાસના અમુક લોકોમાં માન્ય થઈ જાય છે એવું જોઈએ છીએ. આવાં સ્થાનો એના ઉપરની ભક્તિવાળા લોકો માટે તીર્થ પણ ગણાય. પણ આવાં સ્થાનોની સંખ્યા કદાચ મોટી નીકળે અને એ સ્થાનોનું વર્ણન કરવા માટે અહીં જગ્યા નથી.

પણ કેટલાંક સ્થાનો કાંઈક પ્રસિદ્ધ હોવા છતાં એનું વર્ણન ઉપર નથી આવ્યું એટલે એવાં કેટલાંક સ્થાનોની ટૂંકી નોંધ અહીં પરિશિષ્ટમાં કરી છે.

### ઊંટડિયા મહાદેવ

ઊંટડિયા મહાદેવ વાત્રક નદીને કાંઠે છે. તે તીર્થસ્થાન ગણાય છે. કપડવંજથી પાંચ ગાઉ દૂર આ સ્થાન છે. ગામથી દૂર વાત્રકને કાંઠે જંગલમાં કેદારેશ્વર મહાદેવ છે. અને ઊંટડિયા અથવા ઉત્કંટેશ્વર મહાદેવનું દેવાલય એક ટેકરા ઉપર છે. મંદિરની આસપાસ ધર્મશાળાઓ છે.

અહીં શ્રાવણ માસમાં મેળો ભરાય છે, તથા સિંહના બૃહસ્પતિ બેસતાં તથા ઊતરતાં મહાદેવ ઉપર ધજા ચડે અને ઊતરે ત્યારે મોટો મેળો ભરાય છે. અહીં આગળ શેઢી નદી વાત્રકને મળે છે.

### ઉમાદેવી

મહેસાણાથી ૧૩ માઈલ ઉપર ઊંઝા સ્ટેશન આવે છે. આ ઊંઝા ગામને ઉમાપુર કહે છે અને ગામમાં ઉમાદેવીનું મોટું મંદિર છે. ઉમાદેવી કડવા કણબીઓની કુળદેવી છે; કડવા કણબીઓમાં બાર બાર વર્ષે લગ્નો થાય છે અને એ લગ્નો ક્યારે કરવાં તેની ચિઠ્ઠી આ ઉમાદેવીમાં થાય છે.

ઊંઝામાં કડવા તેમજ લેઉઆ કણબીની વસ્તી વધારે છે.

### ખંભાત

આણંદથી ખંભાત જવાય છે. ખંભાતના અખાત ઉપર જ આ શહેર છે. મહી નદી અહીં આગળ ખંભાતના અખાતને મળે છે. જૂના કાળમાં ખંભાત બહુ પ્રખ્યાત અને મોટું બંદર હતું અને ખંભાતના વેપારનું ગુજરાતમાં મોટું સ્થાન હતું.

વચલા કાળમાં ખંભાત તીર્થ તરીકે પણ પ્રસિદ્ધ થયું હતું.[1] પુરાણોમાં ખંભાતને સ્તંભતીર્થ કહ્યું છે. 'સ્કંદપુરાણ'ના કૌમારિકા ખંડમાં મહીસાગર અને સ્તંભતીર્થનો મહિમા વિસ્તારથી વર્ણવ્યો છે. અને ખંભાત બંદર નવમાદશમા શતકમાં સારી પ્રસિદ્ધિમાં આવ્યું છે એ જોતાં તથા 'સ્કંદપુરાણ'માં, ૧૧મા ૧૨મા, ને ૧૩મા શતકનાં અને ક્વચિત તે પછીના બનાવોનાં પણ વર્ણનો મળે છે એ જોતાં

[1] શ્રી રત્નમણિરાવ ભીમરાવનું 'ખંભાતનો ઇતિહાસ' ગહન અભ્યાસનું ફળ છે.

ખંભાત દશમાઅગિઆરમા શતકોમાં મોટું તીર્થ ગણાતું હશે. જૂનું ખંભાત અને તેને તીર્થ કરનાર મંદિરો વગેરે બધું નાશ પામ્યું છે. અત્યારે એ મોટું બંદર પણ નથી. માત્ર મધ્યમ વસ્તીનું ગુજરાતનું એક શહેર છે.

### ખોરાસા

સોમનાથ પાટણથી બાર માઈલ છેટે ખોરાસા ગામ છે. આ ગામમાં પ્રાચીન કાળમાં એક સૂર્યમંદિર હતું. આ સૂર્યમંદિરના જીર્ણોદ્ધારની પ્રશસ્તિનો એક લેખ વિ. સં. ૧૪૪૫નો ચોરવાડના નાગનાથ મહાદેવના મંદિરમાં છે.

### ગોપનાથ

ઈ. સ. સોળમા શતકના આરંભમાં રાજપીપળા શાખાના ગોહીલ રાજા ગોપસિંહજીએ આ મહાદેવની સ્થાપના કરેલી કહેવાય છે. પણ નરસિંહ મહેતાએ ગોપનાથ મહાદેવની ભક્તિ કરી હતી એ દંતકથા સાચી હોય તો આ મહાદેવ પણ વિ. સં. ૧૫મા શતકથી પ્રાચીન હોવા જોઈએ. જો કે ગોપનાથની ખાડી તો ઘણા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. પેરીપ્લસમાં ગોપનાથનું નામ 'પપીકે' (Papike) મળે છે. આ મંદિરની સ્થાપના પહેલાં આ સ્થળે જંગલ હતું અને આ પ્રદેશ વાજાઓને તાબે હતો.

ભાવનગરના ગોહીલ રાજાઓનો ગોપનાથમાં બ્રહ્મકુંડ આગળ બાળમોવાળા ઉતારવાનો નિયમ છે. સ્થળ રમણીય છે અને હવા આરોગ્યકારક છે. આ સ્થળે ધર્મશાળા અને દરબારી ઉતારો પણ છે.

### તરણેતર

થાનથી થોડે છેટે તરણેતર નામનું પ્રખ્યાત જૂનું શિવમંદિર છે. 'તરણેતર' ત્રિનેત્રનું અપભ્રંશ છે. તીર્થ તરીકે ત્રિનેત્રેશ્વરનું વર્ણન 'સ્કંદપુરાણ'ના પ્રભાસખંડમાં મળે છે.

### તળાજા

તળાજા ટેકરી તે ઉપરનાં જૈનમંદિરો માટે પ્રસિદ્ધ છે. પણ ટેકરીની બૌદ્ધ ગુફાઓ પ્રાચીન—ઘણું કરી વલભી સમયની—છે.

### થાન

અહીં પણ એક જૂનું સૂર્યમંદિર હતું, જેને ઈ. સ. ૧૬૯૦માં ગુજરાતના સૂબા કારતબખાને તોડી નાખ્યું. હાલનું મંદિર જૂના મંદિરને ઠેકાણે બંધાવ્યું છે. થાન સર્પોના રાજા વાસુકિના

મંદિર માટે ખાસ પ્રખ્યાત છે. થાનમાં નાનાં નાનાં સુંદર તળાવો પણ છે. થાન પાસે એક બે ઊના પાણીના ઝરાઓ છે.

### તુળશીશ્યામ

ઊનાથી ૨૧ માઈલ ઉત્તરે ગીરમાં તુળશીશ્યામ નામનું સ્થાન છે. અહીં ઝરાના ગરમ પાણીથી ભરાતા સાત કુંડો છે. પુરાણોમાં આ સ્થાનનું 'તપ્તોદક' નામ મળે છે. તપ્તોદકમાં સ્નાન કરીને તલસ્વામીનાં દર્શન કરવાનું 'સ્કંદપુરાણ'ના પ્રભાસખંડમાં કહ્યું છે.

આ સ્થાનના મહિમા માટે નીચેની કથા કહેવાય છે. તુળશીનો વર શંખચૂડ નામનો દૈત્ય દીવ(જાલંધર બેટ)માં રહેતો હતો. આ દૈત્યને એવું વરદાન હતું કે જ્યાં સુધી એની પત્ની પવિત્ર રહે ત્યાં સુધી શંખચૂડ મરે નહિ, એટલે એ દૈત્ય કોઈ દેવથી જીતયો નહિ; છેવટે શ્રીકૃષ્ણે એના વરનું રૂપ લઈને તુળશીને ભ્રષ્ટ કરી, પરિણામે શંખચૂડ મરાયો અને તુળશી કૃષ્ણને પથ્થર થવાનો શ્રાપ આપી સતી થઈ. ત્યારથી વિષ્ણુ શાલિગ્રામરૂપે પૂજાય છે અને તુળશી વિષ્ણુપ્રિયા થઈ છે.

### ગોરખમઢી

સોમનાથ પાટણથી પૂર્વમાં નવ માઈલ છેટે ગોરખમઢી નામનું કાનફટા બાવાઓનું મુખ્ય સ્થાન છે. આ કાનફટા બાવાઓના મહંતો નાથજી કહેવાય છે. અને આ નાથ સંપ્રદાય મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથથી ચાલ્યો કહેવાય છે. આ સ્થળે એક ગુફામાં ગોરખનાથ અને મત્સ્યેન્દ્રનાથની મૂર્તિઓ છે.

### જડેશ્વર

કાઠિયાવાડમાં વઢવાણથી રાજકોટ જતી ગાડીમાં વાંકાનેર સ્ટેશન આવે છે. આ વાંકાનેર ગામથી છેટે ટેકરા ઉપર જડેશ્વર મહાદેવનું દેવાલય છે. આ જડેશ્વરની કાઠિયાવાડના આ ભાગમાં ઠીક માન્યતા ચાલે છે. જડેશ્વરનો મહિમા કહેનારી કથામાં કહ્યું છે કે જામનગર રાજ્યના મૂળપુરુષ જામ રાવળને જડેશ્વરે પ્રસન્ન થઈને હાલારનું રાજ્ય આપ્યું.

### મૂળ દ્વારકા

કોડીનારથી ત્રણ માઈલ છેટે પ્રાચીન મંદિરનાં ખંડેરોનો એક ટેકરો છે જે મૂળ દ્વારકા કહેવાય છે. મૂળ દ્વારકા આગળ પણ ગોપી

તળાવ, સૂરજકુંડ અને જ્ઞાનવાપી નામનાં સ્થાનો છે. આ નામનું એક સ્થાન પોરબંદર પાસે હોવાનું ઉપર નોંધ્યું છે

### શ્રીનગર

શ્રીનગર નામનું પોરબંદર તાબે અને પોરબંદર પાસે એક નાનું ગામ છે. આ ગામમાં જૂના જેઠવાઓએ બાંધેલું એક સૂર્યમંદિર છે.

### સૂત્રાપાડા

જૂનાગઢ તાબે અને સોમનાથ પાટણથી સાત માઈલ છેટે નાનું ગામ છે. આ ગામમાં એક ચ્યવનકુંડ છે અને એક સૂર્ય-મન્દિર છે જેમાં વેજલદેવે સં. ૧૩૫૭માં સૂર્યની મૂર્તિ પધરાવ્યાની નોંધ છે. આ ગામથી વાયવ્યમાં બે માઈલ છેટે એક વરાહમન્દિર છે આ કદ્વારનું મન્દિર કહેવાય છે. ઉપર કહેલાં સૂર્યમન્દિર કરતાં આ વરાહમન્દિર વધારે પ્રાચીન છે, અને પ્રાચીન મૂર્તિઓ માટે જોવા જેવું છે. આ મન્દિરમાં એક વરાહની, એક વામનની અને એક નરસિંહની એમ ત્રણ મૂર્તિઓ છે.



## પુરવણી

## અહિછત્ર જ્ઞાતિ

**પં. ભગવાનલાલ** ઇન્દ્રજી કાઠિયાવાડ, ગુજરાત અને રાજપૂતાનામાં જે જ્ઞાતિની અઢીહજારને આશરે વસ્તી છે તે પ્રશ્નોરાનાગર બ્રાહ્મણ નામની જ્ઞાતિમાં જન્મ્યા હતા. આ પ્રશ્નોરાજ્ઞાતિ ૭ નાગર જ્ઞાતિઓમાંની એક ગણાય છે. અને મૂળ એક નાગરજ્ઞાતિના બ્રાહ્મણોને ઈ. સ. ૧૧મા શતકમાં અજમેરના ચોહાણ રાજા વીશલદેવે વીશલનગર વસાવી વીશલનગર વગેરે ગામો દાનમાં આપ્યાં ત્યારથી વડનગરા, વીશનગરા, સાઠોદરા, વગેરે નાગરજ્ઞાતિઓ જુદી પડી એવો કેટલાક વિદ્વાનોનો મત છે.[1] પણ આ મતને શ્રુતપરંપરાથી વિશેષ આધાર નથી. વળી વડનગર, વીશનગર, વગેરે નામનાં ગામો મળે છે. જ્યારે 'પ્રશ્નોરા' નામનું મૂળ કહી શકાય એવાં કોઈ નામનો હજી સુધી પત્તો લાગ્યો નથી. ગુજરાતના સોલંકી રાજા ભીમદેવનું સં. ૯૩ (ઘણું કરી ૧૦૯૩)નું એક તામ્રપત્ર મળી આવ્યું છે જેમાં પ્રસન્નપુર સ્થાનમાંથી નીકળેલા વત્સગોત્રના દામોદરના પુત્ર ગોવિંદને દાન આપવામાં આવ્યું છે.[2] આ દાનપત્રના પ્રસન્નપુરના બ્રાહ્મણો તે ગુજરાતના પ્રશ્નોરા નાગરો (જેઓમાં વત્સગોત્રીઓનો મોટો જથ્થો છે) કદાચ હોય. એ રીતે પ્રશ્નોરા-જ્ઞાતિનો પ્રસન્નપુર સાથે કાંઈક સંબંધ હોવાની કલ્પના શ્રી. રસિકલાલ

---

૧. આ વીશલદેવ રાજા તે ગુજરાતનો વીશલદેવ વાઘેલો એવી માન્યતા પહેલાં હતી. જુઓ મણિલાલ નભુભાઈકૃત 'ગુજરાતના બ્રાહ્મણો' : પૃ. ૯; પણ ઉપરનો મત શ્રી. માનશંકર પી. મહેતાનો છેઃ જુઓ 'નાગરોત્પત્તિઃ' પૃ. ૬૪ તથા પૃ. ૧૫૪ ટિ. ૧૧. વીશલનગર ૧૧મા શતકના ચોહાણ વીશલદેવ ત્રીજાએ વસાવેલું છે એવો ઇતિહાસવિદોનો સામાન્ય મત છેઃ 'ભારત કે પ્રાચીન રાજવંશ,' ભા. ૩, પૃ. ૨૩૫.

૨. 'ગુ. ઐ. લે.' : ભા. ૨, પૃ. ૮૩.

પરીખે કરી છે.[1] અને 'પ્રસન્નપુર'માંથી 'પ્રશ્નોરા' કેટલાક વ્યુત્પત્તિવિદોના કહેવા પ્રમાણે કદાચ નીકળી શકે[2] છતાં પ્રશ્નોરા તરીકે હાલમાં જે જ્ઞાતિ ઓળખાય છે તે જ્ઞાતિનું જૂનું નામ અહિચ્છત્રા કે અહિચ્છત્ર જ્ઞાતિ છે. અને એ નામમાં જ એનું મૂળ શોધવું જોઈએ. અત્યારે પણ પ્રશ્નોરાઓ પોતાની જ્ઞાતિનું જૂનું નામ અહિચ્છત્ર જ્ઞાતિ છે એમ જાણે છે. વિવાહનાં પ્રશ્નોરા જ્ઞાતિમાં ગવાતાં અમુક ગીતોમાં પણ અહિચ્છત્ર નામ મળે છે.[3]

વળી પ્રશ્નોરાઓનાં જૂનાં લખાણોમાં તો પ્રશ્નોરાજ્ઞાતિનો ઉલ્લેખ જ મારા જોવામાં નથી આવ્યો. બધા પોતાની અહિચ્છત્ર જ્ઞાતિ જ લખે છે. ગુજરાતીમાં ગરબો લખનાર સંવત્ ૧૭૬૦માં જન્મેલા ભાલના પ્રશ્નોરા લાલજી શુકલ પોતાને વિષે "અહિચ્છત્રની ઉજળી નાતે લીધો છે અવતાર" કહે છે.[4] એ જ અરસામાં જામનગરના પ્રશ્નોરા મુકુંદજી ભટ્ટે 'ભાગવત'નો નવમસ્કંધ સટીક ઉતારી તેની સમાપ્તિમાં પોતાની ઓળખાણ નીચે પ્રમાણે આપી છે:[5]—

> संवद्रूपरसाद्रिभूपरिमिते मासे शुभे फाल्गुने ।
> पक्षे कृष्णदिने झषं प्रतिगते चन्द्रे च षष्ठयां तिथौ ।
> जातो यो **भुजगातपत्रसुकुले** नाम्ना मुकुंदो द्विजः ।
> तेनेयं लिखितः सटीकनवमस्कंधो नवीने पुरे ॥

મતલબ કે સં. ૧૭૯૧માં 'ભુજગાતપત્ર' એટલે અહિચ્છત્ર કુળના મુકુન્દ બ્રાહ્મણે નવાનગરમાં સટીક નવમસ્કંધ લખ્યો છે.

એ મુકુંદભટ્ટના જ પુત્ર ગોવર્ધનભટ્ટે 'વેદાન્તકલ્પલતિકા' નામનો ગ્રંથ ઉતારી તેની સમાપ્તિમાં લખ્યું છે કે:[6]—

---

૧. 'કાવ્યાનુશાસન'ની નવી આવૃત્તિનો ઉપોદ્‌ઘાતઃ પૃ. ૧૩૫.

૨. 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક': પુ. ૫ અં. ૧, પૃ. ૯૦.

૩. જુઓ "ચડયાં રે અહિચ્છત્રો રાણા રાજિયો" વગેરે 'પ્રશ્નોરાનાં ગીતો,' પૃ. ૭૯.

૪. 'અહિચ્છત્રકાવ્યકલાપ': પૃ. ૬.

૫. જુઓ મારું લખેલું 'ઝંડુભટ્ટજીનું જીવનચરિત્ર': પૃ. ૪. મૂળ હસ્તલિખિત પુસ્તક સ્વ. મ. મ. શંકરલાલ શાસ્ત્રીના ઘરમાં મોરબીમાં છે.

૬. એજન: પૃ. ૫. આ પુસ્તક ઉપરને સ્થળે જ છે.

संवत् १७८५ वर्षे आषाढसितनवमीशुक्रे श्रीमथुरानगर्यां अहिच्छत्र-नागरज्ञातियेन गोवर्धनेन वेदान्तकल्पलतिकेयं सार्धं शिष्यविश्रामेण तूर्णं लिखिता।

સંવત્ ૧૭૮૪માં લખાયેલ, વિદ્યાપતિના 'પુરુષપરીક્ષા' ગ્રંથની એક હાથપ્રતના[1] અંતમાં નીચે પ્રમાણે શબ્દો છેઃ—

सं. १७८२ शके १६४७ मार्गशीर्षमासे कृष्णपक्षे पंचमीसोमवारे पुरुषपरीक्षपुरोहितं लिखितं ॥ नूतनपुरे निवासस्य अहिछत्रनागरज्ञातियमेताश्री-जनार्दनात्मज श्रीविठ्ठलजीसुत शिवजीकेन अयं अलेखि ।

આ ઉપરાંત સં. ૧૬૩૦ના નાર્નાબોરૂના શિલાલેખમાં અહિછત્ર જ્ઞાતિ નામ છે.[2]

વધારે ઉતારાની જરૂર નથી. પ્રશ્નોરા ઉર્ફે અહિચ્છત્રા જ્ઞાતિનું મૂળ અહિચ્છત્ર નામમાં શોધવું યોગ્ય છે, એ ફલિતાર્થ નિઃસંદેહ છે.

હવે અહિચ્છત્ર નામનાં જૂના વખતમાં એક કરતાં વધારે સ્થાનો હતાં એમ હાલમાં એની શોધખોળ કરનાર વિદ્વાનોએ નક્કી કર્યું છે.[3] પણ એ શોધખોળની જ્યારે માહિતી ન હતી ત્યારે પ્રશ્નોરાજ્ઞાતિના સંસ્કૃત જ્ઞાનવાળા પંડિતો 'મહાભારત'માં જેનું વર્ણન મળે છે તે ઉત્તર પાંચાલ કે અહિચ્છત્ર દેશની રાજધાની અહિચ્છત્રપુર તે જ પ્રશ્નોરાનું મૂળ સ્થાન એમ માનતા એટલું જ નહિ પણ પોતાને દ્રોણાચાર્યના વંશજ કહેતા. આ માન્યતાનું મૂળ મહાભારતમાંથી મળે છે. મહાભારતમાં આદિપર્વમાં કથા છે કે—પાંડવો અને કૌરવોના ગુરુ દ્રોણાચાર્ય જ્યારે બાળક હતા, ત્યારે તેઓ પાંચાલના રાજા દ્રુપદ સાથે પોતાના પિતા ભરદ્વાજ પાસે ભણતા હતા. આ વિદ્યાર્થી—અવસ્થામાં દ્રુપદને દ્રોણ સાથે નિઃસ્વાર્થ પ્રીતિ બંધાઈ અને બાલ્યસુલભ ઉદારતાથી દ્રુપદે દ્રોણને કહ્યું કે હું રાજા થઈશ ત્યારે તને મારા રાજ્યનો અર્ધો ભાગ આપીશ. કાળાંતરે દ્રુપદ વિદ્યાર્થી—અવસ્થા પૂરી કરી પોતાના રાજ્યમાં ગયા અને પાંચાલના રાજા થયા. બીજી તરફથી દ્રોણ ગૃહસ્થ થયા પણ અપરિગ્રહ ધર્મ પાળનાર દ્રોણની આર્થિક સ્થિતિ એવી ખરાબ રહેતી

---

૧. આ હાથપ્રત શ્રી. વિશ્વનાથ પ્ર. વૈદ્ય બી. એ., જે. પી. બાર-એટ-લૉના પુસ્તક—સંગ્રહમાં છે અને તેઓએ જ મને એક પત્રમાં ઉપરની પુષ્પિકા લખી મોકલી છે.

૨. 'અહિચ્છત્ર ત્રિમાસિક' : પુ. ૩, અં. ૩. પૃ. ૮૪.

૩. અહિચ્છત્ર એક કરતાં વધારે હોવાની નોંધ માટે જુઓ 'નાગરી-પ્રચારિણીપત્રિકા' : ભા. ૨, પૃ. ૩૨૯ની ટીપ ૩.

કે એનાં બાળકોનો જીવનનિર્વાહ બહુ કષ્ટથી થતો. તેનાં બાળકોને પાણીમાં લોટ મેળવી એને દૂધ તરીકે આપવામાં આવતું. પોતાનાં પરિજનનાં આ કષ્ટથી પ્રેરાઈને દ્રોણ દ્રુપદ પાસે ગયા અને વિદ્યાર્થી-અવસ્થાની મૈત્રીની યાદ આપી. પણ રાજ્યમદથી આંધળા બનેલા રાજા દ્રુપદે જવાબ આપ્યો કે “ દરિદ્રની ધનવાન સાથે મિત્રતા સંભવતી નથી; હું તને ઓળખતો નથી.”

પોતાની વિદ્યાના ગર્વવાળા સમર્થ દ્રોણે દ્રુપદની આ મદાંધતાને દૂર કરવાનો સંકલ્પ કરીને હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું અને ત્યાં જઈ પાંડવો તથા કૌરવોને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરાવ્યો. અને છેવટ ગુરુ-દક્ષિણામાં દ્રુપદને હરાવી બાંધી પોતાની પાસે લઈ આવવાની માગણી કરી. દ્રોણના પ્રિય શિષ્ય અર્જુને આ ગુરુદક્ષિણા આપવાની હામ બીડી અને દ્રુપદને હરાવી બાંધી દ્રોણ આગળ હાજર કર્યા.

દ્રોણાચાર્યે પોતાના મિત્રને આ દશામાં જોઈ, ભેટી બ્રાહ્મણ યોગ્ય ઉદારતાથી તેના રાજ્યનો અર્ધો ભાગ તેને પાછો આપ્યો અને અર્ધો ભાગ પોતે રાખ્યો. આ પ્રસંગે દ્રોણે દ્રુપદને જે શબ્દો કહ્યા તથા ‘મહાભારત’કારે દ્રોણ અને દ્રુપદનાં રાજ્યની જે શબ્દોમાં સીમા બતાવી તે શબ્દો અહિચ્છત્ર દેશના સ્થાનના સૂચક હોવાથી નીચે ઉતાર્યા છેઃ—

राजासि दक्षिणे कूले भागिरथ्याऽहमुत्तरे ।
सखायं मां विजानीहि पांचाल यदि मन्यसे ॥

મ. આ. અ. ૧૪૦, શ્લો. ૬૯

माकन्दीमथ गंगायास्तीरे जनपदयुतां ।
सोध्यावसीद् दीनमनाः । काम्पिल्यं च पुरोत्तमम् ॥
दक्षिणांश्चापि पांचालान्यावच्चर्मण्वती नदी ।
अहिच्छत्रं च विषयं द्रोणः समभिपद्यत ।
एवं राजन्नहिच्छत्रा पुरी जनपदायुता ॥
युधि निर्जित्य पार्थेण द्रोणाय प्रतिपादिता ॥

મ. આ. અ. ૧૪૦, શ્લો. ૭૨ થી ૭૬

આ શ્લોકથી સ્પષ્ટ દેખાય છે કે જૂના પાંચાલ દેશના બે ભાગ થઈને ગંગાના દક્ષિણકાંઠા ઉપર ચર્મણ્વતી નદી સુધીનો પ્રદેશ જેનું મુખ્ય શહેર કાંપિલ્ય હતું તે દ્રુપદને મળ્યો અને અહિચ્છત્ર દેશ તથા તેની રાજધાની અહિચ્છત્રા પુરી દ્રોણાચાર્યને મળ્યાં.

આ કથા વાંચનાર અહિચ્છત્રા (પ્રશ્નોરા) બ્રાહ્મણોએ પોતાને અહિચ્છત્ર દેશના રાજા દ્રોણાચાર્યના વંશના સ્વાભાવિક રીતે માન્યા. આ મહાભારતોક્ત અહિચ્છત્ર દેશનો ઉલ્લેખ પ્રાચીન બ્રાહ્મણ સાહિત્યમાં તેમજ બૌદ્ધ સાહિત્યમાં મળે છે. ઈ. પૂર્વે ૪૦૦ વર્ષથી તે ઈ. સ. ૬૦૦–૭૦૦ વર્ષ સુધી આ અહિચ્છત્ર દેશ અને તેની રાજધાની અહિચ્છત્રા નગરી ખૂબ આબાદ હતાં. એ આખા દેશના વતનીઓ પ્રાચીન રૂઢિ પ્રમાણે આહિચ્છત્ર કહેવાતા. એ દેશના વતનીઓની રહેણીકરણી પવિત્ર હોવાની ખ્યાતિ હતી. 'કામસૂત્ર'કાર વાત્સ્યાયન જે ઈ. સ. ત્રીજા શતકથી અર્વાચીન નથી તે કહે છે કેઃ—

वेश्याभिरेव न संसृज्यन्ते आहिच्छत्रिकाः संसृष्टा अपि मुखकर्म तासां परिहरन्ति ।

વળી પ્રાચ્ય દેશના અને પાટલીપુત્રના વતનીઓ સાથે અહિચ્છત્રના વતનીઓને પણ વાત્સ્યાયન શિષ્ટ ગણે છે. બીજી તરફથી 'ગાહાસત્તસઈ'માં અહિચ્છત્ર સ્ત્રીઓ મદ્યપાન કરતી હોવાનો પણ ઉલ્લેખ છે. મતલબ કે દ્રોણના વંશજો જ નહિ પણ અહિચ્છત્ર દેશના બધા વતનીઓ પ્રાચીન કાળમાં આહિચ્છત્ર કહેવાતા.

છેક ચીનાઈ યાત્રાળુ યુવાન ચુઆંગના વખત સુધી અહિછત્ર આબાદ હતું અને તે દેશના વતનીઓ પવિત્ર સ્વભાવના અને સત્યપ્રિય મનાતા હતા.[1]

ઈ. સ. સાતમા શતક પછી અહિછત્ર પડી ભાંગ્યું. અત્યારે રોહિલખંડના બરેલી જીલ્લામાં જે રામનગર છે ત્યાં પ્રાચીનકાળમાં આ પાંચાલનું અહિચ્છત્ર નગર હતું.[2]

આ મહાભારતકાલીન અહિચ્છત્રના બ્રાહ્મણ વતનીઓમાંથી કોઈ એકાદ જથ્થાએ પોતાના મૂળ વતનનું નામ જાળવી રાખ્યું અને એ જથ્થો તે હાલના પ્રશ્નોરા બ્રાહ્મણો; એ રીતે પ્રશ્નોરાજ્ઞાતિના અહિચ્છત્ર નામનો એક ખુલાસો થઈ શકે પણ સાતમા શતકમાં કે તે પછી બસ્સો ત્રણુસો વર્ષ સુધી પણ બ્રાહ્મણ વર્ણમાં જ્ઞાતિભેદ ઉત્પન્ન થયો ન હતો. આખા બ્રાહ્મણ વર્ણનો એકજ જથ્થો હતો,

---

૧. બીલ્સ: 'બુદ્ધિષ્ટ રેકર્ડસ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ્ઝ': ૧. પૃ. ૨૦૦.
૨. વી. સ્મિથ: 'અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીઆ.' આ. ૩ પૃ. ૩૭૭.

અને જથ્થાનો ભેદ ન હોય ત્યાં અમુક નાના જથ્થામાં આવું નામ જળવાઈ રહેવાનો સંભવ ઓછો છે.

વળી અહિચ્છત્ર નામનાં જૂના વખતમાં એક કરતાં વધારે શહેરો હતાં. 'વિવિધતીર્થકલ્પ' જેવા જૈન ગ્રન્થોમાં જાંગલદેશમાં એક અહિચ્છત્રપુર હોવાનો ઉલ્લેખ મળે છે.[1] આ જાંગલદેશનું અહિચ્છત્રપુર તે જોધપુર રાજ્યના ઉત્તર વિભાગમાં આવેલું હાલનું નાગૌર, એમ પં. શ્રી.ગૌ.હી. ઓઝા કહે છે.[2] પણ નાગૌરને અહિચ્છત્ર ઠરાવવા માટે એમણે જે દલીલો કરી છે તે મને તો ગળે ઊતરતી નથી. છતાં જાંગલદેશમાં એક અહિચ્છત્રપુર હોવાની અને તે સાંભરથી બહુ દૂર ઘણું કરી ન હોવાની વાત હું સ્વીકારું છું.

જે અહિછત્રપુરના વત્સગોત્રી વિપ્ર સામંતને બીજોલ્યાના સં. ૧૨૨૬ના લેખમાં અજમેરના ચોહાણ કુળનો મૂળપુરુષ કહ્યો છે તે આ જાંગલદેશનું અહિચ્છત્ર જ હોવું જોઈએ.

અહિચ્છત્રના બ્રાહ્મણ વિશે એક બીજો પણ ઉલ્લેખ મળે છે.

ધારા નગરીના પ્રખ્યાત ભોજરાજાના કાકા મુંજના વિ. સં. ૧૦૩૧ના દાનપત્રમાં શ્રી ધનિક પંડિતના પુત્ર વસંતાચાર્યને દાન આપ્યાનો લેખ છે. જેમાં વસંતાચાર્યને 'અહિચ્છત્રવિનિર્ગત' કહેલ છે.[3] આ લેખ ઉપરથી વિ. સં.ના ૧૧મા શતક સુધી અહિચ્છત્ર આબાદ હતું અને ત્યાંના બ્રાહ્મણો બીજે માળવા વગેરેમાં પોતાને અહિચ્છત્રના બ્રાહ્મણ કહેતા હતા. આ વસંતાચાર્યનું અહિચ્છત્ર તે પાંચાલનું કે જાંગલદેશનું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ પાંચાલનું અહિચ્છત્ર સાતમા શતક પછી ભાંગી પડયું હતું અને માળવાગુજરાતમાં રાજપૂતાનાના ઘણા ભાગમાંથી વસ્તી ઊતરી આવી છે એ સ્થિતિ જોતાં આ અહિચ્છત્ર જાંગલદેશનું અહિચ્છત્ર હોવાનો સંભવ મને લાગે છે.

---

૧. 'નાગરીપ્રચારિણીપત્રિકા' : ભા. ૨ પૃ. ૩૨૯ ની ટીપ ૩ (જુઓ 'વિવિધતીર્થકલ્પ'માં અહિચ્છત્રાનગરીકલ્પ) ત્યાંજ ભૈરણમત્તિના શિલાલેખનો હવાલો સિંધમાં પણ એક અહિચ્છત્રપુર હોવા વિષે આપ્યો છે (એ. ઈ. ગ્રં. ૩ પૃ. ૨૫૩માંથી). આ ત્રણ ઉપરાંત પણ અહિચ્છત્રપુરના ઉલ્લેખ મળે છે (જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૨ પૃ. ૫૬૦ ટિ. ૧૧).

૨. ના. પ્ર. પ. ભા. ૨ પૃષ્ઠ ૩૨૯ તથા તેની ટિ. ૪

૩. 'ઈન્ડીઅન એન્ટીકવેરી' : ગ્ર. ૬ પૃ. ૫૧, ૫૨.

હવે આ વસંતાચાર્યને 'અહિચ્છત્રવિનિર્ગત' કહ્યા છે, અને મોહાણના મૂળપુરુષ સામંતને અહિચ્છત્રનો વત્સગોત્રી બ્રાહ્મણ કહેલ છે[1] એટલા જ ઉપરથી એ બે પ્રશ્નોરા હતા એવું સિદ્ધ નથી થતું. છતાં પ્રશ્નોરા જ્ઞાતિમાં વત્સગોત્ર પ્રધાન છે એ જોતાં જાંગલદેશના અહિચ્છત્રના બ્રાહ્મણોના જે જથ્થામાંથી જ્ઞાતિઓ જુદી પડ્યા પહેલાં ઉપલા બેય બ્રાહ્મણો નીકળેલા તે જથ્થામાંથી પાછળથી અહિચ્છત્ર જ્ઞાતિ થઈ એટલું માનવામાં વાંધો નથી.

અહિચ્છત્ર જ્ઞાતિના ઇતિહાસમાં આગળ ચાલતાં નાગરખંડની નીચેની કથા જોવા જેવી છે. હાટકેશ્વરક્ષેત્રના ચમત્કારપુરમાં વત્સગોત્રનો બ્રાહ્મણ ચિત્રશર્મા વસતો હતો. એ બ્રાહ્મણના મનમાં ચમત્કારપુરમાં હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરવાની ઇચ્છા થવાથી તેણે શંકર ઉપર તપ કરીને વરદાન મેળવી હાટકેશ્વરના સુવર્ણલિંગની સ્થાપના કરી અને એક ભવ્ય મંદિર બંધાવ્યું.

બીજા બ્રાહ્મણોને તેની ઇર્ષ્યા આવવાથી તેઓએ પણ દુશ્ચર તપશ્ચર્યા કરી અને શંકરના પ્રસાદથી દરેક ગોત્રના બ્રાહ્મણે એકએક શંકરનું મંદિર બંધાવ્યું. ૬૮ ગોત્રના બ્રાહ્મણોએ ૬૮ તીર્થો બાંધ્યાં.[2]

ઉપર કહેલું ચમત્કારપુર તે જ વડનગર અને વડનગરમાં હાટકેશ્વરપૂજાનો પ્રચાર કરનાર વત્સગોત્રનો બ્રાહ્મણ હતો એવું ઉપલી દંતકથા કહે છે. હવે વત્સગોત્ર વડનગરા નાગરોમાં નથી જ્યારે પ્રશ્નોરામાં મોટા પ્રમાણમાં છે. એ ઉપરથી એમ અનુમાન થાય કે હાટકેશ્વરપૂજાનો વડનગરના નાગરોમાં પ્રચાર થયો ત્યારે અહિચ્છત્રા કે પ્રશ્નોરા બ્રાહ્મણોના પૂર્વજો ત્યાં હતા. વડનગરના એ બધા હાટકેશ્વરપૂજક બ્રાહ્મણોનો પહેલાં તો એક જ જથ્થો હશે, પછી એ જથ્થાના બ્રાહ્મણો જુદેજુદે સ્થળે ગયા અને વડનગરા વગેરે નાતોના નાના જથ્થાઓ બંધાયા. વડનગરા જ્ઞાતિનો પહેલો સ્પષ્ટ ઉલ્લેખ વિ. સં. ૧૦૦૫ના એક તામ્રપત્રમાં છે.[3] એ જોતાં વડનગરા જ્ઞાતિ દશમા શતકથી

---

૧. વડનગરા વૈજવાપગોત્રના બ્રાહ્મણ ગુહિલથી મેવાડના ગુહિલોનો વંશ ચાલ્યો હોવાનો દાખલો તો પુરાવિદોમાં ખૂબ ચર્ચાયો છે. જુઓ 'મેવાડના ગુહિલો'—માનશંકર પી. મહેતાકૃત.

૨. 'નાગરખંડ': અ. ૧૦૭.

૩. 'પુરાતત્ત્વ': પુ. ૨, પૃ. ૪૪–૪૫ અને 'એ. ઈ.': ગ્રં. ૧૯, પૃ. ૨૪૧.

જુદી પડી એમ માની શકાય. અહિચ્છત્રા કે પ્રશ્નોરા જ્ઞાતિ તે પછી બસ્સોત્રણસો વર્ષે જુદી પડી હોવાનો સંભવ છે. જો કે ઉપર કહ્યું તેમ ૧૦૩૧નો અહિચ્છત્રવિનિર્ગત બ્રાહ્મણનો ઉલ્લેખ મળ્યો છે ત્યારે તે પછી છસ્સો વર્ષે ૧૬૩૦ અને ૧૬૪૫ માં અહિચ્છત્ર જ્ઞાતિનાં પહેલા ઉલ્લેખો મળે છે. કાશીમાં વસતા, 'મંત્રમહોદધિ' નામના જ્યોતિષના ગ્રન્થના કર્તા મહીધરભટ્ટે પોતાના ગ્રન્થને અન્તે નીચેના શબ્દોમાં પોતાનો પરિચય આપેલો છેઃ—

अहिच्छत्रो द्विजच्छत्रो वत्सगोत्रसमुद्भवः ।
आसीद्रत्नाकरो नाम विद्वान्ख्यातो धरातले ॥
तत्तनुजो रामभक्त : .................
महीधरस्तदुत्पन्न : संसारासारतां विदन् ।
निजदेशं परित्यज्य गतो वाराणसीं पुरीम् ॥

આ મહીધરભટ્ટના[1] દાદા રત્નાકર આજથી લગભગ ચારસો વર્ષ પહેલાં થઈ ગયા. અહિચ્છત્ર જ્ઞાતિનાં જુદાંજુદાં કુળોનાં જે વંશવૃક્ષો મળે છે તે પણ ત્રણસોથી ચારસો વર્ષસુધી પહોંચે છે. એટલે એ જ્ઞાતિનું ચારસો વર્ષનું આયુષ્ય તો ચોક્કસ છે. પણ આ મહીધરભટ્ટનો નિજ દેશ તે કયો ? કાઠિયાવાડના વત્સગોત્રી અહિચ્છત્રાઓ કાઠિયાવાડ માને છે પણ કશો પુરાવો નથી. વળી બોળાદના એક વત્સગોત્રી કુળના આંબામાં બત્રીશચોત્રીશ પેઢીનાં નામો છે. એમાંથી જૂનાં નામો જો કોઈ જૂની સાલવાળી હાથપ્રતોમાં મળતાં હોત તો એ આંબો ઘણો કીમતી ગણાત. પણ કેવળ નામો જ મળે છે. એટલે અત્યારે એટલું કહી શકાય કે ચારસો વર્ષથી ચોક્કસ અને કદાચ છસ્સો સાતસો વર્ષથી અહિચ્છત્ર નાગરજ્ઞાતિ ગુજરાત કાઠિયાવાડમાં વસે છે.



૧. આ મહીધર ભટ્ટનું કુટુંબ સાક્ષર હતું. એમના પુત્ર કલ્યાણભટ્ટે 'બાલતંત્ર' નામનો વૈદકગ્રંથ વિ. સં. ૧૬૪૪માં લખ્યો છે. મહીધરનો 'મંત્રમહોદધિ' અને તેના પુત્રનો 'બાલતંત્ર' બેય છપાઈ ગયા છે. મહીધરના પૌત્રના પૌત્ર તર્કવાગીશ કવિ વેણીદત્તે વિ. સં. ૧૭૭૪માં 'રસતરંગિણી'ની 'રસિકરંજની' નામની ટીકા અને 'અલંકારચંદ્રોદય' નામનો એક ગ્રંથ લખ્યો છે.

# શબ્દસૂચિ

ખ

પ

### ય



### ર

# અંગ્રેજી શબ્દોની સૂચિ

# સમયનિર્દેશ

## ખંડ પહેલો: સંશોધનનું સ્વારસ્ય

| | | | |
|---|---|---|---|
| ૧ | ઐતિહાસિક દૃષ્ટિ | કૌમુદી | જુલાઈ: ૧૯૩૬ |
| ૨ | ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય | તેરમા ગુ. સા. પ. સંમેલનનો અહેવાલ અને નિબંધ સંગ્રહ | સપ્ટેમ્બર: ૧૯૪૧ |
| ૩ | પ્રાચીન વસ્તુઓના સંગ્રહની અને તેની નોંધની આવશ્યકતા | યુગધર્મ | વૈશાખ: ૧૯૭૯ |

## ખંડ બીજો: વ્યક્તિવિષયક સંશોધન

| | | | |
|---|---|---|---|
| ૧ | 'રાણક એક નહીં બે'ની ચર્ચા | શારદા | જાન્યુઆરી: ૧૯૩૧ |
| ૨ | જગદેવ પરમાર | કૌમુદી | જૂન: ૧૯૩૩ |
| ૩ | ચન્દ બરદાઈનો પૃથ્વીરાજ રાસો | પ્રસ્થાન | કારતક, પોષ: ૧૯૮૫ |
| ૪ | પૃથ્વીરાજ ચૌહાણ | ગુજરાત | શ્રાવણ: ૧૯૮૫ |
| ૫ | વિદ્યાપતિ બિલ્હણના સમયનો વિચાર | કૌમુદી | નવેમ્બર: ૧૯૩૪ |
| ૬ | ચક્રધર સ્વામી | પ્રસ્થાન | સંવત ૧૯૯૬ |
| ૭ | સર્વતંત્ર સ્વતંત્ર વાચસ્પતિ-મિશ્ર | પ્રસ્થાન | ચૈત્ર: ૧૯૯૪ |
| ૮ | 'નરસિંહ મહેતાના કાયડા'નો વિચાર | પ્રસ્થાન | વૈશાખ, આષાઢ: ૧૯૮૩ |
| ૯ | કવિકુલગુરુ કાલિદાસનો સમય | નાગરજી અમરજી પંડ્યા અનુવાદિત "રઘુવંશ"નો પુરોલેખ | સંવત ૧૯૯૩ |
| ૧૦ | રાજા ભોજનો સમકાલીન કાલિદાસ બીજો | પ્રસ્થાન | ભાદ્રપદ: ૧૯૯૩ |

## ખંડ ત્રીજો: ધાર્મિક પ્રવાહ

| | | | |
|---|---|---|---|
| ૧ | અગિયારમાથી સોળમા શકતની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ | ગુજરાત: | સપ્ટેમ્બર, ડીસેમ્બર: ૧૯૩૫ |
| | | | ફેબ્રુઆરી: ૧૯૩૬ |
| ૨ | ભાગવતનો સમય | પુરાતત્ત્વ | ચૈત્ર: ૧૯૮૩ |
| | | પ્રસ્થાન | ભાદ્રપદ: ૧૯૯૬ |
| ૩ | શ્રીમદ્ ભાગવતપુરાણ | ભારતીય વિદ્યા | શ્રાવણ: ૧૯૯૭ |
| ૪ | સિંહસ્થના મેળામાં જોએલા બાવાસાધુઓ | પ્રસ્થાન | શ્રાવણ; અશ્વિન: ૧૯૮૯ |
| ૫ | ગુજરાતના બ્રાહ્મણ ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી અન્વેષણ-સાહિત્યની સૂચિ | ફાર્બસ-ગુજરાતી-સભા-ત્રૈમાસિક | જુલાઈ, સપ્ટેમ્બર ૧૯૩૮ |

## ખંડ ચોથો: દેશ, નગર અને જાતિ વિષયક સંશોધન

| | | | |
|---|---|---|---|
| ૧ | બૃહત્તર ભારત ઉપર એક ઊડતી નજર | કૌમુદી | સપ્ટેમ્બર: ૧૯૩૫ |
| ૨ | ગુપ્તયુગનું વિહંગાવલોકન | ગુજરાત | ભાદ્રપદ: ૧૯૭૯ |
| ૩ | આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું ? | બુદ્ધિપ્રકાશ | ઓક્ટોબર-ડિસેમ્બર: ૧૯૩૩ |
| | | કૌમુદી | માર્ચ: ૧૯૩૪ |
| ૪ | પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ | | જાન્યુઆરી માઘ: ૧૯૮૫ |
| | | કૌમુદી | માર્ચ: ૧૯૩૩ |
| | | વસંત | માઘ: ૧૯૮૫ |
| ૫ | યાદવોનું કુળ | નવમી અને દસમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ | |

| | | | |
|---|---|---|---|
| ૬ | મૃગદાવ–સારનાથની યાત્રા | કૌમુદી | ફેબ્રુઆરી: ૧૯૩૬ |
| ૭ | પ્રાચીન દ્વારકાપુરી | પુરાતત્ત્વ | પોષ, ચૈત્ર: ૧૯૮૨ |
| | | ‘ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ–પત્રિકા | આષાઢ: ૧૯૮૩ |
| ૮ | જેઠવાઓ | શારદા .... | ... .... |
| ૯ | ગુજરાતનું જૂનું પાટનગર | ગુજરાત | માઘ: ૧૯૭૯ |
| ૧૦ | મંદિરોનું નગર જામનગર | વીસમી સદી | નવેમ્બર: ૧૯૧૯ |
| ૧૧ | અહિછત્ર જ્ઞાતિ (પુરવણી) | .... | .... .... |

## ખંડ પાંચમો: સામાજિક અને પ્રકીર્ણ સંશોધન લેખો

| | | | |
|---|---|---|---|
| ૧ | વિવાહપદ્ધતિ | પ્રસ્થાન | ભાદ્રપદ: ૧૯૯૪ |
| ૨ | સતીપ્રથાનો થોડો ઇતિહાસ | કૌમુદી | જુલાઈ: ૧૯૩૫ |
| ૩ | મુસલમાની સમયમાં કેળવણીને ઉત્તેજન | વીસમી સદી | ઇ. સ. ૧૯૧૯ |
| ૪ | ભારતવર્ષની પ્રાચીન ઇસ્પિતાલો | યુગધર્મ | સંવત ૧૯૮૦ |
| ૫ | હિંદુસ્તાનનાં જૂનાં તોલ અને માપ | છઠ્ઠી ગુ. સા. પ. નો અહેવાલ અને નિબંધસંગ્રહ | સંવત: ૧૯૭૯ |
| ૬ | ગુજરાતનું વૈદ્યક સાહિત્ય | વૈદ્યકલ્પતરુ | ઇ. સ. ૧૯૧૬ |
| | | પાંચમી ગુ. સા. પ. નો અહેવાલ અને નિબંધસંગ્રહ | સંવત: ૧૯૭૫ |
| ૭ | પ્રાચીન સમયમાં ક્ષૌરકર્મનો રિવાજ | પુરાતત્ત્વ | પોષ: ૧૯૭૯ |

## ખંડ છઠ્ઠો.

| | | |
|---|---|---|
| ગુજરાતનાં તીર્થસ્થાનો | સ્વ. પઢીઆર સ્મારક ગ્રંથ | સંવત: ૧૯૮૪ |

## આ જ લેખકનાં અન્ય પુસ્તકો

### શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રગટ કરેલાંઃ-

૧ **વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ** બીજી આવૃત્તિઃ ઇ.સ. ૧૯૩૯. પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૯૧૭ માં પ્રગટ થઇ હતી)

૨ **શૈવ ધર્મનો ઇતિહાસ** (બીજી આવૃત્તિ : ઇ. સ. ૧૯૩૬) (પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૯૨૧ માં પ્રગટ થઇ હતી.)

૩ **ગુજરાતના મધ્યકાલીન હિન્દુ–રાજપૂત ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો** (ઇ. સ. ૧૯૩૨)

૪ **પ્રબંધચિંતામણી : સંસ્કૃતઃ મૂળનું સંશોધન** (ઇ. સ. ૧૯૩૨)

૫ **પ્રબંધચિંતામણિ : ગુજરાતી અનુવાદ** (ઇ. સ. ૧૯૩૪)

### ગુજરાત વર્નાકયુલર સોસાઇટીએ પ્રગટ કરેલાં

૬ **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** વિભાગ પહેલો ( ઇ. સ. ૧૯૩૭ )

૭ **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** વિભાગ બીજો ( ઇ. સ. ૧૯૩૯ )

૮ **પુરાણવિવેચન** ( ઇ. સ. ૧૯૩૧ )

૯ **આયુર્વેદનો ઇતિહાસ** ( છપાય છે )

૧૦ **બાળકોનો વૈદ્ય** ( ઇ. સ. ૧૯૧૮ )
પ્રકાશકઃ—સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ.

૧૧ **ગુજરાતનાં તીર્થસ્થાનો** (ઇ. સ. ૧૯૨૮)
પઢીઆર સ્મારક માટે પ્રકાશકઃ ગુજરાતી સાહિત્ય પરિષદ

૧૨ **ઝંડુ ભટ્ટજીનું જીવન ચરિત્ર** (ઇ. સ. ૧૯૨૦)
પ્રકાશક : શંકરપ્રસાદ ઝંડુ ભટ્ટજી, જામનગર.

૧૩ **આયુર્વેદનાં દાર્શનિક અને સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો ઇતિહાસ** (ઇ. સ. ૧૯૩૧) કર્તાપ્રકાશિત

# ગુજરાતી સાહિત્ય પરિષદનાં
# આગામી પ્રકાશનો

●

- તેરમા સાહિત્ય પરિષદ સંમેલનનો
  અહેવાલ અને નિબંધસંગ્રહ

●

- પરિષદ–પ્રમુખોનાં ભાષણો

●

- હૈમ સારસ્વત સત્રનો
  અહેવાલ અને નિબંધસંગ્રહ

●

પ્રાપ્તિસ્થાન
ભારતીય વિદ્યા ભવન
અંધેરી : મુંબઈ